# ગ્રંથ પ્રાપ્તિસ્થાન

☎ ૧૨૬

**૧. નંદલાલ ચુનીલાલ**
૨૫. "શિલ્પાયતન" સર્વોદય સોસાયટી.
**પાલીતાણા**–૩૬૪૨૭૦ (ગુજરાત)

**૨. સરસ્વતી પુસ્તક ભંડાર**
રતનપોળ. હાથીખાના.
**અમદાવાદ**

**૩. મહેતા મારબલ એમ્પોરિયમ**
સ્ટેશન પાસે.
**મકરાના** (રાજસ્થાન)

**૪. મે. મનજી લક્ષ્મીદાસ ઠકરાર**
શીતલા ચોક.
**પોરબંદર** (ગુજરાત)

**ज्योतिषे तंत्र शास्त्रे च विवादे वैद्य शिल्पके ।**
**अर्थ मात्रं तु ग्रहणीया मात्र शब्द विचारयेत् ॥**



વિ. સં. ૨૦૩૬
માગશર સુદ ૧

મૂલ્ય
૬૦–૦૦

ઈ. સ.
૧૯૭૯



મુદ્રક
**કાંતિલાલ ડી. શાહ**
ભરત પ્રિન્ટરી
દાણાપીઠ પાછળ
**પાલીતાણા**–૩૬૪૨૭૦

શ્રી દ્વારકા-શારદા પીઠાધિશ્વર પરમ પૂજ્ય જગદ્‌ગુરૂ શ્રીમદ્

**અભિનવ સચ્ચિદાનંદ તીર્થ મહારાજ**



"શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ (ઉત્તરાર્ધ)" મહાન ગ્રંથના પ્રકાશક ભાઇ શ્રી દક્ષકુમાર નંદલાલ સોમપુરા પુસ્તકના ઉદ્‌ઘાટન પૂર્વે પૂજ્યશ્રીનું પૂજન કરી રહ્યા છે.

**ઉદ્‌ઘાટન સ્થળ.-**
"૨૫, શિલ્પાયતન"
સર્વોદય સોસાયટી,
**પાલીતાણા-૩૬૪૨૭૦**

**ઉદ્‌ઘાટન સમય :-**
સં. ૨૦૩૬ પોષ વદ ૭
તા. ૯-૧-૧૯૮૦
બુધવાર.



ભરત પ્રિન્ટરી-પાલીતાણા.

શ્રી દ્વારકા-શારદા પીઠાધિશ્વર પરમ પૂજ્ય જગદ્‌ગુરુ શ્રીમદ્

**અભિનવ સચ્ચિદાનંદ તીર્થ મહારાજ**



"શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ (ઉત્તરાર્ધ)" મહાન ગ્રંથનુ ઉદ્‌ઘાટન કરી હસ્તાક્ષર આપી રહેલ છે.

**ઉદ્‌ઘાટન સ્થળ.–**
"૨૫, શિલ્પાયતન"
સર્વોદય સોસાયટી,
**પાલીતાણા–૩૬૪૨૭૦**

**ઉદ્‌ઘાટન સમય :–**
સં. ૨૦૩૬ પોષ વદ ૭
તા. ૯–૧–૧૯૮૦
બુધવાર



ભરત પ્રિન્ટરી–પાલીતાણા.



शिव तनय वरिष्ठं सर्व कल्याण मूर्ति ।
परशु कमल हस्तं शोभितं मोदकेनः ॥ १ ॥

अरुण कुसुममाला व्याल लम्बोदरश्च ।
मम हृदय निवासं श्री गणेशं नमामि ॥ २ ॥





ભરત પ્રિન્ટરી પાલિતાણા.




ગુરુદેવ શ્રી વિશ્વકર્મા.



ભરત પ્રિન્ટરી પાલીતાણા.

# પ્રસ્તાવના

ભારતીય શિલ્પ-વાસ્તુશાસ્ત્ર ભારતી-વાસ્તુ-કલાના મુકુટમણિ નહિ પણ સર્વસ્વ છે. ભારતીય સ્થાપત્યની મૂર્તિમંત વિભૂતિ દેવપ્રાસાદો છે. પ્રાસાદ રચના જગતી-વેદીથી પ્રારંભ થઈ શિખર શિખા સુધી સમાપ્ત થાય છે.

માનવ સભ્યતાના વિકાસ આધ્યાત્મિક આદિ દૈવિક અને બૌદ્ધિક, માનસિક તથા કાલ્પનિક આદિ વિભિન્ન સાંસ્કૃતિક પ્રગતિઓમાં વાસ્તુ કલાત્મક કૃતિઓ એક પ્રકારની સર્વાતિશાઈની સ્મૃતિઓ છે. આકૃતિઓ ઈષ્ટકા, પાષાણ આદિ ચિર સ્થાયી દ્રવ્યોથી આવદ્ધ બની, યુગ યુગ સુધી સાંસ્કૃતિક વિકાસના પરમ નિર્દેશન નહિ પણ પ્રસ્તુત કરે છે. વરન્ પ્રાચીનશ સાંસ્કૃતિક વૈભવના પ્રત્યક્ષ ઈતિહાસ ઉપસ્થિત કરે છે. પ્રત્યક્ષ દેશ અને જાતિની વાસ્તુકૃતિઓમાં તે દેશીય અને તે જાતિય વિશેષતાની છાપ રહે છે.

ભારતી વાસ્તુકલાની સર્વ પ્રમુખ વિશેષતા તેની આધ્યાત્મનિષ્ઠા છે, આપણી વાસ્તુકલા વિશેષે કરીને મંદિર નિર્માણમાં પ્રણમી વૃદ્ધિગત થઈ મંદિરના ઉત્તુંગ શિખર સમાન થઈ. આ આધારભૂત અધ્યવસાય-પ્રયોજન ભારતીય જનસમાજની ધાર્મિક ચેતના અને વિશ્વાસના મૂર્ત સ્વરૂપ પ્રદાન કરે છે. પ્રતીકત્વની કલ્પના નથી. આ દેશના દર્શન એ પુરાણમાં પ્રતિષ્ઠાપિત તત્ત્વોના રહસ્યો નિમિત્ત છે. મંદિરના નિર્માણમાં જનસમાજના ધાર્મિક ઉપચેતનાથી મળતી નિષ્ઠામાં દેવમિલનની ભાવના સર્વપ્રધાન છે.

મંદિરના પીઠ, કલેવર અને ઉત્તંગ શિખર આકાર વિસ્તાર તથા ઉપસંહાર એ ઈશ્વરી ભાવનાનું પ્રતિક છે. પ્રાસાદના ઉત્તંગ શિખર દેવત્વની ખોજ માનવ પ્રયાસના પ્રતિક છે. માનવમાં દેવત્વનો વિકાસ સ્થાપિત કરે છે. હિંદુ સ્થાપત્યના 'સર્વપ્રાસાદ સર્વાંગી દૃષ્ટિકોણથી અતિરિક એક ધાર્મિક વ્યવહારિક દૃષ્ટિકોણ પણ છે.

જનધર્મની આસ્થાના પરિવાચક અને પરંપરા પુરાણોની પુણ્યભૂમિ પર પલ્લવિત છે. મંદિર નિર્માણ, કૂપ અને તડાગાદિ સમાન પૂર્ત-ધર્મની સંસ્થા છે. વ્યવહારિકરૂપમાં પરોપકારાર્થે પણ ધર્માર્થે સમીક્ષા છે. પ્રાયઃ સર્વધર્માચાર્યોએ પરોપકારાર્થે નિર્મિત પ્રાસાદ તડાગાદિનો મહિમા ગાયો છે.

**સ્થાપત્યવેદ**-ભારતીય સ્થાપત્ય એ વિશુદ્ધ વિજ્ઞાન છે. પ્રાચીન કાલથી સ્થાપત્ય વેદ નામથી પુકારવામાં આવે છે. માનવ જીવનમાં ગૃહનિર્માણ (રહેવા માટે), આયુર્વેદ જીવવા માટે, સંગીત મનોરંજન માટે, તથા અથર્વવેદ વ્યવસાય, વ્યવહાર શાસન

તથા સમાજ-સંગઠન માટે એ ચાર કે પાંચ અલગ-અલગ ઉપવેદ કલ્પિત થયા. ઋગ્વેદના આયુર્વેદ, યજુર્વેદના ધનુર્વેદ, સામવેદના ગાંધર્વવેદ તથા અથર્વવેદના સ્થાપત્યવેદ એ ચાર-પાંચ ઉપવેદ માનેલ છે. સનાતનથી અમે વેદોના અધ્યયન કરતાં આવ્યા. તેની રક્ષા માટે અમોએ કંઈ પણ બાકી ન રાખ્યું, મોટી મોટી શાખાઓ સ્થાપિત કરી, મોટા મોટા ઋષિકુલોનો જન્મ આપ્યો, ગુરુ શિષ્યોએ પિતા-પુત્રની પરંપરાને પ્રોત્સાહન આપ્યું. કારણ કે અમારા એ પ્રાચીન વાઙ્મય વિકૃત ન થાય. એ એમની અક્ષુણ્ણતા બની રહે. આ પ્રકારે સિદ્ધ થયું કે ભારતની ભવન-નિર્માણ કક્ષા બહુ જ પ્રાચીનકાલથી વિકસિત થઈ ચુકી હતી અને તે વિષયના શાસ્ત્રો વ્યવસ્થિત રહેલ છે. તેમાં પ્રથમ અમે ભારતી વાસ્તુકલાના ધાર્મિક અંગનું વિશ્લેષણ કરીએ. પહેલા ભારતીય વાસ્તુ કલા શાસ્ત્રની પ્રાચીનતા પર થોડો પ્રકાશ આવશ્યક છે.

**ભવન-નિવેશની પ્રાચીનતા**-એ ભારતીય સ્થાપત્યની સ્થાપના પહેલા અમે સંકેત કરેલ કે આયુર્વેદ આદિ જ્યોતિષ આદિ વેદો અથવા ઉપવેદો એ વેદાંગો સમાન સ્થાપત્યવેદ પણ અતિ પ્રાચીન છે. તેની પ્રાચીનતા માટે સર્વાધિક સુદૃઢ પ્રમાણ મત્સ્યપુરાણમાં નિમ્ન પ્રવચન દ્વારા છે :-

भृगुरत्रि वशिष्टश्च विश्वकर्मा मयस्तथा ।
नारदो नग्नजिश्चैव विशालाक्षः पुरन्दरः ॥
ब्रह्मा कुमारो नन्दीश शौनको गर्गएवच ।
वासुदेवोऽनिरुद्धच तथा शुक्र वृहस्पती ॥
अष्टादशंते विख्याता शिल्पशास्त्रोपदेशका ।

૧ ભૃગુ, ૨ અત્રિ, ૩ વશિષ્ટ, ૪ વિશ્વકર્મા, ૫ મય, ૬ નારદ, ૭ નગ્નજિત, ૮ વિશાલક્ષ, ૯ પુરંદર, ૧૦ બ્રહ્મા, ૧૧ કુમાર, ૧૨ નંદિશ, ૧૩ શૌનક, ૧૪ ગર્ગ, ૧૫ વાસુદેવ, ૧૬ અનિરૂદ્ધ, ૧૭ શુક્રાચાર્ય, ૧૮ બૃહસ્પતિ. એ અઠારે શિલ્પશાસ્ત્રના વિખ્યાત ઉપદેશક છે.

એ અષ્ટાદશ વાસ્તુશાસ્ત્રના ઉપદેશક-આચાર્યનો સંકેત છે કે આમાં પ્રાયઃ સર્વો વૈદિક-કાલીન ઋષિ અથવા પ્રખ્યાત દેવ-પુરૂષો છે, તેમાં અતિરિક્ત ભારતીય સ્થાપત્ય પરંપરામાં એ મહાન પ્રખ્યાતનામા સ્થપતિ છે-વિશ્વકર્મા તથા મય. વિશ્વકર્મા શિલ્પ સ્થાપત્યના ઉપદેશક અને ગુરૂ છે. મય અસુર છે. મહાભારતમાં મય દાનવ નામથી સંબોધેલ છે. તેણે પાંડવોના રાજસુયજ્ઞ વખતે રાજસુમંડપની રચના કરી હતી તેમાં જલની જગ્યાએ સ્થળ અને સ્થળની જગ્યાએ જલનો ભાસ થાય તેવી અદ્ભૂત કલામય યોજના કરી હતી. તે વિખ્યાત શિલ્પકાર હતો. મયના ભાઈ સુલોચને હસ્તિનાપુરમાં દુર્યોધનના કહેવાથી લાક્ષાગૃહ અદ્ભૂત કલામય બનાવ્યો હતો જેમાં શુભ મહોત્સવ પ્રસંગે પાંડવોને આમંત્રણ આપી લાક્ષાગૃહના સુંદર મહેલમાં ઉતારો આપી આગ લગાડવામાં આવી.

ભીમને શંકા હતી એટલે તે અગાશીમાં આખી રાત જાગૃત રહેતો. સુલોચન આગ લગાડી ગયો. તરત ભીમે નીચે કુદી, દોડતા સુલોચનને લાક્ષાગૃહની આગમાં હોમી દીધો. મય તથા સુલોચને અસુરોના આચાર્ય શુક્રાચાર્ય પાસેથી વાસ્તુવિદ્યા ગ્રહણ કરી હતી. શુક્રાચાર્ય આપણા અઢાર આચાર્યમાના એક છે.

આસુરી વાસ્તુકલા અત્યન્ત પ્રાચીન છે. બ્રાહ્મણ ગ્રંથોમાં નાગોના નિર્દેશ મળે છે. નાગ અત્યંત કુશળ હતા નગ્નજિત તેના રાજા હતા. નગ્નજિતે રચિત ચિત્ર લક્ષણ બહુ જ પરિચિત છે. ચિત્ર-લક્ષણ ભારતીય ચિત્ર-કલામાં અત્યંત પ્રાચીનતમ છે. આ પ્રમાણે ભારતીય સ્થાપત્ય પર પ્રાચીનતાની અવશ્ય આસ્થા માનવામાં આવે છે.

વિશ્વકર્મા-સંબંધમાં અનેક શિલ્પગ્રંથો વિદ્યમાન છે. એ મહાન શિલ્પકાર છે. જેમણે દેવોની નગરીઓ અમરાપુરી, સંયમી, વિરૂચી, અલકાપુરી અને દ્વારકા દ્રૌપદ રાજાનો મચ્છવિંધન મંડપ આવા અનેક સ્થાપત્યોની રચના તથા અનેક શિલ્પ-વાસ્તુ ગ્રંથો હાલ વિદ્યમાન છે જેમણે નાનામોનાની વસ્તુનું બહુ જ સ્પષ્ટ રીતે સમજી શકાય તેવી રીતે વર્ણન કરેલ છે.

તેમના વંશ પરંપરાગત દૃષ્ટિપાત કરીએ તો ઘણી જ અમૂલ્ય સામગ્રી પ્રાપ્ત થાય છે.

तदेव त्रिदशाचार्यः सर्वसिद्धि प्रवर्तकः ।
सुतः प्रभासस्यवसोः स्वस्त्रीयश्च बृहस्पतेः ॥

विश्वातिशायिधोः सर्वविश्वकर्माकरिष्यति ।
राजभसो महेन्द्रस्य विदधावमरामत्तीम् ॥

अन्या अप्यमुनारम्याः पूर्यो लोक भूतां कृताः ।
त्वया क्षेत्रीकृतां मूर्ति दृष्ट्वा साद्रिद्रुमामसौ ॥

सन्निवेशान् पुरग्रामनगराणां विधास्यति ।
तद्गच्छ वत्स लोकानामितस्त्वं हितकाम्यया ॥

मयोज्झित्का त्वमप्युर्वि ! पृथोः प्रियकरीभव ।
काले स्मृतः स्मृतः पुण्योराज्ञः प्रियचिकीर्षया ॥
त्वमप्यखिलमेवैतद् विश्वकर्मन् करिष्यति ।

વિશ્વકર્મા પ્રભાસવસુના પુત્ર.
વિશ્વકર્મા બૃહસ્પતિના ભાણેજ,
વિશ્વકર્મા દ્વારા ઈન્દ્રની અમરાવતીનું નિર્માણ.
વિશ્વકર્મા આ સંસારના સર્વપ્રથમ શાસક મહારાજ પૃથુના સમકાલિન.

**ભારતીય સ્થાપત્ય**– આર્ય અને આર્યેતર પરંપરા ભારતીય સ્થાપત્ય સૂક્ષ્મ દૃષ્ટિએ વિશુદ્ધ આર્ય સંસ્કૃતિ નથી. જ્યારે વેદોની વિશુદ્ધ ત્રણે ઋક, યુજુ, સામ વેદ અનાર્યોની હાર અને આર્યોની જિત પરસ્પરિક આદાન–પ્રદાનથી અથર્વવેદ ઉદ્ભવ્યો. એટલે ચાર વેદ થયા. આર્યો અરણ્ય નિવાસી તથા સરિતા તટ નિવાસ વધારે પ્રસન્ન કરતા હતા, આર્યે અનાર્યોના સહસ્રસ્તંભવાળા બહુભૂમિહર્મોનો અનુભવ કર્યો અનાર્યો દ્રાવિડ અને નાગ અલંકૃતિથી ઓતપ્રોત અને બહુ સમ્ભાર–સાપેક્ષ, વિશાલ આકાર મંડિત, તક્ષણ–ચિત્રણ આદિથી શોભિત કલાના જન્મદાતા છે. આર્યો અલંકૃતિ વિહિન સીધી સાદી રચનાના શોખીન છે. આજપણ દક્ષિણ પથના ઉતંગ વિમાનોમાં અલંકૃતિ મળે છે. તે અન્ય જગાએ અપ્રાપ્ય છે. મોહન જો ડેરો અને હડપ્પાની ખોદાઈમાં જે મહેલો, સ્નાનાગાર, નાલીયા તે તેની પરંપરા છે. એ દ્રાવિડ વાસ્તુકલા આજપણ પોતાનો વૈભવ બતાવી રહી છે. એટલે એમ માનવાને કારણ મળે છે કે દ્રાવિડમાંથી નાગરપ્રાસાદોની કલાકલ્પના ઉદ્ભવી હોય તેમ જણાય છે.

**કલા એ જ અધ્યાત્મ** – ભારતીય સ્થાપત્યની પ્રાચીનતાના બહુ જ મોટા પ્રમાણો વાત્સ્યાયનના કામસૂત્ર છે. જેણે નાગરિકોને શિષ્ટ જીવનમાં ચોસઠ કલાઓના એક પ્રકાર તે અનિવાર્ય સ્થાન પ્રતિપાદિત કરેલ છે. સભ્ય નાગરિકોના જીવનમાં ગીત–નૃત્ય–વાદ્ય એને બધા જાણે છે. પરંતુ આલેખ, વાસ્તુકલાત્તક્ષણ, પ્રતિમાલા આદિ નાના પારિભાષિક કલાઓને પરિગહન કહ્યા છે. તે ભારતીય જીવન પર કલા–પક્ષ ઉપર મોટો પ્રકાશ પડે છે. ભારતીય સ્થાપત્ય પર વિહંગમ્ દૃષ્ટિના એક વિશેષ મર્મોદ્‌ઘાટન એ છે કે આ દેશમાં કલા અને વિજ્ઞાન આધ્યાત્મ અથવા દર્શનથી અલગ નહિ રાખી શકાય. કલાનું સર્જન મનોરંજનથી નહિ પણ ધર્મ અને દર્શનથી થયેલ છે. ધર્મની વ્યાખ્યા ઉપર કરેલ છે. દાર્શનિક દૃષ્ટિના સંબંધમાં એટલા વિભાવ્ય છે કે જો વિજ્ઞાન અથવા કલા આધ્યાત્મથી શૂન્ય હોય તો શુષ્ક કાષ્ઠ માફક જલાવાને લાયક છે. કલાને દેવત્વની ભાવનાથી સદૈવ અનુપ્રાણિત રાખવી જોઈએ. તે પૃથ્વી, અન્તરિક્ષ, પર્જન્ય, ચંદ્ર અને સૂર્ય સમાન જન મંગલ જન રક્ષણ અને જનજીવનનું વિધાન કરી શકે. દેવપદ અને ભવનાંશ કોણમાં વર્જ છે. દિક્ સન્મુખ દેવપદ અથવા ભવન કરવું શુભ છે.

ભારતીય, સ્થાપત્યમાં પ્રમુખ અંગ વાસ્તુપદ વિન્યાસ અથવા વાસ્તુપુરુષ મંડલ તેનો મર્મ બરાબર જાણવો જોઈએ. વાસ્તુપૂજા વાસ્તુબલી એ પ્રાચીન સંસ્થા છે. તે વૈદિક કાલથી વાસ્તુપૂજા, વાસ્તુબલી, વિધાન મંત્ર સનાતન ઉચ્ચારણ છે.

તેમાં વાસ્તોત્પત્તિ અથવા વાસ્તુ બ્રહ્મા અથવા વાસ્તુપુરુષનું આહ્વાહન કરવું. ભારતની સહુથી મહાન વિભૂતિ એ છે કે જેને સ્થાપત્યમાં નિરાકારે બ્રહ્મને સાકારરૂપમાં પ્રતિષ્ઠિત કરેલ છે. સાગરને બિંદુમાં સમાવી દીધેલું છે.

## પરમ પૂજ્ય પિતાશ્રી ચુનીલાલ વેલજી સોમપુરા.



જેમણે શિલ્પની મહત્તા સમજાવી શિલ્પાભ્યાસ શરૂ કરાવ્યો અને મેં જે કાંઈ જ્ઞાન મેળવ્યું છે તે પરમ પૂજ્ય પિતાશ્રીને આભારી છે. । । ।



ભારત પ્રિન્ટરી પાલીતાણા.

**ભારતીય સ્થાપત્યના મુકુટમણિ મંદિર નિર્માણ**:- મંદિર નિર્માણમાં કલ્પના દ્વારા ભિટ્ટ, જગતી, પીઠ, મંડોવર, બલાણક, શિખર, આમલસાર, કલશ આદિ વિન્યાસ પ્રતિપાદિત છે. તેમાં પૂર્ણરૂપેણ નિરાકાર બ્રહ્મની સાકાર પ્રતિષ્ઠા છે.

**વાસ્તુ કલા** :- વાસ્તુકર્મમાં પાષાણ, ઇષ્ટિકા, ચુનો, રેતી, દારૂક (કાષ્ઠ), એ દ્રવ્યો વસ્તુઓથી નિર્માણ થાય છે. આ બધી વસ્તુઓ છે તે સ્થિર થાય છે. એટલે વાસ્તુ કહેવાય છે વાસ્તુએટલે સ્થિર થવું. વસ્તુમાંથી વાસ્તુ સ્વરૂપ સર્જાય છે. તેનું નામાકરણ તેના રૂપાંતર ઉપરથી થાય છે. ગૃહ, ભવન, રાજ્યપ્રાસાદ, દેવપ્રાસાદ, વાવ, તળાવ, કુવા, દુર્ગ આદિ રૂપાંતર પ્રમાણે નામાકરણ થાય છે.

ગૃહ, ભવન, રાજ્યપ્રાસાદો પ્રજા અને રાજાઓને વસવા માટેના સ્થાન જે દરેક ઋતુ ઠંડી, ગરમી, વર્ષાથી રક્ષણ કરે છે અને સર્વ સુખ ભોગો ભોગવી શકાય છે. દેવપ્રાસાદો ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનાર છે તે ધર્મનું પ્રતિપાદન કરે છે.

વાવ, કુવા અને તડાગ એ જલાશયો દરેક જીવોની તૃપ્તિ માટે છે. દુર્ગ સંરક્ષણ માટે છે.

સ્થાપત્યમાં શરીરાવયવાભિવ્યક્તિ નિષ્ણાંત સ્થપતિઓની કલાની પરાકાષ્ઠા છે. વિશાલ ભવનો રાજ્યપ્રાસાદો અને દેવપ્રાસાદોની રચના ગૌરવનું પ્રતિક છે. સ્તંભો, તોરણો, ઉત્તંગ શિખર, કલામય વિતાન એ મંદિર સ્થાપત્યના અંગો છે. એ સ્થપતિની કલામય અલંકૃત કૃતિ છે.

ભારતીય મૂર્તિકલામાં દેવોની પ્રતિમા સાધારણ માણસ માટે બોધગમ્ય છે. પરંતુ નાના વર્ગીય પશુ-પક્ષી, દેવ-યોનિ, કિન્નર, ગંધર્વ, અપ્સરાઓ, સુર-સુંદરી, શાર્દૂલ, ગજ, મિથુન, ઈત્યાદિ પ્રતિમા પ્રાસાદ ચિત્રણનું પ્રમુખ અંગ છે.

**પ્રતિમા નિર્માણ** નાના વર્ગીય દ્રવ્યો જેમ પાષાણ, કાષ્ઠ, ધાતુ, રત્ન, મૃત્તિકા એ વિભિન્ન દ્રવ્યોમાંથી નિર્માણ થાય છે. અમારા સમસ્ત વાસ્તુ વૈભવ અને શિલ્પ-ઉત્કર્ષ દેવ ચરણો પર પુષ્પાંજલિના રૂપમાં પલ્લવિત અને ફલિત થયેલ છે. કારણ કે દેવત્વની અભિવ્યંજન અને તેની વ્યાખ્યામાં પ્રતિકો અને ઉપલક્ષણોના સહારા લેવા પડેલ છે. આ દેશની મૂર્તિ-કલાના વિકાસના પ્રશ્નમાં સર્વથા ધર્માશ્રય જ છે.

## ગૌરવપદ ભારતીય સ્થાપત્ય

પ્રાચીન સ્થાપત્ય તથા સાહિત્ય વડે જ દેશની સંસ્કૃતિનું મૂલ્ય અંકાય છે. શિલ્પવિદ્યા એ ભારતનું અમોલું ધન છે. શિલ્પ-સ્થાપત્ય એ માનવ જીવનનું અત્યંત ઉપયોગી અંગ છે. તે દ્વારા જ પ્રજાજીવનનો વિકાસ, સુઘડતા, ધ્યેય, કલાપ્રિયતા સ્પષ્ટ જોઈ શકાય છે. આ કલા હૃદય તેમજ ચક્ષુ બન્નેને આકર્ષે છે. શિલ્પ સૌંદર્ય

એ માત્ર તરંગ નથી, પણ હૃદયનો સભર ભાવ છે. સમસ્ત દુનિયામાં ભારતના સ્થાપત્ય માટે માન છે. ભારતના સ્થાપત્ય પ્રારંભ ધર્મભાવનાથી થયેલ છે. તેથી શિલ્પ શાસ્ત્ર ધર્મસહિષ્ણુતા સાથે સંકળાયેલા છે. તેની બુદ્ધિપૂર્વક રચના આપણા મહાન આચાર્યોએ કરેલ છે. શિલ્પની કેટલીક શૈલી જ ભારતની આધ્યાત્મિક વિચારધારામાંથી ઉદ્‌ભવી છે. પુનર્જન્મના સિદ્ધાંત મુજબ સૃષ્ટિના જીવો વિકાસ સાધતા અનેક ઉચ્ચકોટીની યોનિઓમાં જન્મતાં જન્મતાં આખરે બ્રહ્મમાં વિલીન થાય છે. આ સિદ્ધાંત દેવમંદિરના શિખરરૂપ શંકુના આકારે મૂકચો છે. જેમાં ભારતીય શિલ્પ–વિધાન અંડ સૃષ્ટિના સિદ્ધાંતની વિલીનતાનું દર્શન કરાવે છે. શિલ્પની આધ્યાત્મિક ભાવનાનું જ આ એક સ્પષ્ટ ચિહ્ન છે. ધર્મ પ્રવર્તક ભારતીય શિલ્પ સ્થાપત્ય છે.

ભારતના શિલ્પીઓએ પુરાણોના પ્રસંગોને પાષાણમાં સંજીવન કર્યા છે. તેની સર્જન શક્તિ પરમ પ્રશંસાને પાત્ર છે. પાષાણ શિલ્પે શૌર્ય ગાથા અને ઇતિહાસ સર્જેલ છે. આ જડ પાષાણને વાચા આપનાર આવા કુશળ શિલ્પીઓ પણ કવિ જ છે. જે ભારે ધન્યવાદને પાત્ર છે. કલા કોઈ ધર્મ કે જાતિની નથી. એ તો સમગ્ર માનવની છે. ભારતીય શિલ્પીઓએ આ કલા દ્વારા સ્વર્ગને પૃથ્વી ઉપર ઉતારેલ છે. અને રાષ્ટ્ર જીવનને સમૃદ્ધ તથા પ્રેરણા આપી છે. શિલ્પકારો રંગની મદદ વગર પાષાણમાં ભાવાત્મક તેમજ કલાત્મક સર્જન કરે છે. ત્યાંજ તેની અપૂર્વ કલાત્મક શક્તિ દર્શનીય થાય છે. ભારતીય કલા એ જગતના શિલ્પ સ્થાપત્યમાં ઘણો કિંમતી ફાળો આપેલ છે.

## મૂર્તિપૂજા

વેદ એ ભારતનો સહુથી પ્રાચીન ગ્રંથ છે. ઋગ્વેદમાંથી એવા કેટલાક ઉલ્લેખો મળે છે જેમાં જુદા જુદા દેવોના વર્ણનો અને દેવોની મૂર્તિમંત કલ્પના વર્ણવાહન, આયુધો, વસ્ત્રો અને આભૂષણોનાં સંપૂર્ણ વર્ણન છે.

શુક્લ યુજુર્વેદની વાજસનેયિ સંહિતામાંથી પણ મૂર્તિવિધાન, મૂર્તિપૂજાને અનુલક્ષી કેટલાક ઉલ્લેખો છે. કૃષ્ણયજુર્વેદની તૈત્તરિય સંહિતામાં યજ્ઞયાગાદિ પ્રસંગે સુવર્ણ પ્રતિમા સ્થાપન કરવાનુ સૂચવેલ છે. આ ઉપરાંત દેવાલયોમાં સ્થાપન કરાતી મૂર્તિ સંબંધી પણ ઉલ્લેખો મળે છે. આ કાળમાં દેવતાઓની મૂર્તિમંત કલ્પના કરવામાં આવતી હોવાના સ્પષ્ટ સૂચનો મળે છે. દેવાલયો બાંધવાના કેટલાક પ્રમાણો અથર્વવેદમાં પ્રાપ્ત થાય છે.

શ્રાૈત અને ગૃહ્યસૂત્રોમાં પ્રતિમા વિધાન અને પૂજન માટે અપ્રતિમ સાહિત્ય છે. તેમાંથી ઉપલબ્ધ થતાં મૂર્તિઓ અને મંદિરો માટેના પુરાવાઓ સૂત્રકાળમાં મૂર્તિપૂજાનો પ્રચાર વધારે ફેલાયેલો હોવાની પ્રતીતિ મળે છે.

બોધાયન ગૃહ્યસૂત્રમાં જુદા જુદા દેવોની પ્રતિષ્ઠા અને પૂજન અર્ચનોના વિસ્તાર પૂર્વક વિધાન છે. આ ઉપરાંત વિષ્ણુ મહાપુરૂષ, ગણેશ, વિનાયક આદિની મૂર્તિ કલા માટેની સપ્રમાણ માહિતી પણ તેમાં રજુ કરી છે.

સ્મૃતિઓએ ધર્મશાસ્ત્રોમાં પણ દેવપૂજાનો ઉલ્લેખ આપેલ છે. પતંજલિના મહાભાષ્યમાંથી મૂર્તિપૂજા અને પ્રતિમા વિધાનને મદદ કરતા કેટલાક ઐતિહાસિક પુરાવા મળે છે. તેમાં વાસુદેવ, શિવ, સ્કંદ, આદિત્ય અને વિષ્ણુ વગેરે દેવોના અર્ચનોનો આદેશ છે.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં તો નગરના મધ્ય ભાગમાં અપરાજિત, અપ્રતિહત, જયંત, વૈજયંત, શિવ–વૈશ્રવણ અશ્વિન વગેરે દેવોની સ્થાપના કરવાનું જણાવેલ છે. આજ શહેરની વિદિશાઓમાં વાસ્તુ અને મુખ્ય દ્વારો ઉપર બ્રહ્મા, ઈન્દ્ર, યમ, સેનાની (સ્કંદ) વગેરે દેવોની પ્રતિષ્ઠા કરી બેસાડવાની નોંધ છે આ રીતે કૌટિલ્ય અર્થશાસ્ત્રથી આગળ વૈદિક સાહિત્ય સુધીના મૂર્તિને લગતા ઉલ્લેખો વિચારતાં મૂર્તિપૂજા અને મૂર્તિ વિધાન વેદ કાલ જેટલું પ્રાચીન છે. આ સિવાય અઢારે પુરાણોમા મૂર્તિપૂજા, પ્રતિષ્ઠા પ્રાસાદ નિરૂપણ અને તીર્થવર્ણન સવિસ્તૃત આપેલ છે.

नमस्ते अग्न ओजसे गृणन्ति देव कृष्टयः । अमैरमित्रमर्दय ॥ १ ॥

सामवेद संहिता अ. १ खंड २ जो

હે અગ્નિદેવ ! મનુષ્ય–યજમાનો–બલનિમિત્ત તું–અર્થ નમઃ શબ્દનું ઉચ્ચારણ કરે છે. (એથી હું પણ તને નમસ્કાર કરૂં છું. તું બળ વડે શત્રુનો નાશ કર.

दूतं वो विश्ववेदसएण्यवाहममर्त्यम् । यजिष्ठ मृञ्जसे गिरा ॥ २ ॥

खण्ड २ जो

હે અગ્નિદેવ સર્વજ્ઞ દેવતાઓને–હવ્ય–પહોંચાડનાર અમર યજ્ઞના પરમ સાધનરૂપ દેવતાઓના દૂતરૂપ તૂંને–યજમાન સ્તુતિ રૂપવાણી વડે વૃદ્ધિને પ્રાપ્ત કરૂં છું.

यस्य निःश्वसितं वेदा वेदेभ्योखिलं जगत् ।
निर्ममे तमहं वन्दे वियातीर्थ–महेश्वरम् ॥

सामवेद संहिता । अ. २. खण्ड १

વેદો જેનાં શ્વાસરૂપ છે. તથા જેણે વેદો થકી અખીલ જગતનું નિર્માણ કર્યું છે. તે વિદ્યાતીર્થરૂપી–પરમાત્માને હું વંદન કરુ છું.

इदं विष्णुर्वि चक्रमे त्रेधानि दधे पदम् । समूढमस्य पांसुले ॥ १ ॥

सामवेद संहिता उत्तरार्चिक

વામન અવતાર ધારણ કરવાવાળા વિષ્ણુ ભગવાને, આ પ્રતીત થતા-દેખાતા સર્વ જગતને ઉદ્દેશી વિશેષ આક્રમણ કર્યું. તે સિવાય પ્રકારે પોતાના ચરણને સ્થાપન કર્યો, તે વિષ્ણુ ભગવાનના ધુલિયુક્ત ચરણ સ્થાનમાં આ સર્વ જગત ભલે પ્રકાર અન્તર્ગત થતું.

ॐ शं नो मित्रः शंवरुणः । शं नो भवत्पर्यमा ।
शं न इन्द्रो बृहस्पति । शं नो विष्णु सरुक्रमः ।
नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ।
त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् । ऋतमवादिषम् ।
तन्मामावीत् । तद्वक्तारमावीत् । आवीन्माम् ।
आवीद्वक्तारम् । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ १ ॥

तैत्तिरीय उपनिषद् द्वादश अनुवाक

ॐ મિત્રદેવ અમને સુખકર થાઓ, વરૂણદેવ અમને સુખકર થાઓ, અર્યમાદેવ અમને સુખકર થાઓ. ઇંદ્ર અને બૃહસ્પતિ અમને સુખકર થાઓ. વ્યાપક ગતિવાળા વિષ્ણુ અમને સુખકર થાઓ. બ્રહ્મને નમસ્કાર હો ! હે વાયુદેવ તમને નમસ્કાર હો ! તમે જ ( આ સૃષ્ટિરૂપ ) પ્રત્યક્ષ બ્રહ્મ છો, તમને જ પ્રત્યક્ષ બ્રહ્મ મેં કહ્યા હું ઋત બોલ્યો સત્ય બોલ્યો તમે મારૂં રક્ષણ કરો વક્તાનું રક્ષણ કર્યું મારુ રક્ષણ કર્યું, વક્તાનુ રક્ષણ કર્યું. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥ ૧ ॥

વેદો અને ઉપનિષદમાં અનેક દેવોની સ્તુતિ, પૂજન, અર્ચન, હોમ આદિ જણાવેલ છે. એટલે મૂર્તિપૂજા વેદકાલીન છે તેમ પુરાવા મળે છે.

## ભારતીય સ્થાપત્ય અને મૂર્તિકલા

ભારતમાં સહુથી પુરાણી મૂર્તિ શિશુનાગવંશી, મહારાજા **અજાતશત્રુ**ની પાષાણની મૂર્તિ ૮'-૮" ઉંચાઈની જે હાલ મથુરા સંગ્રહસ્થાનમાં છે ઈ. સ. પૂર્વે ૫૬૨ ગાદી પર આવ્યા અને ૫૨૬ માં મરણ પામ્યા.

બીજી છે **નંદિવર્ધન**, શિશુનાગવંશી, રાજ્યાભિષેક ઈ. સ. પૂર્વે ૪૭૭, મરણ ૪૨૮. તેની મૂર્તિ કલકત્તા સંગ્રહસ્થાનમાં છે. જે પટણા પાસેથી મળી આવી છે. તે જ કાલિન એક સ્ત્રી મૂર્તિ ૬'-૭" ઉંચી ગ્વાલીયર રાજ્યના બેસનગર પાસેથી મળી છે આપણા કલકત્તા સંગ્રહસ્થાનમાં છે. તે મનસાદેવીના નામથી ઓળખાય છે

ચારે મૂર્તિ શિશુનાગ કાલિન છે. ઈ. સ. પુર્વે ૬ ઠ્ઠી શતાબ્દિમાં પાષાણની મૂર્તિ શરૂ થઈ હતી તેમ આ મૂર્તિ ઉપરથી સાબીત થાય છે.

**ચામર ગ્રાહિણી** :- એક ઓપદાર મૂર્તિ પટના સંગ્રહ સ્થાનમાં છે. તે અશોક કાલીન હોવી જોઈએ કારણ કે અશોકના સમયમાં પાષાણને ઓપ કરવાની કલા શરૂ થઈ કારણ અશોક કાલીન સ્તંભો ઓપદાર છે.



**શ્રી સંભવનાથ પ્રભુ પરિકર દર્શન-વરતેજ.**

[ એન. સી. સોમપુરા. ]

## ભાનુશંકર ચુનીલાલ સોમપુરા.



જન્મ :- સં. ૧૯૭૬ શ્રાવણ સુદ ૧૧ રવીવાર.

સ્વર્ગવાસ :- સં. ૨૦૨૯ શ્રાવણ સુદ ૩ રવીવાર.



ભરત પ્રિન્ટરી, પાલિતાણા.

# સાદર સમર્પણ



## સ્વર્ગસ્થ ભાઈશ્રી ભાનુશંકર.

જન્મથીજ સદ્‌ગુણુના બી રોપ્યા. સતત વિદ્યાભ્યાસ અને બાવીશ વર્ષ સુધી P. W. D. માં ડેપ્યુટી એન્જિનિયર તરીકે સર્વીસ કરી, હંમેશાં સુવિચાર અને સદ્‌ભાવનાથી જીવન જીવ્યા. અનેક આકાંક્ષાઓ અને અભિલાષા પ્રગટાવી. તેની સિદ્ધિ જોવા ન રહ્યા એવા ભ્રાતૃભાવનું તર્પણુ શી રીતે થશે? "ફુલ નહિ તો ફુલની પાંખડી" એ ન્યાયે તમને પ્રિય શિલ્પ અને કલાની મારી સાહિત્ય પ્રવૃત્તિનો અલ્પ પ્રયત્ન સાદર સમર્પણુ કરી કૃતાર્થ થાઉં છું !!!

—નંદલાલ.



ભરત પ્રિન્ટરી—પાલિતાણા.

સંપાદક



શિલ્પાચાર્ય

**શ્રી નંદલાલ ચુનિલાલ સોમપુરા.**

## મૌર્યવંશ

### મૌર્યકાલ ઈ. સ. પૂર્વે ૩૨૧ થી ૧૮૫.

મહારાજા ચંદ્રગુપ્તનો મહેલ બહુ જ કલાત્મક હતો તેણે ગીરનાર પાસે સુદર્શન તલાવ બંધાવ્યુ અશોકે ઇ. સ. પૂર્વ ૨૭૪, ૨૩૨, તેણે ઘણા સ્તુપો કરાવ્યા તેમાં સાંચીનો મુખ્ય છે. તેના વખતમાં પાષાણને ઓપ કરવાની કલા ખીલી હતી. અશોકના પૌત્રે ગયા પાસે ગુફા કોતરાવી તેને લોમસરીસી કહે છે.

મૌર્યકાલમાં મૂર્તિકલા સંપૂર્ણ ખીલી હતી. મૂર્તિપૂજા શરૂ કરી. બૌદ્ધ મૂર્તિઓની સુંદર કૃતિઓ મૌર્યકાલિન છે. અશોકકાલિન મૂર્તિ ઉત્કૃષ્ટતમ મૂર્તિઓમાં તેનું સ્થાન છે. ભુવનેશ્વરથી સાત માઇલ દક્ષિણ તરફ ધૌલી નામે ગામ છે. ત્યાં અશ્વત્થામા પહાડીમાં સમ્રાટની ધર્મલિપિ છે. તેની ઉપર હાથી છે તેની સામે મૂર્તિ બનાવેલ છે તે કલાત્મક નમુનારૂપ છે.

## શૃંગવંશ

ઈ. સ. પૂર્વે ૧૮૫ થી ૭૨. સારનાથની જાળી, શૃંગકાલિન કામ, ચપટું, ઓછા ઉઠાવવાળું છે. શૃંગવંશનો એક સ્તંભ સાંચીમાં છે. તેના ઉપર એક સિંહ છે. શૃંગકાલિન મૂર્તિઓ ભારતના એક છેડાથી બીજા છેડા સુધી ઘણી જગા પર જોવામાં આવે છે અને ગુફાઓ પણ અનેક કરાવી.

## સાત્તવાહન વંશ

ઈ. સ. પૂર્વે ૭૨ થી ઈ. સ. ૨૨૫ રાજ્ય કર્યું. દક્ષિણ પ્રતીષ્ઠાન (પૈઠન) રાજધાની હતી.

નાશકની કાર્લો ગુફા, કૃષ્ણગિરિ, કન્હેરીની ગુફાઓ એ સાતવાહન વંશની યાદ આપે છે.

## કુશાન વંશ

પેશાવરમાં રાજ્ય સ્થાપ્યું, તેઓ શિવ અને બુદ્ધ ધર્મ પાળતાં. તેમાં કનિષ્ક મુખ્ય થયો. તેણે ભવ્ય સ્તુપ, વિહારો અને મહાયાનમાં રહી તેણે બૌદ્ધની ગાંધાર શૈલીની મૂર્તિ બનાવવાનું શરૂ કર્યું.

## ગુપ્તવંશ :–

ચંદ્રગુપ્તે રાજ્ય સ્થાપ્યું. સમુદ્રગુપ્તે દિગ્વિજય કર્યો તેના સ્મરણો પ્રયાગના કિલ્લામાં સ્તંભ ઉપર કોતરેલ છે, વિક્રમાદિત્યે શક રાજ્યનો નાશ કર્યો તેના પરાક્રમો દીલ્હીમાં કુતુબમિનાર પાસે લોહ સ્તંભમાં કોતરેલ છે. તે સ્તંભ તેણે કરાવ્યો છે.

ગુપ્તવંશે ઈ. સ. ૩૦૦ થી ૪૬૮ ગુપ્તકાલમાં અજંટા ગુફા, નાલંદા, સારનાથ, વિગેરે સ્થળે અનેક મહાલયો, મંદિરો, ગુફાઓ, મૂર્તિઓ, પાષાણના સ્તુપો બનાવ્યા. શિવ, વિષ્ણુ મંદિરો, અજંટા ચિત્રકામ, કાટ ન લાગે તેવા લોહ સ્તંભ બનાવ્યા. આ સ્થાપત્ય મૂર્તિકલામાં ગાંધાર શૈલીની જરા પણ છાંટ નથી. ગુપ્તકાલ ભારતનો સુવર્ણ-યુગ કહેવાયો.

## વર્ધન વંશ :-

રાજ્યધાની કનોજ ઈ. સ. ૬૦૬, ૬૪૬ હર્ષવર્ધને નાલંદા વિદ્યાપીઠને ઘણી જ મદદ કરી.

## ચાલુક્ય વંશ :-

રાજધાની વીજાપુર જીલ્લામાં બદામી (વાતાપી) ૬૦૮-૭૫૦ પુલકેશી મહાન થયો. ઐહોલમાં મંદિર બંધાવ્યા. બદામી તથા એલીફન્ટા ગુફા કોતરાવી.

## રાષ્ટ્રકૂટ :-

ઈ. સ. ૭૫૦ થી ૯૭૩-રાજ્યધાની ઇલોરા, ઇલોરાની ગુફાઓ, કૈલાસ મંદિર, રાષ્ટ્ર કૂટ કાલમાં થયા.

## પલ્લવ વંશ :-

ઈ. સ. ૬૦૮ થી ૭૫૦. કાંચીના ભવ્ય મંદિરો, મહાબલીપુર, રથમંદિર-મદુરા મંદિર, સુંદરેશ્વર મંદિર વગેરે બંધાવ્યા.

## ચૌલવંશ :-

૯૭૩ થી ૧૦૪૨ સુધી રાજ્ય કર્યું, તાંજોરના ભવ્ય શિવાલય બંધાવ્યા.

## ગંગાવંશ :-

ભૂવનેશ્વર રાજ્યધાની તેમણે ભૂવનેશ્વરના મંદિરો બંધાવ્યા. ઈ. સ. ૭ થી ૮ સદી.

ખજુરાહમાં ૮૫ મંદિરોમાંથી હાલ વીશ વિદ્યમાન છે. તેની પાસે કલિંજરનો સુપ્રસિદ્ધ કિલ્લો હતો, રાજા વંગદેવે દશમી શતાબ્દિમાં કંદર્પ મહાદેવનું સુપસિદ્ધ મંદિર બંધાવેલ. અહીં આઠ મંદિરો જૈનોના છે. એકસો સાઈઠ યોગિનીનું મંદિર છે, ૧૦૪ x ૬૦ ફુટના માપનું ચોકવાળું નવમી શતાબ્દિનું ઉભું છે. જેની મૂળ બંધાયેલી ૬૫ દેરીઓમાંથી હાલ ૩૨ અવશિષ્ટ છે. કંદર્પ મહાદેવનું મંદિર ૧૦૯ ફુટ ઉંચું છે ૧૧૬ લાંબુ અને ૬૦ ફુટ પહોળું છે. આવા મંદિરો આઠ દશ જ છે. તેની છત કોતરકામથી અલંકૃત છે. તેમાં બે થી ત્રણ ફુટ ઉંચી મૂર્તિઓની સંખ્યા ૮૭૨ ની છે. બીજી નાની મૂર્તિઓ અસંખ્ય છે. અહીંનું શિલ્પ અનોખું છે. અહીં ચારસો વર્ષ

સુધી પોતાની ૧૫, ૧૬ પેઢી સુધી કામ કરેલ છે, લક્ષ્મણજીની તુલનામાં આવે તેવું મંદિર ભારતમાં ભાગ્યે જ છે. મંદિરો ૯ મી સદીથી ૧૩ મી સદી સુધીમાં નિર્માણ થયા હશે તેમ મનાય છે.

ભેંડાઘાટ :– ચોસઠ યોગિનીનું મંદિર ૧૦ થી ૧૧ મી સદીમાં બંધાવ્યુ. શ્રવણુ બેલગુલ :– ૧૦માં સૈકાની ભદ્રબાહુ કેવલીની મૂર્તિ ૬૦ ફુટ ઉંચી અખંડ નક્કર પાષાણમાંથી બનાવેલ છે. તેને ગોમતેશ્વર કહે છે. બેલુર હાલાબીડઃ– ૧૨ મી સદી હાલાબીડ તથા સોમનાથપુર બંધાયેલ છે. અહીં ઐતિહાસિક સંગ્રહ સ્થાન છે.

## ગુર્જર રાજ્યો :–

ઈ. સ. ૪૦૭ માં ભટ્ટાર્ક ગુર્જરે વલ્લભીપુરમાં રાજ્ય સ્થાપ્યું. ૪૦૭ થી ૬૬૪ તેઓ શિવ અને બૌદ્ધ ધર્મ પાળતા. તેમણે મહાન શિવાલયો તથા તાલધ્વજગિરિમાં બૌદ્ધ ગુફાઓ કોતરાવી.

## ચાવડા વંશ :–

૬૬૪ થી ૬૯૬–પંચાસરમાં જયશિખરે રાજ્ય કર્યું તેણે શિવાલય બંધાવ્યુ.

## ચાલુકય વંશ :–

૬૯૬–૭૪૬. ભુવડના હાથમાં સત્તા રહી.

## ચાવડા વંશ :–

ઈ. સ. ૭૪૬ થી ૯૯૮ સુધી ચાવડા વંશની સત્તા રહી. જયશિખરના પુત્ર વનરાજે અણહીલપુર પાટણ વસાવી ત્યાં રાજ્યધાની કરી વનરાજે શીલગુણસૂરિના ઉપદેશથી પંચાસરા પાર્શ્વનાથજીનું જૈન મંદિર અણહીલપુર પાટણમાં બંધાવ્યું. ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંહ નીઃસંતાન હોવાથી તેની બેન લીલાવંતીના દીકરા મૂળરાજને ગાદીએ બેસાર્યો, મૂળરાજ ચાલુકય વંશી હતો.

## ચાલુકય વંશ :–

(સોલંકી વંશ) = મૂળરાજે ગુર્જર રાજ્યને ઘણું જ વિસ્તૃત કર્યું. નર્મદા અને તાપી વચ્ચેનો લાટ દેશ જીતી લીધો. સૌરાષ્ટ્ર, કચ્છમાં સત્તા જમાવી. તેણે શિલ્પકાર ગંગાધર સોમપુરા પાસે સરસ્વતીના કિનારે રૂદ્રમહાલ બાંધવાનું શરૂ કર્યું. આ સિવાય અનેક શિવાલયો, તળાવો, વાવો બંધાવી, ૯૯૮ થી ૧૨૪૩ ચાલુકય સત્તા ભીમદેવ ૧૦૨૨–૧૦૬૪. ૧૦૨૪માં મહમદ ગીઝની ચઢી આવ્યો. તેણે સોમનાથ મહાદેવના શિવાલયનો નાશ કર્યો. ભીમદેવે તેનો પુનરોદ્ધાર કર્યો. મોઢેરા સૂર્યમંદિર બંધાવ્યુ. રાણી ઉદયમતિના નામથી પાટણ પાસે વાવ બંધાવી જે હાલ રાણકી વાવ કહેવાય છે. તેને ઘણી જ કલાથી અલંકૃત કરેલ છે, તેમના મંત્રી વિમળશાહે આરાસુર ઉપર

કુંભારીયાના જૈન મંદિરો અદ્‌ભૂત કલાત્મક બંધાવેલ છે. અને આબુ ઉપર વિમલવસહી વિમલશાએ બંધાવેલ.

**કર્ણદેવ** :– ૧૦૬૪ થી ૧૦૯૪ કર્ણાવતીનગરી આશાપલ્લીના રાજા આશા ભીલને મારી સાબરમતિના કાંઠે અસારવા પાસે વસાવી તેમાં કર્ણેશ્વર મહાદેવનું શિવાલય બંધાવ્યુ, તેમના રાણી મીનલદેવીએ વીરમગામમાં મુનસર અને ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યાં.

**સિદ્ધરાજ** :– ૧૦૯૪, ૧૧૪૩ તેણે માળવાના રાજા યશોવર્માને હરાવી ત્યાં આણ વર્તાવી, મૂળરાજે શરૂ કરેલ રૂદ્રમહાલનું કામ શિલ્પકાર ગંગાધરના પૌત્ર પ્રાણધરે પૂરું કર્યું ત્યાં સિદ્ધપુર નામે નગર વસાવ્યું. પાટણમાં સહસ્રલિંગ તળાવ, ઝીંઝુવાડાનો કિલ્લો બંધાવ્યો આ સિવાય અનેક કિલ્લા, તળાવો, વાવો અને શિવાલયો બંધાવ્યા.

**કુમારપાળ** :– ૧૧૪૩ થી ૧૧૭૩ સોમનાથ શિવાલયનો પુનઃઉદ્ધાર, તારંગા હીલ ઉપર અજીતનાથ પ્રભુનું મહાન પ્રાસાદ આ સિવાય પાલીતાણા શત્રુંજય ઉપર કુમાર કુંડ અને કુમાર વસહી નામની જિનેશ્વર પ્રભુની ટુંક બંધાવી. ૧૨૪૩ સુધી ચાલુક્ય સત્તા રહી.

## વાઘેલા વંશ :–

વિશળદેવ, ૧૨૪૩–૧૨૬૨ તેણે ડભોઈનો કિલ્લો શિલ્પી હીરાધર ( ગંગાધરના વંશ ) પાસે કરાવ્યો અને તળાવ બંધાવ્યુ. તેના મંત્રી તેજપાળ, વસ્તુપાળે આબુ ઉપર શોભન શિલ્પકાર પાસે ભવ્ય કલાત્મક લૂણી વસહી નામનો જિનેન્દ્ર પ્રાસાદ બંધાવ્યો અને પાલીતાણા શત્રુંજય ઉપર જિનમંદિર બંધાવેલ. છેલ્લો રાજા કર્ણદેવ ૧૩૦૦ માં દીલ્હી સુલતાન અલાઉદ્દીનના હાથે હાર્યો અને ગુર્જર ભૂમિમાં ઈસ્લામી રાજ્યની સ્થાપના થઈ.

પંદરમા સૈકામાં મેવાડનો મહારાણા કુંભો વાસ્તુશાસ્ત્રનો ઘણો જ શોખીન હતો. તેણે મંડન સૂત્રધાર પાસે અનેક શિલ્પ ગ્રંથોનું સંશોધન કરાવ્યુ. તેમાં મુખ્ય મંડનરાજવલ્લભ, પ્રાસાદમંડન, રૂપમંડન, આદિ ગ્રંથો છે. તેના નાના ભાઈ ખેતાએ પ્રાસાદમંજરી, પરિમાણમંજરીનું સંશોધન કર્યું. ચિત્તોડનો કીર્તિ સ્તંભ જે એકસો બાવીશ ફુટ ઉંચો છે. અને ભવ્ય અલંકારોથી અલંકૃત કરેલ છે. દેવ, દેવીઓ, વાહન, આયુધ, સહિત સેંકડો મૂર્તિઓ અને કલાકૃતિ યુક્ત ઘાટ કામો, મૂર્તિઓ નીચે નામ લખેલ હોવાથી કયા દેવની મૂર્તિ છે; તેનો ખ્યાલ આવે, ટૂંકમાં કહીએ તો આ મૂર્તિઓનો જીવતો જાગતો વિશ્વકોષ છે. આ કીર્તિસ્તંભ મહાન શિલ્પકાર મંડને બાંધેલ છે.

ગુજરાત અને રાજસ્થાનની સ્થાપત્ય શૈલી નાગરાદિ પ્રકારની છે. રાજસ્થાનના રાજ્યોમાં સમૂહબળ વડે એ પ્રદેશના મંદિરો સુરક્ષિત રહ્યા છે. તેમાં જેસલમેર,

ચિત્તોડ, ઉદયપુર, આમેર, જોધપુર, શિરોહી, બિકાનેર ઈત્યાદિના મંદિર લગભગ અખંડિત છે, ઓશિયા (બિકાનેર) માં સૂર્યના બાર મંદિર છે, તેની કળા ગુપ્તકાલ પછીની છે. જયપુર તથા જોધપુરની હદમાં ગુપ્તકાલના પાંચમી સદીના અવશેષો મળે છે, ઉદયપુર રાજ્યમાં એકલિંગજીનું મંદિર બારમી તેરમી સદીનું છે, ઉદયપુરનું જગદીશનું મંદિર ભ્રમયુક્ત છે, કાંકરોલી પાસે રાયસાગરના કાંઠે નવચોકીનું સ્થાપત્ય દર્શનીય છે. એકલિંગજી પાસે નાગદા નામથી ઓળખાતા સાસુ વહુના મંદિર જીર્ણ હાલતમાં છે પણ ઘણી જ કલાત્મક તથા યોજનાપૂર્વકનું સ્થાપત્ય છે. કલાકૃતિ એવી છે કે આબુ દેલવાડાની કલાને ઝાંખી પાડી દે. તળાવના કિનારે મહાન જગતી ઉપર સુંદર રીતે આયતનનું સ્થાપત્ય કરેલ છે-સુંદર જોવા જેવી અને સમજવા જેવી કૃતિ છે.

રાણકપુર ભવ્ય ચતુર્મુખ પ્રાસાદ આ વિશાલ મંદિર અદ્‌ભૂત કલાકૃતિ અને વ્યવસ્થિત સ્થાપત્ય રચના છે. ભવ્ય અને સુંદર કૃતિ છે–તે "દેપાક નામના સોમપુરા શિલ્પીએ સત્તરમાં સૈકામાં બાંધેલ છે. હઠીસિંહનું વિશાલ બાવન જીનાલય અમદાવાદમાં ૧૯ મી સદીનું છે તે શિલ્પી પ્રેમચંદજીએ બાંધેલ છે.

શ્રી શત્રુંજય પાલીતાણા જૈનના પ્રથમ પંક્તિના તીર્થ શત્રુંજય ઉપર અનેક મંદિરો છે. તેમાં મુખ્ય આદીશ્વર પ્રભુ જિનાલય ભવ્ય અને કલાત્મક છે. અને ચૌમુખ પ્રાસાદ જે દૂરના દૂરથી જેના શિખરના દર્શન થાય છે. તે પ્રાસાદ સંપાદકના પ્રપિતામહે સં. ૧૮૮૫માં શરૂ કરી ૧૮૯૩માં પુરૂં કર્યું. આ સિવાય બીજા પણ ઘણા દર્શનીય પ્રાસાદો આવેલ છે.

મોતીશાહની ટુંક આપણા જાણીતા શિલ્પ વિશારદ પ્રભાશંકરભાઈના પ્રપિતામહ **રામજી લાધારામે** કુંતાસરનો ગાળો (ખીણ) પુરીને મહાન પ્રાસાદ અને ટુંકની રચના કરી. આ કામ સં. ૧૮૮૭માં શરૂ કરી ૧૮૯૩માં પ્રતિષ્ઠા કરાવી.

આગમ મંદિર :– પાલીતાણા શત્રુંજય તલાટી પાસે આગમોદ્ધારક શ્રી સાગરાનંદ-સૂરીશ્વરજીના ઉપદેશથી જૈનોના પવિત્ર આગમસૂત્રો પાષાણ પર અંકિત કરીને વિશાલ આગમ મંદિર બાંધવામાં આવ્યું. આ પ્રાસાદની રચના જાણીતા શિલ્પી શિલ્પવિશારદ **પ્રભાશંકરભાઈએ** કરેલ.

પ્રભાસ પાટણ, ચંદ્રપ્રભુ જૈન દહેરાસર તથા મહામેરૂ સોમનાથ પ્રાસાદ પ્રભાશંકર ભાઈએ બાંધેલ. પાલીતાણા શત્રુંજય તલેટીમાં શ્રી કેસરીયાજી મહાપ્રાસાદ આ પુસ્તકના સંપાદકે બાંધેલ વેટીપાગ સિદ્ધાચલ શણગાર ચતુર્વિંશતિ પ્રાસાદ પણ **સંપાદકે** બાંધેલ.

આ સિવાય મુંબઈ, ચેમ્બુર ઋષભદેવ પ્રાસાદ, ઘાટકોપર મુનિસુવ્રત મહારાષ્ટ્ર ભૂષણ પ્રાસાદ તથા વાંદરા, દહીંસર શાન્તિનાથ આદિ પ્રાસાદો સંપાદકે બાંધેલ. આ રીતે ભારતના ખૂણે ખૂણે અનેક નૂતન પ્રાસાદો તથા અનેક પ્રાસાદોના જીર્ણોદ્ધારો કરેલ.

# ભારતીય શિલ્પી

ભારતના પૃથક-પૃથક ભાગના હિન્દુ શિલ્પશૈલીના સ્થાપત્યોના વિહંગાવલોકન પરથી ભારતીય સ્થાપત્યોનો વિકાસ, તેનું નિર્માણ તથા તેના પ્રકારનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે છે. ભારતીય કલા અધિક મૌલિક, અધિક વૈવિધ્યપૂર્ણ છે. તેના પ્રકારોમાં પણ નિત્ય નવીન વૈચિત્ર્ય છે. તેવું અન્યત્ર ભાગ્યે જ જોવા મળે છે, ભારતીય શિલ્પ સ્થાપત્ય આજ પણ જીવતી જાગતી કલા છે. ભારતીય શિલ્પીનું લક્ષણ પોતાની કૃતિમાં કેવળ ભાવના ઉતારવાનું છે. ભારતીય શિલ્પીઓએ પોતાની કલામાં પૃથકરણીય ભાવના રેડવાનું કઠીન કાર્ય કર્યું છે.

ભારતીય અને પાશ્ચાત્ય શિલ્પીઓમાં મૂર્તિવિધાનનું એક જ ઉદાહરણ લઈએ. અનેક કવિઓએ સ્ત્રીની પ્રકૃતિ વિકૃતિ ગુણોના ગાન ગાયા છે, તેના સૌંદર્યનું પાન કરનાર ભવભૂતિ અને કાલિદાસ જેવા મહાન કવિઓએ તેના રૂપ ગુણની શાશ્વત ગાથા ગાઈ છે. તેની પ્રકૃતિથી રીઝેલ ભારતીય શિલ્પીઓએ સ્ત્રી સૌંદર્યને માતૃત્વભાવે પ્રદર્શિત કરી છે, જ્યારે પાશ્ચાત્ય શિલ્પીએ વાસનાના ફળરૂપે તેને કંડારી છે.

ભારતીય શિલ્પીઓએ ભારતીય જીવન દર્શન અને સંસ્કૃતિને પોતાનું સર્વોતમ લક્ષ માનીને રાષ્ટ્રના પવિત્ર સ્થાનો, પસંદ કરીને ત્યાં પોતાનું જીવન વિતાવી શિલ્પની સાધના કરી છે. વિશ્વની શિલ્પ કલાના ઇતિહાસમાં અદ્વિતીય વિશાલ ભવનો નિર્માણ કર્યા છે જે જોતાં જ સૌ કોઈ આશ્ચર્યમુગ્ધ બને છે, ભારતીય શિલ્પકારોએ પહાડોના દુધિયા, મગીયા, રતુંબડા, શ્યામ, રેતાળવા કે ચુનાળવા પાષાણની દીર્ઘકાય શિલાઓ ખોદી કાઢી ભૂખ-તરસની પરવા કર્યા વગર પોતાના ધર્મ સંસ્કૃતિના પ્રતિકનું પ્રસ્તાન કર્યું છે. જનતાએ પણ શંખનાદ વડે પોતાના શિલ્પકારની અક્ષય કીર્તિને ચતુર્દિશ બિરદાવી છે. જગતે આવા શિલ્પીઓની અજબ સ્થાપત્ય કલાના કારણે ભારતને અજર અમર પદે સ્થાપેલ છે. આવા પુણ્યવાન શિલ્પીઓને કોટિ કોટિ વંદન હો.

# પ્રાસાદ રચના

પ્રાસાદ રચના માટે પ્રથમ ભૂમિ માટેનો નિર્ણય લેવો જોઈએ.

**ભૂપરીક્ષા :–** મધુરસ્વાદવાળી પુષ્પ જેવી ગંધવાળી, સ્થિર વર્ણની, જીવિત વનરાજી ઉગે તેવી, સફેતવર્ણની, ઉદંબરના વૃક્ષવાળી ભૂમિ પ્રસશ્યા પ્રીતિદાયક છે.

**પ્લવ :–** ઉત્તર, ઈશાન, પૂર્વ તરફ ઢળતી ભૂમિ શ્રેષ્ઠ છે તથા કૂર્મ પૃષ્ઠ ભૂમિ પણ શ્રેષ્ઠ માનેલ છે. ભૂમિને સમતલ કરી પ્રાસાદ રચના પ્રમાણે સૂત્રારંભ કરવો. કીલકરોપણ કરવું. અને પ્રાસાદ ગર્ભગૃહના ભીતિ ઉપાંગ પીઠ પ્રમાણમાં ભૂમિ ખનન

કરવું. સખત ભૂમિ, જલ, પાષાણ આવે ત્યાં સુધી ખોદવું. પછી નક્કી કરેલ મૂહૂર્તે શિલાન્યાસ કરવો, શિલા માટે શાસ્ત્રકારોએ પ્રાસાદ પ્રમાણથી તેના માનો નક્કી કરેલ છે. તેની પહોળાઈ લંબાઈ–જાડાઈ અને આકૃતિ તથા આકૃતિની પણ ઉંડાઈ કેટલી કરવી તે પણ શાસ્ત્રકારોએ નક્કી કરેલ છે.

સુંદર કલાયુક્ત આકૃતિ સહિત શિલા કરવી. મધ્ય ધરણી શિલામાં ૧ સમુદ્રની લહેર, ૨ મચ્છ, ૩ દેડકો, ૪ મકર, ૫ ગ્રાસ, ૬ શંખ, ૭ સર્પ, ૮ કલશ એ મુખ્ય શિલાના અષ્ટકોણમાં એ અગ્નિકોણથી આરંભી આઠ આકૃતિઓ કરવી. શિલાના મધ્ય ભાગમાં કૂર્મની આકૃતિ કરવી. આ શિલા પ્રાસાદ ગર્ભગૃહના મધ્ય ભાગે સ્થાપવી. અને પ્રાસાદના ભીતિ સ્થાન નીચે ચાર દિશા અને ચાર વિદિશાની શિલા સ્થાપવી. આ શિલાઓમાં પૂર્વાદિ દિશાઓના દિક્પાલોના આયુધોનુ પૂજન કરી, શિલાઓ સ્થાપન કરવી. શિલાઓને રેશમી વસ્ત્રો, ચીવાસૂત્ર, આદિથી અલંકૃત કરવાની. શિલાઓ ભૂમિમાં દબાઈ જવાની છે તે છતાં શાસ્ત્રકારોએ સુંદર રીતે કલાત્મક કરવાનુ કહેલ છે. શિલાઓના રક્ષણ માટે સંપૂટ કરવાનું કહેલ છે.

આ પણ સમયનલિકા ( ટાઈમ કેપસ્યુલ ) છે. સમય જતા પ્રાસાદોની હયાતી ન હોય તો પણ સમયનલિકા ઉપરથી આ જગા પર પ્રાસાદ હતો તે નિશ્ચિત થાય.

મધ્ય શિલાના કૂર્મ ઉપરથી પદ્મનાલ (યોગનાલ) નાભિ માટે પાઈપ લેવાનું કહેલ છે. તે પદ્મનાલ સ્થાપિત મૂર્તિ જ્યાં પ્રતિષ્ઠિત કરવાની હોય ત્યાં સુધી લેવાનો. આ રીતે મૂર્તિને બ્રહ્મ સ્વરૂપ આપેલ છે જે વિષ્ણુના નાભિકમલથી કમલદંડ ઉત્પન્ન થઈ તે કમલદંડ ઉપર કમલરૂપ આસનમાં બ્રહ્મા ઉત્પન્ન થયા આ રીતની કલ્પના વિદ્વાનોએ કરેલ છે. પ્રાસાદને આચાર્યોએ દેવ સ્વરૂપ કલ્પેલ છે. તેના દરેક અંગોમાં દેવના સ્થાનો છે.

પ્રાસાદ રચના જગતી ભીટ, પીઠ, મંડોવર શૃંગો, ઉરૂશૃંગો પ્રત્યંગ, શુકનાશ, સ્કંધ, આમલસાર, કલશ, ધ્વજદંડ આદિ અંગોથી વિભૂષિત રચના ગર્ભગૃહ પછી કોલીમંડપ, ગૂઢમંડપ, ત્રીકમંડપ, નૃત્યમંડપ, ચતુષ્કિકા, સોપાન, બલાણક, નાભી મંડપ આદિ ભૂમિ તલ દર્શન છે.

કુંભી, સ્તંભ, કાટાસરા, ઠેકી, લેટાસરા, પાટ, અષ્ટાંશ, ગોળાંશ અને વિતાન પદ્મશિલા વિતાનના અનેક રૂપો છે.

પ્રાસાદના બે રૂપો સાન્ધાર અને નિરંધાર. સાન્ધાર ભ્રમયુક્ત અને મંડપ પણ ભ્રમયુક્ત થાય. મેઘનાદ આદિ મંડપો મંજલ પર મંજલ ચઢાવી કરી શકાય.

વિતાન ઉપર સંવરણા કરવાની તેના અનેક સ્વરૂપો છે. પ્રાસાદના દરેક અંગ-ઉપાંગોને શાસ્ત્રકારોએ સપ્રમાણ અને સુંદર રીતે વર્ણવેલ છે. પ્રાસાદ રચના એ બુદ્ધિગમ્ય અદ્ભુત રચના છે. પ્રાસાદ ચૌદ જાતીના છે. તેને દેશપરત્વે કરવાનું કહેલ છે. જુદા જુદા પ્રાસાદોની રચના વિષે શિલ્પ ગ્રંથોમાં સંપૂર્ણ અંગો—ઉપાંગોના વર્ણનો જણાવેલ છે. જેથી સરળ રીતે સમજી શકાય અને કરી શકાય.

પ્રાસાદ રચનામાં ગણિત એ મુખ્ય વસ્તુ છે. તે ગણિત જ્યોતિશ ચક્રો સાથે સંકળાયેલ છે. તેના ૨૧ અંગો છે. ૧ ક્ષેત્રફલ, ૨ આય, ૩ નક્ષત્રફલ, ૪ નક્ષત્રગણ, ૫ નક્ષત્રચંદ્ર. ૬ નક્ષત્રવૈર, ૭ વ્યય, ૮ તારા, ૯ નાડી, ૧૦ રાશિ, ૧૧ રાશિસ્વામી, ૧૨ ગૃહના નામાક્ષર, ૧૩ અંશક, ૧૪ લગ્ન, ૧૫ તિથિ, ૧૬ વાર, ૧૭ કરણ, ૧૮ યોગ, ૧૯ વર્ગ, ૨૦ તત્ત્વ, ૨૧ આયુષ્ય, આ રીતે એકવીશ અંગો મેળવવાનું કહેલ છે. જેની સંપૂર્ણ માહિતી 'શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્' પૂર્વાર્ધમાં આપેલ છે. નક્ષત્રોમાં દેવગણ, મનુષ્ય ગણ, રાક્ષસગણ, આ ત્રણ પ્રકારના નક્ષત્રો છે.

स्वगुणे परमाप्रीति मर्ध्यमा दैव मानुषे,
मर्त्ये राक्षसयोर्मृत्युः कलहो देव राक्षसोः ॥

એક જ ગણ હોય તો પરમ પ્રીતિ, મનુષ્ય અને દેવગણ હોય તો મધ્યમ, મનુષ્ય અને રાક્ષસગણ હોય તો મૃત્યુ, દેવ અને રાક્ષસ ગણ હોય તો કલેશ રહે. શાસ્ત્રકારોએ જન્મ નક્ષત્ર સાથે સમન્વય કરવાનું કહ્યું છે. જન્મ નક્ષત્ર જે ગણનું હોય તેને તે જ ગણનું નક્ષત્ર ગૃહ પ્રાસાદોમાં આવે તો શુભ એથી વિરુદ્ધનું ઉપર મુજબ ફલ જાણવું.

આપણે અત્યારે યોની સાથે સમન્વય કરી નક્ષત્રાદિ મેળવીએ છીએ દેવને દેવગણ મનુષ્યને મનુષ્યગણ આ રીતે મેળવવામાં આવે છે. શું વ્યાજબી તેનો નિર્ણય થયો નથી. એટલે આ સંબંધી અનિશ્ચિતતા પ્રવર્તે છે,

ઉદમ્બર પ્રમાણ—

મંડોવરના કુંભાથી બરાબર શાખની કુંભી તથા સ્તંભની કુંભી કરવી તેમ જણાવેલ છે. અને ઉદમ્બર કુંભા બરાબર સમસૂત્રમાં કરવો. તે પ્રથમ માન બીજુમાન અર્ધભાગે નીચે ઉતારવો, ત્રીજુમાન ત્રીજે ભાગે અને ચોથુ માન ચોથે ભાગે નીચે ઉતારવાનુ પ્રમાણ છે. કેટલાક શાખ કુંભી તથા સ્તંભ કુભી બંન્ને ઉદમ્બર પ્રમાણે ઉતારે છે. તે બરાબર નથી. ઉદમ્બર નીચો કરવાનુ કારણ શાસ્ત્રકારોએ સમજણપૂર્વક આપેલ છે. કારણ કે ઉંચાઈ વધારે થતી હોય તો જવા, આવવામાં મુશ્કેલી પડે તેથી શાસ્ત્રકારોએ ચાર પ્રમાણ આપ્યા છે, યોગ્ય જરૂરીયાત પ્રમાણે માનનો ઉપયોગ કરવો.



પ્રકાશક શ્રી દક્ષકુમાર નંદલાલ સોમપુરા શ્રી સિદ્ધાચલ શણગાર
ચતુર્વિંશતિ જિન પ્રાસાદના કામનુ નિરીક્ષણુ કરી રહ્યા છે.



ભરત પ્રિન્ટરી પાલીતાણા.

ક્ષિરાર્ણવમાં તે માટે સ્પષ્ટ કહ્યું છે.

उदम्बरान्ते हृते कुंभि स्तम्भ च पूर्ववत् ।

ઉદમ્બર નીચો ઉતારવો પણ કુંભી સ્તંભ પૂર્વવત રાખવા.

દેવતા દૃષ્ટિસ્થાન

દૃષ્ટિ માનના દ્વારના સૂત્ર પ્રમાણે દૃષ્ટિનું મધ્ય બિંદુ મેળવવું એ જ બરાબર છે. દૃષ્ટિ સંપૂર્ણ ભાગમાં લેવી નહિ.

દ્વારના ૬૪ ભાગ કરી ૫૫ ભાગે ત્રિપુરૂષ અને જિનદૃષ્ટિ મેળવવી. અથવા દ્વારના આઠ ભાગ કરી સાતમા ભાગના આઠ ભાગ કરી. સાતમાં ભાગમાં દૃષ્ટિ મેળવવી. એટલે સાતમા ભાગમા ચક્ષુનું મધ્ય બીન્દુ મેળવવું. એ જ બરાબર છે.

પદ સ્થાનમાં પણ તેમ જ છે. ગર્ભગૃહના મધ્ય ગર્ભથી પાછળની ભીતિ સુધીના ૨૮ ભાગ કરવા. તેમાં મધ્યે શિવ, ભાગના ઉપર શિવનું મધ્ય ગર્ભ આવે શિવ, ૨૮ અને ૨૯ ભાગમાં આવે. આ જ રીતે દરેક મૂર્તિ સ્થાનો પણ કહેલ છે. ઉભી મૂર્તિ ચરણના મધ્યસ્થાને અથવા ઘુંટીના ગર્ભ પદસ્થાનમાં સ્થાપવી. બેઠી મૂર્તિ ભુજાના ગર્ભે તથા કાનની બુટના ગર્ભે સૂત્રમાં સ્થાપવી. આ રીતે બંન્ને ભાગમાં મૂર્તિસ્થાન આવે તે જ રીતે દૃષ્ટિસ્થાન પણ સમજવું. તેનુ સ્થાન પણ વિભાગ રેખાથી નીચે ઉપર બંન્ને સ્થાનમાં વહેંચાય; આ રીતે શિલ્પના ગૂઢ રહસ્યો સમજી કામ કરવામાં આવે તો અવશ્ય ફલદાયિ થાય. માટે શિલ્પીઓએ શાસ્ત્રના નિયમોનું બરાબર સમજણ પૂર્વક પાલન કરવું જેથી પ્રાસાદ ગૃહ બાંધનાર તથા બંધાવનાર ગૃહપતિ ને સુખ, સમૃદ્ધિ, કીર્તિ, આયુ અને પુત્ર પૌત્રાદિકનો લાભ થાય. અસ્તુ.

---

## પ્રાસાદની ચૌદ જાતિ

પ્રાસાદ ઉત્પત્તિનો ઇતિહાસ સુરમ્ય છે. હિમવર્ષના દેવદારૂવનમાં સુરાધિશ, દેવ, દેવીઓ, રાજાઓ, નાગ, યક્ષકિન્નર, વિદ્યાધરો, ગાંધર્વ, દાનવો, પિશાચ અને વ્યંતર જાતિએ શિવજીનું પ્રાસાદ આકારે પૂજન કર્યું. તે પરથી પ્રાસાદની ચૌદ જાતિઓ ઉત્પન્ન થઇ.

૧ નાગર, ૨ દ્રવિડ, ૩ લતિન, ૪ ભૂમિજ, ૫ વરાટ, ૬ વિમાન, ૭ મિશ્રક, ૮ સાન્ધાર, ૯ વિમાનનાગર, ૧૦ વિમાનપુષ્પક, ૧૧ વલ્લભી, ૧૨ ફાસનાકારા, ૧૩ સિંહાવલોકન, ૧૪ રથારૂહ.

**નાગરપ્રાસાદ :—** નાગરી રેખા, કમલના પોયણા કૃતિ, નાગરી રેખા માનના અનેક ભેદો છે. ગજાશ્વનરપીઠ પૂર્ણાલંકારી, મંડોવર છાદ્યયુક્ત, શૃંગ, ઉરૂશૃંગ, પ્રત્યંગ, તવંગ, તિલક અને મૂળમંજરીના દલ વિભક્તિથી પ્રગટ થતા અનેક અંડકના સમૂહથી

રચાયેલું શિસ્તબદ્ધ શિખર જેના ચોરસ સ્કંધના શીરે આમલસાર, કલશયુક્ત શિખર તે નાગરજાતિ જાણવી. મૂળગર્ભગૃહ પાસે કપિલા, ચોકી વિશેષે વિતાનયુક્ત રંગમંડપ અથવા ગૂઢમંડપ, ત્રિકમંડપ, નૃત્યમંડપ, ચતુષ્કિકા મંડપ ઉપર ફાસનાકૃતિ કે સંવરણા યુક્ત થાય.

**૧ નાગરપ્રાસાદ :–** આ પ્રાસાદના પાંચ ભેદો છે. તેના સ્વરૂપો અને ભેદો નીચે પ્રમાણે છે.

| નામ | લક્ષણ | ભેદ સંખ્યા |
|---|---|---|
| ૧ વૈરાજ્ય પ્રાસાદ | ચોરસ | ૫૮૮ |
| ૨ પુષ્પક પ્રાસાદ | લંબચોરસ | ૩૦૦ |
| ૩ કૈલાસ પ્રાસાદ | વૃત | ૫૦૦ |
| ૪ મણિ પુષ્પ પ્રાસાદ | લંબવૃત | ૧૫૦ |
| ૫ ત્રિવિષ્ટપ પ્રાસાદ | અષ્ટાસ્ર | ૩૫૦ |
| | | કુલ ભેદ ૧૮૮૮ |

૧ નાગર, ૨ લતિન, ૩ ભૂમિજ, ૪ વરાટ, ૫ વિમાન, ૬ મિશ્રક, ૭ સાન્ધાર, ૮ વિમાનનાગરા, ૯ વિમાનપુષ્પક આ ૯ જાતિના પ્રાસાદો નાગર રેખાયુક્ત છે. શૃંગ ભેદે અલગ અલગ નામાકરણ થાય છે.

**૨ લતિન પ્રાસાદ :–** લતિન પ્રાસાદના પચ્ચીશભેદ છે. લતિન શિખર શૃંગ રહિત એકાંડિક છે. લત્તાઓથી અલંકૃત રેખાયુક્ત વેણુકોષના આકારથી બદ્ધ બનેલ આમલસાર કલશયુક્ત કૃતિ છે.

**૩ ભૂમિજ :–** કર્ણ પ્રતિભદ્ર શૃંગોની હારમાળા યુક્ત ભદ્ર, લત્તાઓથી અલંકૃત ઉરુશૃંગ વિહિન પચ્ચીશ ભેદ છે. નવભૂમિ સુધીના પ્રાસાદોનું અપરાજિત પૃચ્છામાં સવિસ્તાર વર્ણન આપેલ છે.

**૪ વરાટ :–** વરાટ પ્રાસાદના પચ્ચીશ ભેદ છે, નવભૂમિ સુધીના પ્રાસાદનું વર્ણન અપરાજિત પૃચ્છામાં સવિસ્તાર આપેલ છે.

**૫ વિમાનાદિ :–** ચોસઠ પ્રાસાદના ભેદો છે. (૧) સર્વદેવ, (૨) શિવ, (૩) વિષ્ણુ, (૪) બ્રહ્મા, (૫) સૂર્ય, (૬) દેવી, (૭) ગણપતિ, (૮) જિનેન્દ્ર, ચોસઠ પ્રાસાદ નાગર રેખા માનના શૃંગ, ઉરૂશૃંગ, પ્રત્યંગ, તવંગ, તિલકયુક્ત છે.
અપરાજિત પૃચ્છામાં સવિસ્તાર વર્ણન છે.

**૬ મિશ્રક :–** મિશ્રક પ્રાસાદના રૂચકોદ્દ્ભવ, નવભેદ, અને શ્રીધરાધ્યા દશ ભેદ છે, શૃંગ, ઉદ્દગમ તિલકયુક્ત પ્રાસાદો છે. અપરજિત પૃચ્છામાં સવિસ્તાર વર્ણન છે.

૭ સાન્ધાર :– કેશરાદિ પ્રાસાદ આદિ ૨૫ ભેદ છે. કેશરાદિ ૫ અંડકયુક્ત અને ૨૫ મા મેરુપ્રાસાદ ૧૦૧ અંડકયુક્ત છે. ભ્રમયુક્ત સાન્ધાર અને ભ્રમરહિત નિરંધાર એમ બંન્ને રીતે થઈ શકે છે. પ્રાસાદ લક્ષણયુક્ત સમસ્ત ગ્રંથોમાં વર્ણન છે.

૮ વિમાન નાગર :– વિમાન નાગર જાતિના પચ્ચીશ ભેદો છે. સાન્ધાર અથવા નિરંધાર કરવા અનેક શૃંગ, ઉરુશૃંગ, તિલક, તવંગ, પ્રત્યંગ યુક્ત કરવા. આ વિષે અપરાજિત પૃચ્છામાં વિશેષ વર્ણન છે.

૯ વિમાન પુષ્પક :– પુષ્પકાદિ પચ્ચીશ પ્રાસાદોના ભેદો છે. કેશરાદિ શૃંગ યુક્ત પ્રાસાદો કરવા. અપરાજિત પૃચ્છામાં સવિશેષ વર્ણન આપેલ છે.

૧૦ દ્રવિડ :– દ્રવિડ પ્રાસાદમાં ૧ આદ્ય પીઠબંધન, ૨ પાદ્ય, ૩ પ્રસ્તર વરંડિકા અને છાદ્ય, ૪ ગ્રીવા ૫ ચુલિકા ( આમલસાર, ચંદ્રિકા, કર્પરી, પદ્મપત્ર ) ૬ સ્તૂપિકા ( કલશ ) આ તેના છ અંગો છે. તેને ષડવર્ગ કહે છે, કેટલીક વખત પ્રસ્તરને ઉપર કૂટ શાલા શિખરની વ્યંજનાથી ભૂમિ મંજલ થતા જાય છે. આગળ ગૂઢમંડપ તથા બાહ્ય ભાગમાં પાદ સ્તંભયુક્ત મંડોવર અને તે ઉપર પ્રસ્તર હોય છે. મંડપના અંદર ચાર સ્તંભો પર પટ્ટછાદ્ય હોય છે. મંડપને માત્ર સમદલ છાદ્ય હોય છે.

૧ અધિષ્ઠાન :– પીઠના ત્રણ થરો સામાન્ય રીતે હોય છે. ૧ પદ્મ ( જાડંબો ) ૨ કુમુદ ( કણી છાજલી ) ૩ સિંહમાલા ( ગ્રાસપટ્ટી ) તેના ઉપર પ્રતિ અને વેદી નામના સપાટ થર હોય છે. અહીંયા આદિ તલનો પ્રારંભ થાય છે. ( એટલે પહેલા મજલાનો પ્રારંભ) તેને પાદ્યમાં સમાવિષ્ટ ગણવામાં આવે છે.

૨ પાદ્ય સ્તંભયુક્ત મંડોવર :– મૂળ પ્રાસાદની ત્રણે બાજુ ભદ્રને દેવકોષ્ટ કહે છે. તેમાં જે દેવનો પ્રાસાદ હોય તેના પર્યાય સ્વરૂપો મૂકવામાં આવે છે. આ બાહ્ય સ્વરૂપ ગર્ભગૃહનું કહ્યું.

૩ પ્રસ્તર :– પ્રસ્તરના અંગમાં ૧ વરંડિકા, ૨ ઉત્તર, ૩ વાજન, ૪ કપોત, અર્ધગોળ, કપોતના છજાનો નીકાળો વધારે હોય છે. જો ભૂમિ ઉપર મજલો હોય તો તેને દ્વિતીય તલ કહે છે. તેના અંગ નીચે મુજબ.

अ. પ્રસ્તર પર સિંહ માલા–મંચના થરો ઉપર ખૂણા ઉપર કર્ણકૂટ ( બે સ્તંભો ઉપર ચૈત્યઝુલ–કમાન ) એ સ્તંભિકાના ભાગને વિતર્દિકા કહે છે. મધ્યગર્ભ ગવાક્ષ–કોષ્ઠના બે તરફ બબ્બે સ્તંભિકા પર ચૈત્ય ( ઝુલ કમાન ) અને તેની વચ્ચે અર્ધ ગોળાકાર વરંડિકાને ભદ્રશાલ કહે છે; કર્ણકૂટ અને ભદ્રશાલ વચ્ચેના અંતરમાં નેત્ર કોષ્ઠ ( હારાન્તર ) હારના નીચે ક્ષુદ્ર ઉપર તિલનાસિકા ( નાની ઠકારી ) હોય છે. અહીં દ્વિતીય તલ પૂર્ણ થાય છે.

च. એના ઉપર ચતુર્સ્ત્ર કે વૃત્ત શિખર (ગુમ્બજ જેવા) નો પ્રારંભ થાય છે, તેમાં સિંહમાલા પર પીઠાન ફલક (છત છાતીયાથી ઢાંકેલ) ઉપર ગોળ અથવા અષ્ટાસ્ત્ર શિખર (ગુમ્બજ જેવું) હોય તો કોણુ ઉપર વૃષભ, સિંહ અથવા ગરૂડના મોટા સ્વરૂપો અથવા કર્ણ કૂટ કરવામાં આવે છે.

૪ ગ્રીવા :- વરંડિકા કપોત પર સાદી જંઘા જેવા ભાગને ગ્રીવા કહે છે, તે પર મહાનાસી (ચૈત્ય ગુલ) ના મંચ પર ફરતા, સિંહવકત્ર (ગ્રાસમુખ) કરવામાં આવે છે, ગર્ભના બે નાસિકાના મધ્યમાં ખૂણા પર હોય છે, તેને પાર્શ્વનાસિકા કહેવામાં આવે છે, મહાનાસીકાનું અપર નામ ભદ્રનાસી પણ કહે છે, કેટલાક સ્થળોમાં ગ્રીવાથરમાં સ્તંભો કરવાના બદલે અહિં બે દેવરૂપ યા ઋષિમુનિના બેઠેલા રૂપ પણ કરે છે, પરંતુ પટ મહાનાસીથી અલંકૃત કરે છે, કોઈએ રૂપના સ્થાને પરશાલ (સાદું ભદ્ર) પણ કરે છે, ઉપર મહાનાસીના કોઇ પણ પ્રકાર હોય છે જ, ઉપર નીકળતા એવા હંસ વાજનોનો ફરતો થર કરીને તે પર બીજો છાંટવાળો એમાંથી નીકળતો થર કરવામાં આવે છે. તે પર શિખર થાય છે, ગ્રીવાની ઉપર હંસ વાજન કે બીજા થરના સ્થાન પર દંડ છાદ્ય જેવું છજુ નીકળતું કાઢીને તે પર શિખર (ગુમ્બજ) કરે છે. ગ્રીવા સ્તૂપિકાના મધ્યના ગુમ્બજ જેવા શિખરને ષડવર્ગમાં સ્થાન નથી હોતું.

૫ મૂલિકા શિખર ઉપર ચંદ્રસ્વરૂપ પદ્મપત્રિકા અથવા કર્પરી પત્રરૂપ વિસ્તૃત હોય છે.

૬ સ્તૂપિકા :- ચૂલિકા ઉપર દ્રવિડ શિખરનુ સર્વોપરી અંગ સ્તૂપિકા-નાગર છંદમાં તે કલશરૂપ કહેવાય છે, દ્રવિડ પ્રાસાદના પાંચ ભેદ છે, (૧) સ્વસ્તિક, (૨) સર્વતોભદ્ર, (૩) વર્ધમાન (૪) સૂત્રપદ્મા (૫) મહાપદ્મા એ પાંચેના ક્રમથી એકના એકસો, બસો, ત્રણસો, ચારસો અને પાંચસો એ રીતે પંદરસો ભેદ થાય છે, અપરાજિત પૃચ્છા કહે છે કે પીઠના ઉપર કર્ણ રેખાની ભૂમિકા કરવી તેની વિભક્તિ દલ લતાશૃંગોથી ઉત્પન્ન થાય છે. મેષ, મકર, કૂટાદિ કંટકોથી આવૃત્ત વેદી, ઘંટા નાસિકાદિથી શોભતો એવો દ્રવિડ છંદનો પ્રાસાદ જાણવો.

**૧૧ વલ્લભી પ્રાસાદ :-** સ્ત્રી સંજ્ઞક પ્રાસાદ છે પચ્ચીશ ભેદો છે લંબચોરસ ગર્ભગૃહની બહારના તલ છંદ ઘંટા વગરના ક્રમથી ભૂમિકા ચઢાવી. તેની ભૂમિકા ઉપર ગજપૃષ્ઠાકૃતિ શિખર કરવું. તેને ત્રિકલશ કરવા.

**૧૨ ફાસનાકાર પ્રાસાદ :–** આ પ્રાસાદને નપુંસક પ્રાસાદ કહે છે, તેના ભેદ પચ્ચીશ છે. આ જાતિના પ્રાસાદને સામાન્ય પીઠ મંડોવર ઉપર છાજલીઓ ક્રમશઃ ઉત્તરોત્તર સંકોચ કરી ચડાવવી હોય પર ઘંટા કલશ મૂકવા. ભદ્ર ઉપર સિંહકર્ણ મોટો ઉદ્ગમ કરવો, કર્ણ ફાસનાકાર શૃંગો પણ ચઢાવાય છે. ફાસનાકાર પ્રાસાદમાં તલદર્શનમાં હસ્તાંગુલ ઉપાંગોવાળા ફક્ત કર્ણ અને ભદ્ર વિશેષે હોય છે. ઉદકાન્તર-વર્જિત પાણીતાર વગરના ઉપાંગો હોય છે.

**૧૩ સિંહાવલોકન પ્રાસાદ :–** સિંહાવલોકન પ્રાસાદના પચીશ ભેદ છે. છાદ્ય ઉપર ઉદ્ગમ તથા કર્ણે ઘંટા તથા સિંહ કરવા.

**૧૪ રથારૂહ પ્રાસાદ :–** નાગર છંદથી ઉદ્ભૂત-શકટ-ગાડાના ઉપર નાગર છંદનો ત્રણ ચક્ર હોય તેવા આકારનો કામનાને દેવાવાળો રથારૂહ છંદનો પ્રાસાદ જાણવો. અપરાજિત પૃચ્છા કહે છે કે દારુકર્ષ (કાષ્ઠકાર્ય) થી ઉદ્ભૂત સિંહાવલોકન દારુના જેવા છંદ ને રથારૂહ હોવાનું કહે છે.



# નિવેદન

સાંસ્કૃતિક ઇતિહાસના અનુશીલનમાં શિલ્પ સ્થાપત્ય વાસ્તુ વિદ્યા, ગૃહ પ્રાસાદ, મૂર્તિવિધાન વગેરેનો અભ્યાસ આવશ્યક છે. શિલ્પના અનેક ગ્રંથો બહાર પડ્યા છે. પણ સરળ અને કડીબદ્ધ શૈલી હોય તો સામાન્યમાં સામાન્ય કાર્યરત સમજી શકે અને તેનો સરળ રીતે ઉપયોગ કરી શકે. તે માટે આ શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ પૂર્વાર્ધ આપની પાસે રજુ કરેલ છે અને આજે શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ ઉત્તરાર્ધ નામનો શિલ્પગ્રંથ બહાર પાડવાની કલ્પના મારા દિલમાં થઈ અને તેને મૂર્તરૂપ આપી આપની સમક્ષ રજુ કરતા સહર્ષ આનંદ અનુભવું છું. આપ સર્વે તેનો સદ્ઉપયોગ કરશો અને વિશેષ માણસો લાભ લેશે તો મારો પરિશ્રમ યથાર્થ ગણાશે. આપ દોષો નહિ જોતાં ગુણગ્રાહી બની સારાંશ ગ્રહણ કરશો એવી અભિલાષા.

# આભારદર્શન

નીચેના ગ્રંથોની સહાય લેવા બદલ સંપાદકોનો હું અત્યંત ઋણી છું અને આભાર માનું છું.

૧ રાજવલ્લભ
૨ શિલ્પદિપક
૩ જ્ઞાનપ્રકાશ દીપાર્ણવ
૪ શિલ્પરત્નાકર
૫ અપરાજિતપૃચ્છા
૬ વાસ્તુસાર પ્રકરણ
૭ પ્રાસાદમંડન
૮ કશ્યપશિલ્પ
૯ કલ્યાણકલિકા
૧૦ વાસ્તુપ્રતિષ્ઠા
૧૧ વાસ્તુશાંતિ
૧૨ બાલબોધજ્યોતિષ
૧૩ ક્ષીરાર્ણવ
૧૪ સમરાંગણ સૂત્રધાર
૧૫ અગ્નિપુરાણ
૧૬ મુહૂર્તમાર્તંડ
૧૭ મુહૂર્ત ચિંતામણી
૧૮ વાસ્તુરત્નાકર
૧૯ નિર્વાણકલિકા
૨૦ પ્રાસાદતિલક

આ પુસ્તકના સુંદર છાપકામ માટે ભરત પ્રિન્ટરીના માલીક કાંતિલાલ ડી. શાહ તથા તેમના સુપુત્રો કિરીટકુમાર કે. શાહ અને ભરતકુમાર કે. શાહનો પણ આભાર માનું છું.

# સંપાદકના ગ્રંથાલયમાં સંગ્રહીત શિલ્પ–પુરાણો આદિ ગ્રંથોની નોંધ



## હસ્ત લિખીત

૧ રાજવલ્લભ
૨ પ્રાસાદ મંડન.
૩ રૂપ મંડન
૪ દેવતા મૂર્તિપ્રકરણ.
૫ નિર્દોષ વાસ્તુ.
૬ ક્ષીરાર્ણવ

## પ્રકાશિત ગ્રંથો.

૧ શિલ્પ રત્નાકર
૨ રાજવલ્લભ
૩ જ્ઞાન પ્રકાશ દીપાર્ણવ
૪ ક્ષીરાર્ણવ
૫ પ્રાસાદ મંડન–હિંદી
૬ પ્રાસાદ મંડન–ગુજરાતી
૭ બૃહદ શિલ્પ શાસ્ત્ર ભાગ ૧
૮ બૃહદ શિલ્પ શાસ્ત્ર ભાગ ૨
૯ બૃહદ શિલ્પ શાસ્ત્ર ભાગ ૩
૧૦ વાસ્તુ સાર પ્રકરણ
૧૧ અપરાજિત પૃચ્છા
૧૨ શિલ્પ દિપક
૧૩ દેવતા મૂર્તિપ્રકરણ
૧૪ રૂપ મંડન
૧૫ વૈખાન સાગમ
૧૬ વિષ્ણુ સંહિતા
૧૭ તત્ત્વનિધિ
૧૮ શિલ્પ શાસ્ત્ર
૧૯ સાહિત્ય સંમેલન
૨૦ નૃત્ય ભારતી
૨૧ નૃત્ય મંજરી
૨૨ વિષ્ણુ ધર્મોત્તરપુરાણ
૨૩ પરિમાણ મંજરી
૨૪ કશ્યપ શિલ્પ
૨૫ શિલ્પરત્ન
૨૬ પ્રાસાદ મંડન રાજવલ્લભ
૨૭ ગૃહ વિધાન
૨૮ પ્રશ્નોતર રત્નચિંતામણી
૨૯ વાસ્તુ વિદ્યા
૩૦ ઈશાન દેવ ગુરૂ પદ્ધતિ
૩૧ કેશરાદિ પ્રાસાદ
૩૨ ભારતીય શિલ્પ સ્થાપત્ય

૩૩ મંડન કુંડ સિદ્ધિ
૩૪ અખિલ શ્રેયાર્થ ચિંતામણી
૩૫ કલ્યાણ કલિકા ભા. ૧
૩૬ કલ્યાણ કલિકા ભા. ૨
૩૭ લઘુ શિલ્પ આયતત્ત્વ
૩૮ ભારતીય મૂર્તિ કલા
૩૯ સુલભ વાસ્તુ શાસ્ત્ર
૪૦ કલા ચિંતન
૪૧ વાસ્તુ રાજવલ્લભ
૪૨ વાસ્તુ મુક્તાવલી
૪૩ શિલ્પ ચિંતામણી
૪૪ વાસ્તુ પ્રતિષ્ઠા સંગ્રહ
૪૫ પ્રાસાદ મંડન-સંસ્કૃત
૪૬ પ્રતિમા લક્ષણ
૪૭ વાસ્તુ સારિણી
૪૮ વાસ્તુ રત્નાકર
૪૯ શિલ્પ ચિંતામણી ભા. ૧ થી ૫.
૫૦ વિશ્વકર્મા શિલ્પ શાસ્ત્ર
૫૧ ભારતીય વાસ્તુ કલા
૫૨ ઇમારત બાંધકામ
૫૩ વાસ્તુ વિદ્યા
૫૪ વિશ્વકર્મા વિદ્યા પ્રકાશ
૫૫ પરિકર સમિક્ષા
૫૬ કચ્છનું સંસ્કૃતિ દર્શન
૫૭ અમદાવાદ સર્વ સંગ્રહ
૫૮ મૂર્તિ પૂજા
૫૯ જાતકાલંકાર
૬૦ બૃહદ ધારણા યંત્ર
૬૧ મુહૂર્ત ચિંતામણી
૬૨ મુહૂર્ત માર્તંડ
૬૩ આરંભ સિદ્ધિ
૬૪ દિન શુદ્ધિ દીપિકા
૬૫ વેધ વાસ્તુ
૬૬ પ્રાસાદ તિલક
૬૭ દુર્ગ વિધાન
૬૮ ભારતીય શિલ્પ સંહિતા
૬૯ અગ્નિ પુરાણ સંસ્કૃત
૭૦ અગ્નિ પુરાણ ગુજરાતી
૭૧ વિષ્ણુ પુરાણ
૭૨ બ્રહ્મ પુરાણ ભા. ૧
૭૩ બ્રહ્મ પુરાણ ભા. ૨
૭૪ બ્રહ્માંડ પુરાણ ભા. ૧
૭૫ બ્રહ્માંડ પુરાણ ભા. ૨
૭૬ મત્સ્ય પુરાણ ભા. ૧
૭૭ મત્સ્ય પુરાણ ભા. ૨
૭૮ પદ્મ પુરાણ
૭૯ નારદ પુરાણ
૮૦ ગરૂડ પુરાણ ભા. ૧
૮૧ ગરૂડ પુરાણ ભા. ૨
૮૨ ભગવતિ ભાગવત પુરાણ
૮૩ શ્રીમદ્ ભાગવત પુરાણ
૮૪ નારદીય મનુ સંહિતા
૮૫ બ્રહ્મ વૈવર્ત્ત પુરાણ ભા. ૧
૮૬ બ્રહ્મ વૈવર્ત્ત પુરાણ ભા. ૨
૮૭ શિવ પુરાણ ભા. ૧
૮૮ શિવ પુરાણ ભા. ૨
૮૯ વાયુ પુરાણ ભા. ૧
૯૦ વાયુ પુરાણ ભા. ૨



સંપાદકનું નિવાસસ્થાન શિલ્પાયતન સર્વોદય સોસાયટી—પાલિતાણા.



ભરત પ્રિન્ટરી પાલિતાણા.

# સંપાદકનો પરિચય

સંવત ૧૯૬૫ના માર્ગશીર્ષ શુક્લ ૧ ભોમવારે જન્મ થયો. પિતાશ્રી ચુનિલાલ વેલજી કશ્યપ ગોત્ર સોમપુરા બ્રાહ્મણ જ્ઞાતિ.

શિલ્પ સ્થાપત્ય એ પરંપરાગત ઉતરતો આવેલ વારસો છે. જશકરણભાઇ એ અમારા પ્રપિતામહ જેમણે શત્રુંજય ઉપર ઉત્તંગ શિખરથી શોભી રહેલ ચૌમુખ પ્રાસાદની રચના કરી અને ૧૮૯૨માં સંપૂર્ણ કર્યું, અમારા પિતામહ વેલજીભાઈ જેણે અનેક પ્રાસાદોની રચના કરી તેમાં પાલીતાણા શહેરમાં દિગમ્બર મંદિર, બોટાદ પાસે ગઢડા, પાળીઆદ અળાઉ જિનમંદિર આદિ. વેરાવળ પાસે આદરી જૈન પ્રાસાદ રચના, શામળાજી જીર્ણોદ્ધાર, કુંડલા પાસે ગાધકડા જૈન મંદિર, ભાવનગર પાસે વરતેજ જૈન દેરાસર આટલી માહિતી તો મળે છે. પિતાજી ચુનિલાલ જેમણે કચ્છ વાગડમાં પ્લાસવા, ફતેગઢ, બેલા સૌરાષ્ટ્રમાં ઝીંઝુવાડા, દસાડા, માંડલ, પાટડી આદિ કામોના જીર્ણોદ્ધાર કર્યા. આ સિવાય બીજા અનેક કામો કરેલ.

ગુજરાતી ચાર ધોરણ અભ્યાસ કર્યો પછી કૌટુમ્બીક સંજોગોને લઇ શિલ્પ કામમાં જોડાવાની જરૂર પડી. ધંધાદારી પ્રેકટીકલ જ્ઞાન સાથે શિલ્પગ્રંથોનો ૧૫ વર્ષે અભ્યાસ શરુ કર્યો અને ૧૮ વર્ષની વયે સ્વતંત્ર બીલ્ડીંગ કોંટ્રાકટના કામ શરુ કર્યા. પાલીતાણામાં જુનું શ્રાવિકાશ્રમ જે હાલ સમરથ ભુવન કહેવાય છે. ચાંદ ભુવન, ખુશાલ ભુવન, દિગમ્બર ધર્મશાળા, ખોજાની મસ્જીદ, આદિ બીલ્ડીંગ વર્ક કર્યા. રાજ્ય મહેલ, હવામહેલમાં કેટલુંક કામ કર્યું. આ ગામમાં બીલ્ડીંગના કામો ઘણા કર્યા અને પછી પ્રાસાદો બાંધવાનું કામ શરુ કર્યું આજ સુધીમાં નીચે મુજબ પ્રાસાદ સ્થાપત્યોના કામો અને જીર્ણોદ્ધારોના કામો કર્યા છે.



# નૂતન પ્રાસાદ શિલ્પ સ્થાપત્યો

## શિલ્પાચાર્ય નંદલાલ ચુનિલાલ સોમપુરા.

| | | |
|---|---|---|
| ૧ | દાલોદ જૈન દેરાસર | (ઉત્તર ગુજરાત) |
| ૨ | રીખડા શિવાલય | (ઉત્તર ગુજરાત) |
| ૩ | કદમગિરિ પૂર્વતરફનો પ્રાસાદ | (ભાવનગર જીલ્લો) |
| ૪ | જિનદત્તસૂરીશ્વરજી મંડપ બાબુની ટૂંક | પાલીતાણા |
| ૫ | કીપાચંદજી મહારાજ સ્મારક | (પાલીતાણા) |
| ૬ | મોતીલાલ ન્હાલચંદ દેરાસર મોતીશાટૂંક | પાલીતાણા શત્રુંજય |
| ૭ | શ્રાવિકાશ્રમ જૈન દેરાસર (જુનું) | પાલીતાણા |
| ૮ | નરશી કેશવજી જૈન દેરાસર | પાલીતાણા |
| ૯ | રામદાસ સ્વામી મંદિર | પાલીતાણા |
| ૧૦ | ગોદડીયા મહારાજ મંદિર | પાલીતાણા |
| ૧૧ | હનુમાન મંદિર | પાલીતાણા |
| ૧૨ | પુંડરીકસ્વામી જૈન મંદિર | અમરેલી |
| ૧૩ | સાવરકુંડલા જૈન મંદિર | સાવરકુંડલા |
| ૧૪ | બહારકોટ મહાવીરસ્વામી જૈન દેરાસર | વેરાવલ |
| ૧૫ | સીમંધરસ્વામી દિગમ્બર જૈન દેરાસર | સોનગઢ |
| ૧૬ | સમવસરણ દિગમ્બર જૈન દેરાસર | સોનગઢ |
| ૧૭ | સંન્યાસ આશ્રમ શિવાલય લક્ષ્મીનારાયણ અને જગદ્દગુરુ શંકરાચાર્ય મંદિર | વિલેપારલે (વેસ્ટ) મુંબઈ |
| ૧૮ | ઘેલા સોમનાથ મહાદેવ પ્રાસાદ | જસદણ સ્ટેટ |
| ૧૯ | શ્રી શાન્તિનાથ જૈન દેરાસર | વઢવાણ સીટી |
| ૨૦ | શ્રી શિતળનાથ જૈન દેરાસર | વઢવાણ સીટી |
| ૨૧ | હલરા જૈન દેરાસર | હલરા (કચ્છ વાગડ) |

| | | |
|---|---|---|
| ૨૨ | અલીયાબાડા જૈન દેરાસર | જામનગર |
| ૨૩ | પાનેલી જૈન દેરાસર | પોરબંદર |
| ૨૪ | બોટાદ જૈન દેરાસર | બોટાદ |
| ૨૫ | શ્રી પાર્શ્વનાથજી જૈન દેરાસર | સદર રાજકોટ |
| ૨૬ | શ્રી યશોવિજયજી સ્મારક મંદિર | ડભોઈ |
| ૨૭ | ચોવીશ જિનાલય (વાસુપૂજ્યસ્વામી) | સુરેન્દ્રનગર |
| ૨૮ | મંડપ પટ્ટ દર્શન મંદિર | સુરેન્દ્રનગર |
| ૨૯ | મહેતાપોળ નેમનાથ પ્રાસાદ | વડોદરા |
| ૩૦ | લલીયાણા જૈન દેરાસર | (કચ્છ વાગડ) |
| ૩૧ | જંગી જૈન દેરાસર | (કચ્છ, વાગડ) |
| ૩૨ | આબુ શ્રી શાન્તિસૂરીશ્વર ગુરુ મંદીર | (રાજસ્થાન) |
| ૩૩ | બલદાણા જૈન દેરાસર | (સુરેન્દ્રનગર જીલ્લો) |
| ૩૪ | પુરૂષોતમ સુરચંદ જૈન દેરાસર | ( કાંદિવલી મુંબઇ ) |
| ૩૫ | થાણાદેવડી જૈન દેરાસર | સોરઠ |
| ૩૬ | મોરબી ચક્રેશ્વરી મંદીર | મોરબી |
| ૩૭ | સમવસરણ પટ્ટ દર્શન મંડપ | મોરબી |
| ૩૮ | ટંકારા માણીભદ્ર મંદિર | ટંકારા ( મોરબી ) |
| ૩૯ | જૈન દેરાસર–ખાખરેચી | (મોરબી) |
| ૪૦ | લાડોલ જૈન દેરાસર | ઉ. ગુજરાત |
| ૪૧ | લાડોલ વીર મંદિર | ઉ. ગુજરાત |
| ૪૨ | ઝરીયા નં. ૪. જૈન દેરાસર | બિહાર |
| ૪૩ | બેરમા જૈન દેરાસર | બિહાર |
| ૪૪ | કત્રાસ જૈન દેરાસર | બિહાર |
| ૪૫ | ધ્રાંગધ્રા પાર્શ્વનાથજી જૈન દેરાસર | સુરેન્દ્રનગર |
| ૪૬ | સીમંધર સ્વામી દિગમ્બર મંદિર | વઢવાણ |
| ૪૭ | ,, ,, ,, ,, | સુરેન્દ્રનગર |
| ૪૮ | ,, ,, ,, ,, | રાણપુર |
| ૪૯ | ,, ,, ,, ,, | વીંછીયા |
| ૫૦ | ,, ,, ,, ,, | લાઠી |

| | | |
|---|---|---|
| ૫૧ | છાણી મહાવીરસ્વામી જૈન દેરસર | ( જી. વડોદરા ) |
| ૫૨ | દહેજ જૈન દેરાસર | ( જી. ભરૂચ ) |
| ૫૩ | ધંધુકા જૈન દેરાસર | (જી. અમદાવાદ) |
| ૫૪ | પુરૂષોતમ સુરચંદ બોડીંગ જૈન દેરાસર | ધ્રાંગધ્રા |
| ૫૫ | વાસુપૂજ્ય સ્વામી જૈન દેરાસર | અંજાર (કચ્છ) |
| ૫૬ | શ્રી શાન્તિનાથ પ્રભુ જૈન દેરાસર | અંજાર (કચ્છ) |
| ૫૭ | શ્રી નોંધણવદર જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૫૮ | સઈ જૈન દેરાસર | કચ્છ–વાગડ |
| ૫૯ | ગળપાદર જૈન દેરાસર | કચ્છ |
| ૬૦ | ભચાઉ જૈન દેરાસર | કચ્છ વાગડ |
| ૬૧ | છસરા જૈન દેરાસર | (કચ્છ તા. મુંદ્રા) |
| ૬૨ | કારવણ જૈન દેરાસર | જી. વડોદરા |
| ૬૩ | શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ જૈન દેરાસર | ગોરેગાંવ (મુંબઈ) |
| ૬૪ | જવાહરનગર જૈન દેરાસર | કચ્છ |
| ૬૫ | ઇન્દરા નગર જૈન દેરાસર | કચ્છ |
| ૬૬ | વિવેકાનંદ નગર જૈન દેરાસર | કચ્છ |
| ૬૭ | કેદારનાથ શિવાલય | ભમોદરા ( તા. કુંડલા ) |
| ૬૮ | સમવસરણ મંડપ ધોળીપોળ | વઢવાણ |
| ૬૯ | શ્રી સ્વામીનારાયણ મહંતશ્રીજી ગુરૂ મંદિર | વઢવાણ |
| ૭૦ | મહુવા જૈન દેરાસર | ( જી. ભાવનાગર ) |
| ૭૧ | ભદ્રેશ્વર જિતવિજયજી ગુરુ મંદિર | કચ્છ |
| ૭૨ | ચેમ્બુર શ્રી ઋષભદેવ પ્રભુ જૈન દેરાસર | મુંબઈ |
| ૭૩ | વરલી જૈન દેરાસર | મુંબઈ |
| ૭૪ | બોરીવલી જૈન દેરાસર | મુંબઈ |
| ૭૫ | કનકસુરિશ્વરજી ગુરૂ મંદિર | ભચાઉ ( કચ્છ વાગડ ) |
| ૭૬ | લાખેણી જૈન દેરાસર | ( જી. ભાવનગર ) |
| ૭૭ | મોરબી શક્તિ પ્લોટ જૈન દેરાસર | મોરબી |
| ૭૮ | માધાપર જૈન દેરાસર | ( કચ્છ ) |
| ૭૯ | ઇડર શ્રી લબ્ધિસૂરીશ્વરજી ગુરૂ મંદિર | સાબરકાંઠા |

| | | |
|---|---|---|
| ૮૦ | પોશીના ગુરૂ મંદિર | સાબરકાંઠા |
| ૮૧ | શ્રી વડાલી ચોવીશ જિનાલય | સાબરકાંઠા |
| ૮૨ | પત્રી સમવસરણ મંદિર | કચ્છ |
| ૮૩ | શ્રી કેસરીયાજી મહામેઘનાદ પ્રાસાદ | પાલીતાણા |
| ૮૪ | હણોલ જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૮૫ | સુદામડા ચૌમુખ જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૮૬ | શ્રી મુનિસુવ્રતસ્વામી મહારાષ્ટ્ર ભૂષણ મેઘનાદ મંડપ ભવ્ય જિનાલય | ઘાટકોપર |
| ૮૭ | સંઘાણી જૈન દેરાસર | ઘાટકોપર |
| ૮૮ | વાંદરા જૈન દેરાસર | મુંબઈ |
| ૮૯ | ધોલવડ જૈન દેરાસર | મહારાષ્ટ્ર |
| ૯૦ | દહીસર શાન્તિનાથજી જૈન દેરાસર | મુંબઈ |
| ૯૧ | પુરુષોત્તમપાર્ક જૈન દેરાસર | બોરીવલી મુંબઇ |
| ૯૨ | નિઝામાબાદ જૈન દેરાસર | આંધ્રપ્રદેશ |
| ૯૩ | ચુનડી જૈન દેરાસર | કચ્છ |
| ૯૪ | ભુજપુર જૈન દેરાસર | કચ્છ |
| ૯૫ | રતાડીયા અંબાજી મંદિર | કચ્છ |
| ૯૬ | જંગી જૈન દેરાસર | કચ્છ |
| ૯૭ | પરોલી જૈન દેરાસર | જી. પંચમહાલ |
| ૯૮ | ગુરૂ મંદિર | ખંભાત |
| ૯૯ | કદમ અમૃત જૈન દેરાસર | પાલીતાણા |
| ૧૦૦ | અંધેરી કાન્તિનગર જૈન દેરાસર | મુંબઈ |
| ૧૦૧ | વિશ્વકર્મા મંદિર તલાજા | જી. ભાવનગર |
| ૧૦૨ | મોટીવાવડી જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૧૦૩ | દિહોર જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૧૦૪ | શ્રી સિદ્ધાચલ શણગાર ઘેટીપાગ | પાલીતાણા |
| ૧૦૫ | પવઈ જૈન દેરાસર | મુંબઈ |
| ૧૦૬ | કાંદિવલી ચોવીશ જિનાલય | મુંબઈ |
| ૧૦૭ | આકોલા જૈન દેરાસર | મહારાષ્ટ્ર |

| | | |
|---|---|---|
| ૧૦૮ | શીતલનાથ જૈન દેરાસર | સુરત |
| ૧૦૯ | વાસુપૂજ્યસ્વામી જૈન દેરાસર | સુરત |
| ૧૧૦ | ચંદનબાગ જૈન દેરાસર | સુરત |
| ૧૧૧ | ચૌમુખજી દેરાસર | વલભીપુર |
| ૧૧૨ | જૈન દેરાસર | રતનપર (ગાયકવાડી) |
| ૧૧૩ | જૈન ભીલન મંદિર (શ્વેતામ્બર સ્થાનક દિગમ્બર) | ભીલાઈનગર |
| ૧૧૪ | શિવશક્તિ રામજી મંદિર | ઢસા (સૌરાષ્ટ્ર) |
| ૧૧૫ | ચોરવાડ જૈન દેરાસર | જી. જુનાગઢ |
| ૧૧૬ | ગુરૂમંદિર સાહિત્યમંદિર | પાલીતાણા |
| ૧૧૭ | ગુરૂમંદિર માંગરોળ | જી. જુનાગઢ |
| ૧૧૮ | ગુરૂમંદિર આદ્રિ | જી. જુનાગઢ |
| ૧૧૯ | શિવાલય | હરસુર દેવળીયા (સૌરાષ્ટ્ર) |

# (પ્રાસાદ જીર્ણોદ્ધાર)

## શ્રી નંદલાલ ચુનીલાલ સોમપુરા–પાલીતાણા.

| | | |
|---|---|---|
| ૧ | પછેગામશિવાલય | જી. ભાવનગર |
| ૨ | કુંભણ શિવાલય | ,, |
| ૩ | દસાડા જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૪ | ઝીઝુંવાડા જૈન દેરાસર | ,, |
| ૫ | શત્રુંજય શેઠ મોતીશાની ટુંક દેરી ૬ | પાલીતાણા |
| ૬ | શત્રુંજય દેવશી પુનશી દેરાસર ચૌમુખ ટુંક | પાલીતાણા |
| ૭ | શત્રુંજય ખરતરગચ્છ છત્રી ચૌમુખ ટુંક | પાલીતાણા |
| ૮ | તલાટી બાબુની ટુંક દેરીઓ ૨ | પાલીતાણા |
| ૯ | શત્રુંજય નરશી કેશવજી ટુંક દેરીઓ ૩ | પાલીતાણા |
| ૧૦ | શત્રુંજય કેશવજી નાયક ટુંક દેરીઓ ૪ | પાલીતાણા |

| | | |
|---|---|---|
| ૧૧ | વિઠલાપર જૈન દેરાસર | ઉ. ગુજરાત |
| ૧૨ | બોટાદ મહાવીરસ્વામી જૈન દેરાસર | બોટાદ |
| ૧૩ | વીંછીયા જૈન દેરાસર | જસદણ સ્ટેટ |
| ૧૪ | શત્રુંજય કપડવંજ જૈન દેરાસર | પાલીતાણા |
| ૧૫ | શત્રુંજય દિગમ્બર જૈન દેરાસર | પાલીતાણા |
| ૧૬ | ગોડીજી જૈન દેરાસર ત્રીજે મજલે મંડપ | પાલીતાણા |
| ૧૭ | ગોંડલ જૈન દેરાસર | જી. રાજકોટ |
| ૧૮ | સરધાર જૈન દેરાસર | જી. રાજકોટ |
| ૧૯ | વાંઢીયા જૈન દેરાસર | કચ્છ–વાગડ |
| ૨૦ | ભરૂડીયા જૈન દેરાસર | " |
| ૨૧ | સણવા જૈન દેરાસર | " |
| ૨૨ | રાપર જૈન દેરાસર | " |
| ૨૩ | ગાગોદર જૈન દેરાસર | " |
| ૨૪ | ફતેપર જૈન દેરાસર | " |
| ૨૫ | બેલા " | " |
| ૨૬ | ગેડી " | " |
| ૨૭ | કટારીયા " | " |
| ૨૮ | ભુટકીયા " | " |
| ૨૯ | લાકડીયા " | " |
| ૩૦ | ચોબારી " | " |
| ૩૧ | ચિત્રોડ " | " |
| ૩૨ | આધોઇ " | " |
| ૩૩ | પાટડી જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૩૪ | જૈનાબાદ જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૩૫ | આગલોડ સુમતિનાથ જૈન દેરાસર | ઉ. ગુજરાત |
| ૩૬ | આગલોડ પાર્શ્વનાથ જૈન દેરાસર | ઉ. ગુજરાત |
| ૩૭ | આગલોડ માણીભદ્રવીર જૈન દેરાસર | ઉ. ગુજરાત |
| ૩૮ | ચિંતામણી પાર્શ્વનાથ જૈન દેરાસર | બહારકોટ વેરાવલ |
| ૩૯ | માંગલાકોટ જૈન દેરાસર પટદર્શન | વેરાવલ |

| | | |
|---|---|---|
| ૪૦ | નેસડા રામજી મંદિર | જી. ભાવનગર |
| ૪૧ | નેસડા શિવાલય | જી. ભાવનગર |
| ૪૨ | મહાવીરસ્વામી જૈન દેરાસર | વઢવાણ |
| ૪૩ | પાર્શ્વનાથ જૈન દેરાસર | વઢવાણ |
| ૪૪ | આદિનાથ ચોવીશ જિનાવય | વઢવાણ |
| ૪૫ | મંજલ જૈન દેરાસર | કચ્છ |
| ૪૬ | અંગીઆ જૈન દેરાસર | કચ્છ |
| ૪૭ | માનકુવા જૈન દેરાસર | કચ્છ |
| ૪૮ | છાણી શિવાલય | જી. વડોદરા |
| ૪૯ | કઠુડા જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૫૦ | સુપાર્શ્વનાથ જૈન દેરાસર | અંજાર કચ્છ |
| ૫૧ | દહેજ ભુતેશ્વર મહાદેવ | જી. ભરૂચ |
| ૫૨ | ટીકર રણનું જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૫૩ | નાની વાવડી કૃષ્ણ મંદિર | તા. પાલીતાણા |
| ૫૪ | ભુરખીયા હનુમાન | જી. ભાવનગર |
| ૫૫ | હડમતીયા હનુમાન | તા. પાલીતાણા |
| ૫૬ | ગઢડા જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૫૭ | બોટાદ મહાવીરસ્વામી જૈન દેરાસર<br>શૃંગાર ચોકીઓ દેશાઈનું દેરાસર પરામાં | બોટાદ |
| ૫૮ | ગુંદાળા જૈન દેરાસર | કચ્છ |
| ૫૯ | વરાડીયા જૈન દેરાસર | કચ્છ |
| ૬૦ | દરીયાલાલજી મંદિર | અંજાર કચ્છ |
| ૬૧ | વડાલી અમીઝરા પાર્શ્વનાથ | સાબરકાંઠા |
| ૬૨ | ખેડબ્રહ્મા જૈન દેરાસર | સાબરકાંઠા |
| ૬૩ | સુદામડા જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૬૪ | સુદામડા સમવસરણ મંડપ | જી. સુરેન્દ્રનગર |
| ૬૫ | લોઅર પરેલ જૈન દેરાસર | મુંબઈ |
| ૬૬ | જેસડા જૈન દેરાસર | કચ્છ વાગડ |
| ૬૭ | રામવાવ જૈન દેરાસર | ” |
| ૬૮ | દોલતનગર જૈન દેરાસર શૃંગારચોકી ચૌમુખ દેરાસર મંડપ | બોરીવલી મુંબઈ |
| ૬૯ | અંધેરી જૈન દેરાસર | વેસ્ટ મુંબઈ |
| ૭૦ | મલાડ દેવચંદનગર | મુંબઈ |
| ૭૧ | ધ્રાંગધ્રા આદીશ્વર પ્રભુ જૈન દેરાસર | ધ્રાંગધ્રા |

| | | |
|---|---|---|
| ૭૨ | ધ્રાંગધ્રા સંભવનાથ પ્રભુ જૈન દેરાસર | ધ્રાંગધ્રા |
| ૭૩ | ,, સુમતિનાથ પ્રભુ જૈન દેરાસર | ,, |
| ૭૪ | ,, પાર્શ્વનાથ પ્રભુ જૈન દેરાસર | ,, |
| ૭૫ | અમીજરા પાર્શ્વનાથની દેરીઓનો જીર્ણોદ્ધાર | વડાલી–સાબરકાંઠા |
| ૭૬ | ઇડર જૈન દેરાસર | ,, |
| ૭૭ | લોડાઈ જૈન દેરાસર | કચ્છ |
| ૭૮ | ભુવડ જૈન દેરાસર | કચ્છ |
| ૭૯ | ટીકર ( મુળી ) જૈન દેરાસર | જી. સુરેન્દ્રનગર |
| ૮૦ | મોહનપુર જૈન દેરાસર | સાબરકાંઠા |
| ૮૧ | માટુંગા વાસુપુજ્યસ્વામી જૈન દેરાસર | મુંબઈ |
| ૮૨ | મલ્લીનાથ પ્રભુ જૈન દેરાસર દાદાવાડી | પાલીતાણા |
| ૮૩ | શત્રુંજય દિગમ્બર જૈન દેરાસર દેરીઓ | ,, |
| ૮૪ | ભૂતેશ્વર મહાદેવ | ,, |
| ૮૫ | નાગનાથ મહાદેવ | ,, |
| ૮૬ | ભવાની માતા | ,, |
| ૮૭ | ભીડભંજન મહાદેવ | ,, |
| ૮૮ | સુદામડા પટદર્શન મંડપમાં | સુદામડા |
| ૮૯ | ગઢડા દેરાસર શિખર મંદિર પુનઃ જીર્ણોદ્ધાર | ગઢડા |
| ૯૦ | શાહપુર મંગળ પારેખનો ખાંચો જૈન દેરાસર | અમદાવાદ |
| ૯૧ | લક્ષ્મીનારાયણ મંદિર | પાલીતાણા |
| ૯૨ | વાંઢ જૈન દેરાસર | કચ્છ |
| ૯૩ | મુંદ્રા જૈન દેરાસર | ,, |
| ૯૪ | ગોરેગાંવ જૈન દેરાસર | મુંબઇ |
| ૯૫ | મહાવીરસ્વામી જૈન દેરાસર | બોટાદ |
| ૯૬ | હીંગનઘાટ જૈન દેરાસર | મહારાષ્ટ્ર |
| ૯૭ | વરતેજ જૈન દેરાસર | જી. ભાવનગર |
| ૯૮ | ઠાંસા શિવાલય | જી. ભાવનગર |
| ૯૯ | શાન્તિનાથ ભગવાન દેરાસર | બીલ્લીમોરા (જી. સુરત) |
| ૧૦૦ | ભીડભંજન મહાદેવ ત્રિચોકી | પાલીતાણા |

# શ્રી ગુરુદેવ વિશ્વકર્મા

શ્રી વિશ્વકર્મા સ્થાપત્ય વાસ્તુકર્મના આદ્યસૂત્રધાર, દેવોના શિલ્પી અને આપણા પૂજ્ય ગુરુદેવ આપણે તેમના સંબંધી ઓછું જાણીએ છીએ, તેઓ કોણ ! અને તેમની ઉત્પત્તિ વિષે આપણે ખાસ જાણવાની આવશ્યક્તા છે.

## સૃષ્ટિ ઉત્પત્તિનું કારણ જગત પિતામહ બ્રહ્મા

સમસ્ત સૃષ્ટિ તેમનાથી ઉત્પન્ન થઇ છે. બ્રહ્માના જમણા અંગમાથી ધર્મની ઉત્પત્તિ થઇ. દક્ષ પ્રજાપતિને સાઇઠ કન્યાઓ ઉત્પન્ન થઇ. તેમાથી ૧૦ ધર્મને આપી, તેમાં વસુ નામની કન્યામાંથી આઠ પુત્રો થયા તે અષ્ટવસુ કહેવાયા. ૧ આપ, ૨ ધ્રુવ ૩ સોમ, ૪ ધર, ૫ અનિલ, ૬ અનલ ૭ પ્રત્યુષ, ૮ પ્રભાસ. એ આઠ વસુ કહેવાયા.

પ્રભાસવસુ અલકનંદાના કિનારે બદ્રિકાશ્રમ પાસે તપ કરી રહ્યા હતા. હાલ તે વસુધારા કહેવાય છે. ત્યાં બૃહસ્પતિની બહેન અને મહર્ષિ અંગીરાની પુત્રી યોગસિદ્ધા ઉત્તમ સ્રી હતી. કામની શત્રુ હતી. અખંડ કૌમાર્યવૃત પાળવાના નિયમવાળી હતી. ક્યાંયે આશક્ત થયા વગર આખા જગતમાં ફર્યા કરતી હતી. તે અહીં વસુધારાએ તપ કરતા પ્રભાસવસુને જોઈ મુગ્ધ થઈ અને તેમની સેવામાં ત્યાં રોકાયાં. સમાધિમાંથી મુક્ત થતાં પ્રભાસવસુએ પૂછયું તમે કોણ છો ? અને અહિં આવવાનું પ્રયોજન ?

યોગસિદ્ધાએ પોતાના અંતરની વાત કહી. હું આપની જીવનપર્યંત સેવા કરવાની ઈચ્છા રાખું છું. આપ અંગિકાર કરશો. હું અંગિરાની પુત્રી અને દેવગુરૂ બૃહસ્પતિની બહેન છું. પ્રભાસવસુએ સહર્ષ સ્વિકાર કર્યો, તેમના બન્નેના યોગથી વિશ્વકર્માની ઊત્પત્તિ થઇ. તેમણે શિવ અને હયગ્રીવ પ્રભુ પાસેથી શિલ્પવિદ્યા ગ્રહણ કરી. પૂર્વે ઇંદ્રની દેવધાનીનગરી, દક્ષિણે યમની સંયમીનગરી, પશ્ચિમે વરૂણની વિભાવરી નગરી અને ઊત્તરે કુબેરની અલકાપુરી નગરી આદિની રચના કરી બ્રહ્માના પુત્ર ૧ સ્વયંભૂવમનુ આશ્વેત-વરાહકલ્પના પ્રથમ મન્વંતરાધિપતિ મનુ હતા, તેમના પુત્ર ૨ ઉત્તાનપાદ તેમના ૩ ધ્રુવ તેમના ૪ શ્લિષ્ટિ તેમના ૫ રિપુ, ૬ ચાક્ષુસ, ૭ ઉરગ, ૮ અંગ, ૯ વેન ૧૦ પૃથુ—પૃથુના જન્મ સાથે સ્વર્ગમાંથી આજગવ નામનું ધનુષ્ય પડયું.

પૃથુએ સૃષ્ટિ ઝાડો અને પહાડોથી આચ્છાદિત જોઈ તેણે આજગવ ધનુષ્ય ધારણ કરી ઝાડો અને પહાડોનો નાશ કરવા માંડયો. આથી સૃષ્ટિ ગાયનું રૂપ ધારણ કરી બ્રહ્મલોકમાં બ્રહ્મા પાસે ગઈ. પૃથુ પણ બાણ સાથે બ્રહ્મા પાસે આવ્યા. સૃષ્ટિદેવી પૃથુને જોઈ થરથરતી સૃષ્ટિએ બ્રહ્માને હકીકત કહી બ્રહ્માએ પૃથુને શાંત થવા કહ્યું અને હું દેવશિલ્પી વિશ્વકર્માને સૃષ્ટિ ઉપરની રચના કરવા મોકલું છું. તે યોગ્ય કરશે. પહાડો અને વૃક્ષોનો નાશ ન કર વિશ્વકર્માએ આ સૃષ્ટિ પર આવી અનેક નગરો, ગામો, કર્વટો, પલ્લી આદિની રચના કરી. પૃથુ રાજાના નામ પરથી આ સૃષ્ટિનું નામ પૃથ્વી પડયું. પ્રજાને વસવાટ કરાવી આપવાથી પ્રજા રાજી થઇ તેથી પૃથુને રાજા એવું બિરૂદ આપ્યું.

વિશ્વકર્માને ચાર પુત્ર જય, વિજય, સિદ્ધાર્થ અને અપરાજિત. વિશ્વકર્માએ ચારે પુત્રોને વાસ્તુ કર્મનો પ્રતિબોધ કર્યો, તે અનેક શિલ્પગ્રંથો તરીકે વિખ્યાત થયા. વિશ્વકર્માને સંજ્ઞા નામની પુત્રી હતી તે સૂર્યને આપેલ સંજ્ઞા ( રાનાદે )થી વૈવસ્વતમનુ થયા તે અત્યારે ચાલતા ૭ મા મન્વંતરના મન્વંતરાધિપતિ છે. તેનાથી ઇક્ષ્વાકુ આદિ પુત્રોથી સૂર્યવંશ ચાલ્યો સૂર્યવંશની આદ્ય જનની સંજ્ઞા છે, તે વિશ્વકર્માની પુત્રી છે.

सत्य ज्ञान सुख स्वरूपममलं पंचाननं पावनम् ।
वेदांते प्रतिपाद्यमान विभवं विश्वैकनिर्मातरम् ॥
सर्व प्राणी मनोतरस्त प्रसवं सर्वात्मकं सर्वदा ।
वंदे देवमहर्निशं हृदिमुदा श्रीविश्वकर्मामिदं ॥

સત ચિત્ત આનંદ સ્વરૂપ એવા પ્રભુ કે જેમનું સ્વરૂપ સત્ય, જ્ઞાન તેમજ સુખમય છે તેવા પવિત્ર પાંચ મુખવાળા કે જેમના વૈભવનું વર્ણન વેદાંતોથી સિદ્ધથયેલું છે. તેવા સમસ્ત જગતના એક માત્ર નિર્માણ કરતાં તેમજ સઘળા પ્રાણીઓના હૃદયમાં રહેનારા તેમજ જેમાંથી આ સમસ્ત જગત ઉત્પન્ન થયું છે તેવા વિશ્વકર્મા દેવને હું હંમેશાં પ્રસન્ન ચિત્તથી પ્રણામ કરૂં છું.



## શિલ્પ સ્મૃતિ વાસ્તુવિદ્યાયામ્ (પૂર્વાર્ધ)

વિષયો :-ભૂપરીક્ષા, ભૂમિશુદ્ધિ, દિક્‌સાધન. સૂત્રધારલક્ષણ, હસ્તપ્રમાણ, વાસ્તુ ઉત્પત્તિ, વાસ્તુ ક્ષેત્રાત્મક, વાસ્તુદેવતા વિધાન, વાસ્તુપૂજન, દેવબલી, ગૃહારંભ, માસ, રાશિ, તિથિ, યોગ, ભદ્રાજ્ઞાન, વત્સજ્ઞાન, દિશા, સૂત્રારંભ, નક્ષત્રો, ખનન મુહૂર્ત, પ્રાસાદ ગૃહ આદિ શિલાન્યાસ મુહૂર્ત, શિલાન્યાસ વિધિ, કૂર્મ પ્રતિષ્ઠા, શિલાપ્લવ ફળ, આયાદિ એકવીશ અંગો, નામ, રાશિ, નક્ષત્ર પ્રમાણે દેવ દેવીઓ જોવાનું કોષ્ટક આદિ અનેક વિષયોથી સભર ક્રાઉન આઠ પેજી સારા કાગળ તેમજ આર્ટ પેપર પર ઉપયોગી ફોટાઓથી ભરપૂર અલભ્ય અને અમૂલ્ય ૪૦૦ પેજનો દળદાર ગ્રંથ કિંમત રૂ. ૩૫=૦૦

## શિલ્પ સ્મૃતિ વાસ્તુવિદ્યાયામ્ (ઉત્તરાર્ધ)

વિષયો :- પ્રાસાદોત્પત્તિ, ભૂ પરિક્ષા, આયાદિ એકવિશ અંગો મેળવવાના સ્થાન, સૂત્રારંભ, નક્ષત્ર-વાર. સૂત્રારંભેદોષ પરિહાર ફલાનિ, ખનન, શિલાન્યાસ, આચાર્ય શિલ્પી-પૂજન, પ્રાસાદ શુભદ્રવ્યો, પ્રાસાદ ભ્રમણિ લક્ષણ, જગતિ વિધાન, નાભિદોષ, જિનપ્રાસાદ આયતનાદિ વર્ણન, કોલીવિધાન, પ્રાસાદ નિરુપણ, મંડોવર વિધાન, દ્વાર માન, પ્રતિહાર વર્ણન, દ્વારમાન પ્રતિમા, લિંગ, મંડપનિરૂપણ, છંદ-પદ-દોષ, શિખર વિધાન ધ્વજદંડ, કલશ પ્રમાણ, કેશરાદિ પચ્ચીશ સાન્ધાર પ્રાસાદ વર્ણન, ઋષભાદિ બોતેર પ્રાસાદ વર્ણન, જિનકલ્પદ્રુમ, કમલભૂષણ આદિ જિનેન્દ્ર પ્રાસાદ વર્ણન, પૂર્ણભદ્રાદિ નાગર પ્રાસાદ વિધાન, સમસ્ત દેવ મૂર્તિ સ્વરૂપ લક્ષણ વિધાન, પ્રતિષ્ઠા વિધાન આવા અનેક વિષયોથી ભરપુર દળદાર ગ્રંથ. ક્રાઉન આઠ પેજી, સારા કાગળ તેમજ અનેક વિષયોને ઉપયોગી આર્ટપેપર પર સુંદર ચિત્રો સહ ખાસ ઉપયોગી અને શાસ્ત્રોક્તવિધિ યુક્ત અમૂલ્ય ૭૫૦ પેજનો દળદાર ગ્રંથ આજેજ વસાવો કિંમત રૂ. ૬૦=૦૦

# શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્

ઉત્તરાર્ધ

## વિષયાનુક્રમણિકા

## मंडपाऽधिकार नाम्नो पंचमोऽध्याय



ગુરુદેવ શ્રી વિશ્વકર્મા.

# ૧. આશીર્વાદ અને શુભકામના

પ્રેષક :– પૂજ્યપાદ પરમશાસન પ્રભાવક યુગદિવાકર આચાર્યભગવંત ૧૦૦૮ શ્રીમદ્વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબ.

**ધર્મ શ્રદ્ધાળુ વિદ્વાન શિલ્પજ્ઞ ભાઇ શ્રી નંદલાલભાઇ ચોગ્ય**



મારી શારીરીક સ્થિતિના કારણે પ્રથમ ભાગની જેમ આ વખતે હું લખી શકું તેમ ન હોવાથી શિલ્પ સ્થાપત્યના અભ્યાસી મારા શિષ્યરત્ને જે લખ્યુ છે તે મારૂં જ છે. એમ સમજીને સંતોષ માનજો.

બાકી ભાઇશ્રી નંદલાલભાઈ જે મારા ખાસ પ્રીતિપાત્ર શિલ્પશાસ્ત્રજ્ઞ છે. તેઓએ નવોદિત શિલ્પીઓ અને આના રસિકો માટે અતિ પરિશ્રમ લઇને જે ઉપકારક કામ કર્યું છે. તેથી તેઓ અનેકના આશીર્વાદ અને ધન્યવાદને પાત્ર બનશે.

મંદિરો બાંધવાનો વ્યવસાય એ લાખો લોકોના કલ્યાણમાં નિમિત્ત બનનાર પુણ્ય વ્યવસાય છે. ભાઇ નંદલાલ સ્વ–પર ઉપકારક મંદિરો ભાવનાપૂર્વક બાંધી મહાન પુણ્યોપાર્જન કરી પોતાનું આત્મકલ્યાણ સાધે એ જ મારા આશીર્વાદ અને શુભકામનાઓ.

શ્રી જૈન સાહિત્ય મંદિર.
પાલીતાણા–૩૬૪૨૭૦.
વિ. સં ૨૦૩૫, પોષ વદ ૫.



પૂજ્ય આચાર્યશ્રીની આજ્ઞાથી
યશોદેવસૂરિના ધર્મલાભ.

# ૨. શિલ્પકલાનો અજોડ શિક્ષક

## પરમ પૂજ્ય આચાર્ય શ્રીમદ્‌વિજય રામસૂરિજી મ. (ડહેલાવાળા)

શ્રી આકોલાનગરમાં (મહારાષ્ટ્ર) શ્રી સંભવનાથજિન પ્રાસાદનુ આમૂલ-ચૂલથી નવનિર્માણ કાર્ય સંભાળી રહેલા શિલ્પ વિશારદ સોમપુરા નંદલાલભાઇનો પરિચય સવિશેષ છે. તેઓએ શિલ્પવિષયક અનેક ગ્રંથોનુ દોહન કરીને તૈયાર કરેલ **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** ગ્રંથ ઉત્તરાર્ધ મને અર્પણ કરેલ ત્યારપછી પૂર્વાર્ધ પણ લાવેલ. બન્ને ગ્રંથનુ અવલોકન કરતાં લાગ્યુ કે તેને તૈયાર કરવામાં પોતાનો વિશાલ અનુભવ અને વિદ્વત્તા દેખાઈ આવે છે તેમજ શિક્ષકનુ કામ સારે તેવો ગ્રંથ છે



સંપૂર્ણ જિનપ્રાસાદ નિર્માણ સહિત અન્ય આનુષગિક જ્યોતિષ વગેરે જરૂરી પદાર્થોનો સંગ્રહ કરેલો હોવાથી જૈન સંઘોને ખૂબ જ ઉપયોગી નિવડે તેમ છે.

ગ્રંથ પ્રકાશનનો તેમનો આ ભગીરથ પ્રયત્ન ખરેખર પ્રશંસનીય અને અનુમોદનીય છે.

**શ્રી જૈન શ્વેતામ્બર મંદિર.**
તાજના પેઠ,
**આકોલા** (મહાર.ષ્ટ્ર)
તા. ૭-૨-૧૯૭૯.



લી૦
વિજયરામસૂરિના ધર્મલાભ

# ૩ શુભાશિષ

## પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્‌વિજય મેરુપ્રભસૂરીશ્વરજી મહારાજ સાહેબ



ભારત તથા વિદેશોમાં જૈનો તેમજ હિંદુઓના પ્રાચીન અર્વાચીન બેનમુન, અજોડ અને સુંદર-નયનરમ્ય, કલાકારીગરી યુક્ત સ્થાપત્યો તથા મંદિરો ઠેર-ઠેર દૃષ્ટિ ગોચર થાય છે. જેને નિહાળતા પ્રાચીન મહર્ષિઓ તથા શિલ્પીઓની સ્મૃતિ તાજી થાય છે.

શત્રુંજય, ભદ્રેશ્વર, તારંગાજી, રાણકપુર, આબુ-દેલવાડા આદિ પ્રાચીન જિનમંદિરો તથા શામળાજી-સોમનાથ-પાટણ આદિ અનેક મંદિરો સાંપ્રતકાળે પણ ગૌરવવંતા પ્રાચીન કળા કૌશલ્ય તથા શિલ્પ-સ્થાપત્યના જ્વલંત દૃષ્ટાન્ત સમા સાક્ષી પુરતા ખડા છે.

"**શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્**" ગ્રન્થનો પૂર્વાર્ધ શિલ્પશાસ્ત્રી સોમપુરા નંદલાલ ચુનીલાલે ખૂબ જ ખંત કાળજી અને ચીવટપૂર્વક અનેક ગ્રંથોના પરિશીલન. દોહનરૂપે સંપાદન કરી પ્રગટ કરેલ છે. જેનો ઉત્તરાર્ધ આપના કરકમલમાં વિદ્યમાન છે.

આર્યાવર્ત્તની ભવ્યાતિભવ્ય સંસ્કૃતિને પુષ્ટ બનાવવામા આ ગ્રંથ અનેક ગ્રંથોની ગરજ સારે તેમ છે તેઓએ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જૈન દેરાસરની પેઢીએ બંધાવેલ પાલિતાણા-કેસરીયાજીનો નયનાનંદકારી, ભવ્ય, વિરાટકાય, ગગનચૂંબી, વિશાળ મહા-પ્રાસાદ તેમજ ચેમ્બુર, ઘાટકોપર, મહારાષ્ટ્ર ભૂષણ મુનિસુવ્રત ભવ્ય પ્રાસાદ, વઢવાણ, રાજકોટ, સોનગઢ, વેરાવળ, ઇત્યાદિ વિવિધ સ્થળોએ નવ નિર્મિત મંદિરો બનાવવા દ્વારા ટુંક સમયમાં સારી કારકિર્દી અને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી છે.

વ્યાકરણમાં **ટુનદુ-સમૃદ્ધૌ** ધાતુ આવે છે તદનુસાર શ્રી નંદલાલભાઇએ અથાગ જહેમત-પરિશ્રમ ઉઠાવી શિલ્પ તથા જ્યોતિષ સંબંધી અનેક વિષયોને આવરી લેતો સમૃદ્ધશાળી ગ્રન્થ ખરેખર ઉપકારી નીવડે તેમ છે. પ્રાન્તે જિજ્ઞાસુવર્ગ ગ્રન્થનું એકાગ્રચિત્તે પાઠન-પાઠન, નિદિધ્યાસન કરો એજ શુભાશિષ!!!

કેસરીયાજી નગર
પાલીતાણા.
તા. ૧૫-૧-૭૯



મેરુપ્રભસૂરીના ધર્મલાભ

# ૪. અભિપ્રાય

## પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયદેવસૂરીશ્વરજી મહારાજ સાહેબ

पूर्वं विद्वत्प्रणीता या, शिल्पविद्या विराजते ।
तया कृतानि चैत्यानि, क्षेमं कुर्वन्ति तत्कृतः ॥ १ ॥

પૂર્વના વિદ્વાન પુરૂષોએ રચેલી શિલ્પવિદ્યા શોભી રહી છે. તે શિલ્પવિદ્યાના નિયમ પ્રમાણે બનાવેલા મંદિરો તેના બનાવનારનું કલ્યાણ કરે છે. ૧.

संक्षिप्ता विततास्चैव, ग्रन्थाः शिल्पोपपादकाः ।
तज्ज्ञातारोजना ये च, ते शिल्प कुशला मताः ॥ २ ॥

શિલ્પવિદ્યાને બતાવનારા નાના-મોટા ઘણા ગ્રંથો અત્યારે વિદ્યમાન છે, તેને જાણનારા મનુષ્યો શિલ્પકુશળ શિલ્પી કહેવાય છે. ૨.

नन्दलालाभिधः शिल्पी शिल्प विद्या विशारदः ।
स शिल्पकलया लब्ध-चन्द्रोज्ज्वलयशा इह ॥ ३ ॥

શ્રી નંદલાલભાઈ નામના શિલ્પી શિલ્પવિદ્યામા નિપુણ છે, જેમણે શિલ્પકલાથી ચન્દ્રમાના જેવી ઉજ્જવલ કીર્તિ પ્રાપ્ત કરી છે. ૩.

नैक प्रासाद निर्माता, स शिल्पज्ञ शिरोमणिः ।
श्रीमत्केसरीयाऽऽद्यार्ह-दिव्य मन्दिर कारकः ॥ ४ ॥

ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મહારાષ્ટ્ર અને રાજસ્થાન વગેરે પ્રાન્તોમાં શિલ્પ શ્રેષ્ઠ એવા તેમણે શ્રી પાલિતાણામાં આવેલ અતિ ભવ્ય શ્રી કેસરીયાજી વીરપરંપરા પ્રાસાદ વગેરે અનેક મંદિરો બનાવ્યા છે. ૪.

शिल्पशास्त्राण्यनेकानि, पर्यालोच्याप्तसन्मतिः ।
शिल्प स्मृत्यभिधं ग्रन्थं सैवेमं समगृह्णीतवान् ॥ ५ ॥

શિલ્પ વિષયક અનેક શાસ્ત્રોના અવલોકનથી પ્રાપ્ત કરેલી વિશિષ્ટ બુદ્ધિવાળા તેમણે **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** નામના ગ્રંથમાં સંગ્રહ કર્યો છે. ૫.

शिल्पिनानेन चैत्याना-अष्टाधिकशतं कृतम् ।
षण्णवत्याश्च चैत्यानां समुद्धारः कृतो वरः ॥ ६ ॥

નંદલાલભાઈએ આજ સુધીમાં ૧૦૮ નૂતન જિનમંદિરોનું નિર્માણ કર્યું છે. તથા ૯૬ પ્રાચીન જિનમંદિરોના જીર્ણોદ્ધાર કર્યો છે. ૬.

एतद् ग्रन्थ सद्भ्यास–प्राप्त शिल्पित्व कौशला: ।
कृत्वा चैत्यानि विधिवत् कुर्वन्तु जगतः शिवम् ॥ ७ ॥

આ ગ્રંથનો અભ્યાસ કરીને શિલ્પકળામાં કુશળ થયેલા એવા શિલ્પીઓ વિધિપૂર્વક મંદિરો બનાવીને જગતનું કલ્યાણ કરો. ૭.

પૂજ્ય આચાર્યશ્રીની આજ્ઞાથી
લિ. **હેમચન્દ્રસૂરિ.**



# ૫. અભિપ્રાય અને આશીર્વાદ

## પરમ પૂજ્ય આચાર્ય ભગવંત વિજયમંગલપ્રભસૂરીશ્વરજી મ. સા.



ફાગણ સુદ ૮ ના દિવસે પૂર્વ નવાણુવાર ઋષભજિન પ્રભુ પધારવાથી પાવન થયેલ શ્રી ઘેટીપગલાની ભૂમિ ઉપર **શ્રી મંગલવિહાર ચતુર્વિંશતિ અરિહંતપ્રાસાદનું** નિર્માણ શ્રી સોમપુરા નંદલાલભાઈએ પોતે શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ ઘણી જહેમતપૂર્વક શ્રી સિદ્ધાચલ શણગાર ટુંકનું અલ્પ સમયમાં બાંધકામ કરીને સંવત ૨૦૩૪ ના ફાગણ સુદ ૪ ની અંજનશલાકા સહિત પ્રતિષ્ઠા પોતાના રૂબરૂ સંઘ સમસ્ત સહિતે નિર્વિઘ્ને પૂર્ણ કરેલ છે, તેમને શિલ્પ શાસ્ત્રનું ઘણુ જ ગહન જ્ઞાન છે અને તેમણે રચેલ **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ બહુ જ ઉપયોગી છે. અને ઘણાં ગ્રંથોનું દોહન કરી તૈયાર કરેલ છે.



લૂણાવા મંગલ ભૂવન
પાલીતાણા. તા ૧૫–૧–૭૯

મંગલપ્રભસૂરી.

## ૬. અભિપ્રાય અને આશીર્વાદ

### પરમ પૂજ્ય આચાર્યદેવશ્રી અરિહંતસિદ્ધસૂરીશ્વરજી મહારાજ સાહેબ



પૂજ્ય આદીશ્વર પ્રભુ પૂર્વ નવાણુંવાર આ ભૂમિ ઉપર પધારતા આદિપુર ગામ વસેલ છે. આ નામથી ગામ ઓળખાય છે. અને વિદ્યમાન છે. અહીંથી ભગવંત ઉપર ચઢી રાયણ નીચે સમોસર્યા તે માટે શત્રુંજય ગિરિની આદપુર ટેકરી પવિત્ર ગણાય છે. ત્યાં આદીશ્વર પ્રભુના પાદુકા પ્રાચીન કાળ છે. લાખો યાત્રિકો આવે છે. આ પવિત્ર ભૂમિ ઉપર શ્રી અરિહંતસિદ્ધસૂરીશ્વરજીના સદઉપદેશથી શ્રી મંગલ વિહાર ચતુર્વિંશતિ અરિહંત પ્રાસાદનું નિર્માણ સોમપુરા નંદલાલભાઈના હસ્તે થયું પ્રાસાદ ટુક સમયમાં તૈયાર કરવામાં આવ્યો અને તેની પ્રતિષ્ઠા સંવત ૨૦૩૪ ના ફાગણ સુદ ૪ ના દિવસે ઘણીજ ધામધૂમથી કરવામાં આવી.

આ સિદ્ધાચલ શણગાર ટુક શિલ્પશાસ્ત્રના આધારે નિર્વિઘ્નપણે સોમપુરા નંદલાલ ભાઈએ રાણકપુરની નવી ટુંક જેવી શ્રી સિદ્ધાચલ શણગાર જૈન ટ્રસ્ટની દેખરેખ નીચે બનાવી આપેલ છે. ટુકમાં હજારો યાત્રિકો આવે છે અને દર્શન પૂજાનો લાભ લે છે. નંદલાલભાઈને શિલ્પનુ ઘણુ જ જ્ઞાન છે તેમના તરફથી બનાવેલ **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** પૂર્વાધ અને ઉત્તરાર્ધ બન્ને બહુ જ ઉપયોગી ગ્રંથ છે.

લૂણાવા મંગલ ભૂવન
પાલીતાણા. તા. ૧૫-૧-૭૯



અરિહંતસિદ્ધસૂરિ

# ૭. *અભિપ્રાય અને ઉપયોગી દિગ્દર્શન

## પૂજ્ય આચાર્ય શ્રી યશોદેવસૂરીશ્વરજી મહારાજ (સાહિત્ય કલારત્ન)

[ **નોંધ :**– લેખકે અહીં માત્ર અભિપ્રાય નહીં આનુષંગિક ઉપયોગી હકીકત પણ રજૂ કરી છે. ]



આપણે આત્મવાદી છીએ એ છીએ એટલે પરલોકવાદી છીએ, એ છીએ એટલે મોક્ષવાદી પણ છીએ. આપણું આવું મન્તવ્ય કે શ્રદ્ધા છે ત્યારે માત્ર નોંધી રાખવું જરૂરી છે એમ નહીં. પણ હૈયે કોતરી રાખવું જરૂરી છે કે ભારતીય સંસ્કૃતિમાં જન્મેલા કોઈપણ આસ્તિક માણસનું આખરી અને સર્વોચ્ચ ધ્યેય મુક્તિનુ જ હોવું જોઈએ એ ધ્યેયને સિદ્ધ કરવા માટે વિવિધ આલંબનો–સાધનો આપણા પરમતારક ભગવાને તથા ઋષિ મહર્ષિઓએ બતાવ્યાં છે. તેમાં સહુથી શ્રેષ્ઠ એટલે આલંબન સાધન તરીકે વીતરાગભાવસંપન્ન જિનમૂર્તિ તીર્થંકર મૂર્તિને જણાવેલ છે અને આ આલંબનને પરમ શબ્દ લગાડીને **પરમાલંબન** તરીકે ઓળખાવેલું છે રાગદ્વેષથી સર્વથા રહિત બનેલો આત્મા ×જિન–તીર્થંકર કહેવાય છે. આથી એ સમયની તેમની અવસ્થા વીતરાગ દશાની હોય છે.

મુક્તિ–મોક્ષ એ રાગ દ્વેષનો આત્મામાંથી સર્વથા ક્ષય કર્યા વિના મળતો નથી અને આ ક્ષય કરવા માટે જે આત્માઓ એ કક્ષાએ પહોંચ્યા હોય તે આત્માઓનો આદર્શ નજર સામે રાખવો જોઈએ આવા આદર્શના આલંબનથી જ (આત્મા, ક્રોધાદિ કષાયોથી રહિત બની) સાધક એમના જેવો બની શકે. જૈનોના –ઈશ્વર રાગ દ્વેષ વિનાના છે માટે જ તે વંદનીય પૂજનીય થાય છે. ને તીર્થંકર, અરિહંત વગેરે શબ્દોથી ઓળખાય છે

---

* આ અભિપ્રાય માત્ર અભિપ્રાય જ નથી પણ એથી ઘણું વધારે છે. એટલે ટુંકામાં ઘણી બાબતો આવરી લીધી છે એટલે સમીક્ષકો વગેરેને ઉપયોગી હોવાથી ક્રમભંગ કરીને પ્રારંભમાં સ્થાન આપ્યુ છે.

× રાગ–દ્વેષને જિતેલા હોય તેને **જિન** કહેવાય છે.

– એક ગૌરવ લેવા જેવી વાત કરું કે શિલ્પશાસ્ત્રકારોએ તીર્થંકર અરિહંત દેવને ઈતર દેવ-દેવીઓથી સેવાયેલા વર્ણવ્યા છે. એક સ્થળે આવા કારણને લીધે જ **દેવાધિદેવ** એટલે બધા દેવોના દેવ તરીકે દર્શાવ્યા છે.

આદર્શ સર્વોત્તમ જો કોઈ હોય તો વીતરાગ-સર્વજ્ઞો જ છે, એ આત્માઓ સર્વદોષથી મુક્ત થઈ સર્વગુણસંપન્ન બનેલા છે. આપણે પણ એવું જ થવાની ભાવનાવાળા છીએ.

પરિસ્થિતિ આવી હોવાથી સંસારનો મોહ ઉતારનાર, ભૌતિક દબાણો અને આકર્ષણ ઘટાડનાર. સમતાભાવને પેદા કરનાર વીતરાગ સ્વરૂપ જિનમૂર્તિની સાધના-આરાધના-ઉપાસનાનો લાભ કોઈપણ લઈ શકે એ માટે જાહેર સ્થળે મંદિરો ઉભા કરવાં જોઈએ.

આપણા પૂર્વજોના આવા ખ્યાલમાંથી જ મંદિરો અને પ્રાસાદો નિર્માણ થયાં. અને પરિણામે આ આર્યદેશ મંદિરોની (ભવ્ય અને ઉત્તુંગ) સંસ્કૃતિથી છવાઈ ગયો.

મંદિરો ઉભા થવાનું નક્કી થયું એટલે પ્રશ્ન સામે એ આવ્યો કે, તેનુ આયોજન કેમ કરવું ? કેમ કે આર્યદેશના શિલ્પો આર્યત્વની ભાવના સાથે સુસંગત હોવા જોઈએ. મૂર્તિ પ્રાણ છે, તો મંદિર એ પ્રાણનો આધાર છે. આવા પ્રાણાધાર મંદિરો બાંધવા માટે વ્યવસ્થિત બંધારણ પણ હોવું જ જોઈએ.

બંધારણ વિના કોઈ કાર્ય વ્યવસ્થિત બનતું નથી. તે કાર્ય ચાલતું નથી કે નથી તે સ્થિરતા અનુભવતું. એટલે આપણા આર્યદૃષ્ટાઓએ શિલ્પશાસ્ત્રની ભાષામા કહીએ તો વિશ્વકર્માએ પોતાની આર્યદૃષ્ટિ, પોતાના જ્ઞાન-વિજ્ઞાન, બુદ્ધિ. પ્રતિભા અને સાધક -બાધક કારણોની ઉડી સુઝના અપ્રતિમ બળથી શિલ્પ સ્થાપત્યના વિધિ નિયમોને જાળવીને **धर्मार्थकाममोक्षाय** ધર્મ-અર્થ-કામ અને મોક્ષ માટે શિલ્પશાસ્ત્રો બનાવ્યાં, જેથી ગૃહો, પ્રાસાદો, મંદિરો. કિલ્લાઓ આદિ શિલ્પ-સ્થાપત્યાદિ બાંધકામોનું નિર્માણ શક્ય બન્યું.

આ શાસ્ત્ર રચવા પાછળનો ઉદ્દેશ શિલ્પસ્થાપત્યોનું સ્થૈર્ય દીર્ઘજીવી બને. અને આત્મવાદી સંસ્કૃતિને વરેલા માનવીઓ ભૌતિક, ધાર્મિક કે આધ્યાત્મિક શાંતિ સુખનો આનંદ અનુભવે તે હતો. આ સ્થાપત્યોમાં ગૃહો પ્રાસાદો, મંદિરો ઈત્યાદિ પ્રકારો છે.

એમાંએ મંદિરો એટલે ધર્મ અને કલાનો સુભગ સમન્વયના ભવ્ય પ્રતિકો.

મંદિરો અને મૂર્તિઓ એટલે આત્મ-મોક્ષવાદી સંસ્કૃતિનાં પ્રેરણાપદ જ્વલંત આદર્શો.

કલા ધર્મથી અનુપ્રાણીત બની રહે તો તે માનવ જાત માટે જીવનપ્રેરક બની રહે, અન્યથા તે જીવનમારક પણ બની જાય. એટલે આપણા આ ઋષિ-મહર્ષિઓથી પાવન થયેલી ધરતીમાં કલાને ધર્મસ્થાનકોના સ્પર્શથી પુનિત અને જીવંત બનાવી દેવામાં આવી.

માનવજાતના સર્વાંગી વિસામારૂપ કલા કૌશલ્યથી શોભતા ભવ્ય અને હૃદયને સંતૃપ્ત કરે તેવા મંદિરો આ દેશની પરમ સમૃદ્ધિ-સંપત્તિ છે. એટલે મંદિરોની સંસ્કૃતિથી ગાજતો આ દેશ આજે પણ અહિંસા-કરૂણા સહિષ્ણુતા, મૈત્રીભાવ વગેરેની હવાથી ગુંજતો દેખાય છે. મંદિરો એ જીવનમાં શીતળ પ્રકાશને આપનારા શાંતિધામો છે. લાખો કરોડો લોકોનાં માનસિક દર્દોનાં નિવારણનાં દવાખાના છે. આ દવાખાના કેમ બાંધવા આ માટે શિલ્પ શાસ્ત્રો રચાયા છે, આટલી ભૂમિકા રજૂ કરીને પ્રસ્તુત ગ્રન્થ પરત્વે જણાવું.

આ કાર્ય માટે સિદ્ધગણાતી સોમપુરા જ્ઞાતિનો જૈન સંઘ જોડે કોઈ વિશિષ્ટ નાતો રહેલો છે. આ જ્ઞાતિના શિલ્પીઓ કે સ્થપતિઓના હાથે સહુથી વધુ જિનમંદિરો બાંધવાનુ કાર્ય થતું રહ્યું છે. આવી જ્ઞાતીમાં પોતાના પૂર્વજોની ઉજ્જવલ પરંપરામાં ભાઇ શ્રીનંદલાલભાઇ જ દેવ-ગુરૂ-કૃપા અને વડીલોના આશીર્વાદથી આપ બળે ખ્યાતનામ શિલ્પજ્ઞ થયા, અને ભાગ્યની વિશિષ્ટ રેખાએ એમને ટુંક સમયમાં સ્થપતિ બનાવ્યા સ્થપતિમાંથી ગ્રન્થાનુવાદક અને સંકલનકાર બન્યા, આ બધુ ઉત્તરોત્તર વધતી પુણ્યાઇ બુદ્ધિ અને અનુભવોને જ આભારી છે.

શ્રી નંદલાલભાઇએ કઠોર પરિશ્રમ, અવિરત પુરુષાર્થ, વિશાળ અનુભવ ઊંડી સુઝ, આ બધાયના પ્રતાપે મનોમુગ્ધ કરે અને આશ્ચર્યની લાગણી અનુભવાય, એવા વૈવિધ્યપૂર્ણ મંદિરો બાંધ્યા, એમા જો હું ભૂલતો ન હોઉ તો એમને મળેલી પ્રગતિ અને સફળતામાં એક યા બીજી રીતે મારા વંદનીય ત્રણેય ગુરુદેવોનો ફાળો નાનો સુનો નથી.

આજના શિલ્પીઓને વાંચવા વિચારવા માટે સમયની તાણ છે સાથે સંસ્કૃત ભાષાથી તેઓ અનભિજ્ઞ બન્યા છે. આ સંજોગોમાં શિલ્પ પરંપરા અને શિલ્પી જ્ઞાતિને જીવંત રાખવી હોય તો સરળતાથી જ્ઞાન મળે તેવું કરવું જ રહ્યું એટલે વિદ્વાન લેખકે પોતે એ વર્ગ માટે વિવિધ ગ્રન્થોના વાંચન બાદ તેમાંથી અગત્યની બાબતોની તારવણી કરી તેનું વ્યવસ્થિત સંકલન કરી **शिल्प स्मृति वास्तु विद्यायाम्** આ નામના પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ રૂપે બે ભાગો બહાર પાડી શિલ્પ જગત ઉપર ભારે ઉપકાર કર્યો છે. વર્ષોના અથાગ ચિંતન પરિશ્રમનું આ સર્જન છે. અનુવાદ કેટલે અંશે સફળ થયો છે. તે તો આ શાસ્ત્ર વિદ્યાના અનુભવ વૃદ્ધ શિલ્પ સ્થાપત્યજ્ઞો જ કહે તે જ ઉચિત છે.

યદ્યપિ શિલ્પના પારિભાષિક શબ્દોનો અર્થ કરવો એ કંઇ સામાન્ય શિલ્પીની તો શુંજાયશ જ નથી. આટલો પણ અનુવાદ નંદલાલભાઇ જેવા અભ્યાસી જ કરી શકે, એમ છતાં મારો વિનમ્ર અનુરોધ છે કે પ્રસ્તુત અનુવાદને હજુ ફરી વાર બરાબર ધ્યાનપૂર્વક જોઈ જવાથી અનુવાદ વધુ મજબુત બનશે, એમ મારૂં ખચિત માનવું છે. વળી આ ગ્રન્થને વધુ ઉપયોગી થવા માટે કેટલાંક સ્થળે શ્લોકો કયાંથી ઉદ્ધૃત કર્યા તેનો ઉલ્લેખ નથી જોવા મળતો, તે ઉલ્લેખ પણ કર્યો હોત અથવા પાછળ તેનું પરિશિષ્ટ આપ્યું હોત તો પણ ઠીક થાત.

આ ઉપકાર શિલ્પી પરતો મર્યાદિત નથી પણ જૈન સાધુઓ જેઓ માટે વર્તમાન કાળમાં આ જ્ઞાન મેળવવું જરૂરી બન્યું છે. ત્યારે તેઓને તેમજ આના રસિક અન્યોને પણ, આ વિષયનું સરળતાથી જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઉપયોગી બની રહેશે. આ માટે હું ધર્મબંધુ શ્રી નંદલાલભાઇને હાર્દિક ધન્યવાદ આપી આ કાર્ય માટે અભિનંદન આપુ છું.

વધુ અભિનંદન તો એ માટે આપવા જરૂરી છે કે ગ્રન્થમાં લેખકે મંદિર સાથે સંકળાયેલી અનેક બાબતો ઉપરાંત મૂર્તિવિધાન અને તેના સાથેની જરૂરી બાબતો પણ આપી છે. તે તથા તેની સાથે સ કળાયેલી, મુહૂર્તઆદિનો જ્યોતિષ વિષય આદિ વિવિધ પ્રકારની વારંવાર જરૂરી પડતી ઉપયોગી યાદીઓ-નોધો આપીને, ચિત્રો-નકશાઓથી સચિત્ર બનાવીને ખરેખર ! આ ગ્રન્થને વધુ આદરપાત્ર અને સંગ્રહ કરવાનું મન થાય તેવો બનાવી દીધો છે.

અંતમાં નંદલાલભાઈના સદ્દભાગ્યમાં મદિરો બાધવાને પવિત્ર વ્યવસાય આવ્યો. એમા એ લાખો લોકોનુ કલ્યાણ કરવામાં નિમિત્ત બનનારા જિનમદિરોને બાંધ્યા, હજુ પણ તેઓ હૃદયના પવિત્ર ભાવથી વધુ મંદિરો બાંધે. અને એ નિમિત્તપુણ્ય તેમનું કલ્યાણ સધાવે. એજ શુભકામના.

જૈન મંદિરો, જ્ઞાનભંડારો, સંસ્થાઓ અને અભ્યાસીઓ આવા ઉત્તમ ગ્રન્થને વસાવવાનુ ન ભૂલે એવો મારો ખાસ અનુરોધ છે.

## આ ગ્રન્થની વિશેષતા શું છે.

અહીં પ્રશ્ન થશે કે શિલ્પના તો પ્રાચીન-અર્વાચીન ઘણા ગ્રન્થો ભાષાંતર અને ચિત્રો સાથે બહાર પડ્યા છે. તો આ વળી આ એક ગ્રથ ઉમેરો કરવાની શું જરૂર હતી ?

પહેલી વાત એ કે-આ ગ્રન્થ કોઈ સ્વતંત્ર કૃતિ નથી. પણ જુદા જુદા શિલ્પના ગ્રન્થોમાંથી જરૂરી હકીકતો તારવી તેનું માત્ર સંકલન જ કર્યું છે.

આમાં ૨૪ નહીં બહોંતેર જિન-પ્રાસાદોનું વર્ણન પ્રગટ કર્યું છે, અને કમલભૂષણ આદિ બાવન જિનપ્રાસાદોનું વર્ણન નવું ઉમેર્યું છે.

* સંખ્યાબંધ દેવી-દેવતાઓનો મૂર્તિ સંબંધી વિસ્તૃત અને વિશાળ પરિચય તેના જુદા જુદા સ્વરૂપો સાથે આપ્યો છે

* આમલસારાના શિલ્પજ્ઞોમાં પ્રવર્તતા મતભેદો અંગે પણ અનુવાદકે શાસ્ત્રીય સચોટ પુરાવા દર્શાવ્યા છે.

* યદ્યપિ શિવ-પાર્વતી સંવાદ વર્ષો પહેલાં છપાયો હતો પણ આજે તે ઉપલબ્ધ નથી, એ જોતા આ સવાદ પુનઃ રજૂ કર્યો તે યોગ્ય થયું છે.

* બાકી પ્રકાશકે પોતાના વિચારો અને અનુભવો દર્શાવ્યા છે. બાકી ભાષાંતર સુવાચ્ય છે અને વાંચતા આનંદ આપે તેવું છે તે પણ એક વિશેષતા જ છે.

**શ્રી જૈન સાહિત્ય મંદિર,**
**પાલીતાણા** ૩૬૪૨૭૦
સં ૨૦૩૫ ફા. સુદ ૫

વિજયયશોદેવસૂરિના
ધર્મલાભ.



# ૮. શુભાશિષ

## પરમપૂજ્ય આચાર્ય દેવેશ શ્રીવિજયજયાનંદસૂરીશ્વરજી મહારાજ સાહેબ



**भक्त्यर्थं भगवन्मूर्तिः, मूर्त्यर्थं मन्दिरं मतं ।**
**मंदिरार्थंश्च शिल्पस्य, सदावश्यक्ता मता ॥ १ ॥**

ભક્તિના માટે ભગવાનની મૂર્તિ આવશ્યક છે. મૂર્તિ માટે મન્દિર આવશ્યક છે. મંદિર માટે હંમેશાં શિલ્પની આવશ્યક્તા છે. ૧.

**शिल्प विषय ज्ञानार्थं शिल्प शास्त्राण्यनेकशः ।**
**शिल्प शास्त्राऽनुसारेण, कृतानि शिल्प कोविदैः॥ २ ॥**

શિલ્પ વિષયના જ્ઞાન માટે શિલ્પના વિદ્વાનોએ શિલ્પ શાસ્ત્રના અનુસારે અનેક શિલ્પના ગ્રન્થો રચ્યા છે. ૨.

तत्राऽपि सुन्दरंभव्यं, कलापूर्णं मनोहरं ।
मन्दिरं मृत्युलोके च, कया रीत्याविधीयते ॥ ३ ॥

તેમા પણ કલાથી પૂર્ણ અને તેથી સુંદર, શ્રેષ્ઠ અને મનોહર મંદિર કેવી રીતે બનાવી શકાય ?

शिक्षार्थं शिल्पशास्त्रस्य, शिक्षक सदृशो भूवि ।
देवभाषा प्रतिबद्धः, गुर्जर भाषयान्वितः ॥ ४ ॥

તેના શિક્ષણ માટે પૃથ્વીમાં શિલ્પશાસ્ત્રના શિક્ષક સમાન દેવભાષા ( સંસ્કૃતભાષા ) થી બનાવેલ અને ગૂર્જર ભાષાન્તરથી યુક્ત ૪.

सरसः सरलः श्रेष्ठः, वर्णमाला–मनोहरः ।
"श्री शिल्पस्मृति वास्तुनां, विद्या" ग्रन्थो विनिर्ममे॥ ५ ॥

સરસ, સરલ. શ્રેષ્ઠ અને વર્ણમાલા ( અક્ષરમાલા ) થી શોભતો એવો શ્રી શિલ્પ-સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ નામનો ગ્રન્થ ૫.

शिल्पिना नंदलालेन, शिल्पशास्त्र विदा मुदा ।
तत्पूर्वार्धं पुरा दब्ध-, मुत्तरार्धं त्विहोच्यते ॥ ६ ॥

શિલ્પ શાસ્ત્રોના જાણકાર શિલ્પી શ્રી નંદલાલભાઈએ બનાવ્યો છે, તેનો પૂર્વાર્ધ પહેલા બનાવ્યો હતો, આમા ઉત્તરાર્ધનું વર્ણન કરે છે. ૬.

सहस्रद्वयसंख्याके, चोत्तरे पञ्चत्रिंशदि ।
वर्षे पोष कृष्णस्य, पञ्चम्यां गुरुवासरे ॥ ७ ॥

બે હજારને પાંત્રિશની સાલમાં પોષ વદ પાંચમને ગુરૂવારે, ૭.

विलोक्य विषयानस्य, केषांमोदो न जायते ।
तस्माद् धन्यो विनिर्माता, जयानन्दस्य भावना ॥ ८ ॥

આ ગ્રન્થના વિષયોને જોઈને કોને આનંદ ન થાય. (અર્થાત્ સર્વને આનંદ થાય) આથી આ ગ્રન્થના નિર્માતાને ધન્યવાદ છે, એવી મારી જયાનન્દસૂરિની ભાવના. ૮.

શ્રી જૈન સાહિત્ય મંદિર
પાલીતાણા-૩૬૪૨૭૦.
તા. ૧૮-૧-૧૯૭૯.

જયાનંદસૂરિના ધર્મલાભ



# ૯. શુભાશિષ

## પંન્યાસ શ્રી મહાનન્દવિજય ગણિ



**શિલ્પ–સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ પૂર્વાર્દ્ધ** અને **ઉત્તરાર્દ્ધ** વિશાળકાયરૂપ દળદાર મહાન ગ્રન્થને કડીબદ્ધરીતે સુંદર અને સરલ શૈલીમાં અથાગ પરિશ્રમે તૈયારી કરી સમાજના ચરણે સમર્પણ કરનાર **શિલ્પાચાર્યશ્રી નંદલાલ ચુનિલાલ સોમપુરા.**

હજારો વર્ષની ભારતીય સંસ્કૃતિને પરંપરાનાં ગૌરવને વધારનાર શિલ્પ સ્થાપત્યની સેવાને અગ્રિમ સ્થાને બિરદાવનાર એવા આ ગ્રન્થનો ઇતિહાસ જૂના જૂનો ચાલ્યો આવે છે. તેથી આવા ગ્રન્થોના આધારે જ શિલ્પ. સાહિત્ય, વાસ્તુવિદ્યા, ગૃહપ્રાસાદ, મૂર્તિ વિધાન વગેરેનો અભ્યાસ માનવ જીવનમાં શિલ્પ કલાના સ્તંભ તરીકે ગણાય છે. અને ધાર્મિક ભાવનાની દૃષ્ટિએ માનવ જીવનનું પરમ કલ્યાણકારી અંગ ગણાય છે.

ભારતભરના શિલ્પીઓએ આવા અનુપમ અભ્યાસ દ્વારા જડ એવા પદાર્થોમાંથી ચેતનાયુક્ત સજીવન કાર્યનું સર્જન કરી એક અભૂતપૂર્વ ઇતિહાસ ઉભો કર્યો છે એ એક પ્રસંશનીય કાર્ય છે

શિલ્પ સ્થાપત્યને અનુલક્ષીને આજ સુધીમા અનેક ગ્રન્થો બહાર પ્રગટ થયેલા છે. તેમા એક અનોખી ભાત પાડનાર શિલ્પ સ્થાપત્ય મૂહૂર્તાદિ અંગેનો **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** પૂર્વાર્દ્ધનો પ્રથમ ભાગ બહાર પડેલ છે. તેના અભ્યાસીઓ અને શિલ્પ શાસ્ત્રીઓની માનભરી માગણીને આવકારી ટૂંક સમયમા સમાજ સમક્ષ ઉત્તરાર્ધ સમર્પણ કરનાર શિલ્પ સ્થાપત્યનો વારસાગત વિશિષ્ટ અભ્યાસ કરી એટલુંજ નહી પણ નાના મોટા જિનમદિરોના શિલ્પ સ્થાપત્ય અને અનેકવિધ નવિનતાનું સર્જન કરનાર શ્રી નંદલાલભાઇ સોમપુરા ખૂબજ ધન્યવાદ અને પ્રશ સાનેપાત્ર છે, એવા નંદલાલભાઇ પોતાની સમગ્ર શિલ્પ સ્થાપત્ય અને સાહિત્ય કલા શક્તિનો સમાજના શ્રેય અને અભ્યુદય માટે ઉપયોગ કરી જીવનને સાર્થક બનાવે એજ મંગલ મનોકામના સહ શુભેચ્છા.

જૈન સાહિત્ય મંદિર
પાલીતાણા
સં. ૨૦૩૫ પોષ વદ ૫ તા. ૧૮ ૧-૧૯૭૯



મહાનંદવિજયગણિના ધર્મલાભ

## १०. आशीर्वचनानि

### પૂજ્ય મુનિરાજશ્રી સૂર્યોદયવિજયજી મહારાજ સાહેબ (વ્યા. સા. ન્યા. તીર્થ)



स्वस्ति श्रीकश्यपे गोत्रे, सोमपुराकुलेऽभवत् ।
जशकरण इत्याख्य:, शिल्पशास्त्रविशारद: ॥ १ ॥

શ્રીકશ્યપગોત્ર અને સોમપુરાકુળમાં જશકરણ ભાઈ નામના શિલ્પશાસ્ત્રમાં વિશારદ એક શિલ્પકાર થઈ ગયા. ૧.

शत्रुञ्जये महातीर्थे शिखरं येन प्रोन्नतम् ।
चतुर्मुखयुगादीश प्रासादोपरि निर्ममे ॥ २ ॥

શ્રી શત્રુંજય મહાતીર્થ ઉપર શ્રી સવા-સોમાએ વિ. સં. ૧૬૭૫માં બંધાવેલ ભગવાન શ્રી આદિનાથ પ્રભુના ચોમુખજીના ભવ્ય પ્રાસાદ ઉપર ઉત્તુંગ શિખરનું નિર્માણ તેઓએ વિ. સં. ૧૮૯૨માં કર્યું હતું. ૨.

तत्सुतोऽजनितादक्षो, वेलजीभाइनामवान् ।
आद्रीप्रमुखग्रामाणां, मन्दिरावलिकारक: ॥ ३ ॥

વેલજીભાઈ નામના તેમના પુત્ર તેમના જેવા થયા. તેમણે આદરી (વેરાવલ પાસે) વગેરે ગામોના જિનમંદિરોનું નિર્માણ કરેલું હતું ૩.

चुनीलाल: सुतस्तस्य, शिल्पविज्ञानकोविद: ।
माण्डलादिकग्रामाणां, चैत्योद्धारविधायक: ॥ ४ ॥

ચુનીલાલ નામના તેમના પુત્ર શિલ્પ વિજ્ઞાનમાં કુશળ થયા. તેઓએ માંડલ વગેરે ગામોના જિનપ્રાસાદોના જીર્ણોદ્ધારો કર્યા હતા. ૪.

नन्दलालस्ततस्तस्या प्रतिम: समजायत ।
सूनुरनूनविज्ञान:, शिल्पस्थापत्यशास्त्रयो: ॥ ५ ॥

તે પછી નન્દલાલભાઇ નામના તેમના શ્રેષ્ઠ પુત્ર થયા. જેઓ શિલ્પ અને સ્થાપત્ય શાસ્ત્રમાં ઉત્તમ જ્ઞાનવાળા છે. ૫.

विंशत्यधिकप्रासाद शतनिर्माण कर्माणि ।
प्रासाद शतकोद्धार करणं चापि कोविदः ॥ ६ ॥

તેઓએ પોતાના જીવનમાં લગભગ એકસો વીશ (૧૨૦) નૂતન પ્રાસાદ વગેરેનું નિર્માણ કર્યું અને એક સો ( ૧૦૦ ) પ્રાસાદાદિના જીર્ણોદ્ધાર કર્યા છે. ૬.

महतैतेन कार्येण शिल्पशास्त्रानुगामिना ।
स्थपतित्वं निजं येन, साधितं सर्वथा वरम् ॥ ७ ॥

શિલ્પશાસ્ત્રાનુસારે કરેલા આ પ્રાસાદ નિર્માણ અને પ્રાસાદોદ્ધારના મહાન કાર્ય વડે તેઓએ પોતાનુ શ્રેષ્ઠ સ્થપતિપણું સંપૂર્ણ પણે સિદ્ધ કરેલું છે. ૭.

वहूनिशिल्पशास्त्राणि, समभ्यस्यैकतानतः ।
शिल्प-स्मृति-वास्तु-विद्या-यामग्रन्थोऽतिसुन्दरः ॥ ८ ॥
सोमपुराकुलाकाश सोमेन बहुवत्सरैः ।
पादलिप्तपुरे रम्ये, नन्दलालेनधीमता ॥ ९ ॥
विहितो विक्रमात्पञ्च त्रिंशदुत्तरवत्सरे ।
द्विसहस्रयुते तस्योत्तरार्धस्य प्रकाशनम् ॥ १० ॥
जायते समयेऽस्मिन् श्री युगादीशः प्रसीदतु ।
शिल्पिनं नन्दलालं सत् शिल्पसूर्योदयं चिरम् ॥ ११ ॥

ઘણા શિલ્પશાસ્ત્રોનો ખૂબ સાવધાનીથી અભ્યાસ કર્યા બાદ **શિલ્પ-સ્મૃતિ-વાસ્તુ વિદ્યાયામ્** નામનો અત્યંત સુંદર ગ્રન્થ ઘણા વરસોના પ્રયાસ કરીને સોમપુરા બ્રાહ્મણકુળ રૂપી આકાશમાં ચન્દ્રમા સમાન વિદ્વાન શ્રી નન્દલાલભાઇએ રમણીય શ્રી પાલીતાણા શહેરમા બનાવ્યો છે.

આ ગ્રન્થના ઉત્તરાર્ધનું પ્રકાશન વિક્રમ સંવત ૨૦૩૫માં થઇ રહ્યું છે. આ શુભ સમયે સકલ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય મહાતીર્થના અધિનાયક શ્રી આદિનાથ ભગવાન સુન્દર શિલ્પ કૃતિઓને પ્રકાશિત કરવામાં સૂર્યોદય સમાન શિલ્પાચાર્ય શ્રી નન્દલાલભાઈ ઉપર ચિરકાળ પર્યંત પ્રસન્ન થાઓ ૮, ૯. ૧૦, ૧૧.

જૈન સાહિત્ય મંદિર
પાલીતાણા
સં. ૨૦૩૫ પોષ વદ ૫ તા. ૧૮-૧-૧૯૭૯



મુનિ સૂર્યોદયવિજયના ધર્મલાભ

# ૧૧. અભિપ્રાય અભિનંદન અને ધન્યવાદ

**પ્રૉ. અવધૂત** તંત્રી:–'ગાયત્રી વિજ્ઞાન' મેનેજીંગ ટ્રસ્ટી 'ગાયત્રી તીર્થ' (ઝઘડીયા)

૧૫–૨–૧૯૭૯
ગુરુવાર.



શિલ્પાચાર્ય શ્રી નંદલાલ ચુનીલાલ સોમપુરાજીનો પરિચય દૈવી સંકેત દ્વારા ઝઘડીયા મુકામે દૈવી ભૂમિ "ગાયત્રી તીર્થ" પર થયો. ગાયત્રી તીર્થના ગાયત્રીના મંદિરની શિલાન્યાસ વિધિ પણ દૈવી કૃપાથી જ તેમના હસ્તે જ કરવામાં આવી.

તેઓના પરિચયમાં આવતાં જ જણાયું કે વિશ્વકર્મા દેવે જ તેમના ચારે પુત્રો જય, વિજય, સિદ્ધાર્થ અને અપરાજિતના અંશોનું તેમાં રોપણ કરીને ભારત ભૂમી પર દૈવી શિલ્પ સ્થાપત્યો તેમના દ્વારા થતા રહે અને ભારતની શિલ્પકળા અમર રહે.

તેની સાબિતીરૂપે તેમના દ્વારા ૧૦૮ થી ઉપરાંત નૂતન પ્રાસાદ શિલ્પ સ્થાપત્યો બનાવ્યા છે. અને ૧૦૦ થી ઉપરાંત પ્રાસાદના જીર્ણોદ્ધાર કર્યા છે. તે સર્વેમાં તેમણે જય પ્રાપ્ત કર્યો છે. વિજયને વર્યા છે સિદ્ધિ પ્રાપ્ત કરી છે. અને અપરાજીત રહ્યા છે. ( ક્યાંય પરાજીત પામ્યા નથી. )

તેમનો રચેલ **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** સચિત્ર પૂર્વાર્ધ ગ્રંથ વાચતા જ જણાઇ આવે છે કે જાણે આપણે દૈવી સૃષ્ટિમાં જ વિહાર કરી રહ્યા છીએ.

તે ગ્રંથ વાંચતા જ જણાશે કે તેમાં કલ્પની ઉત્પત્તિ. કલ્પાદ સૃષ્ટિ આદિના અનેક શાકો અને વંશની અનેક ઐતિહાસિક માહિતી, સંસ્કૃતિ અને વિકાસ કળા કુશળતા મૂર્તિકળા, ઇતિહાસના સ્થાપત્યો. નગરના નામો, કિલ્લાઓ, વાવ. કુવા. તડાગ ( તળાવ )

વગેરેની માહિની, શિલ્પ અને મૂર્તિપૂજાની પ્રાચીનતા, પુરાણોમાં દેવપૂજા અને પ્રાસાદથી લઈને ભૂમિપરીક્ષા, વાસ્તુ પદાધિકાર, વાસ્તુ પૂજનવિધિ સૂત્રાધાર, શિલાન્યાસ, આયતત્ત્વાધિકાર, વગેરે ૨૦૦ થી ઉપરાંત વિષયો, શિલ્પોની મંદિરોની મૂર્તિઓની અનેક આકૃતિઓ, ચિત્રો, નકશાઓ અમૂલ્ય કોષ્ટકો જૈન દેરાસરોની કારીગરી વગેરે અનેક કલાકૃતિઓની સરળ સમજુતી પ્રમાણે જાણકારી આપી છે.

આતો કેવળ પૂર્વાર્ધ ગ્રંથમાં જણાવી છે.

આના પછીના ઉત્તરાર્ધમાં, પ્રાસાદોત્પત્તિ. શિલાન્યાસ, પ્રાસાદનિરૂપણ, દ્વારલક્ષણ, મંડપવિધાન, સાન્ધારાદિપ્રાસાદ લક્ષણ. જિન પ્રાસાદ નિરૂપણ. પરિકર વિધાન, યક્ષ યક્ષિણી સ્વરૂપ લક્ષણ, વિષ્ણુયાતન, શિવયાતન, સૂર્યાયાતન, દેવ-દેવીઓ સ્વરૂપ લક્ષણ આદિ વિધાનો વગેરેથી ભરપૂર ગ્રંથની રચના કરી.

આ પરથી જાણી શકાય છે કે તેના દેહદ્વારા શ્રી ગુરૂદેવ વિશ્વકર્મા તેમના પુત્રોના અંશો દ્વારા કાર્ય કરાવી રહ્યા છે. તેનું બીજું પ્રત્યક્ષ પ્રમાણ એ જ માની શકાય કે તેઓએ કોઈ શાળા મહાશાળામાં શિલ્પશાસ્ત્રનુ વ્યવસ્થિત જ્ઞાન નથી લીધું છતાં તેના આતરિક મન અને હૃદયમા તેમના ગુરુદેવ શ્રી વિશ્વકર્મા જ પ્રેરણા કરી રહ્યા છે. તેના જાત અનુભવોમાના અમુક અનુભવો અમને પ્રાપ્ત થયા છે. નહિતર વગર ભણ્યે ભણેલાઓથી પર જવાની શક્તિ ક્યાંથી ઉદ્ભવે ?

અનેક વિવિધ માહિતીઓથી ભરપુર આ ગ્રંથો ગુજરાતભરની દરેક લાઇબ્રેરી, કોલેજો, હાઇસ્કૂલો અને સંસ્થાઓમાં વસાવવા જેવા છે.

શિલ્પાચાર્ય શ્રી નંદલાલ ચુનીલાલ સોમપુરાજીએ ભારતને આવા સરળ અને સમજી શકાય એવી ગુજરાતી ભાષામા શિલ્પશાસ્ત્રના જે ગ્રંથો આપ્યા છે તેને માટે તેમને અનેક અભિનંદન અને અનેક ધન્યવાદ ઘટે છે.

☎ ૬૮૨૩૦૩
સોનાવાલા ક્રોસ રોડ,
ગોરેગામ ( પૂર્વ )
મુંબઇ-૪૦૦૦૬૩.



લિ૦
પ્રૉ. અવધૂત
તંત્રી :- ગાયત્રી વિજ્ઞાન (માસિક)
મેનેજીંગ ટ્રસ્ટી :- ગાયત્રી તીર્થ
( ઝઘડીયા )

## ૧૨. અભિપ્રાય

### સ્થપતિ શ્રી પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા પદ્મશ્રી, શિલ્પવિશારદ.



**શ્રી નંદલાલ ચુનીલાલ સોમપુરા.**

મૂળ પાલીતાણા વડીલોના વતનમાં જન્મ ધારણ કરી વંશપરંપરાગત શિલ્પ સ્થાપત્યનો વ્યવસાય ગ્રહણ કરી તેમા ઉત્તમ પ્રવિણતા દિવસે દિવસે કાર્યક્ષેત્રમાં મેળવતા ગયા તેમ તેમ તેઓ શિલ્પ શાસ્ત્રીમાથી સ્થપતિ પદના અધિકારી થતા ગયા. તેઓના વડીલોએ સ્થાપત્યો જુદા જુદા સ્થળે સુદર રચેલા છે, તેમના પ્રપિતામહ જશકરણભાએ શત્રુંજય પર્વત પર ચૌમુખનુ ઉત્તુગ શિખર બાધેલુ છે. જે પદર–વીશ માઇલથી દૃષ્ટિ ગોચર થાય છે.

શ્રી નંદલાલભાઇએ પ્રારંભિક વ્યવસાયમા શિલ્પશાસ્ત્રનો અભ્યાસ મનન. પઠન કરેલ. તેના ફળરૂપ તેઓ શિલ્પશાસ્ત્રના ગ્રથનું સુંદર પ્રકાશન કરવા પ્રેરાયા છે. તેઓએ ભારતના જુદા જુદા પ્રદેશોમા સૌરાષ્ટ્ર. ગુજરાત, મહારષ્ટ્ર. કચ્છ. રાજસ્થાન. મેવાડ. મધ્યપ્રદેશ. બિહાર. બગાલ વગેરે સ્થળોએ મદિરોનું સુંદર નિર્માણ કરી યશ અને કીર્તિ પ્રાપ્ત કરી છે.

શિલ્પના વ્યવસાયમાં ક્રિયાત્મકજ્ઞાન અને પાઠાત્મક એમ (થીઓરીકલ અને પ્રેકટીકલ) જ્ઞાન હોય તો સોનામાં સુંગધ જેવું ગણાય આ બન્ને જ્ઞાન તેઓએ પ્રાપ્ત કરી. સ્થપતિ પદને પ્રાપ્ત કરેલ છે.

નંદલાલભાઇ સ્થાપત્ય કામના જ્ઞાતા હોઈ સ્થપતિ પદને યોગ્ય છે. તે વિના સંકોચે કહેવું પડે છે. વર્તમાન કાળ શિલ્પજ્ઞાનનો અસ્તકાળ છે. ક્રિયાનું જ્ઞાન હોય પરંતુ તેઓ જે કાર્ય કરે છે. તેમાં વેધ કયાં, વેધદોષ કયાં આવે છે તે પાઠત્મક જ્ઞાનના અભાવે શિલ્પી પોતે જાણતો હોતો નથી. આથી બંન્ને જ્ઞાન પ્રાપ્ત કરનાર સ્થપતિ ગણાય છે. એ ગુણ નંદલાલભાઇએ પ્રાપ્ત કરેલ છે.

વાસ્તુશાસ્ત્રની પારિભાષિક તુલના કરી ગ્રંથ લેખન કરવાની પારંગતા શ્રી નંદલાલભાઇએ અદ્‌ભૂત પ્રાપ્ત કરી છે, તેમની બુદ્ધિમતા, વિવેકશિલતા સર્વાધિક આથી તેમના શિલ્પ વ્યવસાયમાં દિન પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે. તેઓએ લાખોના બહોળા વિશાળ સ્થાપત્યો નિર્માણ કરી આશ્ચર્ય મુગ્ધ કરેલ છે. ભવિષ્યમાં તેઓના બહોળા અનુભવ ક્ષેત્રની વૃદ્ધિ થતી રહો અને અનેક શિલ્પ પ્રકાશનો કરતા રહે એવી મારી શુભાશીષ છે.

૩, પથિક સોસાયટી
સરદાર પટેલ કોલોની પાછળ
**અમદાવાદ**

**પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા**
પદ્મશ્રી, શિલ્પવિશારદ.



# ૧૩. અભિપ્રાય

**રસિકલાલ પી. હીંગુ** ગાયત્રી તિર્થધામ આર્કીટેકટ



શિલ્પશાસ્ત્રના પુરાતન તેમજ શાસ્ત્રોક્ત રીતે અર્વાચિન યુગને ખૂબ જ ઓછા સાહિત્યનો લાભ થોડા વર્ષોથી મળવા લાગેલ છે.

જે સાહિત્યનો પ્રચાર હાલમાં થોડો ઘણો થયેલ છે તેમાં મુરબ્બી શ્રી નંદલાલભાઈ ચુનીલાલ સોમપુરાનો ફાળો ખૂબ જ આગળ પડતો રહેલ છે. આ શાસ્ત્રીય જ્ઞાન અને તેમાં રહેલ કલાનો સવિસ્તાર પરિચય તેમણે દરેક આયોજનના સંપૂર્ણ નિયમો સાથે તેમના આ પુસ્તક **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** ઉત્તરાર્ધમાં સમાવી લીધેલ છે. જેમાં તેમના શિલ્પશાસ્ત્ર અને સ્થાપત્ય કલા સાથે જ્યોતિષ, વિજ્ઞાનના જ્ઞાનનો પરિચય સહેજે થયા વિના રહેતો નથી.

અર્વાચિન યુગમાં ભારતની આ સમૃદ્ધ કલાનો વિકાસ અને ઉપયોગમા લેવા માટે જરૂરી નિયમો અને તેમાં રહેલ ભાવાર્થને આ પુસ્તકમાં સમાવી લીધેલ છે જે વર્તમાન કાળમાં ઘણું જ આવકાર્ય ગણાય.

શ્રી નંદલાલભાઇ ચુનીલાલભાઇ સોમપુરાએ ભારતમા ઘણાજ સ્થળોએ વિશાળ મંદિરોનું આયોજન કરેલ છે જેમાં તેમના શિલ્પશાસ્ત્રનુ જ્ઞાન ખૂબજ ગહન છે તે સહેજે જાણી શકાય છે. તેમનામા રહેલ આવા વિશાળ જ્ઞાનનો લાભ તેઓ આ પુસ્તક દ્વારા અનેક લોકોને આપે છે તે પ્રશંસનિય તેમજ આનંદદાયક છે.

શ્રી નંદલાલભાઇનો પરિચય મારે ગાયત્રી તીર્થધામ જે નર્મદા કિનારે ઝગડિઆ (ગુજરાત)માં આયોજન લઇ રહેલ છે તે કામમાં તેમણે પોતાની કલા અને આયોજનનો સમેળ કરેલ છે અને ભારતમાં પ્રથમ અને વિશાળ ગાયત્રીમાતાના મંદિરનું આયોજન ખરેખર મુગ્ધ કરી આપે તેવું કરે છે.

તેમના વિષે મારો અંગત અભિપ્રાય આપવાનું આ સમયે મન થાય છે. કે તેમના આવા વિશાળ કાર્યોમાં ખૂબ જ કાર્યશિલ હોવા છતાં. તેમણે સમય મેળવી આ ગહન કલાને જીવંત રાખવામાં ભારતવર્ષને તેમણે કલાવારસામાં મનભરીને ફાળો આપ્યો છે. અને હજુ પણ તેઓ આપતા રહેશે તેવી આશા વ્યક્ત કરૂં છું.

૪, પગરવ, ૧ લે માળે
સ્વામી વિવેકાનંદ રોડ,
ગોરેગામ પશ્ચિમ
મુંબઈ–૪૦૦૦૬૨.
☎ ૬૮૪૬૦૪

લી૦
રસીક પી હીંગુ
ગાયત્રી તીર્થધામના નિમાયેલ
આર્કીટેક્ટ.
તા. ૨૨–૨–૧૯૭૯.



# ૧૪. અભિપ્રાય

## હરિપ્રસાદ સોમપુરા.



સ્થપતિ શ્રી નંદલાલભાઈ સોમપુરાએ ભારત ભરમાં અનેક મંદિરોની હારમાળા સર્જી છે. એમાં હવે તેઓ પોતાના શિલ્પ-સ્થાપત્યના જ્ઞાનના અનુભવના નિચોડ સ્વરૂપે પુસ્તકોની પણ હારમાળા સર્જવા લાગ્યા તે આપણા સૌના માટે આનંદની વાત છે. આજથી અઢી વર્ષ પહેલા એમણે **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** (પૂર્વાર્ધ)નુ સંકલન પ્રગટ કરેલું આજે તેઓ એનાથી બમણો મોટો આ પુસ્તકનો ઉત્તરાર્ધ પ્રગટ કરે છે; કે જેમાં પ્રાસાદની સ્થાપત્યકીય રચનાને લગતી વિગતો રજૂ કરવામાં આવી છે. આગલા પુસ્તકની જેમ આ પુસ્તકમાં પણ અનેક ચિત્રો. મૂળ સંસ્કૃત શ્લોક અને તેનો ગુજરાતી અનુવાદ, પ્રાચીન શિલ્પગ્રંથોના આધારે, ઉદાહરણો સહિત રજૂ કરવામાં આવ્યાં છે.

શિલ્પ સ્થાપત્ય વિષયક પુસ્તકો આપણે ત્યાં ખૂબ જ ઓછા છે, ત્યારે આવું શાસ્ત્રીય આધારભૂત માહિતી આપતુ પ્રકાશન થાય તે સમગ્ર શિલ્પજગતે ગૌરવ લેવા જેવી બાબત છે. પરંપરાગત સ્થાપત્યકળાને જાળવી રાખવામાં મદદરૂપ થનાર આ પ્રકાશનને હું હૃદયપૂર્વક આવકારું છું. હવે સોમપુરા શિલ્પીઓનો ઇતિહાસ, એમણે બાંધેલા મંદિરોનો સ્થાપત્યકીય પરિચય કરાવતા ચિત્ર-ફોટા સહિતના આધારભૂત આલ્બમો. સ્થાપત્ય વિષયક ફોટોગ્રાફી. લાઇબ્રેરીઓ, આર્ટ ગેલેરીઓ, દસ્તાવેજી ફિલ્મો, શિલ્પશાળા. શિલ્પ વિષયક સ્વતંત્ર સામાયિક વગેરે શરૂ કરવા જોઇએ. 'સોમપુરા આર્ટ ફાઉન્ડેશન' ની રચના દ્વારા આ સ્વપ્ન પૂર્ણ કરવાનો હવે સમય પાકી ગયો છે.

સોમપુરા આર્ટ ગેલેરી
૨૦૧, નેમિનાથ એપાર્ટમેન્ટ, કાંબલીવાડી,
પાર્લા સ્ટેશન સામે (પૂર્વ)
મુંબઈ-૫૭



હરિપ્રસાદ સોમપુરા.
તા. ૨૬-૧-૭૯.

## १५. अभिनन्दनं मङ्गलम्

ग्रन्थ निर्मातुः

श्री नन्दलाल चुनीलाल सोमपुरा महोदयस्य



शिल्पी मनसुखलाल लालजी सोमपुरा.

कश्यपगोत्र! महाप्राज्ञ शिल्पशास्त्र विशारद् ।
स्वति ते नन्दलाल श्री चुनीलाल नन्दन ॥ १ ॥

निर्मितानित्वया वन्धो मन्दिराणि ह्यनेकशः ।
तव कीर्ति चितन्वन्ति सर्वत्र वसुधातले ॥ २ ॥

श्री शत्रुञ्जय मूले हि त्वन्निर्मितो नभःस्पर्शी ।
श्री केसरीयाजीनामा जिन प्रासादः शोमते ॥ ३ ॥

एव मादिपुरे गिरि सिंहद्वारे चतुर्मुखः ।
कृतः कलात्मको महा–प्रासादो भवनाशकृत ॥ ४ ॥

एव मनेक स्थानेषु, खेटके षु पुरेषु च ।
नैपुण्यं वास्तुज्ञानस्य दर्शित निज कार्यतः ॥ ५ ॥

उत्खनन–शिलान्यासे–वास्तु विद्या प्रवर्त्तक ।
विश्वकर्म कृपा पात्र; भूयात ते मङ्गलं सदा ॥ ६ ॥

अहमदाबाद

शिल्पी मनसुखलाल लालजी सोमपुरा

# ૧૬. અ ભિ પ્રા ય.

હસમુખભાઇ બ્રહ્મભટ્ટ મેનેજર કેસરીયાજીનગર.



શિલ્પશાસ્ત્ર એ ભારતીય સંસ્કૃતિનો અણમોલ ખજાનો છે. ભારતીય શિલ્પે વિદેશીઓને હંમેશા ભારત તરફ આકર્ષ્યા છે, કારણ કે ભારતીય શિલ્પ અદ્દભુત અને બેનમુન છે, તે ભારતીય સંસ્કૃતના ગૌરવને જાળવી રાખવા માટે શિલ્પીઓનો અણમોલ ફાળો છે, આવતી પેઢીને તે શાસ્ત્રનું જ્ઞાન મળતું રહે તથા ભારતીય સંસ્કૃતિનું ગૌરવ જળવાઈ રહે તેવી દીર્ઘદૃષ્ટિથી શિલ્પ રત્ન શ્રી નંદલાલભાઈ સોમપુરા **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામૂ** ઉત્તરાર્ધની આવૃતિ બહાર પાડી રહ્યા છે. તે ખરેખર પ્રશંસનિય અને અભિનંદનને પાત્ર છે.

હસમુખભાઈ બ્રહ્મભટ્ટ
મેનેજર

કેસરીયાજી નગર
પાલીતાણા

# ૧૭. અભિપ્રાય

## પેઇન્ટર ગોવિંદભાઇ લાખાભાઇ– પાલીતાણા



ભારતની સંસ્કૃતિનું વિશ્વમાં આગવું સ્થાન છે. ભારતી સંસ્કૃતિમાં શિલ્પકળા મોખરે આવે છે. આ શિલ્પકળાને સદા સજીવન રાખનાર સોમપુરા જ્ઞાતી એ ભગવાન વિશ્વકર્મા પ્રભુના પનોતા પુત્રો છે.

ભાઇ શ્રી નંદલાલભાઇ એ સદ્દપરીવારનાં સદસ્ય છે. શિલ્પ સ્થાપત્ય કલામાં અને સાહિત્યમાં બહોળું જ્ઞાન ધરાવે છે. જે તેમના **શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્** પુસ્તકમાં છતુ થાય છે મેં તે પુસ્તક વાચ્યું છે આ પુસ્તક શિલ્પકળા સ્થાપત્ય અને તે અંગેના પ્રાચીન ઇતિહાસમાં રસથાળથી સભર છે. આપણા સાહિત્યમાં શિલ્પ સ્થાપત્ય વિષે ઓછા લેખકોએ ધ્યાન આપ્યું છે એટલે આ પુસ્તક જોતાં ભાઇ શ્રી નંદલાલભાઈ શિલ્પ સ્થાપત્યની આ કળાને જીવંત રાખવા માટે અથાગ પરીશ્રમ ઉઠાવ્યો છે. શિલ્પ સ્થાપત્ય વિષયક લખવું અને તે જ પ્રમાણે આચરી બતાવવું તે ભાગ્યે જ કોઇ લેખક જાણુતા હશે.

છેલ્લે ભાઇ શ્રી નંદલાલભાઇ દીર્ઘાયુ ભોગવે અને સ્થાપત્ય કલા તથા સાહિત્યની સેવા સદા આપતા રહે તેવી પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના.



નવાગઢ,
**પાલીતાણા**–૩૬૪૨૭૦

**પેઇન્ટર ગોવિંદભાઈ લાખાભાઈ**

હાર્દિક શુભેચ્છા સાથે.....



મંદિરોનું દરેક પ્રકારનું મારબલ કામ કરી આપનાર

તથા

મારબલ, ખરલ, પાટલીના વેપારી.

# મહેતા મારબલ એમ્પોરીયમ

સ્ટેશન પાસે, **મકરાના** (રાજસ્થાન)

श्री गणेशाय नमः





# शिल्प स्मृति वास्तु विद्यायाम् ॥

## उत्तरार्ध

## प्रासादोत्पत्ति नाम्नो प्रथमोऽध्याय

## मंगलाचरण

गणेशाय नमस्तस्मै निर्विघ्नसिद्धिहेतवे ।
आदिगौरीसमुद्भूत–तेजसे सम्भूताय वै ॥ १ ॥

નિર્વિઘ્નપણે પોતાના કામની સિદ્ધિને માટે મહામાયા પાર્વતીદેવીના અદ્ભૂત તેજથી ઉત્પન્ન થયેલ શ્રી ગણેશદેવને નમસ્કાર કરું છું ૧.

महामायेति या गीता चिन्मयी मुनिसत्तमैः ।
तनोतु वाग्विलासं मे जिव्हायां सा सरस्वती ॥ २ ॥

મહાઋષિઓએ જેની સ્તુતિ કરી છે, એવી જ્ઞાનમયી મહામાયા સરસ્વતીદેવી છે, તે મારી જીભ ઉપર બેસી વાણીનો વિસ્તાર કરો. ૨.

## विश्वकर्मा पूजनम्

नमामि विश्वकर्माणं सर्व सूत्रप्रवर्त्तकम् ।
प्रासादादि प्रसिद्धयर्थं सर्व सिद्धि समृद्धिम् ॥ ३ ॥

સર્વ સૂત્રના પ્રવર્તક એવા વિશ્વકર્માને હું નમસ્કાર કરૂં છું. પ્રાસાદ આદિ પ્રસિદ્ધ અર્થ સર્વ સિદ્ધિથી સમૃદ્ધ છે. ૩.

सर्व लोक हितार्थाय प्रणीतं विश्वकर्मणा ।
वास्तुशास्त्र मिदं पूर्व सुरलोके प्रतिष्ठितम् ॥ ४ ॥

પૂર્વે દેવલોકમાં જે વાસ્તુશાસ્ત્ર પ્રતિષ્ઠિત હતું તે સર્વલોકના હિત અર્થે વિશ્વકર્માએ કહેલ છે. ૪.

सृष्ट्याद्य सूत्रधारस्य प्रासादाद्विश्वकर्मणः ।
शिल्प स्मृति ब्रूते सूत्रधारेषु नंदलाल ॥ ५ ॥

સૃષ્ટિના આદિ સૂત્રધાર શ્રી વિશ્વકર્માની કૃપાથી સૂત્રધાર શ્રી નંદલાલ શિલ્પ સ્મૃતિ નામના ગ્રંથને કહે છે. ૫.

गृहे पुयो विधिः प्रोक्तो विनिवेशप्रवेशने ।
सएव विदुषा कार्यो देवतायतनेष्वपि ॥ ६ ॥

ગૃહ બનાવવાની તથા તેમાં પ્રવેશ કરવાની વિધિ વાસ્તુ શાસ્ત્રમાં વિદ્વાનો એ બતાવી છે. તે જ વિધિ પ્રમાણે દેવાલયમાં પણ કાર્ય કરવું. ૬.

## शिव पूजनम्

हिमाद्रेरूत्तरे पार्श्वे चारुदारुवनं परम् ।
पावनं शङ्करस्थानं तत्र सर्वैः शिवोऽर्चितः ॥ ७ ॥

હિમાલય પર્વતની ઉત્તર દિશામાં સુંદર દેવદારૂ વૃક્ષોનુ મોટું વન છે. આ મહાદેવનુ પવિત્ર તીર્થસ્થાન છે. ત્યાં સર્વ દેવ અને દૈત્યો આદિ એકઠા મળીને મહાદેવની પૂજા કરી. ૭.



## प्रासाद जाति

प्रासादाकारपूजामि–र्देवदैत्यादिभिः क्रमात् ।
चतुर्दश समुत्पन्नाः प्रासादानां च जातयः ॥ ८ ॥

દેવ અને દૈત્યાદિએ મળી પ્રાસાદની આકૃતિ કરી, મહાદેવની પૂજા કરી, જેથી ચૌદ પ્રકારના પ્રાસાદની જાતિ ઉત્પન્ન થઈ. ૮.

## प्रासादोत्पति चौदजातिय्

यत्र येषां कृता पूजा तत्र तन्नामकावास्तु ते ।
प्रासादानां समस्तानां कथयिष्याम्यनुक्रमम् ॥ ९ ॥

सुरैस्तु नागराः ख्याता द्राविडा दानवेन्द्रकैः ।
लतिनाश्चैव गन्धर्वै–र्यक्षैश्चापि विमानजाः ॥ १० ॥

विद्याधरैर्मिश्रकाश्च वसुभिश्च वराटकाः ।
सान्धाराश्चोरगैः ख्याता नरेन्द्रैर्भूमिजास्तथा ॥ ११ ॥

विमानना नागरच्छन्दाः सूर्यलोक समुद्भवाः ।
नक्षत्राधिपलोकोक्ता–श्छन्दा विमानपुष्पकाः ॥ १२ ॥

पार्वतीसम्भवाः सेना वलभ्याकारसंस्थिताः ।
हरसिद्धयादिदेवीभिः कार्याः सिंहावलोकनाः ॥ १३ ॥

व्यन्तरस्थितदेवैस्तु फांसनाकारिणो मताः ।
इन्द्रलोकसमुभ्दूता रथाश्च विविधा मताः ॥ १४ ॥

જે જે દેવોએ પ્રાસાદ આકારની આકૃતિ કરી મહાદેવની પૂજા કરી તે પ્રમાણે નામ વાપી પ્રાસાદની જાતિ ઉત્પન્ન થઈ તે અનુક્રમે કહે છે.

૧ દેવતાઓના પૂજનથી નાગર જાતિ. ૨ દાનવોના પૂજનથી દ્રાવિડ જાતિ. ૩ ગંધર્વોના પૂજનથી લતિના જાતિ. ૪ યક્ષોના પૂજનથી વિમાન જાતિ. ૫ વિદ્યાધરોના પૂજનથી મિશ્ર જાતિ. ૬ વસુદેવોના પૂજનથી વરાટક જાતિ. ૭ નાગ દેવોના પૂજનથી સાન્ધાર જાતિ. ૮ નરેન્દ્રોના પૂજનથી ભૂમિજ જાતિ. ૯ સૂર્ય દેવોના પૂજનથી વિમાન નાગર જાતિ. ૧૦ ચંદ્રદેવોના પૂજનથી વિમાનપુષ્પક જાતિ. ૧૧ પાર્વતીદેવીના પૂજનથી વલભી જાતિ. ૧૨ હરસિદ્ધિ આદિ દેવીઓના પૂજનથી સિંહાવલોકન જાતિ. ૧૩ વ્યંતરસ્થિત દેવોના પૂજનથી ફાંસનાદિ જાતિ. ૧૪ ઈન્દ્રલોકના દેવોના પૂજનથી રથાકાર જાતિ. આ રીતે આ ચૌદ જાતિના પ્રાસાદો ઉત્પન્ન થયા. ૯ થી ૧૪.

## उत्तम अष्ट जाति प्रासाद

नागरा द्राविडाश्चैव भूमिजा लतिनास्तथा ।
सावन्धारा विमानादि-नागराः पुष्पकाङ्किताः ॥ १५ ॥

मिश्रकास्तिलकैः शृङ्गै-रष्टौ जातिषु चोत्तमाः ।
सर्वदेवेषु कर्त्तव्याः शिवस्यापि विशेषतः ॥ १६ ॥

ચૌદ જાતિના પ્રાસાદોમાં નાગર, દ્રાવિડ, ભૂમિજ, લતિન, સાન્ધારા, વિમાનનાગર, વિમાનપુષ્પક અને મિશ્ર એ આઠ જાતિનાં પ્રાસાદ ઉત્તમ છે. એ બધા શૃંગો અને તિલકો વડે સુશોભિત છે, તે માટે એ આઠ જાતિના પ્રાસાદ સર્વ દેવોને માટે બનાવવા શ્રેષ્ઠ છે, તેમાં પણ મહાદેવ માટે તો વિશેષ કરીને બનાવવા એ વધારે શ્રેયસ્કર છે. ૧૫, ૧૬.

प्रासादानां च सर्वेषां जातयो देशभेदतः ।
चतुर्दश प्रवर्त्तन्ते ज्ञेया लोकानुसारतः ॥ १७ ॥

સર્વ પ્રાસાદોની જાતિ દેશ ભેદનાં અનુસાર થાય છે, તેમાં મુખ્ય ચૌદ જાતિ પ્રર્વતક છે તેનું જ્ઞાન લોકાનુસાર જાણવું ૧૭.

लक्ष्यलक्षणतोऽभ्यासाद् गुरुमार्गानुसारतः ।
प्रासादभवनादीनां सर्वज्ञानमवाप्यते ॥ १८ ॥

પ્રાસાદ અને ભવન આદિ બનાવવા માટે સર્વે પ્રકારનું શિલ્પજ્ઞાન તેનાં લક્ષ્ય અને લક્ષણના અભ્યાસ વડે અથવા ગુરૂશિક્ષા વડે પ્રાપ્ત કરવું જોઈએ. ૧૮.

## प्रासाद निर्माण भूमि

महेन्द्रो मलयश्चैव सिंहश्च विक्रमस्तथा ।
समुद्रः पारिजातश्च श्री शैलश्च तथा र्बुदः ॥ १९ ॥

नीलश्च श्वेतशृङ्गश्च चन्द्रः प्रभास सम्भवः ।
गन्धमादनो जयन्तौ प्राप्ता श्वेतसम्भवः ॥ २० ॥

गङ्गाया यमुनायाश्च नर्मदाया स्तटे तथा ।
गोदावर्याः सरस्वत्याः सिन्धौ पृष्ट तथवच ॥ २१ ॥

तापी मही तुङ्गभद्रा कावेरी चन्द्र भागिका ।
पयस्वती साभ्रमती कृष्णा नीराच निर्मला ॥ २२ ॥

भीमाक्षी सिंहिका ख्याता नीलोदभवा च वेत्रकी ।
रेवती मधुरा ख्याता विश्वामित्री च मूलका ॥ २३ ॥

कुरुक्षेत्रे च गङ्गायामन्त वेद्या तथैव च ।
नैमिषे कुब्जाम्रकेषु महाकाल वने तथा ॥ २४ ॥

सिद्धायतन तीर्थेषु नदीनां सङ्गमेषु च ।
उर्वरीषु स्मशानेषु चत्वरे उदकाश्रिते ॥ २५ ॥

सुप्रदेशे शुभे रम्ये गन्हरे गिरिमांश्रिते ।
वनेचोपवने चैव यत्र वा रोचते मनः ॥ २६ ॥

नगर ग्राम पुर्मध्ये खेटके चैव कर्वटे ।
तडाग कूप माश्रित्य प्रसिद्ध नृप मार्गके ॥ २७ ॥

शुभदिने शुभऋक्षे सुलग्ने सुमुहूर्तके ।
आदौच भूपरीक्षायां शकुनंहि विलोकयेत् ॥ २८ ॥

सूत्रधार शास्त्र युक्ता वास्तु वेदो पलक्षकः ।
सूत्र कंबी समायुक्तः सर्व शास्त्रसुकौशल ॥ २९ ॥

મહેન્દ્ર, મલયગિરિ, સિંહ, વિક્રમ તથા સમુદ્રતર, પારિજાત, શ્રીશૈલગિરિ તથા અર્બુદ, નીલગિરિ, શ્વેતશૃંગ, ચંદ્રક્ષેત્ર પ્રભાસ, ગન્ધમાદન, જયંત, શ્વેતગિરિ ઉપર, ગંગા, યમુના નર્મદા તટે, ગોદાવરી, સરસ્વતી, સિન્ધુ પૃષ્ટે, તાપી, મહી, તુંગભદ્રા, કાવેરી, ચંદ્રભાગા, પયસ્વતી, સાભ્રમતી, કૃષ્ણા, નીરા અને નિર્મલા, ભીમા, સિંહકા, ખ્યાતા, નીલોદ્દભવા, વૈતરણી, રેવતી, મધુરા, વિશ્વામીત્રિ અને મૂલકા, કુરૂક્ષેત્રે અને ગંગા, યમુના સંગમે, નૈમિષ્યાવને, વૃન્દાવને. મહાકાલ વને અને સિદ્ધપુરૂષોના આશ્રમે, નદીના સંગમે, સ્મશાન ભુમિમાં, જળાશયે, સુંદર સ્થળે, શુભ રમ્ય ભૂમિમાં, ગુફામાં, પર્વતના આશ્રયે, વને અને ઉપવને, મનને રૂચે તે સ્થળે, નગર, ગામ, પુરની મધ્યે, નાના ગામે અને કર્વટે ( તાલુકે ), તળાવ તથા કુવાના આશ્રયે, પ્રસિદ્ધ રાજ્યમાર્ગે,

શુભ દિને તથા શુભ નક્ષત્રે, સારા લગ્ને સુમુહૂર્તે, પહેલા ભૂમિ પરિક્ષા કરવી, શુભ શુકન જોવા, સૂત્રધાર શાસ્ત્રનો જાણકાર, વાસ્તુવેદોના લક્ષણ જાણનાર, સૂત્ર અને હસ્તનું પ્રમાણ જાણનાર, સર્વ શાસ્ત્રમાં કુશળ હોવો જોઈએ. ૧૯ થી ૨૯ *

## प्रासादारंभे देवपूजनम्

तदा क्षेत्रे प्रतिष्ठा तु पुण्यस्थाने सुशोभने ।
आचार्यं सूत्रधारैश्च पूजा महोदिता ॥ ३० ॥

आदौतु पूजयेददेवं गणनाथ विनायकम् ।
सिद्धि बुद्धि समायुक्तं मुदा विधि विधानतः ॥ ३१ ॥

ब्रह्मा विष्णुश्च रुद्रश्च पूजनीया प्रयत्नत् ।
येषां स्मरण मात्रेण सर्व सिद्धिः प्रजायते ॥ ३२ ॥

क्षेत्रपालं ततोऽभ्यर्चेत् लाभार्थी सुजटाधरम् ।
योगिनीर्वटुकं देवीः कुमारीः सविशेषत् ॥ ३३ ॥

सर्व देवा स्ततः पूज्या दिक्पालाश्चततोऽर्चयेत् ।
प्रतिदिक्पालदेवांश्च तज्जातीय सपर्यया ॥ ३४ ॥

वास्तुपूजा विधानं तु कर्तव्यं दिशकात्तमै ।
निर्विघ्नं च भवेतत्र हेतुकादि समर्चने ॥ ३५ ॥

वरुणार्चा विधानं तु विशेषात्कारयेत्तत्त ।
आचार्यं पूजयेद्वत्स विप्रैश्च सुन्दरम् ॥ ३६ ॥

---

* जैनं चैत्यालयं चैत्यमुत निर्मापयनशुभम् ।
वांछन् स्वस्य नृपादेश्च वास्तुशास्त्र न लंघयेत् ।१७॥

આપણું તથા રાજા અને પ્રજાનું કલ્યાણ ચાહતા હોય તેણે વાસ્તુશાસ્ત્ર અનુસાર જિનમંદિર અને જિન પ્રતિમા બનાવવા.

પ્રતિષ્ઠા સારોદ્ધાર -૧૭

रम्ये स्निग्धं सुगंधादि दूर्वाधाढ्यां स्वतः शुचिम् ।
जिन जन्मादिना वास्ये स्वीकुर्याद्भूमिमुत्तमाम ॥ ३८ ॥

મંદિર નિર્માણ માટે એવી ભૂમિ પસંદ કરવી કે ચીકણી, સુગંધી અથવા ધ્રો વિગેરે ઘાસ યુકત અને સ્વયં શુદ્ધ હોય, અથવા જિનેંદ્રના જન્માદિ કલ્યાણકથી પવિત્ર હોય.

પ્રતિષ્ઠા સારોદ્ધાર. -૧૮

सूत्रधारं ततोऽभ्यर्चे दृष्ट सूत्र प्रबोधकम् ।
हस्तपूजा विधानं तुकतव्यं त्वपराजित ॥ ३७ ॥
भूमिदानं ततोदधाद गोमहिष्यश्व संयुतम् ।
हिरण्य वस्त्र छत्राद्यै महादानै क्षमापयेत् ॥ ३८ ॥
पूजा वलि विधानं च कृत्वा कर्म समारंभेत् ।
सर्व सिद्धयति तत्कर्म सर्व काम फलप्रदम् ॥ ३९ ॥

તેજ ક્ષેત્રમાં સુશોભન અને પૂણ્યસ્થાને આચાર્ય અને સૂત્રધારે પ્રતિષ્ઠા કરી પૂજા મહોત્સવ કરવો.

પ્રથમ ગણનાથ વિનાયકનું સિદ્ધિ બુદ્ધિ સહિત વિધિ વિધાન પૂર્વક પૂજન કરવું.

બ્રહ્મા, વિષ્ણુ અને શિવનું પ્રયત્ને કરી પૂજન કરવું, તેમના સ્મરણ માત્રથી સર્વ પ્રકારની સિદ્ધિ મળે છે.

લાભાર્થે જટાધારી ક્ષેત્રપાલનું પૂજન કરવું. યોગિની, બટુક અને સરસ્વતીનુ વિશેષે કરી પૂજન કરવું, સર્વ દેવો સહિત દિક્પાલનું પૂજન અર્ચન કરવું. પ્રતિ-દિક્પાલ બ્રહ્મા તથા શેષનું પણ પૂજન કરવું વાસ્તુપૂજન દિશા ઉત્તમ જોઈ વિધિપૂર્વક પૂજન કરવું. આચાર્ય અને વિપ્રનું સુંદર રીતે પૂજન કરવું હે અપરાજીત ! સૂત્રધારે અષ્ટસૂત્ર તથા હસ્તપૂજન વિધિ વિધાન પૂર્વક કરવું.

ગૃહપતિએ ભૂમિદાન, ગૌ, ભેશ અને અશ્વ સહિત સુવર્ણ વસ્ત્ર, છત્રી આદિ મહાદાન આપી ક્ષમા માંગવી, પૂજા બલી કાર્ય આરંભે કરવા, એ સર્વ સિધ્ધિ અને સર્વ કાર્યમાં ફલ આપનાર છે. ૩૦ થી ૩૯.

## सूत्रधार लक्षण

विश्वकर्मोवाच

शृणु वत्स यथान्यायं सूत्रधारस्य लक्षणम् ।
शास्त्रज्ञः कुशलो दक्षो वास्तु विद्याविबोधक ॥ ४० ॥
सूत्रधारो महाप्राज्ञः पटकर्मसुनिरन्तरम् ।
भूवन कोश विज्ञानं प्रमाणं सूत्र कर्मणि ॥ ४१ ॥
नगर ग्राम खेटाद्यं वास्तुवेद समुद्भवम् ।
कूटकर्वट कृष्यादि ज्ञायते सूत्रकर्मणा ॥ ४२ ॥
पुरप्राकार परिखा प्रतोली मार्ग गोपुरम् ।
गृहं च राजवेश्माद्यं ज्ञायते सूत्रकर्मणा ॥ ४३ ॥

प्रासाद प्रतिमालिङ्ग जगती पीठ मण्डपम् ।
वेदी कुण्डं स्रुची चैव ज्ञायते सूत्रकर्मणा ॥ ४४ ॥
प्रासाद विविधाकारा वैराज्य कुलसम्भवाः ।
विभक्त्युर्ध्वं तलच्छंद ज्ञायते सूत्र कर्मणा ॥ ४५ ॥
रेखानां विविधाकारा प्रासाद शिखरोत्तमाः ।
घण्टा कलश ध्वजाद्यं ज्ञायते सूत्रकर्मणा ॥ ४६ ॥
द्वारशाखा विधि ज्ञात्वा मूल प्रासादच्छन्दजय ।
द्वारपाल विधिश्चैव ज्ञायते सूत्रकर्मणा ॥ ४७ ॥
द्वारदृष्टिपद स्थानं तथाग्रे वाहनादिकम् ।
दृष्टि स्थानंचान्तरं तु ज्ञायते सूत्रकर्मणा ॥ ४८ ॥
लक्षणं च द्वारविधि शिवलिङ्गेषु सर्वत ।
मानोन्मान प्रमाणं च ज्ञायते सूत्रकर्मणा ॥ ४९ ॥
वितानानि विचित्राणि क्षिप्ता न्युत्क्षिप्तकानिच ।
मन्दारसभा पद्मानि ज्ञायन्ते सूत्रकर्मणा ॥ ५० ॥
वितानानां संवरणा घण्टा कूट समाकुलाः ।
सिंह संघटनाकीर्णा ज्ञायन्ते सूत्रकर्मणा ॥ ५१ ॥

વિશ્વકર્મોવાચ :—

હે વત્સ ન્યાયે કરીને સૂત્રધાર લક્ષણ કહું છું શાસ્ત્રજ્ઞ કુશળ–ચતુર વાસ્તુવિદ્યાનો બોધ કરી શકે તેવો મહાજ્ઞાન વાળો નિત્ય ષટકર્મ કરનાર ગૃહાદિના સૂત્ર પ્રમાણ જાણનાર સૂત્રધાર જાણવો. નગર, ગામ, ખેટ, કુટ, કર્વટ અને કુપાદિના વાસ્તુવેદ સૂત્ર જાણનાર, નગરના દુર્ગ અને ભીતિજ્ઞાન પ્રતોલીયા અને ગોપુર માર્ગ ગૃહ અને રાજ્ય પ્રાસાદના સુત્રને જાણનાર, પ્રાસાદ, પ્રતિમાલિંગ, જગતી, પીઠ, મંડપ, વેદીકુંડ શુચિ આદિ જ્ઞાનસૂત્ર જાણનાર, પ્રાસાદના વિવિધ આકારો, વૈરાજ્યાદિ કુલજાતિના ભેદ જાણનાર, વિભક્તિ, ઉંચાઈ અને તલ છંદના સુત્રજ્ઞાન જાણનાર, પ્રાસાદ રેખાના વિવિધ આકાર અને ઉત્તમ શિખર, ઘંટા (આમલસારા), કલશ ધ્વજાદિ જ્ઞાન જાણનાર, દ્વાર શાખાની વિધિ, મૂલ પ્રાસાદ છંદ મુજબ દ્વારપાળની વિધિ જ્ઞાનસૂત્ર જાણનાર, દ્વાર દૃષ્ટિ અને પદસ્થાન અને આગળ વાહનાદિના દૃષ્ટિ સ્થાન અને અંતરજ્ઞાન જાણનાર દ્વાર લક્ષણે લિંગનામનોન્માન પ્રમાણ જ્ઞાનસૂત્ર જાણનાર, વિતાનના વિચિત્ર ક્ષિપ્તા ન્યુક્ષિપ્તાના લક્ષણ મંદાર સભા પદ્માદિ જ્ઞાનસૂત્ર, વિતાનાદિના સંવરણા ઘંટા કૂટની પંક્તિ સિંહ કલશ જ્ઞાનસૂત્ર જાણનાર સૂત્રધાર જાણવો. ૪૦ થી ૫૧.

## कर्म-कृत

आचार्यः सूत्रधारैश्च यजमानैश्च संयुतः ।
त्रयश्च साधकेश्चैव कर्मकारादि संयुता ॥ ५२ ॥

આચાર્ય, સૂત્રધાર, અને યજમાન એ ત્રણ સંયુક્ત કર્મકાર્યના સાધક છે. ૫૨.

आचार्यश्च स्वयं ब्रह्मा शिल्पीचैवजनार्दनः ।
यजमानस्तु शक्रः स्यात् त्रिभिः कर्म प्रवर्तत ॥ ५३ ॥

આચાર્ય એ પોતે બ્રહ્મા છે, શિલ્પીએ જનાર્દન વિષ્ણુ છે અને યજમાન ઈન્દ્ર છે. એ ત્રણે કર્મના પ્રવર્ત્તક છે. ૫૩.

स्थपति सूत्रग्राही तक्षक संज्ञश्च वर्धकि क्रमश ।
स्वोचित कर्मणि दक्षा ग्राह्यास्ते कारवश्च तुर्धेति ॥ ५४ ॥

સ્થપતિ, સૂત્રગ્રાહી, તક્ષક અને વર્ધકિ ક્રમે આ ચાર શિલ્પકારો પોતપોતાના કામમાં દક્ષ હોવા જોઈએ. ૫૪.

## शिल्पीना कर्तव्यो

સ્થાપત્ય કર્મનો સંપૂર્ણ અનુભવી તે 'સ્થપતિ' સ્થપતિ પુત્ર અથવા શિષ્ય સૂત્રગ્રાહી જાણવો અને તે સ્થપતિની આજ્ઞાનું પાલન કરનારો અને સર્વ કાર્યમાં નિપૂણ હોવો જોઈએ. સૂત્ર, દંડ અને પ્રમાણને જાણનાર અને સ્થૂલ તથા સૂક્ષ્મ પાષાણોને ઘડનાર તક્ષક જાણવો. પત્થરને જોડનાર, કામની વૃદ્ધિ કરનાર વર્ધકિ જાણવો. આ ચાર સિવાય કાર્ય સિદ્ધ થઈ શકે નહિ માટે આ ચાર શિલ્પકારોની સદા માન પ્રતિષ્ઠા કરવી.

एक हस्ते तु कल्याणं द्वि हस्ते मृत्युरेवच ।
गृह देवैक शिल्पिनं भाषितं विश्वकर्मणा ॥ ५५ ॥

એક હાથે થયેલ કાર્ય કલ્યાણકારી થાય છે, બે હાથે કરેલ કાર્યમાં મૃત્યુનો સંભવ છે, ગૃહકાર્ય, દેવકાર્ય એક જ શિલ્પીના હાથે કરાવવું તેમ શ્રી વિશ્વકર્માએ કહેલ છે.

नगराणां भूषणार्थं देवाना निलयाय च ।
लोकानां धर्महेत्वर्थं सुरयोषिताम् ॥ ५६ ॥
आलयं सर्व भूतानां विजयायजितात्मनाम् ।
धर्मार्थ काम मोक्षाणां प्राप्ति हेतुश्च कामदः ॥ ५७ ॥

દેવમંદિરો કે પ્રાસાદોની રચના, નગરોની શોભા, દેવોના નિવાસ, લોકોની ધર્મવૃદ્ધિ અને દેવાંગનાઓની ક્રીડા માટે હોય છે, વળી પ્રાસાદ પ્રાણીમાત્રનું આશ્રય

સ્થાન, છે. વીરપુરૂષોની કીર્તિ તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિના કારણભૂત તેમજ સર્વ કામનાને આપનાર છે. ૫૬, ૫૭.

गीत नृत्यैश्च वादित्रै, पेक्षणीयैर्मनोहरैः ।
नानाध्वज पताकैश्च तोरणश्च विभूपिताः ॥
पुरराज्य प्रजादीनां सर्वं कालं तु शान्तिदाः ।
सर्वकाम प्रदाश्चैते नित्यं कल्याण कारकाः ॥ ५८ ॥

ગીત, નૃત્ય અને વાદ્યોથી નિત્ય ગુંજાયમાન, દર્શનીય અને મનોહર નાના પ્રકારની ધ્વજાઓ, પતાકાઓ તથા તોરણોથી અલંકૃત પ્રાસાદો, નગર, રાજા અને પ્રજા વિગેરેને સર્વકાલ સુખ, શાંતિ આપનારા, સર્વ કામનાઓને સફલ કરનારા, નિત્ય કલ્યાણ કરનાર છે. ૫૮.

## भू परीक्षा

माधुर्य मृतिका भूमिर्देव विप्रहित प्रदा ।
तथो दुम्बर वृक्षाढ्या श्वेतवर्णाच भूरपि ॥ ५९ ॥

મધુરસ્વાદવાળી ભૂમિ. દેવકાર્ય તથા વિપ્ર માટે શુભાવહ છે, તથા ઉદંબરના વૃક્ષવાળી સફેદ ભૂમિ શુદ્ધ છે. ૫૯

मधुगन्धा पुष्पगन्धा सर्पिर्गन्धा च भूरपि ।
स्थिर वर्णा च भूरशस्ता सर्वं वास्तुषु कीर्तिता ॥ ६० ॥

મીઠી ગંધવાળી, પુષ્પ જેવી ગંધવાળી અને સરસવ જેવી ગંધવાળી. સ્થિર વર્ણની ભૂમિ સર્વ વાસ્તુકર્મ માટે પ્રસશ્યા–કીર્તિદાયક છે. ૬૦

## पूर्व–प्लव भूमि

भूमिनामष्टप्लवादि गुणदोषान् ब्रवीमि ते ।
पूर्वप्लवा धराश्रेष्टा ह्यायुः श्री बल वर्द्धिनी ॥ ६१ ॥

सर्व संपत्करी पुंसां प्रासादानां विभूतिदा ।
राज्य पूज्या सदानंदा प्राक्प्लवा चेद्भवेन्मही ॥ ६२ ॥

પૂર્વ તરફ નિચી ભૂમિ, સંપૂર્ણ ગુણયુક્ત, શ્રેષ્ઠ આયુષ્ય અને બળ આપનાર છે, તે સર્વ પ્રકારની સંપત્તિને આપનાર છે. પ્રાસાદ માટે વિશેષ શ્રેષ્ઠ, રાજ્યમાં સન્માન આપનાર, અને આનંદકારી પૂર્વપ્લવ ભૂમિ છે. ૬૧, ૬૨.

## उत्तर-प्लव भूमि

पूज्या लाभकारी नित्यं पुत्र पौत्र विवर्धनी ।
कामदा भोगदा चैव धनदा चोत्तरप्लवा ॥ ६३ ॥

ઉત્તરપ્લવભૂમિ પૂજ્ય, નિત્ય લાભદાયી. પુત્રપૌત્રાદિની વૃદ્ધિ કરનાર, સર્વ પ્રકારના સુખ, વૈભવ અને ધન સંપત્તિ આપનાર છે. ૬૩.

## इशान-प्लव भूमि

नर सौख्य सती सत्य सौभाग्यादिविवर्द्धिनी ।
धनायैश्वर्य संपन्ना धर्मदेशानकप्लवा ॥ ६४ ॥

ઇશાનપ્લવ ભૂમિ પતિ પત્નિને સુખ સૌભાગ્ય આપનારી, ધન અને ઐશ્વર્ય સંપન્ન ધર્મને આપનારી છે. ૬૪.

## अन्यान्यपि भूमि लक्षणानि

दक्षिणे पश्चिमेचैव नैऋत्ये वायुकोणके ।
एभिरुचा भवेद् भूमिर्गज पृष्ठोऽभिधीयते ॥ ६५ ॥

गजपृष्ठे भवेद्वासः सलक्ष्मी धन पूरितः ।
आयुर्वृद्धि करी नित्यं जायते नात्र संशय ॥ ६६ ॥

દક્ષિણ, પશ્ચિમ, નૈરૂત્ય અને વાયવ્યકોણ તરફ ઉંચી ભૂમિ 'ગજપૃષ્ઠ' ભૂમિ કહેવાય છે ગજપૃષ્ઠ ભૂમિ ઉપર નિવાસ કરનાર મનુષ્યને પૂર્ણ લક્ષ્મી લાભ થાય અને આયુષ્યની વૃદ્ધિ થાય તેમાં સંશય નથી. ૬૫, ૬૬.

## कूर्म पृष्ठ भूमि

मध्ये तुच्चं भवेद्यत्र नीचं चैव चतुर्दिशम् ।
कूर्मपृष्ठं विजानीयात्तत्र वासं समाचरेत् ॥ ६७ ॥

कूर्मपृष्ठं भवेद्वासो नित्योत्साह सुख प्रदः ।
धन धान्यं भवेतस्य निश्चितं विपुलं धनम् ॥ ६८ ॥

વચ્ચે ઉંચી હોય અને ચારે બાજુ નીચી હોય તેને 'કૂર્મપૃષ્ઠ' ભૂમિ કહે છે. કૂર્મપૃષ્ઠ ભૂમિ ઉપર વાસ કરનાર મનુષ્યને પ્રતિદિન ઉત્સાહની વૃદ્ધિ, સુખ, ધનધાન્યનો વિપુલ લાભ થાય છે. ૬૭, ૬૮.

## प्रशस्ता भूमि

शस्तौषधिद्रुमलता मधुरा सुगन्धा ।
स्निग्धा समा न सुषिराच महीनराणाम् ॥ ६९ ॥

अप्यध्वनि श्रमविनोद मुपागतानां ।
धत्ते श्रियं किमुत शाश्वतमन्दिराणाम् । ७० ॥

જ્યાં ઉત્તમોત્તમ ઔષધીઓ, વૃક્ષલતા ખૂબ લીલી ભરી રહે, માટી સમત્વ સરખી ( સમથલ ) મધુર અને સુગંધી, ચીકણી હોય એ ભૂમિ મનુષ્યોના માટે નિવાસ કરવા લાયક ઉત્તમ ભૂમિ છે રસ્તા પર જતાં મનુષ્યોને વિશ્રામ સ્થાન કરનાર પથિકને પણ લક્ષ્મી પ્રદાન કરે છે, નિરન્તર નિવાસ કરવા માટે મકાન બનાવનાર માટે તો શું કહેવું ? અર્થાત્ આવી ભૂમિ ઉપર ગૃહ મંદિર બનાવનારને કદી ધન, જન ઈત્યાદિ વસ્તુની કમી ન રહે, ૬૯, ૭૦.

## निषिद्धा भूमिः

स्फुटिताच्च सशल्या च वल्मीकाऽऽरोहिणी तथा ।
दुरतः परिहर्तव्या कर्तुरायुर्धनापहा ॥ ७१ ॥
स्फुटिता मरणं कुर्या दुषरा धननाशिनी ।
सशल्या क्लेशदानित्यं विषमा शत्रु वर्धिनी ॥ ७२ ॥

ફાટેલી, શલ્યયુક્ત, રાફડાવાળી, ઉંચીનીચી એવી ભૂમિનો દૂરથી ત્યાગ કરવો કારણ કે આવી ભૂમિ કર્તાને આયુ અને ધનનો નાશ કરવાવાળી છે, ફાટેલી ભૂમિ મરણ કરનાર, શલ્યયુક્ત ભૂમિ સર્વદા કલેશ કરાવનાર છે, ઉંચી-નીચી ભુમિ શત્રુને વધારનાર છે. ૭૧, ૭૨.

## भूमेर्जीवित, मृतादि लक्षणम्

यत्रवृक्षाः परोहन्ति शस्यं हर्षात्प्रवर्धते ।
सा भूमिं जीविता ज्ञेया मृता वाचाऽन्यथाबुधैः ॥ ७३ ॥

જે ભૂમિ વૃક્ષ આદિ વનસ્પતિથી લીલી રહે અને ખેતીની ઉત્પત્તિ ઉત્તમોત્તમ થાય તે ભૂમિ જીવિત સમજવી. અને તેથી અતિરિક્ત ભૂમિને મૃત જાણવી. ૭૩.

---

નોટઃ-ભૂપરિક્ષા શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિધાયામ્ પૂર્વાર્ધમાં ઘણી જ વિગતવાર આપેલ છે.

## हस्त कम्बी प्रमाण

हेतु समस्तवास्तुनामाधारः सर्वं कर्मणाम् ।
मानोन्मान विभागादि निर्णयैक निर्बंधनम् ॥ ७४ ॥

હસ્ત-હસ્ત સંપૂર્ણ વાસ્તુ કૃત્યો અને કલાના હેતુ તથા અખીલ વાસ્તુ-કર્મોના આધારરૂપ છે. માન-ઉન્માન અને વિભાગાદિ નિર્ણય માટે આ એક નિબંધન છે

हस्त लक्षण मानं च गायत्री मान सम्भवः ।
मानोन्मान—प्रमाणं च सर्व कर्मसु कारणम् ॥ ७५ ॥

भास्करोदयनाद् दिष्टः किरणैश्च प्रकाशितः ।
जालान्तागते रश्मौ सूक्ष्मरेण्वष्ट मांशकः ॥ ७६ ॥

परमाणु प्रमाणं तत् समुदिष्टं समन्ततः ।
परमाणु रष्टगुण मेकत्र पिण्ड लक्षणम् ॥ ७७ ॥

रजोभिरष्टगुणितं केशाग्रं च प्रसिद्ध्यति ।
केशाग्रैरष्टगुणितै र्लिक्षा क्रमं तु योजयेत् ॥ ७८ ॥

लिक्षा भिरष्ट भियुका युकाभिश्चाष्टभिर्यवः ।
तथाष्टगुणितैश्चैव यवैर्मानं प्रसिद्ध्यते ॥ ७९ ॥

निर्दोषं मानमेतं च स्यात्परमाणुमूलकम् ।
उत्तममध्यमाधमं त्रिविधो मान निर्णयः ॥ ८० ॥

जेष्ट चाष्ट यवैः प्रोक्तं मध्यमं सप्तभिर्यवैः ।
स्यात्कनिष्टं षड्य वैस्तश्चतु विंशति भिः करः ॥ ८१ ॥

एवं मानोद्भवो हस्त उदितश्चत्रिधा क्रमात् ।
अङ्गुष्टाग्रे पर्व रेखा पुष्पकं त्रिभिरङ्गुलै ॥ ८२ ॥

હસ્તનું લક્ષણ તથા પ્રમાણ ગાયત્રી મંત્રના વર્ણ ( અક્ષર ) સંખ્યા ( ૨૪ ) માંથી ઉદ્ભવેલ છે. માન અને પ્રમાણ સર્વ કર્મનું કારણ છે. સૂર્યોદય થયા પછી કિરણો પ્રકાશિત થાય છે. ગૃહના જાળીયામાંથી જે રશ્મિમાં સૂક્ષ્મ રજકણ જોવામાં આવે છે, તે રેણુ ( છાંયા ). આઠ રેણુનો એક પરમાણું, આઠ પરમાણુંનો એક રજ, આઠ રજનો એક કેશાગ્ર જાણવો, આઠ કેશાગ્રની એક લીક્ષા (લીખ) જાણવી, આઠ લીક્ષાની એક યુકા થાય, આઠ યુકાનો એક યવમાન જાણવું, આઠ યવનો એક અંગુલ. નિર્દોષમાન પરમાણુથી અંગુલ સુધીનું જાણવું. ૭૫ થી ૮૨.

જ્યેષ્ઠ, મધ્ય અને કનિષ્ઠ એ ત્રણ પ્રકારના માન જાણવા, જ્યેષ્ઠ આઠ યવે, મધ્યમ સાત યવે, કનિષ્ઠ છ યવેથી જાણવા, આ પ્રમાણે ચોવીશ આંગળનો હસ્ત પ્રમાણ જાણવો. પૂર્વમાનથી ત્રણ પ્રકારના હસ્ત ઉદ્ભવેલ છે, દરેક અંગુલે પર્વ, રેખા કરવી અને ત્રણ અંગુલે ફૂલ કરવા.

## हस्त रचना

रक्त चंदन काष्टस्य मधुक खदिरौ तथा ।
वंशजो धातुजः कार्यः शिल्पशास्त्र विशारदे ॥ ८३ ॥

શિલ્પશાસ્ત્રના વિદ્વાન શિલ્પીઓએ રક્તચંદન, મહુડો, ખેર, વાંસ, અને ત્રાંબા ચાંદી અને સોનાનો ગજ બનાવવો. ૮૩.

## फूल पर्वना देवता

रुद्रो वायु विश्वकर्मा हुताशो ब्रह्मा कालस्तोयपः सोम विष्णु ॥ ८४ ॥

હસ્તમાં ત્રણ ત્રણ અંગુલે રેખામાં ફૂલ કરવાં આ નવ પર્વના દેવતાઓ છે. ૧ રૂદ્ર, ૨ વાયુ, ૩ વિશ્વકર્મા, ૪ અગ્નિ, ૫ બ્રહ્મા, ૬ કાલ, ૭ વરૂણ, ૮ કુબેર, ૯ વિષ્ણુ. ૮૪.

## हस्तमां आद्य, मध्य अंत्य देवो

अग्रे रुद्रो विधिर्मध्ये विष्णुरन्ते प्रतिष्ठितः ॥ ८५ ॥

આગળ રૂદ્ર, મધ્યભાગે બ્રહ્મા અને અંતમાં વિષ્ણુ. આ રીતે હસ્તમાં દેવો સ્થાપવા. ગાયત્રી મંત્રના એ ત્રણે બીજરૂપ છે. ૮૫.

## हस्त मात्राना देवो

ईशो मारुत विश्व वन्हि विधयः सूर्योश्च रुद्रोयमः ।
वैरुपो वसुवोष्टदंति वरुणो षडचक्र इच्छा क्रिया ॥
ज्ञानवित्त पति निशापति जयोश्री वासुदेवो हली ।
कामो विष्णुरिति क्रमेण मरुतो हस्ते त्रयोविंशति ॥ ८६ ॥

૧ ઇશ, ૨ વાયુ, ૩ વિશ્વદેવ ૪ અગ્નિ, ૫ બ્રહ્મા, ૬ સૂર્ય, ૭ રૂદ્ર, ૮ યમ, ૯ વિશ્વકર્મા, ૧૦ અષ્ટવસુ, ૧૧ ગણેશ, ૧૨ વરૂણ, ૧૩ કાર્તિકસ્વામી, ૧૪ ઇચ્છાદેવી, ૧૫ ક્રિયાદેવી, ૧૬ જ્ઞાન, ૧૭ કુબેર, ૧૮ ચંદ્ર, ૧૯ જય, ૨૦ વસુદેવ, ૨૧ બલભદ્ર ૨૨ કામદેવ, ૨૩ વિષ્ણુ. આ દરેક માત્રાના દેવ જાણવા. અનુક્રમે જ્યાં જેનું સ્થાન હોય ત્યાં તેનું પૂજન કરવું. ૮૬.

## ज्येष्ठ मध्यम अने कनिष्ठ हस्तमान

अष्टयवोदरै ज्येष्ठोमध्यमो यवसप्तभिः ॥
षड्भिश्चैव लघुर्ज्ञेयः त्रिविधं हस्त लक्षणम् ॥ ८७ ॥

ઉત્તમ આઠ આડા જવના અંગુલ પ્રમાણુથી બનેલો ચોવીશ માત્રાનો હસ્ત જેષ્ઠ સાત આડા જવથી મધ્યમ અને છ આડા જવથી કનિષ્ટ માનનો હસ્ત જાણુવો. આ પ્રમાણે વિવિધ હસ્તમાન બનાવવામાં આવે છે. ૮૭

नगर ग्राम खेटादीन् क्रोशादि योजनादिकम् ॥
वनोपवन मार्गादीना ज्येष्ठहस्तेन मापयेत् ॥ ८८ ॥

નગર, ગ્રામ, ખેટ, કોશ અને યોજન તેમજ વન, ઉપવન ( બગીચાઓ ) તથા માર્ગાદિ જયેષ્ઠ ગજથી માપવા. ૮૮.

प्रासाद प्रतिमालिङ्गं जगतीपीठ मंडपान् ।
राज्ञां निवासहर्म्याणि मध्यमेन च मापयेत् ॥ ८९ ॥

દેવપ્રાસાદ, પ્રતિમા-મૂર્તિ, શિવલિંગ; જગતી, પીઠ, મંડપ, રાજમહેલ અને હવેલીઓ મધ્યમ ગજથી માપવા. ૮૯.

शय्यासने च यानानि छत्र सिंहासनादिकम् ।
शस्त्रास्त्र कूप पात्राणि कनिष्ठेन च मापयेत् ॥ ९० ॥

શય્યા આસન, યાન ( રથ-પાલખી ) આદિ, છત્ર, સિંહાસન, શસ્ત્રાસ્ત્ર, કુવો, વાવ તથા પાત્રાદિ કનિષ્ટ ગજથી માપવા. ૯૦.

## अष्ट विध सूत्रो

दृष्टिः करस्तथा मौञ्जं कार्पासश्चावलंबकम् ।
काष्ट सृष्टि विलेख्यानि सूत्राण्यष्ट वदन्ति च ॥ ९१ ॥

૧ દષ્ટિ, ૨ ગજ, ૩ મુંજની દોરી, ૪ સુતરની દોરી, ૫ અવલંબક, ૬ કાષ્ઠ (કાટખુણો) ૭ સૃષ્ઠિ (સાધણી) ૮ વિલેખ્ય અથવા પ્રકાર, આ આઠ સૂત્રોના નામ છે. આ પ્રમાણે શિલ્પશાસ્ત્રના વિદ્વાનોએ એ આઠ પ્રકારના સૂત્રોનું કથન કરેલ છે. ( જુઓ પેજ ૧૬ ) ૯૧.

इति श्री विश्वकर्मा वास्तु कलान्वितन हस्तविद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तुविद्यायाम् उत्तरार्धे शिल्पाचार्य नंदलाल चुनीलाल सडगृहीते प्रासादोत्पत्ति नाम्नो प्रथमोऽध्यायः संपूर्ण ॥




દિશા અને વિદિશામાં રહેલ આયોના સ્વરૂપ છે. દરેક આયો યુગલ ( નર-માદા )ની જોડી છે.



ભરત પ્રિન્ટરી પાલિતાણા.

# शिलान्यास नाम्नो द्वितीयोऽध्याय

## आयादि एकवीश अंगो

आयश्च क्षेत्र नक्षत्रे नक्षत्र गण क स्तथा ।
ऋक्ष भोगस्तु चंद्रस्य नक्षत्रवैर शोधनम् ॥ १ ॥

व्ययस्तारास्तथा नाडी राशिस्तत्स्वामि मित्रता ।
नामाक्षरफलश्चापि त्वंशो लग्नं तिथि स्तथा ॥ २ ॥

वाराः करण योगाश्च वर्गस्तत्त्व विचारणम् ।
गृहादीनां तथाऽयुष्यं संशोध्य भवनादिषु ॥ ३ ॥

आयादि क्रमतः क्षेत्रे चांगानि त्वेक विंशतिः ।
प्रासादे भवने चैव मतिमान् गणयेत्सुधीः ॥ ४ ॥

૧ આય, ૨ ક્ષેત્રફલ, ૩ નક્ષત્ર ૪ નક્ષત્રગણ, ૫ નક્ષત્રચંદ્ર, ૬ નક્ષત્રવૈર, ૭ વ્યય, ૮ તારા, ૯ નાડી, ૧૦ રાશિ, ૧૧ રાશિસ્વામી મિત્રતા, ૧૨ નામાક્ષર, ૧૩ અંશક, ૧૪ લગ્ન, ૧૫ તિથિ, ૧૬ વાર, ૧૭ કરણ, ૧૮ યોગ, ૧૯ વર્ગ, ૨૦ તત્વ, ૨૧ આયુષ્ય. ૧ થી ૪

## आयादि मेळववाना स्थान

पाषाणे पूर्ण गेहानि भिति मध्येतु इष्टिका ।
मृतका गर्भ मात्रेण विज्ञेया नाऽत्र संशय ॥ ५ ॥

પાષાણુના ગૃહાદિને બહારથી, ઈંટના વાસ્તુને ભીતિ મધ્યે અને માટીના વાસ્તુને અંદરના ભાગથી ગણિત મેળવવું. એમાં સંશય કરવો નહિં. ૫

भिति मध्ये गृहे मानं तन्मध्ये शयनासने ।
प्रासादे भित्ति बाह्येषु मंडपे च सुरालये ॥ ६ ॥

ગૃહાદિમાં ભિતિની અંદરથી, શયનાશને પણ અંદરથી. દેવતાઓના પ્રાસાદ તથા મંડપ ને ભિતિની બહારની બાજુથી કર્ણોએ ગણિત મેળવવું. ૬

---

નોટ–૧. આયતત્વાધિકાર અને ગણત્રી શિલ્પસ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્. પૂર્વાર્ધમાં વિગતવાર આપેલ છે.

## साधना करेल क्षेत्र

सूत्रधारेण यच्छुद्धं कृतं यत्स्थान साधनम् ।
तत्स्थानं सर्व जन्तुनां सुखदं स्यान्न संशय ॥ ७ ॥

સૂત્રધારે જે સ્થાનની સાધના સર્વ પ્રકારે શુદ્ધ કરી હોય તે સ્થાન સર્વ પ્રાણીઓને સુખદાય થાય તેમાં લેશ પણ સંશય નહિ. ૭

## सूत्रारंभ नक्षत्र

सूत्रारम्भो गृहादीना मुत्तरायां करत्रये ।
ब्राह्मे पुष्ये मृगे मैत्र्ये पौष्ण्ये वासववारुणे ॥ ८ ॥

પ્રાસાદ અને ગૃહાદિના સૂત્રનો આરંભ ઉત્તરાફાલ્ગુન, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, હસ્ત, ચિત્રા, સ્વાતી, રોહિણી, મૃગશિર્ષ, અનુરાધા, રેવતી, ધનિષ્ઠા અને શતભિષા આ નક્ષત્રમાં કરવો. ૮ ( પ્રાસાદ મંડન ૯૩ )

उत्तरात्रय रोहिण्य आर्द्रा चैव पुनर्वसु ।
पुष्यानुराधा श्रवणं मृगास्वात्यौचहस्तकम् ।
मूल च नक्षत्राणि हि गृहे विष्टि विवर्जितम् ॥ ९ ॥

ઉત્તરાફાલ્ગુન, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અનુરાધા, શ્રવણ, મૃગશિર્ષ, સ્વાતી, હસ્ત અને મૂલ આ તેર નક્ષત્રોમાં સૂત્રારંભ કરવો. પણ વિષ્ટિયોગ તજવો. ૯ (અપરાજિત. ૯૫)

## खनन मुहूर्त

अधो मुखे खनेत् सुधी प्रपूरयेतदूर्ध्वमे ।
दिशं प्रसाध्य शास्त्रतो दिशाविमूढके मृति ॥ १० ॥

ભુમિ–ગૃહપ્રાસાદાદિ ખનન અધોમુખ નક્ષત્રમાં કરવું, ૧ ભરણી, ૨ કૃતિકા, ૩ અશ્લેખા, ૪ મઘા, ૫ પૂર્વાફાલ્ગુન, ૬ પૂર્વાષાઢા, ૭ પૂર્વાભાદ્રપદ, ૮ મૂલ અને ૯ વિશાખા. આ નક્ષત્રોમાં ખનન કરી ખાડો જલથી પરિપૂર્ણ ભરવો. જ્યાં ગૃહાદિ બનાવવાના હોય તે શાસ્ત્રથી વિધિપૂર્વક દિક્સાધન કરી શરૂઆત કરવી. વિમૂઢ દિશામાં મૃત્યુ થાય. ૧૦ (વાસ્તુ મુક્તાવલી ૯૫)

अधो मुखे च नक्षत्रे शुभेऽन्हि शुभवासरे ।
चन्द्रतारानुकल्पे च खननारंमणं शुभम् ॥ ११ ॥

---

નોટ:–શલ્યશોધન, દિક્સાધનવિધિ, શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ પૂર્વાર્ધમાં આપેલ છે.

૧ ભરણી, ૨ કૃતિકા, ૩ અશ્લેષા, ૪ મઘા, ૫ પૂર્વાફાલ્ગુન, ૬ પૂર્વાષાઢા, ૭ પૂર્વાભાદ્રપદ, ૮ મૂલ અને ૯ વિશાખા એ અધોમુખ નક્ષત્રમાં શુભવાર અને ચંદ્ર તથા તારાબલ જોઈ ખનન ( પાયો ખોદવાનું ) કરવું. (મુહૂર્ત માર્તંડ. ૧૧)

## सूत्रारंभे वारा

सौरीन्दु जीव सोम्यानां मार्गवस्य च वासरे ।
सूत्रपातादिकं कार्य मिष्ट समभिवाञ्छता ॥ १२ ॥

સૂર્ય, ચંદ્ર, બૃહસ્પતિ, બુધ અને શુક્ર એ વારોમાં સૂત્રપાતાદિક કાર્ય કરવું આ વારો શુભ મનવાંચ્છિત ફળ આપનાર છે. ૧૨.

## सूत्रारंभ रेखा

कं वक्षस्थल मुरु पादयुगलं संस्पृश्य विप्रादिको ।
रेखा सूत्र वदग्निजेन स्वयेत्तद्वच्च मिति शिला ॥ १३ ॥

બ્રાહ્મણાદિવર્ણ અનુક્રમે માથે, છાતીએ, બંન્ને જંઘાએ, બે પગે, હાથ લગાડી (ન્યાસ કરી) હાથમાં સુવર્ણ શલાકા (સોનાની સળી) લઈ સૂત્ર બાંધેલ મુજબ અગ્નિકોણથી સવ્ય માર્ગે રેખા કરે. પ્રાસાદ તથા ગૃહાદિની રચના મૂજબ સૂત્ર બાંધવું. ૧૩.

—મુહૂર્તમાર્તંડ

## सूत्रारंभे दोष परिहार

शालादोष्णा साधने सूत्रपाते छेदोऽस्त्यैंचद् ग्रंथिरात्वैच कर्तुः ।
कैलोभंग स्याद्भूजे क्ष्मानिमग्नः कीलः शून्यंविस्मयः खातदेशे ॥१४॥

ગૃહાદિની ભુજા દોરતા સૂત્ર તૂટી જાય તો ગૃહાદિ કરનારને પીડા થાય, ખાત કરવાના ભાગમાં રોપેલ કીલક (ખીલી) તૂટી જાય તો રોગ ઉત્પન્ન થાય, તેમજ તે કીલક (ખીલી) જમીનમાં પેસી જાય તો ગૃહ શૂન્ય રહે ૧૪.

## खनन फलानि

काष्ठेष्टिका तुषाङ्गार पाषाणऽस्थिसरी सृपान् ।
हलाग्रेणोद् धृतान्दृष्टवा तत्र विद्या दिदं फलम् ॥ १५ ॥
काष्टेष्वग्निभयं विद्यादिष्टिकासु धनागमः ।
अङ्गारेषु तथा रोगं तुषेष्वेत धनक्षयः ॥ १६ ॥

નોટઃ—માસ, સંક્રાંતિ આદિ શુભાશુભ ફલાનિ શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્, પ્રર્થીમાં વિસ્તાર જણાવેલ છે.

पाषाणे ष्वपि कल्याणं कुलनाशं तथाऽस्थिषु ।
सरी सृपेषु सर्वेषु तादृग्यो भयमा दिशेत् ॥ १७ ॥

ખનન કરતાં, હલથી ખોદતાં, કાષ્ઠ, ઈંટ, ભુસો, રાખ, પત્થર, હાડકાં અને સર્પ એ પ્રમાણે ભૂમિની અંદર દેખાય તો નીચે મુજબ ફલ જાણવું. કાષ્ઠ નીકળે તો અગ્નિ ભય, ઈંટ મળે તો ધન પ્રાપ્તિ, રાખ કોલસા નીકળેતો ધન નાશ, પાષાણ નીકળે તો કલ્યાણ, હાડકાં નીકળે તો કુલ નાશ, સાપ વીંછી આદિ જીવો નીકળે તો સાપ વીંછી આદિ જનાવરનો ભય. ૧૫, ૧૬, ૧૭

## खनन–विशेषः शुभाशुभ फलानि—

खाते यदाश्मा लभते हिरण्यं तथेष्टि कायां च समृद्धिस्त्र ।
द्रव्यं च रम्याणि सुखानि धत्ते ताम्रादि धातुर्यदितत्र वृद्धि ॥१८॥

पिपीलिकाः षोडश पक्ष निद्रा भवन्तिचे तत्र वसेन्न कर्ता ।
तुषास्थि चीराणि तथैव भस्मान्यण्डानि सर्पा मरण प्रदाःस्यु ॥१९॥

वराटका दुःख फलिप्रदात्री फार्पास एवाति ददाति दुःखम् ।
काष्ट प्रदग्धंस्त्वति रोग भीति र्भवत्फलिः खर्पर दर्शनेन ॥ २० ॥

लोहेन कर्तुर्मरणं निगद्यं विचार्य वास्तु प्रवदन्ति धीरा ॥२१॥

ખનન કરતાં પાષાણ મળેતો સુવર્ણ સિદ્ધિ, ઈંટ મળેતો નાના પ્રકારની સંપત્તિ, દ્રવ્ય મળે તો સુખ, ત્રાંબા આદિ ધાતુ મળે તો અનેક પ્રકારની વૃદ્ધિ, પિપીલીકા (કીડીઓ) નીકળે તો સોળ પક્ષ સુધી સુવર્ણ વાળા રહે. દેડકો નીકળે તો સુખપૂર્વક નિવાસ ન કરી શકે, ભૂસી, હાડકાં ચિથરા, ભસ્મ, ઈંડા, સર્પ આદિ નીકળે તો મરણ, કોડી નીકળેતો દુઃખ અને ઝઘડાની પ્રાપ્તિ, કપાસ નીકળે તો અત્યંત દુઃખ, કોલસા મળે તો રોગ અધિક ભય, વાંસ નીકળેતો લડાઇ ઝઘડાની પ્રાપ્તિ, લોહ મળેતો ગૃહપતિનું મૃત્યુ. આ બધી વસ્તુનો વિચાર કરી ગૃહ પ્રાસાદ આદિ બાંધવા. ૧૮ થી ૨૧.

## भूमि शुद्धि

सम्मार्जने नाञ्जनेन शेकेनो ल्लेखनेन च ।
गवां च सन्निवासेन भूमिः शुद्ध यति पञ्चमि ॥ २२ ॥

સમાર્જન, પોતના, સીચના, ખોદના, અથવા ગાયોને બેસારવી એ પાંચ પ્રકારે ભૂમિ શુદ્ધ કરવી. ૨૨.

## खनन–राहु दिक्–

देवालये गेहविधौ जलाशये राहुर्मुखं शुभदिशो विलोमतः ।
मीनार्के सिंहार्के मृगार्के तस्मिन् खाते मुखात् पृष्ट विदिक् भवेत् ॥ २३ ॥

પ્રાસાદ બનાવવાના પ્રારંભમાં મીન, મેષ અને વૃષભનો સૂર્ય હોય ત્યારે રાહુ મુખ ઈશાનકોણમાં હોય. મિથુન, કર્ક અને સિંહનો સૂર્ય હોય ત્યારે રાહુ મુખ વાયવ્ય કોણમાં. કન્યા, તુલા અને વૃશ્ચિકનો સૂર્ય હોય ત્યારે નૈઋત્યમાં અને ધન મકર અને કુંભના સૂર્યમાં અગ્નિકોણે રાહુનું મુખ હોય.

### ગૃહારંભ

સિંહ, કન્યા અને તુલાના સૂર્યમાં ઈશાનમાં. વૃશ્ચિક, ધન અને મકરના સૂર્યમાં વાયવ્યમાં. કુંભ, મીન અને મેષના સૂર્યમાં નૈઋત્યમાં. વૃષભ, મિથુન અને કર્કના સૂર્યમાં અગ્નિકોણમાં રાહુમુખ જાણવું

### જલાશય

કુવા, તળાવ આદિના પ્રારંભમાં મકર, કુંભ અને મીનના સૂર્યમાં ઈશાનમાં. મેષ, વૃષભ અને મિથુનના સૂર્યમાં વાયવ્યમાં. કર્ક, સિંહ અને કન્યાના સૂર્યમાં નૈઋત્યમાં. તુલા, વૃશ્ચિક અને ધનના સૂર્યમાં અગ્નિકોણમાં રાહુ મુખ જાણવું.

## वृषचक्र



જે દિશામાં મુખ હોય તેની પાછળની દિશા ( વિદિશા ) કોણમાં ખાત કરવું પાછળની દિશામાં ખાલી કુક્ષિ હોય છે.

## જ્યોતિષ શાસ્ત્રમત—

| પ્રાસાદ ખાત | | ગૃહ ખાત | | જલાશય ખાત | |
|---|---|---|---|---|---|
| સંક્રાંતિ | દિશા | સંક્રાંતિ | દિશા | સંક્રાંતિ | દિશા |
| મીન, મેષ, વૃષભ | અગ્નિ | સિંહ, કન્યા, તુલા | અગ્નિ | મકર, કુંભ, મીન | અગ્નિ |
| મિથુન, કર્ક, સિંહ | ઇશાન | વૃશ્ચિક, ધન, મકર | ઇશાન | મેષ, વૃશ્ચિક, મિથુન | ઈશાન |
| કન્યા, તુલા, વૃશ્ચિક | વાયવ્ય | કુંભ, મીન, મેષ | વાયવ્ય | કર્ક સિંહ, કન્યા | વાયવ્ય |
| ધન, મકર કુંભ | નૈઋત્ય | વૃષભ, મિથુન, કર્ક | નૈરૃત્ય | તુલા, વૃશ્ચિક, ધન | નૈરૃત્ય |

## શિલ્પ શાસ્ત્ર મત—

| પ્રાસાદ ખાત | | ગૃહ ખાત | | જલાશય ખાત | |
|---|---|---|---|---|---|
| સંક્રાંતિ | દિશા | સંક્રાંતિ | દિશા | સંક્રાંતિ | દિશા |
| મીન, મેષ, વૃષભ | અગ્નિ | સિંહ, કન્યા, તુલા | અગ્નિ | મકર, કુંભ, મીન | અગ્નિ |
| મિથુન, કર્ક સિંહ | નૈરૃત્ય | વૃશ્ચિક, ધન, મકર | નૈરૃત્ય | મેષ, વૃષભ, મિથુન | નૈરૃત્ય |
| કન્યા, તુલા વૃશ્ચિક | વાયવ્ય | કુંભ, મીન, મેષ | વાયવ્ય | કર્ક, સિંહ, કન્યા | વાયવ્ય |
| ધન, મકર, કુંભ | ઇશાન | વૃષભ, મિથુન, કર્ક | ઈશાન | તુલા, વૃશ્ચિક, ધન | ઇશાન |

## गृह–प्रासादाऽरंभे मास फलानि

चैत्रे शोक करं गृहादि रचितं स्यान्माधवेऽर्थप्रदं ।
ज्येष्ठे मृत्युकरं शुचो पशुहरं तद वृद्धिदं श्रावणे ॥

शुन्ये भाद्रपदे त्विषे कलिकरं भृत्यक्षयं कार्तिके ।
धान्य मार्ग सहस्य दहन भी मविश्रियं फाल्गुने ॥ २४ ॥

ચૈત્ર માસમાં ગૃહાદિ આરંભ કરવાથી શોક ઉત્પન્ન થાય, વૈશાખે ધન લાભ થાય, જેઠમાસમાં મૃત્યુ થાય, અષાઢે પશુનો નાશ થાય, શ્રાવણે દરેક પ્રકારની વૃદ્ધિ થાય,

ભાદ્રપદે શૂન્ય રહે, અશ્વિની માસે કલેશ થાય, કાર્તિકે નોકરનો નાશ થાય, માર્ગશિરે ધાન્ય પ્રાપ્તિ થાય, પોષમાં કામ સંપદા, માઘે અગ્નિ ભય, અને ફાલ્ગુન માસે લક્ષ્મી પ્રાપ્તિ થાય. ૨૪

## गृहा–प्रासादाऽरंभे राशि फलानि

गृहसं स्थापनं सूर्ये मेपस्थे शुभदं भवेत् ।
वृपस्थे धन वृद्धिः स्यान्मिथुने मरणं ध्रुवम् ॥ २५ ॥

कर्कटे शुभदं प्रोक्तं सिंहं भृत्य विवर्धनम् ।
कन्यायां रुक तुले सौख्यं वृश्चिके धनवर्धनम् ॥ २६ ॥

कार्मुके च महाहानि मंकरे स्याद्दनागमः ।
कुम्भे तु रत्न लाभः स्यान्मीने सदम भया वहम् ॥ २७ ॥

મેષ રાશિના સૂર્યમાં ગૃહાદિ આરંભ શુભ, વૃષરાશિના સૂર્યમાં ધન વૃદ્ધિ, મિથુન રાશિમાં સ્વામીનું મરણ, કર્ક રાશિમાં શુભ ફલ પ્રાપ્તિ, સિંહ રાશિમાં નોકરની વૃદ્ધિ, કન્યા રાશિમાં રોગ, તુલા રાશિમાં સુખ, વૃશ્ચિક રાશિના સૂર્યમાં ધન વૃદ્ધિ, ધન રાશિમાં મોટી હાનિ, મકર રાશિમાં ધન લાભ, કુંભ રાશિમાં રત્ન લાભ, મીન રાશિના સૂર્યમાં ગૃહારંભ ભયકારક થાય. ૨૫ થી ૨૭.

## गृहा–प्रासादाऽरंभे वत्स दिशा

कन्यादित्रिपु पूर्वतो त्याज्यं च चापादितः ।
द्वारं पश्चिमत स्त्रिके जल चरात् सौम्ये खौ युग्मतः ॥ २८ ॥

तस्माद्वत्स मुखं दिशासु भवन द्वारा दिकं हानि कृत् ।
सिंहचाथ वृष च वृश्चिक घटद्या ते हिते सर्वदा ॥ २९ ॥

કન્યા, તુલા અને વૃશ્ચિક એ ત્રણ રાશિના સૂર્યમાં વત્સનું મુખ પૂર્વ દિશામાં હોય છે. ધન, મકર અને કુભ રાશિમાં વત્સમુખ દક્ષિણે હોય છે મીન, મેષ અને વૃષભ રાશિના સૂર્યમાં વત્સમુખ પશ્ચિમે હોય છે. મિથુન, કર્ક અને સિંહ એ રાશિના સૂર્યમાં વત્સમુખ ઉત્તરમાં હોય છે. માટે જે દિશામાં વત્સમુખ હોય તે દિશામાં દ્વાર મૂકવામાં આવે તો હાનિ થાય અને વત્સની પાછળ દ્વાર મૂકાય તો આયુષ્યનો ક્ષય થાય. માટે બંને બાજુ દ્વાર મૂકવું પણ સિંહ, વૃષ, વૃશ્ચિક અને કુંભ રાશિના સૂર્યમાં ચારે બાજુ દ્વાર મૂકી શકાય. તેમાં વત્સ દોષ લાગે નહીં. ૨૮, ૨૯.

## || वत्स चक्र ||

પૂર્વ

કન્યા તુલા વૃશ્ચિક

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈશાન | ૫ | ૧૦ | ૧૫ | દિવસ ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | અગ્નિ | |
| | ૫ | | | | | | | | ૫ | |
| સિંહ | ૧૦ | | | | | | | | ૧૦ | ધન |
| | ૧૫ | | | | | | | | ૧૫ | |
| ઉત્તર કર્ક | ૩૦ | | | | ગૃહ પ્રાસાદ ભૂમિ | | | | ૩૦ | મકર દક્ષિણ |
| | ૧૫ | | | | | | | | ૧૫ | |
| મિથુન | ૧૦ | | | | | | | | ૧૦ | કુંભ |
| | ૫ | | | | | | | | ૫ | |
| | વાયવ્ય | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૨૦ | ૫ | નૈઋત્ય | |

વૃષભ મેષ મીન

પશ્ચિમ



## ૬૪ પદ ભદ્રક વાસ્તુ

પૂર્વ

સ્કંધ

ઈશાન ચરકી | વિદારિકા અગ્નિ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઇ / દિ | પ | જ | ઇં | સૂ | સ | ભૃ | આ / અ |
| અ | આપ / આપવત્સ | | અર્યમા | | સાવિત્ર / સવિતા | | પૂ |
| શો | | | | | | | વિ |
| કુ | પૃથ્વીધર | | બ્રહ્મા | | વૈવસ્વત | | ગૃ |
| ભ | | | | | | | ય |
| મુ | રુદ્ર / રુદ્રદાસ | | મૈત્રગણ | | ઇંદ્ર / જયંત | | ગં |
| ના | | | | | | | ભૃં |
| રો / પા | શો | અ | વ | પુ | સુ | દુ | પિ / મૃ |

ઉત્તર પિલિપિચ્છા | દક્ષિણ અર્યમા

વાયવ્ય પાપા | પૂતના નૈરૃત્ય

જૃંભક

પશ્ચિમ



# ૮૧ પદ कामद वास्तु

પૂર્વ

સ્કંધ

ઈશાન                                                        અગ્નિ

ચરકી                                                        વિદારી

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઈ | પ | જ | ઈં | સૂ | સ | ભૃ | આ | અ |
| દિ | | આપ | | | | | સાવિત્ર | પૂ |
| અ | | આપવત્સ | | અર્યમા | | | સવિતા | વિ |
| શી | | | | | | | | ગૃ |
| દુ | પૃથ્વીધર | | | બ્રહ્મ | | વિવસ્વત | | ય |
| ભ | | | | | | | | ગં |
| મુ | | રુદ્ર | | મિત્ર | | | ઈન્દ્ર | ભૃં |
| ના | | રુદ્રદાસ | | | | | ઈન્દ્રજય | મૃ |
| રો | પા | શો | અ | વ | પુ | સુ | દુ | પિ |

ઉત્તર
પિલિપિચ્છા

દક્ષિણ
અર્યમા

વાયવ્ય   પાપા                                        પૂતના   નૈરૃત્ય

જૂંભક

પશ્ચિમ



નોટઃ-શિલાસ્થાપન વિધિ-ગણપતિ પૂજન, પૃથ્વીપૂજન, કૂર્મ, અનંત વાસ્તુપદપૂજન, શિલા-પૂજન, દિક્પાળ આદિ સંપૂર્ણ પૂજનવિધિ શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ પૂર્વાર્ધમાં આપેલ છે.

## भूमि खनन

सूत्रधारो महाप्राज्ञ शुक्लाम्बर धरः शुचिः ।
करे गृहीत्वा कुदालं दृढश्चैकाग्रमानसः ॥ ३० ॥

तूरि वादित्रनिर्घोषे मङ्गलैः शब्द संकुलम् ।
प्रहार दापयेत्तत्र तत्कूक्षौ वन्हि गोचरे ॥ ३१ ॥

બુદ્ધિમાન સૂત્રધારે સફેદ વસ્ત્ર પહેરી હાથમાં કુદાલ લઈ દઢ અને એકાગ્ર મનથી, શરણાય આદિ વાદિત્રના ઘોષ, મંગલ ગીત આદિ શબ્દોના નાદ વચ્ચે અગ્નિકોણે ખાલી કૂક્ષિમાં કોદાલનો પ્રહાર કરી ખાત કરવું. ૩૦, ૩૧

## रेणु–दिक् फल

उद्धृतेचैव कुदाले तत्तोरेणु निरीक्षयेत् ।
उत्तरेतु भवेत्क्षेमं पश्चिमे पुत्र पौत्रकम् ॥ ३२ ॥

पूर्वे तथोत्तमं विद्या दीशाने मोक्ष दायकम् ।
इतरासुचतुर्दिक्षु सर्व दोष समुद्भवः ॥ ३३ ॥

કુદાલથી ખોદતાં રેણુ ઉડે તેનુ નિરક્ષણ કરવું–ઉત્તરે ક્ષેમ, પશ્ચિમે પુત્ર–પૌત્ર–કારક, પૂર્વે ઉત્તમ, ઈશાને મોક્ષદાયક, આ સિવાય બીજી ચારે દિશા સર્વે દોષ કારક જાણવી. ૩૨, ૩૩

## भूमि खनन निर्णय

पाषाणन्त जलान्त वा वालुकान्त द्रढ भूमि ॥ ३४ ॥

પાષાણ, જલ, વાલુકા (રેતી) અથવા દઢ ભૂમિ સુધી ખોદવું. ૩૪ દ્વિપાર્ણવ.

शिलान्तं वा जलान्त वा खात्वा शल्यं समुद्धरेत् ॥ ३५ ॥

શિલા–પાષાણ તથા જલ સુધી અથવા શલ્ય ન રહે ત્યાં સુધી ખોદવું. ૩૫.
અપરાજિત.

कर्करान्त जलान्तं वा शल्यदोषजिघांसया ।
खानयेद्भूकुमारी चेद्विविना शल्यमुद्धरेत् ॥ ३६ ॥

કઠણ જમીન અથવા જલ સુધી, શલ્યદોષ ન રહે ત્યાં સુધી ભૂમિ કુમારી એટલે શુદ્ધ આવે ત્યાં સુધી શલ્ય કાઢી શુદ્ધ કરવી. ૩૬ અગ્નિપુરાણ.

क्षिप्त्वा चंद्रकलाङ्गुलीरविमुत्रोद्वाभ्यामथापित्रिगि ।
अष्टाब्धियुगराम–अङ्गुलमितौ रामाब्धिहस्तान्तकम् ।
तस्योर्ध्वं च शतार्धके च मुनिभिर्वृद्धयाङ्गुलीः षोडशकम् ।
पादमानमिदं बुवन्ति मुनयः शून्यंद्वयं चाष्टमि ॥ ३७ ॥

### ભૂમિખનન

એક હાથના પ્રાસાદને સોળ આંગળ ઉંડી ભૂમિ ખોદવી, બે ગજે ૩૨ અંગુલ, ત્રણ ગજે ૪૮ અંગુલ, ચાર ગજે ૬૪ અંગુલ, ચાર ગજથી પચાસ ગજ સુધી દર ગજે સોળ સોળ અંગુલ વૃદ્ધિ કરવી, આઠસો અંગુલ અથવા તેત્રીશ ગજ આઠ અંગુલ પાયા ખનન પ્રમાણ મુનિજનોએ કહેલું છે. ૩૭. —પ્રાસાદ તિલક



यद्येवं शिथिला महीच तदध पूर्ति स्ततः स्था शिला ।
दीर्घपाणि वसु प्रयुक्त मपि तच्छु द्वार्य्य संयुक्तकम् ॥
शुद्रायामत एव शिल्प रचने कार्यी तथा पुष्पिका ।
प्राय शर्करिकाख्य आलय विधौव्या चष्ट विधानिधि ॥ ३८ ॥

જે ભૂમિ શિથિલ–નરમ હોય અને શુદ્ધ વર્ણની હોય તો બ્યાશી અંગુલની ઉંડાઇ કરી નીચે શર્કરા, પત્થરની કાંકરીના થરો નાખી પાયો પૂરવો. તે ઉપર ખુર શિલા મૂકવી, એ રીતે શિલ્પ રચનના વિષયમાં ભવન નિર્માણનો પ્રારંભ કરવો તેવું વિધાનિધિએ કહેલ છે. ૩૮. –પ્રાસાદ તિલક.

## शिला नामानि

नंदा भद्रा जया रिक्ता चाजितावापराजिता ।
शुक्ला सौभागिनी चैव धरणी नवमी शिला ॥ ३९ ॥

૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ રિક્તા, ૫ અજિતા, ૬ અપરાજિતા, ૭ શુક્લા, ૮ સૌભાગિની, ૯ ધરણી. એ નવ શિલાના નામ જાણવા. ૩૯ –ક્ષીરાર્ણવ.

नन्दा भद्रा जया पूर्णा विजया पञ्चमी शिला ।
मंगलाह्यजिताऽपराजिता च धरणी भवा ॥ ४० ॥

૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ પૂર્ણા, ૫ વિજયા, ૬ મંગલા, ૭ અજિતા, ૮ અપરાજીતા, ૯ ધરણી. ૪૦ –અપરાજિત.

नन्दा भद्रा जया रिक्ता पूर्णाख्यापञ्चमी मता
प्रासादे स्म शिला शैल इष्टका इष्टका मये ॥ ४१ ॥

૧. નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ રિક્તા, ૫ પૂર્ણા, એ પાંચ શિલા જાણવી. પાષાણના પ્રાસાદને પાષાણ અને ઈંટના પ્રાસાદને ઈંટની શિલા કરવી. ૪૧.

–પંચશિલાપ્રમાણ અગ્નિપુરાણ.

नन्दा भद्रा जया पूर्णा अजिताचापराजिता ।
विजया मङ्गलाख्या च धरणी नवमी शिला ॥ ४२ ॥

૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ પૂર્ણા, ૫ અજિતા, ૬ અપરાજિતા, ૭ વિજયા, ૮ મંગલા, ૯ ધરણી. ૪૨. –અગ્નિ પુરાણ

## कूर्म शिला प्रमाण

श्री विश्वकर्मा उवाच–

एक हस्ते तु प्रासादे शिला वेदाङ्गुला भवेत् ।
द्वयंगुला भवेद् वृद्धि यावत्दशहस्तकं ॥ ४३ ॥

दशोर्ध विंश पर्यंत हस्त हस्तेकमंगुलं ।
अर्धांगुलं भवेद् वृद्धिर्यावत्हस्त शतार्द्धकं ॥ ४४ ॥

વિશ્વકર્મા નારદજીને કહે છે કે, પ્રાસાદની કૂર્મ શિલાનું માન કહું છું–એક હસ્તના પ્રાસાદને ચાર અંગુલની કૂર્મશિલા કરવી, બે થી દશ હસ્ત સુધી પ્રત્યેક હસ્તે બબ્બે અંગુલ વૃદ્ધિ કરવી, અગિયાર થી વીશ હસ્ત સુધી એકેક અંગુલ વૃદ્ધિ કરવી અને એકવીશથી પચાસ હસ્તના પ્રાસાદ સુધી અધો આંગળની વૃદ્ધિ કરવી. ૪૩,૪૪

–ક્ષીરાર્ણવ

तृतीयांश कृते पिंड स्तदोर्धाक्षोभमामकं ।
पूष्परम्य यदाकारं शिला मध्ये मलंकृतम् ॥ ४५ ॥

लहेरच मच्छ मंडूकं मकरै ग्रास मेवच ।
शंख सर्प घट युक्तं शिला मध्ये मलं कृतम् ॥ ४६ ॥

ઉપર કહેલ માનથી સમચોરસ કરવી અને ત્રીજે ભાગે જાડી કરવી, તેના ઉપરના ભાગમાં રમ્ય એવી પુષ્પના આકારે આકૃતિ કરવી, નવ ખાના પાડી અલંકૃત કોતરવી, તે નવ ખાનામાં ૧ જળની લહેર, ૨ માછલી, ૩ દેડકો, ૪ મગર, ૫ ગ્રાસ, ૬ શંખ, ૭ સર્પ, ૮ કુંભ, ૯ કૂર્મ, મધ્ય ભાગે કરવો.

## मतान्तरे कूर्म शिला प्रमाण

एक हस्ते तु प्रासादे शिला वेदाङ्गुला भवेत् ।
षडङ्गुला द्विहस्ते च त्रिहस्ते च ग्रहाङ्गुला ॥ ४७ ॥

चतुर्हस्ते च प्रासादे शिला स्याद् द्वादशाङ्गुला ॥
तृतीयांशोदयः कार्यो हस्तादौ च युगान्ततत् ॥ ४८ ॥

ततः परेष्टहस्तान्त वृद्धिरुयङ्गुलतो भवेत् ।
पुनर्दधङ्गुलतो वृद्धि पञ्चाशद्धस्तकावधि ॥ ४९ ॥

એક હસ્તના પ્રાસાદને શિલા ચાર અંગુલની કરવી, બે હસ્તને છ અંગુલ, ત્રણ હસ્તને નવ અંગુલ, ચાર હસ્તને બાર અંગુલ શિલા કરવી, ત્રીજે ભાગે જાડી કરવી, પાંચથી આઠ હસ્ત સુધી એકેક અંગુલ વૃદ્ધિ કરવી. નવથી પચાસ હસ્ત સુધી અર્ધા અંગુલ વૃદ્ધિ કરવી ૪૭ થી ૪૯. –અપરાજિત.

## प्रासादमान कूर्म

एक हस्ते तु प्रासादे कूर्मः स्याच्चतुरङ्गुल ।
अर्धाङ्गुला भवेद् वृद्धिः प्रतिहस्तं दशावधि ॥ ५१ ॥

पाद वृद्धिः पुनः कुर्याद्विंशति हस्ततः करे ।
ऊर्ध्वं वै त्रिशद्व स्तान्तं वसु हस्ते कमङ्गुलम् ॥ ५२ ॥

ततः परं शतार्धन्त सूर्य हस्त कमङ्गुलम् ।
अनेन क्रमयोगेन मन्वङ्गुल शतार्धके ॥ ५३ ॥

એક હસ્તના પ્રાસાદને કૂર્મ ચાર આંગળ કરવો, દશ હસ્ત સુધી અર્ધા અર્ધા અંગુલ વૃદ્ધિ કરવી, વીશ હસ્ત સુધી પા અંગુલની વૃદ્ધિ કરવી અને ત્રીશ હસ્ત સુધી દરેક હસ્તે ૧/૬ અંગુલની વૃદ્ધિ કરવી. ૩૧ થી ૫૦ હસ્ત સુધી ૧/૧૫ ભાગની વૃદ્ધિ કરવી, પચાસ હસ્તે ચૌદ આંગળ શિલામાન થયું. ૫૧ થી ૫૩.

कनिष्ट पादहीनं च ज्येष्ट पादाधिकं तथा ।
साधारण मिदंमानं त्रिविधं कूर्म मानतः ॥ ५४ ॥

ચોથો ભાગ હીન કરવાથી કનિષ્ઠ માન અને ચોથો ભાગ વૃદ્ધિ કરવાથી જ્યેષ્ઠ માન થાય, સાધારણ રીતે કૂર્મના ત્રણ માન જાણવા. ૫૪.

हैमो रौप्यश्च कर्त्तव्यः सर्व पाप प्रणाशनः ।
इत्थं कूर्म यः करोति सर्व यज्ञ फलं भवेत् ॥ ५५ ॥

કૂર્મ–સુવર્ણ અથવા રૂપાનો કરવો. સર્વ પાપનો નાશ કરનાર અને સર્વયજ્ઞનુ ફલ આપનાર છે. ૫૫. —અપરાજિત.

## प्रासादमान कूर्म

अर्धाङ्गुलो भवेत्कूर्म एक हस्त सुगलये ।
अर्धाङ्गुला तत्तो वृद्धिः कार्या तिथि करा वधि ॥ ५६ ॥

एकत्रिंशत्करान्तश्च तदर्धा वृद्धि रिष्यते ।
तत्तोऽर्धापि शतार्धान्तं कुर्यादङ्गुल मानतः ॥ ५७ ॥

એક હસ્તના પ્રાસાદને (સુવર્ણ તથા રૌપ્યનો) કૂર્મ અર્ધા અંગુલનો કરવો, પછી દરેક હસ્તે પંદર હસ્ત સુધી અર્ધા અંગુલ વૃદ્ધિ કરવી, સોળથી ત્રીશ હસ્ત સુધી તેનાથી અર્ધ એટલે ૧/૪ અંગુલ વૃદ્ધિ કરવી અને બત્રીશથી પચાસ હસ્ત સુધી તેનાથી અર્ધ એટલે ૧/૮ અંગુલની પ્રત્યેક હસ્તે વૃદ્ધિ કરવી. ૫૭.

चतुर्थां शाधिको ज्येष्टः कनिष्टो हीन योगतः ।
सुवर्ण रूप्यजो वापि स्नाप्यः पञ्चामृतेन वै ॥ ५८ ॥

કૂર્મના કહેલ પ્રમાણથી ચોથે ભાગે અધિક કરવાથી જ્યેષ્ઠમાન અને ચોથે ભાગે ન્યૂન કરવાથી કનિષ્ઠ માન જાણવો, સુવર્ણ તથા રૌપ્યનો કૂર્મ કરવો, કૂર્મને પંચામૃત સ્નાન કરાવી સ્થાપન કરવો. ૫૮. —પ્રાસાદ મંડન.

## शिलामान कूर्म

मध्ये कूर्मश्च दातव्यो रत्नालङ्कार संयुतः ।
हेम रूप्यमयः कार्यो दृढरुप मयो भवेत् ॥ ५९ ॥
शिलाया पञ्चमांशेन कर्तव्यं कूर्म उत्तमः ।
सर्वालङ्कार संयुक्तो दिव्य पूजा सपूजितः ॥ ६० ॥
वस्त्र वैडूर्य संयुक्त इन्द्रनील समन्वितः
पुष्प रागैश्च गौमेदैः प्रवाले परि वेष्टितः ॥ ६१ ॥

ખનન કરેલ ભૂમિના મધ્ય ભાગે રત્નો અને અલંકારોથી વિભૂષિત સુવર્ણ અથવા રૌપ્યનો દૃઢ નક્કર કૂર્મ કરવો. શિલાના પાંચમા અંશે કૂર્મ કરવો ઉત્તમ છે, સર્વ અલંકાર સંયુક્ત અને દિવ્ય પૂજાની સામગ્રીથી પૂજવો. વસ્ત્રો અને વૈડુર્ય, ગોમેદ, ઇંદ્રનીલ, પુષ્પરાગ પ્રવાલ આદિ રત્નોથી આચ્છાદિત કરવો. ૫૯ થી ૬૧.

## अष्ट शिला प्रमाण

एक हस्ते च प्रासादे शिला सप्ताङ्गुल भवेत् ।
ततः पञ्चकरं यावद् वृद्धि कार्या च दयङ्गुला ॥ ६२ ॥
पञ्चोर्द्ध दश पर्यन्तं वृद्धि रेकाङ्गुला स्मृता ।
दशोर्ध्वं विंशपर्यन्तं पादोना वृद्धिरङ्गुला ॥ ६३ ॥
विंशोर्ध्वश्च शतार्धान्तं वृद्धिरर्धाङ्गुला करे ।
चतुरस्त्रा समा कार्या स्थूला वै चतुरंशत् ॥ ६४ ॥

એક હસ્તના પ્રાસાદને સાત અંગુલ શિલા કરવી અને પછી બે થી પાંચ સુધી બે અંગુલ વૃદ્ધિ કરવી, છ થી દશ હસ્ત સુધી એક અંગુલ વૃદ્ધિ, અગિઆરથી વીશ હસ્ત સુધી પોણો અંગુલ વૃદ્ધિ અને એકવીશથી પચાસ હસ્ત સુધી અર્ધો અંગુલ વૃદ્ધિ કરવી, શિલામાન પ્રમાણે ચોરસ કરવી અને ચોથા ભાગે જાડી કરવી.

—શિલ્પ રત્નાકર.

અષ્ટશિલા–બૃહદ્ શિલ્પ શાસ્ત્ર:—

એક હસ્તના પ્રાસાદને શિલા સાત અંગુલ, બે થી પાંચ હસ્ત સુધી બબ્બે અંગુલ વૃદ્ધિ, છ થી દશ હસ્ત એક અંગુલ વૃદ્ધિ, અગિઆરથી પચાસ હસ્ત સુધી અર્ધો અંગુલ વૃદ્ધિ કરવી, લંબાઈના અર્ધમાને પહોળી અને પહોળાઈના અર્ધમાને જાડી કરવી.

## प्राचीन हस्त लिखीत शिल्प ग्रंथ प्रमाण

# कूर्मशिला

પ્રાસાદ હસ્ત

૧ શિલા અંગુલ ૪
૨ શિલા અંગુલ ૬
૩ શિલા અંગુલ ૮
૪ શિલા અંગુલ ૧૦
૫ શિલા અંગુલ ૧૨

છ થી દશ હસ્ત સુધી બે અંગુલ વૃદ્ધિ કરવી. અગિયાર થી વીશ હસ્ત એકેક અંગુલ વૃદ્ધિ કરવી. એકવીશ થી પચાસ હસ્ત અર્ધો અંગુલ વૃદ્ધિ કરવી.

# अष्टशिला प्रमाण

૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ રિક્તા, ૫ અજિતા, ૬ અપરાજિતા, ૭ શુક્લા, ૮ સૌભાગ્યની.

| પ્રાસાદ હસ્ત | શિલા | અંગુલ | લંબાઇ | પહોળાઇ | જાડાઇ |
|---|---|---|---|---|---|
| ૧ | શિલા | ” | ૪ | ૨ | ૧ |
| ૨ | શિલા | ” | ૬ | ૩ | ૧½ |
| ૩ | શિલા | ” | ૮ | ૪ | ૨ |
| ૪ | શિલા | ” | ૧૦ | ૫ | ૨½ |
| ૫ | શિલા | ” | ૧૨ | ૬ | ૩ |

હસ્ત છ થી દશ બે અંગુલ વૃદ્ધિ, અર્ધ પહોળી, ચોથે ભાગે જાડી. જાડાઈના અર્ધ ભાગે સ્વરૂપનું ખોદાણુ કરવું.

હસ્ત અગિઆરથી વીશ સુધી એકેક અંગુલ વૃદ્ધિ, અર્ધ પહોળી ચોથે ભાગે જાડી કરવી.

હસ્ત એકવીશ થી પચાસ સુધી અર્ધો અંગુલ વૃદ્ધિ કરવી અને અર્ધ ભાગે પહોળી, ચોથે ભાગે જાડી કરવી.

| શિલા | આયુધ | વસ્ત્ર |
|---|---|---|
| ૧ પૂર્વ | વજ્ર | પીળું વસ્ત્ર |
| ૨ અગ્નિ | શક્તિ | લાલ વસ્ત્ર |
| ૩ દક્ષિણ | દંડ | શ્યામ વસ્ત્ર |
| ૪ નૈઋત્ય | ખડ્ગ | વાદળી વસ્ત્ર |

| શિલા | આયુધ | વસ્ત્ર |
|---|---|---|
| ૫ પશ્ચિમ | પાશ | ગુલાબી વસ્ત્ર |
| ૬ વાયવ્ય | અંકુશ | સફેદ વસ્ત્ર |
| ૭ ઉત્તર | ગદા | લીલું વસ્ત્ર |
| ૮ ઈશાન | ત્રિશુલ | સફેદ વસ્ત્ર |
| ૯ ધરણી શિલાને | — | પીળું વસ્ત્ર |

शैलजे शैलजा कार्या एष्टिके चेष्टी कामथी ॥ ६५ ॥

પાષાણના પ્રાસાદને પાષાણની અને ઈંટના પ્રાસાદને ઈંટની શિલા કરવી ૬૫

## अष्टशिला

नन्दा भद्रा जया पूर्णा विजया पञ्चमीशिला ।
मङ्गला ह्यजिताऽपराजिता च धरणी भवा ॥ ६६ ॥
शिला निवेशये त्पूर्व पश्चात्पीठ निबन्धनम् ।
जङ्घाया शिखरे चैव वेदिका कलशान्तरे ॥ ६७ ॥
शिलोपरि समस्तं तच्छिलाधश्चोप पीठकम् ।
इति युक्ति विधातव्या शिलान्त शुभ लक्षणा ॥ ६८ ॥

૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ પૂર્ણા, ૫ વિજયા–પંચમી શિલા જાણવી, ૬ મંગલા, ૭ અજિતા, ૮ અપરાજિતા, અને ધરણી નવમી શિલા જાણવી. આ શિલા પૂર્વ–પશ્ચિમ આદિ દિશાઓમાં પાયા નીચે મૂકવી, તેના ઉપર જંઘા શિખર વેદી અને કલશના અંત સુધી પીઠ બંધન સમસ્ત પ્રાસાદની રચના થશે. માટે યુક્તિ અને વિધિએ કરી શિલા સ્થાપન કરવું એ શુભ લક્ષણ છે. ૬૬, ૬૭, ૬૮

## शिला स्वरूप

शिलाः कृत्वा प्रमाणेन शिलानामुपरिततः ।
अग्निकोणात् समारभ्य स्वरुपाणि प्रकल्पयेत् ॥ ६९ ॥
शक्ति दण्डं तथा खड्ग पाशाङ्कुश गदा स्तथा ।
त्रिशूलं वज्रक श्चैव आयुधानि प्रकल्पयेत ॥ ७० ॥
रक्तं श्याम तथा नीलं पाण्डुरं श्वेत वर्णकम् ।
हरितं शुक्ल पीते च वस्त्राणि परिदापयेत् ॥ ७१ ॥

પ્રાસાદમાને શિલાઓ કરવી અને અગ્નિકોણથી આરંભી શિલાઓમાં નીચે મૂજબ સ્વરૂપો કરવાં, અગ્નિકોણની શિલામાં શક્તિ, દક્ષિણ દિશાની શિલામાં દંડ,

નૈઋત્ય કોણની શિલામાં ખડગ, પશ્ચિમની શિલામાં પાશ, વાયવ્યકોણની શિલામાં અંકુશ, ઉત્તરદિશાની શિલામાં ગદા, ઇશાનકોણની શિલામાં ત્રિશુલ, પૂર્વદિશાની શિલામાં વજ્ર કરવું. આ પ્રમાણે આયુધો કરવાં અને ઉપરના ક્રમથી શિલાઓને રાતુ, કાળું, આસમાની પાંડુ રંગ, ધોળું, લીલું, સફેદ, પીળું, એ રંગના વસ્ત્રો પરિધાન કરાવવાં. ૬૯, ૭૦, ૭૧.

शिलोर्ध्वे तु न दातव्या इष्टिका चकदाचन ।
दिक्पालेभ्यो बलिं दद्याद् दिव्य वस्त्रं च शिल्पिने ॥ ७२ ॥

अर्च यित्वा प्रयत्नेन होमकर्मादि मंगलम् ।
अनेन विधिनाचैव सर्वपाप क्षयो भवेत् ॥ ७३ ॥

પાષાણની શિલા ઉપર ઈંટની શિલા કદાપી પણ સ્થાપિત કરવી નહિં. (અર્થાત્ પાષાણની શિલા ઉપર પાષાણની શિલા સંપુટની જેમ ઢાંકવી) દિક્પાલોનું પૂજન કરી બલીદાન આપવું. દિવ્ય વસ્ત્રાભૂષણ આપી શિલ્પીને સંતુષ્ટ કરવા. પૂજન વગેરે પ્રયત્નથી કરી હોમ વગેરે માંગલિક કાર્ય કરવું આ પ્રમાણે અનેક વિધિ વિધાનથી શિલાઓ સ્થાપિત કરવાથી સર્વ પાપનો નાશ થાય છે. ૭૨, ૭૩

## नव निधि कुंभो

अधः खाते सम्पुटेषु निधि कुम्भांश्च योजयेत् ।
पद्मश्चाथ महापद्म शङ्खो मकर कच्छपौ ॥ ७४ ॥

मुकुंद कुन्द नीलाश्च खर्वश्च निधयो नव ।
सुभद्रश्च विभद्रश्च सुनन्दः पुष्पदन्तकः ॥ ७५ ॥

जयोऽथ विजयश्चैवं कुम्भ पूर्ण स्तथोत्तम ।
इत्येवं नव कुम्भाश्च नियोज्या स्तत्र वैक्रमात् ॥ ७६ ॥

ભૂમિમાં ખોદી નવ નિધિ કુંભો સંપુટ સહિત સ્થાપવા ૧ પદ્મ, ૨ મહાપદ્મ, ૩ શંખ, ૪ મકર, ૫ કચ્છપ, ૬ મુકુંદ, ૭ કુંદ, ૮ નીલ, ૯ ખર્વ. અને નવ કુંભો ૧ સુભદ્ર, ૨ વિભદ્ર, ૩ સુનંદ, ૪ પુષ્પદંત, ૫ જય, ૬ વિજય, ૭ કુંભ, ૮ પૂર્ણ ૯ ઉત્તમ. એ નવ કુંભો યોજના પૂર્વક ક્રમે સ્થાપવા. ૭૪, ૭૫, ૭૬

## कूर्मशिला स्वरुपो विधान

कूर्मो मध्य स्थले तु गर्भ रचना वन्हे शिलायाजलं ।
याम्ये मीन मुखश्च नैर्ऋतदिशि स्थाप्यं तथा दर्दुरम ॥
वारुण्यां मकरश्च वायुदिशि वैग्रासश्चसोम्येध्वनिः ।
नागंशङ्कर दिक्षु पूर्वत्रिपये कुंभ शिला वह्नित ॥ ७७ ॥

કૂર્મશિલાના મધ્ય ભાગમાં કૂર્મ કરવો, અગ્નિકોણે જલતરંગ, દક્ષિણ દિશામાં મચ્છ, નૈઋત્યકોણે દેડકો, પશ્ચિમ દિશાએ મકર, વાયવ્યમાં ગ્રાસ, ઉત્તરમાં શંખ, ઇશાનમાં સર્પ, પૂર્વમાં કલશ કરવો, આ સ્વરૂપો અગ્નિકોણથી શિલામાં સવ્ય પ્રદિક્ષણાએ કરવાં. ૭૭

## कूर्म मुख

हेमजं तारजं कूर्म वृष वा द्वार समन्वितः ॥ ७८ ॥

સોનાના અથવા રૂપાના બનાવેલ કાચબા અથવા વૃષને દ્વાર સામે સ્થાપવો. ૭૮

## अष्ट शिला स्थापन माटे मतान्तर

नंदा पूर्वा प्रदातव्या शिलाः शेषाः प्रदक्षिणा ॥ ७९ ॥

નંદાશિલા પૂર્વદિશામાં સ્થાપવી બાકી શેષ શિલા પ્રદક્ષિણાએ સ્થાપવી.

–ક્ષીરાર્ણવ –અપરાજીત.

ઉપરોક્ત મત અગ્નિપુરાણનો છે, તેમાં અગ્નિકોણે નંદાશિલા અને અગ્નિદેવનુ આયુધ અસિ સ્પષ્ટ કરેલ છે, આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે નવશિલા સ્થાપનમાં નંદા અગ્નિકોણે સ્થાપવી અને બાકીની સવ્ય પ્રદિક્ષણાએ શિલાઓ સ્થાપી, મધ્યે નવમી ધરણી શિલાનું સ્થાપન કરવું.

કૂર્મશિલામાં પૂર્વે લહેર કરવાની પરાપૂર્વ પદ્ધતિ છે પણ શાસ્ત્રકારોએ દિશા સ્પષ્ટ કરેલ નથી. પણ વાસ્તુરાજમાં સૂત્રધાર વીરપાળે સ્પષ્ટ કરેલ છે.

कूर्मो मध्य स्थले गर्भ रचना वन्हे शिलाया जलं ॥ ८० ॥

શિલાના ગર્ભ મધ્યે કૂર્મ કરવો અને અગ્નિકોણે જલતરંગ કરવા. આ સ્પષ્ટ કરે છે.

## कूर्म प्रतिष्ठा महाफल

कृत कूर्म प्रतिष्ठायां खाते पूर्ण सु संस्थिते ।
भूर्लोके लभते राज्यं सर्व जन्मसु शाश्वत्तम ॥ ८१ ॥

કૂર્મ પ્રતિષ્ઠા કરી ખાતનો નાભિનાલ પૂર્ણ રીતે ચણી લેવાથી જન્મોજન્મ ભૂલોકમાં શાશ્વત રાજ્ય પ્રાપ્ત થાય. ૮૧

## अष्ट शिला प्रतिष्ठा फल

शिला प्रतिष्ठ मानासु दैवतैस्त्र शुचते ।
स्वर्गे चा मीप्सितं स्थानं राज्यं च जन्मजन्मनि ॥ ८२ ॥

અષ્ટશિલાઓનુ અષ્ટદિશામાં સ્થાપન કરવાથી દેવો વિચારમાં પડે છે અને સ્થાપન કરનાર સ્વર્ગમાં ઈચ્છિત સ્થાન મેળવે છે, અને જન્મોજન્મ રાજ્ય પ્રાપ્ત કરે છે ૮૨

## શિલા પ્લવ દિક્

શિલાન્યાસમાં શિલા કઈ તરફ ઢળતી રાખવી તેનો સ્થપિતએ પહેલા નિર્ણય કરવો. શિલા સ્થાપિત કર્યા પછી ચલાયમાન કરવી તે અશુભ છે, શિલાનો ઢાળ પૂર્વ–ઉત્તર તરફ કરવો શુભદાયક છે, વાસ્તુ દ્વાર પૂર્વ તરફ હોય તો પૂર્વ તરફ ઢાળ રાખવો અને ઉત્તર તરફ દ્વાર હોય તો ઉત્તર તરફ ઢાળ રાખવો, પણ પશ્ચિમ મુખ વાસ્તુ હોય તો ઉત્તર તરફ અને દક્ષિણ મુખ વાસ્તુ હોય તો પૂર્વ તરફ ઢાળ રાખવો કારણ કે પશ્ચિમ દક્ષિણ ઢાળ વાળી શિલા અશુભ છે.

## प्रार्थना

धरणि, लोकधारिणी त्वामत्र स्थापयाम्यहम् ।
निर्विघ्नं धारयत्वमे प्रासाद सर्वदा शुभे ॥ ८३ ॥

## કૂર્મ સ્થાપન મંત્ર

અભિષેક કરી તૈયાર રાખેલ સુવર્ણ, રૌપ્ય, તામ્રમય કૂર્મને લઇ ॐ कूर्म इहाऽऽगच्छ इह तिष्ठ ॐ कूर्माय नम. આ મંત્ર ભણી કૂર્મને મધ્યશિલા ઉપર પ્રતિષ્ઠિત કરવો કેસર, ચંદન, અક્ષત, પૂષ્પથી પૂજન કરવું.

## प्रार्थना

सर्व लक्षण संपन्न कूर्म भूधरणं क्षम् ।
चैत्यंकर्त्तु महीपृष्ठे, ममाज्ञांदातु मर्हसि ॥ ८४ ॥

પ્રાર્થના કરી કૂર્મ ઉપર પુષ્પાંજલી અર્પવી. ગીત વાદિત્ર વગડાવવા, દિક્પાલોને બલી અર્પવું. ગૃહસ્વામીએ યથાશક્તિ યાચકોને દાન આપવું. શિલ્પીનો સત્કાર કરવો.

## शिलान्यास पछी शुभकर्मो

विन्यस्य चैव पुनरिष्टकांच गंधोदकैः संपरिपूर्यगर्तम् ।
कृत्वा प्रसुनानि परीक्षयेच्च, निक्षिप्य चावर्तमयाक्षतानि ॥ ८५ ॥
तदक्षिणा वर्तमतीव शस्तं, वामं तु निंद्यं खलु दःखदत्वात् ।
शाल्यादिभिः क्षेत्रज मृत्तिका भिस्तन्मध्यगर्ते परिपूर्य रक्षेत ॥८६॥

ઉક્ત વિધિથી શિલાન્યાસ કરીને, તે ખાડાને શુદ્ધ સુગંધી જલવડે પુરીને ઉપર પુષ્પો તથા અક્ષતો નાખીને, આવર્તોની પરીક્ષા કરવી, જો તે ખાતના જલમાં

કૂર્મશિલાના મધ્ય ભાગમાં કૂર્મ કરવો, અગ્નિકોણે જલતરંગ, દક્ષિણ દિશામાં મચ્છ, નૈઋત્યકોણે દેડકો, પશ્ચિમ દિશાએ મકર, વાયવ્યમાં ગ્રાસ, ઉત્તરમાં શંખ, ઇશાનમાં સર્પ, પૂર્વમાં કલશ કરવો, આ સ્વરૂપો અગ્નિકોણથી શિલામાં સવ્ય પ્રદિક્ષણાએ કરવાં. ૭૭

## कूर्म मुख

हेमजं तारजं कूर्म वृष वा द्वार समन्वितः ॥ ७८ ॥

સોનાના અથવા રૂપાના બનાવેલ કાચબા અથવા વૃષને દ્વાર સામે સ્થાપવો. ૭૮

## अष्ट शिला स्थापन माटे मतान्तर

नंदा पूर्वा प्रदातव्या शिलाः शेषाः प्रदक्षिणा ॥ ७९ ॥

નંદાશિલા પૂર્વદિશામાં સ્થાપવી બાકી શેષ શિલા પ્રદિક્ષણાએ સ્થાપવી.

–ક્ષીરાર્ણવ –અપરાજીત.

ઉપરોક્ત મત અગ્નિપુરાણનો છે, તેમાં અગ્નિકોણે નંદાશિલા અને અગ્નિદેવનુ આયુધ અસિ સ્પષ્ટ કરેલ છે, આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે નવશિલા સ્થાપનમાં નંદા અગ્નિકોણે સ્થાપવી અને બાકીની સવ્ય પ્રદિક્ષણાએ શિલાઓ સ્થાપી, મધ્યે નવમી ધરણી શિલાનુ સ્થાપન કરવું.

કૂર્મશિલામાં પૂર્વે લહેર કરવાની પરાપૂર્વ પદ્ધતિ છે પણ શાસ્ત્રકારોએ દિશા સ્પષ્ટ કરેલ નથી. પણ વાસ્તુરાજમાં સૂત્રધાર વીરપાળે સ્પષ્ટ કરેલ છે.

कूर्मो मध्य स्थले गर्भ रचना वन्हे शिलाया जलं ॥ ८० ॥

શિલાના ગર્ભ મધ્યે કૂર્મ કરવો અને અગ્નિકોણે જલતરંગ કરવા. આ સ્પષ્ટ કરે છે.

## कूर्म प्रतिष्ठा महाफल

कृत कूर्म प्रतिष्ठायां खाते पूर्ण सु संस्थिते ।
भूर्लोके लभते राज्यं सर्व जन्मसु शाश्वत्तम ॥ ८१ ॥

કૂર્મ પ્રતિષ્ઠા કરી ખાતનો નાભિનાલ પૂર્ણ રીતે ચણી લેવાથી જન્મોજન્મ ભુલોકમાં શાશ્વત રાજ્ય પ્રાપ્ત થાય. ૮૧

## अष्ट शिला प्रतिष्ठा फल

शिला प्रतिष्ठ मानासु दैवतैस्त्र शुचते ।
स्वर्गे चा मीप्सितं स्थानं राज्यं च जन्मजन्मनि ॥ ८२ ॥

અષ્ટશિલાઓનું અષ્ટદિશામાં સ્થાપન કરવાથી દેવો વિચારમાં પડે છે અને સ્થાપન કરનાર સ્વર્ગમાં ઈચ્છિત સ્થાન મેળવે છે, અને જન્મોજન્મ રાજ્ય પ્રાપ્ત કરે છે ૮૨

## શિલા પ્લવ દિક્

શિલાન્યાસમાં શિલા કઈ તરફ ઢળતી રાખવી તેનો સ્થપિતએ પહેલા નિર્ણય કરવો શિલા સ્થાપિત કર્યા પછી ચલાયમાન કરવી તે અશુભ છે, શિલાનો ઢાળ પૂર્વ–ઉત્તર તરફ કરવો શુભદાયક છે, વાસ્તુ દ્વાર પૂર્વ તરફ હોય તો પૂર્વ તરફ ઢાળ રાખવો અને ઉત્તર તરફ દ્વાર હોય તો ઉત્તર તરફ ઢાળ રાખવો, પણ પશ્ચિમ મુખ વાસ્તુ હોય તો ઉત્તર તરફ અને દક્ષિણ મુખ વાસ્તુ હોય તો પૂર્વ તરફ ઢાળ રાખવો કારણ કે પશ્ચિમ દક્ષિણ ઢાળ વાળી શિલા અશુભ છે.

## प्रार्थना

धरणि, लोकधारिणी त्वामत्र स्थापयाम्यहम् ।
निर्विघ्नं धारयत्वमे प्रासाद सर्वदा शुभे ॥ ८३ ॥

## કૂર્મ સ્થાપન મંત્ર

અભિષેક કરી તૈયાર રાખેલ સુવર્ણ, રૌપ્ય, તામ્રમય કૂર્મને લઇ ॐ कूर्म इहाऽऽगच्छ इह तिष्ठ ॐ कूर्माय नम. આ મંત્ર ભણી કૂર્મને મધ્યશિલા ઉપર પ્રતિષ્ઠિત કરવો કેસર, ચંદન, અક્ષત, પૂષ્પથી પૂજન કરવું.

## प्रार्थना

सर्व लक्षण संपन्न कूर्म भूधरणं क्षम् ।
चैत्यंकर्त्तु महीपृष्ठे, ममाज्ञांदातु मर्हसि ॥ ८४ ॥

પ્રાર્થના કરી કૂર્મ ઉપર પુષ્પાંજલી અર્પવી. ગીત વાદિત્ર વગડાવવા, દિક્પાલોને બલી અર્પવું. ગૃહસ્વામીએ યથાશક્તિ યાચકોને દાન આપવું. શિલ્પીનો સત્કાર કરવો.

## शिलान्यास पछी शुभकर्मो

विन्यस्य चैव पुनरिष्टकांच गंधोदकैः संपरिपूर्यगर्तम्।
कृत्वा प्रसुनानि परीक्षयेच्च, निक्षिप्य चावर्तमयाक्षतानि ॥ ८५ ॥
तदक्षिणा वर्तमतीव शस्तं, वामं तु निंद्यं खलु दःखदत्वात् ।
शाल्यादिभिः क्षेत्रज मृतिका भिस्तन्मध्यगर्ते परिपूर्य रक्षेत ॥८६॥

ઉક્ત વિધિથી શિલાન્યાસ કરીને, તે ખાડાને શુદ્ધ સુગંધી જલવડે પુરીને ઉપર પુષ્પો તથા અક્ષતો નાખીને, આવર્તોની પરીક્ષા કરવી, જો તે ખાતના જલમાં

દક્ષિણાવર્ત ઉત્પન્ન થાય એટલે પુષ્પ અક્ષતાદિ સૃષ્ટિ ક્રમે ફરતાં દેખાય તો નિમિત્ત બહુ જ ઉત્તમ સમજવું, જલમાં એથી વિપરીત વામાવર્ત્ત ઉત્પન્ન થાય તો નિમિત્ત અશુભ જાણવું. દક્ષિણાવર્ત્ત કે વામાવર્ત્ત કંઈ ન થાય તો નિમિત્ત મધ્યમ જાણવું. અશુભ નિમિત્ત દૃષ્ટિગોચર થાય તો શિલાન્યાસ શુભ મુહૂર્ત જોઈ ફરી કરવો. ૮૫, ૮૬.

## पद्म नाल–

सुवर्णे कुशरायुक्तं पद्मनालं ततो न्यसेत् ।
देव देवेश शक्त्यादि मूर्ति पर्य्यन्त मासनम् ॥ ८८ ॥

સોનાની અથવા મીશ્ર ધાતુ યુક્ત પદ્મનાલ કરવી, તે દેવ, દેવાધિદેવ અથવા શક્તિ જે મૂર્તિ હોય ત્યાં સુધી લઈ જવી. ૮૮. —અગ્નિપુરાણ.

## योगनाल

भावि देव मुखं कूर्मं सुवर्णरौप्यनिधापयेत् ।
तत्पाद दृषदोर्मध्य समायामं प्रणालकम् ॥ ८९ ॥
कूर्मं स्योपरि संस्थाप्य कारयेत गर्त पुरणम् ।
सशर्करै र्वालुकैश्च, मृद्भिश्च दृषदादिभिः ॥ ९० ॥
दृढं प्रपुरयेच्छुद्धै र्जलैराप्लाप्य मुद्गरैः ।
मुशलै र्बृहच्छिरस्कैस्तु, निहत्यदृढतांनयेत् ॥ ९१ ॥
गज संचारणं तत्र बहुश कारयेत् पुनः ।
एवदृढतरं कृत्वा, समी कृत्य जलादिभि ॥ ९२ ॥
दिग्ज्ञान प्रक्रियादक्षः सतत्कर्म समाचरेत् ॥ ९३ ॥

ભાવિ દેવ જે તરફ આવતાં હોય તે તરફ મુખ રાખી સુવર્ણ અથવા રૌપ્યનો કૂર્મ સ્થાપવો અને તે ઉપર યોગનાલની સ્થાપના કરી ખાડો શુદ્ધ રેતી, માટી, ખડી પાષાણુથી પુરી, પાણી નાખી મુદ્ગર અથવા મુશળથી કૂટિ મજબુત કરવો, અનેકવાર હાથી ચલાવી વાસ્તુ તલ અતિ દૃઢ કરવું. વાસ્તુભૂમિને દૃઢ અને સમતલ કર્યા પછી દિશા જ્ઞાનની પ્રક્રિયા જાણનાર ચતુર શિલ્પિએ વાસ્તુભૂમિમાં પૂર્વાદિ દિશાઓ નિશ્ચિત કરવાનું કાર્ય શરૂ કરવું.

## नालं संस्थापनम्

नालमेवं प्रकर्तव्यं सौम्यं प्रासाद मध्यगम् ।
स्थापयित्वा विपेषण अनेन विधिना तथा ॥ ९४ ॥

नालं गन्धोदकैर्दिव्यैः स्थापयित्वाहृदावुधः ।
शान्ति होमं तुकुर्वीत वारूण सक्त मुश्चरन् ॥ ९५ ॥
स्थापकः सुप्रसन्नात्मा सु मुहूर्ते सुलग्नके ।
सर्वालंकार संयुक्तं सर्व तोय समन्वितम् ॥ ९६ ॥

નાલને અનેક વિધિએ કરીને વિશેષે પ્રાસાદની મધ્યે સ્થાપવી, નાલને સુગંધી દિવ્ય જલથી અભિષેક કરી સ્થાપવી, શાન્તિ હોમ કરવો અને વરૂણ સુક્ત બોલવો. સ્થાપકે સુપ્રસન્ન દીલથી, સારા મુહૂર્તે, શુભ લગ્ને સર્વ અલંકાર યુક્ત અને જલોનો સમન્વય કરીને નાલનું સ્થાપન કરવું. ૯૪ થી ૯૬

## शुभ वारा

आदित्य भौम वर्जन्तु सर्वेवाराः शुभावहाः ॥ ९७ ॥

રવિ અને ભૌમ વાર તજવા, બીજા સર્વ વારો શુભકારક છે. ૯૭

## शिलान्यास नक्षत्र

शिलान्यासतु रोहिण्या श्रवणे हस्त पुष्ययोः ।
मृगशिर्ष च रेवत्या–मुतरात्रितये शुभ ॥ ९८ ॥

રોહિણી,, શ્રવણ, હસ્ત, પુષ્ય, મૃગશિર્ષ, રેવતી, ઉ. ફા., ઉ. ષા., ઉ. ભા., આ નક્ષત્રોમાં શિલાન્યાસ કરવો શુભ છે. ૯૭ –પ્રાસાદમંડન

शिलान्यासः प्रकर्त्तव्यो गृहाणां श्रवणे मृगे ।
पौष्णे हस्ते च रोहिण्यां पुष्या श्वनि न्युत्तरात्रये ॥ ९९ ॥

શ્રવણ, મૃગશિર્ષ, રેવતી, હસ્ત, રોહિણી, પુષ્ય, અશ્વિની, તથા ત્રણ ઉત્તરામાં શિલાન્યાસ કરવો. ૯૯ –મુહૂર્તમાર્તણ્ડ

शिलान्यास प्रकर्त्तव्योः—

उत्तरेष्विच रोहिण्यां पुष्ये मैत्रे करद्वये ।
धनिष्ठा द्वितये पोष्णे गृहारम्म प्रशस्यते ॥ १०० ॥

શિલાન્યાસમાં ત્રણ ઉત્તરા, રોહિણી, પુષ્ય, અનુરાધા, હસ્ત, ચિત્રા, ધનિષ્ઠા, શતભિષા અને રેવતી આ નક્ષત્રો ગૃહારંભે પ્રશસ્ત છે. ૧૦૦ –વાસ્તુ રત્નાકર

अश्विनी रोहिणी मूलमुत्तरात्रय भैंदवम् ।
स्वाती हस्तोऽनुराधा च गृहारंभे प्रशस्यते ॥ १०१ ॥

અશ્વિની; રોહિણી, મૂલ, ત્રણ ઉત્તરા, સ્વાતી, હસ્ત, અને અનુરાધા એ નક્ષત્રોમાં ગૃહારંભ પ્રશંસનિય છે. ૧૦૧ –વાસ્તુ પ્રતિષ્ઠા ક૯૫

પૂ

દ.

ઉ.




કર્દમ ગણધર પ્રાસાદ તલ દર્શન કેસરીયાજીનગર-પાલિતાણા [ એન. સી. સોમપુરા ]

उत्तरात्रय रोहिण्या आर्द्रा चैव पुनर्वसू ।
पुष्यानुराधा श्रवणं मृगस्वात्यो च हस्तकम् ॥ १०२ ॥
मूलं च नक्षत्राणि हि गृहे विष्टि विवर्जतम् ।
एत प्रोक्तं प्रतिष्ठादौ देवान्तदेव वेश्मनाम् ॥ १०३ ॥

ત્રણ ઉત્તરા, રોહિણી, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અનુરાધા, શ્રવણ, મૃગશિર્ષ, સ્વાતી, હસ્ત, મૂલ એ નક્ષત્રો ગૃહ અને દેવપ્રાસાદોમાં શિલા આદિ પ્રતિષ્ઠામાં શુભ છે. વિષ્ટિ યોગ તજવો. ૧૦૩ —અપરાજિત

## वास्तु चक्र—

आरंभे वृषभचक्र स्तंभे ज्ञेय तु कूर्मकम् ।
प्रवेशे कलशचक्र वास्तुचक्र बुधै स्मृतम् ॥ १०४ ॥

ગૃહારંભમાં 'વૃષભ ચક્ર' સ્તંભ સ્થાપન કરવામાં 'કૂર્મ ચક્ર' પ્રવેશમાં 'કલશ ચક્ર' આ પ્રમાણે ત્રણ વાસ્તુચક્ર જોવાનું વિદ્વાનોએ કહેલ છે. ૧૦૪

## वृषवास्तु चक्र

गेहाद्यारंभेऽर्क भाद्वत्सशीर्षे रामै ३ र्दाहो वेद ४ मैरग्रपादे शुन्यं वेदैः ।
४ पृष्टपादे स्थिरत्वं रामैः ३ पृष्टे श्रीर्युगै ४ र्दक्ष कुक्षौ ॥१०५॥
लाभो रामैः ३ पुच्छगैः स्वामीनाशो वेदै ४ नैष्टवं वाम कुक्षौ मुखस्यै ।
रामैः ३ पीडा संततंवार्के धिष्णादश्रै, रुद्रैदिग्भि ११ रुत्कह्य संत्सत् ॥१०६॥

જે નક્ષત્ર ઉપર સૂર્ય હોય તે નક્ષત્રથી દિનના નક્ષત્ર સુધી ગણીને ૩ નક્ષત્રો વૃષના મસ્તકમાં સ્થાપવા. ફલ તે નક્ષત્રમાં ગૃહારંભ કરવાથી ગૃહ અગ્નિથી બળી જાય. ૪ નક્ષત્રો આગલાપગમાં શૂન્ય, ૪ નક્ષત્રો પાછલા પગમાં સ્થિરતા કરનાર છે, ૩ નક્ષત્રો પીઠમાં લક્ષ્મી આપનાર ૪ નક્ષત્રો જમણી કૂક્ષિમાં લાભ, ૩ નક્ષત્રો પુંછમાં સ્વામીનો નાશ, ૪ નક્ષત્રો ડાબી કૂક્ષિમાં દરિદ્રતા, ૩ નક્ષત્રો મુખમાં મૂકવા તે પીડા કરે, અભિજિત સહિત ૨૮ નક્ષત્રો ગણવા. ૭ અશુભ, ૧૧ શુભ, ૧૦ અશુભ જાણવા.

## वृषचक्र साभिजित

रवि भात्सप्त नेष्टानि शुभान्येकादशाष्टमात् ।
दश शेपाण्य निष्टानि साभिजिद वृषवास्तुनि ॥ १०७ ॥

જે નક્ષત્ર ઉપર સૂર્ય હોય તે નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સુધી ગણતાં ૭ નક્ષત્ર અશુભ, ૧૧ શુભ અને ૧૦ નક્ષત્રો અશુભ ફલ આપે છે. ૧૦૭

નોટ :— શિલાન્યાસ, ગૃહારંભમુહૂર્તો તથા શિલાન્યાસ વિધિ, ગણેશચંડી, દિક્પાલ, વાસ્તુ આદિ પૂજનવિધિ શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ પૂર્વાર્ધમાં સંપૂર્ણ રીતે જણાવેલ છે.

# निर्वाण कलिका
## शिलान्यास विधि

तत्र प्रासाद क्षेत्रमष्टधा विभज्य चतुष्षष्टिकान् कृत्वाचैशाननैऋत्य मूर्ध्ववंश आग्रेयाश्च वायव्यान्तं तिर्यग्वंशद्वयंदत्वा द्विपदं षड्पदं च रक्षाष्टकं विन्यस्य मर्माणिज्ञात्वा इशानेकोणार्धे इशंदत्वा पर्जन्य जयमाहेन्द्र रवि सत्य मृशान्पदिकान् सम्पूज्य

अग्नि कोण कोष्टके व्योमपावकौ विन्यस्य पूषा वितथ ग्रहक्षत यम गन्धर्व भृङ्गान् पदिकान् दत्वा

नैऋत्य कोण कोष्टके मृगपितरौ विन्यस्य दौवारिक सुग्रीव पुष्पदन्त वरुण असुर शेषान् पदिकान सम्पूज्य तदन्तु ॥

वायव्य कोण कोष्टके रोग वायु विन्यस्य नाग मुख्य भल्लाट सोम शैल अदित्यन्तान् पदिकान् सम्पूज्य । इशान कोणे दिति संपूजयेत् ॥

પ્રાસાદ ક્ષેત્રના આઠ આઠ ભાગ કરી ચોસઠ પદ કરવા. તેમાં ઇશાનથી નૈઋત્ય તિર્યંગ રેખા કરવી અને અગ્નિથી વાયવ્ય તિર્યંગ રેખા કરવી. તેમાં બે પદ, છ પદ અને આઠ પદનો મર્મ જાણવો. ઇશાનના અર્ધાપદમાં ઈશ, પર્જન્ય, જય મહેન્દ્ર, રવિ, સત્ય, અને ભૃશ એ દરેકને પદમાં પૂજવા.

અગ્નિકોણથી વ્યોમ, પાવક, પૂષા, વિતથ, ગ્રહક્ષત, યમ, ગંધર્વ ભૃંગ પદોમાં સ્થાપવા. નૈઋત્ય કોણે મૃગ, પિતરો, દૌવારિકા, સુગ્રીવ, પુષ્પદન્ત, વરૂણ, અસુર, શેષ, પદોમાં પૂજવા.

વાયવ્ય કોણે રોગ, વાયુ, નાગ, મુખ્ય, ભલ્લાટ, સોમ, શૈલ, અદિતિ પદોમાં પૂજવા.

ઇશાન કોણે દિતિનું પૂજન કરવું.

मध्ये पद चतुष्टये ब्रह्माणं तस्यैशान्यां पदिको आपवत्सौ प्रायाषटपद मरीचिं आग्रेय्यां सविता सावित्रौ पदिकौ दक्षिणंस्यां षट्पदं विवस्वन्तं नैऋत्याभिन्द्रजयौ पदिकौ वारुण्या षट्पदं मित्रम् वायव्यां रुद्र रुद्रदासौ पदिकौ उत्तरस्यां षट्पदं धराधरं इति इति आपवत्सादिक्रमेण दुर्वादध्यक्षतादिभिः सम्पूज्य इशानादि दिक्षु चरकी स्कन्दा विदारी अर्यमा ललना जम्भा पुतना पापराक्षसी पिलिपिच्छान्तै-र्वहि दैवताष्टकं पूजयेदिति ।

મધ્યે ચાર ભાગના બ્રહ્મા, ઈશાને આપ, પૂર્વે છ પદ મરીચિ, અગ્નિએ સવિતા સાવિત્ર પદમાં, દક્ષિણે છ પદ વિવસ્વન્ત, નૈઋત્યે ઈન્દ્ર, ઈન્દ્રજય, પશ્ચિમે છ પદ મિત્રગણ, વાયવ્યે રૂદ્ર, રૂદ્રદાસ. ઉત્તરે છ પદ ધરાધર, ઇશાને આપવત્સ. ક્રમે જાણવા.

એ સર્વોને પૂજવા. ઇશાનથી અષ્ટ દિશા. આઠ દેવો બહાર પૂજવા. ઇશાન ચરકી, પૂર્વ સ્કન્ધ, અગ્નિ વિદારિકા, દક્ષિણ અર્યમા, નૈઋત્ય પુતના, પશ્ચિમ જૃંભક, વાયવ્ય પાપા, ઉત્તર પિલિપિચ્છા.

## शिला प्रतिष्ठा विधि

एकाशीतिपदे गृहवास्तौ मध्ये ब्रह्मा नवपदे मरीचाद्याः षट्पदा ईशानाद्याः आपचन्द्राद्या द्विपदाः पदिका बटि देवताश्च पूर्ववाद सरक्षादिकं चेति एवं वास्तुं सम्पूज्य मर्माणि परिहृत्य शिला प्रतिष्ठादिकं विदध्यात् ॥

એકાશી પદનો વાસ્તુ ગૃહે પૂજવો. મધ્યે નવપદ બ્રહ્મા મરીચિ આદિ. છ પદના ઈશાન કોણાદિ દેવ. બે પદના બહારના દેવો એકેક પદના પૂર્વ પ્રમાણે શિલા પ્રતિષ્ઠામાં વાસ્તુનું પૂજન કરવું

स्थापकत्रयं आचार्य, ब्रह्मा, शिल्पी जनार्दन, गृहपति इंद्र.

आचार्य लक्षण–सर्वाङ्गवयवरमणीयः क्षान्तिमार्दवार्जव सत्यशौच संपन्नः मद्यमांसादि भोग रहितः कृतज्ञो विनीतः

**આચાર્ય લક્ષણ**:- સમાનવયનો, રમણીક, શાન્તિવાન, ક્ષમાવાન, સત્ય બોલનાર શુદ્ધ, મદ્ય માંસાદિના ભોગ રહિત, કૃતજ્ઞ, વિવેકી.

शिल्पी–सिद्धान्तवान् विचक्षणः कृतवर्मा भूमिगृह–वास्तु लक्षणना ज्ञाता सूत्रपातादि विज्ञान स्पष्टा सर्वतो भद्रादि मण्डलनामसमः प्रभावे आलस्यवर्जित प्रियंवदो दीनानाथवत्सलः सरल स्वभावो वा सर्व गणान्वितश्चेति ।

સિદ્ધાંત વાદી, વિચક્ષણ, બુદ્ધિમાન, કાર્યરત, ભૂમિ ગૃહ વાસ્તુ લક્ષણ જાણનાર, સૂત્રપાતાદિ જ્ઞાનવાળો, સર્વતો ભદ્ર આદિ મંડલ જાણનાર, પ્રભાવશાલી, આળસ રહિત પ્રિય બોલનાર, ગરીબ ઉપર દયા રાખનાર, સરલ સ્વભાવ વાળો. સર્વગુણ સંપન્ન જાણવો.

## गृहपति इन्द्र लक्षण

विशिष्ट जाति कुलवन्तो युवा कान्तशरीरः कृतज्ञो रूपलावण्यादि गुणाधारः सकल जन नयनानन्दकारी सर्व लक्षणोपेतो देवता गुरु भक्तः सम्यक रत्नालंङकृतः व्यसना सङ्गपराङ मुखं शीलवान पञ्चाणु व्रतादि गुणयुतो गम्भीर कनक कुण्डलादि भूषित शरीरस्तार हार विराजितवक्षस्थलः

**ગૃહપતિ ઇન્દ્ર**:- ઉચ્ચજ્ઞાતીનો, કુલવાન, યુવાન, કાન્તિવાન, કૃતજ્ઞ, રૂપવાન, ગુણવાન, સકલજનને પ્રિય લાગે તેવો, સર્વ લક્ષણ યુક્ત, દેવ ગુરૂનો ભક્ત, સમદૃષ્ટિ વાળો, રત્નાદિલંકાર વાળો, વ્યસનથી દૂર રહેનાર, શીલવાન, પંચાણુવ્રતના ગુણવાળો; ગંભીર, કનક કુંડલ અને વક્ષસ્થલમાં હાર વિભૂષિત શ્રેષ્ઠ જાણવો.

## શિલાભિષેક

શિલાઓનો અભિષેક કરી પછી યથાસ્થાન પ્રતિષ્ઠિત કરવી. શિલાઓ કરેલ પીઠીકા ઉપર, લાકડાના પાટલા અથવા પાટ પર પધરાવવી. ગંગા, જમના, નર્મદા, સરસ્વતી આદિ મહાનદીઓનું જલ કલશમાં ભરી અભિષેક કરવો, જલમાં સર્વોષધિ ચૂર્ણ, સુવર્ણરજ, સુગંધી દ્રવ્યો, સુગંધી પુષ્પો નાખવાં, જલ ભરેલ પાત્ર પર વસ્ત્રાછાદન કરી હાથ દઇ બૃહદ્દશાન્તિ પાઠ કરવો, પછી તે જલ વડે અભિષેક કરવો.

સ્નાતવિલિપ્ત સ્થપતિ અથવા ગૃહપતિ હાથમાં જલ કલશ લઇને—

ॐ हिरण्यगर्भाः पाविन्यः शुचयो दुरितच्छिदः ।
पुनन्तु शान्ताः श्रीमत्य, आपो युष्मान् मधुच्युतः ॥ १०८ ॥

આ પ્રમાણે મંત્ર બોલી દરેક શિલાનો અભિષેક કરવો, ઉપશિલા તથા નિધિકુંભોનો પણ ઉપર મૂજબ અભિષેક કરવો. શિલાઓ શુદ્ધ કપડાથી કોરી કરી ચંદન, કેસર, યક્ષકર્દમ, પુષ્પ, સુવર્ણ, રૌપ્ય, વરખથી પૂજા કરી વસ્ત્રો પરિધાન કરવા.

## रत्न धात्वौषधिनि न्यास

अनेन क्रमयोगेन, रत्नन्यासं तथो त्तमम् ।
पूर्वादि क्रमयोगेन, रत्नधात्वौष धाभि च ॥ १०९ ॥
वज्र-वैडुर्य मुक्ताश्च, इन्द्रनील सुनीलकम् ।
पुष्परागं च गोमेदं प्रवाल पूर्वतः क्रमात् ॥ ११० ॥
हेमं रौप्यं ताम्र कांस्ये, रीतिकां नाग वङ्गकौ ।
पूर्वादि क्रमत श्चैव, आयसं चैवमन्ततः ॥ १११ ॥

પૂર્વાદિ ક્રમે યોગથી રત્ન, ધાતુ અને ઔષધિનો ન્યાસ કરવો.

**રત્નો :–** ૧ હીરો, ૨ વૈડુર્ય (અકીક), ૩ મોતી, ૪ ઇન્દ્રનીલ, ૫ મહાનીલ, ૬ પુષ્પરાગ (પુખરાજ), ૭ ગોમેદ, ૮ પ્રવાલ. પૂર્વાદિ દિશાથી આઠેદિશામાં ખનનમાં સ્થાપવા.

**ધાતુઓ :–** ૧ સોનું, ૨ રૂપુ, ૩ ત્રાંબુ, ૪ કાંસુ, ૫ પિત્તલ, ૬ સીસું, ૭ કલઇ, ૮ લોહ. પૂર્વાદિ ક્રમથી સ્થાપવા.

वचा वह्निः सहदेवी, विष्णुक्रान्ता च वारुणी ।
संजीवनी ज्योतिष्मती, ईश्वरी पूर्वतः क्रमात ॥ ११२ ॥

यवो व्रीहिस्तथा कंगु–जूर्णाद्याश्च तिलै र्युताः ।
शाली मुद्गाः समाख्याता, गोधूमाश्च क्रमेण तु ॥ ११३ ॥

**ઔષધિઓ :–** ૧ વચા (ઘોડાવજ), ૨ ચિત્રક, ૩ સહદેવી, ૪ વિષ્ણુકાન્તા, ૫ વારૂણી, ૬ સંજીવની, ૭ જ્યોતિષ્મતી (માલ કાકણી) અને ૮ ઇશ્વરી (શિવલિંગી) આ ઔષધિઓ પૂર્વ ક્રમે સ્થાપવી.

**ધાન્યો :–** ૧ જવ, ૨ વ્રીહી ૩ કાંગ, ૪ જુર્ણો (જુઆર), ૫ તલ, ૬ શાલિ, ૭ મગ અને ૮ ગેહુ. આ ધાન્યો પૂર્વાદિ ક્રમે સ્થાપવા. અને મધ્ય ખાતમાં સર્વ રત્નો સર્વ ધાતુઓ સર્વ ઔષધિ સર્વ ધાન્યો સ્થાપી શિલા પ્રતિષ્ઠિત કરવી.

## शिलान्यास अने रत्नादिन्यास मंत्रो

१ ॐ इन्द्रस्तु महतां दीप्तः सर्वदेवाधिपो महान् ।
वज्रहस्तो गजारूढ–स्तमैनित्यं नमो नमः ॥ ११४ ॥

२ ॐ अग्नितु महतां दीप्तः सर्व तेजो धिपो महान् ।
मेषारूढः शक्तिहस्तं–स्तमै नित्यं नमोनमः ॥ ११५ ॥

३ ॐ यमस्तु महतां दीप्तः सर्व प्रेताधिपो महान् ।
महिषस्यो दण्डहस्त स्तमै नित्यं नमोनमः ॥ ११६ ॥

४ ॐ निऋतिस्तु महादीप्तः सर्वक्षेत्राधिपो महान् ।
खड्गहस्तः शिवारूढ–स्तमैनित्यं नमोनमः ॥ ११७ ॥

५ ॐ वरुणस्तु महादीप्तः सर्ववार्यधिपो महान् ।
नक्रारूढः पाशहस्त–स्तमैनित्यं नमोनमः ॥ ११८ ॥

६ ॐ वायुस्तु महतांदीप्तः सर्वमण्डलपो महान् ।
ध्वजाहस्तो मृगारूढ–स्तमै नित्यं नमोनमः ॥ ११९ ॥

७ ॐ कुबेरस्तु महादीप्तः सर्वयक्षाधिपो महान् ।
निधिहस्तो गजारूढ–स्तमै नित्यं नमोनमः ॥ १२० ॥

८ ॐ इशानस्तु महादीप्तः सर्व योगाधिपो महान् ।
शूलहस्तो वृषारूढ–स्तमै नित्यं नमोनमः ॥ १२१ ॥

९ ॐ धरणस्तु महादीप्तः सर्व सर्पाधिपो महान् ।
पद्मारूढो नागहस्त–स्तमै नित्यं नमोनमः ॥ १२२ ॥

ઉપર કહેલ રત્નો, ધાતુઓ, ઔષધિઓ, ધાન્યો પૂર્વાદિ દિશાથી ક્રમે મંત્ર બોલી સ્થાપિત કરવાં અને પછી ઉપરના મંત્રથી નિધિકુંભો તથા શિલાઓ પ્રતિષ્ઠિત કરવી.

# चतुः शिला प्रतिष्ठा

१ नंदा शिला–ॐ आधार शिले ! सुप्रतिष्ठिताभव ।

આ મંત્ર બોલી અગ્નિ કોણે આધાર શિલા સ્થાપવી.

ॐ पद्म ! इहाऽऽगच्छा इहतिष्ठ, ॐ पद्मनिधाये नमः

આ મંત્ર બોલી પદ્મ નિધિની સ્થાપના કરવી.

ॐ नन्देः इहाऽऽगच्छ, इह, ॐ नन्दायै नमः

આ મંત્ર બોલી નંદા શિલાનો ન્યાસ કરવો અને વાસક્ષેપ કરવો, સુગંધી દ્રવ્યો છાંટવા, અને નીચે પ્રમાણે પ્રાર્થના કરવી.

## प्रार्थना

वीर्येणा दिवराहस्य, वेदार्यैस्त्वमि मंत्रिताम् ।
वसिष्ठ नन्दिनी नन्दा, प्राक प्रतिष्ठापयाम्यहम ॥ १२३ ॥

सुमुहूर्ते सुदिवसे, सात्वं नन्दे निवेशिता ।
आयुः कारयितु दीर्घं श्रियां चाग्यामिहाऽऽनय ॥ १२४ ॥

## २ भद्रा शिला

ॐ आधारशिलेः सुप्रतिष्ठिताभव ।

ॐ महापद्म ! इहाऽऽगच्छ, इहतिष्ठ, ॐ महापद्म निधये नमः ॐ भद्रे ! इहागच्छ, इहतिष्ठ, ॐ भद्राये नमः ।

આ પ્રમાણે મંત્રથી આધારશિલા નિધિકુંભ અને ભદ્રાશિલાને સ્થાપવી. નંદા શિલાની જેમ વાસક્ષેપ આદિ અર્પવા.

## प्रार्थना

भद्रासि सर्वतोमद्रा, भद्रे ! भद्रं विधीयताम् ।
कश्यपस्य प्रिय सुते ! श्री रस्तु गृहमेधिन ॥ १२५ ॥

३ जया शिला–ॐ आधार शिले सुप्रतिष्ठिता भव । ॐ शंख ! इहागच्छ, इहतिष्ठ, ॐ शंखनिधये नमः ॐ जये ! इहागच्छ, इहतिष्ठ, ॐ जयायै नमः

આ મંત્રોથી જયાને વાયવ્ય કોણમાં સુપ્રતિષ્ઠિત કરવી. વાસક્ષેપ આદિ અર્પવા.

## प्रार्थना

जये ! विजयतांस्वामी, गृहस्याऽस्य माहात्म्यतः ।
आचन्द्रार्कं यशश्चास्य भूम्यामिट त्रिगेहतु ॥ १२६ ॥

४ पूर्णा शिला–ॐ आधार शिले सुप्रतिष्ठिता भवः।" ॐ सुभद्र ! इहा गच्छ, इह तिष्ट, ॐ सुभद्र निधये नमः । ॐ पूर्ण ! इहाऽऽगच्छ, इह तिष्ट, ॐ पूर्णाये नमः ।"

## प्रार्थना

त्वयि संपूर्ण चन्द्राभे ! न्यस्तायां वास्तु नस्तले ।
भवत्वेप गृहस्वामी, पूर्णे ! पूर्ण मनोरथः ॥ १२७ ॥

ઉપરના મંત્ર બોલી આધાર શિલા, નિધિ કુંભ અને પૂર્ણા શિલાને સુપ્રતિષ્ઠિત કરી. વાસક્ષેપ, ચંદન, કેસર સુગંધી દ્રવ્યો અક્ષત પુષ્પ અર્પણ કરવા.

## पंच शिला प्रतिष्ठा

१ नन्दा–"ॐ आधारशिले ! सुप्रतिष्टा भव" ॐ पद्म ! इहाऽऽगच्छ, इह तिष्ठ पद्मनिधये नमः । ॐ नन्दे ! इहाऽऽगच्छ, इह तिष्ट, ॐ नन्दायै नमः ।

આ મંત્રથી નન્દાને અગ્નિ કોણમાં સ્થાપન કરી નીચેના શ્લોકથી પ્રાર્થના કરવી.

## प्रार्थना

नन्दे ! त्वं नन्दिनी पुसां त्वांमत्र स्थापययाम्यहम् ।
वेश्मनि त्विह संतिष्ठ, यावचन्द्रार्क तारकाः ॥ १२८ ॥

आयु: कामं श्रियं देहि. देववासिनिः नन्दिनि ! ।
अस्मिन रक्षा त्वया कार्या, सदा वेश्मनि यत्नतः ॥ १२९ ॥

२ भद्रा शिला–ॐ आधार शिले ! सुप्रतिष्ठिता भव । ॐ महापद्म ! इहाऽऽगच्छ, इह तिष्ट ॐ महापद्म निधये नमः ।

ॐ भद्रे ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ भद्रायै नमः

આ મંત્ર બોલી નૈઋત્ય કોણમાં ભદ્રાની સુપ્રતિષ્ઠા કરવી.

Side elevation



Ground Plan

શ્રી કાંદીવલી જૈન દેરાસર મુંબઇ. [ એન. સી. સોમપુરા ]

## प्रार्थना

भद्रे ! त्वं सर्वदा भद्रं, लोकानां कुरू काश्यपि ! ।
आयुदा कामदा देवि ! सुखदा च सदा भव ॥ १३० ॥

त्वामत्र स्थापयाम्यद्य, गृहेऽस्मिन भद्र दायिनि ॥ १३१ ॥

३ जया शिला—"ॐ आधार शिले ! सुप्रतिष्ठिता भव ।" ॐ शंख ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ शंख निधिये नमः । ॐ जये ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ जयायै नमः । "

આ મંત્ર બોલી વાયવ્ય કોણમાં જય શિલાને પ્રતિષ્ઠિત કરી ષટ્પદી વડે પ્રાર્થના કરવી.

## प्रार्थना

गर्गगोत्र समुद्भूतां, त्रिनेत्रां च चतुर्भुजाम् ।
गृहेऽस्मिन् स्थापयाम्यद्य, जयां चारू विलोचनाम् ॥ १३२ ॥

नित्यं जयाय भूत्यै च, स्वामिनो भव भार्गवि ॥ १३३ ॥

४ रिक्ता शिला—ॐ आधार शिले ! सुप्रतिष्ठिता भव । ॐ मकर ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ मकर निधये नमः । ॐ रिक्ते ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ रिक्तायै नमः । "

આ મંત્રથી ઈશાન કોણે રિક્તા શિલાને સુપ્રતિષ્ઠિત કરવી.

## प्रार्थना

रिक्ते ! त्वं रिक्तदोषन्धे ! सिद्धि मुक्ति प्रदे ! शुभे ।
दो सर्वदा सर्वदोषघ्नि ! तिष्टऽस्मिन् तत्रनंदिनि ॥ १३४ ॥

पूर्णाशिलाः—"ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव" । ॐ सुभद्र ! इहाऽऽगच्छ, इह तिष्ट, ॐ सुभद्र निधये नमः ॐ पूर्णे ! इहाऽऽगच्छ, इह तिष्ट ॐ पूर्णाये नमः ।

આ મંત્ર બોલી વાસ્તુના મધ્ય ભાગમાં આધાર શિલા, નિધિ કુંભ, અને પૂર્ણા શિલા પ્રતિષ્ઠિત કરી પાસે દિપક મૂકી પ્રાર્થના કરવી.

## प्रार्थना

पूर्णे ! त्वं सर्वदा पूर्णान्, लोकान्, संकुरु काश्यपि !
आयुर्दा कामदा देवि ! धनदा सुतदा भव ॥ १३५ ॥

गृहधारा वास्तुमयी, वास्तु दीपेन संयुता ।
त्वामृते नास्ति जगता–माधारश्च जगत्त्रिये ॥ १३६ ॥

## नव शिला प्रतिष्ठा

१ नन्दा शिला–ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव । ॐ पद्म ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ पद्मनिधये नमः । "ॐ अग्नेये नमः ॐ शक्तये नमः ।" ॐ नन्दे ! इहाऽऽगच्छ इह तिष्ठ ॐ नन्दायै नमः ।"

આમંત્ર દ્વારા આગ્નેય કોણમાં નન્દાને પ્રતિષ્ઠિત કરી પ્રાર્થના કરવી.

## प्रार्थना

नन्दे ! त्वं नन्दिनी पुंसां, त्वामत्र स्थापयाम्यहम् ।
प्रासादे त्विह संतिष्ठ, यावच्चन्द्रार्कतारकाः ॥ १३७ ॥

२ भद्रा शिला–"ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव ।" ॐ महापद्म ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ महापद्म निधये नमः । "ॐ यमाय नमः ॐ दण्डाय नमः" "ॐ भद्रे ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ भद्रायै नमः ।"

આ મંત્ર દ્વારા દક્ષિણ દિશામાં ભદ્ર શિલાને પ્રતિષ્ઠિત કરી પ્રાર્થના કરવી.

## प्रार्थना

भद्रे ! त्वं सर्वदा भद्रं, लोकाना कुरू काश्यिपि ! ।
त्वामत्र स्थापयाम्यद्य, प्रासादे भद्र दायिनि ! ॥ १३८ ॥

३ जयाशिला–"ॐ आधार शिले ! सुप्रतिष्ठिता भव ।" ॐ शंखे ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ शंखनिधये नमः ।

આ મંત્રોથી નૈઋત્ય કોણમાં જયાની પ્રતિષ્ઠા કરી પ્રાર્થના કરવી.

## प्रार्थना

गर्गगोत्रसमुद्भूतां, त्रिनेत्रां च चतुर्भुजाम् ।
प्रासादे स्थापयाम्यद्य जयां चारु विलोचनाम् ॥ १३९ ॥

४ रिक्ता—ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव ।" ॐ मकर ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ मकर निधये नमः । ॐ वरुणाय नमः, ॐ पाशाय नमः । ॐ रिक्ते ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ रिक्तायै नमः ।

આ મંત્રો દ્વારા રિક્તાને પશ્ચિમ દિશામાં સુપ્રતિષ્ઠિત કરવી.

### प्रार्थना

रिक्ते ! त्वं रिक्तदोषघ्ने ! ऋद्धि वृद्धि प्रदे शुभा ! ।
सर्वदा सर्वदोषघ्ने ! तिष्ठऽस्मिन् तत्र नंदिनी ॥ १४० ॥

५ अजिता शिला—ॐ आधार शिले ! सुप्रतिष्ठिता भव । ॐ कुन्द ! इहाऽऽगच्छ इह तिष्ठ, ॐ कुन्द निधये नमः । ॐ वायव्ये नमः, ॐ अंकुशाय नमः । ॐ अजिते ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ अजिते नमः

આ મંત્રબોલી વાયવ્ય કોણમાં અજિતાને પ્રતિષ્ઠિત કરવી.

### प्रार्थना

अजिते ! सर्वदा त्वं मां, कामानाम जितंकुरु ।
प्रासादे तिष्ठ संहृष्टा, यावच्चन्द्रार्कतारकाः ॥ १४१ ॥

६ अपराजिता—ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव । ॐ नील ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ नील निधये नमः । ॐ कुबेराय नमः । ॐ गदायै नमः । ॐ अपराजिते ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ अपराजितायै नमः ।

આ મંત્ર બોલી ઉત્તર દિશામાં અપરાજિતાને સ્થાપવી.

### प्रार्थना

स्थिराऽपराजिते भूत्वा, कुरु मामपराजितम् ।
आयुर्दा धनदा चात्र, पुत्रपौत्रप्रदा भव ॥ १४३ ॥

७ शुक्ला शिला—"ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव !" ॐ कच्छप ! इहाऽऽगच्छ, इह तिष्ठि, ॐ कच्छप निधये नमः ।" ॐ ईशानाय नमः, ॐ त्रिशूलाय नमः । "ॐ शुक्ले ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ शुक्लायै नमः ।

આ મંત્રથી ઈશાન કોણમાં શુકલાને સુપ્રતિષ્ઠિત કરવી.

### प्रार्थना

शुक्ले ! त्वं देहि मे स्थैर्यं, स्थिरा भूत्वाऽत्र सर्वदा ।
आयुः कामं श्रियं चापि, प्रासादेऽत्रममाऽनघे ! ॥ १४३ ॥



અષ્ટાપદ કેદમ ગણધર પ્રાસાદ કેસરીયાજીનગર–પાલીતાણા

[ એન. સી. સોમપુરા ]

૮ सौभागिनी शिला–"ॐ आधारशिले ! सुप्रतिष्ठिता भव।" ॐ मुकुन्द ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ मुकुन्द निधये नमः । ॐ इन्द्राय नमः । ॐ वज्राय नमः ॐ सौभागिनि ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ सौभागिन्यै नमः

આ મંત્રથી સૌભાગિની શિલાને પૂર્વમાં પ્રતિષ્ઠિત કરવી.

## प्रार्थना

"प्रासादेऽत्रस्थिरा भूत्वा, सौभागिनि ! शुभङ्कुरु ।
धनधान्य समृद्धिं च, सर्वदा कुरु नन्दिनि ॥ १४४ ॥

९ धरणी शिला–"ॐ आधार शिले ! सुप्रतिष्ठिता भव ।" ॐ खर्व । इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ खर्वनिधये नमः । "ॐ नागाय नमः, ॐ उत्तराय नमः।" ॐ धरणि ! इहाऽऽगच्छ । इह तिष्ठ, ॐ धरण्यै नमः ।"

આ મંત્ર બોલી મધ્યભાગમાં ધરણી શિલા સુપ્રતિષ્ઠિત કરવી.

## प्रार्थना

धरणी ! लोकधरणीं, त्वामत्र स्थापयाम्यहम् ।
निर्विघ्नं धारय त्वं मे, प्रासादं सर्वदा शुभे ॥ १४५ ॥

પછી અભિષેક કરીને તૈયાર કરેલ કૂર્મ સુવર્ણ, રૌપ્ય કે તામ્રમય હાથમાં લઈ

ॐ कूर्म ! इहाऽऽगच्छ, इह तिष्ठ, ॐ कूर्माय नमः

આ મંત્ર વડે મધ્ય શિલા ઉપર કૂર્મને સુપ્રતિષ્ઠિત કરી વાસક્ષેપ પૂર્વક કેસર, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ આદિથી પૂજન કરવું.

## प्रार्थना

सर्व लक्षण संपन्न ! कूर्म ! भूधरणंक्षम ! ।
चैत्यं कर्तुं महीपृष्ठे, ममाज्ञां दातुमर्हसि ॥ १४६ ॥

પ્રાર્થના બોલ્યા પછી નીચેના મંત્રથી વાસક્ષેપ નાંખવો—

"ॐ ह्रीँ श्रीँ कूर्म तिष्ठ तिष्ठ देवगृहं धारय धारय स्वाहा"

આ મંત્રથી કૂર્મ ઉપર વાસક્ષેપ કરવો. વાસક્ષેપ કર્યા પછી ૧ સૌભાગ્ય, ૨ સુરભી, ૩ પ્રવચન, ૪ કૃતાંજલિ, ૫ ગરૂડ મુદ્રા, દેખાડવી. પછી ચૈત્યવંદન કરવું. શિલા સ્થાપન કરી વાસક્ષેપ પુષ્પાંજલી નાખવી વાજિંત્રો વગડાવવા, માંગલિક ગીત ગાવા, દિક્‌પાલોને બલિ આપવું, ગૃહસ્વામીએ યથાશક્તિ યાચકોને દાન આપવું, સાધર્મિક ભક્તિ પ્રભાવનાદિક કરવું. શિલ્પીનો સત્કાર કરવો.

## शिला प्रतिष्ठिताः न चालयेत :—

प्रतिष्ठितास्ताः प्रथमं, भूतले सुस्थिताः समाः ।
न चालये चालने तुस्याद् , गृह भर्तु र्महद् भयम् ॥ १४७ ॥
कंपने च भयं विद्या–देतासांस्थिता पुनः ।
स्थपते र्गृह भर्तुश्च, मङ्गलं परमं विदुः ॥ १४८ ॥
प्राग्दक्षिणायाश्चलने, गृह भर्तु र्महद भयम् ।
भार्या विनाशो नैऋत्यां, शून्यं भीतिर्मरुदिशि ॥ १४९ ॥
गुरोश्च भयमैशान्यां, मध्यचारेऽपि तद्भवेत् ।
प्रथमं स्थापिता नेवं, स्तंभानपि न चालयेत् ॥ १५० ॥
नोद्धरेत प्रणुद्याच्च, विधि स्तुभ्योयतोऽनयोः ।
विन्यासं प्रथमं तस्मात् कुर्यात्सम्यग्समाहितः ॥ १५१ ॥
शिलानां स्थपतिस्तद्वत स्तंभा नामपि सर्वथा ॥ १५२ ॥

ભૂમિતલમાં પ્રથમ સારી રીતે પ્રતિષ્ઠિત કરેલી સમ અને સુસ્થિત શિલાઓને પાછળથી ચલિત ન કરવી, એમ કરવું તે ગૃહસ્વામીના માટે ભયકારક છે, એટલું જ નહિ પણ શિલાઓને કંપાયમાન કરવાથી પણ ગૃહકારકને ભય ઉત્પન્ન કરે છે, એથી વિપરીત શિલાઓની સ્થિરતા શિલ્પી તેમ જ ગૃહપતિને પરમ મંગલકારક છે.

અગ્નિકોણમાં પ્રતિષ્ઠિત શિલાને ચલાયમાન કરવાથી ગૃહસ્વામીને ભય, નૈઋત્ય કોણની શિલાને ચલાવવાથી સ્રીનુ મૃત્યુ, વાયવ્ય કોણની શિલાને ચલાવવાથી શૂન્યતા તથા ભય, ઇશાન કોણની શિલા ચલાવવાથી ગુરૂને ભય ઉપજાવે છે, એ જ રીતે પ્રથમ વિધિપૂર્વક પ્રતિષ્ઠિત કરેલા સ્તંભોને પણ પોતાના સ્થાનથી વિચલિત કરવાથી અશુભ ફળ આપે છે, કારણ કે શિલાન્યાસ અને સ્તંભન્યાસનો વિધિ સમાન છે, સ્થપતિએ પ્રથમથી જ મનને સ્થિર કરી શિલાન્યાસ અને સ્તંભરોપ એવી ખૂબીથી કરવો કે પાછળથી તેને ચલાયમાનની આવશ્યક્તા ન રહે.

## शिलान्यास शुभाशुभ निमित्तो—

विन्यस्य चैवं पुनरिष्टिकां च, गंधोदकैः संपरिपूर्य गर्तम् ।
कृत्वा प्रसूनानि परीक्षयेच्च, निक्षिप्यचावर्तमथाक्षतानि ॥ १५३ ॥
तदक्षिणा वर्तमतीव शस्तं, वामं तु निंद्यं खलु दुःख दत्वात् ।
शाल्यादिभिः क्षेत्रजमृत्तिकाभिस्तन्मध्यगर्तं परिपूर्यरक्षेत् ॥ १५४ ॥

ઉક્ત વિધિથી શિલાન્યાસ કરીને તે ખાડાને શુદ્ધ સુગંધી જલ વડે ભરી ઉપર પુષ્પો તથા અક્ષત નાખીને આવર્તોની પરીક્ષા કરવી. જો તે ખાતોના જલમાં દક્ષિણાવર્ત ઉત્પન્ન થાય એટલે પુષ્પઅક્ષતાદિ સૃષ્ટિક્રમે ફરતાં દેખાયતો નિમિત્ત ઘણાં જ ઉત્તમ જાણવાં પણ જલમાં એથી વિપરીત વામાવર્ત ઉત્પન્ન થાય તો

નિમિત્ત અશુભ સમજવું. પરિણામ સારૂં નથી એમ જાણવું દક્ષિણાવર્ત કે વામાવર્ત કંઈ ન થાય તો નિમિત્ત મધ્યમ જાણવું. જો અશુભ નિમિત્ત દષ્ટિગોચર થાય તો શિલાન્યાસ ફરી શુભમુહૂર્તે કરવો.

॥ अनन्तलब्धिनिधानाय श्रीमते गौतम गणधराय नमः ॥

## शिलान्यास विधि–

સૌ પ્રથમ ભૂમિ શુદ્ધ કરવી. પછી વિધિ સહિત સ્નાત્ર ભણાવવું. અષ્ટપ્રકારી પૂજા કરી, નવગ્રહપટ્ટનું પૂજન કરવું. તે પછી કોરા બલિથી દશદિક્‌પાલનું આહ્વાન કરવું. અને પછી દિક્‌પાલનું પૂજન કરવું, અને નૈવેદ્ય નીચે પ્રમાણે દેવું. રોટલી શેર ૧૧, મોદક ૭, પુરી શેર ૧૧ તેથી વિશેષ થાય તેમ કરી શાન્તિઉદ્‌ઘોષણાની ૧૦ ગાથા કહીને આરતિ ઉતારવી.

શિલ્પીને સ્નાનાદિકથી શુદ્ધ કરી નૂતન વસ્ત્ર, તથા ઉપવસ્ત્ર પહેરાવી, કંકણુ દોરા બાંધી, તિલક કરી હથીયારને શુદ્ધ કરી કંકણુ બાંધી. સર્વને વજ્રપંજરથી અંગરક્ષા કરવી.

## अथ वज्रपञ्जर स्तोत्रम्

ॐ परमेष्ठिनमस्कारं, सारंनवपदात्मकम् ।
आत्मरक्षाकरं वज्र–पञ्जराभं स्मराम्यहम् ॥ १ ॥
ॐ नमो अरिहंताणं, शिरस्कं शिरसि स्थितम् ।
ॐ नमो सिद्धाणं, मुखे मुखपटाम्बरम् ॥ २ ॥
ॐ नमो आयरियाणं, अंगरक्षातिशायिनी ।
ॐ नमो उवज्झायाणं, आयुधं हस्तयोर्दृढम् ॥ ३ ॥
ॐ नमोलोए सव्वसाहूणं, मोचके पादयोः शुभे ।
एसो पंचनमुक्कारो, शिला वज्रमयी तले ॥ ४ ॥
सव्व पावप्पणासणो, वप्रो वज्र मयो बहिः ।
मंगलाणं च सव्वेसिं, खादिरांगारखातिका ॥ ५ ॥
स्वाहान्तं च पदं ज्ञेयं, पढमं हवइ मंगलम् ।
वप्रोपरि वज्रमयं, विधानं देह रक्षणे ॥ ६ ॥
महाप्रभावा रक्षेयं, क्षुद्रोपद्र वनाशिनी ।
परमेष्ठि पदोद्भुता, कथिता पूर्व सूरिभिः ॥ ७ ॥
यश्चनां कुरुते रक्षां, परमेष्ठिपदैः सदा ।
तस्य न स्याद् भयं व्याधि–राधिश्चापि कदाचन ॥ ८ ॥

इति वज्रपञ्जर कवच

ભગવાનની જમણી બાજુ નવગ્રહનો અને ડાબી બાજુ દિક્પાલનો પાટલો રાખી પૂજન કરવું.

૧ પંચરત્ન, ૨ પારો, ૩ ગાયનુઘૃત, ૪ સાકરની ચાસણી, ૫ કોડી, ૬ સપ્તધાન્ય, દાભ, ધરો, ત્રાંબાના સોનાથી રસેલા પાંચ કલશ તે મધ્યે ઉપર મુજબની વસ્તુ પધરાવવી, પાંચ કલશ, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઇશાન ખૂણે પધરાવવા અને એક કલશ મધ્યે પધરાવવો. પૂર્વ આદિ ચાર દિશાઓ ત્રાંબાના સંપૂટઉપર, ઉપર મુજબ વસ્તુ મૂકી પધરાવવા અને પાંચ કલશ ઉપર પાંચ સંપૂટ પધરાવી શિલા સ્થાપન કરવી. મધ્યે કૂર્મ શિલા ઉપર યક્ષ કર્દમથી નીચે મુજબ લખવું.

ॐ कूर्म निजपृष्ठे प्रासादं धारय धारय स्वाहा ।

સૂર્ય સંક્રાંતિ મુજબ જે દિશામાં શિલાન્યાસ આવતો હોય ત્યાંથી પ્રારંભ કરી સૃષ્ટિક્રમે શિલા સ્થાપવી અને પછી મધ્ય શિલા સ્થાપવી. મંગલગીત વાદિત્ર અને ઉદ્‌ઘોષણાથી શિલા સ્થાપન કરવું.

ॐ ह्रीं श्रीं कूर्म तिष्ठ तिष्ठ जिनगृहं धारय धारय स्वाहा ।

કહી વાસક્ષેપ નાખવો.

પ્રથમથી ગોધૂમ શેર ૧૦ ના બાકળા કરાવી તેમાં ગોળ, ટોપરૂં ભેળવી સર્વેને વહેંચવા.

## ચીજોની યાદી

૧ કૂર્મ શિલા, ૮ દિશાની અષ્ટશિલા, વસ્ત્રઃ-પૂર્વ પીળું, અગ્નિ રાતુ, દક્ષિણ કાળું, નૈઋત્ય વાદળી, પશ્ચિમ ગુલાબી, વાયવ્ય સફેદ, ઉત્તર લીલું, ઇશાન સફેદ, મધ્ય શિલા પીળું, સંપૂટ માટે પાંચ ત્રાંબાના કલશ, તથા ત્રાંબાના ૧૮ કોડીયા, નવગ્રહ દિક્પાલના પાટલા, સોનાના વરખ; ચાંદીના વરખ; નાડાસડી, પંચરત્ન પોટલી ૧૫, પારો ભાર-૫, યક્ષકર્દમ, કેસર, કંકુ, અબીલ, ગલાલ, અક્ષત, સરસવ, ગાયનું ઘી, સાકરની ચાસણી, પંચામૃત, કોડી ૧૫, મીંઢળ, મરડાશીંગી, દાભ, ધરો, પુષ્પ, આશોપાલવના તોરણ, નાગરવેલના પાન ૨૫, સોપારી શેર ૧|, બદામ, કમળકાંકરી, તજ, લવીંગ, એલચી. રોપ્ય ભસ્મ તો-૧|, દીપક, ધૂપ, ફળ, મીષ્ટાન, નૈવેદ્ય, શ્રીફળ ૫.

સાત ધાન્ય-૧. જવ શેર ૦||, ૨. ઘઉં શેર ૦||, ૩. જુવાર શેર ૦||, ૪. ચણા શેર ૦||, ૫. ચોળા શેર ૦||, ૬ મગ શેર ૦||, ૭. અડદ શેર ૦||.

પુરી શેર ૧|, રોટલી શેર ૧|, લાડવા ૭, સાત ધાનથી દેવ આહ્વાન કરવું અને વિધિ સંપૂર્ણ થયે બલી આપવા.

## प्रशस्ति

इति श्री विश्वकर्मा वास्तुकला चिंतन हरविद्या गुणकीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम् ( उत्तरार्धं ) शिल्पाचार्य नंदलाल चुनीलाल सोमपुरा संगृहीते शिलान्यास नाम्नो द्वितियोऽध्यायः संपूर्ण ॥

## प्रासादनिरुपण नाम्नो तृतीयोऽध्याय

काष्ठे मृदिष्टके चैव पाषाणे धातु रत्नजे ।
उत्तरोत्तर दृढं द्रव्यं लोहकर्म विवर्जयेत् ॥ १ ॥

કાષ્ઠ, ઈંટ, પાષાણુ, ધાતુ અને રત્ન, આ દ્રવ્યો એક બીજાથી ઉત્તમોત્તમ છે પણ લોહ કર્મ કરવું નહિ. ૧.

उत्तमोत्तम धात्वादि पाषाणेष्टिकाष्टकम् ।
श्रेष्ठमध्याधमं द्रव्यं लोहं चैवाधमाधमम् ॥ २ ॥

ધાતુ આદિ દ્રવ્યો ઉત્તમોત્તમ છે, પાષાણુ, ઈંટ અને કાષ્ઠ એ ત્રણુ દ્રવ્યો અનુક્રમે, શ્રેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ છે પણુ લોહ દ્રવ્ય તો અધમાધમ એટલે કનિષ્ઠમાં કનિષ્ઠ છે. એટલે અત્યંત હીન દ્રવ્ય છે. ૨

शिलेष्टिका सुधादारुमृत्स्नामृल्लोष्ट लोहकाः ।
एतानि शिल्पद्रव्याणि मुख्यत्वेन निरुपिताः ॥ ३ ॥

પાષાણુ, ઈંટ, ચુનો, કાષ્ઠ માટી અને અષ્ટધાતુ આ વસ્તુઓ મુખ્યત્વે શિલ્પ વાસ્તુમાં ઉપયોગી દ્રવ્યો જાણુવા. ૩.

प्रासाद प्रतिमा राजगृह वाप्यादि सत्कृतिः ।
कथिता यत्रतच्छिल्प शास्त्र मुक्तं महर्षिभि ॥ ४ ॥

દેવમંદિર, પ્રતિમા, રાજગૃહ, વાવ આદિ જળાશયો, નગર, કિલ્લા આદિ રચનાની વિદ્યાને મહર્ષિઓએ શિલ્પશાસ્ત્ર કહેલ છે. ૪.

### शिल्पशास्त्रना ज्ञाता :—

भृगुरत्रिर्वसिष्ठश्च विश्वकर्मा मय स्तथा ।
नारदो नग्नजित्वैव विशालाक्षः पुरंदर ॥ ५ ॥

ब्रह्मा कुमारो नंदीशः शौनकोगर्ग एव च ।
वासुदेवोऽनिरुद्धश्च तथा शुक्र बृहस्पति ॥ ६ ॥
अष्टादशैने विख्याताः शिल्प शास्त्रोपदेशकाः ।

૧ ભૃગુ, ૨ અત્રિ, ૩ વસિષ્ઠ, ૪ વિશ્વકર્મા, ૫ મય, ૬ નારદ, ૭ નગ્નજીત, ૮ વિશાલાક્ષ, ૯ પુરંદર, ૧૦ બ્રહ્મા, ૧૧ કુમાર, ૧૨ નંદીશ, ૧૩ શૌનક, ૧૪ ગર્ગ ૧૫ વાસુદેવ, ૧૬ અનિરૂદ્ધ, ૧૭ શુક્ર, ૧૮ બૃહસ્પતિ. એ શિલ્પશાસ્ત્રના ઉપદેશક તથા વિખ્યાત આચાર્યો છે. ૫, ૬.

शिल्पिनः हृदये ब्रह्मा हस्तये विष्णु शंकरौ ।
चंद्रादित्यौ च चक्षुषोः सर्वांगे मात्र देवता ॥ ७ ॥

શિલ્પીના હ્રદયમાં બ્રહ્મા વસે છે, તેના બન્ને હાથમાં વિષ્ણુ અને શંકર રહેલ છે બે આંખોમાં સૂર્ય અને ચંદ્ર બિરાજે છે અને તેના સર્વાંગે દેવતાઓ વસે છે. ૭.

प्रासादो देवरूपः स्यात् पादौ पाद शिलास्तथा ।
गर्भश्चैवोदरं ज्ञेयं जंघा पादोर्ध्व मुच्यते ॥ ८ ॥
स्तंभाश्चजानवोज्ञेया घंटा जिव्हा प्रकीर्तिता ।
दीपः प्राण रूपो ज्ञेया ह्यपाने जल निर्गतः ॥ ९ ॥
ब्रह्म स्थानं यदेतच्च तन्नाभि परिकीर्तिता ।
हृदय पीठिका ज्ञेया प्रतिमा पुरुषः स्मृतः ॥ १० ॥

પ્રાસાદની રચનાને દેવશરીર રૂપ કલ્પ્યુ છે, પાયાની શિલા પગ રૂપે, ગર્ભ-ગૃહ ઉદર-પેટ રૂપે, પાયા પરની જગતી જાંઘ રૂપે, થાંભલા રૂપે ઢીંચણ, ઘંટા જીભ રૂપે, દીપક પ્રાણ રૂપે, ગુદા રૂપે પ્રવાલ, દેવનું બ્રહ્મ સ્થાન નાભી, પીઠિકા રૂપે હ્રદય અને પ્રતિમા પુરુષ રૂપે જાણવાં. ૮ થી ૧૦.

पादचारस्त्वहंकारो जोतिस्तचक्षुरुच्यते ।
तदर्ध्वं प्रकृतिस्तस्य प्रतिमात्मा स्मृतौ बूधैः ॥ ११ ॥
तल कुंभा दधो द्वारं तस्य प्रजननं स्मृतम् ।
शुकनाशा भवेन्नासा गवाक्षः कर्ण उच्यते ॥ १२ ॥
कायापाली स्मृतः स्कंधे ग्रीवा चालमसारिका ।
कलशस्तु शिरो ज्ञेयो मज्ञादित्पर संयुतं ॥ १३ ॥

પગનો સંચાર અહંકાર, દીપનો પ્રકાશ ચક્ષુ રૂપે, ઉપરનો ભાગ તેની પ્રકૃતિ, પ્રતિમા આત્મા રૂપે બુધ્ધિમાને જાણવા. દ્વારના કુંભીના તલથી નીચેનો ભાગ લિંગ રૂપે જાણવો, શિખરનો શુકનાશ એ નાસિકા રૂપ, ગવાક્ષ—જરૂખા કાન રૂપ, શિખરનો સ્કંધતે ખભો અને આમલસારાનુ ગળું તે કંઠ રૂપ આમલસારાને કલશ મસ્તક રૂપે જાણવાં, ચુનાનું પ્લાસ્ટર તે ચામડી રૂપે જાણવું. ૧૧ થી ૧૩.

मेदश्च वसुधा विद्यात् प्रलेपो मांस मुच्यते ।
अस्थिनो च शिलास्तस्य स्नायु कीलादयः स्मृताः ॥ १४ ॥

चक्षपि शिखरा स्तस्य ध्वजाकेश प्रकीर्तिताः ।
एव पुरुषरुपं तु ध्यायेच्च मनसा सुधीः ॥ १५ ॥

પૃથ્વી મેદ રૂપે, ચુનાનો લેપ માંસ રૂપે, શિલાઓ હાંડકાં રૂપે, ખીલા પાઉ કુકરા સ્નાયુ રૂપે, શૃંગ ચક્ષુ રૂપ, ધ્વજા કેશ રૂપે. આ રીતે પ્રાસાદના સર્વ અંગોનું પુરુષ રૂપે ધ્યાન કરવું. ૧૪, ૧૫.

नागरा द्राविडा श्चैव लतिनाश्च विमानका ।
मिश्रकाश्च वराटाश्च सान्धारा भूमिना स्तथा ॥ १६ ॥

विमान नागरच्छंदा विमान पुष्पकाथवा ।
वल्लभा फांसनाकारा सिंहावलोका रथरूहा ॥ १७ ॥

**પ્રાસાદના જાતિચ્છંદ :–** ૧ નાગરાદિ, ૨ દ્રાવિડાદિ, ૩ લતિનાદિ, ૪ વિમાનાદિ, ૫ મિશ્રકાદિ, ૬ વરાટાદિ, ૭ સાન્ધારાદિ, ૮ ભૂમિજાદિ, ૯ વિમાનનાગરાદિ, ૧૦ વિમાનપુષ્પકાદિ, ૧૧ વલ્લભાદિ, ૧૨ ફાસનાકારાદિ, ૧૩ સિંહાવલોકનાદિ, ૧૪ રથારૂહાદિ. એમ પ્રાસાદની ચૌદ જાતિ જાણવી. ૧૬, ૧૭.

एते चतुर्दश विख्याता प्रासादजातया स्मृताः ।
मृत्साकाष्टेष्टकाशैल धातु रत्न भवाः सुधीः ॥ १८ ॥

कुर्यात स्वशक्ति प्रासादश्चातु वर्गफलं भवेत् ।
पांसुनादि सुरागारे क्रीडया चिहित श्रितः ॥ १९ ॥

એ ચૌદ જાતિના વિખ્યાત પ્રાસાદો માટીના, કાષ્ઠના, ઈંટના, પાષાણના, ધાતુરત્નાદિ વાસ્તુ દ્રવ્યાદિના પોતાની શક્તિ અનુસાર કરવાથી ચાર વર્ગ (ધર્મ અર્થ, કામ અને મોક્ષ)ના ફળની પ્રાપ્તિ થાય છે. દેવાલયે લક્ષ્મી ક્રીડા કરે છે. ૧૮, ૧૯.

कोटि वर्षं तृणच्छन्दे दशकोय्यस्तु मृण्मये ।
इष्टिकायां दशगुणं पुण्यं शैलेह्यनन्तरा ॥ २० ॥

કોટિ વર્ષ તૃણ, દશ કોટિ માટીનું, તેથી દશગણું ઈંટનું અને પાષાણના પ્રાસાદ કરવાથી અનંત ગણું પૂણ્ય મળે. ૨૦.

पद्मशिला द्वारे चैव तच्छिलापुरुषे तथा ।
कलशध्वजे प्रतिष्ठा सप्तगुणं पुण्यं भवेत् ॥ २१ ॥

૧ પદ્મશિલા, ૨ દ્વાર, ૩ શિલા, ૪ ધ્વજપુરુષ, ૫ કલશ, ૬ ધ્વજ, ૭ પ્રતિષ્ઠા. આ રીતે સાત ગણું પૂણ્ય મળે છે. ૨૧.

मणि मुक्ता प्रवालाढ्यै भूषणैः सुविभूषिताः ।
सौवर्णै राजतैश्चैव देवानां सततं प्रियाः ॥ २२ ॥

મણિ, માણેક, મોતી અને પ્રવાલાદિ અલંકારોથી સારી રીતે અલંકૃત કરાયેલા સુવર્ણ તથા રૌપ્યના પ્રાસાદો દેવલોકોને નિત્યપ્રિય છે. ૨૨.

रीतिका स्ताम्र युक्ताश्च पिशाचोरगरक्षसाम् ।
देवलोके भवन्त्येते काम स्वच्छंद चारिण ॥ २३ ॥

પિત્તળ અને ત્રાંબાના પ્રાસાદો પિશાચ, નાગ અને રાક્ષસોને પ્રિય છે. આ પ્રાસાદો દેવલોકમાં કામનાની યથેષ્ટા સિદ્ધિ કરનાર છે. ૨૩.

पातालेऽपि विनिर्दिष्टा पाषाणैः स्फटीकै स्तथा ।
इष्टका काष्ठ पाषाणै मृत्युलोके त्वनिन्दिता ॥ २४ ॥

પાતાલમાં પાષાણ અને સ્ફટિકના પ્રાસાદો કરવા કહેલ છે, અને મૃત્યુલોકમાં ઈંટ, કાષ્ઠ અને પાષાણના પ્રાસાદો કરવામાં આવે તો આનંદ આપનાર છે. ૨૪.

नगराणां भूषणार्थं देवानामालयाय च ।
लोकानां धर्महेतोश्च क्रीडार्थं सुरयोषिताम् ॥ २५ ॥

आलयः सर्वभूतानां विजयाय जितात्मनाम् ।
धर्मार्थं काम मोक्षाणां प्राप्ति हेतुश्च कामदः ॥ २६ ॥

પ્રાસાદ નગરોની શોભા, દેવતાઓના નિવાસ, લોકોના કલ્યાણ તેમજ ધર્મ હેતુ માટે, દેવાંગનાઓની ક્રીડા માટે, અને ધાર્મિક પુરુષોની વિજય કીર્તિ માટે હોય છે. તેમજ પ્રાણીમાત્રને આશ્રય રૂપ ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિના કારણ રૂપ તથા સર્વકામનાઓને આપનાર છે. ૨૫, ૨૬.

## शुद्धच्छन्दाष्ट प्रासादो :–

नागरा द्राविडाश्चैव वराटकाश्चमिश्रकाः ।
लतिनाश्चैवसान्धारा विमाना भूमिजा स्तथा ॥ २७ ॥

एते चाष्टान्वये रास्ताः शुद्धच्छन्दाः प्रकीर्तिताः ।
देशजाति कुल स्थान वर्णभेदे स्तथापरे ॥ २८ ॥

૧ નાગરાદિ, ૨ દ્રાવિડાદિ, ૩ વરાટકાદિ, ૪ મિશ્રકાદિ, ૫ લતિનાદિ, ૬ સાન્ધારાદિ, ૭ વિમાનાદિ, ૮ ભુમિજાદિ. એ આઠ પ્રકારના પ્રાસાદો શુદ્ધ છંદના કીર્તિદાયક છે. દેશ, જાતિકુલ, સ્થાન, વર્ણ ભેદે સ્થાપવા. ૨૭, ૨૮.




ચાવડી જૈન દેરાસર તલ દર્શન

[એન. સી. સોમપુરા]

# प्रासाद देशानुक्रमो

जातयोऽष्टो प्रवर्तन्ते गंगातीरेषु सर्वदा ।
अहि राजेषु सान्धारो नागरश्च प्रशस्यते ॥ २९ ॥

गोडथङ्गकामरूपे सान्धारो लतिन स्तथा ।
तुरकोडहालेषु ? गङ्गोदधौ विमानक ॥ ३० ॥

ઉપર કહેલ આઠ જાતિના પ્રાસાદો ગંગાના તીરે કરવા સર્વદા કલ્યાણકારી છે. સાન્ધારાદિ અને નાગરાદિ અહિ રાજ્યમાં કરવા શુભ છે. ગોડ, બંગ અને કામરૂપ દેશમાં સાન્ધારાદિ અને લતિનાદિ તથા તુર કોડ અને હાલમાં તેમજ ગંગા સાગરના પ્રદેશોમાં વિમાનાદિ પ્રાસાદો કરવા પ્રશસ્ત છે. ૨૯, ૩૦.

चौलदेशे महानीले श्रीनीले पर्वते तथा ।
मलयकलिङ्ग कर्णाटे कान्य कुब्जनिवासके ॥ ३१ ॥
वैराज्येषु विराटे च कोंकणे दक्षिणापथे ।
नागराद्राविडाशूछन्दा वराटा भूमिजास्तथा ॥ ३२ ॥

लतिनाश्चैव सान्धारा मिश्रकाश्च विमानका ।
अष्टऽछन्दा स्तथा चैते प्रासादाः परिकीर्तिता ॥ ३३ ॥

ચૌલદેશે મહાનીલ તથા શ્રીનીલપર્વતે, મલય, કલિંગ, કર્ણાટક, કાન્યકુબ્જ, વૈરાજ્ય, વિરાટ, કોકણ અને દક્ષિણ પ્રદેશોમાં નાગરાદિ, દ્રાવિડાદિ, વરાટાદિ, ભૂમિજાદિ તથા લતિનાદિ, સાન્ધારાદિ, મિશ્રકાદિ અને વિમાનાદિ. આ આઠ છંદના પ્રાસાદ કરવા શુભદાયક છે. ૩૧ થી ૩૩.

जयन्त्यां मालवेदेशे काञ्चया कलिञ्जरेतथा ।
अन्तर्वेद्याच मगधे मथुरायां हिमाश्रये ॥ ३४ ॥

दण्डकारण्य सह्वा–द्यो श्चत्वारच्छन्दकाइमे ।
लतिना नागरा श्चैव सान्धारा भूमिजास्तथा ॥ ३५ ॥

જયંતી ( ઉજ્જયિની ) માળવાદેશ, કાંચી, કલિંજરદેશ, અન્તર્વેદપ્રદેશ ( ગંગા જમના વચ્ચેનો પ્રદેશ ), મથુરા અને હિમાલયના આશ્રયભૂત પ્રદેશો, તેમજ દંડકારણ્ય સહિત સમુદ્રકિનારાના પ્રદેશમાં લતિનાદિ, નાગરાદિ, સાન્ધારાદિ અને ભૂમિજાદિ ચતુઃ છંદપ્રાસાદો કરવા હિતાવહ છે. ૩૪, ૩૫.

सिन्धौ च खुरपाणे च तेजो गक्षणकादिषु ।
सवमोहनमादि युक्ते ? पश्चिमे पार्श्वमण्डले ।
सौराष्ट्रे गुर्ज्जरे देशे काश्मीरे च स्वयंभरे ॥ ३६ ॥

સિંધ, ખુરષાણે, તથા તેલ્નેગક્ષણુકાદિ પ્રદેશોમાં, પશ્ચિમ પ્રદેશ તથા પાર્શ્વ-મંડલમાં, સૌરાષ્ટ્ર, ગુર્જરપ્રદેશ, કાશ્મીરમાં અને સ્વયંભૂ (બ્રહ્માવર્ત) ઉપર કહેલ ચતુઃછંદ પ્રાસાદો યુક્તિએ કરીને કરવા. ૩૬.

विमान नागरांच्छन्दान् कुर्याद्विमान पुष्पकान् ।
सिंहावलोक वलभी फांसनाश्च रथारुहान ॥ ३७ ॥
प्रवर्तन्ते सर्वदेशे व्योम चैकं न वर्तते ।
एतासु भरत क्षेत्राद्यं देशानुक्रम कथ्यताम् ॥ ३८ ॥

વિમાનનાગરાદિ, વિમાનપુષ્પકાદિ, સિંહાવલોકનાદિ, ફાંસનાદિ અને રથારૂહાદિ એ સર્વ પ્રાસાદો સર્વ દેશોમાં પ્રવર્તે છે, પરંતુ ભરતક્ષેત્રમાં આ પ્રાસાદો દેશાનુસાર કરવા તેમ કહેલ છે. ૩૭, ૩૮.

## प्रासाद विप्रादि ज्ञाति निर्णय :–

नागरो विप्रज्ञातिः स्याद् द्राविडः क्षत्रियोद्भवः ।
व्यंतरो वैश्यजातिश्च वेशर स्तत्र संभवः ॥ ३९ ॥

નાગરાદિ-વિપ્રજ્ઞાતિ, દ્રાવિડાદિ-ક્ષત્રિયજ્ઞાતિ, વ્યંતરાદિ (નપુસકાદિ) તથા વેશરાદિ (વૈરાજ્યાદિ) વૈશ્ય જ્ઞાતિ જાણવા. ૩૯.

## प्रासाद वर्ण निर्णय

नागराः श्वेतवर्णानो द्राविडो रक्तवर्णकः ।
व्यन्तरः पीत संकाशो वेशरो हरितोपमः ॥ ४० ॥

નાગરાદિ-શ્વેત, દ્રાવિડાદિ-રક્ત, વ્યંતરાદિ-પીત, અને વેશરાદિ-લીલા વર્ણના પ્રાસાદો જાણવા. ૪૦.

## सात्विक राजस तामस प्रासाद :–

सात्त्विकं नागरं विद्याद्राजसं द्राविडं तथा ।
तामसं वेशरश्चेति त्रयो ब्रह्मादि दैवताः ॥ ४१ ॥

राजसं तामसं चैव साच्चिकं च तृतीयकम् ।
धर्मस्य त्रिविधं ज्ञानं संसारे सं प्रवर्तते ॥ ४२ ॥

નાગરાદિ—સાત્વિક, દ્રાવિડાદિ—રાજસ અને વેસરાદિ પ્રાસાદો તામસ પ્રકૃતિના જાણવા. આ ત્રણે પ્રાસાદો બ્રહ્મા, વિષ્ણુ અને શંકર ત્રણે દેવરૂપ છે. રાજસ, તામસ અને સાત્વિક એ ત્રણે ધર્મના ત્રિવિધજ્ઞાન રૂપ સંસારમાં પ્રવર્તેલ છે. ૪૧, ૪૨.

समन्तादन्य द्रव्येषु राजसे दिगगुणाधिकम् ।
तामसे शतधा पुण्यमनन्तं सात्विके तथा ॥ ४३ ॥

શક્તિ પ્રમાણે દ્રવ્ય ખર્ચવાથી, રાજસ દસગણું, તામસ સો ગણું અને સાત્વિક અનંત ગણું પૂણ્ય આપે છે. ૪૩

यश्चदेवालयं कुर्यात स्वर्लोके लभते ध्रुवम् ।
क्रीडां सह सुरस्त्रीभिर्मानवो देवता भवेत् ॥ ४४ ॥

દેવાલય કરવાથી દેવલોક નિશ્ચિત પ્રાપ્ત થાય છે. દેવતાઓ દેવીઓ માનવો સહિત ક્રીડા કરે છે. ૪૪.

नागरः सात्विके देशे राजसे द्राविडस्तथा ।
वेशर स्तामसे देशे क्रमेण परिकीर्तिता: ॥ ४५ ॥
नागरो भूसुरोजात्या वेशरो वैश्य उचते ।
द्राविडस्तु नृपो ज्ञेय आकृतिः कथ्यतेऽधुना ॥ ४६ ॥

સાત્વિક દેશમાં નાગરાદિ, રાજસ દેશમાં દ્રાવિડાદિ અને તામસ દેશમાં વેશરાદિ પ્રાસાદો કરવા કહેલા છે, નાગરાદિ બ્રાહ્મણ, વેશરાદિ વૈશ્ય અને દ્રાવિડાદિ ક્ષત્રિય જાતિના પ્રાસાદો સમજવા. હવે આગળ પ્રાસાદોની આકૃતિ કહેવામાં આવશે.

एते समस्त प्रासादा देशानुंक्रम संस्थिताः ।
यथा क्रम स्तथा कार्याः प्रासादानां तु सर्वतः ॥ ४७ ॥
विभक्ति स्तल छंदेषु शिखरोर्ध्वश्च कारवेत् ।
अभिधानो र्ध्वभाख्यातं यथात्कं तल छंदयो ॥ ४८ ॥
यदि वै छंदछंदोन चार्यं न प्रतिष्ठयेत् ॥
तत्प्रासाद फलं नास्ति मोक्षश्चापि नविद्य ते ॥ ४९ ॥

ઉપર કહેલા સમસ્ત પ્રાસાદો દેશાનુક્રમે સ્થિતિ કરી રહેલા છે. અને જે પ્રાસાદોનો જેવો ક્રમ કહેલ છે તે ક્રમ પ્રમાણે તે પ્રાસાદો કરવા, ક્ષેત્રના વિભાગ




તોરણ યુક્ત સ્તંભ દર્શન.

અને તલછંદથી શીખર પર્યંત જે પ્રાસાદોનું જે જે તલછંદ હોય તે પ્રમાણે પ્રાસાદો કરવા, જો પ્રાસાદોમાં છંદે છંદ મળતો ન આવે તો જે જે અંગોની અનુક્રમે પ્રતિષ્ઠા કરવાની હોય તેની પ્રતિષ્ઠા કરવી નહિ છંદ રહિત કરેલા પ્રાસાદનું ફળ મળતું નથી. અને તેવા પ્રાસાદથી મોક્ષ પણ થતો નથી. ૪૭ થી ૪૯.

प्रासादानाञ्च सर्वेयां जायते दश भेदता ।
चतुर्दश प्रवर्तन्ते ज्ञेया लोकानु सारतः ॥ ५० ॥

સમસ્ત પ્રાસાદોના ભેદ સામાન્ય રીતે દસ પ્રકારે થાય છે. તેમજ પહેલા કહેલા ચૌદ જાતિના પ્રાસાદો પણ દશ ભેદે કરી લોકમાં પ્રવર્તે છે. તે બીજા શાસ્ત્રો લોકાચાર અને વિદ્વાન પુરૂષો દ્વારા જાણી લેવું. ૫૦.

## प्रासाद न्युनाधिक लक्षणात्मकं

हीनमाने तुये दोषाः कथयेतान् समासतः ।
आयुर्हानिं द्वारहीने नालिहीने धनक्षय ॥ ५१ ॥

કહેલ માન પ્રમાણે કરવું, હીન કરવાથી દોષ ઉત્પન્ન થાય છે, દ્વારહીન કરવાથી આયુષ્યની હાની થાય છે, નાલીહીન કરવાથી ધનનો ક્ષય થાય છે. ૫૧.

अपदस्थापितैः स्तम्भैर्महारोगं विनिर्देशेत् ।
स्तम्भव्यासोदयेहीने कान्ता तत्र विनश्यति ॥ ५२ ॥

પદ સ્થાન તજી સ્થંભ સ્થાપવાથી મહારોગ ઉત્પન્ન થાય, સ્તંભ જાડાયમાં હીન કરવાથી સ્ત્રીનો નાશ થાય. ૫૨.

प्रासादे पीठहीने तु नश्यन्ति गजवाजिनः ।
रथोपरथहीने तु प्रजापीडां विनिर्दिशेत् ॥ ५३ ॥

પ્રાસાદ પીઠહીન કરવાથી ગજ અશ્વનો નાશ થાય, રથ ઉપરથ હીન કરવાથી પ્રજામાં પીડા ઉત્પન્ન થાય. ૫૩.

कर्णहीनो यदा वास्तुरयुक्त फलमादिशेत् ।
क्रीडन्ति राक्षसास्तत्र फलं कापि न विद्यते ॥ ५४ ॥

વાસ્તુરેખા હીન કરવાથી અફલ મળે, રાક્ષસો ક્રીડા કરે કદાપી શુભફળ મળે નહિ. ૫૪.

जङ्घाहीने भवेद् बन्धुकर्तृकावरनाशनम् ।
शिखरे हीनमाने तु नश्यन्ति पुत्रपौत्रकाः ॥ ५५ ॥

જંઘા હીન કરવાથી કરનારના ભાઈનો નાશ થાય, શિખર હીન માન કરવાથી પુત્ર પૌત્રાદિનો નાશ થાય. ૫૫.

मानाधिको न कर्तव्यो मानहीनं नकारयेत् ।
शास्त्रोक्त विधिमानेन शुभदं सर्व कर्मसु ॥ ५६ ॥

માનથી અધિક કરવું નહિ અને માન હિન પણ ન કરવું શાસ્ત્રોક્તવિધિમાને કરવું સર્વકાર્ય શુભ છે. ૫૬.

## जगत्यङ्ग समुदायो

सुरालयविभूत्यर्थं भूषणार्थं पुरस्य तु ।
नराणां मुक्ति मुक्त्यर्थं सत्यार्थं चैव सर्वदा ॥ ५७ ॥
लोकानां धर्महेतुश्च क्रीडा हेतुश्चस्वभूवाम् ।
कीर्तिरायुर्यशोऽर्थं च राज्ञां कल्याणकारकेः ॥ ५८ ॥

દેવાલય નગરની વિભૂતિ અર્થે ભૂષણરૂપ છે, મનુષ્યોને ભક્તિ અને મુક્તિ અર્થે છે, એ સર્વદા સત્ય છે. લોકોના ધર્મ, અર્થ યશ કીર્તિ આયુષ્ય માટે છે, દેવાલય દેવોની ક્રીડા અર્થે અને રાજાને કલ્યાણકારક છે. ૫૭-૫૮.

जगत्या लक्षणं वत्स शृणु वक्ष्यामि साम्प्रतम् ।
सा चामूढ दिशाभागा मनोज्ञा सर्वतः प्लवा ॥ ५९ ॥

હે વત્સ ! તુ જગતીના લક્ષણ સાંભળ, મનોજ્ઞા ચારે દિશાએ (પ્લવ) ઢાળવાળી કરવી. ૫૯.

चतुरश्रा तथायता वृत्ता वृत्तायता तथा ।
अष्टाश्रा च तथा कार्या प्रासादस्यानु रूपतः ॥ ६० ॥

ચોરસ, લંબચોરસ, ગોળ, લંબગોળ અને અષ્ટાંશ પણ પ્રાસાદના રૂપ પ્રમાણે કરવી. ૬૦.

जेष्ठा कनिष्ठ प्रासादे मध्यमे मध्यमा तथा ।
जेष्ठे कनिष्ठा व्याख्याता जगती मानसङ्ख्यया ॥ ६१ ॥

જેષ્ઠ માનની કનિષ્ઠ માનના પ્રાસાદને કરવી. મધ્ય માનના પ્રાસાદને મધ્ય માનની અને જેષ્ઠ માનના પ્રાસાદને કનિષ્ઠ માનની જગતી કરવી. ૬૧.

कनिष्ठे भ्रमणी चैका मध्यमे भ्रमणी द्वयम् ।
ज्येष्ठे तिस्रो भ्रमण्यश्च साङ्गोपाङ्गिक सङ्ख्यया ॥ ६२ ॥

કનિષ્ઠ માનના પ્રાસાદને એક ભ્રમણી કરવી, મધ્યમાને બે ભ્રમણી અને જેષ્ઠ માનના પ્રાસાદને ત્રણ ભ્રમણી ચારે બાજુ કરવી. ૬૨.

प्रासाद पृथुमानेन द्विगुणा चोतमा तथा ।
मध्यमा चतुर्गुणा याधमा पञ्चगुणोच्यते ॥ ६३ ॥

ઉત્તમ જેષ્ઠ માનના પ્રાસાદને બે ગણી, મધ્ય માને ચાર ગણી અને અધમ કનિષ્ઠ માનના પ્રાસાદને પાંચ ગણી ભ્રમણી કરવી. ૬૩

पटसप्तगुणाख्याता च युक्ति पर्याय संस्थिता ।
यत्र त्रिपुरुपा यद्वा द्वारिकायां निगद्यते ॥ ६४ ॥

યુક્તિએ કરીને છ અને સાતગણી કરવી. તે ત્રિપુરૂષ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને અને દ્વારિકાપ્રાસાદની રચનામાં કરવી. ૬૪.

समा सपादा सार्द्धोचा द्विगुणा वा मुखायते ।
अपराजित कर्णाढ्या पूर्वमण्डपानु क्रमेः ॥ ६५ ॥

હે અપરાજિત! કર્ણથી સમ, સવાઇ, દોઢી અને બમણી ભ્રમણી કરવી. આગળ મંડપના ક્રમે કરવી. ૬૫

चतुरश्रा सूर्यकर्णा विंशकर्णाष्टविंशतिः ।
तथा पटत्रिंशत्कर्णा च भ्रमण्यः पञ्चकीर्तिता ॥ ६६ ॥

૧ ચાર કોણુવાળી, ૨ બારકોણુવાળી, ૩ વીશ કોણુવાળી, ૪ અઠ્ઠાવીશ કોણુ-વાળી, ૫ છત્રીશ કોણુવાળી. એ પાંચ પ્રકારની ભ્રમણી કીર્તિદાયક છે. ૬૬.

भ्रमणी त्रिभागोत्सेधे यावन्मूल प्रासादकम्
कर्णो देवकुलाशतायतन तत्स्मृतम् ? ॥ ६७ ॥

મૂલ પ્રાસાદથી ભ્રમણી ત્રણ ગણી કરવી, કર્ણોએ દેવકુલોના આયતાન દેવો કરવાં. ૬૭

तथै वानुक्रमेर्वृद्धिर्भ्रमण्यो यावतपोडश ।
भद्रनिष्कांशस्तद् वाह्ये शेपाः कर्णैव सङ्ख्यया ॥ ६८ ॥

એમ અનુક્રમે વૃદ્ધિ સોળ ગણી ભ્રમણીની કરવી. ભદ્રના બહાર નીકળેલી રેખાથી કરવા અને કોણુ સંખ્યા ગણવી. ૬૮.

चतुर्द्वार समायुक्तै श्चतुर्भिर्मण्डपैस्तथा ।
दिग्दिग्द्वार समायुक्तं सहस्राय ततोत्तम ॥ ६९ ॥

ચાર દ્વાર સરખી યુક્તિએ કરીને મૂકવા અને મંડપે પણ ચાર દ્વાર મૂકવા, દિશાએ દિશાએ સરખા દ્વાર મૂકવા પૂર્વાદિ ઉત્તમોત્તમ જાણવું. ૬૯.

प्रासाद स्यानुमानेन वहुदेव कुलानि च ।
प्राकारं कुर्यात्विहानीं षडविधं च सलक्षणम् ॥ ७० ॥

પ્રાસાદના માને બધા દેવકૂલો કરવા. પ્રાકાર છ પ્રકારના લક્ષણ યુક્ત વિધ વિધ કરવા. ૭૦.

कर्णजा भ्रमजाश्चैव भद्रजागर्भजा स्तथा ।
मध्यजाः पार्श्वजाश्चैव भेदा वै षड् भवन्ति च ॥ ७१ ॥

૧ કર્ણજા, ૨ ભ્રમજા, ૩ ભદ્રજા, ૪ ગર્ભજા, ૫ મધ્યજા અને ૬ પાર્શ્વજા એ ભ્રમણીના છ ભેદો જાણવા. ૭૧.

कर्णेषु कर्णजा ख्याता भ्रमजा च परिभ्रमे ।
भद्रजा भद्रसम्भूता गर्भजा गर्भमानतः ॥ ७२ ॥

કર્ણયુક્ત કર્ણજા, ભ્રમયુક્ત ભ્રમજા, ભદ્રયુક્ત ભદ્રજા, અને ગર્ભમાને કરેલ ગર્ભજા. ૭૨.

परिभ्रमस्य मध्याणो मध्यजा सा प्रकीर्तिता ।
चतुः पार्श्वेषु तस्याश्च पार्श्वजा साभिधीयते ॥ ७३ ॥

મધ્ય અંગે પરિભ્રમ યુક્ત મધ્યજા જાણવી. ચારે બાજુ ભ્રમણયુક્ત પાર્શ્વજા જાણવી. ૭૩.

प्रतोलीचारातः कार्या कपाटपुट संयुता ।
दृढार्गलऽच कर्तव्या कथ्यतेऽथ तथोच्छ्रयः ॥ ७४ ॥

જગતી આગળ પ્રતોલી કમાડ સંયુક્ત દૃઢ અર્ગલા કરવા તેમ કહેલ છે. ૭૪.

एक हस्ते तु प्रासादे जगत्या उच्छ्रयः समः ।
द्विहस्ते हस्त सार्धस्तु त्रिहस्ते तु द्विहस्तकम् ॥ ७५ ॥

એક હસ્તના પ્રાસાદને જગતીની ઉંચાઈ એક હસ્ત કરવી, બે હસ્તે દોઢ હસ્ત, ત્રણ હસ્તે બે હસ્ત કરવી. ૭૫.

सार्धं द्विकर मुत्सेधः प्रासादे वेद हस्तके ।
चतुर्हस्त स्योपरिष्टाद् यावद् द्वादश हस्तकम् ॥ ७६ ॥
प्रासाद स्यार्धमानेन् त्रिभागेन ततः परम् ।
चतुर्विंशति हस्तान्तं कारयेत्तद्विचक्षण ॥ ७७ ॥

ચાર હસ્તના પ્રાસાદને અઢી હસ્ત અને ચાર હસ્તથી બાર હસ્ત સુધી. અર્ધ ભાગે ઉંચાઇ કરવી, બાર હસ્તથી ચોવીશ હસ્ત સુધી ત્રી ભાગે ઉંચી જગતી કરવી. ૭૬, ૭૭.

पादे नैवोच्छयं तावद् यावत्थश्वाशब्दस्तकम् ।
एव मन्यश्च कर्तव्यो जगतीनां समुच्छ्रयः ॥ ७८ ॥

ચોવીશ હસ્તથી પચાસ હસ્ત સુધી, ચોથે ભાગે ઉંચી કરવી. જગતી આ માન પ્રમાણે કરવી તે શુભકારક છે. ૭૮.

### જગતી સ્વરૂપ વિભાગ

| | | |
|---|---|---|
| જાડયકુંભ | ૩ | ભાગ |
| કર્ણિકા | ૨ | ,, |
| શિર્ષપત્રિકા | ૩ | ,, |
| ક્ષુરક | ૨ | ,, |
| કુંભક | ૭ | ,, |
| કલશ | ૩ | ,, |
| અંતઃપત્ર | ૧ | ,, |
| કપોતાલી | ૩ | ,, |
| પુષ્પક | ૪ | ,, |
| કુલ | ૨૮ | વિભાગ |

## जगती स्वरुप विभाग

तथोच्छयं भजेत्प्राज्ञ अष्टाविंशपदैरधः ।
जाडय कुम्भं च त्रिपदं कर्णकं द्विपद तथा ॥ ७९ ॥
पद्मपत्र समायुक्ता त्रिपदा शीर्ष पत्रिका ।
क्षुरकं द्विपदं प्रोक्तं कुम्भकं सप्तभिः पदैः ॥ ८० ॥
त्रिपदं कलशः प्रोक्तः पदं चान्तरपत्रिकम् ।
कपोताली च त्रिपदा पुष्पकं युगसङ्ख्यया ॥ ८१ ॥



जगती. JAGATI

प्रभाशंकर. ओघडभाई. सोमपुरा.
स्थपति. पालीताणा.(सौराष्ट्र)

पुष्पकण्ठ सुत्राऽम्भं निर्गतं चाष्टभि पदैः ।
कर्णेषु च दिशापालाः प्राच्यादिषु प्रदक्षिणाः ॥ ८२ ॥

જગતીની ઉંચાઈના પ્રાજ્ઞ શિલ્પીએ અઠ્ઠાવીશ (૨૮) વિભાગ કરવા. તેમાં ત્રણ ભાગનો જાડંબો, બે ભાગની કર્ણિકા, ત્રણ ભાગનું પદ્મપત્ર મુક્તાસર પટ્ટિકા, બે ભાગનો ખુરક (ખરો), સાત ભાગનો કુંભક (કુંભો) ત્રણ ભાગનો કળશ, એક ભાગ અંતર પટ્ટી, ત્રણ ભાગની કપોતાલી અને ચાર ભાગનો પુષ્પકંઠ (દાશો) કરવો. પુષ્પકંઠ અને જાડયકુંભ નિર્ગમે (નીકાળે) ચાર ભાગ રાખવા. કુલ આઠ ભાગ જાણવાં, અને કર્ણોમાં પૂર્વાદિ દિશાથી દિક્‌પાલોની મૂર્તિઓ કરવી. ૭૯ થી ૮૨.

यथा सिंहासने राजा शोभते मणिदीप्तिभिः ।
तथा जगत्यां प्रासादः पीठकर्मोयशोभित ॥ ८३ ॥

જેમ રાજા સિંહાસન ઉપર મણિમય શોભે છે તેમ કરેલ જગતી પીઠ ઉપર પ્રાસાદ શોભે છે. ૮૩.

आदि मूर्तिः पदन्यासात् प्रतिहारा वाम दक्षिणाः ॥ ८४ ॥

પ્રાસાદમાં સિંહાસન ઉપર જે મુખ્યમૂર્તિ આવે તેના વામ દક્ષિણ પ્રતિહારો કરવા. ૮૪.

वाहनं यस्य देवस्य तदग्रे च प्रदापयेत् ॥ ८५ ॥

જે દેવ બેઠા હોય તેનુ અગ્રભાગે વાહન કરવું. ૮૫.

एक द्वित्रिचतुः पञ्चषट सप्तानुक्रमेण तु ।
चतुष्किका च कर्तव्या सर्वकाम फलप्रदा ॥ ८६ ॥

એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ અને સાતના પદના અંતે ચતુષ્કિકા કરવી, તે સર્વકામનુ ફળ આપનાર છે. ૮૬.

## चतुः षष्टि जगती नामानि

विश्वकर्मोवाच—

जगत्या लक्षणंचैव प्रोक्तं वै वास्तुवेदिभिः ।
नामानि गुणदोषाणां विभागाशूछन्द एव च ॥ ८७ ॥
सुभद्रा सर्वतो भद्रा ललिता च लीलोदरी ।
त्रिकूटा चित्रकूटाख्या श्रीसाला गगनोदरी ॥ ८८ ॥

गजानने चोत्कराक्षे सिन्दुर रेणु वल्लभे ।
जगत्योऽष्टौ प्रकर्तव्याः सर्वकाम फल प्रदाः ॥ ८९ ॥

વિશ્વકર્મા ઉવાચ :–

વાસ્તુવેદી જગતીના લક્ષણ તથા જગતીના નામો તેના ગુણદોષ વિભાગ છંદ કહું છુ. ૧ સુભદ્રા, ૨ સર્વતોભદ્ર, ૩ લલિતા, ૪ લીલોદરી, ૫ ત્રિકૂટા, ૬ ચિત્રકૂટા ૭ શ્રીમાલા, ૮ ગગનોદરી. આ આઠ સિંદુર રેણુ ગજાનને આઠ જગતી કરવાથી સર્વકામને ફલ આપનાર છે. ૮૭ થી ૮૯.

इन्द्रपदा त्रिभुवना विजया रुद्रमेखला ।
सुविशाला विराजिता गौरी गङ्गातरङ्गिणी ॥ ९० ॥
महेन्द्रे च प्रकर्तव्या शान्तिदाः पुरमध्यगाः ।
एता अष्टौ जगत्यश्च कामध्वंसिप्रियाः स्मृताः ॥ ९१ ॥

૧ ઇંદ્રસંપદા, ૨ ત્રિભુવનાખ્યા, ૩ શ્રીવિજ્યા, ૪ રૂદ્રમેખલા, ૫ સુવિશાલા, ૬ વિરાજિતા, ૭ શ્રીગોરી, ૮ ગંગાતરંગિણી. આ આઠ જગતી પુર મધ્યે શાન્તિદાયક છે, ઇંદ્રએ આ આઠ જગતી કામધ્વંસિપ્રિયા પાર્વતીને કહેલ. ૯૦,૯૧.

हंसध्वजा रत्नगर्भा माला च भ्रमरावली ।
नक्रध्वजा महालक्ष्मी ब्राह्मणी चतुरानना ॥
लोक नाथ समुत्सृष्टा जगत्यः सर्व शान्तिदा ।
कार्याश्च ब्रह्म केन्द्रेषु पुरमध्ये सुखावहा ॥ ९२ ॥

૧ હંસધ્વજા, ૨ રત્નગર્ભા, ૩ ચક્રમાલા, ૪ ભમરાવલી, ૫ મકરધ્વજા, ૬ મહાલક્ષ્મી, ૭ બ્રહ્માણી, ૮ ચતુરાનના. લોકનાથ, બ્રહ્મા, વિષ્ણુ અને શીવને પુર મધ્યે આ આઠ જગતી કરવાથી સર્વપ્રકારની શાન્તી આપનાર છે. ૯૨.

नारायणी त्रिदशेन्द्री कौमारी हंस मालिका ।
पत्रावली प्रमेदा च कनका त्रिदशोद्भवा ॥ ९३ ॥
लक्ष्मी प्रिये जगन्नाथे विष्णुदेवे सनातने ।
जगत्योऽष्टौ प्रकर्तव्याः सर्वकाम फलप्रदा ॥ ९४ ॥

૧ નારાયણી, ૨ ત્રિદશેન્દ્રી, ૩ કોમારી, ૪ હંસમાલા, ૫ પત્રાવલી, ૬ પ્રભેદનયના, ૭ કનકા, ૮ ત્રિદશોદ્ભવા. આ આઠ જગતી લક્ષ્મીપ્રિય જગન્નાથ વિષ્ણુભગવંતને કરવાથી સર્વકામ ફલપ્રદા છે. ૯૩,૯૪.

सूर्याख्या चन्द्रमन्डला चन्द्रभासा मेघोदरी ।
माहेन्द्री विजयानन्दा तापतेजा जयप्रभा ॥ ९५ ॥
आदित्ये तु समाख्याताः सूर्यलोक समुद्भवाः ।
एतास्त्वष्टौ जगत्यः स्युर्दिवाकर सुखावहा ॥ ९६ ॥

૧ સૂર્યાખ્યા, ૨ ચન્દ્રમંડલા, ૩ ચન્દ્રભાસા, ૪ મેઘોદરી, ૫ માહેન્દ્રી ૬ વિજયાનંદા, ૭ પ્રતાપતેજા, ૮ વિજયપ્રભા. સૂર્યલોકમાં ઉત્પન્ન થયેલ, આદિત્ય માટે પ્રખ્યાત આ અષ્ટ જગતી દિવાકર સૂર્યદેવ માટે સુખાવહા છે. ૯૫, ૯૬.

वसुन्धरा हरिप्रिया राजेश्वरी च पार्थिवी ।
सरस्वती कुसुमाख्या चुडामणि महोत्कटा ॥ ९७ ॥
गौर्यां तथा च चामुण्डयां हर सिद्धौ समासु च ।
एता स्त्वष्टो प्रकर्तव्या इच्छा भक्ति प्रदायकाः ॥ ९८ ॥

૧ વસુન્ધરી, ૨ હરિપ્રિયા, ૩ રાજેશ્વરી, ૪ પાર્થિવી, ૫ સરસ્વતી, ૬ કુસુમાખ્યા, ૭ ચૂડામણી, ૮ મહાકૂટા. આ આઠ જગતી ગૌરી, ચામુંડા અને હરસિદ્ધિ આદિ દેવીઓને કરવાથી ઇચ્છિત ફલ તથા ભક્તિ પ્રદાયિનિ છે. ૯૭, ૯૮.

श्रीकर्णा नायिका चैव रत्नचुडा गोमावतिः ।
अर्धनारी भैरवी च प्रधाना सर्वकूटका ॥ ९९ ॥
वीतरागे इति ख्याताः कर्तव्य सर्वकामदाः ।
सर्वकाम फला नित्यं सुखदाश्च पुरःपतेः ॥ १०० ॥

૧ શ્રીકર્ણી, ૨ નાયિકા, ૩ રત્નચુડા, ૪ ગોમાવતિ, ૫ અર્ધનારીશ્વરી ૬ ભૈરવી, ૭ પ્રધાના, ૮ સર્વકૂટા. પુર મધ્યે આ આઠ જગતી વીતરાગ માટે પ્રખ્યાત છે. સર્વ કામપ્રદ, નિત્ય ફલ આપનાર અને સુખદાયક છે. ૯૯, ૧૦૦.

वीरभद्रा सुपताका सुभद्रा पूर्ण भद्रिका ।
भद्राङ्गी जया विजया चाजिता ह्यष्टमी तथा ॥ १०१ ॥
सर्वदेवेषु कर्तव्याः शाश्वताः सु सुखावहा ।
इत्यष्टौ च प्रकर्तव्याश्चतुः पष्टिरुदाहृता ॥ १०२ ॥

૧ વીરભદ્રા, ૨ સુપતાકા, ૩ સુભદ્રા, ૪ પૂર્ણભદ્રિકા, ૫ ભદ્રાંગી, ૬ જયા ૭ વિજયા, ૮ અપરાજિતા. આ આઠ જગતી સર્વ દેવોને કરવાથી શાશ્વત સુખ આપનાર છે. ૧૦૧, ૧૦૨.

चतुः षष्टिश्च जगती नाम भेदाः क्रमोदिताः ।
देवतानु क्रम स्थानं कथितं सर्वकामदम् ॥ १०३ ।

ચોસઠ જગતી નામ ભેદથી ઉત્પન્ન થયેલ છે. દેવતાને સ્થાને ક્રમે કરવાથી સર્વકામદાયક છે તેમ વિશ્વકર્માએ કહેલ છે. ૧૦૩.

## श्रीकर्णी आदि अष्ट जगत्यां अथ–जिनेन्द्रस्य शुभा—

विश्वकर्मोवाच—

चतुर्विंशति विस्तारे चत्वारिंशन्मुखायते ।
दौ दौ भागौ त्यजेत्कर्णे पुरतोऽग्रो भय स्तदा ॥ १०४ ॥
अपरस्यर्जु सूत्रेण प्रासादस्तु कलांशकैः ।
शुकनासो भवेद् भागो मण्डपः षट प्रविस्तृतः ॥ १०५ ॥
भद्रं तु भागनिष्कास उभयोर्वामदक्षयोः ।
चतुष्किका चेत स्याग्रे द्विभागायाम विस्तरे ॥ १०६ ॥
द्विक्षणं त्रिकमाख्यातं चतुर्भिस्तु चतुष्किका ।
आयामश्चाष्ट भागः स्यात् पृथुत्वं चैवचाष्टतः ॥ १०७ ॥
अष्टांशैरुत्तमं ख्यातं मण्डपं नृत्यकं विदुः ।
द्विभागा क्षणचतुष्का द्विभागा पट्ट शालिका ॥ १०८ ॥
कुर्याच्छालां द्विभागां वाह्यष्टो च देवसन्मुखाः ।
सप्त सप्तो भयेपक्षे द्वाविंशतिर्जिनालया ॥ १०९ ॥
त्रिकौ त्रिकस्यो भयतः सङ्ख्या चतुर्विंशतिः ।
चतुर्भिः पृथुनिष्कासोऽग्रे स्यादेवं वलाणकम् ॥ ११० ॥
श्रीदा शान्तिकरा नित्यं पुरमध्ये सुखावहाः ।
जिनेन्द्रस्य भवनस्या सावै श्रीकर्णिकाभिधा ॥ १११ ॥

વિસ્તારે ચોવીશ ભાગ અને ચાલીશ ભાગ મુખાયતે, બે બે ભાગ પ્રાસાદ રેખાએ આગળ અને બંન્ને બાજુ ઉપરના ભાગ સહિત પ્રાસાદ સોળ ભાગનો જાણવો.

શુકનાશ એક ભાગ, મંડપ છ ભાગ વિસ્તારે ભદ્રનો નીકાળો એક ભાગ તે પ્રમાણે બંન્ને બાજુ વામ દક્ષિણ જાણવું. ચતુષ્કિા આગળ બે ભાગ, આયમ અને વિસ્તારે બે પદનો ત્રીક મંડપ ચાર ભાગનો જાણવો, નૃત્ય મંડપ આયામ અને વિસ્તારે આઠ ભાગ કરવો. બે ભાગ એક પદ ચતુષ્કિા બે ભાગ ખુલ્લો પટ્ટશાલ પાછળ બે ભાગ પ્રદક્ષિણા આગળ આઠ ભાગ દેવસન્મુખ. સાત સાત ભાગ બંન્ને પક્ષે અને બાવીશ ભાગનું

જિનાલય ત્રિક ચોકી બંન્ને મળી ચોવીશ સંખ્યા થઈ ચાર ભાગનું આગળ જે દેવ હોય તેનું બલાણુક કરવું લક્ષ્મીદાયક નિત્ય શાંતિકારક, નગર મધ્યે જિનેન્દ્રપ્રાસાદને શ્રીકર્ણી નામની જગતી કરવી સુખદાયક છે. ૧૦૪ થી ૧૧૧.

## नायिका ॥

मण्डपाद् गर्भसूत्रेण त्वष्टापदं याम्योत्तरे ।
नायिकेतिचतन्नाम जिनेन्द्रे सर्वदायिका ॥ ११२ ॥

મંડપના ગર્ભસૂત્રે ડાબી જમણી બાજુ અષ્ટાપદ કરવાં તો નાયિકા નામની જગતી સર્વફળ દેવા વાળી થાય. ૧૧૨.

## रत्नचुडा ॥

अष्टापदं परित्यज्य तत्र कुर्याद् बलाणकम् ।
रत्नचूडेति तन्नाम कर्तव्या शान्ति मिच्छता ॥ ११३ ॥

અષ્ટાપદ તજી અને બલાણુક કરવા તો રત્નચૂડા નામની જગતી થાય, તે શાંતિ આપનાર છે. ૧૧૩

## गोमावती

यथा पूर्वे तथापरे शालाः स्युश्चतुर्विंशतिः ॥
गोमावती तदा नाम कर्तव्या सर्वं कामदा ॥ ११४ ॥

પૂર્વ તથા પશ્ચિમે ચોવીશ ભાગની શાલા કરવાથી ગોમાવતી નામની જગતી સર્વ કામદાયિક થાય. ૧૧૪.

## अर्धनारीश्वरी ॥

याम्योत्तर बलाणका न परे पट्टशालिका ।
अर्धनारीश्वरी नाम वीतरागे तु शान्तिदा ॥ ११५ ॥

ઉત્તર દક્ષિણુ બલાણુક ઉપર પટ્ટશાલ કરવાથી વીતરાગને શાન્તિકારક અર્ધનારીશ્વરી નામની જગતી થાય. ૧૧૫.

## भैरवी ॥

अपरे रथशाला स्यान्मठो याम्ये प्रतिष्ठिता ।
उत्तरे रथरन्ध्रं च नाम्ना सा शान्ति भैरवी ॥ ११६ ॥

પશ્ચિમે રથશાલા, દક્ષિણે બેઠક, ઉત્તરે રથ જવાનો રસ્તો, તો શાન્તિ આપનાર ભૈરવી નામની જગતી થાય. ૧૧૬

## प्रधाना ॥

यास्योत्तरे च द्वाराग्रे कुर्यादष्टापदं तथा ।
प्रधानेति च तन्नाम सिद्ध किन्नर सेविता ॥ ११७ ॥

ઉત્તર દક્ષિણ દ્વાર પાસે અષ્ટાપદ કરે તો સિદ્ધકિન્નર સદા સેવે છે તે પ્રધાના નામની જગની થાય. ૧૧૭.

## सर्वकूटा ॥

अष्टापदस्य संस्थाने शालात्रिकं तु कारयेत् ।
सर्व कूटेति तन्नाम कर्तव्या तु जिनेश्वरे ॥ ११८ ॥

અષ્ટાપદના સ્થાને ત્રિશાલા કરે તો સર્વકૂટા નામની જગતી જિનેશ્વરને કરવી.

यादशो मूलप्रासादो जगती चैव तादशी ।
भिन्नच्छन्दा न कर्तव्या जगती प्रासादस्थिति ॥ ११९ ॥

જે જાતનો પ્રાસાદ હોય તે જાતની જગતી કરવી જુદા છંદની કરવી નહીં. જગતી પ્રાસાદ મુજબ કરવી. ૧૧૯.

चतुरश्रा तथा यता घृत्ता वृत्तायता तथा ।
अष्टाश्रा च तथा कार्या छन्दाः पञ्च प्रकीर्तिता ॥ १२० ॥

ચોરસ, લંબચોરસ, ગોળ, લંબગોળ, તથા અષ્ટાંશ એ પાંચ છંદની જગતી પ્રખ્યાત છે. ૧૨૦.

चतुस्था वीरभद्रा सुपताकातथायता ।
वृत्ता च पूर्णभद्रा च वृत्तायता भद्राङ्किका ॥ १२१ ॥

વીરભદ્રા ચોરસ, સુપતાકા લંબ ચોરસ, પૂર્ણભદ્રા ગોળ અને ભદ્રાંકિકા લંબગોળ કરવી. ૧૨૧.

अष्टाश्रा च जया प्रोक्ता विजयाचैव स्वस्तिका ।
अजिता षोडशाश्रा च द्वात्रिंशाश्रा पराजिता ॥ १२२ ॥

જયા અષ્ટાંશ, વિજયા સ્વસ્તિકા, અજિતા ષોડશાસ્રા, અપરાજિતા બત્રીશાસ્રા.

समन्ताच्च शिवे कुर्याज्जगतीश्चतुः षष्टिका ।
धर्मार्थ काम मोक्षाणां प्राप्तिहेतुरभिष्टदाः ॥ १२३ ॥

ચોસઠ પ્રકારની જગતી શિવને સરખી કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મળે અને ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય. ૧૨૩.

# શ્રી ગણુપત્યાયતન ક્રમ

| નૈ. | ગજકર્ણ | પશ્ચિમ | ગોકર્ણ | વા. |
|---|---|---|---|---|
| બલવાન | ધૂમ્રવર્ણ | કુબેર | બાલચંદ્ર | સૌમ્યક |
| દક્ષિણ | સિદ્ધિ | ગણેશ | ગજકર્ણ | ઉત્તર |
| સુવક | સરસ્વતી | બુદ્ધિ | ગૌરી | શ્રુતિદાયક |
| અ. | વિઘ્નરાજ | પૂર્વ | અવિઘ્ન | ઈ. |

# એક દ્વાર શિવાયતન

| નૈ. | દુર્મુખ | પશ્ચિમ | પ્રાન્ડુર | વા. |
|---|---|---|---|---|
| ભૃંગી | ભાસ્કર | જલશાયિનમ્ | જનાર્દન | સિત |
| દક્ષિણ | માતૃકા | પાર્વતી, શીવ, ગણેશ | શાન્તિગૃહ | ઉત્તર |
| હુરંબ | | | | અસિત |
| અ. | મહાકાલ | પૂર્વ | નંદી | ઈ. |

## ચતુર્મુખ શિવાયતન

| | | પશ્ચિમ | | |
|---|---|---|---|---|
| નૈ. | દુર્મુખ | | પાન્ડુર | વા. |
| ભૃંગી | | | ચંદ્ર સૂર્ય | સિત |
| દક્ષિણ | સોમદ્વાર માતૃકા | વિષ્ણુ રુદ્ર બ્રહ્મા શિવ મહાલક્ષ્મી ઉમા ભૈરવી | સ્નાનગૃહ | ઉત્તર |
| હેરંબ | સ્કંધ | | ધૂમ્ર વિઘ્નરાજ | અસિત |
| અ. | મહાકાલ | | નંદી | ઈ |
| | | પૂર્વ | | |



## બ્રહ્માયતન

| | | પશ્ચિમ | | |
|---|---|---|---|---|
| નૈ. | વિજય | | યજ્ઞ ભદ્ર | વા. |
| પ્રિયોદ્ભવ | ઈન્દ્રો | જલશાયીન | ઉમા, શંકર | વિભવ |
| દક્ષિણ | માતૃકા | બ્રહ્મા | નવગ્રહો | ઉત્તર |
| યજ્ઞ | ગણેશ | ધરણીધર | શ્રી દેવી | ભવ |
| અ. | સત્ય | | ધર્મ | ઈ |
| | | પૂર્વ | | |

## વિષ્ણવાયતન

પશ્ચિમ

નૈ. ધાતા — વિધાતા વા.

દક્ષિણ: જય, વિજય — ઉત્તર: પ્રતિભદ્ર, સુભદ્ર

| | | |
|---|---|---|
| પદ્મનાભ | ગોવિંદ | માધવ |
| પુણ્ડરીકાક્ષ | વાસુદેવ, બલભદ્ર પ્રદ્યુમ્ન અનિરુદ્ધ દશાવતાર કેશવ લક્ષ્મી જલશાયી વરાહ | મધુસુદન |
| જનાર્દન | નારાયણ | વિષ્ણુ |

અ. ચન્ડ — પ્રચન્ડ ઈ.

પૂર્વ



## સૂર્યાયતન

પશ્ચિમ

નૈ. ચિત્ર — વિચિત્ર વા.

દક્ષિણ: આનંદ, અન્તક — ઉત્તર: સુલોચન, કિરણાક્ષ

| | | |
|---|---|---|
| રાહુ | શુક્ર | કેતુ |
| ગુરુ | સૂર્ય | બુધ |
| મંગલ | ચન્દ્રમા | શનિ |

અ. દંડી — પિંગલ ઈ.

પૂર્વ

# શ્રી ગૌર્યાયતન

| | | પશ્ચિમ | | |
|---|---|---|---|---|
| નૈ. | વિભક્તા | | મંગલા | વા. |
| અપરાજિતા, | ભગવતિ | સાવિત્રી | સરસ્વતી | મોહિની |
| દક્ષિણ | માતૃકા | ગૌરીદેવી | લક્ષ્મી | ઉત્તર |
| અજિતા | કાર્તિક સ્વામી | | ગણેશ | સ્તંભિની, |
| અ. | વિજયા. | | જયા | ઈ. |
| | | પૂર્વ | | |

# જિનેન્દ્રાયતન

| | | પશ્ચિમ | | |
|---|---|---|---|---|
| નૈ. | ધરણેન્દ્ર | | પદ્મક | વા. |
| વિજય | | દેવ કુલિકા | | સુનાભ |
| દક્ષિણ | દેવ કુલિકા | ઋષભાદિ દેવ | દેવ કુલીકા | ઉત્તર |
| માહેન્દ્ર | યક્ષ | | યક્ષિણી | સુરદુંદુભિ |
| અ. | ઈન્દ્રજય | | ઈન્દ્ર | ઈ. |
| | | પૂર્વ | | |

શ્રી સિદ્ધાચલ શણગાર ચતુર્વિંશતી જિન પ્રાસાદ–ઘેટીપાગ (પાલીતાણા.) [એન. સી. સોમપુરા.]



કલાકૃતિ.

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ (ઉત્તરાર્ધ)



કલાકૃતિ.

ભરત પ્રિન્ટરી પાલીતાણા



લુણિગ વસહી–આબુ દેલવાડા

વિશાળકાય જિન પ્રાસાદ ઘૂમલી

## आयतन देवानुक्रम निर्णय ॥

गणपत्यायतनक्रम ॥

विश्वकर्मोवाच—

आयतनं गणादीनां देवतानां यथाविधि ।
अनुक्रमेण वक्ष्यामि यथोक्तं च पृथक् पृथक् ॥ १२४ ॥
वामे तु गजकर्णं च सिद्धि दधाश्च दक्षिणे ।
द्वौपृष्टकर्णयोश्चैव धूम्रको वाल चन्द्रमाः ॥ १२५ ॥
उत्तरे तु सदा गौरी याम्ये चैव सरस्वती ।
पश्चिमे यक्षराजस्तु बुद्धिः पूर्वेतु संस्थिता ॥ १२६ ॥

ગણુપતિ આદિ દેવતાનું આયતન અનુક્રમે યથાવિધિ પૃથક પૃથક યથાર્થ જાણવું. ડાબે પડખે ગજકર્ણ અને જમણે પડખે સિદ્ધિ, બે પાછળના ખૂણામાં ધૂમ્ર તથા બાલચંદ્ર, ઉત્તરે ગૌરી, દક્ષિણે સરસ્વતી, પશ્ચિમે કુબેર અને પૂર્વમાં બુદ્ધિ, સ્થાપવા. ૧૨૪થી૧૨૬.

इत्येकद्वार शिवायतनक्रम ॥

वामे गणपति श्चैव दक्षिणे पार्वतीस्थिता ।
नैऋत्ये भास्करंविद्याद् वायव्ये च जनार्दनम् ॥ १२७ ॥
मातृभ्यो मातृ संस्थानं दक्षिणस्याहि कारयेत् ।
सौम्ये शान्तिगृहं कुर्यात् पश्चिमे जलशायिनम् ॥ १२८ ॥

ડાબી બાજુ ગણુપતી, જમણી બાજુ પાર્વતી, નૈરૃત્યે સૂર્ય, વાયવ્યે જનાર્દન માતૃકાઓ પાર્વતી પાસે જમણી બાજુ. ઉત્તરે શાંતિગૃહ કરવું પશ્ચિમે જલાશય ૧૨૭, ૧૨૮.

## चतुर्मुखशिवायतन क्रम

वामे स्नान गृहं कुर्यात् सोमद्वारं तु दक्षिणे ।
मध्ये रुद्रः प्रतिष्टाप्यो मातृ स्थानं च दक्षिणे ॥ १२९ ॥
वामे देवी महालक्ष्मी श्रुमां वै भैरवी तथा ।
ब्रह्मविष्णू तथा रुद्रं पृष्ट देशे तु कारयेत् ॥ १३० ॥
चन्द्रादित्यौ स्थितौ कर्णे ह्याग्नेय्यां स्कन्द एव च ।
इशाने विघ्नराजस्तु धूम्रमीशान गोचरे ॥ १३१ ॥

વામે સ્નાનગૃહ કરવું. કુબેરનું દ્વાર દક્ષિણે રાખવું, મધ્યે રૂદ્રપ્રતિષ્ઠા કરી સ્થાપવા, માતૃકાનું સ્થાન દક્ષિણે રાખવું ડાબે પડખે મહાલક્ષ્મી તથા ભૈરવી, બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર પાછળના ભાગે સ્થાપવા, પાછળ ચંદ્ર અને સૂર્ય ખૂણામાં સ્થાપવા, અગ્નિખૂણે કાર્તિકસ્વામી, ઈશાને વિઘ્નરાજ અગ્નિ ઈશાન કોણે સ્થાપવા. ૧૨૯થી૧૩૧.

## ब्रह्मायतन क्रम

आग्नेय्यां तु गणेशः स्यान्मातृस्थानं च दक्षिणे ।
नैऋत्ये तु सहस्राक्षो जलशायी च वारुणे ॥ १३२ ॥
उमा शङ्करौ वायव्ये ग्रहाश्चैवोत्तर स्थिताः ।
इशाने तु श्रियादेवी प्राच्यां तु धरणीधर ॥ १३३ ॥

અગ્નિકોણમાં ગણેશ, માતૃકાઓ દક્ષિણે, નૈરૃત્યે ઇંદ્ર, શેષશાયી પશ્ચિમે, પાર્વતી–શંકર વાયવ્યે, ગ્રહો ઉત્તરે સ્થાપવા, ઇશાને લક્ષ્મીદેવી, પૂર્વે ધરણીધર સ્થાપવા. ૧૩૨, ૧૩૩.

## विष्णवायतन क्रम ॥

पूर्वे नारायणं देवं पुण्डरीकाक्षं दक्षिणे ।
पश्चिमे चैव गोविन्द मुत्तरे मधुसुदनम् ॥ १३४ ॥
विष्णुं कुर्यात्तयेशाने चाग्नेय्यां तु जनार्दनम् ।
नैऋत्ये पद्मनाभं च वायव्ये माधवं तथा ॥ १३५ ॥
मध्ये तु केशवः स्थाप्यो वासुदेव स्तथोच्यते ।
संकर्षणश्च प्रद्युम्नो ह्रदयनिरुद्धो यथाक्रमम् ॥ १३६ ॥
जलशायी तथा प्रोक्तो दशावतार संयुतः ।
शूकर स्त्वग्रतः स्थाप्यः सर्वदेवमयः शुभ ॥ १३७ ॥
शेष कूर्म समायुक्तो लक्ष्मीर्वै वामपार्श्वतः ।
विष्णवायतन मित्येवं कथितंत्वपराजित ॥ १३८ ॥

પૂર્વ દિશામાં નારાયણદેવ, દક્ષિણે પુંડરીકાક્ષ. પશ્ચિમે ગોવિંદ, ઉત્તરે મધુસુદન, ઈશાને વિષ્ણુ, અગ્નિકોણે જનાર્દન, નૈઋત્યે પદ્મનાભ, વાયવ્યે માધવ, મધ્યે કેશવ, વાસુદેવ, બળદેવ, પ્રદ્યુમન અને અનિરુદ્ધ યથા ક્રમે તથા જલશાયી, વરાહ સહિત દશાવતાર એ સર્વ દેવો સ્થાપવા શુભ છે. શેષ કૂર્મ સમાન સ્થાપવા. લક્ષ્મી ડાબા પડખે સ્થાપવા. ૧૩૪ થી ૧૩૮.

## सूर्यायतन क्रम ॥

आग्नेय्यां तु कुजः स्थाप्यो गुरुर्याम्ये प्रतिष्ठितः ।
नैऋत्ये राहु संस्थानं पश्चिमे चैव भार्गवः ॥ १३९ ॥

वायव्ये केतु संस्थानं सौम्यायां बुध एव च ।
इशाने च शनिं दद्यात् प्राच्यां चैव तु चन्द्रमा ॥ १४० ॥

અગ્નિ કોણે મંગળ, દક્ષિણે ગુરૂ, નૈઋત્યે રાહુ, પશ્ચિમે શુક્ર, વાયવ્યે કેતુ ઉત્તરે બુધ, ઈશાને શનિ, પૂર્વમાં ચંદ્રમા, મધ્યે સૂર્ય. ૧૩૯, ૧૪૦.

## गौर्यायतन क्रम ॥

गौर्यायाः सम्प्रवक्षामि देवता नामनुक्रमम् ।
दक्षे मातृः श्रिया सोम्ये सावित्री पश्चिमे विदुः ॥ १४१ ॥

द्वे पृष्ठ कर्णयोश्चैव भगवती सरस्वती ।
गणेश च कुमार च त्वीशानचाग्निगोचरे ॥ १४२ ॥

कुण्डलाभ्यामलङ्कृत्वा सर्वा भरण भूषिता ।
मध्ये देवी प्रतिष्ठाप्या महेशस्य सदा प्रिया ॥ १४३ ॥

ગૌર્યા આયતનના અનુક્રમે દેવતા કહું છું. દક્ષિણે માતૃકા, ઉત્તરે લક્ષ્મી, પશ્ચિમે સાવિત્રી, પાછળના બે કોણમાં ભગવતી અને સરસ્વતી, ઈશાન કોણમાં ગણેશ અને અગ્નિ કોણમાં કાર્તિક સ્વામી. કુંડલ, આભામંડલ યુક્ત સર્વ પ્રકારના આભૂષણો યુક્ત ગૌરી દેવી મધ્યે સ્થાપવા. જે શંકરને સદા પ્રિય છે. ૧૪૧ થી ૧૪૩.

## जिनेंद्रायतन क्रम ॥

जिनालयं प्रवक्ष्यामि जिनेन्द्र भवनं तथा ।
आश्रयन्ति ततोदिव्या जिनशासनपारगाः ॥ १४४ ॥

जिनेन्द्रस्य तथा यक्षा देव्यश्च जिन मातृकाः ।
तीर्थंकराणां सर्वेषामतीता नाम वर्तिनाम् ॥ १४५ ॥

केवलऋषभदेवाद्याः पद्मनामादितः क्रमात् ।
पृथक् चतुर्विंशतिर्वै जिनानां वा द्वासप्ततिः ॥ १४६ ॥

જિનેશ્વર પ્રભુના જિનાલયમાં આશ્રિત જિનશાસનના પારંગ દેવો જિનેન્દ્ર તથા યક્ષ યક્ષિણી સર્વ તીર્થંકરોના નામ પ્રમાણે સ્થાપવા, ઋષભદેવ અને પદ્મપ્રભ જિન ક્રમાંક પ્રથક, ચોવીશ તથા બોતેર જિનાલયમાં સ્થાપવા. ૧૪૪ થી ૧૪૬.




ખુલ્લો ચોક.
ચોક
ચોક
ચોક
ચોક

संस्थाप्य च शुभ कर्त्ता नृपाद्याः सुजनाः प्रजाः ।
अकर्तव्यं त्यज विप्राद्याः समेयान्ति समन्वितम् ॥ १६१ ॥

तार्म्या ह्रस्वो यदा रुद्रः क्षयो राज्ञि जने मृतिः ।
राष्ट्रक्षोभो नृप युद्धं ब्रह्माविष्णू समौ यदा ॥ १६२ ॥

अनावृष्टिर्जने मारि–र्ब्रह्मह्रस्वे जनार्दने ।
विपर्यये नृपाद्याश्च अस्वस्था भ्रमति प्रजा ॥ १६३ ॥

બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એક પ્રાસાદમાં અથવા પૃથક પૃથક પ્રાસાદમાં સ્થાપી શકાય છે, જો એક પ્રાસાદમાં ત્રણે દેવો સ્થાપિત કરવાં હોય તો રૂદ્રથી ન્યૂન વિષ્ણુ અને વિષ્ણુથી ન્યૂન બ્રહ્માની ઊંચાઇ રાખવી. રૂદ્રથી એક અંશ ન્યૂન વિષ્ણુની ઊંચાઈ અને વિષ્ણુથી અર્ધો અંશ ન્યૂન બ્રહ્માની ઊંચાઇ રાખવી. વિષ્ણુની ડાબી બાજુ અને બ્રહ્માથી જમણી બાજુ વચ્ચે રૂદ્ર સ્થાપવા. આ પ્રમાણે સ્થાપવાથી રાજા પ્રજાને શુભકારક થાય છે. જો એ ત્રણે દેવ બરાબર ઊંચાઇના હોય તો ( માપના હોય ) વિપ્ર આદિ પોતાના કર્તવ્યથી રહિત થાય. બ્રહ્મા વિષ્ણુ એ બન્ને દેવોથી રૂદ્રની ઊંચાઈ ન્યૂન હોય તો રાજા પ્રજાનો વિનાશ, બ્રહ્મા અને વિષ્ણુની ઊંચાઈ બરાબર હોય તો દેશમાં ભય અને રાજાઓમાં યુદ્ધ થાય. બ્રહ્માની ઊંચાઈથી વિષ્ણુની ઊંચાઈ ન્યૂન હોય તો દેશમાં અનાવૃષ્ટિ અને મનુષ્યોમાં રોગ ઉત્પન્ન થાય. તે માટે શાસ્ત્રાનુસાર માપ પ્રમાણે બનાવવા, વિપરીત કરે તો રાજા પ્રજા સુખી રહે નહિ. ૧૫૯ થી ૧૬૩.

## त्रिमूर्ति प्रतिष्ठा

विष्णु शिव ब्रह्मा

## त्रिपुरुष स्थान प्रतिष्ठा

आदौ ब्रह्मा हरि र्मध्ये चाऽन्ते रुद्रो यदा भवेत् ।
ब्राह्मणोपद्रवो लाकास्तथा स्युर्दुष्ट–चेतसः ॥ १६४ ॥

विष्णु स्थाने यदा ब्रह्मा ब्रह्म स्थाने जनार्दनः ।
तत्र राज भयं विद्या दुद्वेग मनसो जनाः ॥ १६५ ॥

मध्ये ब्रह्मा हरिश्चान्ते आदौ रुद्रः प्रतिष्ठितः ।
संहारो जायते तत्र व्याधि शोकाकुलो जनः ॥ १६६ ॥

ब्रह्मणश्च यदा विष्णु र्विष्णु स्थाने पितामहः ।
तस्करोपहता लोका उदवृत्त जन संकुला ॥ १६७ ॥



શોભનશિલ્પ જૈન દેરાસર-આબુ દેલવાડા



જગતી ઉપરથી શિખરના પ્રારંભ સુધીનું દૃશ્ય-ઘૂમલી

શ્રી ચેમ્બુર જૈન દેરાસર શિખર દર્શન-મુંબઈ [ એન. સી સોમપુરા ]



લુણી વસહી આબુ-દેલવાડા.

रुद्रस्थाने हरिश्चैव हरिर्यत्र हरस्तथा ।
जायन्ते स्त्रीजिता लोका अधर्म रत चेतसः ॥ १६८ ॥

ब्रह्म स्थाने यदा विष्णु र्विष्णु स्थाने चतुर्मुखः ।
रुद्रः स्व स्थान संस्थस्तु सर्वकाम फलप्रदम् ॥ १६९ ॥

પહેલા બ્રહ્મા, મધ્યે હરિ અને અન્તે રૂદ્ર તેમ સ્થાપિત કરવાથી બ્રાહ્મણોમાં ઉપદ્રવ થાય, લોકો દુષ્ટ થાય. વિષ્ણુ સ્થાને બ્રહ્મા અને બ્રહ્મા સ્થાને વિષ્ણુ સ્થાપવાથી રાજભય અને પ્રજાજનોમાં ઉદ્વેગ પેદા થાય. મધ્યે બ્રહ્મા, હરિ અંતે અને પ્રથમ રૂદ્ર પ્રતિષ્ઠિત કરવાથી જનમાં વ્યાધી, સંહાર અને શોક ઉદ્‌ભવે. બ્રહ્માના સ્થાને વિષ્ણુ અને વિષ્ણુ સ્થાને બ્રહ્મા સ્થાપવાથી ચોરનો ભય થાય અને ઉદ્વેગ પેદા થાય. રૂદ્ર સ્થાને વિષ્ણુ અને વિષ્ણુ સ્થાને હર સ્થાપવાથી સ્ત્રી, દુષ્ટ થાય અને અધર્મ ફેલાય, બ્રહ્માના સ્થાને વિષ્ણુ અને વિષ્ણુ સ્થાને બ્રહ્મા અને રૂદ્ર સ્વસ્થાને તો સર્વ કામ ફલશ્રુતિ યુક્ત થાય. ૧૬૪ થી ૧૬૯.

## त्रि–पुरुष सह उमादेवी प्रमाण—

रुद्रवक्त्र त्रि भागोनो हरिरर्ध पितामहः ॥
तत्तूल्या वै उमादेवी सुखदा सर्व कामदा ॥ १७० ॥

न्युनाधिका हरिब्रह्मा उमादेवी च शङ्करः ।
सर्वार्थाश्च गतास्तत्र यथोक्त फलमादिशेत् ॥ १७१ ॥

રૂદ્રના મુખના ત્રણ ભાગ કરી એક ભાગ વિષ્ણુ ન્યૂન વિષ્ણુથી અર્ધ ભાગ બ્રહ્મા ન્યૂન તે પ્રમાણે ઉમાદેવી સર્વ કામ અને સુખ આપનાર છે. પ્રમાણુસર ન્યૂન અથવા અધિક હરિ બ્રહ્મા તથા ઉમાદેવી શંકર સર્વ અર્થ તથા ઇચ્છિત ફલ આપનાર છે. ૧૭૦, ૧૭૧.

## प्रासादो संस्थानोन्मान लक्षण

विश्वकर्मोवाच—

अथातः संप्रवक्ष्यामि प्रासादानांतु लक्षणम् ।
संस्थानोन्मान सूत्रं च वास्तु विन्यास पूर्वकम् ॥ १७२ ॥

अग्रतः पृष्टतश्चैव वामदक्षिणतोऽपि वा ।
प्रासाद कारयेचान्यं नाभि वेधविवर्जितम् ॥ १७३ ॥

હવે હું પ્રાસાદ ના લક્ષણ કહું છું સંસ્થાન માનસૂત્ર વાસ્તુ ન્યાસ પૂર્વ પ્રમાણે, આગળ, પાછળ, ડાબી જમણી બાજુ નાભિવેધ ન આવે તેમ અન્ય પ્રાસાદ કરવો. ૧૭૨, ૧૭૩.

लिङ्गाग्रे च न कर्तव्या ह्यर्चारुपेण देवता ।
प्रभा नष्टा न भोगाय यथा तारा दिवाकरे ॥ १७४ ॥

शिवस्याग्रे शिव कुर्याद्र ब्रह्माणं ब्रह्मणस्तथा ।
विष्णोरग्रे भवद्विष्णु जैने जैनं रवे रविम् ॥ १७५ ॥

શિવલિંગ સામે કોઇ પ્રાસાદ કરી દેવ ન સ્થાપવા, સ્થાપે તો તેજ નષ્ટ થાય અને તારા અને સૂર્ય રહે ત્યાં સુધી ભોગનો નાશ થાય, શિવ સામે શિવ સ્થાપવા બ્રહ્મા સામે બ્રહ્મા, વિષ્ણુ અગ્રે વિષ્ણુ, જિન સામે જિન અને સૂર્ય સામે સૂર્ય સ્થાપવા. ૧૭૪, ૧૭૫.

चण्डिकाग्रे भवेन्माता यक्षः क्षेत्रादि भैरवः ।
ज्ञेयास्तेषामभिमुखे ये येषां च हितैषिणः ॥ १७६ ॥

ચંડી આગળ માતૃકા-યક્ષ અને ક્ષેત્રાધિ ભૈરવ એ જે મુખના કહેલ હોય તે રીતે હિતકર છે. ૧૭૬.

ब्रह्मविष्णोरेकनाभि र्जिनै र्दोषो नविद्यते ।
शिवाग्रे चान्यदेवानां दृष्टि वेधं महद्भयम् ॥ १७७ ॥

ब्रह्मा विष्णुः शिवः सूर्यश्चन्द्रः स्कंन्दो हूताशनः ।
दिक्पाला लोकपालाश्च ग्रहा मातृगणा स्तथा ॥ १७८ ॥

एते शिवाश्रये स्थाप्या दृष्टि वेध विवर्जिताः ।
दूरेऽपि नैव कर्तव्य शिव दृष्टिषु सर्वदा ॥ १७९ ॥

બ્રહ્મા વિષ્ણુની એક નાભિએ જિનેંદ્રને દોષ નથી, પણ શિવની આગળ અન્ય દેવોની દૃષ્ટિવેધે મહાન ભય ઉપજે, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય-ચંદ્ર, કાર્તિકસ્વામી, અગ્નિ, દિક્પાલ, લોકપાલ, ગ્રહો, માતૃગણો એ શિવાશ્રયે સ્થાપવા, પણ દૃષ્ટિવેધ તજવો, દૂરપણ શિવ દૃષ્ટિ સન્મુખ નહિ સ્થાપવાં, સર્વદા વર્જિત છે. ૧૭૭ થી ૧૭૯.

जिनेन्द्रस्य तथा यक्षा देवाश्च जिन मातृकाः ।
आश्रयन्ति जिनं सर्वे ये चोक्ताजिनशासने ॥ १८० ॥

જિનેંદ્ર તથા યક્ષ દેવ અને જિન માતૃકા જિનશાસનના આશ્રિત સર્વે જિનેંદ્ર પ્રાસાદમાં પધરાવવા. ૧૮૦.

वर्जयेदर्हतः पृष्ठमग्रं तु शिव सूर्ययोः ।
पार्श्वं तु ब्रह्मविष्णोश्च वहिर्वास्तुक वर्जितम् ॥ १८१ ॥

અર્હંતની પીઠ પૃષ્ટ ભાગ, શિવ સૂર્યની આગળ બ્રહ્મા વિષ્ણુની પડખે. ગૃહાદિ વાસ્તુકર્મ ન કરવું. ૧૮૧.

प्रसिद्ध राजमार्गाश्च प्राकारान्तरतोऽपि वा ।
स्थापयेच्चान्य देवांश्च वहिर्वास्तुक वर्जितम् ॥ १८२ ॥

પ્રસિદ્ધ રાજ્યમાર્ગ હોય પ્રાકાર કિલ્લો કરેલ હોય તો પણ અન્ય દેવ સ્થાપવા નહિ અને વાસ્તુકર્મ વર્જિત છે. ૧૮૨.

दिशांदोषैः परित्यक्ताः शिवसूर्यजिनादयः ।
उभयोरन्तरे सद्माश्रितं यत्तत्रनिन्दितम् ॥ १८३ ॥

શિવ, સૂર્ય, જિનેશ્વરો આદિ દિશા દોષે પણ તજવા. બીજાના અંતરે આશ્રિત ગૃહ પણ નિંદનિય છે. ૧૮૩.

धाम्ये वै शतहस्तंस्याद् बाणे चैव शतद्वयम् ।
त्रिशतं स्वयम्भूलिङ्गे वास्त्वेवं पुर मध्यगम् ॥ १८४ ॥

શિવ મૂર્તિથી સો હસ્ત, બાણુથી બસો હસ્ત અને સ્વયંભુલિંગથી ત્રણસો હસ્ત પૂર મધ્યે વાસ્તુ નહિ કરવું. ૧૮૪.

## प्रदक्षिणा

एका चण्डया रवेःसप्त तिस्रोदधाद्विनायके ।
चतस्रो विष्णु देवस्य शिवस्यार्धा प्रदक्षिणा ॥ १८५ ॥

ચંડીકાને એક, સૂર્યને સાત, ગણપતિને ત્રણ, વિષ્ણુ દેવને ચાર અને શિવને અર્ધી પ્રદક્ષિણા કરવી. ૧૮૫.

स्नानोदकं गूढमार्गे तदा कूर्यात्प्रदक्षिणम् ॥
दृष्टं न लङ्घयेत्स्नानं हन्ति पुण्यं पुराकृतम् ॥ १८६ ॥

શિવ સ્નાનોદક ગૂઢ માર્ગે જતું હોવાથી પ્રદક્ષિણા કરવી નહિ સ્નાનોદક જોવાથી અને ઉલ્લંઘવાથી પૂર્વે કરેલ પૂણ્યનો નાશ થાય. ૧૮૬.

## शिव प्रणाल निर्णय

पूर्वापरे यदा द्वारं प्रणालं चोत्तरे शुभम् ।
प्रशस्तं शिवलिङ्गानामिति शास्त्रार्थ निश्चयः । १८७ ॥

પૂર્વ અને પશ્ચિમ દ્વારના પ્રાસાદને ઉત્તરે પ્રણાલ કરવી શુભ છે. શિવલિંગ અને પ્રસંનીય શાસ્રનો નિર્ણય છે. ૧૮૭.

## जैन दर्शन

जैने च ह्यग्र संस्थाने स्तोत्र मन्त्रादिनार्चनम् ।
न देयं वर्तने पृष्टं सन्मुखे द्वारलङ्घनम् ॥ १८८ ॥

જિનેશ્વરના અગ્રભાગે સ્તોત્ર મંત્ર અર્ચન કરી વળતા પૂંઠ ફેરવી દ્વાર ઉલ્લંઘન કરવું નહિ. પ્રભુ સન્મુખ મુખ રાખી દ્વારનુ ઉલ્લંઘન કરવું. ૧૮૮.

## जिन–प्रणाल निर्णय

अर्चानां मुख पूर्वाणां प्रणाल वामतः शुभम् ।
उतरा स्यान विज्ञेया अर्चा रुपेण देवताः ॥ १८९ ॥

जैन मुक्ताः समस्ताश्च यामोत्तर क्रमे स्थिताः ।
वाम दक्षिण योगेन कर्तव्यं सर्वकामदम् ॥ १९० ॥

वामे वामं प्रकुर्वीत दक्षिणे दक्षिणं शुभम् ।
मण्डपादिषु प्रतिमा येषु युक्ता विधीयते ॥ १९१ ॥

દેવ ( પ્રાસાદ )નું મુખ પૂર્વ હોય તો પ્રણાલ વામ ભાગે કરવી–ઉત્તર દિશાએ કરવી. દેવ મૂર્તિના રૂપે સમસ્ત વિતરાગ દક્ષિણ ઉત્તર સ્થિત હોય તો દક્ષિણ દિશાને વામે એટલે પૂર્વે. અને ઉત્તર દિશાને દક્ષિણે એટલે જમણા અંગે એટલે પૂર્વે પ્રણાલ કરવી. મંડપમાં સ્થાપિત પ્રતિમાને ડાબી જમણી જે રીતે બેઠેલ હોય તે રીત યુક્તિએ કરી પ્રણાલ કરવી. ૧૮૯ થી ૧૯૧.

## देवतादि भाग

विश्वकर्मोवाव—

यतो मुखश्च यो देवो यथा वै यत्र पश्यति ।
तदहं कथयिष्यामि दष्ट्वा शास्त्रार्थ निश्चयम् ॥ १९२ ॥

જે મુખના જે દેવો હોય તે અત્રે જાણવા. શાસ્રનો નિર્ણય જણાવું છું તે જુઓ. ૧૯૨.

नत्तरामि मुखाः कार्या न देवा दक्षिणामुखा ।
आदि दिशोन्मुखः कार्यं आदि देवो दिवाकरः ॥ १९३ ॥

ઉત્તરાદિ મુખના દેવને દક્ષિણાભિમુખે ન બેસાડવા. પૂર્વ દિશાના સૂર્ય આદિ દેવને પૂર્વ દિશાએ સ્થાપવા. ૧૯૩.

चतुर्दिशा मुखो ब्रह्मा कार्यो वा पूर्व दिङ्मुखः ।
शम्भु र्बाण स्तथा घाटयो मुखलिङ्ग सनातनम् ॥ १९४ ॥

व्यक्ता व्यक्त रुपकश्च विश्वेशः सर्व दिङ्ग मुखः ।
सर्वत्र सर्वतो भद्रश्चतुर्द्वारः शिवालयः ॥ १९५ ॥

ચારે દિક્મુખ વાળા બ્રહ્માને પણ પૂર્વ દિક્મુખ કરવા, શંભુ, બાણલિંગ તથા મૂર્તિરૂપે વિશ્વેશ્વરને સર્વદિશા મુખે સર્વત્ર સર્વતોભદ્ર ચારદ્વાર શિવાલય કરી. વ્યક્ત અવ્યક્તરૂપે મૂર્તિ સ્થાપવી. ૧૯૪, ૧૯૫.

मूर्ति भेदेन यो ज्ञेय श्चतुर्द्वारः प्रकीर्तितः ।
होमशाला च कर्तव्या चतुर्द्वारोपशोभिता ॥ १९६ ॥

મૂર્તિ ભેદ કરીને ચારદ્વાર કરવાં, હોમશાલા ચારદ્વારોથી સુશોભિત કરવી. ૧૯૬.

यक्षराजं रममाणं विद्रुर्दक्षिणदिङ्गमुखम् ।
पूर्वापर मुखा ये च वक्ष्यन्ते यथार्थतः ॥ १९७ ॥

ब्रह्मा विष्णुः शिवः सूर्य इन्द्र स्कन्द हुताशनाः ।
पूर्वापर मुखा ह्येते वास्तु शास्त्रेषु कीर्तिताः ॥ १९८ ॥

યક્ષરાજ કુબેર દક્ષિણ દિગ્મુખ કરવાં, પૂર્વ પશ્ચિમ મુખના દેવો યથાર્થ કહું છું. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, ઇંદ્ર, કાર્તિકસ્વામી, અગ્નિ એ પૂર્વ પશ્ચિમ મુખના કરવાં તેમ વાસ્તુશાસ્ત્ર કીર્તિદાયક કહે છે. ૧૯૭, ૧૯૮.

गणेशश्चैव नागेशः क्षेत्रपो भैरवस्तथा ।
धनाध्यक्षश्च गन्धर्वा ग्रहमातृगणास्तथा ॥ १९९ ॥
नकुलीशश्च चण्डीशः कार्या दक्षिण दिङ्गमुखा ।
नैऋत्याभि मुखः स्थाप्यो हनूमान्बल बुद्धिमान ॥ २०० ॥

ગણેશ અને નાગેશ, ક્ષેત્રપાલ, ભૈરવ, કુબેર ગંધર્વ ગ્રહ માતૃગણ નકુલીશ અને ચંડી એ દક્ષિણ દિક્મુખે સ્થાપવા, મહાનબલ, બુદ્ધિમાન, હનુમંતને નૈઋત્યાભિમુખે સ્થાપવા. ૧૯૯, ૨૦૦.

दक्षिणोत्तरमुखेन प्राच्यां वै वरुणे तथा ।
वीतरागस्य प्रासादः पुरमध्ये सुखावहः ॥ २०१ ॥

દક્ષિણ, ઉત્તર, પૂર્વ અને પશ્ચિમ મુખના વીતરાગના પ્રાસાદ કરવા. પુર મધ્યે સુખ આપનાર છે. ૨૦૧.

## शिव स्नानोदकं—

पूर्वोत्तरे शुभनालं शिवस्नानं नलङ्घयेत् ।
शिव स्नानोदकं गूढ–मार्गे चंडमुखे क्षिपेत् ॥ २०२ ॥

चंड लक्षणं वक्ष्यामि जगत्युपरि स्थापयेत् ।
पादो वा त्रि भागोने पीठिकोच्य मानतः ॥ २०३ ॥

उच्छये चण्डकं कुर्यात् स्थुलं भीष्माननं तथा ।
पीत्रन्तं च तथा माक्षं विकृताननं मूर्ध्वगम् ॥ २०४ ॥

પ્રાસાદમાં પ્રણાલ પૂર્વ ઉત્તરે શુભ જાણવી. શિવ સ્નાનોદકનું ઉલ્લંઘન કરવું નહિ. શિવ સ્નાનોદક ગૂઢ માર્ગેથી બહાર કાઢવું, ચંડના મુખથી ગુપ્ત રીતે જમીનમાં જાય તેમ કરવું, હવે ચંડનાથના લક્ષણ કહું છું. જગતીની ઉપર પીઠના પોણા ભાગે કે ત્રીજે ભાગે હીન અગર પીઠ બરાબર (કામદ પીઠ) ઉંચા માનનો ચંડનાથ કરવો તે સ્થુળ શરીરવાળો ભીષ્મ કાયાનો મોટા પેટવાળો, બે હાથે શિવ સ્નાનોદક–શિવ નિર્માલ્ય પીતો હોય તેવો કરવો, (પીધેલું પાણી–શિવસ્નાનોદક ચંડના ગુદા માર્ગે ભૂમિમાં જાય તેવી રચના કરવી,). ૨૦૨ થી ૨૦૪.



## जिन प्रासाद चतुर्दिक्षु देवकुलिका विधान—

द्वि सप्तत्या द्वि बाणैर्वा चतुर्विंशतितोऽथवा ।
जिनालयैश्चतुर्दिक्षु सहितं जिन मंदिरम् ॥ २०५ ॥

જિનાલયની ચારે દિશાઓમાં બોંતેર (૭૨) બાવન (૫૨) અથવા ચોવીશ (૨૪) જિનાલય સહિત જિન મંદિર કરવું. ૨૦૫.

## बावन जिनालय क्रम—

वामदक्षे चतुस्त्रिंशदष्टौऽग्रे नव पृष्ठतः ।
मूल प्रासाद संयुक्त वर्ण संख्या जिनालये ॥ २०६ ॥

મૂળ પ્રાસાદની ડાબી જમણી બાજુએ સત્તર સત્તર મળી ચોત્રીસ આઠ અગ્રે તથા નવ પૃષ્ઠે મૂળ પ્રાસાદ સહિત બાવન જિનાલય જાણવાં. ૨૦૬.




चतुर्मुख बावन जिनालय.




बावन जिनालय जिनेन्द्र प्रासाद.

## बोंतेर जिनालय क्रम

वामदक्षे च पञ्चाशत् पृष्ठे रुद्रोऽग्रतो दश ॥
मूल प्रासाद संयुक्ते द्वा सप्ततिर्जिनालये ॥ २०७ ॥

મૂળ પ્રાસાદની ડાબી તથા જમણી બાજુ પચીસ પચીસ દેવકુલિકા, પૃષ્ઠ અગીયાર અને અગ્રે દશ મૂળ પ્રાસાદ સહિત કુલ બોંતેર(૭૨) જિનાલય જાણવું. ૨૦૭.

प्रासाद स्तंभ कर्णाना वेधं द्वारेषु वर्जयेत् ।
प्रासाद मण्डपानान्तु गर्भे कृत्वा सुखं वहेत् ॥ २०८ ॥

ચારે તરફની દેરીઓના દ્વારોમાં મુખ્યપ્રાસાદના સ્તંભો તથા કર્ણોનો વેધ તજવો, જિનાલયની દેવકુલિકા પ્રાસાદ તથા મંડપના ગર્ભે કરવાથી અનંત સુખ પ્રાપ્ત થાય છે. ૨૦૮.

## प्रासाद चतुर्दिशु रथशालादि विधान

अपरे रथशालाच मठः सव्ये प्रतिष्ठितः ।
उत्तरे सूदशाला च प्रोक्ता श्री विश्वकर्मणा ॥ २०९ ॥

कोष्ठागारश्च वायव्ये वह्नि भागे महानसम् ।
पुष्पगेहं तथेशाने नैऋत्ये पात्र शालिका ॥ २१० ॥

शस्त्रागारश्च पुरतो वारुणे च जलाश्रयम् ।
मठस्यो परितः कुर्याद् विद्यावाचन मंण्डपम् ॥ २११ ॥

પ્રાસાદની પશ્ચિમે રથશાલા, દક્ષિણે મઠ, ઉત્તરે સૂદશાળા (રસોયાની શાળા) તેમ વિશ્વકર્માએ કહેલું છે.

વાયુકોણમાં કોષ્ઠાગાર (કોઠાર), અગ્નિકોણમાં મહાનસ (પાકશાળા), ઇશાન કોણમાં પુષ્પગૃહ, નૈઋત્યકોણમાં પાત્રશાલા (વાસણ મૂકવાની શાળા), પ્રાસાદના અગ્ર ભાગે શસ્ત્રાગાર (આયુધશાળા), પશ્ચિમે જલાશય, (કુંડ, શંકુ) અને મઠની ઉપરની ભૂમિમાં વિદ્યા વાંચનનો મંડપ કરવો. ૨૦૯ થી ૨૧૧.

## पौषध शाला विधान

प्रासाद स्योत्तरे याम्यां तथाग्रे पश्चिमेऽपि च ।
यतीनामाश्रयं कुर्यात् मठं तद् द्वित्रि भूमिकम् ॥ २१२ ॥

द्विशाल मध्ये षड्दारुः पटशालाग्र शोभिता ।
मत्त वारणमग्रे च तदूर्ध्वं पट भूमिषु ॥ २१३ ॥

પ્રાસાદની ઉત્તરે, દક્ષિણે, પૂર્વે અથવા પશ્ચિમે યતિઓના નિવાસાર્થે મઠ કરવો, અને તે બે કે ત્રણ ભૂમિવાળો કરવો. મઠમાં બે શાલાઓ, મધ્યે ષટ્દારુ (બે દિવાલમાં સ્તંભ ચાર અને બે પાટડીઓ મળી નંગ ૬ તે ષટ્દારૂ) મૂકવાં, આગળના ભાગે સુશોભિત પટ શાળા કરવી અને તેના અગ્રભાગે પટશાળાની અગ્ર ભૂમિકામાં મત્તવારણ (કઠેડા) કરવાં. ૨૧૨, ૨૧૩.

## सान्धार प्रासाद विधान

दश हस्ताधिकेभ्यः स्यात् प्रासादो भ्रमसंयुतः ।
नवाष्टदश भागैश्च भ्रम भित्ति विंधीयते ॥ २१४ ॥

દશ (૧૦) હસ્તથી ઉપરાંતના પ્રાસાદો ભ્રમવાળા કરવા. પ્રાસાદની પહોળાઈના આઠમા, નવમા અથવા દશમા ભાગે ભ્રમ ભિત્તિ કરવી. ૨૧૪.

## भ्रम युक्त प्रासाद

सभ्रमे सभ्रमं कुर्यान्निर्भ्रमेनि र्भ्रम तथा ।
अन्यथा कारये यस्तु सदोषं भ्रमहीनकम् ॥ २१५ ॥

જે પ્રાસાદ ભ્રમ યુક્ત કરવાનો કહ્યો છે તે પ્રાસાદ ભ્રમ યુક્ત કરવો. અને નિભ્રમ પ્રાસાદ ભ્રમ વગરનો કરવો, અન્યથા કરેતો ભ્રમહીન થાય અને તે સદોષ, દોષયુક્ત ગણાય.

प्रासादो भ्रमसंयुक्तो ह्यदोषः सिध्यति तदा ।
सदोषो भ्रम हीनश्च कर्ता तस्य विनश्यति ॥ २१६ ॥

ભ્રમવાળો પ્રાસાદ નિર્દોષ કહેવાય અને તે ફળ સિદ્ધિ આપે છે, પરંતુ ભ્રમહીન પ્રાસાદ સદોષ દોષ યુક્ત થાય છે, અને તેથી તેનો કર્તા નાશ પામે છે. ૨૧૬.

## भ्रम भित्ति प्रमाण

सभ्रमादशमांशेन भित्ति युग्मे भ्रमन्तिका ।
मध्य कोष्ठोद्भवा रेखा भ्रमतिभिः क्रमोद्गता ॥ २१७ ॥

पञ्चमांशेन पृथत्वं दशहस्तान्न मण्डुरम् ।
तृतीयांशेन विश्रान्तं हीनं कुर्यात्समुच्छ्रयम् ॥ २१८ ॥

ભ્રમવાળા પ્રાસાદને બે દિવાલની વચ્ચમાં પ્રાસાદની પહોળાઇના દશમા ભાગે ભ્રમણી કરવી અને ભ્રમણીના મધ્ય ભાગમાંથી ઉત્પન્ન થતી રેખાઓ (ખાંચાઓ) ક્રમ પ્રમાણે સીધી ઉપર લઈ જવી.

ભ્રમની દિવાલ પ્રાસાદના પ્રમાણથી પાંચમા ભાગે જાડી કરવી અને ભ્રમણીનો મંડોવર દશ હસ્તથી વધારે ઉંચો કરવો નહિ, પરંતુ ત્રીજા ભાગે વિશ્રાંત કરવો અર્થાત્ ઢાંકી મજલા પાડવા, અનુક્રમે નીચેના મજલાથી ઉપરના મજલા થોડા અંશે નાના કરવા. ૨૧૭, ૨૧૮.

विंशोर्ध्वन्तु शताधर्न्ति भद्रोदय प्रमाणतः ।
एवं युक्ति विंधातव्या प्रासादे परमोदये ॥ २१९ ॥

વીશ ગજથી પચાસ ગજ સુધીના પ્રાસાદને ભદ્રની ઊંચાઈના પ્રમાણે ભ્રમણીની ઊંચાઈ કરવી, આ યુક્તિ મોટા પ્રમાણના પ્રાસાદોની ભ્રમણીના ઉદયમાં કરવી. ૨૧૯.

## भ्रमयुक्तमंडप विधान

प्रासादं मण्डपश्चैव सभ्रमं स्तंभ संयुगम् ।
पुत्र पौत्रादि वृद्धिश्च राज्यं तस्य भवेत्तदा ॥ २२० ॥

ભ્રમજાતિના પ્રાસાદોને પ્રાસાદ તથા મંડપ ભ્રમયુક્ત કરવા અને મંડપનો ભ્રમ થાંભલાઓ વડે કરવો. ઉપર પ્રમાણે ભ્રમ યુક્ત પ્રાસાદ તથા મંડપ કરવાથી પુત્ર પૌત્રાદિની વૃદ્ધિ તથા રાજ્ય પ્રાપ્તિ થાય. ૨૨૦

## विशाल प्रासादो भ्रमयुक्त करवा

तस्य वास्तोर्भवेद्वृद्धि र्वृद्धि हीनं न कारयेत् ।
वृद्धिस्तु शुभदा ज्ञेया हीने हानिर्न संशयः ॥ २२१ ॥

ભ્રમયુક્ત પ્રાસાદો કરવા હોય તો વિશાલ પ્રમાણના કરવા, પરંતુ વૃદ્ધિ હીન કરવા નહિ. ભ્રમયુક્ત પ્રાસાદો પ્રમાણમાં જેમ વિશાલ કરવામાં આવે તેમ શુભ જાણવું. કારણ કે ભ્રમ યુક્ત પ્રાસાદો પ્રમાણમાં નાના કરવામાં આવે તો હાનિ કર્તા થાય, એમાં સંશય કરવો નહિ. ૨૨૧.

सर्व संकलितो वायुः पथ्या संकीर्ण मुद्धरेत् ।
वेध संघटिते वास्तौ परस्पर विरोधकाः ॥ २२२ ॥

ભ્રમ યુક્ત પ્રાસાદની ભ્રમણી સાંકડી થાય તો સર્વ માણસોના શ્વાસોશ્વાસનો વાયુ ભેગો થાય, માટે પથ્યાસંકીર્ણતાનો ઉદ્ધાર કરવો. અર્થાત્ ભ્રમણી સાંકડી કરવી

નહિ, ( એટલા માટે ભ્રમયુક્ત પ્રાસાદો મોટા માનના કરવા કહેલ છે ) વેધયુક્ત વાસ્તુ ( પ્રાસાદ ) થાય તો તે પરસ્પર વિરોધ કર્તા જાણવો. ૨૨૨.

## निरंधार प्रासाद–

षट्त्रिंशत्कराधस्ताद् यावद्धस्त चतुष्टयम् ।
निरंधारा विना भ्रामैः कर्तव्याः शान्तिमिच्छता ॥ २२३ ॥

શાન્તિ ઇચ્છતા પુરૂષે છત્રીશ હસ્તથી ચાર હસ્ત સુધીના પ્રાસાદો નિરંધાર ભ્રમ વગરના કરવા. ૨૨૩.

## वेध वास्तु

वेध संघातकं वास्तु विध्यन्ति तत्र देवताः ।
देववेधे हतः शिल्पी स्वामिनः कुलनाशनम् ॥ २२४ ॥

વેધ ઘાત કર્તા જો વાસ્તુ થાય તો વાસ્તુમાં રહેલા દેવતાઓ વિંધાય અને દેવતાનો વેધ થતા શિલ્પી હણાય તથા વાસ્તુના માલીકના કુલનો નાશ થાય. ૨૨૪.

## विना शास्त्र प्रासाद मंण्डप

प्रासादो मण्डपश्चैव विनाशास्त्रेणयः कृतः ।
विपरीतं विभागेषु योऽन्यथा विनिवेशयेत् ॥ २२५ ॥

विपरीतं फलं तस्य अरिष्ठ तु प्रजायते ।
आयुर्नाशो मनस्तापः पुत्रनाशः कुलक्षयः ॥ २२६ ॥

શાસ્રપ્રમાણ વગર પ્રાસાદ અને મંડપ તથા તલના વિભાગો પણ વિપરીતપણે સ્વરૂપના ભાગોનો નિવેશ કરવામાં આવે તો તેવા પ્રાસાદનુ ફળ વિપરીત આવે અને તેથી અરિષ્ટ ( અશુભ ) થાય તથા આયુષ્યનો નાશ, મનનો સંતાપ, પુત્ર નાશ, અને કુલનો ક્ષય થાય. ૨૨૫,૨૨૬.

## दीप स्थान

दीपालयं प्रकर्तव्यं गृहस्य दक्षिणाङ्गके ।
वामाङ्गे तु न कर्तव्यं स्वामियशः सुखावहम् ॥ २२७ ॥

પ્રાસાદ અથવા ગૃહના જમણા અંગે દીપાલય કરવો. પરંતુ ડાબા અંગે કરવો નહિ. કારણ કે ગૃહસ્વામીના યશ તથા સુખને હર્તા છે. ૨૨૭.

पूर्वे च दीपः पशुवृद्धिकश्च ।
वामे च दीपः पशुनाशनश्च ॥ २२८ ॥

पश्चाच्च दीपो धनराजलक्ष्मीं ।
रुद्रे च दीपो धनपुत्रलाभः ॥ २२९ ॥

પૂર્વ ભાગે દીપ પશુની વૃદ્ધિકર્તા, વામ ભાગમાં પશુઓનો નાશ કર્તા, પાછળનાં ભાગમાં ધન અને રાજ લક્ષ્મી આપનાર તથા ઇશાન કોણુમાં મૂકેલો દીપ ધન અને પુત્રનો લાભ કર્તા છે. ૨૨૮, ૨૨૯.

## प्रासादाग्रे कोलि विधान

दशभक्ते द्वित्रि वेदै भागैश्चैवतथार्धतः
तृतीये पादके कोलिस्तदूर्ध्वे शुकनाशकः ॥ २३० ॥

પ્રાસાદના વ્યાસ( પહોળાઇ )ના દશ ભાગ કરી તેમાંના બે, ત્રણુ અથવા ચાર ભાગની કોલી કરવી અથવા પ્રાસાદના વ્યાસના અર્ધા ભાગે, ત્રીજા ભાગે અગર ચોથે ભાગે કોલી કરવી અને તેના ઉપર શુકનાશ કરવો. ૨૩૦.

अञ्चिता कुञ्चिता शस्या त्रिधोदित क्रमागता ।
मधस्था भ्रमा सभ्रमा षट्कोल्य परिकीर्तिता ॥ २३१ ॥

प्रासादे दशधा भक्ते भूमि सीमा विचक्षणः ।
अञ्चिता चद्वि भागा स्यात् त्रिभागा कुञ्चितातथा ॥ २३२ ॥

शस्या चैव चतुभागा त्रिधा चोक्त क्रमागता ।
प्रासादपद मध्यस्था भ्रमा सभ्र त्रि भागत ॥ २३३ ॥

अर्धे तु सभ्रमा कार्या प्रासादस्य प्रमाण तः ॥ २३४ ॥

૧ અંચિતા, ૨ કુંચિતા, ૩ શસ્યા. આ ત્રણુ કોલી અનુક્રમે કહી છે. બીજી ત્રણુ કોલીઓ ૧ મધ્યસ્થા, ૨ ભ્રમા, ૩ સંભ્રમા નામની પણુ છે. પ્રાસાદ કોણુ સીમા વિસ્તારના દશ ભાગ કરવા. ૨ ભાગની અંચિતા, ૩ ભાગની કુંચિતા ૪ ભાગની શસ્યા નામની કોલી જાણુવી, પ્રાસાદ વિસ્તારના ચોથા ભાગની ૧ મધ્યસ્થા, ત્રીજા ભાગની ૨ ભ્રમા અને પ્રાસાદના વિસ્તારથી અર્ધ ભાગની ૩ સંભ્રમા નામની કોલી કરવી. ૨૩૧, થી ૨૩૪.

## खर शिला मान

प्रासादच्छन्दमस्योर्ध्वे दृढखर शिलोत्तमा ।
एक हस्ते पाद हस्ता पश्चान्तेऽङ्गुल वृद्धितः ॥ २३५ ॥

अर्द्धाङ्गुलं तदूर्ध्वे तु नवान्तं सुद्रढोत्तमा ।
पादवृद्धि पुनर्दद्याद् हस्ते हस्ते तथा पुनः ॥ २३६ ॥

हस्तानां त्रिंशतिर्यापवदर्धपादा तदूर्ध्वतः ।
विंशयङ्गुलपिण्ड च शतार्धे तु खरा शिला ॥ २३७ ॥

પ્રાસાદ છંદની ઉપર ઘણી મજબુત અને સારી ખર શિલા ( ખરશલ ) બનાવવી. એક હસ્તના પ્રાસાદને છ અંગુલ જાડી બનાવવી, બે થી પાંચ હસ્તના પ્રાસાદને હસ્તે હસ્તે એકેક અંગુલ વૃદ્ધિ કરવી, છ થી નવ હસ્તના પ્રાસાદને પ્રત્યેક હસ્તે અર્ધા અર્ધા અંગુલ વૃદ્ધિ કરવી, દશથી ત્રીશ હસ્ત પ્રાસાદને પ્રત્યેક હસ્તે પા પા અંગુલ વૃદ્ધિ કરવી. એકત્રીશથી પચાસ હસ્તના પ્રાસાદને પ્રત્યેક હસ્તે એકેક સુત વધારવું. આ પ્રમાણે પચાસ હસ્તના પ્રાસાદને વીશ અંગુલ જાડી શિલા બનાવવી.

## प्रासाद धारिणी शिला खरशिला

अति स्थूला सुविस्तीर्णा प्रासाद धारिणी शिला ।
अतीव सुदृढा कार्या इष्टिका चूर्ण वारिभि ॥ २३८ ॥

પ્રાસાદને ધારણ કરવાવાળી ખર નામની શિલા અતિ સ્થૂલ અને સારી વિસ્તારવાળી બનાવવી, તે ઇંટ ચુના અને પાણીથી મજબુત કરવી. ૨૩૮.

शिलास्ताश्चैव तीक्ष्णाग्राः स्पर्शयेत प्रयत्नतः ।
सुदृढाः समतान्याश्च सूत्रपात्रं तदुर्ध्वतः ॥ २३९ ॥

શિલા પ્રયત્ને કરીને તીક્ષ્ણ લેવી સારી મજબુત સરખી લેવી. તેના ઉપર પ્રાસાદના છંદનો સૂત્રપાત કરવાનો છે. ૨૩૯.

प्रथम भिट्ट स्याधस्तात् पिण्डो कूर्म शिलोत्तमा ।
तस्य पिण्डस्य चार्धेन खर शिला पिण्डमेव च ॥ २४० ॥

પહેલા ભિટ્ટની નીચે કૂર્મશિલાની જાડાઈથી અર્ધામાનની ખરશિલાની જાડાઈ ‑વી. ૨૪૦.

# ખર શિલા માન

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૮ | ૧૪। | ૩૫ | ૧૭।।।-૧ |
| ૨ | ૭ | ૧૯ | ૧૪।। | ૩૬ | ૧૮ |
| ૩ | ૮ | ૨૦ | ૧૪।।। | ૩૭ | ૧૮-૧ |
| ૪ | ૯ | ૨૧ | ૧૫ | ૩૮ | ૧૮। |
| ૫ | ૧૦।। | ૨૨ | ૧૫। | ૩૯ | ૧૮।-૧ |
| ૬ | ૧૦ | ૨૩ | ૧૫।। | ૪૦ | ૧૮।। |
| ૭ | ૧૧ | ૨૪ | ૧૫।।। | ૪૧ | ૧૮।।-૧ |
| ૮ | ૧૧।। | ૨૫ | ૧૬ | ૪૨ | ૧૮।।। |
| ૯ | ૧૨ | ૨૬ | ૧૬। | ૪૩ | ૧૮।।।-૧ |
| ૧૦ | ૧૨। | ૨૭ | ૧૬।। | ૪૪ | ૧૯ |
| ૧૧ | ૧૨।। | ૨૮ | ૧૬।।। | ૪૫ | ૧૯-૧ |
| ૧૨ | ૧૨।।। | ૨૯ | ૧૭ | ૪૬ | ૧૯। |
| ૧૩ | ૧૩ | ૩૦ | ૧૭। | ૪૭ | ૧૯-૧ |
| ૧૪ | ૧૩। | ૩૧ | ૧૭।-૧ | ૪૮ | ૧૯।। |
| ૧૫ | ૧૩।। | ૩૨ | ૧૭।। | ૪૯ | ૧૯।।-૧ |
| ૧૬ | ૧૩।।। | ૩૩ | ૧૭।।-૧ | ૫૦ | ૧૯।।। |
| ૧૭ | ૧૪ | ૩૪ | ૧૭।।। | | |

## भिट्ट निर्माण मान

एक हस्ते तु प्रासादे भिट्टं वेदाङ्गुलं स्मृतम् ।
एकत पञ्च हस्तानां चैकैकमङ्गुलम् ॥ २४१ ॥

पञ्चोर्ध्वं दशपर्यन्तं हस्त पादोनमङ्गुलम् ।
विंशत्यन्तं दशोर्ध्वं च वृद्धि रर्धाङ्गुलाकरे ॥ २४२ ॥

शतार्धान्त ततो हस्त चतुष्के चैक मङ्गुलम् ।
अनेनैव प्रकारेण भिट्टोच्छ्रायं प्रकल्पयेत् ॥ २४३ ॥

એક હસ્તના પ્રાસાદને ભિટ્ટ ચાર અંગુલનું કરવું. એકથી પાંચ હસ્ત સુધી અકેક અંગુલ વૃદ્ધિ કરવી. પાંચ થી દસ હસ્ત સુધી પોણો પોણો અંગુલ વૃદ્ધિ, દશથી વીશ હસ્ત સુધી અર્ધો અંગુલ વૃદ્ધિ, વીશથી પચાસ હસ્ત પા પા અંગુલ વૃદ્ધિ કરવી. આ પ્રકારે ભિટ્ટનો ઉદય કલ્પવો. ૨૪૧ થી ૨૪૩.

## अपराजित पृच्छा

शिलोपरि भवेद् भिट्ट-मेकहस्ते युगाङ्गुलम् ।
अर्धाङ्गुला भवेद् वृद्धि-र्यावद्धस्त शतार्धकम् ॥ २४४ ॥

ખરશિલા ઉપર ભિટ્ટ કરવું. તે એક હસ્તના પ્રાસાદને ચાર અંગુલ ભિટ્ટનો ઉદય કરવો, પછી પ્રત્યેક હસ્તે અર્ધો અર્ધો અંગુલની વૃદ્ધિ પચાસ હસ્ત સુધી કરવી. ૨૪૪.

## क्षीरार्णव

एक भिट्टं द्वि भिट्टं वा भिट्ट त्रयमयोच्यते ।
एवं त्रिपुष्पकं चैव हर्षो धर्मो यशोऽपि च ॥ २४५ ॥

तृतीये च तदर्धेन पुष्पकान्वित चिप्पिका ।
उच्छ्रयात् पाद निष्काशं कुर्यादि स्व स्व मानत ॥ २४६ ॥

कर्ण भद्रो प भद्राश्च रथोपरथ कर्णिकाः ।
इदं मानं तु भिट्टस्य पीठं चैव तदुर्ध्वतः ॥ २४७ ॥

એક ભિટ્ટ, બે ભિટ્ટ અને ત્રણ ભિટ્ટ ઉપરા ઉપર કરવા. એ ત્રણે પુષ્પયુક્ત કરવા. ૧ હર્ષ, ૨ ધર્મ, ૩ યશ. નામ જાણવા. ત્રીજા ભિટ્ટ ઉપર પુષ્પયુક્ત ચિપ્પિકા કરવી, દરેક ભિટ્ટ પોતાના ઉદયથી સ્વ સ્વ માનથી ચોથે ભાગે નિકાળા વાળા કરવા. રેખા, ભદ્ર, ઉપભદ્ર, રથ, ઉપરથ, કર્ણિકા એ માનથી ભિટ્ટ કરવું અને તે ઉપર પીઠ કરવું. ૨૪૫ થી ૨૪૭.



કેસરીયાજી પૃષ્ટ દર્શન—પાલીતાણા [ એન સી. સોમપુરા ]



ભગત પ્રિન્ટરી–પાલીતાણા



કોનાર્ક નટમંદિર જગતી મંડોવર મંડપ દર્શન



ભરત પ્રિન્ટરી—પાલીતાણા

# બીજું માન-૧

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૪ | ૧૮ | ૧૫॥। | ૩૫ | ૨૦। |
| ૨ | ૫ | ૧૯ | ૧૬। | ૩૬ | ૨૦॥। |
| ૩ | ૬ | ૨૦ | ૧૬॥। | ૩૭ | ૨૧ |
| ૪ | ૭ | ૨૧ | ૧૭ | ૩૮ | ૨૧। |
| ૫ | ૮ | ૨૨ | ૧૭। | ૩૯ | ૨૧॥ |
| ૬ | ૮॥। | ૨૩ | ૧૭॥ | ૪૦ | ૨૧॥। |
| ૭ | ૯॥ | ૨૪ | ૧૭॥। | ૪૧ | ૨૨ |
| ૮ | ૧૦। | ૨૫ | ૧૮ | ૪૨ | ૨૨। |
| ૯ | ૧૧ | ૨૬ | ૧૮। | ૪૩ | ૨૨॥ |
| ૧૦ | ૧૧॥। | ૨૭ | ૧૮॥ | ૪૪ | ૨૨॥। |
| ૧૧ | ૧૨। | ૨૮ | ૧૮॥। | ૪૫ | ૨૩ |
| ૧૨ | ૧૨॥। | ૨૯ | ૧૯ | ૪૬ | ૨૩। |
| ૧૩ | ૧૩। | ૩૦ | ૧૯। | ૪૭ | ૨૩॥ |
| ૧૪ | ૧૩॥। | ૩૧ | ૧૯॥ | ૪૮ | ૨૩॥। |
| ૧૫ | ૧૪। | ૩૨ | ૧૯॥। | ૪૯ | ૨૪ |
| ૧૬ | ૧૪॥। | ૩૩ | ૨૦ | ૫૦ | ૨૪। |
| ૧૭ | ૧૫। | ૩૪ | ૨૦। | | |

# ભીટ્ટમાન-૨

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૪ | ૧૮ | ૧૨॥ | ૩૫ | ૨૧ |
| ૨ | ૪॥ | ૧૯ | ૧૩ | ૩૬ | ૨૧॥ |
| ૩ | ૫ | ૨૦ | ૧૩॥ | ૩૭ | ૨૨ |
| ૪ | ૫॥ | ૨૧ | ૧૪ | ૩૮ | ૨૨॥ |
| ૫ | ૬ | ૨૨ | ૧૪॥ | ૩૯ | ૨૩ |
| ૬ | ૬॥ | ૨૩ | ૧૫ | ૪૦ | ૨૩॥ |
| ૭ | ૭ | ૨૪ | ૧૫॥ | ૪૧ | ૨૪ |
| ૮ | ૭॥ | ૨૫ | ૧૬ | ૪૨ | ૨૪॥ |
| ૯ | ૮ | ૨૬ | ૧૬॥ | ૪૩ | ૨૫ |
| ૧૦ | ૮॥ | ૨૭ | ૧૭ | ૪૪ | ૨૫॥ |
| ૧૧ | ૯ | ૨૮ | ૧૭॥ | ૪૫ | ૨૬ |
| ૧૨ | ૯॥ | ૨૯ | ૧૮ | ૪૬ | ૨૬॥ |
| ૧૩ | ૧૦ | ૩૦ | ૧૮॥ | ૪૭ | ૨૭ |
| ૧૪ | ૧૦॥ | ૩૧ | ૧૯ | ૪૮ | ૨૭॥ |
| ૧૫ | ૧૧ | ૩૨ | ૧૯॥ | ૪૯ | ૨૮ |
| ૧૬ | ૧૧॥ | ૩૩ | ૨૦ | ૫૦ | ૨૮॥ |
| ૧૭ | ૧૨ | ૩૪ | ૨૦॥ | | |

## पीठ उदयमान—१

एक हस्ते तु प्रासादे पीठं वै द्वादशाङ्गुलम् ।
द्वयष्टाङ्गुलं द्वि हस्ते च त्रि हस्तेऽष्टादशाङ्गुलम् ॥ २४८ ॥

अर्ध पादं त्रिभागं वात्रिविधं परिकल्पयेत् ।
त्र्यशेनार्धेन पादेन चतुर्हस्ते सुरालये ॥ २४९ ॥

पादं पीठोच्छ्रयं कार्यं प्रासादे पञ्च हस्तके ।
पञ्चोर्ध्वं दशपर्यन्तं रसांशं हस्त वृद्धये ॥ २५० ॥

ततो हस्ते चाष्टमांशा वृद्धि स्याद् द्वादशावधि ।
षटत्रिशदन्त वृद्धिस्तु हस्ते वै द्वादशांशिका ॥ २५१ ॥

चतुर्विशत्यंशिका तदूर्ध्वं यावच्छतार्धकम् ।
मध्येन्युनेऽधिके पञ्चमांशे ज्येष्ठं कनिष्ठकम् ॥ २५२ ॥

એક હસ્તના વિસ્તૃત પ્રાસાદને પીઠનો ઉદય બાર અંગુલ, બે હસ્તના પ્રાસાદને સોલ અંગુલ અને ત્રણ હસ્તના પ્રાસાદને પીઠનો ઉદય અઢાર અંગુલ કરવો. અર્થાત્ એક હસ્તના પ્રાસાદને અર્ધા ભાગે, બે હસ્તના પ્રાસાદને ત્રીજે ભાગે અને ત્રણ હસ્તના પ્રાસાદને ચોથે ભાગે પીઠનો ઉદય કરવો, ચાર હસ્તના પ્રાસાદને અર્ધે, ત્રીજે અને ચોથે ભાગે પીઠનો ઉદય કરવો, પાંચ હસ્તના પ્રાસાદને ચોથે ભાગે, છ થી દશ હસ્તના પ્રાસાદને પ્રત્યેક હસ્તે છઠ્ઠો ભાગ, ચાર અંગુલ, અગિયારથી વીશ હસ્ત સુધી પ્રત્યેક હસ્તે આઠમો ભાગ, ત્રણ અંગુલ, એકવીશથી છત્રીશ હસ્તના પ્રાસાદને પ્રત્યેક હસ્તે બારમો ભાગ બે અંગુલ, અને સાડત્રીશથી પચાસ હસ્ત પ્રત્યેક હસ્તે ચોવીશમો ભાગ, એક અંગુલ. આ પ્રમાણે પીઠનો ઉદય કરવો, પાંચમો ભાગ વધારવાથી જેષ્ઠ અને હીન કરવાથી કનિષ્ઠ માન જાણવું. ૨૪૮ થી ૨૫૨. (અપરાજિત પૃચ્છા)

## पीठोदय मान—२

प्रासाद विस्तारार्धेन स्वोच्छ्रितं पीठमुत्तमम् ।
मध्यमं पादहीनं स्यादुत्तमार्धेन कन्यसम् ॥ २५३ ॥

પ્રાસાદના વિસ્તારથી અર્ધા ભાગે પીઠનો ઉદય કરવો. તે ઉત્તમ પીઠ છે. આ પીઠના ચાર ભાગ કરી ત્રણ ભાગનો ઉદય તે મધ્યમ અને બે ભાગનો ઉદય તે કનિષ્ઠ પીઠ માન જાણવું. ૨૫૩. (વસુનંદિકૃત પ્રતિષ્ઠા સારોદ્ધાર)

# પીઠ માન ૧

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૨ | ૧૮ | ૭૪ | ૩૫ | ૧૧૦ |
| ૨ | ૧૬ | ૧૯ | ૭૭ | ૩૬ | ૧૧૨ |
| ૩ | ૧૮ | ૨૦ | ૮૦ | ૩૭ | ૧૧૩ |
| ૪ | ૨૪ | ૨૧ | ૮૨ | ૩૮ | ૧૧૪ |
| ૫ | ૩૦ | ૨૨ | ૮૪ | ૩૯ | ૧૧૫ |
| ૬ | ૩૪ | ૨૩ | ૮૬ | ૪૦ | ૧૧૬ |
| ૭ | ૩૮ | ૨૪ | ૮૮ | ૪૧ | ૧૧૭ |
| ૮ | ૪૨ | ૨૫ | ૯૦ | ૪૨ | ૧૧૮ |
| ૯ | ૪૬ | ૨૬ | ૯૨ | ૪૩ | ૧૧૯ |
| ૧૦ | ૫૦ | ૨૭ | ૯૪ | ૪૪ | ૧૨૦ |
| ૧૧ | ૫૩ | ૨૮ | ૯૬ | ૪૫ | ૧૨૧ |
| ૧૨ | ૫૬ | ૨૯ | ૯૮ | ૪૬ | ૧૨૨ |
| ૧૩ | ૫૯ | ૩૦ | ૧૦૦ | ૪૭ | ૧૨૩ |
| ૧૪ | ૬૨ | ૩૧ | ૧૦૨ | ૪૮ | ૧૨૪ |
| ૧૫ | ૬૫ | ૩૨ | ૧૦૪ | ૪૯ | ૧૨૫ |
| ૧૬ | ૬૮ | ૩૩ | ૧૦૬ | ૫૦ | ૧૨૬ |
| ૧૭ | ૭૧ | ૩૪ | ૧૦૮ | | |

૫૦ હસ્તે ૫ા હસ્ત

—અપરાજિત

# પીઠમાન–૨

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૨ | ૧૮ | ૨૧૬ | ૩૫ | ૪૨૦ |
| ૨ | ૨૪ | ૧૯ | ૨૨૮ | ૩૬ | ૪૩૨ |
| ૩ | ૩૬ | ૨૦ | ૨૪૦ | ૩૭ | ૪૪૪ |
| ૪ | ૪૮ | ૨૧ | ૨૫૨ | ૩૮ | ૪૫૬ |
| ૫ | ૬૦ | ૨૨ | ૨૬૪ | ૩૯ | ૪૬૮ |
| ૬ | ૭૨ | ૨૩ | ૨૭૬ | ૪૦ | ૪૮૦ |
| ૭ | ૮૪ | ૨૪ | ૨૮૮ | ૪૧ | ૪૯૨ |
| ૮ | ૯૬ | ૨૫ | ૩૦૦ | ૪૨ | ૫૦૪ |
| ૯ | ૧૦૮ | ૨૬ | ૩૧૨ | ૪૩ | ૫૧૬ |
| ૧૦ | ૧૨૦ | ૨૭ | ૩૨૪ | ૪૪ | ૫૨૮ |
| ૧૧ | ૧૩૨ | ૨૮ | ૩૩૬ | ૪૫ | ૫૪૦ |
| ૧૨ | ૧૪૪ | ૨૯ | ૩૪૮ | ૪૬ | ૫૫૨ |
| ૧૩ | ૧૫૬ | ૩૦ | ૩૬૦ | ૪૭ | ૫૬૪ |
| ૧૪ | ૧૬૮ | ૩૧ | ૩૭૨ | ૪૮ | ૫૭૬ |
| ૧૫ | ૧૮૦ | ૩૨ | ૩૮૪ | ૪૯ | ૫૮૮ |
| ૧૬ | ૧૯૨ | ૩૩ | ૩૯૬ | ૫૦ | ૬૦૦ |
| ૧૭ | ૨૦૪ | ૩૪ | ૪૦૮ | | |

—વસુનંદિકૃત પ્રતિષ્ઠા સારોદ્ધાર

# पीठोदय थरमान

त्रिपञ्चाशत समुत्सेधे द्वाविंशत्यंश निर्गमे ।
नवांशो जाड्य कुम्भश्च सप्तांशा कर्णिका भवेत ॥ २५४ ॥

सान्तरालं कपोतालिः सप्तांशा ग्रासपट्टिका ।
सूर्य दिग् वसु भागैश्च गजवाजिनराः क्रमात् ॥ २५५ ॥

वाजि स्थानेऽथवा कार्यं स्व स्व देवस्य वाहनम् ॥ २५६ ॥









प्रभाशंकर ओ. सोमपुरा



જે માનથી પીઠ બનાવ્યુ હોય તેના ઉદયના ત્રેપન ભાગ કરવા, તેમાં બત્રીશ ભાગ નિર્ગમ ( નીકાળો ) કરવો. ઉદયના ત્રેપન ભાગમાં નવ ભાગનો જાડંબો અંતરાલ સાથે, સાત ભાગની કર્ણિકા, સાત ભાગની કપોતાલી ( છાજલી ) સાથે, ગ્રાસપટ્ટી તેની ઉપર બાર ભાગનો ગજથર, દશ ભાગનો અશ્વથર અને આઠ ભાગનો નરથર કરવો, અશ્વથરના બદલે જે દેવનો પ્રાસાદ હોય તે દેવના વાહનનો પણ થર કરી શકાય. ૨૫૪ થી ૨૫૬. ( પ્રાસાદમંડન )

## क्षीरार्णव पीठोदय मान–३

विश्वकर्मोवाच—

एक हस्ते तु प्रासादे पीठं च द्वादशांगुलम् ।
हस्तादि पंच पर्यंत हस्ते हस्ते पंचाङ्गुलम् ॥ २५७ ॥

पंचोर्ध्वं दशयावत् वृद्धि वेदाङ्गुलं भवेत् ।
दशोर्ध्वे विंशपर्यंतं हस्ते चैवाङ्गुलं त्रयं ॥ २५८ ॥

विंशोर्ध्वं षटत्रिंशति कर वृध्याद्वयांगुलम् ।
अत उर्ध्वं शतार्धेन हस्ते हस्तैकमंगुलम् ॥ २५९ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે :– એક હસ્તના પ્રાસાદને બાર અંગુલનું ઉદય માને પીઠ કરવું, બે થી પાંચ હસ્તના પ્રાસાદને પ્રત્યેક હસ્તે પાંચ પાંચ અંગુલ વૃદ્ધિ કરવી, છ થી દશ હસ્તે પ્રત્યેક હસ્તે ચાર ચાર અંગુલ વૃદ્ધિ કરવી. અગ્યારથી વીશ હસ્તના પ્રાસાદને પ્રત્યેક હસ્તે ત્રણ ત્રણ અંગુલ વૃદ્ધિ, એકવીશથી છત્રીશ હસ્તે બબ્બે અંગુલ વૃદ્ધિ, સાડત્રીશથી પચાસ હસ્તના પ્રાસાદને પ્રત્યેક હસ્તે એકેક અંગુલ વૃદ્ધિ કરવી. ૨૫૭ થી ૨૫૯.

पंचमांशे ततोहीनं कन्यसंशुभ लक्षणम् ।
पंचमांशाधिकं चैव ज्येष्ठे तद्वविचक्षते ॥ २६० ॥

આવેલ પીઠના માનમાંથી પાંચમો ભાગે હીન કરે તો શુભ લક્ષણ વાળું કનિષ્ઠ માન અને પાંચમો ભાગ વૃદ્ધિ કરે તો જ્યેષ્ઠ માન બુદ્ધિમાન શિલ્પીએ જાણવું. ૨૬૦.

# પીઠ માન–૩

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૨ | ૧૮ | ૭૬ | ૩૫ | ૧૧૨ |
| ૨ | ૧૭ | ૧૯ | ૭૯ | ૩૬ | ૧૧૪ |
| ૩ | ૨૨ | ૨૦ | ૮૨ | ૩૭ | ૧૧૫ |
| ૪ | ૨૭ | ૨૧ | ૮૪ | ૩૮ | ૧૧૬ |
| ૫ | ૩૨ | ૨૨ | ૮૬ | ૩૯ | ૧૧૭ |
| ૬ | ૩૬ | ૨૩ | ૮૮ | ૪૦ | ૧૧૮ |
| ૭ | ૪૦ | ૨૪ | ૯૦ | ૪૧ | ૧૧૯ |
| ૮ | ૪૪ | ૨૫ | ૯૨ | ૪૨ | ૧૨૦ |
| ૯ | ૪૮ | ૨૬ | ૯૪ | ૪૩ | ૧૨૧ |
| ૧૦ | ૫૨ | ૨૭ | ૯૬ | ૪૪ | ૧૨૨ |
| ૧૧ | ૫૫ | ૨૮ | ૯૮ | ૪૫ | ૧૨૩ |
| ૧૨ | ૫૮ | ૨૯ | ૧૦૦ | ૪૬ | ૧૨૪ |
| ૧૩ | ૬૧ | ૩૦ | ૧૦૨ | ૪૭ | ૧૨૫ |
| ૧૪ | ૬૪ | ૩૧ | ૧૦૪ | ૪૮ | ૧૨૬ |
| ૧૫ | ૬૭ | ૩૨ | ૧૦૬ | ૪૯ | ૧૨૮ |
| ૧૬ | ૭૦ | ૩૩ | ૧૦૮ | ૫૦ | ૧૩૦ |
| ૧૭ | ૭૩ | ૩૪ | ૧૧૦ | | |

પચાસ હસ્તે ૫–૧૦

—ક્ષીરાર્ણવ



શ્રી લક્ષ્મી નારાયણ મંદિર તલધર સહિત (નાગદા) દર્શન



ભરત પ્રિન્ટરી–પાલીતાણા.



રિયાજી આદિનાથ ભ૦ પરિકર યુક્ત—કેસરિયાજીનગર પાલિતાણા [એન. સી. સોમપુરા]

# પીઠના થરમાન ૫૩ વિભાગ

| થર | ભાગ |
|---|---|
| જાડંબો | ૯ |
| કર્ણિકા | ૭ |
| કપોતાલીગ્રાસપટ્ટી | ૭ |
| ગજથર | ૧૨ |
| અશ્વથર | ૧૦ |
| નરથર | ૮ |
| કુલ ભાગ | ૫૩ |



## क्षीरार्णव पीठमान ॥

दिव्य व्यापी महा मुक्तं प्रमाण द्वय मेव च ।
भिट्ट त्रयेण संयुक्तं महापीठं विमानकं ॥ २६१ ॥
मिश्रक पीठ कर्तव्यं द्विभिट्ट चोर्ध्वयो भवेत् ।
भिट्टैक त्रि महायुक्ता प्रमाणं द्वय मेव च ॥ २६२ ॥
एवमादि मुने कार्या पीठ भेद मुनीश्वरम् ।
उदयं कथितं पूर्व मतो विभागं निगद्यते ॥ २६३ ॥

હે દિવ્ય બ્રહ્મમાં વ્યાપી રહેલ મહામુનિ! પીઠના બે પ્રમાણ છે, ત્રણ ભિટ્ટ વાળું ઉંચુ મહાપીઠ વિમાનાદિ જાતિને કરવું બે ભિટ્ટ ઉપર પીઠ મિશ્રકાદિ જાતિને કરવું વળી નાગરાદિમાં એક, બે, ત્રણ ભિટ્ટ યુક્ત એમ બે પ્રમાણો કહ્યા છે. આ રીતે મહામુનિ મેં પીઠના ભેદ કહ્યા,પીઠનુ ઉદય પ્રમાણ માન કહ્યું હવે પીઠના વિભાગો આગળ કહીશ. ૨૬૧ થી ૨૬૩.

द्राविडं प्रासादो मानं वैराटं च अतःशृणु ।
मंडोवरं विंशभाग षड भागं पीठ मेव च ॥ २६४ ॥

દ્રાવિડાદિ અને વૈરાટાદિ પ્રાસાદનો પીઠ માન હવે કહું છું. મંડોવરની ઉંચાઈના વીશ ભાગ કરી છ ભાગનો પીઠનો ઉદય કરવો. ૨૬૪.

अर्ध भागे त्रिभागे वा पीठ चैव नियोजयेत् ।
स्थानमानाश्रयं ज्ञात्वा तत्र दोषो न विद्यते ॥ २६५ ॥

પીઠની ઉંચાઈના કહેલા માનથી અર્ધા કે ત્રીજા ભાગે પીઠની યોજના સ્થાન માનનો આશ્રય જાણીને કરવી, આ રીતે ઓછું કરવામાં દોષ ન જાણવો. ૨૬૫.

### क्षीरार्णव

शुभद्रं सर्वतो भद्रं पद्मकश्च वसुंधरम् ।
सिंह पीठं ततो व्योम गरुड हंस मेव च ॥ २६६ ॥
वृषभं यद् भवेत्पीठं मेरुमाधार कारणम् ।
पीठमान मिति ख्यातं प्रासादे आदि सीमया ॥ २६७ ॥

અનુક્રમે હસ્ત માન પ્રમાણે ૧ સુભદ્ર, ૨ સર્વતો ભદ્ર, ૩ પદ્મક, ૪ વસુંધર, ૫ સિંહ, ૬ વ્યોમ, ૭ ગરૂડ, ૮ હંસ, ૯ વૃષભ. આ નવ પીઠના નામ જાણવા. વૃષભ પીઠ મેરૂ પ્રાસાદને આધારભૂત છે. તેવી રીતે તે દરેક પીઠ પોત પોતાના પ્રમાણ અનુસાર પ્રાસાદને આધારભૂત છે. આ પ્રમાણે પ્રાસાદના વિસ્તારથી પીઠ માન કહ્યું છે. ૨૬૬, ૨૬૭.




## पीठ थरनिर्गम

पञ्चांशा कर्णिकाग्रे तु निर्गमो जाड्यकुम्भकः ।
त्रिसार्द्धा कर्णिका सार्द्धा चतुर्भिर्ग्रास पट्टिका ॥ २६८ ॥
कुञ्जराश्वनरा वेदा रामयुग्मांश निर्गमाः ।
अन्तराल मधस्तेषा–मूर्ध्वाधः कर्णयुग्मकम् ॥ २६९ ॥

કર્ણિકાના અગ્રભાગથી પાંચ ભાગ નીકળો જાડંબો, ગ્રાસ પટ્ટીથી આગળ નીકળતી કર્ણિકા સાડા ત્રણ ભાગ, ગજથરથી આગળ નીકળતી ગ્રાસ પટ્ટીકા સાડા ચારભાગ, અશ્વથરથી ગજથરનો નિર્ગમ ચાર ભાગ, નરથરથી અશ્વથરનો નિર્ગમ ત્રણ ભાગ અને ખુરાથી નરથરનો નિર્ગમ બે ભાગ રાખવો. આ પ્રમાણે પીઠના નિર્ગમના બાવીશ ભાગ થાય છે. આ ગજથર આદિ થરોની વચ્ચે અંતરાલ રાખવો અને તે અંતરાલ ઉપર અને નીચે બે બે કર્ણિકાઓ કરવી. ૨૬૮, ૨૬૯.

## स्वल्प द्रव्ये साधारण पीठमान

गजपीठं विना स्वल्प–द्रव्ये पुण्यं महत्तरम् ।
जाड्यकुम्भश्च कर्णाली ग्रास पट्टी तदा भवेत् ॥ २७० ॥

कामदं कणपीठं च जाड्य कुम्भ कर्णिका ।
लतिने निर्गमं हीनं सान्धारे निर्गमाधिक ॥ २७१ ॥

( યથાશક્તિ પ્રાસાદ કરવાનુ વિધાન હોવાથી ) અલ્પ દ્રવ્યથી પણ મોટું પુણ્ય પ્રાપ્ત કરી શકાય છે, તે માટે ગજ, અશ્વ આદિ થરો વિનાના જાડંબો, કર્ણી અને છાજલી સહિત ગ્રાસપટ્ટી કરવી, આ પીઠને કામદપીઠ કહે છે, અને જાડંબો તથા કણી કરવામાં આવે તો 'કણપીઠ' કહેવાય છે, લતિનાદિ જાતિને કણપીઠનો નિર્ગમ ઓછો અને સાંધારાદિ જાતિના પ્રાસાદને પીઠનો નિર્ગમ અધિક હોય છે.

सर्वेषां पीठ माधारः पीठहीनं निराश्रयम् ।
पीठहीनं विनाशाय प्रासाद भवनादिकम् ॥ २७२ ॥

સર્વ પ્રકારના પ્રાસાદોનો આધાર પીઠ છે, પીઠ રહિત દેવાલયો નિરાશ્રય–નિરાધાર થાય છે. નિરાધાર દેવાલયો તથા ભવનાદિનો નાશ થાય છે. ૨૭૨.

## समस्त प्रासादोदयमानो–१

विश्वकर्मोवाच—

एक हस्ते चौदयस्तु स्यात्रय स्त्रिशदङ्गुलः ।
प्रासादे च द्विहस्ते तु पञ्चपञ्चा शदङ्गुलैः ॥ २७३ ॥

सप्त सप्तायङ्गुलानि प्रासादे तु त्रिहस्तके ।
एकोन शताङ्गुलैश्च वेद हस्ते सुरालये ॥ २७४ ॥

प्रासादे पञ्चहस्ते चैकविंशत्युत्तरं शतम् ।
ह्रास वृद्धी पञ्चयावत् हस्वं कुर्यात्तदूर्ध्वतः ॥ २७५ ॥

पञ्चोर्ध्वं नवपर्यन्त वृद्धिर्मन्वङ्गुलैर्भवेत् ।
अष्ट हस्तोदयश्चैव प्रासादे दशहस्तके ॥ २७६ ॥

विंशत्यन्तं दशोर्ध्वं च वृद्धि सूर्याङ्गुलै र्भवेत् ।
त्रयोदशकराः सप्ताङ्गुलं विंशति हस्तके ॥ २७७ ॥

अत ऊर्ध्वं पुनर्वृद्धि र्हस्ते हस्ते कराधंतः ।
त्रिंशद्धस्ते सप्ताङ्गुलं हस्ता अष्टादशैव च ॥ २७८ ॥

ऊर्ध्वं पञ्चाशदन्तं च हस्ते हस्ते नवाङ्गुला ।
कराणां वै सार्धपञ्च विंशश्चि शतार्धके ॥ २७९ ॥
एकोन विंशत्यङ्गुला कामदा च तदग्रतः ।
एषा युक्ति र्विद्यातव्या प्रासादस्योत्तमोदये ॥ २८० ॥
नागरे लतिने चैव सान्धारे चैव मिश्रके ।
विमान नागरच्छन्दे कुर्याद्विमान पुष्पके ॥ २८१ ॥
कुम्भकादि प्रहारान्त प्रयुक्तं वास्तुवेदिभिः ।
तद ध स्तात्तु पीठं च उर्ध्वे स्याच्छिखरोदय ॥ २८२ ॥

એક હસ્તના પ્રાસાદને તેત્રીશ (૩૩) અંગુલ, બે હસ્તના પ્રાસાદને પંચાવન (૫૫) અંગુલ, ત્રણ હસ્તે સત્યોતેર (૭૭) અંગુલ, ચાર હસ્તે નવ્વાણું (૯૯) અંગુલ ઉદય જાણવો, પાંચ હસ્તે એક સો એકવીશ (૧૨૧) અંગુલ, આમ પાંચ હસ્ત સુધી હ્રાસ કરવા છતાં ઉદય કંઈક અધિક હોય પણ તે પછી હસ્તમાં હ્રાસ થતો જાય, પાંચ પછી છ થી નવ પર્યંત પ્રતિ હસ્તે ચૌદ ચૌદ અંગુલ વૃદ્ધિ કરવી દશ હસ્તના પ્રાસાદનો ઉદય આઠ હસ્ત કરવો. દશથી વીશ હસ્ત સુધી બાર બાર અંગુલ વૃદ્ધિ કરવી, વીશ હસ્તના પ્રાસાદને તેર હસ્ત અને સાત અંગુલ ઉદય કરવો. એ પછી પુનઃ વૃદ્ધિ ત્રીશ હસ્ત પર્યંત બાર બાર અંગુલ કરવી, ત્રીશ હસ્તના પ્રાસાદનો ઉદય અઢાર હસ્ત સાત અંગુલ કરવો, ત્રીશથી પચાસ હસ્ત સુધી નવ નવ અંગુલ વૃદ્ધિ કરવી, પચાસ હસ્તના પ્રાસાદનો ઉદય પચીશ હસ્ત થશે, ઉક્ત ઉદય માનમાં ઓગણીશ અંગુલની વૃદ્ધિ કરવાથી પચીસ હસ્ત ઓગણીશ અંગુલ થાય એમ યુક્તિએ કરી વૃદ્ધિ કરવાથી ઉત્તમોદય થશે નાગર, લતિન, સાન્ધાર, મિશ્રક, વિમાનનાગર, વિમાનપુષ્પક આદિ જાતિના પ્રાસાદને ઉપર પ્રમાણે ઉદય કરવો.

વાસ્તુશાસ્ત્રના જાણનારાએ ઉદય કુંભકથરના પ્રારંભથી પ્રહારથર એટલે છજાના થર સુધી કરવાનુ કહ્યું છે કુંભક નીચે પીઠ અને પ્રહાર છજા ઉપર શિખરનો ઉદય થાય છે. ૨૭૩ થી ૨૮૨. (અપરાજિતપૃચ્છા)

## मण्डोवरमान ॥

अथातः संप्रवक्ष्यामि मण्डोवरस्य लक्षणम् ।
प्रासादस्य प्रमाणञ्च ज्ञातव्यं मूलनासिकम् ॥ २८३ ॥
रथोपरथ नंदी च भद्रोपभद्र मेव च ।
एते तु ब्राह्मतः ज्ञेया निर्गमाः पीठकादिकम् ॥ २८४ ॥

હવે આગળ મંડોવરનું લક્ષણ કહીશ, પ્રાસાદની મૂલ નાસિકાથી-કર્ણરેખાથી તેનું પ્રમાણ જાણવું. રથ, ઉપરથ, નંદી, ભદ્ર, ઉપભદ્ર, તેમજ પીઠાદિના નિર્ગમ પ્રમાણથી બહાર સમજવા. ૨૮૩, ૨૮૪.

# પ્રાસાદ ઉદયમાન-૧

| હસ્ત | હ. અં. | હસ્ત | હ. અં. | હસ્ત | હ. અં. |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ - ૯ | ૧૮ | ૧૨ - ૦ | ૩૫ | ૨૦ - ૪ |
| ૨ | ૨ - ૭ | ૧૯ | ૧૨ - ૧૨ | ૩૬ | ૨૦ - ૧૩ |
| ૩ | ૩ - ૫ | ૨૦ | ૧૩ - ૭ | ૩૭ | ૨૦ - ૨૨ |
| ૪ | ૪ - ૩ | ૨૧ | ૧૩ - ૧૯ | ૩૮ | ૨૧ - ૭ |
| ૫ | ૫ - ૧ | ૨૨ | ૧૪ - ૭ | ૩૯ | ૨૧ - ૧૬ |
| ૬ | ૫ - ૧૫ | ૨૩ | ૧૪ - ૧૯ | ૪૦ | ૨૨ - ૧ |
| ૭ | ૬ - ૫ | ૨૪ | ૧૫ - ૭ | ૪૧ | ૨૨ - ૧૦ |
| ૮ | ૬ - ૧૯ | ૨૫ | ૧૫ - ૧૯ | ૪૨ | ૨૨ - ૧૯ |
| ૯ | ૭ - ૯ | ૨૬ | ૧૬ - ૭ | ૪૩ | ૨૩ - ૪ |
| ૧૦ | ૮ - ૦ | ૨૭ | ૧૬ - ૧૯ | ૪૪ | ૨૩ - ૧૩ |
| ૧૧ | ૮ - ૧૨ | ૨૮ | ૧૭ - ૭ | ૪૫ | ૨૩ - ૨૨ |
| ૧૨ | ૯ - ૦ | ૨૯ | ૧૭ - ૧૯ | ૪૬ | ૨૪ - ૭ |
| ૧૩ | ૯ - ૧૨ | ૩૦ | ૧૮ - ૭ | ૪૭ | ૨૪ - ૧૬ |
| ૧૪ | ૧૦ - ૦ | ૩૧ | ૧૮ - ૧૬ | ૪૮ | ૨૫ - ૧ |
| ૧૫ | ૧૦ - ૧૨ | ૩૨ | ૧૯ - ૧ | ૪૯ | ૨૫ - ૧૦ |
| ૧૬ | ૧૧ - ૦ | ૩૩ | ૧૯ - ૧૦ | ૫૦ | ૨૫ - ૧૯ |
| ૧૭ | ૧૧ - ૧૨ | ૩૪ | ૧૯ - ૧૯ | | |

## प्रासादोदयमान—२

हस्तादि पञ्च पर्यन्तं विस्तारेणादयः समः ।
सुरेशमनु सप्तेपुराम चन्द्राङ्गुलाधिकः ॥ २८५ ॥
पञ्चादि दश पर्यन्तं त्रिंशद्या वत्शतार्धकम् ।
हस्ते हस्ते क्रमाद् वृद्धिर्मनुसूर्य नवाङ्गुला ॥ २८६ ॥

એક હસ્તથી પાંચ હસ્ત સુધી ઉભણી પ્રાસાદના વિસ્તારે કરવી, અથવા હસ્તના પ્રાસાદને એક હસ્ત ચૌદ અંગુલ. બે હસ્તના પ્રાસાદને બે હસ્ત ચૌદ અંગુલ. ત્રણ હસ્તના પ્રાસાદને ત્રણ હસ્ત સાત અગુંલ. ચાર હસ્તના પ્રાસાદને ચાર હસ્ત પાંચ અંગુલ અને પાંચ હસ્તના પ્રાસાદને પાંચ હસ્ત ત્રણ અંગુલ. પાંચ હસ્તથી દશ હસ્ત સુધી હસ્તે હસ્તે ચૌદ અંગુલ વૃદ્ધિ. દશથી ત્રીશ સુધી બાર અંગુલને ત્રીશથી પચાસ સુધી દરેક હસ્તે નવ અંગુલ વૃદ્ધિ કરવી ૨૮૫, ૨૮૬.

## प्रासादोदयमान—३

एक हस्तादि पञ्चातं पृथुत्वे नोदय समः ।
हस्ते सूर्याङ्गुला वृद्धि र्यावद त्रिंशत्करावधि ॥ २८७ ॥
नवाङ्गुल करे वृद्धिर्यावद हस्त शतार्धकम् ।
पीठोर्ध्वे तूदयश्चैव छाद्यान्तो नागरादिषु ॥ २८८ ॥

એક હસ્તથી પાંચ હસ્ત સુધી વિસ્તાર જેટલો ઉદય કરવો. પાંચથી ત્રીશ હસ્ત સુધી હસ્તે હસ્તે બાર અગુલ વૃદ્ધિ કરવી. ત્રીશથી પચાસ હસ્ત સુધી પ્રત્યેક હસ્તે નવ અંગુલ વૃદ્ધિ કરવી. નાગરાદિ જાતિના પ્રાસાદોમાં પીઠ ઉપરથી છજાના મથાળા સુધી ઉદય જાણવો. ૨૮૭, ૨૮૮.

## प्रासादोदयमान—४

हस्तादि पञ्चपर्यन्तं विस्तारेण समुच्छयः ॥
द्वादशाङ्गुल वृद्धिः स्याद् यावदहस्तत्रयोदश ॥ २८९ ॥
एकादशाङ्गुला वृद्धिपर्यन्त मेकविंशतिः ।
दशाङ्गुलैक विंशोर्ध्वे यावत्पञ्चाश हस्तकम् ॥ २९० ॥

એક હસ્તથી પાંચ હસ્ત સુધી વિસ્તારમાને ઉભણી ઉદય કરવો. પાંચ હસ્તથી તેર હસ્ત સુધી પ્રત્યેક હસ્તે બાર અંગુલ વૃદ્ધિ, તેરથી એકવીશ હસ્ત પર્યંત અગિયાર અંગુલ અને એકવીશથી પચાસ હસ્ત સુધી દશ અંગુલ ઉદયના માનમાં વૃદ્ધિ કરવી. ૨૮૯, ૨૯૦

# પ્રાસાદ ઉદયમાન–૨

| હસ્ત | હ. અં. | હસ્ત | હ. અં. | હસ્ત | હ. અં. |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ – ૧૪ | ૧૮ | ૧૨ – ૧ | ૩૫ | ૧૯ – ૨૨ |
| ૨ | ૨ – ૧૪ | ૧૯ | ૧૨ – ૧૩ | ૩૬ | ૨૦ – ૭ |
| ૩ | ૩ – ૭ | ૨૦ | ૧૩ – ૧ | ૩૭ | ૨૦ – ૧૬ |
| ૪ | ૪ – ૫ | ૨૧ | ૧૩ – ૧૩ | ૩૮ | ૨૧ – ૧ |
| ૫ | ૫ – ૩ | ૨૨ | ૧૪ – ૧ | ૩૯ | ૨૧ – ૧૦ |
| ૬ | ૫ – ૧૭ | ૨૩ | ૧૪ – ૧૩ | ૪૦ | ૨૧ – ૧૯ |
| ૭ | ૬ – ૭ | ૨૪ | ૧૫ – ૧ | ૪૧ | ૨૨ – ૪ |
| ૮ | ૬ – ૨૧ | ૨૫ | ૧૫ – ૧૩ | ૪૨ | ૨૨ – ૧૩ |
| ૯ | ૭ – ૧૧ | ૨૬ | ૧૬ – ૧ | ૪૩ | ૨૨ – ૨૨ |
| ૧૦ | ૮ – ૧ | ૨૭ | ૧૬ – ૧૩ | ૪૪ | ૨૩ – ૭ |
| ૧૧ | ૮ – ૧૩ | ૨૮ | ૧૭ – ૧ | ૪૫ | ૨૩ – ૧૬ |
| ૧૨ | ૯ – ૧ | ૨૯ | ૧૭ – ૧૩ | ૪૬ | ૨૪ – ૧ |
| ૧૩ | ૯ – ૧૩ | ૩૦ | ૧૮ – ૧ | ૪૭ | ૨૪ – ૧૦ |
| ૧૪ | ૧૦ – ૧ | ૩૧ | ૧૮ – ૧૦ | ૪૮ | ૨૪ – ૧૯ |
| ૧૫ | ૧૦ – ૧૩ | ૩૨ | ૧૮ – ૧૯ | ૪૯ | ૨૫ – ૪ |
| ૧૬ | ૧૧ – ૧ | ૩૩ | ૧૯ – ૪ | ૫૦ | ૨૫ – ૧૩ |
| ૧૭ | ૧૧ – ૧૩ | ૩૪ | ૧૯ – ૧૩ | | |

# પ્રાસાદ ઉદયમાન—૩

| હસ્ત | હ. | અં. | હસ્ત | હ. | અં. | હસ્ત | હ. | અં. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૦ | ૧૮ | ૧૧ | ૧૨ | ૩૫ | ૧૯ | ૯ |
| ૨ | ૨ | ૦ | ૧૯ | ૧૨ | ૦ | ૩૬ | ૧૯ | ૧૮ |
| ૩ | ૩ | ૦ | ૨૦ | ૧૨ | ૧૨ | ૩૭ | ૨૦ | ૩ |
| ૪ | ૪ | ૦ | ૨૧ | ૧૩ | ૦ | ૩૮ | ૨૦ | ૧૨ |
| ૫ | ૫ | ૦ | ૨૨ | ૧૩ | ૧૨ | ૩૯ | ૨૦ | ૨૧ |
| ૬ | ૫ | ૧૨ | ૨૩ | ૧૪ | ૦ | ૪૦ | ૨૧ | ૬ |
| ૭ | ૬ | ૦ | ૨૪ | ૧૪ | ૧૨ | ૪૧ | ૨૧ | ૧૫ |
| ૮ | ૬ | ૧૨ | ૨૫ | ૧૫ | ૦ | ૪૨ | ૨૨ | ૦ |
| ૯ | ૭ | ૦ | ૨૬ | ૧૫ | ૧૨ | ૪૩ | ૨૨ | ૯ |
| ૧૦ | ૭ | ૧૨ | ૨૭ | ૧૬ | ૦ | ૪૪ | ૨૨ | ૧૮ |
| ૧૧ | ૮ | ૦ | ૨૮ | ૧૬ | ૧૨ | ૪૫ | ૨૩ | ૩ |
| ૧૨ | ૮ | ૧૨ | ૨૯ | ૧૭ | ૦ | ૪૬ | ૨૩ | ૧૨ |
| ૧૩ | ૯ | ૦ | ૩૦ | ૧૭ | ૧૨ | ૪૭ | ૨૩ | ૨૧ |
| ૧૪ | ૯ | ૧૨ | ૩૧ | ૧૭ | ૨૧ | ૪૮ | ૨૪ | ૬ |
| ૧૫ | ૧૦ | ૦ | ૩૨ | ૧૮ | ૬ | ૪૯ | ૨૪ | ૧૫ |
| ૧૬ | ૧૦ | ૧૨ | ૩૩ | ૧૮ | ૧૫ | ૫૦ | ૨૫ | ૦ |
| ૧૭ | ૧૧ | ૦ | ૩૪ | ૧૯ | ૦ | | | |

# પ્રાસાદ ઉદયમાન-૪

| હસ્ત | હ. અં. | હસ્ત | હ. અં. | હસ્ત | હ. અં. |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ – ૦ | ૧૮ | ૧૧ – ૭ | ૩૫ | ૧૮ – ૧૨ |
| ૨ | ૨ – ૦ | ૧૯ | ૧૧ – ૧૮ | ૩૬ | ૧૮ – ૨૨ |
| ૩ | ૩ – ૦ | ૨૦ | ૧૨ – ૫ | ૩૭ | ૧૯ – ૮ |
| ૪ | ૪ – ૦ | ૨૧ | ૧૨ – ૧૬ | ૩૮ | ૧૯ – ૧૮ |
| ૫ | ૫ – ૦ | ૨૨ | ૧૩ – ૨ | ૩૯ | ૨૦ – ૪ |
| ૬ | ૫ – ૧૨ | ૨૩ | ૧૩ – ૧૨ | ૪૦ | ૨૦ – ૧૪ |
| ૭ | ૬ – ૦ | ૨૪ | ૧૩ – ૨૨ | ૪૧ | ૨૧ – ૦ |
| ૮ | ૬ – ૧૨ | ૨૫ | ૧૪ – ૮ | ૪૨ | ૨૧ – ૧૦ |
| ૯ | ૭ – ૦ | ૨૬ | ૧૪ – ૧૮ | ૪૩ | ૨૧ – ૨૦ |
| ૧૦ | ૭ – ૧૨ | ૨૭ | ૧૫ – ૪ | ૪૪ | ૨૨ – ૬ |
| ૧૧ | ૮ – ૦ | ૨૮ | ૧૫ – ૧૪ | ૪૫ | ૨૨ – ૧૬ |
| ૧૨ | ૮ – ૧૨ | ૨૯ | ૧૬ – ૦ | ૪૬ | ૨૩ – ૨ |
| ૧૩ | ૯ – ૦ | ૩૦ | ૧૬ – ૧૦ | ૪૭ | ૨૩ – ૧૨ |
| ૧૪ | ૯ – ૧૨ | ૩૧ | ૧૬ – ૨૦ | ૪૮ | ૨૩ – ૨૨ |
| ૧૫ | ૯ – ૨૨ | ૩૨ | ૧૭ – ૬ | ૪૯ | ૨૪ – ૮ |
| ૧૬ | ૧૦ – ૯ | ૩૩ | ૧૭ – ૧૬ | ૫૦ | ૨૫ – ૬ |
| ૧૭ | ૧૦ – ૨૦ | ૩૪ | ૧૮ – ૨ | | |



સીદી સૈયદની જાળી—અમદાવાદ



સીદી સૈયદની જાળી—અમદાવાદ



ભરત પ્રિન્ટરી, પાલીતાણા.

## उदयमानमां हीनाधिक

अङ्गुलंद्वित्रिकं वापि कुर्यात हीनाधिकं तथा ।
आय दोष विशुद्धयर्थं ह्रस्व वृद्धी न दूषयेत् ॥ २९१ ॥

ઉપરના માનમાં બે ત્રણ અંગુલ ઓછું વધતું કરવું ઘટે તો કરવું કારણ કે આયદોષની વિશુદ્ધિ માટે કરવામાં આવેલ વધ ઘટ દોષ રૂપ થતી નથી. ૨૯૧.

## मंडोवर अंगनुं पुनर्विधान

अंशोदये च कर्तव्यं प्रथमं षट्चछाद्यकम् ।
यावत्समोदयश्चैव तावन्मण्डोवरं कृतम् ॥ २९२ ॥

तथाद्यछाद्य संस्थाने द्वे जंघे च प्रकीर्तिते ।
दशजंघा स्तथा शेषे शतार्धस्यो दयान्तिमम् ॥ २९३ ॥

षड्विधं खेट छाद्यश्चद्वि भूम्योरन्तरे मुने ।
भरणीकोर्ध्वे मन्वेन्मांच छाद्योर्ध्वेऽपि मंचिका ॥ २९४ ॥

न च जंघाप्रदातव्यां यावद् द्वादश संख्यया ।
किञ्चित्कि श्चक्षवेम्युनं कर्तव्यं भूमिकोच्छ्रये ॥ २९५ ॥

शतार्धे च महामानं महामेरौ तथाधिकम् ।
विस्तारश्च तथा वच्मि शृणु त्वं ऋषिसत्तम् ॥ २९६ ॥

મંડોવરની ઉંચાઈના પ્રમાણમાં એકથી છ સુધી છજા કરવા અને પ્રાસાદ જેટલો પહોળો હોય તેટલી જો તેની ઉંચાઇ હોય તો તેવા સમઉદય વિસ્તારવાળા પ્રાસાદને મંડોવર કરવો અર્થાત્ એકથી પાંચ હસ્ત સુધીના પ્રાસાદને ફક્ત મંડોવર જ કરવો. આથી મોટા માનના પ્રાસાદને પહેલા છજાના સ્થાનમાં બે જંઘાઓ કરવી. તથા પચાસ હસ્ત પહોળા પ્રાસાદના ઉદયમાં ઉપરા ઉપરી દશ જંઘાઓ કરવી, અને ઉપર નીચેની ભૂમિકાના અંતરમાં છ પ્રકારના ખેટ છાદ્ય અર્થાત્ કૂટ લામસીઓ તથા મદળો યુક્ત છાદ્ય કરવા, ભરણીના થર ઉપર તેમજ છજા ઉપર મંચિકાઓનો થર કરવો અને પ્રાસાદને એક સાથે ઉપરા ઉપરી બાર જંઘાઓથી વધારે કરવી નહિ, તથા પ્રાસાદની ભૂમિકાઓ એક બીજાથી થોડા થોડા અંશે ક્રમે ક્રમે ઉપરની ઓછી કરવી. આ મહામાન પચાસ ગજ પહોળા તથા મહા મેર્વાદિ પ્રાસાદોનું છે. હવે મંડોવરના અંગોનો વિસ્તાર કહું છું. ૨૯૨ થી ૨૯૬.

## १४४ विभाग मण्डोवर थरमान

वेदवेदेन्द भकन्तु छायान्तं पीठमस्तकात् ।
खुरकः पञ्चभागः स्याद्विंशतिः कुंभकस्तथा ॥ २९७ ॥

कलशोऽष्टौ द्वि सार्धन्तु कर्तव्य मन्तरालकम् ।
कपोतिकाष्ट मञ्चिच कर्तव्या नव भागिका ॥ २९८ ॥

पञ्चत्रिंशद्यदा जंघा तिथ्यंशैरुद्गमो भवेत् ।
वसुभिर्भरणिः कार्या शिरावट्टिर्दिगंशका ॥ २९९ ॥

अष्टांशाच कपोतालिर्द्विसार्धमन्तरालकम् ।
छाद्यं त्रयोदशांशच दश भागो विनिर्गमः ॥ ३०० ॥

પીઠના મથાળેથી છજાના મથાળા સુધી એકસો ચુંમાલીશ (૧૪૪) ભાગ કરવા. તેમાં ૫ ભાગ ખરો, ૨૦ ભાગ કુંભો, ૮ ભાગ કલશો, ૨ાા ભાગ અંતરાલ, ૮ ભાગ કપોતાલી, ૯ ભાગ મંચિકા, ૩૫ ભાગ જંઘા, ૧૫ ભાગ ઉદ્ગમ, ૮ ભાગ ભરણી, ૧૦ ભાગ શિરાવટ્ટી, ૮ ભાગ કપોતાલી, ૨ાા ભાગ અંતરાલ, ૧૩ ભાગ છજુ કરવું. ૧૦ ભાગ નીકાળે કરવો. ૨૦૯ થી ૩૦૦

## १ खुरक

## १४४ विभाग मण्डोवर विभक्तिस्तर प्रमाण

उन्छ्रूयां कथिताः पूर्वे प्रासादे नागराभिधे ।
विभक्ति भाग सङ्ख्यां च कथायामि च साम्प्रतम् ॥ ३०१ ॥

चतुश्चत्वारीशदुक्तान् स्थापयेदग्रतः क्रमात ।
एक हस्तादितो यावत् पंचाशद्धस्तकं भवेत् ॥ ३०२ ॥

खुरोन्नति पंचभागा दिभागः खुर निर्गमः ।
अन्तपत्रं च भागार्धं द्वि भाग कर्ण ऊर्ध्वतः ॥ ३०३ ॥

चिप्पिका सार्धभागा स्यात् सार्धांश कर्णकं भवेत् ।
तीक्ष्णाग्रं तत्प्रकर्तव्यं पट्टिका द्वय भूपितम् ॥ ३०४ ॥

पट्टिका पादनिष्कासा सपादांश च कर्णकम् ।
स्कन्धः कुम्भो मुखाली च कर्णान्ते नद्विनिर्गमम् ॥ ३०५ ॥




૧૪૪ ભાગ મંડોવર સ્તંભ સાથે.

નાગરાદિ જાતીનું ઉદયમાન પૂર્વે-આગળ કહેલ છે, હવે વિભક્તિ અને વિભાગ સંખ્યા કહું છું એક સો ચુંમાલીશ ભાગ ક્રમે કરવા એક હસ્તના પ્રાસાદથી પચાસ હસ્તના પ્રાસાદ સુધી ખુરો પાંચ ભાગ કરવો, બે ભાગ નીકાળો કરવો, અર્ધા ભાગનુ અંતરપત્ર, બે ભાગનો કર્ણ, દોઢ ભાગની ચિપ્પિકા કરવી, દોઢ ભાગ કણુક કરવું; કણુકનો અગ્રભાગ બે પટ્ટીઓથી સુશોભિત કરવો અને પટ્ટીકાઓ નીકાળે એક ભાગ રાખવી. કણુક નીકાળે સવા ભાગ કરવું તથા કુંભકની સુખાલી કણુકથી બે ભાગે નીકાળે કરવી ૧૦૩થી ૩૦૫.

## ૨ कुम्भक

विंशति भाग मुत्सेधं तदुर्ध्वे कुम्भकं न्यसेत् ।
भागार्धस्कन्ध पट्टी च चिप्पिका चैक भागिका ॥ ३०६ ॥

वृताकारं सुललितं स्कन्ध कुर्यात्तु कुम्भके ।
विचित्र पल्लवाकीर्णं चिप्पी पत्रादि राजितम् ॥ ३०७ ॥

प्रातर्मध्याह्नपरासु ब्रह्मा विष्णु महेश्वराः ।
त्रिसन्ध्यं भद्रशोभाढ्यं चित्रे, परिकरैर्वृतम् ॥ ३०८ ॥

नासायां रूप संघाटा रथिका दल गर्भतः ।
मृणालपत्र शोभाढ्यं स्तम्भेषु तोरणंन्यसेत् ॥ ३०९ ॥

सर्वे रूपोपमाः कार्या विचित्रकार रूपिणः ।
खुरमानं यथा चादौ कुम्भ मानं तथा भवेत् ॥ ३१० ॥

ખુરા ઉપર વીશ ભાગના ઉદય વાળો કુંભાનો થર કરવો, અર્ધા ભાગ સ્કંધ પટ્ટ તથા એક ભાગની ચિપ્પિકા કરવી, કુંભાનું સ્કંધપટ્ટ સુંદર ગોળાકાર અને વિચિત્ર પલ્લવોથી યુક્ત કરવું, ચિપ્પિકા કમલ પાંખડીઓ યુક્ત કરવી, પહેલી વચલી અને છેલ્લી એમ કુંભામાં ત્રણે બાજુમાં અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રની મૂર્તિઓ કરવી. ત્રિ સંધ્યાનાં સ્વરૂપો વડે ભદ્ર શોભા સંપન્ન તેમજ વિચિત્ર પરિકરોથી યુક્ત કરવું, નાસિકાઓ એટલે કર્ણો પ્રતિરથના ખુણાઓના મધ્ય ગર્ભે રૂપ સંઘાટા એટલે મૂર્તિ યુક્ત કરવા. સ્તંભિકાઓ તોરણ કમળપત્ર તથા કમલદંડથી શોભા યુક્ત કરી ઉપર પ્રમાણે સમગ્ર કુંભો સ્વરૂપમય તથા વિચિત્રકાર સ્વરૂપનો કરવો આદિ ખુરાના માનમાંથી નીકળેલુ કુંભાનુ પ્રમાણ જાણવું. ૩૦૬ થી ૩૧૦.

રાણી રૂપમતીની મસ્જીદની જાળી—અમદાવાદ



ચામુંડેશ્વરી ટેમ્પલ–મૈસુર.





ભગત પ્રિન્ટરી પાલીતાણા



વઢવાણ સમવસરણ મંદિર. [ એન સી. સોમપુરા ]




મંડોવર લક્ષણ

## ३-४ कलश-अंत्तरपट्ट

कलशं चाष्टभागैः स्यादेकाशा मध्य चिप्पिका ।
घृत्त च षड्भाग मुक्तं भागावै ऊर्ध्वे चिप्पिका ॥ ३११ ॥

पट्टिका वन्धशोभाढ्यां नैकरत्नैः समाकुला ।
अन्तःपट्ट सार्धद्वयं पुष्पकादि विभूपितम् ॥ ३१२ ॥

કુંભા ઉપર આઠ ભાગનો કલશ કરવો તેનો છ ભાગનો મધ્ય ભાગ ચિપ્પિકાઓથી ગોળ કરવો તેના ઉપર એક ભાગની ચિપ્પિકા કરવી, તથા તેના ઉપર એક ભાગની ચિપ્પિકા કરવી. નાના પ્રકારના રત્નયુક્ત અને શોભા સંપન્ન પટ્ટ બંધ કરવો ને પુષ્પના આકારોથી દિવ્ય શોભાવાળુ અઢી ભાગનું અંતરપટ્ટ કરવું. ૩૧૧, ૩૧૨.

## ५ कपोताली

कपोतालीचाष्ट भागा भागार्धे स्कंधपट्टिका ।
स्कन्धः सपाद द्वयंश स्त्वेकपादा मुखपट्टिका ॥ ३१३ ॥

कार्यकर्णौ द्वि भागश्च स्कन्धः सार्धद्वयोन्नतः ।
भागार्धे स्कन्धपट्टी च कर्तव्या मध्यव्यक्तय ॥ ३१४ ॥

मुखापट्टादधोऽग्रे तु कर्तव्याश्च गगारकाः ।
समताग्र विधातव्या स्तराङ्गुल विदांशकैः ॥ ३१५ ॥

उर्ध्वं स्कंधो विधातव्यो दलानां गर्भ भद्रतः ।
ठकारा मुख लुमोर्ध्वे कपोतालीत्त्वितारिता ॥ ३१६ ॥

કપોતાલી આઠ ભાગની કરવી, તેમાં અર્ધા ભાગની સ્કંધપટ્ટીકા, સવા બે ભાગનો સ્કંધ, પા ભાગની મુખપટ્ટીકા, બે ભાગનો કર્ણ (વચલી પટ્ટી) અને સ્કંધ બહાર નીકળતો અઢી ભાગનો કરવો, અર્ધો ભાગનો સ્કંધ પટ્ટ મધ્યે અવ્યક્ત કરવો મુખપટ્ટી કરવી, તેમાં નીચેના અગ્રભાગે ગગારક કરવા અને તે બધા આગળના ભાગે ચાર ચાર ભાગે સરખા કરવા. દલના ગર્ભમાંથી નીકળતો ઉર્ધ્વ સ્કંધ કરવો તથા કપોતાલીના દરેક અંગના મધ્ય ગર્ભે ઉપર ઠગારિકા કરવી. ૩૧૩ થી ૩૧૬.

## ६ मञ्चिका

मञ्चिकाथ प्रवक्ष्यामि व्यक्तिस्तु नव भागतः ।
अन्तःपट्टं सपादं वा पादोनं कामरुपकम् ॥ ३१७ ॥

पट्टिकाभागपादेन स्कन्ध श्चैव द्वि भागिकः ।
मुखपट्टी भवेत्पादा सपादः कर्ण एव च ॥ ३१८ ॥

सपादश्च भवेत्स्कन्धः पादाचान्तरपट्टिका ।
कर्णिकसार्ध भागं च पादा निर्वाणपट्टिका ॥ ३१९ ॥

कपोताली युक्ति सूत्रे कारयेत गगारकान् ।
जङ्घास्तम्भैर्निर्गमाढ्या भरणी लम्बनाकृतिः ॥ ३२० ॥

હવે મંચિકામાં કરવાના ઘાટો કહું છું. મંચિકા નવ ભાગ ઉંચી કરવી, તેમાં સવા ભાગનુ અંતરપત્ર, પોણા ભાગનુ કામરૂપ, પા ભાગની પટ્ટીકા, બે ભાગનો સ્કંધ પા ભાગની મુખપટ્ટી, સવા ભાગનો સ્કંધ, સવા ભાગની અંતરપટ્ટી, અર્ધો ભાગનું કણુક અને પા ભાગની નિર્વાણપટ્ટીકા કરવી, કપોતાલી સૂત્રે ગગારકો કરવા જંઘાના થાંભલા નીકળતા રાખવા અને તેની નીચે લુબો ગોળાકાર લટકતી કરવી. ૩૧૭ થી ૩૨૦.

## ७ जङ्घा

कार्या तदुर्ध्वे जङ्घाच पञ्चत्रिंशत्समुच्छिता ।
भ्रम निर्माणतः स्तम्भैर्नासिकोपाङ्गफालना ॥ ३२१ ॥

मूलना सासु सर्वासु स्तम्भैः स्युश्चतुरश्रिकाः ।
गजश्च सिंहव्यालैश्च मकरैः समलंकृताः ॥ ३२२ ॥

कर्णेष्वष्टो च दिक्पालाः प्राच्यादिषु प्रदक्षिणम् ।
नरेश पश्चिमे भद्रे ह्यन्धकैः सह दक्षिणे ॥ ३२३ ॥

चण्डस्य चोतरे देवी दंष्ट्रनन सु शोभिताः ।
वीतरागे च शाशनदेव्य श्चैव दिशा प्रति ॥ ३२४ ॥

वारिमार्गे मुनीद्रांस्तु प्रलीनांश्च तपः सुच ।
गवाक्षाकारभद्रे तु कूर्यान्निर्गम भूषितान् ॥ ३२५ ॥

नानाभरणकैः स्तम्भैस्तिलकच्छाद्य भूषिताः ।
ब्रह्माविष्णु महेशाद्या इल्लिका वलणैर्युताः ॥ ३२६ ॥

મંચિકા ઉપર પાંત્રીશ ભાગના ઉદયમાને જંઘા કરવી, ગોળાકાર થાંભલીઓ સહિત નાસિકાઓના ફાલનાઓ કરવાં, બધી મૂલ નાસિકાઓમાં થાંભલીઓની ચોકીઓ કરવી, અને તે હસ્તી, સિંહ અને વ્યાલ (ગ્રાસ) તથા મકરોથી અલંકૃત કરવી,

જંઘાના કર્ણોમાં પૂર્વાદિક્રમથી અષ્ટદિક્પાલો કરવા, પશ્ચિમ બાજુના ભદ્રમાં નટેશ (નૃત્ય કરતા શિવ), દક્ષિણમાં અંધકાસૂરની સાથે લડતા શિવ અને ઉત્તરે ચંડદૈત્યનો નાશ કરતી તથા દંષ્ટ્રાઓથી શોભિત મુખવાળી દેવી કરવી. વીતરાગ પ્રાસાદે ભદ્રે શાસનદેવ કરવા. પ્રતિરથમાં સૂત્રદેવો તથા દિશાધિપો કરવા, વારી માર્ગોમાં તપમાં ધ્યાનાવસ્થિત થયેલા મુનિઓ કરવા, ભદ્રમાં ગવાક્ષો કરવા અને તે નિકાળે સુશોભિત તથા નાના ભરણ યુક્ત સ્તંભો, તિલક, તોરણ છાદ્યો, અર્ધ ગોળાકાર તોરણો, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આદિ દેવોને કરવા. ૩૨૧ થી ૩૨૯.



## ८ उद्गगम

पञ्चदशोन्नतः कार्य उद्गगमः सर्व कामदः ।
छाद्यं भाग तथार्धा च कपोताली तदुर्ध्वतः ॥ ३२७ ॥

पादंच्चान्तरपत्रं च सार्धं पंचोद्गमोदयः ।
द्वितीयश्चोद्गमः कार्यः सार्धाष्टांशः समुच्छितः ॥ ३२८ ॥

अन्तः पत्री च भागार्धं तत्प्रमाणा ग्नकारिका ।
ग्रासस्य पट्टीका कार्या त्रिमिर्भागैः समुच्छ्रिता ॥ ३२९ ॥

चित्राणी कपि रूपाणि निर्गमोद्गमकर्णिके ।
दलरूपाश्चोत्पतन्ति वीक्षन्ते भाव रूपका ॥ ३३० ॥

ઉદ્ગમ ભાગ પંદરનો ઊંચો કરવો, અર્ધો ભાગનું છજ્જુ, પા ભાગની કપોતાલી પા ભાગનું અંતરપત્ર અને સાડાપાંચ ભાગનો પહેલો ઉદ્ગમ ઊંચો કરવો, બીજો ઉદ્ગમ સાડા આઠ ભાગનો ઊંચો કરવો, અર્ધા ભાગનું અંતરપત્ર અને અર્ધા ભાગની અંધારિકા કરવી, ગ્રાસપટ્ટી ઊંચી ત્રણ ભાગની કરવી, ઉદ્ગમના નીકાળે કર્ણિકાઓ કરવી, વિચિત્રરૂપોના કપિઓ (વાંદરાઓ) કુદા કુદ કરતા કરવા તથા નાના પ્રકારના ભાવો બતાવતા માલુમ પડે તેવા સ્વરૂપો સમૂહ રૂપે કરવા. ૩૨૭ થી ૩૩૦.

## ९ भरणी

भरण्यष्टांशकोत्सेघी अधश्छन्दं तु वृत्तकम् ।
उद्गमे ग्रासपट्टी च भरणी स्वीन्ध पट्टिका ॥ ३३१ ॥

वृताकाशः प्रकर्तव्याः समपत्रा च निर्गमे ।
पादोनाशं कामरूपं पादं स्यात् स्कंधपट्टीका ॥ ३३२ ॥

चिप्पिका चार्धभागा स्यात् सपादा कर्णपालिका ।
पट्टीकान्तर पट्टी च पादपादं प्रकल्पयेत् ॥ ३३३ ॥

स्कंन्धः कार्यो द्विभागश्च भागार्धं कर्णपालिका ।
पट्टीकान्तरपट्टी च पादपादं प्रकल्पयेत् ॥ ३३४ ॥

भागार्धं च भवेत्स्कन्धः कर्णपादोनभागिकः ।
अन्तपत्रं चार्धभागं कर्तव्यं सर्व कामदम् ॥ ३३५ ॥

नासोपाङ्गेषु सर्वेषु पल्लवा: कामरुपिणं ।
अशोकपल्लवाकाराः कर्तव्यं सर्वकामदम् ॥ ३३६ ॥

तमालपत्रका काराः कर्णक स्कन्धबन्धकाः ।
तदालीनाकार पत्रैर्वक कस्योर्ध्वं समार्गकैः ॥ ३३७ ॥

ભરણી આઠ ભાગની કરવી અને ભરણીનો નીચેનો છંદ ગોળાકાર કરવો, નીકળતી આસપટ્ટી તેમજ ભરણીની સ્કંધાવટી ગોળ કરવી, સમગ્ર ભરણી ગોળાકાર કરવી નહિ, નીકાળે સમદલ કરવી, પોણા ભાગનુ કામરૂપ, પા ભાગની સ્કંધપટ્ટીકા, અર્ધા ભાગની ચિપ્પિકા, સવા ભાગનું કણુક તથા પા પા ભાગની પટ્ટીકા, અને અંતરાલ કરવું, બે ભાગનો સ્કંધ, અર્ધા ભાગનું કર્ણોત્પલ અને પટ્ટીકાની અંતરાલ પા પા ભાગની કરવી, અર્ધા ભાગનો સ્કંધ, પોણા ભાગનું કર્ણ કરવું, અર્ધા ભાગનું અંતરપત્ર કરવું, તે સર્વ કામનાને આપનાર છે. નાસિકાઓના સર્વ ઉપાંગોમાં કામ રૂપ પલ્લવો કરવા તે આશોપાલવના પત્રના જેવા આકૃતિ યુક્ત કરવા તે સર્વ કામનાને આપવાવાળા છે, કણુકમાં તમાલ પત્રના આકારના ભરણીના ઉપરના ગોળ ભાગે કણુકમાં લીન થતા પત્રોથી સ્કંધના બંધકો-બંધો કરવા. ૩૩૧ થી ૩૩૭.

## १० पट्टयुक्ता शिरोवटी

शिरोवटी दिग्भागो समुच्छ्राये प्रकीर्तिता ।
भारपुतलिका युक्तां त्रिभागैस्तां च कारयेत् ॥ ३३८ ॥

पादोनस्तु भवेत्स्कन्धः कर्णः पादो न भागिकः ।
अन्तः पत्रं चार्धभागं कर्तव्य सर्वकामदम् ॥ ३३९ ॥

तदूर्ध्वे व भवेत्पट्टं भागैः पंचगिराच्छ्रितम् ।
तन्त्रकेन च संयुक्तं युक्ता लंङ्कार भूषितम् ॥ ३४० ॥

શીરોવટીનો ઉદય દશ ભાગનો કરવો, તેમાં ત્રણ ભાગની ભાર પુત્તલિકાઓ યુક્ત કરવી, પોણા ભાગનો સ્કંધ, પોણા ભાગનો કર્ણ અને અર્ધા ભાગનું અંતરપત્ર કરવું, તે સર્વકામનાઓને આપનાર છે, તેના ઉપરના ભાગે પટ્ટ કરવો, ગોળાઈમાં શિરોવટી ભાગ પાંચની કરવી, અને તેને તંત્ર યુક્ત પ્રયુક્ત મોતીના અલંકારોથી વિભૂષિત કરવી. ૩૩૮ થી ૩૪૦.

## ११—१२ कपोताल्या माला

तदूर्ध्वं तु कपोताली पूर्वमान प्रकल्पिता ।
सार्ध द्वयं च तत्पट्टं कर्तव्यं सर्व कामदम् ॥ ३४१ ॥

શિરોવટીના ઉપર કપોતાલી પૂર્વમાન પ્રમાણે કરવી. અંતરપત્ર અઢી ભાગનું કરવું તે સર્વ કામનાઓને આપનાર છે. ૩૪૧.

## १३ छाद्य

कूटच्छाद्योत्सेधमानं स्यात्त्रयोदश भागतः ।
भागार्धं स्कन्धपट्टी च स्कन्ध श्चैव त्रिभागिकः ॥ ३४२ ॥

भागार्धं मुखपट्टी च छाद्योत्सेधो युगाशकः ।
एक भागा दण्डिका च अर्धं चान्तर पत्रिका ॥ ३४३ ॥

कर्ण सपाद भागश्च स्कन्ध श्चैव द्विभागिकः ।
स्कन्ध पट्टी भागपादा कर्तव्या सर्व कामदा ॥ ३४४ ॥

कपोताल्य ग्रनिष्कासं कुर्यात्तु दश भागिकम् ।
चतुर्भाग मधः स्कन्ध सार्धं च मणि बन्धकम् ॥ ३४५ ॥

ततूल्याग्रे चिप्पिका तु कर्तव्या सर्वं कामदा ।
उच्छ्रयं कथविष्यामि शृणु चैकाग्रमानसः ॥ ३४६ ॥

कामरूपं भवेद्‌ भागं पदिका स्कन्ध पट्टिका ।
भागार्धं चिप्पिकां कुर्यात् पादं च मुख पट्टिकाम् ॥ ३४७ ॥

कर्णौ द्वि भाग इत्युक्तो भागार्वं दण्डकं मतम् ।
मणिवन्धस्य संस्थाने त्रिभागं सारिलम्बनम् ॥ ३४८ ॥

षड्भिम भागैः प्रवेशः स्थात् षोडशांशेश्च निर्गमः ।
वार्यन्तरं च षड्भागैः प्रवेशः षड्भिरेव च ॥ ३४९ ॥

स्वके स्वके च स्थाने च वृहल्लघु क्रमै स्तथा ।
भक्तिपाद षोडशांशे पृथुत्व मुद कान्तरे ॥ ३५० ॥

કૂટછાદ્યની ઊંચાઇ તેર ભાગ કરવી, તેમાં અર્ધા ભાગની સ્કંધપટ્ટી, ત્રણ ભાગનો સ્કંધ, અર્ધા ભાગની મુખપટ્ટી, ચાર ભાગનો છાદ્યનો ઉદય, એક ભાગ દંડિકા, ચાર ભાગ અંતરપત્રિકા, સવા ભાગનો કર્ણ, બે ભાગનો સ્કંધ, અને પા

ભાગની સ્કંધપટ્ટી કરવી, તે સર્વ કામનાઓને આપનાર છે, કપોતાલીથી છાદ્યનો નિર્ગમ દશ ભાગ કરવો, છાદ્ય નીચેનો સ્કંધ ચાર ભાગનો કરવો અને મણિબંધ દોઢ ભાગનો કરવો, મણિબંધના અગ્ર ભાગે તેના બરાબર ચિપ્પિકા કરવી, તે સર્વ કામદા જાણવી, હવે છાદ્યના ઉપરના ભાગનુ પ્રમાણ કહું છું તે એકાગ્ર ચિત્તથી શ્રવણ કર:-

કામરૂપ ભાગ એક, પા ભાગની સ્કંધપટ્ટી, અર્ધા ભાગની ચિપ્પિકા, પા ભાગની મુખપટ્ટીકા, બે ભાગનો કર્ણ અને અર્ધા ભાગનો દંડક કરવો, તથા મણિ-બંધના સ્થાને ત્રણ ભાગનુ સારિલંબન કરવું, છ ભાગનો છાદ્યનો પ્રવેશ કરવો અને નિર્ગમ દશ ભાગ કરવો, વારિમાર્ગ છ ભાગનો અને પ્રવેશ પણ છ ભાગનો કરવો, પોત પોતાના સ્થાનમાં સ્થિત થયેલ સમગ્ર સ્વરૂપ ક્રમપણે બલ આપનાર છે અર્થાત્ પ્રાસાદને મજબૂત કરનાર છે, ભાગના સોળમાં ભાગે પાણિતારની પહોળાઈ કરવી. ૩૪૨ થી ૩૫૦.

## चतुः प्रकार जङ्घा

नागरी च तथा लाटी वैराटी द्राविडी तथा ।
शुद्धा तु नागरी ख्यात परिकर्म विवर्जित ॥ ३५१ ॥

स्त्रीयुग्म संयुता लाटी वैराटी पत्र सङ्कुला ।
मञ्जरी बहुलाकार्या जंघा च द्राविडी सदा ॥ ३५२ ॥

नागरी मध्यदेशेषु लाटी लाटे प्रकीर्तिता ।
द्राविडी दक्षिणे देश वैराटी सर्व देशजा ॥ ३५३ ॥

નાગરી, લાટી, વૈરાટી અને દ્રાવિડી એ ચાર પ્રકારની જંઘા છે તેમાં નાગરી જંઘા રૂપ વગરની અને શુદ્ધ છે, લાટી જંઘા સ્ત્રી યુગલ વાળી, વૈરાટી જંઘા પત્રોથી વ્યાપ્ત બનાવેલી અર્થાત્ પત્રોના જુથ વાળી, અને દ્રાવિડી જંઘા ઘણી મંજરી-ઓવાળી કરવી, મધ્ય પ્રદેશમાં નાગરી, લાટદેશમાં લાટી, દક્ષિણ દેશમાં દ્રાવિડી અને સર્વ દેશોમાં વૈરાટી જંઘા કરવી. ૩૫૧ થી ૩૫૩.



## मेरु मण्डोवर मान

मेरु मण्डोवरे मंची भरण्युर्ध्वेऽष्टभागिका ।
पञ्चविंशतिका जङ्घा उद्गमश्च त्रयोदश ॥ ३५४ ॥
अष्टांशा भरणी शेषं पूर्ववत् कल्पयेत् सुधीः ।
सप्त भागा भवेन्मञ्ची कुट छाद्यस्य मस्तके ॥ ३५५ ॥
षोडशांशा पुनर्जङ्घा भरणी सप्त भागिका ।
शिरावटी चतुर्भागा पट्टः स्यात् पञ्च भागिका ॥ ३५६ ॥
सूर्यांशैः कूटछाद्यं च सर्व काम फलप्रदम् ।
कुम्भकस्य युगांशेन स्थावराणां प्रवेशकः ॥ ३५७ ॥

પ્રથમ એકસો ચુંમાલીશ ભાગના મંડોવરની ભરણીની ઉપર આઠ ભાગ મંચ, પચ્ચિશ ભાગ જંઘા, તેર ભાગ ઉદ્ગમ અને આઠ ભાગની ભરણી કરવી, ભરણીની ઉપર શિરાવટી કેવાલ અંતરાલ અને છાદ્ય એકસો ચુમાલીશ ભાગના મંડોવર માને કરવું. છાદ્ય ઉપર ફરી સાત ભાગની મંચી, સોલ ભાગની જંઘા, સાત ભાગની ભરણી, ચાર ભાગની શિરાવટી, પાંચ ભાગનો કેવાલ અને બાર ભાગનું છાદ્ય કરવું, આ મેરૂ મંડોવર બધા ઇચ્છિત ફલ આપનાર છે. ઉપર થરોનો પ્રવેશ કુંભાના ચોથે ભાગે કરવો, અર્થાત્ કુંભાના ઉદયના ચાર ભાગ કરી તેમાનો એક ભાગનો દરેક થરોનો નિર્ગમ કરવો.

મેરૂ મંડોવરમાં બે ત્રણ જંઘા હોય છે, મેરૂ મંડોવરમાં ઉપર સુજબ મંડોવર કર્યા પછી મંચીથી ઉપરના થરો શરૂ થાય છે. મેરૂ મંડોવરમાં ઉપર થરોમાં ખુરો, કુંભો, કલશ, અંતરાલ અને કેવાલ એ પાંચ થર બનતા નથી. તેનુ પ્રમાણ ઉપર મુજબ છે. ૩૫૪ થી ૩૫૭.

## सामान्य मण्डोवर

शिरावट्यूद्गमो मञ्ची जङ्घा रुपाणि वर्जयेत्
अल्पद्रव्ये महत्पुण्यं कथितं विश्वकर्मणा ॥ ३५८ ॥

શિરાવટી, ઉદ્ગમ (ડોઢીઓ) મંચી અને જંઘામાં રૂપો નહિ બનાવવા, તો અલ્પ દ્રવ્યે મહાન પૂણ્ય થાય છે. તેમ વિશ્વકર્માએ કહેલ છે. ૩૫૮.

## मण्डोवर थर समसूत्रे

कुंभादि स्थावराणां च निर्गमः समसूत्रतः ।
पीठस्य निर्गमो बाह्ये तथैवाच्छादकस्य च ॥ ३५९ ॥

કુંભાદિ થરો નિર્ગમે ઓલંબો એક સૂત્રે કરવા અને પીઠ તથા છજાનો નિર્ગમ કુંભાદિથી બહારના ભાગે નીકળતો કરવો. ૩૫૯.



મેરૂ મંડોવર

## १०८ विभाग मण्डोवर

खुरश्च चतुर्भागं कुम्भकं दशपञ्चकम् ।
प्रवेशश्च चतुर्भागं स्कन्धं च पत्र संयुतम् ॥ ३६० ॥

कलशश्च षड्भागं त्रिभागान्तर पत्रकम् ।
कपोताली च षड्भागा मञ्चिकापि तथैव च ॥ ३६१ ॥

द्वात्रिंश त्यादिकोच्छ्राया कार्या जंघा विचक्षणैः ।
उद्गमं चैव षड्भागा कपोताली षडेव तु ॥ ३६२ ॥

त्रि भागान्तर पत्रं च कर्तव्यं च विचक्षणैः ।
खूट छाद्यश्च दिग्भागं सप्त भागादि निर्गमः ॥ ३६३ ॥

એકસો આઠ ભાગના મંડોવરમાં ચાર ભાગનો ખુરો, અને પંદર ભાગનો કુંભો કરવો. કુંભાના ઘાટ ચાર ભાગ અંદર પેસતો કરવો તથા સ્કંધ પત્રના પાંદડાથી અલંકૃત કરવો, છ ભાગનો કલશ, ત્રણ ભાગની અંતરાલ, છ ભાગની કપોતાલી, છ ભાગની મંચી કરવી, બુદ્ધિમાનોએ બત્રીશ ભાગની જંઘા કરવી, અગિયાર ભાગનો દોઢીઓ કરવો વાંદરા અને ગ્રાસ મુખોથી સુશોભિત કરવો, છ ભાગની ભરણી, છ ભાગની કપોતાલી અને ત્રણ ભાગની અંતરાલ કરવી, છજ્જુ દશ ભાગનું કરવું અને સાત ભાગથી વધારે નીકળતું કરવું. ૩૬૦ થી ૩૬૩.

## २७ विभाग मण्डोवरमान

पीठता छाद्य पर्यन्तं सप्त विंशति भाजिते ।
द्वादश खुरकादीनां भाग संख्या क्रमेण च ॥ ३६४ ॥

स्यादक वेद सार्धार्ध सार्ध सार्धाष्टभि स्त्रिभिः ।
सार्धं सार्धा र्धे भागद्वि द्वयं शैर्वि निर्गमः ॥ ३६५ ॥

પીઠથી છાદ્ય સુધીના સત્યાવીશ ભાગ કરવા, તેમાં ખુરાદિ બાર થરોની ભાગ સંખ્યા નીચે મુજબ જાણવી. ૧ ખુરો, ૪ કુંભો, ૧।। કલશ, ૦।। અંતરાલ, ૧।। કેવાલ ૧।। મંચી, ૮ જંઘા, ૩ ઉદ્ગમ, ૧।। ભરણી, ૧।। કેવાલ, ૦।। અંતરાલ, ૨।। છાદ્ય તથા નિર્ગમ બે ભાગ કરવું. ૩૬૪, ૩૬૫.

## १६९ विभाग मण्डोवर

पुनरेच प्रवक्ष्यामि क्षुरक ऋतु भागतः ।
त्रयो विंशत्कंभकश्च कलशो दश सार्द्धकः ॥ ३६६ ॥

अतः पत्र चर्तुभागं नवसार्द्धा कपोतिका ।
मञ्चिका दश सार्द्धा च वेद वेदा च जंघिका ॥ ३६७ ॥

सार्द्धैकोन विंशतिश्च कर्तव्यो व्युग्दमो बुधैः ।
भरणी द्वादश भागा दश भागा मथोतिका ॥ ३६८ ॥

अंतःपत्रं चतुर्भागा षोडशांश तु छाद्यकम् ।
निर्गमो दश भागेन एवं ज्ञातस्तु शिल्पिभिः ॥ ३६९ ॥

એકસો ઓગણુ સીતેર ભાગનો મંડોવર કહું છું :– છ ભાગનો ખુરો, ત્રેવીશ ભાગનો કુંભો, સાડાદસ ભાગનો કલશ, ચાર ભાગ અંતરાલ, સાડા નવ ભાગનો કેવાળ, સાડા દશ ભાગ મંચિકા, ચુંમ્માલીશ ભાગની જંઘા, સાડી ઓગણીશ ભાગનો ઉદ્ગમ, બાર ભાગની ભરણી, દશ ભાગનો મહાકેવાલ, ચાર ભાગનો અંતરાલ અને સોળ ભાગનું છાદ્ય, દશ ભાગ નીકળતું જ્ઞાનવાન ઉત્તમ શિલ્પીએ કરવું. ૩૬૬ થી ૩૬૯.

## चतुर्मुख प्रासाद ५७ विभाग मंण्डोवर

चतुर्मुखे तु प्रासादे मण्डोवर मतः श्रृणु ।
खुरकश्च द्वि भि र्भागैः कुंभकः सप्त एव च ॥ ३७० ॥

कलशश्च त्रिभागोच्छो भागैकान्तर पत्रकम् ।
कपोताली त्रि भागेन चार्ध वै स्वंतरालंकम् ॥ ३७१ ॥

मञ्चिकाया स्त्रि भागाश्च जंघा पञ्चदशोत्तमा ।
उद्गमः पञ्च भागाश्च त्रि भागा भरणी भवेत् ॥ ३७२ ॥

अर्ध मन्तर पत्रं वै चतुर्भिश्च शिरावटी ।
तेषा चर्तुमुखानां च प्रासाद छादनं शुभम् ॥ ३७३ ॥

कपोताली त्रिभागा च माला च त्रयमेव च ।
चर्तुभिः कूटछाद्यंच प्रहारो वेदसंज्ञकः ॥ ३७४ ॥

હવે ચતુર્મુખ પ્રાસાદને કરવાનાં મંડોવરનું પ્રમાણુ સાંભળો. ૨ ભાગ ખુરો ૭ કુંભો, ૩ કલશ, ૧ અંતરાલ, ૩ કપોતાલી, ૦।। અંતરાલ, ૩ મંચિકા, ૧૫ જંઘા, ૫ દોઢીયો, ૩ ભરણી, ૦।। અંતરપત્ર, ૪ સિરાવટી, ચતુર્મુખ પ્રાસાદને શિરાવટીના મથાળે ઢાંકી દેવો શુભ છે. છાદન કર્યા પછી ૩ કપોતાલી, ૩ માલા કેવાલ, ૪ છાદ્ય કરવું. પ્રહાર (નીકાળે) ૪ ભાગ કરવું. ૩૭૦ થી ૩૭૪.

## गर्भगृहोच्छ्रयमानम्

विश्वकर्मोवाच —

गर्भगृह प्रमाणं च विश्वकर्मवचोयथा ।
तथाते सम्प्रवक्ष्यामि शृणुत्वमपराजित ॥ ३७५ ॥

कुम्भीतु कुम्भके ज्ञेया स्तम्भो ज्ञेयस्तथोद्गमः ।
भरणं भरणी ज्ञेया कपोताली तथा शिरः ॥ ३७६ ॥

अधस्तात् कूटछाद्यस्य कुर्यात्पट्टस्य पेटकम् ।
अर्धोदये करोटं च कर्तव्यं विधि पूर्वकम् ॥ ३७७ ॥

વિશ્વકર્મા ગર્ભગૃહ પ્રમાણુ કહે છે, હવે તું અપરાજિત સાંભળ. કુંભિ કુંભા બરાબર, સ્તંભો ઉદ્દગમ બરાબર, ભરણી બરાબર ભરણી કપોતાલી બરાબર શિર્ષક (સરૂ) અને કૂટ છાદ્ય પટ્ટ સાથે કરવું, અને અર્ધ ભાગે વિધિપૂર્વક, વિતાન કરવો. ૩૭૫ થી ૩૭૭.

उदम्बरं तथा वक्ष्ये कुम्भिकान्तं तदुच्छ्रयः ।
तस्यार्धेन त्रि भागेन पादो न रहितं तथा ॥ ३७८ ॥

उत्कंचतुर्विध शस्तं कुर्याच्चैवमुदुम्बरम् ।
अत्युत्तमाश्च चत्वारो न्युनादुष्या तथाधिका ॥ ३७९ ॥

ઉદંબર કુંભા બરાબર કરવો, અર્ધ ભાગે ત્રીજા ભાગે ચોથા ભાગે એ ચાર પ્રમાણો ઉદંબરના જાણુવા, તે મુજબ નીચો કરવો, અત્યુત્તમ એ ચાર પ્રમાણુ છે. તેથી ન્યુન અધિક દોષિત છે. ૩૭૮, ૩૭૯.

खुरकोर्ध्वर्धेऽचन्द्र स्स्यात् तदुर्ध्वे स्यादुदुम्बरः ।
उदुम्बरार्धेत्र्यंशे वा पादेवा गर्भ भूमिका ॥ ३८० ॥

मण्डपेषु च सर्वेषु पीठान्ते रङ्ग भूमिका ।
एषा युक्ति र्विधातव्या सर्व काम फलो दया ॥ ३८१ ॥

ખુરા બરાબર અર્ધચંદ્ર તેને ઉપર ઉદંબર, ઉદંબરથી અર્ધ, ત્રી ભાગે અથવા ચોથા ભાગે નીચી ગર્ભગૃહની ભૂમિ રાખવી. સર્વ મંડપની ભૂમિ પીઠ બરાબર અને રંગ મંડપની ભૂમિ પીઠના અંતે કરવી, એ રીતે યુક્તિ અને વિધિથી કરવું જેથી સર્વ કામ ફલ આપે ૩૮૦, ૩૮૧.

## प्रासाद रचना

प्रासादानां समस्तानां विभक्ति गर्भ भित्तितः ।
गर्भ मध्ये सर्वतश्च देवताः क्रमत स्थिताः ॥ ३८२ ॥

चतुरश्रे आयते च वृत्ते वृत्तायते तथा ।
अष्टाश्रे च तथा प्रोक्तो गर्भ प्रासाद रूपतः ॥ ३८३ ॥

સમસ્ત પ્રાસાદની ગર્ભગૃહ અને ભિતિની વિભક્તિ જાણવી. ગર્ભ મધ્યે ક્રમે સર્વ દેવો સ્થિત કરવા ચોરસ, લંબચોરસ, ગોળ, લંબગોળ અને અષ્ટાંશ આ પ્રમાણે ગર્ભ અને પ્રાસાદનું એકરૂપ જાણવું. ૩૮૨, ૩૮૩.

## प्रतिमा पाद संस्थानम्

ब्रह्मस्थानादि गर्भं च भित्ति पर्यन्त मेखलम् ।
मण्डलं भवनाकारं विभक्ति क्रमछन्दतः ॥ ३८४ ॥

अष्टा विंशति सङ्ख्याकं मध्यगर्भानुरूपतः ।
क्रमादेकैक देवानां निवासो मण्डले स्थितिः ॥ ३८५ ॥

ગર્ભગૃહ બ્રહ્મ સ્થાન એટલે મધ્યેથી ભિતિ સુધી મેખલા કરવી, મંડલા સ્થાન છંદ મુજબ વિભક્તિ ભાગ કરવા ગર્ભ મધ્યથી પાછળની ભીતિ સુધી અઠ્યાવીશ સંખ્યાથી ભાગ કરવા, દરેક મંડલના પદે એકેક દેવનો નિવાસ જાણવો. ૩૮૪, ૩૮૫.

प्रथमं मण्डलं चैव यद भवेद गर्भ मध्यतः ।
शिवस्य परमं स्थानं तन्मेरोरिव मध्यतः ॥ ३८६ ॥

यवैर्यवार्द्धैस्तु किञ्चित कुर्यादीशानमाश्रितम् ।
समस्तैव मण्डलार्धं ततः सूत्रेषु देवताः ॥ ३८७ ॥

પ્રથમ મંડલ જે ગર્ભગૃહના મધ્યથી આરંભ થાય છે. તેમાં શિવનું પરમ શ્રેષ્ઠ સ્થાન, ભૂમિના મધ્યમાં જેમ મેરૂનું સ્થાન છે તેમ જાણવું. યવ અથવા અર્ધ યવ કિંચિત્ ઈશાન કોણ તરફ સ્થાન રાખવું. ત્યારપછી મંડલો ઉપર એક સૂત્રમાં સર્વ દેવતાઓ બેસારવા. ૩૮૬, ૩૮૭.

पादपद्माग्र संस्थाने स्वकीय पद मध्यतः ।
पदस्य गर्भ संस्थाने पार्श्वगर्भाद्यादिकम् ॥ ३८८ ॥
कर्ण पिप्पिलिकासूत्रं भूजगर्भे तु संस्थितम् ।
पाद गुल्फगर्भ सूत्रे पदगर्भेषु देवता ॥ ३८९ ॥

ચરણ કમલના અગ્રસ્થાનનાં મધ્યમાં તેમજ મૂર્તિના ચરણના મધ્ય ભાગમાં પદના ગર્ભ સ્થાનમાં, પડખેના ગર્ભમાં તેમજ ભુજાના ગર્ભમાં કાનપિપ્લિકાસૂત્ર એટલે કાનની બુટના ગર્ભમાં પાદ ગુલ્ફ પગની ઘુંટીના ગર્ભમાં એક સૂત્રે અને પદોના ગર્ભે દેવોને સ્થાપવા. ૩૮૮, ૩૮૯.

द्वितीये हेमगर्भश्च नकुली शस्तृ तीयके ।
चतुर्थे चैव सावित्री रूद्रस्स्यात् पञ्चमेपदे ॥ ३९० ॥
षष्ठे तथा षण्मुखश्च सप्तमेच पितामहः ।
अष्टमे वासुदेवश्च नवमे च जनार्दन ॥ ३९१ ॥
विश्वदेवाश्च दशमे अग्निरकादशेतथा ।
द्वादशे भास्करश्चैव दुर्गा चैव त्रयोदशे ॥ ३९२ ॥
चतुर्दशे विघ्नराजो ग्रहा पंचदशेतथा ।
षोडशे मातृकाश्चैव गणास्सप्तदशे तथा ॥ ३९३ ॥
अष्टादशे भैरवश्च क्षेत्रपालततोऽधिके ।
यक्षराजो विंशतिके हनुमानेकविंशके ॥ ३९४ ॥
द्वाविंशे च भृगुश्चैव घोरश्चैव ततोऽधिके ।
चतुर्विंशे भवद् दैत्यो राक्षसपदेऽधिके ॥ ३९५ ॥
पिशाचश्चैव षड्विंशे भूतानि च तथाऽपरे ।
तदग्रेच पदं शून्य क्रमेण मण्डलस्थिताः ॥ ३९६ ॥

બીજા પદમાં હિરણ્યગર્ભ, ત્રીજામાં નકુલીશ, ચોથામાં સાવિત્રી, પાંચમામાં રૂદ્રમૂર્તિ, છઠ્ઠામાં કાર્તિકસ્વામી સાતમામાં પિતામહ, આઠમાં વાસુદેવ. નવમા પદમાં જનાર્દન, દશમાં પદમાં વિશ્વદેવ, અગિયારમાં અગ્નિ. બારમા પદે સૂર્ય, તેરમાં દુર્ગા, ચૌદમાં વિઘ્નેશ, પંદરમાં નવગ્રહો, સોળમાં માતૃકાઓ સતરમા ગણો અઢારમાં ભૈરવ ઓગણીશમાં ક્ષેત્રપાલ, વીશમાં યક્ષરાજ, એકવીશમાં હનુમંત, બાવીશમાં ભૃગુ, તેવીશમાં ઘોર, ચોવિશમાં દૈત્ય, પચીશમાં રાક્ષસ, છવ્વીશ પદમાં પિશાચ, સત્તાવીશમાં ભૂતો અને તેની આગળનું પદ એટલે અઠ્ઠાવિશમું શૂન્ય જાણવું. આ પ્રમાણે અનુક્રમે મંડલમાં દેવો સ્થાપવા. ૩૯૦ થી ૩૯૬.

त्रिष्णु स्थाने उमादेवी ब्रह्मस्थाने सरस्वती ।
सावित्री मध्यदेशे तु लक्ष्मी सर्वत्रदापयेत् ॥ ३९७ ॥

वितरागो विघ्नराजे यथोक्तं जिनशासने ।
मातृमण्डल मध्ये तु समस्तां देवतास्तथा ॥ ३९८ ॥

વિષ્ણુ સ્થાનમાં ઉમાદેવી, બ્રહ્માના સ્થાને સરસ્વતી, મધ્ય પદમાં સાવિત્રી, સર્વત્ર સર્વ પદોમાં લક્ષ્મીદેવી સ્થાપવા, વિઘ્નરાજના સ્થાનમાં વીતરાગએ જિન શાસનના દેવો, માતૃપદ મધ્યે સમસ્ત દેવો સ્થાપવા. ૩૯૭, ૩૯૮.

पर्यङ्कासनोर्ध्वस्थानि विष्णु रूपाणियानि च ।
विष्णु स्थाने जलशायी वाराहस्तपदे स्थितः ॥ ३९९ ॥

विष्णु रुपाणि सर्वाणि नवमे च पदे तथा ॥
कल्की च रममाणश्च पदे वाराहके तथा ॥ ४०० ॥

अर्ध नारीश्वरंदेवं रूद्र स्थाने च स्थापयेत् ।
सातमे ब्रह्म संस्थाने मिश्रमूर्ति च स्थापयेत् ॥ ४०१ ॥

त्रिदेवं मिश्रयेश्चैव हरिहर पितामहम् ।
चन्दार्के पितामहं च स्थापयेद् भास्करे पदे ॥ ४०२ ॥

अतः परेतुये देवा ग्रन्थे पूक्ता महत्तरैः ।
सान्निध्यं सर्वकाले तु परिकरस्य च दापयेत् ॥ ४०३ ॥

પર્યંકાસન ઉપર સૂતેલા શેષશાયી ભગવાન અને વિષ્ણુના દશ અવતારના સ્વરૂપો વિષ્ણુ સ્થાનમાં સ્થાપવા, તથા વારાહ સ્થાપવા, નવમા પદમાં વિષ્ણુની સર્વ પ્રકારની મૂર્તિઓ સ્થાપવી, અને વારાહના સ્થાનમાં અશ્વ સાથે કલ્કિ અવતારની મૂર્તિ સ્થાપવી, રૂદ્રના સ્થાનમાં અર્ધનારેશ્વર, વિષ્ણુ સ્થાનમાં હરિ શંકર અને ઉમાની મૂર્તિ સ્થાપવી, સાતમા બ્રહ્માના સ્થાનમાં મિશ્રમૂર્તિ (ત્રણ દેવોની ભેગી મૂર્તિ) દત્તાત્રય, ત્રિદેવના સ્થાનમાં હરિ, હર અને પિતામહ, સૂર્યના પદમાં પિતામહ ચંદ્ર અને સૂર્ય, બ્રહ્માના સ્થાનમાં ચાર વેદો તથા સૂર્યના સ્થાનમાં ઋષિઓની સ્થાપના કરવી. આ સિવાય જે દેવો અન્ય ગ્રંથોમાં કહેલા અને તેજસ્વી હોય તેમને પરિકર (મંડલ)માં સર્વકાલ જેના સાન્નિધ્યમાં તેઓ રહેતા હોય તેના પદમાં સ્થાપવા. ૩૯૯ થી ૪૦૩.

# ગર્ભગૃહના પાછળ ભીતિથી મધ્યગર્ભ સુધી
# ૨૮ વિભાગ દેવસ્થાન.

| | |
|---|---|
| ૨૮ | ૦ |
| ૨૭ | ભૂતો |
| ૨૬ | પિશાચ |
| ૨૫ | રાક્ષસ |
| ૨૪ | દૈત્ય |
| ૨૩ | ઘોર |
| ૨૨ | ભૃગુ |
| ૨૧ | હનુમંત |
| ૨૦ | યક્ષરાજ |
| ૧૯ | ક્ષેત્રપાલ |
| ૧૮ | ભૈરવ |
| ૧૭ | ગણો |
| ૧૬ | માતૃકાઓ |
| ૧૫ | નવગ્રહો |
| ૧૪ | વિઘ્નેશ |
| ૧૩ | દુર્ગા |
| ૧૨ | સૂર્ય |
| ૧૧ | અગ્નિ |
| ૧૦ | વિશ્વદેવ |
| ૯ | જનાર્દન |
| ૮ | વાસુદેવ |
| ૭ | પિતામહ |
| ૬ | કાર્તિક સ્વામી |
| ૫ | રૂદ્રમૂર્તિ |
| ૪ | સાવિત્રી |
| ૩ | નકુલિશ |
| ૨ | હેમગર્ભ |
| ૧ | શીવ ૦ લિંગ |

# પદ સ્થાન

### આચાર દિનકર

પંચભાગ

યક્ષ
દેવતાઓ
બ્રહ્મા વિષ્ણુ જિન
શિવમૂર્તિ
શિવ૦લિંગ

### દ્વિતિયમત સમરાંગણ સૂત્રધાર

સપ્તમાં ૭ ભાગ

સર્વ દેવ
સર્વ દેવ
સર્વ દેવ
સર્વ દેવ
શીવ

### સમરાંગણ સૂત્રધાર

દશભાગ

પિશાચ
રાક્ષસ
દૈત્યો
ગંધર્વો
યક્ષો
સૂર્ય
ચંડિકા
વિષ્ણુ
બ્રહ્મા
શિવ

### અગ્નિ પુરાણ

ચાર ભાગ

૦
સર્વ દેવ
સર્વ દેવ
સર્વ દેવ
શિવ ૦ લિંગ

## देवोना पदस्थान अन्य ग्रन्थ

पट्टाधो यक्षभूताद्याः पट्टाग्रे सर्वे देवताः ।
तदग्रे वैष्णवं ब्रह्मा मध्येलिङ्गं शिवस्य च ॥ ४०४ ॥

ગર્ભગૃહની પાછળ દીવાલે સ્તંભ ઉપર પાટ નાખવામાં આવે છે, તે પાટ નીચે યક્ષ ભૂતાદિ સ્થાપવા. પાટના આગળના ભાગમાં સર્વદેવતા, તેની આગળ વિષ્ણુ બ્રહ્મા અને મધ્યે શિવલિંગ સ્થાપવું. ૪૦૪.

प्रासादगर्भम्यदले विधेये, द्वाराग्र खण्ड परिवर्जनियम् ।
अन्यदले पञ्चविभाग भक्ते, तस्मिन्विधेयानि निजासनानि ॥ ४०५ ॥

यक्षादयश्च प्रथमे विभागे. द्वितीयभागेऽखिलदेवताश्च ।
ब्रह्मा च विष्णुश्च जिन स्तृतीये, चतुर्थ भागादधिकेहरश्च ॥ ४०६ ॥

ગર્ભગૃહના બે ભાગ કરી દ્વાર તરફનો એક ભાગ તજવો. બીજા ભાગના પાંચ ભાગ કરવા. પહેલા ભાગમાં યક્ષ (ભિતિ તરફના), બીજા ભાગમાં સકલ દેવતાઓ, ત્રીજા ભાગમાં બ્રહ્મા, વિષ્ણુ અને જિન અને ચોથા ભાગમાં મધ્યે શિવ, (અધિક ભાગમાં) સ્થાપવા. ૪૦૫, ૪૦૬. (આચાર દિનકર)

भक्ते प्रासाद गर्भार्धे, दशधा पृष्ट भागतः ।
पिशाच-रक्षो-दनुजाः स्थाप्या गन्धर्व-गुह्यकाः ॥ ४०७ ॥

आदित्य-चण्डिका-विष्णु-ब्रह्मेशानाः पद क्रमात् ॥ ४०८ ॥

પછીત તરફના અર્ધ ગર્ભગૃહના દશ ભાગ કરવા, ભીત તરફ ક્રમશઃ ૧ પિશાચો, ૨ રાક્ષસો ૩ દૈત્યો, ૪ ગંધર્વો, ૫ યક્ષો, ૬ સૂર્ય, ૭ ચંડિકા, ૮ વિષ્ણુ, ૯ બ્રહ્મા, ૧૦ શિવ સ્થાપવા. ૪૦૭, ૪૦૮. (સમરાંગણ સૂત્રધાર)

गर्भ पड्भाग भक्ते वा, त्यक्त्वैकं पृष्टतांऽशकम् ।
स्थापनं सर्व देवानां, पञ्चमेंऽशे प्रशस्यते ॥ ४०९ ॥

અર્ધ ગર્ભગૃહનાં છ ભાગ કરવા, પછીતથી એક ભાગ છોડી પાંચ ભાગમાં સર્વ દેવોની સ્થાપના કરવી પ્રશંસનીય છે. ૪૦૯. (દ્વિતીયમત સમરાંગણ સૂત્રધાર)

षडभिर्विभाजिते गर्भे त्यक्त्वा भागं च पृष्टतः ।
स्थापनं पञ्चमांशे च यदि वा वसुभाजिते ॥
स्थापनं सप्तमे भागे प्रतिमा तु सुखावहम् ॥ ४१० ॥

અર્ધ ગર્ભગૃહના છ ભાગ કરવા. તેમાં પછીત તરફનો એક ભાગ છોડીને તેની આગળનાં પાંચ ભાગમાં સર્વ દેવોને સ્થાપવા. અથવા ગર્ભગૃહના આઠ ભાગ કરી પછીતનો એક ભાગ છોડી તેની આગળના ભાગમાં સર્વ દેવોને સ્થાપવા સુખકારક છે. ૪૧૦. (અગ્નિપુરાણ)

मृदिष्टका कर्मयुक्तां भित्ति पादां प्रकल्पयेत् ।
पञ्चमांशेऽथवा सा तु षष्टांशे शैलजे भवेत् ॥ ४११ ॥
दारुजे सप्तमांशेच सान्धारे चाष्टमांशके ।
धातुजे रत्नजे भित्तिः प्रासादे दशमांशतः ॥ ४१२ ॥
प्रमाणं तद्यत्पृथुत्वं कुम्भके मूल नासिके ।
त्रिपञ्च सप्तनन्दान्तं फालनो पाङ्ग ग्राह्यतः ॥ ४१३ ॥
रथे प्रतिरथे कर्णे कर्णिकायां च नन्दिका ।
कर्णिका भद्रनिष्कास मुखभद्रं शुकाग्रकम् ॥ ४१४ ॥
एतत्सर्वं प्रयोक्तव्यं कर्णोपाङ्गादिनासिकम् ।
मूलसीमान्ततो ग्राह्मे नैतद वास्तु परिग्रह ॥ ४१५ ॥

માટી અને ઈંટના પ્રાસાદની ભિતિ ચોથા ભાગે, શૈલના પ્રાસાદને પાંચમે અથવા છઠ્ઠે ભાગે ભિતિ કરવી, લાકડાના પ્રાસાદને સાતમે ભાગે, સાન્ધારાદિ પ્રાસાદને આઠમે ભાગે ભિતિ કરવી, ધાતુરત્નના પ્રાસાદને દશમા ભાગે ભિતિ કરવી, પ્રાસાદ કુંભે મૂલનાસિકા એટલે રેખાએ પ્રમાણ જાણવું.

ત્રણ, પાંચ સાત, નવ ફાલના ઉપાંગો બહાર કાઢવા. રથ, પ્રતિરથ, કર્ણ કર્ણિકા નંદિ, કર્ણિકા ભદ્ર નિકાળે કરવાં. મુખ ભદ્ર આગળ શુકનાશ કરવો, એ સર્વ પ્રયુક્તિ પૂર્વક કર્ણથી બહાર ઉપાંગો કરવા મૂલ સીમાથી, રેખાથી બહાર વાસ્તુ કર્મ મુજબ ફાલના કરવાં. ૪૧૧, થી ૪૧૫.

## गर्भगृह फालना

चतुरश्रं भद्रकं च सुभद्रं प्रतिभद्रकम् ।
गर्भगृहं फालनीयं मर्म तत्र न पीडयेत् ॥ ४१६ ॥

ગર્ભગૃહના ફાલના ચોરસ, ભદ્રક, સુભદ્ર, પ્રતિભદ્રક અને મર્મદોષ ન થાય તે રીતે કરવાં. ૪૧૬.

## यमचुल्ली दोष

एकद्वित्रि मात्राभि गर्भगेहं यदायतम् ।
यमचुल्ली तदानाम भर्तुर्गृह विनाशिका ॥ ४१७ ॥

એક, બે અને ત્રણ માત્રા પણ ગર્ભગૃહ આયતન ઊંડો થાય તો યમચુલ્લી નામનો દોષ ઉત્પન્ન થાય તે ગૃહસ્વામીનો નાશ કરે. ૪૧૭

दारुजे वलभीनां तु आयतं च नदूपयेत् ।
प्रशस्तं सर्व कृत्येपु चतुरश्रं शुभ प्रदम् ॥ ४१८ ॥

દારૂજાદિ તથા વલભીજાતિના પ્રાસાદને આયતન દોષ નથી, પણ વધારે પ્રશંસનીય અને શુભકારક ચોરસ ગર્ભગૃહ છે માટે સર્વકર્મમાં કરવો. ૪૧૮.



**સાન્ધાર અને નિરંધાર પ્રાસાદ તલ દર્શન**

વિગત માટે જુઓ પેજ નં. ૯૮, ૯૯, ૧૦૦.



પ્રાસાદ મંડોવર વિભાગ

( વિગત માટે જુઓ પેજ નં. ૧૩૯–૧૪૦ )

इति श्री विश्वकर्मा वास्तु कला चिंतन हरविद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम् उत्तरार्ध शिलपाचार्य नंदलाल चुनीलाल सोमपुरा संगृहीते प्रासाद निरूपण नाम्नो तृतीयोऽध्याय सपूर्णः

# द्वार लक्षण नाम्नो चतुर्थोऽध्याय

## प्रासाद द्वार दिकः

एक द्वारं भवेत् पूर्वे द्वितीयश्चैव पश्चिमे ।
तृतीयं मध्य द्वारश्च दक्षिणायां विवर्जयेत ॥ १ ॥

પ્રથમ દ્વાર પૂર્વદિક્, બીજું પશ્ચિમમાં અને ત્રીજું પૂર્વ પશ્ચિમ મધ્યે, ઉત્તરમાં કદિપણ દક્ષિણદિક્ દ્વાર કરવું નહિ. ૧.

चतुर्द्वारं चतुर्दिक्षु शिव ब्रह्म जिनालये ।
होमशाला चतुर्द्वारा किंचिद्राजगृहे तथा ॥ २ ॥

શિવ, બ્રહ્મા અને જિનેશ્વરને ચારે દિશાઓમાં ચાર દ્વાર કરવા, તથા હોમ શાલા ચાર દ્વાર યુક્ત કરવી. તેમજ કોઈક પ્રસંગે રાજ્ય પ્રાસાદ અથવા મહેલને ચાર દ્વાર કરવા. ૨.

## नागर प्रासाद द्वारमान

एक हस्ते तु प्रासादे द्वारं स्यात् पोडशाङ्गुलम् ।
कार्या पोडशतो वृद्धि पर्यन्ते च चतुष्करम् ॥ ३ ॥
गुणाङ्गुलाऽगृहस्तान्तं तत्परं द्वयङ्गुलाकरे ।
पञ्चाशद्धस्त पर्यन्तं प्रयुक्ता वास्तु वेदिभिः ॥ ४ ॥

એક હસ્તના પ્રાસાદને દ્વાર સોળ અંગુલ કરવું, ચાર હસ્ત પર્યન્ત સોળ અંગુલની વૃદ્ધિ કરવી. પાંચથી નવ હસ્ત સુધી ત્રણ અંગુલ વૃદ્ધિ કરવી. તે ઉપર પચાસ હસ્ત સુધી બબ્બે અંગુલ પ્રત્યેક હસ્તે વૃદ્ધિ કરવી, પ્રાસાદ (વાસ્તુ)ની રેખાથી યુક્તિએ કરીને પ્રમાણ જાણવું. ૩, ૪ (અપરાજિત પૃચ્છા)

एक हस्ते तु प्रासादे च द्वारश्च पोडशाङ्गुलम् ।
इयं वृद्धिः प्रकर्तव्या यावद्धस्त चतुष्टयम् ॥ ५ ॥
वेदाङ्गुला भवेद् वृद्धिर्यावत दश हस्तकम् ।
हस्त विंशतिमाने हस्ते हस्ते त्रयाङ्गुला ॥ ६ ॥
द्वयङ्गुला च भवेद्यावत प्रासादेत्रिंशहस्तके ।
अङ्गुलैकाततो वृद्धिर्यावत पंचाशहस्तकम् ॥ ७ ॥

એક હસ્તના પ્રાસાદને દ્વાર સોલ અંગુલ ઉંચાઇનું કરવું, અને ચાર હસ્ત સુધી સોલ સોલ અંગુલ વૃદ્ધિ કરવી, પાંચથી દશ હસ્ત સુધી ચાર અંગુલ વૃદ્ધિ, અગિઆરથી વીશ હસ્ત સુધી ત્રણ અંગુલ વૃદ્ધિ, એકવીશથી ત્રીશ હસ્ત સુધી બે અંગુલ અને એકત્રીશથી પચાસ હસ્ત પર્યંત એક અંગુલ વૃદ્ધિ દ્વાર માનમાં કરવી. ૫ થી ૭.

## અપરાજિત મત

### નાગર દ્વારમાન

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|
| ૧ | ૧૬ | ૨૬ | ૧૧૩ |
| ૨ | ૩૨ | ૨૭ | ૧૧૫ |
| ૩ | ૪૮ | ૨૮ | ૧૧૭ |
| ૪ | ૬૪ | ૨૯ | ૧૧૯ |
| ૫ | ૬૭ | ૩૦ | ૧૨૧ |
| ૬ | ૭૦ | ૩૧ | ૧૨૩ |
| ૭ | ૭૩ | ૩૨ | ૧૨૫ |
| ૮ | ૭૬ | ૩૩ | ૧૨૭ |
| ૯ | ૭૯ | ૩૪ | ૧૨૯ |
| ૧૦ | ૮૧ | ૩૫ | ૧૩૧ |
| ૧૧ | ૮૩ | ૩૬ | ૧૩૩ |

## શિલ્પરત્નાકર મત

### નાગર દ્વારમાન

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|
| ૧ | ૧૬ | ૨૬ | ૧૩૦ |
| ૨ | ૩૨ | ૨૭ | ૧૩૨ |
| ૩ | ૪૮ | ૨૮ | ૧૩૪ |
| ૪ | ૬૪ | ૨૯ | ૧૩૬ |
| ૫ | ૬૮ | ૩૦ | ૧૩૮ |
| ૬ | ૭૨ | ૩૧ | ૧૩૯ |
| ૭ | ૭૬ | ૩૨ | ૧૪૦ |
| ૮ | ૮૦ | ૩૩ | ૧૪૧ |
| ૯ | ૮૪ | ૩૪ | ૧૪૨ |
| ૧૦ | ૮૮ | ૩૫ | ૧૪૩ |
| ૧૧ | ૯૧ | ૩૬ | ૧૪૪ |

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
| --- | --- | --- | --- |
| ૧૨ | ૮૫ | ૩૭ | ૧૩૫ |
| ૧૩ | ૮૭ | ૩૮ | ૧૩૭ |
| ૧૪ | ૮૯ | ૩૯ | ૧૩૯ |
| ૧૫ | ૯૧ | ૪૦ | ૧૪૧ |
| ૧૬ | ૯૩ | ૪૧ | ૧૪૩ |
| ૧૭ | ૯૫ | ૪૨ | ૧૪૫ |
| ૧૮ | ૯૭ | ૪૩ | ૧૪૭ |
| ૧૯ | ૯૯ | ૪૪ | ૧૪૯ |
| ૨૦ | ૧૦૧ | ૪૫ | ૧૫૧ |
| ૨૧ | ૧૦૩ | ૪૬ | ૧૫૩ |
| ૨૨ | ૧૦૫ | ૪૭ | ૧૫૫ |
| ૨૩ | ૧૦૭ | ૪૮ | ૧૫૭ |
| ૨૪ | ૧૦૯ | ૪૯ | ૧૫૯ |
| ૨૫ | ૧૧૧ | ૫૦ | ૧૬૧ |



| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
| --- | --- | --- | --- |
| ૧૨ | ૯૪ | ૩૭ | ૧૪૫ |
| ૧૩ | ૯૭ | ૩૮ | ૧૪૬ |
| ૧૪ | ૧૦૦ | ૩૯ | ૧૪૭ |
| ૧૫ | ૧૦૩ | ૪૦ | ૧૪૮ |
| ૧૬ | ૧૦૬ | ૪૧ | ૧૪૯ |
| ૧૭ | ૧૦૯ | ૪૨ | ૧૫૦ |
| ૧૮ | ૧૧૨ | ૪૩ | ૧૫૧ |
| ૧૯ | ૧૧૫ | ૪૪ | ૧૫૨ |
| ૨૦ | ૧૧૮ | ૪૫ | ૧૫૩ |
| ૨૧ | ૧૨૦ | ૪૬ | ૧૫૪ |
| ૨૨ | ૧૨૨ | ૪૭ | ૧૫૫ |
| ૨૩ | ૧૨૪ | ૪૮ | ૧૫૬ |
| ૨૪ | ૧૨૬ | ૪૯ | ૧૫૭ |
| ૨૫ | ૧૨૮ | ૫૦ | ૧૫૮ |

## क्षीरार्णव मतः—

नागरं द्विविधं द्वार मुक्त क्षीरार्णव तथा ।
दशमांशेन वै हीनं द्वारं स्वर्गे मनोरमम् ॥ ८ ॥

अधिकं दशमांशेन प्रासादे पर्वताश्रये ।
तावत्क्षेत्रान्तरे ज्ञातुमर्हस्यादि मुनीश्वर ॥ ९ ॥

વિશ્વકર્મા કહે છે કે હે નારદ નાગરાદિ જાતિના પ્રાસાદનું દ્વારમાન બે પ્રકારનુ થાય છે. આવેલા માનમાંથી દશમા અંશે હીન કરવામાં આવે તો સ્વર્ગના દ્વાર જેવું મનોરમ દ્વાર થાય, પર્વતના આશ્રયે આવેલ પ્રાસાદને દશમાં અંશે વૃદ્ધિ કરવામાં આવે તો શુભ છે, હે નારદ આદિ મુનીશ્વર આ પ્રમાણે ક્ષેત્રાન્તરોમાં દ્વાર માન જાણુવાને તમે યોગ્ય છો. ૮, ૯.

शिवद्वारं भवेज्जेष्ठं कनिष्ठञ्च जिनालये ।
मध्यमं सर्व रेखानां सर्व कल्याणकारकम् ॥ १० ॥

उत्तममुदयार्धेन मध्यं पादाधिकं तथा ।
कनिष्ठं चाधिकं तत्र विस्तारे द्वार मेवच ॥ ११ ॥

શિવાલયને જયેષ્ઠ. જિનાલયને કનિષ્ઠ અને બીજા સર્વ દેવોને મધ્યમ દ્વારમાન કરવું તે સર્વે કલ્યાણકારી છે. દ્વારની ઊંચાઈના અર્ધા ભાગે દ્વાર પહોળું કરવાથી જયેષ્ઠ, પહોળાઇના માનમાં ચોથા ભાગે અધિક કરવાથી મધ્યમ અને તેમાં પણ કંઈક અધિક કરવાથી કનિષ્ઠ દ્વારમાન જાણવું. ૧૦, ૧૧.

द्वारं प्रासादसद्मादौ यानसम्पानतल्पके ।
पृथुत्वमर्धमर्धच शुभं स्यात्तु कलाधिके ॥ १२ ॥

પાલખી અને પલંગ એ સર્વ લંબાઇના અર્ધ ભાગે પહોળા કરવા, પ્રાસાદ ગૃહ આદિના દ્વારો લંબાઇના અર્ધ ભાગે પહોળા કરવા અને ઉંચાઈના સોળમા ભાગે પહોળાઇમાં વૃદ્ધિ કરવાથી શોભાયમાન થાય છે ૧૨. -અપરાજિત.

## भूमिजप्रासाद द्वारमानम्

एक हस्ते तु प्रासादे द्वारं सूर्याङ्गुलोदयम् ।
हस्ते हस्ते सूर्यवृद्धिः यावत्स्यात् पञ्चहस्तकम् ॥ १३ ॥

पञ्चाङ्गुलाच सप्तान्ता नवान्ता वेद वृद्धिका ।
तदुर्ध्वं शतार्धान्ति च वर्धयेद् द्वयङ्गुलैः पुनः ॥ १४ ॥

उच्छ्रयार्धेन विस्तारं शुभं स्यातु फलाधिकम् ।
भूमिजे द्वारमानं च प्रयुक्तं वास्तुवेदिभि ॥ १५ ॥

એક હસ્તના પ્રાસાદને બાર અંગુલ દ્વાર કરવું, પાંચ હસ્ત પર્યંત બાર અંગુલ વૃદ્ધિ કરવી. છ થી સાત હસ્ત પર્યંત પાંચ અંગુલ વૃદ્ધિ, આઠથી નવ હસ્ત સુધી ચાર અંગુલ વૃદ્ધિ, દશથી પચાસ હસ્ત પર્યંત બબ્બે અંગુલ વૃદ્ધિ કરવી.

દ્વારની ઊંચાઇના અર્ધ ભાગે દ્વાર પહોળું કરવું, ઊંચાઈનો સોળમો ભાગ પહોળાઇમાં વૃદ્ધિ કરે તો શુભકર્તા છે દ્વારમાન વાસ્તુશાસ્ત્રના જાણકાર વિદ્વાનોએ ભૂમિજાદિ પ્રાસાદોમાં કરવું. ૧૫.

## द्राविडप्रासाद द्वारमान

एक हस्ते तु प्रासादे द्वारं विद्याद्दशाङ्गुलम् ।
दशाङ्गुलं प्रतिकरं यावत् षडहस्तकं भवेत् ॥ १६ ॥

अतउर्ध्वे दिक्करान्तं वृद्धिः पञ्चाङ्गुला भवेत् ।
द्वयङ्गुलाचततो वृद्धिः पञ्चाशद्धस्तकावधि ॥ १७ ॥

पृथुत्वं च तदर्धेन शुभं स्यात्तु फलाधिकम् ।
द्राविडे द्वारविस्तारः प्रयुक्तो वास्तुवेदिभि ॥ १८ ॥

એક હસ્તે દ્વારનો ઉદય દશ અંગુલ કરવો. દશ અંગુલ વૃદ્ધિ પ્રત્યેક હસ્તે છ હસ્ત સુધી કરવી, તે ઉપરાંત સાત હસ્તથી દશ હસ્ત સુધી પાંચ અંગુલ વૃદ્ધિ કરવી, અગ્યારથી પચાસ હસ્ત સુધી બબ્બે અંગુલ વૃદ્ધિ કરવી, ઉદયથી અર્ધ ભાગે વિસ્તાર કરવો, વિસ્તારમાં સોળ અંશે વૃદ્ધિ કરે તો શુભદ્વાર થાય, આ દ્રાવિડ પ્રાસાદનો દ્વાર વિસ્તાર પ્રાસાદ રેખા માને યુક્તિએ કરી જાણવો. ૧૬ થી ૧૮.

## अन्यजाती प्रासाद द्वारमान

विमाने भूमिजेमानं वराटेषु तथैव च ।
मिश्रके लतिने चैव मानं शस्तं च नागरम् ॥ १९ ॥

दशहस्तात्परंम चैव सान्धारे कामदं तथा ।
विमान नागरच्छन्दे कुर्याद्विमान पुष्पके ॥ २० ॥

नागरं शोभनं द्वारं तथा सिंहावलोकने ।
वलभ्यां भूमिजंमानं द्राविडं फासनाकृतौ ॥ २१ ॥

## ભૂમિજ પ્રાસાદ દ્વારમાન

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|
| ૧ | ૧૨ | ૨૬ | ૧૧૨ |
| ૨ | ૨૪ | ૨૭ | ૧૧૪ |
| ૩ | ૩૬ | ૨૮ | ૧૧૬ |
| ૪ | ૪૮ | ૨૯ | ૧૧૮ |
| ૫ | ૬૦ | ૩૦ | ૧૨૦ |
| ૬ | ૬૫ | ૩૧ | ૧૨૨ |
| ૭ | ૭૦ | ૩૨ | ૧૨૪ |
| ૮ | ૭૪ | ૩૩ | ૧૨૬ |
| ૯ | ૭૮ | ૩૪ | ૧૨૮ |
| ૧૦ | ૮૦ | ૩૫ | ૧૩૦ |
| ૧૧ | ૮૨ | ૩૬ | ૧૩૨ |

## દ્રાવિડ પ્રાસાદ દ્વારમાન

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|
| ૧ | ૧૦ | ૨૬ | ૧૧૨ |
| ૨ | ૨૦ | ૨૭ | ૧૧૪ |
| ૩ | ૩૦ | ૨૮ | ૧૧૬ |
| ૪ | ૪૦ | ૨૯ | ૧૧૮ |
| ૫ | ૫૦ | ૩૦ | ૧૨૦ |
| ૬ | ૬૦ | ૩૧ | ૧૨૨ |
| ૭ | ૬૫ | ૩૨ | ૧૨૪ |
| ૮ | ૭૦ | ૩૩ | ૧૨૬ |
| ૯ | ૭૫ | ૩૪ | ૧૨૮ |
| ૧૦ | ૮૦ | ૩૫ | ૧૩૦ |
| ૧૧ | ૮૨ | ૩૬ | ૧૩૨ |

| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|
| ૧૨ | ૮૪ | ૩૭ | ૧૩૪ |
| ૧૩ | ૮૬ | ૩૮ | ૧૩૬ |
| ૧૪ | ૮૮ | ૩૯ | ૧૩૮ |
| ૧૫ | ૯૦ | ૪૦ | ૧૪૦ |
| ૧૬ | ૯૨ | ૪૧ | ૧૪૨ |
| ૧૭ | ૯૪ | ૪૨ | ૧૪૪ |
| ૧૮ | ૯૬ | ૪૩ | ૧૪૬ |
| ૧૯ | ૯૮ | ૪૪ | ૧૪૮ |
| ૨૦ | ૧૦૦ | ૪૫ | ૧૫૦ |
| ૨૧ | ૧૦૨ | ૪૬ | ૧૫૨ |
| ૨૨ | ૧૦૪ | ૪૭ | ૧૫૪ |
| ૨૩ | ૧૦૬ | ૪૮ | ૧૫૬ |
| ૨૪ | ૧૦૮ | ૪૯ | ૧૫૮ |
| ૨૫ | ૧૧૦ | ૫૦ | ૧૬૦ |


| હસ્ત | અંગુલ | હસ્ત | અંગુલ |
|---|---|---|---|
| ૧૨ | ૮૪ | ૩૭ | ૧૩૪ |
| ૧૩ | ૮૬ | ૩૮ | ૧૩૬ |
| ૧૪ | ૮૮ | ૩૯ | ૧૩૮ |
| ૧૫ | ૯૦ | ૪૦ | ૧૪૦ |
| ૧૬ | ૯૨ | ૪૧ | ૧૪૨ |
| ૧૭ | ૯૪ | ૪૨ | ૧૪૪ |
| ૧૮ | ૯૬ | ૪૩ | ૧૪૬ |
| ૧૯ | ૯૮ | ૪૪ | ૧૪૮ |
| ૨૦ | ૧૦૦ | ૪૫ | ૧૫૦ |
| ૨૧ | ૧૦૨ | ૪૬ | ૧૫૨ |
| ૨૨ | ૧૦૪ | ૪૭ | ૧૫૪ |
| ૨૩ | ૧૦૬ | ૪૮ | ૧૫૬ |
| ૨૪ | ૧૦૮ | ૪૯ | ૧૫૮ |
| ૨૫ | ૧૧૦ | ૫૦ | ૧૬૦ |

धातुजे रत्नजेचैव दारुजे च रथारुहे ।
यश्छन्दश्चैव प्रासादे द्वारं तन्मानकं भवेत् ॥ २२ ॥

વિમાન તથા વૈરાટ જાતિના પ્રાસાદને ભૂમિજ જાતીના પ્રાસાદ મુજબ દ્વારમાન કરવું, મિશ્રક તથા લતિનાદિ પ્રાસાદને નાગરાદિ જાતિના પ્રાસાદમાને દ્વાર કરવું, દશ હસ્તાદિ સાન્ધારાદિ પ્રાસાદને, વિમાન, નાગર તથા વિમાન પુષ્પક તથા સિંહાવલોકન પ્રાસાદને નાગરજાતિના પ્રાસાદમાને શોભિત દ્વાર કરવું, વલભી જાતિના પ્રાસાદને ભૂમિજ જાતિ પ્રાસાદ દ્વારમાને કરવું, કાંસનાદિ તથા સુવર્ણાદિ ધાતુ અને મણિ માણેક આદિ રત્નોના પ્રાસાદોને તેમજ દારૂજાદિ અને રથારૂહાદિ જાતિના પ્રાસાદોને દ્રાવિડ જાતિના પ્રાસાદમાન પ્રમાણે દ્વાર કરવું.

દરેકને પોતાના છંદ મુજબ પ્રાસાદને દ્વારમાન કરવા. ૧૯ થી ૨૨.

## प्रासादविभक्ति द्वार निर्णयो

तदनन्तरमुदिष्ट द्वाराणां लक्षणं शुभम ।
ज्येष्ठ मध्यं कनिष्ठं च प्रत्येकं त्रिविध तथा ॥ २३ ॥

पद्मिनी नवशाखं च सप्तशाखंतु हस्तिनी ।
नन्दिनी पञ्चशाखं तु त्रिविधं चोत्तमं भवेत् ॥ २४ ॥

मुकुली मालिनी ज्येष्ठा गान्धारी सुभगा तथा ।
मध्यमेति द्विधा प्रोक्ता कनिष्ठा सुप्रभास्मृता ॥ २५ ॥

मुकुलीचाष्टशाखं च षटशाखं चैव मालिनी ।
गान्धारी च चतुःशाखं त्रिशाखं सुभगा स्मृता ॥ २६ ॥

सुप्रभा तुद्विशाखं चैकशाखं स्मरकीर्तितम् ।
नवान्तमेकशाखादि लक्षणं कथ्यतेऽधुना ॥ २७ ॥

દ્વારના શુભ લક્ષણ જુઓ. જેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ પ્રત્યેક ત્રિવિધ પ્રમાણ છે. નવશાખા પદ્મની, સપ્ત શાખ હસ્તિની, પંચશાખ નન્દિની, એ ત્રણે પ્રકારની શાખ ઉત્તમ છે.

મુકુલી, માલિની જેષ્ઠા ગાંધારી અને સુભગા એ બે મધ્યમા, સુપ્રભા કનિષ્ઠા જાણવી.

અષ્ટશાખ મુકુલી, છ શાખ માલિની, ચારશાખ ગાંધારી ત્રિશાખ સુભગા, દ્વિશાખ સુપ્રભા, એક શાખ કીર્તિ. નવ શાખથી એક શાખ સુધીના લક્ષણ હમણાં કહ્યાં. ૨૩ થી ૨૭.

## द्वारशाखे आयादिनिर्णय

नवशाखे ध्वजश्चैको वृषभ पञ्चशाखिके ।
त्रिशाखे च तथा सिंहः सप्तशाखे गज स्मृतः ॥ २८ ॥

द्विशाखे धूम्र इत्युक्तमग्नि कर्म गृहं भवेत् ।
चतुः शाखे तु कर्तव्यः श्वानः कारुत्वजीविनाम् ॥ २९ ॥

षटशाखे चैव कर्तव्यः रजकादेः खर स्मृतः ।
ध्वाङ्क्षश्चैवाऽष्टशाखे तु विहङ्गादे स्तथा स्मृतः ॥ ३० ॥

નવશાખે ધ્વજાય દેવો, પંચશાખે વૃષાય, ત્રિશાખે સિંહાય, સપ્તશાખે ગજાય, દ્વિશાખે ધૂમ્રાય અગ્નિ કર્માદિ ગૃહમાં કરવી, ચતુઃશાખે શ્વાનાય તે ઉપર જીવનારને ગૃહે કરવી, ષટશાખે ખરાય ધોબી આદિના ગૃહે કરવી, અષ્ટશાખે ધ્વાંક્ષાય દેવો દ્રષ્ટિ સૂત્રનું કામ કરનારને ત્યાં કરવી. ૨૮ થી ૩૦.

## द्वारशाख निर्णय

नवशाख महेशस्य देवानां सप्तशाखिकम् ।
पंचशाख सर्वभौमे त्रिशाखं मण्डलेश्वरे ॥ ३१ ॥

एक शाखं भवेद् द्वारं शुद्रे वैश्ये द्विजे सदा ।
समशाखं च धूम्रायेश्वाने रासभ वायसे ॥ ३२ ॥

નવશાખ મહેશના દેવાલયે કરવી, બીજા સમસ્ત દેવોના પ્રાસાદને સપ્તશાખા, સમ્રાટો ( ચક્રવર્તિ રાજા ) ના રાજ્ય પ્રાસાદને પંચશાખા વાળા દ્વાર કરવા, માંડલિક રાજાઓને ત્રિ શાખા દ્વાર કરવા, બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષુદ્રના ગૃહોને એક શાખ કરવી, સમશાખ બે, ચાર, છ અને આઠ શાખ ધૂમ્ર, શ્વાન, ખર અને ધ્વાંક્ષ એ ઉપર આજીવિકા કરનારના ગૃહોમાં કરવી. ૩૧, ૩૨.

प्रासाद जातिरूपं यत् तद्वद् द्वारं च सूत्रतः ।
तलच्छन्दानु सारेण द्वारशाखा विभाजयेत् ॥ ३३ ॥

જાતિને અનુરૂપ પ્રાસાદો અને પ્રાસાદોને અનુરૂપ સમસૂત્રે દ્વારો અને તલ છંદ અનુસાર દ્વારશાખાના વિભાગ કરવા. ૩૩.



ષોડશ વિદ્યાદેવી યુક્ત દ્વાર શાખ.

## शाखनुं न्युनाधिकमान

अङ्गुलं सार्धमर्धं वा कुर्याद्धिनं तथाधिकम् ।
आय दोष विशुद्धयर्थं ह्रस्व वृद्धी न दुषयेत् ॥ ३४ ॥

એક અંગુલ, દોઢ અંગુલ અથવા અર્ધો અંગુલ માનમાં આયાદિ મેળવવા પ્રમાણથી વધઘટ કરવામાં દોષરૂપ નથી. ૩૪.

## द्वार शाख विस्तार मान

द्वारोच्छ्रय प्रमाणेन शाखां विस्तरयेत्सुधीः ।
षडंशेन त्रिशाखा वै पञ्चशाखा च पञ्चभिः ॥ ३५ ॥

सप्त शाखा युगांशेन नवशाखा त्रि भिस्ततथा ।
इदं मानञ्च ज्ञातव्यं शाखानां विस्तरे शुभम् ॥ ३६ ॥

શિલ્પના જ્ઞાતાએ દ્વારની ઊંચાઈના માને શાખાઓની પહોળાઈ કરવી, છઠ્ઠા ભાગે ત્રિશાખા, પાંચમા ભાગે પંચશાખ, ચોથા ભાગે સપ્તશાખ અને ત્રીજા ભાગે નવશાખ કરવી, આ માન શાખાના વિસ્તારમાં શુભ જાણવું. ૩૫, ૩૬.

## द्वारशाख विभक्ति निर्णय

### त्रिशाख लक्षण

विश्वकर्मोवाच—

चतुर्भागांकितं कृत्वा त्रिशाखं वर्त्तयेत्ततः ।
मध्येद्वि भागिकं कुर्यात् स्तम्भं पुरुष संज्ञकम् ॥ ३७ ॥

स्त्रीसंज्ञा च भवेच्छाखा पार्श्वयोः पृथुभागिका ।
निर्गमश्चैक भागेन रुपस्तम्भे प्रशस्यते ॥ ३८ ॥

पट्टके विस्तारः कार्यः प्रवेशश्चतुरंशतः ।
कोणिका स्तम्भ मध्ये तु भूषणार्थाय पार्श्वतः ॥ ३९ ॥

शाखोत्सेधे चतुर्थांशे द्वारपालौ निवेशयेत् ।
कालिन्दी वामशाखायां दक्षिणे चैव जाह्नवी ॥ ४० ॥

गङ्गाऽर्कतमया युग्ममुभयो र्वाम दक्षिणे ।
गन्धर्वा निर्गमे कार्या एकभागा विचक्षणै ॥ ४१ ॥



ત્રીશાખા

तत्क्षत्रे खल्वशाखा च सिंहशाखा च भागिका ।
नन्दी च वामशाखायां कालो दक्ष लताश्रितः ॥ ४२ ॥
यक्षास्युरन्त शाखायां निधिहस्ताः शुभोदयाः ।
इति त्रिशाखं सम्पोक्तं पञ्चशाखमतः श्रुणु ॥ ४३ ॥

દ્વાર શાખના ચાર ભાગ કરી ત્રિશાખ કરવી, મધ્યમાં પુરૂષસંજ્ઞક સ્તંભ બે ભાગનો કરવો, સ્ત્રી સંજ્ઞક શાખ બંન્ને બાજુ કરવી એકેક ભાગની, રુપ સ્તંભનો નિકાળો એક ભાગનો કરવો, પટ્ટક એટલે શાખાનો આગળનો બહાર નીકળતો ભાગ અર્થાત્ દ્વારપાલ વાળો ઠેકીનો ભાગ પ્રવેશથી ચોથા અંશે બહાર રાખવો, શાખા અને રૂપસ્તંભ મધ્યે બન્ને બાજુ શોભા માટે કર્ણિકાઓ કરવી.

શાખની ઊંચાઇના ચોથે અંશે દ્વારપાલો કરવા, વામશાખામાં યમુના અને જમણી શાખમાં ગંગાદેવી કરવા, બન્ને શાખોમાં ગંગા યમુના બન્નેનું જોડું વામ-દક્ષિણ કરવું. તથા બુદ્ધિમાન શિલ્પીએ ગંધર્વો શાખા એક ભાગ નીકાળે કરવી, તે જ સૂત્રમાં ખલ્વશાખા અને એક ભાગની સિંહશાખા કરવી, વામશાખમાં નંદી નામના ગણની મૂર્તિ કરવી અને દક્ષિણશાખમાં મહાકાલની મૂર્તિ કરવી, અંતની શાખામાં નિધિકુંભો યુક્ત સુશોભિત યક્ષ કરવા, આ રીતે ત્રિશાખા કરવી. હવે પંચ શાખા માન સુણો. ૩૭થી ૪૩.

## पञ्चशाख लक्षण

शाखा विस्तारमानं च षड्भिर्भागैर्विभाजयेत् ।
एक भागा भवेच्छाखा रुप स्तम्भो द्वि भागिक ॥ ४४ ॥

निर्गमश्चैक भागेन रुप स्तम्भे प्रशस्यते ।
कोणिका स्तम्भ मध्ये च उभयो वाम दक्षिणे ॥ ४५ ॥

गन्धर्वा निर्गमे कार्या एक भागा विचक्षणैः ।
तत्सूत्रे खल्वशाखा च सिंह शाखा च भागिका ॥ ४६ ॥

सपादः सार्धभागो वा रुपस्तम्भः प्रशस्यते ।
उत्सेधे चाऽष्टमांशेन शस्तं शाखोदरंमतम् ॥ ४७ ॥

पत्र शाखा च गन्धर्वा रुपस्तम्भस्तृतीयकः ।
चतुर्थी खल्वशाखा च सिंह शाखाततः परम् ॥ ४८ ॥

पञ्चशाख मिति ख्यातं संक्षेपात् कथितं मया ।
सप्तशाखं प्रवक्ष्यामि श्रुणु त्वम पराजिता ॥ ४९ ॥

શાખ વિસ્તારના છ ભાગ કરી પંચશાખાના વિભાગ કરવા, દરેક શાખ એકેક ભાગની કરવી, રૂપસ્તંભ બે ભાગ કરવો, રૂપસ્તંભ નીકાળે એક ભાગ કરવો પ્રશસંનીય છે. બંને બાજુ વામ દક્ષિણભાગે સ્તંભ તથા શાખાઓના મધ્યભાગમાં કોણિકાઓ કરવી, બુદ્ધિમાનશિલ્પીઓએ ગંધર્વાશાખા નીકાળે એક ભાગની કરવી, તેમજ તેના તે જ સૂત્રમાં ખલ્વશાખા તથા સિંહશાખા એક ભાગની કરવી, રૂપસ્તંભ નીકાળે સવાયો તથા દોઢો કરવો.



સપ્તશાખા

પ્રશંસનીય છે. તથા ઊંચાઇના આઠમા ભાગે શાખાનું ઉદર કરવું પ્રશંસનીય છે, પહેલી પત્રશાખા, બીજી ગંધર્વશાખા, ત્રીજો રૂપસ્તંભ, ચોથી ખલ્વશાખા, પાંચમી સિંહશાખા, આ પંચશાખ પ્રસિદ્ધ છે તે મેં સંક્ષેપમાં કહી હવે સપ્તશાખા લક્ષણ કહીશ, હે અપરાજિત સાંભળ. ૪૮, ૪૯.

## सप्तशाख लक्षण

शाखा विस्तरयेन्मानं वसुभाग विभाजितम् ।
भाग भागाश्च शाखाः स्युर्मध्य स्तम्भो द्वि भागिके ॥ ५० ॥
कोणिका भाग पादेन विस्तारे निर्गमे तथा ।
निर्गमः सार्ध भागेन रुप स्तम्भः प्रशस्यते ॥ ५१ ॥
गंधर्वा सिंह शाखा च निर्गमो भाग एव च ।
निर्गमश्च तदर्धेन शेषं शाखा प्रशस्यते ॥ ५२ ॥
पत्रशाखा च गंधर्वा रुप शाखा तृतीयका ।
स्तंभशाखा भवेन्मध्ये रुप शाखा तुपञ्चमी ॥ ५३ ॥
षष्टी स्यात् खल्वशाखा च सिंह शाखा च सप्तमी ।
प्रासाद कर्ण सहितं सिंह शाखा प्रयत्नतः ॥ ५४ ॥

શાખ વિસ્તારના આઠ ભાગ કરી વિભાગ કરવા, દરેક શાખા એકેક ભાગની અને વચ્ચેનો રૂપસ્તંભ બે ભાગનો કરવો, વિસ્તારમાં તથા નીકાળે પા ભાગની કોણિકા કરવી, અને રૂપસ્તંભનો નીકાળો દોઢ ભાગ કરવો, તે પ્રશંસનીય છે. ગંધર્વા અને સિંહશાખા નીકાળે એકેક તથા શેષ શાખાઓ નીકાળે અર્ધાભાગે કરવી પ્રશંસનીય છે. પહેલી પત્રશાખા, બીજી ગંધર્વશાખા, ત્રીજી રૂપશાખા, ચોથી રૂપસ્તંભ, પાંચમી રૂપશાખા, છટ્ઠી ખલ્વશાખા, અને સાતમી સિંહશાખા, આ સપ્તશાખા જાણવી, સિંહ શાખા પ્રાસાદના કર્ણસૂત્રે રાખવી, ૫૧ થી ૫૪.

## नवशाख द्वारम्

नवशाखं प्रवक्ष्यामि देवानांदुर्लभं सदा ।
यत्रविश्राम्यति शिवः सदा त्रिदशस्युतः ॥ ५५ ॥
शाखा विप्रतारमानं तु रुद्र भाग विभाजितम् ।
निर्गमः सार्ध भागेन पादोन द्वय मेव च ॥ ५६ ॥
रुप स्तम्भ द्वयं कार्यं गन्धर्व द्वय मेव च ।
पत्रशाखा च गन्धर्वा रुप स्तम्भ स्तृतीयकः ॥ ५७ ॥





સપ્તશાખા તલ દર્શન



ઉત્તરંગ મૂર્તિ દર્શન

ઉત્તરંગ નવગ્રહ દર્શન






ઉત્તરંગ મૂર્તિ દર્શન



શાંખુ દ્વાર દર્શન



પ્રતિહાર દર્શન

ઉત્તરંગ દર્શન



चतुर्थी खल्वशाखा च गन्धर्वा इति पञ्चमी ।
रुप स्तम्भस्तु षष्टी स्यात् रुपशाखा ततः परा ॥ ५८ ॥

खल्वशाखा चाष्टमी स्यात् सिंह शाखा तथान्तिमा ।
पट्टके विस्तरः कार्यः प्रवेशश्चतु रंशतः ।
पञ्चमांशे प्रकर्तव्यः सार्ध चतुष्कतस्था ॥ ५९ ॥

एवं च नवशाखं तु विभक्तं विश्वकर्मणा ।
नवाङ्गे चैव प्रासादे नवशाखास्तु कारयेत् ॥ ६० ॥

હવે નવશાખ દ્વારમાન કહીશ જે દેવોને સદા દુર્લભ છે, કારણ કે યુક્ત પ્રાસાદમાં સદા સર્વદા દેવતાઓની સાથે શંભુ રહે છે શાખના વિસ્તારના અગિઆર ભાગ કરવા, બન્ને ભાગમાં કોણિકાઓ સાથે બે ભાગનો રૂપસ્તંભ કરવો, અને નીકાળે દોઢ ભાગ કરવો, અથવા પોણા બે ભાગનો રાખવો, બે રૂપ સ્તંભો તથા બે ગંધર્વશાખા કરવી, પહેલી પત્રશાખા, બીજી ગંધર્વાશાખા, રૂપસ્તંભ ત્રીજો, ચોથી ખલ્વશાખા, અને ગન્ધર્વા પાંચમી શાખ, રૂપસ્તંભ છઠ્ઠી સાતમી રૂપશાખા, આઠમી ખલ્વશાખા અને નવમી સિંહશાખા, નવશાખાના દ્વારમાનમાં કરવી, શાખાની જાડાઇનો વિસ્તાર દ્વારના પ્રવેશની પહોળાઇના ચોથા પાંચમાં કે સાડા ચાર અંશે કરવો, આ પ્રમાણે વિશ્વકર્માએ નવશાખાના વિભાગો કહેલ છે અને નવશાખ દ્વારમાન નવાંગવાળા પ્રાસાદને કરવું. ૫૫ થી ૬૦

## शंखुद्वार, उदम्बर, गर्भगृह मंण्डप तलमान

खुरकोर्ध्वेऽर्धचन्द्रस्स्यात् तदुर्ध्वं स्यादुदुम्बरः ।
उदुम्बरार्धेत्र्यंशे वापादे वा गर्भ भूमिका ॥ ६१ ॥

मण्डपेषु च सर्वेषु पीठान्ते रङ्गभूमिका ।
एषा युक्ति विंधातव्या सर्व काम फलोदया ॥ ६२ ॥

उदुम्बरं तथा वक्ष्ये कुम्भिकान्तं तदुच्छयः ।
तस्यार्धेन त्रिभागेन पादोनरहितं तथा ॥ ६३ ॥

उक्तं चतुर्विध शस्तं कुर्याच्चैव मुदुम्बरम् ।
अत्युत्तमाश्च चत्वारो न्युना दुष्यास्तथाधिकाः ॥ ६४ ॥

ખુરકના ઉપર અર્ધચંદ્ર સ્થાપવો, તેના ઉપર ઉદમ્બર. ઉદમ્બરના અર્ધ ત્રિભાગે અથવા ચતુઃભાગે ગર્ભગૃહની ભૂમિ કરવી. સર્વ મંડપની ભૂમિપીઠ બરાબર કરવી.

રંગ મંડપની ભૂમિ પીઠના અંતે કરવી, એ પ્રમાણે યુક્તિએ કાર્ય કરવાથી સર્વ કામ ફલ દાયક થાય છે, ઉદમ્બર કુંભાની બરાબર ઊંચો કરવો અથવા તેના અર્ધભાગે ત્રિભાગે તથા ચોથે ભાગે હીન કરવા. એ ચતુર્વિધમાન પ્રમાણે ઉદમ્બર કરવો. અતિ-ઉત્તમ એ ચાર માન છે, ન્યૂન અધિક દોષકર્તા છે, ૬૧ થી ૬૪.

## अर्ध चन्द्र

अर्धचन्द्रं प्रवक्ष्यामि यथोक्तं लक्षुणान्वितम् ।
द्वारस्य विस्तरार्धेन कर्तव्य स्तस्य निर्गमः ॥ ६५ ॥

निर्गमस्य प्रमाणेन द्विगुणं दैर्ध्यतस्तः ।
त्रिभागं चोत्सृजेत भागं वृत्तं तु भ्रामयेत्तत ॥ ६६ ॥

अर्धचन्द्रा कृतिं कुर्याच्छाखाग्रे गर्भ कान्वितम् ।
गगारक याम्योत्तरे तस्यान्ते चैव पादुकाः ॥ ६७ ॥

पत्र शाखा समायुक्ताः पद्माकारैरलङ्कृताः ।
गगारकौ च द्वा मध्ये वृतस्य वामदक्षिणे ॥ ६८ ॥

नाम्युद् भवलता मध्ये गगारोदर निर्गमः ।
एव मुक्तश्चार्धचन्द्रः सर्व काम फलप्रदः ॥ ६९ ॥

અર્ધચંદ્રના યથાવૃત લક્ષણ કહું છું, દ્વારના વિસ્તારથી અર્ધ ભાગે નિર્ગમ કરવો, નિર્ગમથી બેગણો લાંબો કરવો તેના ત્રણ ભાગ કરવા એક ભાગનું વૃત ફેરવવું, એટલે બેભાગ અર્ધચંદ્ર થયો. બંન્ને શાખના ગર્ભે અર્ધ ચંદ્રાકૃતિ કરવી. બંન્ને બાજુ ડાબી જમણી બાજુ અર્ધ અર્ધ ભાગના કરવા પત્રશાખાની બરાબર કમલાકૃતિ અલંકૃત કરવી, બે ગગારકની મધ્યે વૃત કરવું. ડાબી જમણીબાજુ ગગારક કરવા શંખ અને લત્તા બરાબર ગગારકનો નિકાળો કરવો, એ પ્રમાણે વિભક્ત અર્ધચંદ્ર સર્વ પ્રકારના કાર્યમાં ફલદાયક છે. ૬૫ થી ૬૯.

## अर्ध चन्द्र

खुरकेन समं कुर्यादर्धचन्द्रस्य चोछ्रितिः ।
द्वार व्यास समं दैर्ध्य निर्गमं च तदर्धतः ॥ ७० ॥

द्वि भागमर्ध चन्द्रश्च भागेन दौ गगारकौ ।
शङ्ख पत्र समायुक्तं पद्मा कारैरलङ्कृतम् ॥ ७१ ॥

ખુરાના મથાળા બરાબર અર્ધચંદ્ર કરવો, દ્વારની પહોળાઇ જેટલો લાંબો અને તેનાથી અર્ધભાગે પહોળો કરવો, અર્ધચંદ્રભાગ–૨ અને અર્ધા અર્ધા ભાગના બે ગગારક

કરવા, અર્ધચંદ્ર અને ગગારકની વચ્ચે શંખ પત્રયુક્ત કરવો અને અર્ધચંદ્ર પદ્મ યુક્ત અલંકૃત કરવો, ૭૦, ૭૧.

## उदम्बरमान

मूल कर्णस्य सूत्रेण कुंभेनो, दुम्बरं समम् ।
तदधः पञ्चरत्नानि स्थापयेत् शिल्प पूजनात् ॥ ७२ ॥

द्वारव्यासत्रि भागेन मध्ये मंदारिको भवेत् ।
वृतं मंदारिकं कुर्यात् मृणाल पत्र संयुतम् ॥ ७३ ॥

जाडय कुंभः कणाली च कीर्तिर्वक्त्रद्वयं तथा ।
उदुम्बरस्य पार्श्वे च शाखायास्तल रूपकम् ॥ ७४ ॥

મૂલકર્ણ (પ્રાસાદની રેખા) ના એક સૂત્રમાં કુંભાની બરાબર ઉદુમ્બર રાખવો, ઉદમ્બર તથા શિલ્પીની પૂજા કરી પંચરત્ન મૂકી ઉદમ્બર સ્થાપવો, દ્વારની પહોળાઈના ત્રીજા ભાગે મધ્યમાં મંદારિકા કરવો અને તે અર્ધ ચંદ્રાકારે ગોળ કરવો, તથા તેને કમળપત્ર સંયુક્ત કરવો, અર્ધ ચંદ્રાકાર માણાની નીચે જાડ બો કણીયુક્ત કરવો તથા મંદારિકાની બંન્ને બાજુ કોણિકા તથા (કીર્તિવક્ર) ગ્રાસના મુખ કરવા, ઉદમ્બરની બંન્ને બાજુ જે જાતની શાખાઓ હોય તેના તલ મુજબ તલરૂપ કરવાં. ૭૨ થી ૭૪.

उदम्बर ततो वक्ष्ये कुंभतस्योदयं भवेत् ।
तस्यार्धेन त्रिभागेन पादोन हृतोत्तमं ॥ ७५ ॥

चतुर्विध तथा स्वस्थं कुर्याश्चैव मुदुम्बरम् ।
उतमोत्तम चत्वारो न्युनाधिकाश्च दोषदा ॥ ७६ ॥

उदम्बरांते हृते कुंभी स्तम्भ च पूर्ववत् ।
साधारेस्य निरन्धारे कुंभि कृत्वा मुदम्बरम् ॥ ७७ ॥

ઉદમ્બરની ઊંચાઈ કુંભા બરાબર કરવી. તેનાથી અર્ધ ભાગે ત્રીજા ભાગે તથા ચોથા ભાગે ઉદમ્બર નીચો ગાળવો (ઊતારવો) આ રીતે ચારમાન ઉત્તમોત્તમ કહેલ છે, તેનાથી અધિક ન્યૂન દોષકર્તા છે, કુંભીથી ઉદમ્બરે (હૃત કરવો) ગાળવો પરંતુ કુંભીસ્તંભ પૂર્વ માન મુજબ રાખવા, સાન્ધાર તથા નિરન્ધાર પ્રાસાદને કુંભીથી ઉદમ્બર માપવો. ૭૨ થી ૭૭.

## उत्तरङ्गमान

उदुम्बर सपादेन उत्तरङ्ग विनिर्दिशेत् ।
विभज्यते तदुच्छ्रायः भागा अथैक विंशतिः ॥ ७८ ॥

पत्र शाखा विशाखा च द्वि सार्धं तु प्रकारयेत् ।
मालाधरं त्रिभागं च कर्त्तव्यं वामदक्षिणे ॥ ७९ ॥

पादोना छज्जीका पट्टी पादोना चोर्ध्व फालना ।
रथिका सप्त भागाश्च भागैकं कंठ मेव च ॥ ८० ॥

षड भागमुत्सेधं कार्य–मुद्गम च प्रशस्यते ।
इदशं कारयेत्प्राज्ञः सर्व यज्ञ फलं भवेत् ॥ ८१ ॥

यस्य देवस्य या मूर्तिः सैव कार्योन्तिरङ्गके ।
परिवारश्च शाखायां गणेश श्चौतरङ्गके ॥ ८२ ॥

ઉત્તરંગનું માન તથા ઘાટ વિભાગ ઉદમ્બરથી સવાયો જાડો ઉત્તરંગ કરવો, તેના ઊંચાઈના એકવીશ ભાગ કરવા. નીચેથી પત્રશાખા, વિશાખા અઢીભાગમાં, માલાધર ત્રણભાગ, ડાબી જમણી બંન્ને બાજુ કરવાં. તેના ઉપર પોણા ભાગની પટ્ટી, ઉભા ફાલનાના ખાંચાઓ પોણા પોણાભાગના, છજા ઉપર સાત ભાગની રથિકા, તેનાઉપર એક ભાગનો કઠ ( છાજલીજેવો ) તે ઉપર છ ભાગ ઊંચાઇના દોઢીયા ગાળામાં ગ્રાસમુખ આ રીતે ઊત્તરંગની ઉંચાઈના ભાગ વિદ્વાન શિલ્પીએ કરવા તેથી સર્વ યજ્ઞનુ ફલ મળે છે, જે દેવ પ્રાસાદમાં પધરાવ્યા હોય તેની મૂર્તિ ઉત્તરંગમાં કરવી, અથવા શાખામાં પરિવાર કરવા. અને ઉત્તરંગે ગણેશ મૂર્તિ કરવી. ૭૮ થી ૮૨.

## देवता दिग्मुखाधिकार

श्री विश्वकर्मा उवाच—

यन्मुखं यस्य देवस्य तद् दिग्मुखं च शस्य ते ।
नोत्तराभिमुखा देवा देवा दक्षिण दिग्मुखा ॥ ८३ ॥

पूर्वदिशा भि मुखश्चैव आदि दिवाकरो भवेत् ।
चतुर्द्वारं च ब्रह्माणं कुर्याच्च पूर्व दिग्मुख ॥ ८४ ॥

स्वयंभूबाणो घाट्यश्च मुखलिङ्गं सनातनम् ।
व्यक्ताव्यक्त स्वरूपश्च त्रिश्वेशः सर्वदिग्मुखः ॥ ८५ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે:- જે દેવો જે દિશાના મુખના હોય તે દિશા તરફ મુખ રાખી બેસાડવા. ઉત્તર દિશાના મુખવાળા દેવોને દક્ષિણ દિશા તરફ મુખ રાખી બેસાડવા નહિ, પૂર્વ દિશાના મુખવાળા આદિ દેવ સૂર્ય છે, તેને પૂર્વદિશાભિમુખે સ્થાપવા, બ્રહ્માને ચાર દ્વારવાળા પ્રાસાદમાં કે પૂર્વ દિશા સન્મુખ સ્થાપવા, સ્વયંભુ લિંગ, બાણલિંગ, ઘટિત લિંગ (રાજલિંગ), મુખલિંગ, સનાતનલિંગ, વ્યક્તલિંગ, અવ્યક્તલિંગ અને વિશ્વેશ્વર એ સર્વ દિશામાં સ્થાપન કરવાં, અથવા સર્વના ચતુર્મુખ પ્રાસાદ કરવા. ૮૩ થી ૮૫.

सर्वत्र सर्वतो भद्र—श्चतु द्वारः शिवालयः ।
मूर्ति भेदेन जानीया—चतुर्द्वारः प्रकीर्तिताः ॥ ८६ ॥

होमशाला च कर्तव्या चतुर्द्वारोप शोभिता ।
यज्ञ मण्डप वेदीषु चतुर्द्वारः प्रकीर्तितः ॥ ८७ ॥

स्थाप्यं शिवं जिनं ब्राह्मं चतुर्द्वारं चतुर्मुखम् ।
बाणलिङ्ग राजलिङ्ग मुखलिङ्ग तथैव च ॥ ८८ ॥

द्विजराजं रेवतं च विदुर्वारुण दिग्मुखम् ।
पूर्वापर मुखा ये च वक्ष्यन्ते ते यथार्थतः ॥ ८९ ॥

ચારેબાજુ ભદ્રવાળું અને ચારદ્વાર વાળું શિવાલય થાય, એ મૂર્તિભેદે ચાર દ્વાર વાળુ કહ્યું છે. હોમશાલા, યજ્ઞમંડપ અને યજ્ઞનીવેદી પણ ચારદ્વારની શોભાયમાન થાય, શિવ, જિન, બ્રહ્મા, બાણુલિંગ, રાજલિંગ, મુખલિંગ એ સર્વને ચાર દ્વારવાળા, ચતુર્મુખ પ્રાસાદ કરી શકાય, દ્વિજરાજ અને રૈવત એ દેવો પશ્ચિમાભિમુખના જાણવા, હવે પૂર્વ અને પશ્ચિમ મુખના દેવોને યથાર્થ કહું છું. ૮૬ થી ૮૯.

ब्रह्मा विष्णुः शिवः सूर्यः इन्द्रस्कंद हुताशनाः ।
पूर्वापर मुखा ह्येते वास्तु शास्त्रेषु कीर्तिता ॥ ९० ॥

બ્રહ્મા, વિષ્ણુ, શિવ સૂર્ય, ઈન્દ્ર કાર્તિકસ્વામી, અને અગ્નિદેવ એ સર્વ દેવો પૂર્વ અને પશ્ચિમ મુખે સ્થાપન કરવા, એવું વાસ્તુ શાસ્ત્રમાં કહ્યું છે, ૯૦.

गणेशश्चैव नागेशः क्षेत्राधिपश्च भैरवः ।
धनाध्यक्षश्च गन्धर्वा ग्रहमातृगणा स्तथा ॥ ९१ ॥

नकुलीशश्च चंडीशः कार्या दक्षिण दिग्मुखा ।
एवं विदिग्मुखाः कार्या नान्ये चैव दिवौकसः ॥ ९२ ॥



દેવકુલિકા સન્મુખ દર્શન-સાહિત્ય મંદિર પાલીતાણા.



પૂ. આ. શ્રી મોહનસૂરીશ્વરજી મ. સા.
દેવકુલિકા સાઈડ દર્શન-પાલીતાણા.



પૂ. આ. શ્રી પ્રતાપસૂરીશ્વરજી મ. સા.
દેવકુલિકા સાઈડ દર્શન-પાલીતાણા.

[ એન. સી. સોમપુરા. ]



ભરત પ્રિન્ટરી, પાલીતાણા.



શ્રી મોહનસૂરીશ્વરજી મ. તથા પ્રતાપસૂરીશ્વરજી મ. ની દેવકુલિકા
ધર્મવિહાર-જૈન સાહિત્ય મંદિર પાલીતાણા.

[એન. સી. સોમપુરા.]




नैऋत्याभिमुखः स्थाप्यो हनुमान बल बुद्धिमान् ।
रूद्र एकादशो रौद्रो राक्षसानां क्षयंकरः ॥ ९३ ॥

ऊर्ध्वं मूल मधोऽग्रं च विलोमं दाः कपाटकम् ।
वरुणोत्तर पूर्वेण स्थाप्यं चैवं सुशास्त्रतः ॥ ९४ ॥

ગણેશ, નાગેશ, ક્ષેત્રપાલ, ભૈરવ, કુબેર, ગંધર્વ, ગ્રહ, માતૃગણ, નકુલીશ અને ચંડીશ એ દેવો દક્ષિણાભિમુખ બેસાડવા, કોઈ દેવોને વિદિશામાં બેસાડવા નહિ. (હનુમાન સિવાય)

બળવાન અને બુદ્ધિમાન એવા હનુમાનજીને નૈઋત્ય દિશા સન્મુખ સ્થાપવા, રાક્ષસોનો ક્ષય કરનાર રૂદ્ર સ્વરૂપવાળા અગિયાર રૂદ્રોને પણ નૈઋત્ય દિશામાં સ્થાપવા, મૂલભાગ ઉપર અને મસ્તકનો ભાગ નીચે એવા દ્વારના કમાડ ઉલટાં જાણવાં, દ્વાર પશ્ચિમ, ઉત્તર અને પૂર્વાભિમુખ રાખવાં તેમ શાસ્ત્રની આજ્ઞા છે. ૯૧ થી ૯૪.





भैरवं क्षेत्रपालं च वैताला घोरा पित्रीशान् ।
चण्डादि यमनादि स्थाप्यं दक्षिण दिग्मुखम् ॥ ९५ ॥

भूतप्रेत पिशाचा श्च यक्षेश दैत्य राक्षसाः ।
अन्याः क्षुद्रदेव देव्यः दक्षिणाभि मुखास्तथा ॥ ९६ ॥

दिक्पालोक्त दिशि स्थाप्या पुरद्वारोक्त देवताः ।
अन्यत्र कुरूते यस्तु पूजा हानिर्न संशय ॥ ९७ ॥

ભૈરવ, ક્ષેત્રપાલ, વૈતાલ, અઘોર અને પિતૃદેવ, ચંડી, યમ, નાગદેવ આદિ ઉગ્ર દેવ–દેવીઓ દક્ષિણાભિમુખ બેસાડવા, યક્ષેશ ( કુબેર ), દૈત્ય, રાક્ષસ, ભૂતપ્રેત, પિશાચ અને ક્ષુદ્ર જાતિના દેવ–દેવીઓને પણ દક્ષિણાભિમુખે બેસાડવા. જે દિક્પાલ જે દિશાના હોય તે દિશા સામે બેસાડવા, નગરદ્વારે જે દેવો કહ્યા હોય તે બેસાડવા, આ રીતે યથાયોગ્ય સ્થાને કહેલી દિશામાં દેવોને બેસાડવા, એથી ઊલટી દિશામાં બેસાડવાથી, પૂજા કરનારને હાનિ અને લક્ષ્મીનો ક્ષય કરે છે. ૯૫ થી ૯૭.

दक्षिणोत्तर मुखाश्च प्राच्याश्चवंतु पश्चिमाः ।
वीतराग प्रासादाः पुरमध्ये सुखावहाः ॥ ९८ ॥

प्रशस्तं च समुत्सेधे गृहस्यार्ध भूरंगिका ।
श्रियं शान्ति मीप्सितं च कर्त्तुः कारयितुस्तथा ॥ ९९ ॥

દક્ષિણ, ઉત્તર, પૂર્વ, પશ્ચિમ એ ચારે દિશાના વીતરાગ ( જિનેશ્વર )ના પ્રાસાદો નગરમધ્યે સુખકારક છે. ગૃહની ઉપર અર્ધ ભૂરંગિકા હોય તે પ્રશસ્ત છે, તે બંધાવનાર તથા બાંધનારને લક્ષ્મી; સુખ–શાન્તિ, અને ઈચ્છિત ફલ દેનાર છે. ( ભૂરંગિકાની પ્રથા ઉત્તર ભારતમાં વિશેષ દેખાય છે ) ૯૮, ૯૯.

## द्वारशाखा लक्षणाधिकार

उक्तमानाधिकं द्वारं धन धान्य विनाशकम् ।
हीनं पीडां प्रकुरुते वलितं शत्रुविग्रहम् ॥ १०० ॥

स्त्रीरोगं न्युनशाखं च मध्यस्तंभेषु मानतः ।
हीनंपीडां प्रकुरुते अधिकं च धनक्षयम् । १०१ ॥

કહેલ દ્વારમાનથી અધિક દ્વારમાન કરે તો ધનધાન્યનો વિનાશ થાય, ઓછું કરે તો પીડા અને વાંકુ ચુંકુ કરે તો શત્રુ સાથે લડાઈ થાય. કહેલી શાખાથી ઓછી શાખાવાળું દ્વાર કરે તો સ્ત્રી રોગિણી થાય તથા શાખાના મધ્યભાગે કરેલા રુપસ્તંભો માનથી ઓછા કરે તો પીડા અને અધિક કરે તો ધનનો ક્ષય થાય. ૧૦૦, ૧૦૧.

## शिव प्रतिहारौ

## पूर्व प्रतिहारौ

श्री विश्वकर्मोवाच–

मातुलिङ्ग च नागेन्द्रं डमरु शूल मेव च ।
नन्दी मुकुटशोभाढ्यः सर्वा भरण भूषितः ॥ १०२ ॥

खट्वाङ्ग च कपालं च डमरु बीजपूरकम् ।
दंष्ट्राकराल वदनो महाकालस्तु दक्षिणे ॥ १०३ ॥

૧ પૂર્વદિશ–વામભાગે નંદી નામનો દ્વારપાલ :– બીજોરૂં સર્પ, ડમરૂ અને બીજપુરકધારી મુકુટની શોભાવાળો સર્વ અલંકારોથી. વિભૂષિત જાણવો.

૨ પૂર્વદિશ જમણીબાજુ મહાકાલ દ્વારપાલ જાણવો :– ખટવાંગ, કપાલ, ડમરૂ અને બીજપૂરકધારી દંષ્ટ્રાથી વિકરાલ મુખવાળો જાણવો, ૧૦૨, ૧૦૩.

## दक्षिणदिक् प्रतिहारौ

तर्जनी त्रिशुलं चैव गदां डमरुकं तथा ।
हेरम्बो वामभागे हि भृङ्गिणं दक्षिणे स्मृतः ॥ १०४ ॥

गदा डमरु खटवाङ्ग तर्जनी वाम हस्तके ।
उभौवा दक्षिण द्वारे भृङ्गी दक्षिणत शुभ ॥ १०५ ॥

૩ દક્ષિણદિશ—વામભાગે **હેરમ્બઃ**- તર્જની, ત્રિશુલ, ગદા અને ડમરૂ ધારણ કરેલ છે,

૪ દક્ષિણદિશ-જમણીબાજુઃ— **ભૃંગી** ગદા, ડમરૂ, ખટવાંગ તર્જની. ધારણ કરેલ જમણીબાજુ શુભ છે, આ બન્ને દક્ષિણ દિક્દ્વારના પ્રતિહારો જાણવા ૧૦૪, ૧૦૫.

## पश्चिमद्वार प्रतिहारौ

त्रिशुल डमरुचैव खटवाङ्गं बीजपूरकम् ।
पश्चिमे दुर्मुखो वामे तद्वक्रूत्र गोमुखाकृति ॥ १०६ ॥

पश्चिम द्वारि कार्यः स पाण्डुरोऽस्याय दक्षिणे ।
खटवाङ्ग च कपालं च डमरु बीजपूरकम् ॥ १०७ ॥

પશ્ચિમદિક્ વામ **દુર્મુખ** – ત્રિશુલ, ડમરૂ, ખટવાંગ અને બીજપૂરક ધારી દુર્મુખ. જાણવો.

પશ્ચિમદિક્ જમણા અંગે **પાંડુર**- ખડવાંગ, કપાલ, ડમરૂ અને બીજપૂરક ધારી જાણવો, ૧૦૬, ૧૦૭.

## उत्तरदिक् प्रतिहारौ

मातुलिङ्ग मृणालं च खटवाङ्ग पद्म दण्डकम् ।
सितश्चैवोत्तरे द्वारे वामे चैव व्यवस्थितः ॥ १०८ ॥

पद्मदण्डं च खट्वाङ्ग मृणालं बीजपूरकम् ।
असितो दक्षिणे भागे उत्तरे द्वार एव च ॥ १०९ ॥

૭ ઉત્તરદિક્ વામ **સિતઃ**- માતુલિંગ, કમલ, ખટવાંગ અને કમલદંડધારી ઉત્તરદિકનો વામભાગે વ્યવસ્થિત પ્રતિહાર જાણવો.

૮ ઉત્તરદિક દક્ષિણ અંગે, **અસિતઃ**- પદ્મદંડ, ખડવાંગ, કમલ અને બીજપૂરક ધારી દક્ષિણભાગે ઉત્તરદિક્ પ્રતિહાર જાણવો. ૧૦૮, ૧૦૯.

# विष्णु प्रतिहारौ

## पूर्वादिक प्रतिहारौ

वामनाकार रूपाश्च कर्तव्याः सर्वयोत्तमाः ।
तर्जनी शङ्खचक्रे च दण्डश्च प्रथमो वर ॥ ११० ॥

चण्डाभिधानश्चाख्यातोऽसव्या सव्य प्रचण्डकः ।
वामेचण्डः प्रकर्तव्यः प्रचण्डश्चैव दक्षिणे ॥ १११ ॥

પૂર્વદિક વામઃ- વામન રૂપે સર્વોત્તમ કરવા, તર્જની, શંખ ચક્ર અને દંડ ધારણ કરનાર. **ચંડ** નામનો પ્રતિહાર જાણવો

ચંડના સવ્યથી અપસવ્ય આયુધ ધારણ કરવાથી પ્રચંડ નામનો પ્રતિહાર જાણવો. ડાબીબાજુ ચંડ અને જમણી બાજુ **પ્રચંડ** કરવા ૧૧૦. ૧૧૧.

## दक्षिणादिक् प्रतिहारौ

पद्म खड्गः खेटकाव्यो गदा चैव प्रदक्षिणम् ।
जयोऽय विजयः पद्मगदयोश्च विलोमतः ॥ ११२ ॥

तर्जनी वाणचापौ च गदाचैव प्रदक्षिणम् ।
धाता गदा चाप सव्ये विधाता च तथोत्तमः ॥ ११३ ॥

દક્ષિણદિક્-વામઃ- જય, કમલ, ખડ્ગ, ઢાલ અને ગદા, દક્ષિણ, વિજય, પદ્મ, ગદા આદિ આયુધો અપસવ્ય કરવાથી. જમણા અંગના દ્વારપાલ. **વિજય** થાય.

પશ્ચિમદિકઃ- ધાતા, વામભાગે, તર્જનીબાણ ધનુષ અને ગદા વિધાતા, ગદાચાપ આદિ આયુધો અપસવ્ય કરવાથી **વિધાતા** નામના ઉતમોત્તમ પ્રતિહાર થાય. **૧૧૨, ૧૧૩.**

तर्जनी पद्मशङ्खौ च गदा चैव प्रदक्षिणम् ।
भद्रश्च शस्त्राप सत्य योगे चैव सुभद्रक ॥ ११४ ॥

ઉત્તરદિક-વામભાગ **ભદ્રકઃ**- તર્જની. કમલ, શંખ અને ગદા પ્રદિક્ષણાએ કરવાથી ભદ્રક પ્રતિહાર થાય.

ઉત્તરદિક જમણાભાગે **સુભદ્રકઃ**- આયુધો અપર વ્ય આપવાથી સુભદ્રક નામના પ્રતિહાર થાય. ૧૧૪.

## ब्रह्म प्रतिहारौ

श्री विश्वकर्मोवाच—

ब्रह्मणऽष्ट प्रतिहारान् कथयिष्याम्यनुक्रमात् ।
पुरुपाकार गम्भीराः सुकूर्चा मुकुटोज्वलाः ॥ ११५ ॥

બ્રહ્માના અષ્ટ પ્રતિહારો અનુક્રમે કહું છું:– પુરુષાકાર, ગંભીર સુંદર, દાઢી મુછવાળા. મુકુટ ધારણ કરનાર. જાણવા. ૧૧૫.

पद्म स्रुक् पुस्तकं दण्डा वामे स्यात्सत्य नामकः ।
शस्त्राप सव्य योगेन दक्षिणे धर्मको भवेत् ॥ ११६ ॥

પૂર્વ-દિક્ વામભાગે:– કમલ, માલા, પુસ્તક અને દંડ ધારણ કરનાર. સત્ય નામનો પ્રતિહાર જાણવો. ધર્મ, શસ્ત્ર અપસવ્ય કરવાથી ધર્મ નામનો પ્રતિહાર થાય. ૧૧૬.

## दक्षिण दिक प्रतिहारौ

अक्षपद्मागमा दण्डः वामे चैव प्रियोद्भवः ।
दण्डागमस्रुक् फलकं यज्ञः स्यासर्व कामदः ॥ ११७ ॥

દક્ષિણદિક્–વામ ભાગે–પ્રિયોદ્ભવો :– અક્ષમાલા, કમલ, પુસ્તક અને દંડ ધારણ કરનાર વામ ભાગના પ્રિયોદ્ભવ નામના પ્રતિહાર જાણવા.

દક્ષિણદિક્–દક્ષિણ–યજ્ઞ :– દંડ, પુસ્તક, માલા અને ઢાલ ધારણ કરનાર જમણા અંગના યજ્ઞ નામના પ્રતિહાર જાણવા. ૧૧૭.

## पश्चिमदिक प्रतिहारौ

अक्षसूत्रं गदा खेटं दण्डो विजय नामकः ।
अधोहस्तः पसव्येन फलयुक् यज्ञभद्रक ॥ ११८ ॥

પશ્ચિમ વામ–વિજય :–અક્ષસૂત્ર, ગદા, ઢાલ અને દંડધારી વિજય નામનો પ્રતિહાર જાણવો.

પશ્ચિમ–જમણા– યજ્ઞભદ્રક:– નીચેના હસ્તમાં ઢાલ. અપસવ્ય કરવાથી યજ્ઞભદ્રક નામનો પ્રતિહાર થાય. ૧૧૮.

## उत्तर दिक प्रतिहारौ

अक्षपाशाङ्कुश दण्डा भवा स्यात्सर्व कामदः ।
दण्डाङ्कुश–पाश पद्मं विभव सर्व शान्तिदः ॥ ११९ ॥

ઉત્તર-વામ-ભવ :–અક્ષસૂત્ર, પાશ, અંકુશ, અને દંડધારી. સર્વ કામનાને આપનાર ભવ નામના પ્રતિહાર જાણુવા.

ઉત્તર-દક્ષિણુ–વિભવ :– દંડ, અંકુશ, પાશ, પદ્મ, ને ધારણુ કરનાર સર્વ શાન્તિકારક વિભવ નામનો પ્રતિહાર જાણુવો ૧૧૯.

## भास्करस्याष्टो प्रतिहारौ

दण्डी च पिङ्गलश्चैव ह्यानन्दो नंदक स्तथा ।
चित्रो विचित्रो ज्ञातव्याः किरणाक्षः सुलोचनः ॥ १२० ॥

सर्वे ते पुरुषाकाराः कर्तव्याः शान्ति मिच्छता ।
अष्टौ स्युश्च चतुर्द्वाःसु सव्य दक्षिणतः क्रमात् ॥ १२१ ॥

દંડી, પિંગલ, આનંદ, નંદક, ચિત્ર, વિચિત્ર, કિરણુાક્ષ, સુલોચન, એ સર્વ પુરૂષાકારે શાન્તિ ઈચ્છનારે કરવા, એ આઠે ચતુઃદિશાએ દક્ષિણુ–સવ્ય માર્ગે કરવા. ૧૨૦, ૧૨૧.

## पूर्वदिक प्रतिहारौ

तर्जनी किरणश्चैव ताम्रचूडश्च दण्डकः ।
दण्डी नाम तथा वामे शृणुपिङ्गलस्य च ॥ १२२ ॥

शक्तिश्च किरणस्थाने ताम्रचुडपदेऽशकः ।
पूर्ववत तर्जनी दण्डौ पिङ्गलः पूर्व दक्षिण ॥ १२३ ॥

પૂર્વ–વામ–દંડી :– તર્જની, કિરણુ, કુકડો અને દંડ ધારણુ કરનાર દંડી નામનો પ્રતિહાર. જાણુવો

પૂર્વ—જમણુા અંગે–પિંગલ:–કિરણુવાળા હસ્તમાં શક્તિ, કુકડાવાળા હાથમાં કિરણુ તર્જની તથા દંડ પૂર્વવત કરવાથી પિંગલ નામનો પૂર્વદિક્ દક્ષિણુ વિભાગનો પ્રતિહાર જાણુવો ૧૨૨, ૧૨૩.

## दक्षिणदिक् प्रतिहारौ

तर्जन्यौ द्वे वज्र दण्डावा नन्दक इति स्मृतः ।
तर्जनी दण्डापसव्ये संभवे दन्तक स्तथा ॥ १२४ ॥

દક્ષિણ-વામ અંગ-**આનંદ** :- બે હસ્તમાં તર્જની, વજ્ર અને દંડને ધારણ કરનાર **આનંદ** નામનો દક્ષિણ દિક્ વામ અંગનો પ્રતિહાર જાણવો.

દક્ષિણ-દક્ષિણઅંગ-**અન્તક** :- તર્જની અને દંડ અપસવ્ય કરવાથી **અન્તક** નામનો દક્ષિણ દિશાનો જમણા અંગનો પ્રતિહાર થાય. ૧૨૪.

## पश्चिमदिक् प्रतिहारौ

द्वेतर्जन्यौ पद्म दण्डो वामतश्चित्रकः स्मृतः ।
तर्जनी दण्डा पसव्ये विचित्रो दक्षिण स्थितः ॥ १२५ ॥

પશ્ચિમ-વામ-**ચિત્ર** :- બે તર્જની. પદ્મ અને દંડ ધારણ કરનાર, વામ ભાગનો પ્રતિહાર **ચિત્ર** જાણવો.

પશ્ચિમ-દક્ષિણભાગ-**વિચિત્ર** :- તર્જની અને દંડ અપસવ્ય કરવાથી જમણા અંગનો પ્રતિહાર **વિચિત્ર** થાય. ૧૨૫.

## उत्तरदिक् प्रतिहारौ

तर्जन्यौ किरणो दण्डः किरणाक्ष स्तथैव च ।
तर्जनी दण्डा पसव्यौ प्रतीहारः सुलोचनः ॥ १२६ ॥

ઉત્તરદિક્-વામ અંગે **કિરણાક્ષ**:- બે તર્જની, કિરણ અને દંડને ધારણ કરનાર, વામ અંગનો **કિરણાક્ષ** નામનો પ્રતિહાર જાણવો.

ઉત્તરદિક્-દક્ષિણ અંગે **સુલોચન**:- તર્જની દંડ અપસવ્ય કરવાથી જમણા અંગનો **સુલોચન** નામનો પ્રતિહાર થાય. ૧૨૬.

## भास्कर स्याष्टौ प्रतिहारौ

इत्यष्टौ च प्रतीहाराः सर्वविघ्न प्रणाशनाः ।
सर्वे तेजोमया नित्यं सूर्यदेव प्रत्यात्मकाः ॥ १२७ ॥

આ અષ્ટ પ્રતિહારો સર્વ વિઘ્નને હરનાર છે, સાક્ષાત સૂર્ય જેવા નિત્ય સર્વે તેજોમય છે. ૧૨૭.


DESIGN FOR RECONSTRUCTION
OF
SHREE SOMNATH TEMPLE
KAILAS MAHA MERU PRASAD
PRABHAS PATAN
SIDE ELEVATION

## श्री गणेश प्रतिहारौ

अविघ्नो विघ्नराजश्च सुवक्त्रो बलवानय ।
गजकर्णश्च गोकर्णः सोम्यश्च भयदायकः ॥ १२८ ॥

सर्वे तु वामनकाराः सौख्यदाः पुरुषातनाः ।
तर्जनी परशुः पद्मं दण्डो हस्तेष्व विघ्नकः ॥ १२९ ॥

तर्जनी दण्डा पसव्ये स भवेद्विघ्न राजकः ।
पूर्व द्वारो भय भागे सर्व विघ्न विनाशकः ॥ १३० ॥

અવિઘ્ન, વિઘ્નરાજ, સુવક્ત્રો, બલવાન, ગજકર્ણ, ગોકર્ણ, સૌમ્યક, ભયદાયક એ આઠ ગણેશના પ્રતિહારો જાણવા. સર્વે વામનાકાર પુરૂષાકારે સુખ આપનાર જાણવા.

પૂર્વ દિક્-વામ-**અવિઘ્નઃ**-તર્જની, પરશુ, પદ્મ અને દંડને ધારણ કરનાર **અવિઘ્ન** પ્રતિહાર જાણવાં.

પૂર્વ દિક્-દક્ષિણ **વિઘ્નરાજઃ**-તર્જની અને દંડ અપસવ્ય કરવાથી **વિઘ્નરાજ** પૂર્વ દિશાના દક્ષિણ અંગના પ્રતિહાર સર્વ વિઘ્ન હરનાર જાણવા. ૧૨૮ થી ૧૩૦.

## दक्षिणदिक् प्रतिहारौ

तर्जनी खड्ग खेटौ तु दण्डो हस्तैः सुवक्त्रक ।
तर्जनी दण्डापसव्ये बलवांश्च समोरित ॥ १३१ ॥

દક્ષિણ-વામ- **સુવક્ત્રોઃ**-તર્જની, ખડ્ગ, ઢાલ અને દંડ ધારણ કરનાર **સુવક્ત્રો** નામનો પ્રતિહાર જાણવો.

દક્ષિણ-દક્ષિણ-**બલવાનઃ**-તર્જની, દંડ, અપસવ્ય કરવાથી **બલવાન** નામનો પ્રતિહાર જાણવો. ૧૩૧.

## पश्चिमदिक् प्रतिहारौ

तर्जनी बाण चापो च दण्डश्चकाब्ज कर्णकः ।
तर्जनी दण्डा पसव्ये गोकर्णः पश्चिम स्थितः ॥ १३२ ॥

પશ્ચિમ-વામભાગે-**ગજકર્ણઃ**-તર્જની, બાણ, ધનુષ અને દંડ ધારી **ગજકર્ણ** નામનો પ્રતિહાર જાણવો.

પશ્ચિમ-દક્ષિણભાગે-**ગોકર્ણઃ**- તર્જની, દંડ અપસવ્ય કરવાથી **ગોકર્ણ** નામનો પ્રતિહાર જાણવો. ૧૩૨.

## उत्तरदिक् प्रतिहारौ

तर्जनी पद्मा कुशांश्च दण्डश्चैव स सौम्यकः ।
शस्त्राप सव्ये च तथा भवेद भयदायकः ॥ १३३ ॥

ઉત્તર-વામ-**સૌમ્યક**:- તર્જની, પદ્મ, અંકુશ અને દંડને ધારણ કરનાર સૌમ્યક નામનો પ્રતિહાર જાણવો.

ઉત્તર દક્ષિણ-**ભયદાયક**:- શસ્ત્રો અપસવ્ય કરવાથી **ભયદાયક** પ્રતિહાર જાણવો.

द्वारपक्षौ सर्वदिक्षु स्थाप्या विघ्न विनाशनः ।
इत्यष्टो च प्रतीहारा नृपाणां शान्ति मिच्छताः ॥ १३४ ॥

દ્વારની બંને બાજુએ સર્વદિશાએ સ્થાપવાથી વિઘ્નનો નાશ કરે છે. આ આઠ પ્રતિહારો રાજાને શાન્તિ આપનાર છે. ૧૩૪.

## गौर्या प्रतिहारौ (द्वारपालिकाः)

जया च विजया चैव अजिता चापराजिता ।
विभक्ता मङ्गलाचैव मोहिनी स्तम्भनी तथा ॥ १३५ ॥

જયા, વિજયા, અજિતા, અપરાજિતા, વિભક્તા, મંગલા, મોહિની અને સ્તંભિની. ૧૩૫.

## पूर्वदिक् द्वारपालिका

अभयाङ्कुश पाशाश्च दण्डः प्रदक्षिणं जया ।
सव्या पसव्ये शस्त्राणां विजया सा प्रकीर्तिता ॥ १३६ ॥

**પૂર્વ- વામ-જયા** :- અભય, અંકુશ, પાશ અને દંડ ધારણ કરનાર પૂર્વદિક્-વામ અંગના દ્વારપાલિકા જાણવા.

પૂર્વ-દક્ષિણ-**વિજયા**:-શસ્ત્રો અપસવ્ય કરવાથી પૂર્વદિક જમણા અંગના દ્વારપાલિકા વિજયા જાણવાં. ૧૩૬.

## दक्षिणदिक् द्वारपालिका

अभयाब्जपाशा दण्डोऽजिता सव्येऽपराजिता ॥ १३७ ॥

દક્ષિણ-વામ-**અજિતા** :- અભય કમલ, પાશ, દંડ ધારણ કરનાર દક્ષિણદિક્ વામ અંગના દ્વારપાલિકા જાણવાં.

દક્ષિણ-દક્ષિણ-**અપરાજિતા**:- શસ્ત્રો અપસવ્ય કરવાથી દક્ષિણદિક્ જમણા અંગના દ્વારપાલિકા **અપરાજિતા** જાણવા. ૧૩૭.

## पश्चिमदिक् द्वारपालिका

अभीव वज्राङ्कुश दण्डा विभक्ताऽसव्ये मङ्गला ॥ १३८ ॥

પશ્ચિમ-વામ-વિભક્તાઃ-અભય, વજ્ર, અંકુશ અને દંડને ધારણ કરનાર પશ્ચિમદિક્-વામ અંગના દ્વારપાલિકા **વિભક્તા** જાણવાં.

પશ્ચિમ-દક્ષિણઅંગ-**મંગલાઃ**- શસ્ત્રો સવ્ય અપસવ્ય કરવાથી પશ્ચિમ દિશાના જમણા અંગના દ્વારપાલિકા **મંગલા** થાય. ૧૩૮.

## उत्तरदिक् द्वारपालिका

अभया शङ्खाब्ज दण्डा मोहिनी त्येव नामतः ।
शस्त्राप सव्य योगेन सा भवेत् स्तम्भनी तथा ॥ १३९ ॥

ઉત્તર-વામ-**મોહિની**:- અભય, શંખ, પદ્મ અને દંડ ધારણ કરનાર ઉત્તર દિક્વામ અંગના દ્વારપાલિકા **મોહિની** જાણવાં.

ઉત્તર-દક્ષિણ-**સ્તંભિની**:- શસ્ત્રો, સવ્ય અપસવ્ય કરવાથી દક્ષિણ દિક્ જમણા અંગના દ્વારપાલિકા **સ્તંભિની** જાણવા. ૧૩૯.

गौर्याश्चायतने शस्ता अष्टो स्युर्द्वार पालिकाः ॥ १४० ॥

ગૌરીના પ્રાસાદને પૂર્વાદિ ક્રમથી આ આઠ દ્વારપાલિકાઓ કરવા. ૧૪૦.

॥ इति गौर्यायतनेऽष्टो द्वार पालिकाः ॥

## चण्डिकाया अष्टो प्रतिहारौ

चण्किाया स्तथैवोक्तान् कथयिष्याम्यनुक्रमात् ।
वैतालः कोटरश्चव पिङ्गाक्षो भृकुटिस्तथा ॥
धुम्रकः कंकदटश्चैव रक्ताक्षश्च सुलोचन ॥ १४१ ॥

ચંડિકાના પ્રતિહારો અનુક્રમે કહું છું, વૈતાલ, કોટર, પિંગાક્ષ, ભ્રુકુટિ, ધૂમ્રક, કંકદટ, રક્તાક્ષ અને સુલોચન એ ચંડિની આજ્ઞામાં રહેનાર અષ્ટ પ્રતિહારો જાણવા. ૧૪૧.

दंष्ट्रास्य विकटाः कोपे स्फुर दशन कोज्ज्वलाः ।
बर्बरीकाश्च कृष्णाङ्गा मरक्ताक्षा महाबलाः ॥ १४२ ॥

દાંતથી, વિકરાળ, કોપાયમાન, બર્બર કેશવાળા, શ્યામ અને મહાબલવાન, એ ચંડિકાના દ્વારપાલ જાણવા. ૧૪૨.

## पूर्वदिक् प्रतिहारौ

तर्जनीचैव खटवाङ्गो डमरुर्दण्ड आयुधम् ।
वैतालः स समाख्यातो व्यपसव्ये तु कोटर ॥ १४३ ॥

પૂર્વદિક્-વામઅંગ-વૈતાલઃ- તર્જની, ખટવાંગ, ડમરૂ અને દંડ ધારણ કરનાર પૂર્વદિક્ વામઅંગના પ્રતિહાર વૈતાલ જાણવા.

પૂર્વ-દક્ષિણઅંગ-કોટરઃ-અપસવ્ય આયુધોથી પૂર્વદિક્ જમણા અંગના કોટર નામના દ્વારપાલ જાણવા. ૧૪૩.

## दक्षिणदिक् प्रतिहारौ

अभय खड्ग खेटकं दण्डः पिङ्गाक्ष एव च ।
अभयापसव्य योगे भवेद् भृकुटि नामकः ॥ १४४ ॥

દક્ષિણ- વામઅંગ- પિંગાક્ષઃ- અભય ખડગ, ઢાલ અને દંડ ધારણ કરનાર દક્ષિણદિક્ વામ અંગના પ્રતિહાર પિંગાક્ષ જાણવા.

દક્ષિણ-દક્ષિણ-ભૃકુટિઃ- અભયાદિ અપસવ્યે દક્ષિણદિક્ જમણા અંગના પ્રતિહાર ભૃકુટિ જાણવા. ૧૪૪.

## पश्चिमदिक् प्रतिहारौ

तर्जनी वज्राङ्कुशावै दण्डो धूम्रकनामकः ।
सव्या पसव्य योगेन भवेत् कंकदड नामक ॥ १४५ ॥

પશ્ચિમ-વામઅંગ-ધૂમ્રક :- તર્જની, વજ્ર, અંકુશ અને દંડ ધારણ કરનાર પશ્ચિમદિક્-વામ અંગના ધૂમ્રક પ્રતિહાર જાણવા.

પશ્ચિમ-દક્ષિણઅંગ-કંકદટઃ- સવ્યાપઅપસવ્ય શસ્ત્ર યોગે પશ્ચિમ દિક્ જમણા અંગના પ્રતિહાર કંકદટ થાય. ૧૪૫.

## उत्तरदिक् प्रतिहारौ

तर्जनी च त्रिशूलं च खटवाङ्गे दण्ड एव च ।
रक्ताक्षस्य च नाम्ना वै वामे दक्षे त्रिलोचन ॥ १४६ ॥

ઉત્તર-વામઅંગ-રક્તાક્ષઃ- તર્જની ત્રિશૂલ, ખટવાંગ અને દંડને ધારણ કરનાર ઉત્તરદિક્ વામ અંગના પ્રતિહાર રક્તાક્ષ જાણવા

ઉત્તર-દક્ષિણઅંગ-સુલોચન (ત્રિલોચન) - સવ્ય અપસવ્યથી ઉત્તરદિક્ જમણા અંગના પ્રતિહાર સુલોચન ( ત્રિલોચન ) નામના થાય. ૧૪૬.

दिशा द्वार पक्षयुग्मो स्थिता विघ्न विनाशनाः ।
इत्यष्टौ च प्रतीहारा देवीना सर्व सम्भवाः ॥ १४७ ॥

દિક્ દ્વાર તથા બંને પડખે સ્થિર કરવાથી વિઘ્નનો નાશ કરે છે; આ આઠ પ્રતિહારો સર્વ દેવીઓના જાણવાં. ૧૪૭.

इति चण्डिकायां अष्टौ प्रतिहारौ

## जिनेन्द्रस्य प्रतिहारौ

इन्द्र इन्द्रजय श्चैव महेन्द्रो विजयेन्द्रकः ।
धरणेन्द्रः पद्मकश्च सुनामः सुरदुन्दुभिः ॥ १४८ ॥

इत्येष्टौ च प्रतीहाराः वीतरागा दिशान्तिदाः ।
पृथमे कैकशश्चैव कथयिष्याम्यनुक्रमम् ॥ १४९ ॥

ઇંદ્ર, ઇંદ્રિજય, મહેન્દ્ર, વિજય, ધરણેંદ્ર, પદ્મક, સુનાભ, સુરદુંદુભિ એ આઠ જિન પ્રતિહારો જાણવા, તેને પૂર્વાદિ દિક્‌થી અનુક્રમે યુગ્મ (બબ્બે) સ્થાપવા. હવે અનુક્રમે પૃથક-પૃથક કહું છું. ૧૪૮, ૧૪૯.

## पूर्वदिक् प्रतिहारौ

फलं वज्राङ्कुशो दण्ड इन्द्रोऽसव्ये इन्द्रजयः ॥ १५० ॥

પૂર્વ-વામ-ઇંદ્ર- ફલ, વજ્ર, અંકુશ અને દંડને ધારણ કરનાર પૂર્વદિક્-વામ અંગના પ્રતિહાર ઇંદ્રિ જાણવા.

પૂર્વ-દક્ષિણ-ઇંદ્રજયઃ-શસ્ત્ર સવ્ય અપસવ્યે પૂર્વ દિશાના જમણા અંગના પ્રતિહાર **ઇંદ્રજય** જાણવા. ૧૫૦.

## दक्षिणदिक् प्रतिहारौ

द्वौ वज्रो फल दण्डौ च महेन्द्रोसडव्ये विजयः ॥ १५१ ॥

દક્ષિણ-વામ-**મહેન્દ્રઃ**- બે વજ્ર, ફલ અને દંડ ધારણ કરનાર દક્ષિણ દિક્ વામ અંગના પ્રતિહાર **મહેન્દ્ર** જાણવા.

દક્ષિણ-દક્ષિણ-**વિજયઃ**-શસ્ત્ર. સવ્યાપસવ્યે દક્ષિણદિક્‌ના પ્રતિહાર **વિજય** જાણવા. ૧૫૧.

## पश्चिमदिक् प्रतिहारौ

वज्रा भय फणी दण्डै धरणेन्द्रश्च पद्मकः ॥ १५२ ॥

પશ્ચિમ-વામ **ધરણેન્દ્રઃ**- વજ્ર, અભય, સર્પ અને દંડને ધારણ કરનાર પશ્ચિમદિક્ વામ અંગના પ્રતિહાર **ધરણેન્દ્ર** જાણવા.

પશ્ચિમ-દક્ષિણ-**પદ્મકઃ**-સવ્યાપસવ્ય શસ્ત્રોથી પશ્ચિમદિક્ જમણા અંગના પ્રતિહાર પદ્મક જાણવા. ૧૫૨.

## उत्तरदिक् प्रतिहारौ

फल वंशी द्वयं दण्डः सुनामः सुरदुन्दुभिः ॥ १५३ ॥

ઉત્તર–વામ–સુનાભ'– ફલ, બંન્ને હસ્તમાં વાંસળી. (निधिहस्ता) અને દંડ ધારણ કરેલ ઉત્તરદિક્ વામ અંગના પ્રતિહાર સુનાભ જાણવા.

ઉત્તર–દક્ષિણ–સુરદુંદુભિઃ– સવ્યાપસવ્ય આયુધોથી ઉત્તરદિક્‌ના જમણા અંગના પ્રતિહાર સુરદુદુંભિ થાય. ૧૫૩.

इत्यष्टौ च जिनेन्द्रस्य प्रतिहाराश्च शान्तिदाः ।
नगरादौ पुरे ग्रामे सर्व विघ्न प्रणाशनाः ॥ १५४ ॥

આ આઠે જિનેશ્વર પ્રભુના પ્રતિહારો શાન્તિદાયક જાણવા. નગર, પુર, ગામમાં સ્થાપવાથી સર્વ વિઘ્નનો નાશ કરે. ૧૫૪.

॥ इति जिनेन्द्रस्य अष्ट प्रतिहाराः ॥

## द्वार दृष्टि निर्णयो

ब्रह्मा विष्णु शिव स्यान्तं तथैवोदुम्बरान्तकम् ।
स्थापयेच्छिवलिङ्गानि द्वारार्धं न व्यतिक्रमेत् ॥ १५५ ॥

द्वारोच्छयस्य मध्यं तु वसुभाग विभाजितम् ।
शुभा शुभ दृष्टि स्थानं हिताहित फल प्रदम् ॥ १५६ ॥

पदमेकैककं भूयो ह्यष्टधा प्रवि भाजितम् ।
चतुः षष्ठ्यंशोच्छ्रितं स्यादुदुम्बर शान्तकम् ॥ १५७ ॥

विषमांशेषु सर्वेषु देवता दृष्टि योगतः ।
दष्टि स्थानानि द्वात्रिंशद् द्वात्रिंशच्च विलोमत् ॥ १५८ ॥

બ્રહ્મા, વિષ્ણુ અને શિવના ભાગ સુધી, ઊદુમ્બર સુધી તેમજ દ્વારના અર્ધ ભાગે શિવલિંગો સ્થાપવા, આથી વ્યતિક્રમે સ્થાપવા નહિ.

દ્વારની ઊંચાઇમાં આવેલ જે માન તેને આઠે ભાંગવું અને તે ભાગોમાં શુભ અને અશુભ સ્થાનોમાં રહેલી દૃષ્ટિ ક્રમે હિત અને અહિત ફલને આપવાવાળી જાણવી.

ઉપરના આઠ ભાગોમાં અકેક ભાગના ફરી આઠ ભાગો કરવાથી, કુલ દ્વારના ઊદુમ્બરથી આરંભી, શાખના અન્ત સુધીમાં ચોસઠ ( ૬૪ ) ભાગો થાય, તેમાંના સર્વ વિષમ ( એકી ) સ્થાનોમાં દેવોની દૃષ્ટિ યોજવી, ચોસઠ ભાગોમાંના એકીવાળા બત્રીશ ભાગ દૃષ્ટિ સ્થાન અને બેકી ભાગ વિલોમ એટલે દૃષ્ટિ હીન જાણવા. ૧૫૫ થી ૧૫૮.

विषमस्था शुभाचैवं विषमेचा शुभोद्‌गमः ।
दृष्टि दोष विपाकेन स्थान नाशो धनक्षयम् ॥ १५९ ॥

नगरे च पुरे ग्रामे राष्ट्रेतीर्थे तपोवने ।
वाह दृष्टिहतं यच्च न पुनस्तत्प्ररोहति ॥ १६० ॥

વિષમ સ્થાનમાં દૃષ્ટિ શુભ છે, અને વિલોમ સ્થાનમાં રહેલ દૃષ્ટિ અશુભની ઉત્પત્તિ કરે છે. દૃષ્ટિ દોષના પરિણામે સ્થાનનો નાશ તથા ધનનો ક્ષય થાય છે. નગર, ગ્રામ, પુર, રાષ્ટ્ર, તીર્થ, તપોવન અને આશ્રમ. આ સ્થાનોમાં જો વિલોમ સ્થાનમાં રહેલી દેવોની દૃષ્ટિથી હણાય તો તે ફરી સજીવન થતા નથી, અર્થાત્ સમૂલ નષ્ટ થાય છે. ૧૫૯, ૧૬૦.

उर्ध्वं दृष्टि द्रव्यनाशो भोगहानिरधस्तथा ।
सुखदा सर्वकाले च समदृष्टि न संशयः ॥ १६१ ॥

યોગ સ્થાનથી ઊંચી દૃષ્ટિ હોય તો દ્રવ્યનો નાશ થાય, અને નીચી દૃષ્ટિ હોય તો ભોગની હાનિ કરે, સમદૃષ્ટિ સર્વકાળ સુખ આપનારી છે, એમાં કોઈ વાતનો સંશય રાખવો નહિ. ૧૬૧.

उदुम्बरादितः प्रोक्त मुत्तरङ्गे दरादधः ।
देवताक्रम संस्थानं कथयामि यथाविधि ॥ १६२ ॥

आदिः सृष्टिश्च तत्त्वं च अधिष्ठं चायुर्लक्ष्यक्रम् ।
विज्ञा प्रज्ञा शान्तिः शिवोक्तानि तत्त्वानीवै नव ॥ १६३ ॥

ઉદુમ્બરથી ઉત્તરંગ સુધી જે પ્રમાણે દેવોના સ્થાન કહેલ છે, તે ક્રમવાર યથાવિધિ કહું છું,

૧ આદિ, ૨ સૃષ્ટિ, ૩ તત્ત્વ, ૪ અધિષ્ઠ, ૫ આયુ, ૬ લક્ષ, ૭ વિજ્ઞ, ૮ પ્રાજ્ઞ, ૯ શાન્તિ આ નવ તત્ત્વમાં શિવનું સ્થાન જાણવું. ૧૬૨, ૧૬૩.

प्रथमे च भवेदादिः सृष्टिश्चैव तृतीयके ।
पंचमे च भवेतत्त्व मधिष्ठं सप्तमे स्थितम् ॥ १६४ ॥

आयुः स्थानं च नवमे लक्ष्य मेकादशे स्थितम् ।
त्रयोदशे भवेद्विज्ञा प्रज्ञा पञ्चदशस्थिता ॥ १६५ ॥

शान्तिः सप्तदशस्था च शिव तत्त्वक संस्थिता ।
व्यक्ता व्यक्तं तदुर्ध्वे तु क्रमेण च सुसंस्थिते ॥ १६६ ॥

व्यक्तपदं च विज्ञेय मेकोन विंशत्य शके ।
व्यक्ताव्यक्तं त्वेकविंशे त्रयोविंशेच व्यक्तकम् ॥ १६७ ॥

( ૧ )પ્રથમસ્થાનમાં આદિતત્વ, ( ૩ )ત્રીજાસ્થાનમાંસ્રષ્ઠિતત્વ, ( ૫ )પાંચમાં સ્થાનમાં તત્વ, (૭) સાતમાં સ્થાનમાં અષ્ટિ તત્વ, (૯) નવમાં સ્થાનમાંઆસુર તત્વ, (૧૧)અગિયારમાં સ્થાનમાં લક્ષ તત્વ (૧૩) તેરમાં સ્થાનમાં વિજ્ઞ તત્વ, (૧૫) પંદરમાં સ્થાનમાં પ્રાજ્ઞ તત્વ, (૧૭) સત્તરમાં સ્થાનમાં શાન્તિ તત્વ, આ નવ શિવતત્વો વડે સ્થિત છે આ નવ તત્વોની ઉપર ક્રમથી વ્યક્તાવ્યક્ત તત્વો રહેલા છે, (૧૯) ઓગણીશમાં અવ્યક્ત, (૨૧) એકવીશમાં વ્યક્તાવ્યક્ત અને (૨૩) તેવીશમાં વ્યક્ત જાણવું. ૧૬૪થી૧૬૭

पञ्चविंशे फणीन्द्राणां कार्या काम फलोत्तमाः ।
सप्त विंशे समुत्सेधे कुर्याच्च जलशायिनम् ॥ १६८ ॥

द्वयधिके वैनतेयं च मातरस्त्वेक त्रिंशके ।
त्रयस्त्रिंशे भवेद्यक्षो द्वयधिके भृङ्ग शुकरः ॥ १६९ ॥

सातत्रिंशे उमारुद्रं द्वयधिके बुद्ध एव च ।
एक च त्वारिंशके च ब्रह्मयुग्मं च कारयेत् ॥ १७० ॥

दुर्वासासं च द्वयधिके अगस्त्यं नारदं तथा ।
पञ्चचत्वारिंशके च लक्ष्मीनारायणं विदुः ॥ १७१ ॥

सप्त चत्वारिंशके च स्थाप्यो धाता यथा विधि ।
एकोन पञ्चाशत्तमे गणेशं च सरस्वतीम् ॥ १७२ ॥

ततश्च द्वयधिके कुर्याच्छ्रियं पद्मा सनांस्थिताम् ।
त्रिपञ्चाशतमे कुर्याद्वरसिद्धिं च कामदाम् ॥ १७३ ॥

ब्रह्मा विष्णवोश्च सूर्यस्य वीतरागस्य च क्रमात् ।
पञ्च पञ्चाशत्तमे च उर्ध्वार्चा दृष्टि संस्थितिः ॥ १७४ ॥

रुद्रार्चा ततो द्वयधिके चण्डिकैकोन षष्टिके ।
द्वयधिके भैरवश्चैव वेतालाश्च त्रिषष्टिके ॥ १७५ ॥

तदूर्ध्वे च पदं शून्यं महामर्म क्षयावहम् ।
पादेऽर्चायाः कटिर्यावत् कार्या वाहन दृक् तथा ॥ १७६ ॥

धर्मार्थ काम मोक्षाणां दृष्टि स्थापन पूजनात् ।
सर्वार्चा दृष्टि संस्थानं मुक्ति भुक्तिप्रदं भवेत् ॥ १७७ ॥

घर्मार्थ काम मोक्षाणां द्दाष्ट स्थापन पूजनात् ।
सर्वाचा द्दष्टि संस्थानं मुक्ति भुक्तिप्रदं भवेत् ॥ १७७ ॥

( ૨૫ ) પચીશમા ભાગમાં શેષનાગ. ( ૨૭ ) સત્તાવીશમાં ભાગમાં વિષ્ણુ શેષશાયી, ( ૨૯ ) ઓગણત્રીશમા ભાગમાં ગરૂડ, ( ૩૧ ) એકત્રીશમા ભાગમાં માતૃગણ, ( ૩૩ ) તેત્રીશમાં ભાગમાં કુબેર, ( ૩૫ ) પાંત્રીશમા ભાગમાં ભૃંગ-વરાહ, ( ૩૭ ) સાડત્રીશમા ભાગમાં ઉમારૂદ્ર, ( ૩૯ ) ઓગણચાલીશમા ભાગમાં બુદ્ધ, ( ૪૧ ) એકતાલીશમા ભાગમાં બ્રહ્મા સાવિત્રી, ( ૪૩ ) તેંતાલીશમા ભાગમાં દુર્વાસા, અગસ્ત અને નારદ, ( ૪૫ ) પીસ્તાલીશમા ભાગમા લક્ષ્મીનારાયણ, ( ૪૭ ) સુડતાલીશમા ભાગમાં ધાતા, ( ૪૯ ) ઓગણપચાસમા ભાગમાં ગણેશ સરસ્વતી, ( ૫૧ ) એકાવનમા ભાગમાં પદ્માસન બેઠેલ બ્રહ્મા, ( ૫૩ ) ત્રેપનમા ભાગમાં મનોકામના પુરનાર હરસિદ્ધિદેવી, ( ૫૫ ) પંચાવનમા ભાગમાં, બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય અને વીતરાગ, ( ૫૭ ) સત્તાવનમા ભાગમાં રૂદ્ર ( શિલ્પરત્નાકરમાં શુક્રાચાર્ય છે ), ( ૫૯ ) ઓગણસાઇઠમા ભાગમાં ચંડીકા, ( ૬૧ ) એકસઠમા ભાગમાં ભૈરવ. ( ૬૩ ) ત્રેસઠમા ભાગમાં વૈતાલ. તેના ઉપરનું પદ શૂન્ય જાણવું, કારણકે તે મહામર્મનું સ્થાન છે. અને નાશ કરનાર છે. વાહનની-દૃષ્ટિ અર્ચાના પગ અથવા કટિ બરાબર રાખવી, દ્રષ્ટિ સ્થાપન અને પૂજનથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરૂષાર્થોની સિદ્ધિ થાય છે. તથા સર્વ દેવતાઓની દૃષ્ટિ-ઓનું સ્થાપન ભોગ અને મુક્તિને આપનાર છે. ૧૬૮ થી ૧૭૭. અપરાજિત પૃચ્છા

## द्वीपार्णवः—देवता दृष्टि स्थान

विश्वकर्मोवाच—

द्वात्रिंशद् द्वारमुत्सेध—मूर्ध्वके त्रीणिविर्जयेत् ।
अधोऽष्टमे शिवः प्रोक्तो दशैकादश—हीनकम् ॥ १७८ ॥

द्वादशेतु समुत्सेधे कुर्याश्च जलशायिनम् ।
चतुर्दशे मातृदेवीं षोडशे यक्ष मेव च ॥ १७९ ॥

अष्टादशे तु कर्तव्या—वुभौ रुद्रौ च श्री हरिः ।
ब्रह्म युग्मं च कर्तव्य मत ऊर्ध्वं तथा शृणु ॥ १८० ॥

एकाधिके बुधश्चैव लेप चित्राणि कारयेत् ।
विंशति मे दुर्गादेवी अगस्ति नारद स्तथा ॥ १८१ ॥

एक विंशतमे चैव लक्ष्मी च जिन मेव च ।
चतुर्विंशे समुत्सेधे सरस्वती गणाधिपम् ॥ १८२ ॥

षडधिक विंशोत्सेधे मानवचन्द्र मेव च ।
ब्रह्मा विष्णु स्तथा रुद्रः सूर्यस्तु सप्त विंशतौ ॥ १८३ ॥

भैरवश्चण्डिका चैव एकोन त्रिंशदंशके ।
तदूर्ध्वे भैरव कार्यं नान्येशां तु कदाचन ॥ १८४ ॥

देवता दृष्टि स्थाम: ॥
क्षीपार्णव: क्षीरार्णव: ॥

શ્રી વિશ્વકર્મા કહે છે કે:— દ્વારની ઊંચાઈના બત્રીશ ભાગ કરવાં, તેમાં ઉપરના ત્રણ ભાગ તજવા. નીચેથી. આઠમે ભાગે શિવલિંગ. દશમો અગિયારમો ભાગ કોઇ દેવની દૃષ્ટિ સ્થાન નથી, બારમા ભાગે જળશાયી શેષનારાયણ, ચૌદમે ભાગે માતૃકાદેવીઓ, સોળમાં ભાગે યક્ષો, અઢારમે ભાગે શિવપાર્વતી; લક્ષ્મીનારાયણ અને બ્રહ્માસાવિત્રી એમ ત્રિપુરૂષયુગ્મની દૃષ્ટિ રાખવી, હવે તે ઉપરના ભાગોની દૃષ્ટિ સાંભળો, ઓગણીશમા ભાગે બુદ્ધ તથા લેપ ચિત્રોની મૂર્તિઓ, વિશમા ભાગે દુર્ગાદેવી નારદ અગસ્ત ઋષિઓ એકવીશમા ભાગે લક્ષ્મી જિનદેવ, ચોવીશમાં ભાગે સરસ્વતી, ગણેશ. છવ્વીશમાં ભાગે માનવ ચંદ્ર, સત્તાવીશમા ભાગે સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ અને શિવમૂર્તિ, ઓગણત્રીશમાં ભાગે ભૈરવ ચંડીદેવી. ઓગણત્રીશમા ભાગની ઉપર ભૈરવ સિવાય કોઇ દેવની દૃષ્ટિ રાખવી નહિ. ૧૭૮થી૧૮૪. ઇતિ દેવતા દ્રષ્ટિ સ્થાનઃ क्षीपार्णव क्षीरार्णव ॥

द्वारोच्छ्रोयोऽष्ट धाभक्तं उर्ध्वं भागं परित्यजेत् ।
सप्तमा सप्तमे भागे तस्मिन् दृष्टिस्तु शोभना ॥ १८५ ॥

क्षीपार्णव-क्षीरार्ण ॥

દ્વારની ઊંચાઇના આઠ ભાગ કરી, ઉપરનો આઠમો ભાગ તજી અને સાતમા ભાગના આઠ ભાગ કરી તેના સાતમા ભાગે દેવોની દૃષ્ટિ રાખવી તે શોભાયમાન જાણવું. ૧૮૫. ક્ષીરાર્ણવ

आयभागे भजेद् द्वार-मष्टममुर्ध्वं तस्यजेत् ।
सप्तम सप्तमे दृष्टि-र्वृप सिंह ध्वजे शुभा ॥ १८६ ॥

प्रासादमंडन

દ્વારના ઉદમ્બર અને ઉત્તરંગ વચ્ચેના આઠ ભાગ કરવા, તેમાં ઉપરનો આઠમો ભાગ તજવો, સાતમા ભાગના આઠ ભાગ કરી ઉપરનો એક ભાગ તજવો સાતમા ભાગના સાતમે ભાગે દૃષ્ટિ રાખવી. દૃષ્ટિ, વૃષ, સિંહ અને ધ્વજાયે શુભ જાણવી. ૧૮૬.

પ્રાસાદમંડન

## विशेष देवोनु दृष्टि स्थान

षष्ठ भागस्य पञ्चाशे लक्ष्मीनारायणादिक् ।
शयनार्चेशलिङ्गानि द्वारार्धं न व्यति क्रमेत् ॥ १८७ ॥

દ્વારના છ ભાગ કરી પાંચમા ભાગમાં લક્ષ્મીનારાયણ આદિ, દ્વારના અર્ધભાગે શેષશાય અને શિવલિંગ ની દૃષ્ટિ રાખવી, ઉપર રાખવી નહિ. ૧૮૭. પ્રાસાદમંડન

## ठक्कुर फेरूनुं दृष्टि विधान ( वास्तुसार )

दस भागकय दुवारं, उदुम्बर–उत्तरंगमज्झेणं ।
पढमंसि सिव दिट्ठी, बीए सिवसत्तिजाणेह ॥ १८८ ॥

सयणा सण सुर तइए, लच्छी नारायणं चउत्थेय ।
वाराहं पंचमए, छट्ठंसे लेव चित्तस्स ॥ १८९ ॥

सासणसुर सत्तमए, सत्तमसत्तंसि वीयरागस्स ।
चंडिय भरुरव अडमे, नवमिंदा चमर छत्तधरा ॥ १९० ॥

दसमे भाए सुन्नं, अहवा गंधव्वर रकूखसा चेव ।
हिढाउ कमि ढविज्जइ, सयल सुराणं च दिठी अ ॥ १९१ ॥

इति वास्तुसार दृष्टि विधान ॥

ઉદુમ્બરથી ઉત્તરંગ વચ્ચેના દ્વારોદયના દશ (૧૦) ભાગ કરીને દૃષ્ટિ સ્થાન નક્કી કરવું, (૧) પ્રથમ ભાગે શિવદૃષ્ટિ, (૨) બીજા ભાગે શિવ શક્તિ, (૩) ત્રીજા ભાગે શેષશાયી, (૪) ચોથા ભાગે લક્ષ્મીનારાયણ, (૫) પાંચમા ભાગે વરાહ, (૬) છઠ્ઠાભાગે લેપચિત્રની મૂર્તિ, (૭) સાતમા ભાગે શાશન દેવોની. (૭) સાતના સાતમાં ભાગમાં ( સાતમાં ભાગના દશ ભાગ કરી સાતમા ) વીતરાગ દેવની. (૮) આઠમા ચંડિકા ભૈરવ, (૯) નવમામાં ચમરધર, છત્રધર દેવોની દૃષ્ટિ, (૧૦) દશમો ભાગ દૃષ્ટિ રહિત રાખવો, અથવા ગંધર્વ રાક્ષસની દૃષ્ટિ રાખવી. ૧૮૮ થી ૧૯૧

વાસ્તુસાર.

## ठक्कुर फेरा विशेष दृष्टि विधान

भागट्ठ भणंतेगे सत्तम्–सत्तंसि वियरागस्स ।
गिह देवालि पुणेवं, कीरइ जह होइ वुडढिकरं ॥ १९२ ॥

કોઇ દ્વારના ( ૮ ) આઠ ભાગ કરીને સાતમાના સાતમા ભાગમાં વીતરાગની દૃષ્ટિ સ્થાપવાનું કહે છે. પણ આમ ઘર દેરાસરમાં કરવું જોઇએ કે જેથી વૃદ્ધિકારક થાય ૧૯૨

વાસ્તુસાર

## आचार्य वसुनन्दि

विभज्य नवधा द्वारं, तत्षड् भागान धस्त्यजेत् ।
उर्ध्वें द्वौ सप्तमं तद्वद् विभज्य स्थापयेद् दृशम् ॥ १९३ ॥

प्रतिष्ठा सारोद्धारः ॥

દ્વારના ( ૯ ) નવ ભાગ કરી ( ૬ ) છ નીચે અને ( ૨ ) બે ઉપર છોડવા પછી સાતમા ભાગના નવ ભાગ કરી સાતમા ભાગમા દૃષ્ટિ સ્થાપન કરવી. ૧૯૩.

## द्वारप्रतिष्ठा

द्वारस्य चोच्छ्रयः कार्यः शुभचन्द्र बल स्थितौ ।
खातं कृत्वोदुम्बरस्य पञ्चरत्नानि निक्षिपेत् ॥ १९४ ॥

शाखाश्चोदुम्बरश्चैव हीनाश्चनोत्तरङ्गत् ।
वस्त्रेणाच्छादितं कृत्वा वास्तुदेव समर्चयेत् ॥ १९५ ॥

आदौ दक्षिण शाखायां स्थापनं कुरुते ध्रुवम् ।
शाखोत्सेध चतुर्थांशे द्वारपालो प्रपूजयेत् ॥ १९६ ॥

---

### અપરાજિત પૃચ્છા—સૂત્ર સંતાન—દ્રષ્ટિ પ્રમાણ

દ્વારના ૬૪ ભાગ કરી દરેક દેવોના દ્રષ્ટિ સ્થાન નક્કી કરેલ હોય છે. અપરાજિતપૃચ્છા ૫૭મા ભાગમા રૂદ્ર છે. સૂત્રસંતાન શુક્રાચાર્યનું દ્રષ્ટિસ્થાન જણાવેલ છે આ સિવાય બીજો મતભેદ નથી.

દરેક દ્રષ્ટિસ્થાનો એકી, વિષમ શુભ કહેલ છે, ૬૪ માંથી ૩૨ દ્રષ્ટિસ્થાનો છે,

ક્ષીરાર્ણવ અને દીપાર્ણવમાં ૩૨ ભાગ કહેલ છે. અને નીચેના આઠ ભાગથી અઢાર ભાગ સુધી બેકી (સમ) ભાગ લીધેલ પછી બન્ને સમ વિષમ ભાગમાં દ્રષ્ટિસ્થાન આપેલ છે.

### ક્ષીરાર્ણવ-દીપાર્ણવ વિશેષ દેવ દ્રષ્ટિસ્થાન

દ્વારના ૮ ભાગ કરી ઉપરનો એક ભાગ તજી સાતમા ભાગમાં આઠ ભાગ કરી એક ઉપરનો ભાગ તજી સાતના સાતમાં ભાગમાં દ્રષ્ટિસ્થાન રાખવું.

પ્રાસાદ મંડન—ઉપર મુજબ આઠ ભાગ કરી સાતમા ભાગમાં આઠ ભાગ કરી સાતમા ભાગે દ્રષ્ટિ રાખવી, તેમ કહે છે પણ દ્રષ્ટિ **वृषेसिंह ध्वजे शुभाः** એટલે સાતમાં ભાગમાં સાત ભાગમાં ૧-૩-૫ ભાગમાં વિશેષ દ્રષ્ટિસ્થાન જણાવેલ છે, ૭ મો ભાગ જે ગજસ્થાન છે. તે પહેલા દ્રષ્ટિ સ્થાનમા જણાવેલ છે, આ સિવાય બીજા કોઈ શાસ્ત્રમાં આયાદિ મેળવી દ્રષ્ટિસ્થાન નક્કી કરવું તેમ જણાવેલ નથી; ઉપર મુજબ સિવાય તેનો કોઈ વિકલ્પ નથી. ત્રીજી વખત આઠ ભાગ કરવાનું કહેલ નથી કે સાતના સાતમા ભાગમાં આઠ ભાગ કરી અયાદિ મેળવવા.

**પ્રાસાદ મંડન :**—સાતમો આખો ભાગ દ્રષ્ટિસ્થાન માટે લીધેલ છે સમ ભાગ છોડી વિષમ ભાગ આયાદિ મેળવવા લીધેલ છે.

**વાસ્તુસાર :**—ઠક્કુર ફેરના દ્રષ્ટિસ્થાન જુદા આવે છે. તેણે અષ્ટ ભાગના દ્રષ્ટિસ્થાનને ગૃહપ્રાસાદ માટે શુભ કહેલ છે

### વસુનંદિ કૃત પ્રતિષ્ઠાસારોદ્ધાર

દ્વારના ૯ ભાગ કરી સાતમા ભાગમાં ૯ ભાગ કરી સાતમા ભાગે દ્રષ્ટિસ્થાન કહેલ છે, અપરાજિત-સૂત્રસંતાન જિન દ્રષ્ટિસ્થાન (૬૪) ચોસઠ ભાગના (૫૫) પંચાવન ભાગે જણાવેલ છે જે આઠ ભાગના સાતમાં ભાગના સાતમા ભાગ સાથે જ આવે છે.

વિશેષે કરીને સર્વ દ્રષ્ટિ માનો અપરાજિત તથા સૂત્ર સંતાનના વિષમ સ્થાન એટલે આયાદિ મુજબ છે. આય વિષમ શુભ છે સમ નિષેદ્ધ છે, માટે વિષમ સ્થાનમાં દ્રષ્ટિસ્થાન રાખવું શુભ છે.

सहिरण्यैः सुफल शैर्वस्त्रैराच्छादितैः क्रमात् ।
उदुम्बरस्माऽभिषेक स्तथा शाखोत्तरङ्गयो ॥ १९७ ॥

उदुम्बरेच शाखायां प्रतिष्ठा च यथोच्यते ।
कार्या तथा चोत्तरङ्गे प्रतिष्ठा सर्व कामदा ॥ १९८ ॥

शिल्पिनं पूजयेत्तत्र वस्त्रालङ्कार भूषणैः ।
अन्ये च पूजनीयास्ते तत्रये कर्म चारिणः ॥ १९९ ॥

विश्रामस्तदिने वास्तुः सर्व विघ्न प्रशान्तिकृत् ।
तदग्रे कथितव्यं च द्वारसूत्र प्रमाणकम् ॥ २०० ॥

દ્વાર પ્રતિષ્ઠા કાર્ય શુભચંદ્ર બલ જોઈ કરવી, ઉદમ્બર નીચે ખોદી પંચરત્ન પધરાવવા, શાખા ઉદમ્બર અને પછી ઓત્તરંગ વસ્ત્રથી, આચ્છાદિત કરી વાસ્તુદેવનું પૂજન કરવું, પહેલી જમણી શાખ નિશ્ચિત સ્થાપવી. શાખના ચોથે ભાગે રહેલ દ્વારપાલોનું પૂજન કરવું. હિરણ્ય દક્ષિણા, વસ્ત્ર આચ્છાદિત કરવાં. ઉદમ્બર, શાખો તથા ઉત્તરંગને અભિષેક કરવો. ઉદમ્બર શાખાઓની પ્રતિષ્ઠા કરવી, અને ઉત્તરંગની પ્રતિષ્ઠા સર્વ કામને આપવા વાળી છે, શિલ્પીનું વસ્ત્રાલંકાર આપી પૂજન કરવું, અને બીજા કર્મચારીનું પૂજન કરી સન્માન કરવું, અને વાસ્તુકર્મ શુભદિને કરવાથી સર્વ વિઘ્નનો નાશ થાય. હવે આગળ કહું છું દ્વાર સૂત્રના પ્રમાણો. ૧૯૪ થી ૨૦૦.

## वत्सदिक्

कन्या दित्रिषु पूर्वतो यमदिशि त्याज्यं चचापादितो ।
द्वारं पश्चिम तस्त्रिके जलचरात्सौम्ये रवौ युग्मतः ॥ २०१ ॥

तस्माद्व्यस्त दिशामुखं तु भवन द्वारादिक् हानिकृत् ।
सिंहेचाऽथ वृषे च वृश्चिक घटं याते हितं सर्वतः ॥ २०२ ॥

**વત્સદિક્ઃ**— કન્યા, તુલા અને વૃશ્ચિક રાશિના સૂર્યમાં વત્સ પૂર્વ દિશામાં રહે. ધન, મકર અને કુંભરાશિના સૂર્યમાં દક્ષિણ દિશામાં. મીન, મેષ અને વૃષ રાશિના સૂર્યમાં વત્સ પશ્ચિમ દિશામાં. મિથુન, કર્ક અને સિંહ રાશિના સૂર્યમાં વત્સ ઉત્તર દિશામાં રહે છે. વત્સ જે દિશામાં હોય તે દિશામાં દ્વાર મૂકવું નહિ હાનિ કરતા છે, પણ સિંહ, વૃષ અને કુંભ રાશિમાં ચારે દિશાના દ્વાર મૂકવામાં દોષ નથી હિતકારક છે. ૨૦૧, ૨૦૨.

## ॥ वत्सचक्र ॥

પૂર્વ

કન્યા તુલા વૃશ્ચિક

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈશાન | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | અગ્નિ | |
| | ૫ | | | | | | | | ૫ | |
| સિંહ | ૧૦ | | | | | | | | ૧૦ | ધન |
| | ૧૫ | | | | | | | | ૧૫ | |
| કર્ક | ૩૦ | | | | પ્રાસાદભૂમિ | | | | ૩૦ | મકર |
| ઉત્તર | ૧૫ | | | | | | | | ૧૫ | દક્ષિણ |
| | ૧૦ | | | | | | | | ૧૦ | |
| મિથુન | ૫ | | | | | | | | ૫ | કુંભ |
| | વાયવ્ય | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | નૈઋત્ય | |

વૃષભ મેષ મીન

પશ્ચિમ

## द्वारचक्र

सूर्यर्क्षाद्युगमैः शिरस्यथ फलं लक्ष्मीस्ततः कोण भैं ।
नागैरुद्वसनं ततो गजमितैः शाखासु सौख्यं भवेत् ॥ २०३ ॥

देहल्यां गुण भैर्मृति गृहपते र्मध्य स्थितै वेंदभैः ।
सौख्यं चक्र मिदं विलोक्य सुधिया द्वारं विधेयं शुभम् ॥ २०४ ॥

द्वार चक्र ॥

સૂર્ય નક્ષત્રથી ૪ નક્ષત્રો ઉત્તરંગે તેનું ફળ લક્ષ્મી પ્રાપ્તિ, તે પછીના આઠ અનુક્રમ કોણે ફલ ઉદાસ. તે પછીના આઠ નક્ષત્રો શાખમાં ફલ સુખ પ્રાપ્તિ, ૩ નક્ષત્ર ઉમરામાં ગૃહપતિનું મરણ, ૪ દ્વાર મધ્યે ફલ સુખ લાભ. આ પ્રમાણે બુદ્ધિમાને ચક્ર જોઈ દ્વાર સ્થાપન કરવું શુભ છે. ૨૦૩, ૨૦૪.

## द्वारचक्र

| | | |
|---|---|---|
| ૨<br>નેષ્ટ | ૪<br>શુભ | ૨<br>નેષ્ટ |
| શુભ<br>૪ | શુભ<br>૪ | શુભ<br>૪ |
| નેષ્ટ<br>૨ | નેષ્ટ<br>૩ | નેષ્ટ<br>૨ |

## द्वार स्थापन योग

भवेत्पूषणी मैत्र पुष्ये च शाक्रे ।
करे दस्त्रचित्राऽनिलेचारितौ च ॥ २०५ ॥
गुरुश्चन्द्र शुक्रार्क सौम्ये च वारे ।
तिथौ नन्दपूर्णाजया द्वारशाखा ॥ २०६ ॥

### દ્વારસ્થાપન નક્ષત્રો દ્વાર

રેવતી, અનુરાધા, પુષ્ય, જેષ્ઠા, હસ્ત, અશ્વિની, ચિત્રા, સ્વાતી, પુનર્વસુ, એ નવ નક્ષત્રો અને ગુરૂ, સોમ, શુક્ર, રવિ, બુધ, નંદા, જયા, પૂર્ણા તિથિ દ્વાર સ્થાપન કરવું શુભ છે. ૨૦૫, ૨૦૬. વાસ્તુમુક્તાવલિ

## अन्ययोग

चरे स्थिरे च नक्षत्रे बुध शुक्र दिन तिथौ ।
शुभे कपाटयोगः स्याद् द्विस्वभावोदये गृहे ॥ २०७ ॥

સ્વાતિ, પુનર્વસુ, શ્રવણુ, ધનિષ્ઠા, સતભિષા, રોહિણી અને ત્રણુ ઉત્તરા એ નવ નક્ષત્ર, બુધ, શુક્ર ૧–૨–૩–૫–૭–૧૦–૧૧–૧૩–૧૫ એ તિથિઓ. દ્વિસ્વભાવ રાશિ દ્વાર સ્થાપન કરવાથી શુભ ફળ આપે છે. ૨૦૭. વાસ્તુરત્નાકર

## द्वार स्थापन विधि

यस्योन्दुरु विंघ्नचयं विनाशते, विकाशते बुद्धिमनूप शुद्धिः ।
हेरम्बमादौ हृदि सन्निधाय, तनोम्यहं द्वारन्यासनीतिम् ॥ २०८ ॥

યજમાન સપત્ની સહિત સ્નાન કરી, નૂતન વસ્ત્રો ઉપવસ્ત્રો પહેરી, પૂર્વ સન્મુખ બેસી, દીપ પ્રગટાવે પવિત્રી પહેરી આચમન પ્રાણાયામ કરવો કુશ ( દર્ભ ) ત્રણ લઈ પાણીથી માર્જન કરવું.

'अपवित्रोः पवित्रोवाः सर्वास्थांगतोपिवा એ મંત્રથી માર્જન કરવું.

## विष्णुध्यान

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णशुभांगम् ॥
लक्ष्मी कान्तं कमलनयनं योगिभि र्ध्यानगम्यं ।
वंदे विष्णु भवभयहरं सर्वलौकैक नाथम् ॥ २०९ ॥

આ મંત્રથી વિષ્ણુનુ ધ્યાન ધરી, હસ્તે પુષ્પ અક્ષત ગ્રહણુ કરી શાન્તિપાઠ, સ્વસ્તિ પાઠ કરવો.

सङ्कल्पः—देशकालाद्युच्चार्ये अमुक गोत्रः अमुक शर्माहं मम समस्त कुटुम्बस्य सर्वारिष्ट विध्वंसपूर्वक आयुरारोग्य सर्व सम्पत्तिवृद्धये गृहाधिष्टितवास्तु पुरुष प्रीतये अस्य गृहस्थ द्वारं द्वारन्यासं करिष्ये । तदङ्गत्वेन कलश स्थापनं पूजनं च करिष्ये । तन्निर्विघ्नता समाप्त्यर्थं गणेशाम्बिकयोः पूजन करीष्ये । ततः गौरी गणेशयोः कलशादीनां पूजां कुर्य्यात । ततः द्वारशाखादीन् जलेन प्रक्षाल्य पञ्चामृतेन सर्वौषधियुक्तजलेन गन्धान्वितजलेन हिरण्योदकेन तत्तन्मंत्रैः स्नापयेत् । ततः शुद्धवालोत शुद्धोदक स्नानम् । ततः कङ्कुमादिना विभूषिताः तत यस्य मुखस्य द्वारं तन्मुखदेवताः सम्पूजयेत् । ततः—

आगच्छ सर्व कल्याणि वसुधे लोकधारिणी ।
उद्धृतासि वराहेण सशैलवन कानेन ॥ २१० ॥

इति मन्त्रेण भूमि प्रार्थनां कृत्वां गर्त मध्ये पारदं पञ्चरत्नं विनस्य गर्ते द्वार स्थापयेत् । ततः शाखयो स्ततः उपरी काष्ठं घृत्वा द्वार मुखानु कूलेन देवता पूजनं सदीपं दधिमाषबलिं दधात । वस्त्रे हरिद्रापीत सर्षपान् मूत्तं कृत्वा लोहमुद्रिकया सह उपरी शाखा मध्यें ॐ यदा बंधनन्दाक्षायणा हिरण्य ङ० शतानीकाय सुमनस्य मानाः । तन्मऽआबंध्नामि शतशारदाय युष्मा भरदष्टिर्यथासम ॥ ॐ स्वप्य विष्टि दाशिष्टोन्नृन्पाहि श्रृणुधीगिरः रक्षातो कमुत्मना । इति मन्त्रेण कङ्कण बंध्नाति पुष्प-माल्यैरलं कृत्य प्रार्थनां कुर्यात् ॥

## द्वारन्यास

स्थापितासि मया शाखे सुखदा ऋद्धिदा भव ॥
पूजितासि मया भक्त्या स्थापिता च स्थिराभव ॥ २११ ॥

धारयत्वं महाभागे निर्मिता विश्वकर्मणा ।
स्थापिता शुभदा नित्यं मम गेहं शुभं कुरु ॥
इति मन्त्राभ्यां सम्प्राथ्यं ब्राह्मण पूजनं आचार्याय ॥
पुरोधसे च दक्षिणादेया भूयसी दक्षिणा देया च ।
यस्य स्मृत्ये तीखरार्पणम् । ततो विसर्जनं विष्णावेनमः ॥

---

નોટ :- જે દેવ હોય, તે દેવનાં જે દિશાનું દ્વાર હોય તે દિશાનાં પ્રતિહારનું પૂજન કરવું. જમણી શાખામાં ગંગા તથા વામ શાખામાં જમનાનું પૂજન કરવું. મધ્યે જે દેવ હોય તેનું પૂજન કરવું. પ્રાસાદના દેવ અથવા ગણપતિનું પૂજન ઉત્તરંગે મધ્ય ભાગે કરવું.

१. पूर्वद्वार—दक्षिण शाखायां ॐ विधाये नमः वामशाखाधात्रे नमः मध्यमे श्रिये नमः औत्तरंगे श्री गणेशाय नम.

२. दक्षिणद्वार—दक्षिण शाखायां ॐ सबलाय नमः वामशाखायां बलाय नमः मध्ये श्रिये नमः औत्तरंगे श्री गणेशाय नमः

३. पश्चिमद्वार—दक्षिण शाखायां ॐ विजयाय नमः वामशाखायां जयाय नमः मध्यमे श्रिये नमः औत्तरंगे श्री गणेशाय नमः

४. उत्तरद्वार—दक्षिण शाखायां ॐ प्रचण्डाया नमः वामशाखायां चण्डाय नमः मध्यमे श्रीये नमः औतरंगे श्री गणेशाय नमः

## प्रतिमा प्रमाणं

विश्वकर्मोवाच–

प्रासादमानो दुभवार्चा प्रमाणे त्रि विधोदिता ।
सीमा गर्भे द्वारमान तुर्यो हस्ताङ्गुलैर्विधि ॥ २१२ ॥

आदौ सीमा पुनर्गर्भे द्वारमान तृतीयकम् ।
हस्ताङ्गुक्रमोकं च अचामानं चतुर्थेकम् ॥ २१३ ॥

વિશ્વકર્મા કહે છે– પ્રાસાદમાને ઉત્પન્ન થયેલ પ્રતિમાના ત્રણ પ્રકારના માન છે. ૧ પ્રાસાદ રેખા માન, ૨ ગર્ભ માન ૩ દ્વાર માન અને ૪ હસ્તાંગુલ માન જાણવું. પ્રથમ રેખામાન, બીજુ ગર્ભમાન, ત્રીજુ દ્વારમાન અને ચોથું હસ્તાંગુલ માન જાણવું. ૨૧૨–૨૧૩

## प्रासाद रेखामान प्रतिमा

प्रासाद तुर्य भागस्य समाना प्रतिमा मता ।
उत्तमायकृते सातु, कार्यैकोनाऽधिकांगुला ॥ २१४ ॥

अथवा स्वदशांशेन, हीनस्याप्यधिकस्यवा ।
कार्या प्रासाद पादस्य, शिल्पिभिः प्रतिमा समा ॥ ११५ ॥

अतिहीना तुयाऽर्चा स्यात्, प्रासाद पंचमांशके ।
सर्वेषामपि धातुनां, रत्न स्फटिकयोरपि ।
प्रवालस्य च बिम्बेषु चैत्यमानं यदृच्छया ॥ ११६ ॥

પ્રાસાદ સીમા (રેખા) માને ચોથા ભાગના ઊંચા પ્રતિમા કરવા તે ઉત્તમ છે. તેને ઉત્તમ આય લાવવા એકેક અધિક ઓછા કરવા, પ્રાસાદમાને આવેલ પ્રતિમાને દશાંશ અધિક તથા હીન કરવા ( ઉત્તમ, મધ્ય, કનિષ્ઠ ) માનના પ્રતિમા શિલ્પીએ પ્રાસાદમાં સ્થાપવા. પ્રાસાદના પંચમાંશ પ્રતિમા અતિ હીન ગણાય. સર્વ ધાતુઓની, રત્નની, સ્ફટિકની અને પ્રવાલની પ્રતિમાને પ્રાસાદમાનનો નિયમ હોતો નથી. ૨૧૪થી૨૧૬

## गर्भमान

चतुरश्री कृते क्षेत्रे दशधा प्रविभाजिते ।
चतुर्भागैश्च द्वे भित्ती शेषे गर्भगृहं मतम् ॥ २१७ ॥

गर्भ गृह त्रिभागैश्च ह्यर्चा कार्या सुशोभना ।
दशांशोना मध्यमा पञ्चांशोना कनीयसी ॥ २१८ ॥

ચોરસક્ષેત્રના દશ ભાગ કરવા, ચાર ભાગની બે ભિતી, શેષ છ ભાગ ગર્ભગૃહ જાણવો, ગર્ભગૃહના ત્રીજે ભાગે પ્રતિમા ( અર્ચા ) કરવાથી સુશોભિત થાય, દશ ભાગ હીન કરવાથી મધ્યમાન અને પાંચ ભાગ હીન કરવાથી કનિષ્ઠમાન જાણવું ૨૧૭, ૨૧૮.

## द्वारमाने मूर्ति आसनानि

द्वारोच्छ्रयश्च नवधा भाग मेकं परित्यजेत् ।
द्वात्रिंशद्भिर्भजेद् द्वारं चतुर्भागान् परित्यजेत् ॥ २१९ ॥

દ્વારની ઊંચાઈના નવ (૯) ભાગ કરી ઊપરનો એક ભાગ તજવો અને બાકીના આઠ ભાગમાં ચાર ભાગ મૂર્તિ અને ચાર ભાગનું આસન કરવું, તે જ પ્રમાણે દ્વારની ઉંચાઇના બત્રીશ ( ૩૨ )ભાગ કરી તેમાંથી ઉપરના ચાર ભાગો છોડવા, બાકી ( ૨૮ ) અઠ્ઠાવીશ ભાગોમાં નીચે મુજબ મૂર્તિ આસન પ્રમાણ જાણવું. ૨૧૯

## द्वारमान प्रतिमा

द्वारदैर्ध्ये तथा विश्व तिथि शक्र फलांशकैः ।
उर्ध्वे चैवासन स्थानं मनुशक्र तिथीनकैः ॥ २२० ॥

દ્વારની ઉંચાઈના ચૌદ ( ૧૪ ), પંદર ( ૧૫ ), તેર ( ૧૩ ) અને સોળ ( ૧૬ ) ભાગે પ્રતિમા તથા, ક્રમે, ચૌદ ( ૧૪ ), તેર ( ૧૩ ) પંદર ( ૧૫ ) અને બાર ( ૧૨ ) ભાગે આસન કરવું. ૨૨૦.

## प्रासादमाने उभी मूर्ति विधान

एक हस्ते तु प्रासादे मूर्ति मेका दशाङ्गुला ।
दशाङ्गुला ततो वृद्धि र्यावद्धस्त चतुष्टयम् ॥ २२१ ॥

द्वयङ्गुला दशहस्तान्तं शतार्धमङ्गुलस्य च ।
अति वृद्धि र्दशांशोना मध्यमा च कनीयसी ॥ २२२ ॥

એક હસ્ત પ્રાસાદને મૂર્તિ અગિયાર ( ૧૧ ) અંગુલ ઊંચી કરવી, ચાર હસ્ત સુધી હસ્તે દશ ( ૧૦ ) અંગુલ વૃદ્ધિ અને દશ હસ્ત સુધી બબ્બે અંગુલ અને દશથી પચાસ હસ્ત સુધી એકેક અંગુલ વૃદ્ધિ કરવી. આ પ્રમાણે જેષ્ઠમાનમાંથી દશમો ભાગહીન કરવાથી મધ્યમ, અને તેમાંથી દશમો ભાગહીન કરવાથી કનિષ્ઠ માન થાય, ૨૨૧, ૨૨૨.

## मूर्तिमान

प्रासादमाने स्यादर्चा द्वारमाने विशेषतः ।
प्रमाणं द्वारमानेन ह्यन्था निष्फलं भवेत् ॥ २२३ ॥

પ્રાસાદમાને મૂર્તિ કરવી, પરંતુ વિશેષતઃ દ્વારમાને કરવી શુભ છે. કારણકે મૂર્તિનું માન દ્વારમાને લેવું સારું, અન્યથા નિષ્ફળ થાય છે. ૨૨૩.

## जिन प्रतिमामान

अर्चाचोत्पन्नमानेन द्वाराधि पाञ्जिनोदयः ।
प्रासादो वीतरागस्यनो शाखोदर मध्यम ॥ २२४ ॥
देवलोक त्रिलोकेषु नवै शस्या तथा चिंता ।
जयः स्यादधमेमाने शाखोदरंनलंघयेत् ॥ २२५ ॥

ઉત્પન્ન થયેલા માને કરેલી જિનપ્રતિમા દ્વારપાલથી ઉંચે સ્થાપવી, તથા વીતરાગનો પ્રાસાદ, જેની શાખાઓનું ઉદર મધ્યમાનનું છે તેવો કરવો નહિ. અર્થાત્ વીતરાગના પ્રાસાદની પહોળાઇ મધ્ય માનની કરવી નહિ, મધ્યમાન દ્વારના માને કરેલી પ્રતિમાની પૂજા સ્વર્ગલોક તથા ત્રિલોકમાં પ્રશંસનીય થતી નથી. કનિષ્ઠ માનનું દ્વાર કરવાથી જય થાય છે, માટે તે સિવાયના માને કરી શાખોદરનું ઉલ્લંઘન કરવું નહિ. ૨૨૪, ૨૨૫.

## स्थितऽर्चा चतुर्विध मान

आद्यं द्वारश्च पादोनं प्रान्ते शाखोदरी तथा ।
त्रिधा भक्तश्च कर्तव्यं प्रमाणश्च चतुर्विधम् ॥ २२६ ॥

દ્વારમાને પ્રતિમા કરવાનું ચાર પ્રકારનું પ્રમાણ નીચે મુજબ જાણવું, પ્રથમ દ્વારની પહોળાઈમાં ચાર ભાગ કરી તેમાંથી એક છોડી ત્રણ ભાગની. બીજુમાન શાખાઓના અંત ભાગ સુધીની, ત્રીજુ શાખાઓના ઉદરમાં પ્રવેશતી અને ચોથુ ત્રણ ભાગ કરી બે ભાગની પ્રતિમા કરવી. ૨૨૬.

## त्रिविधमान

पञ्चमात्रं प्रान्तद्वारं विस्तरार्धमलङ्कृतम् ।
त्रिधामानश्च कर्तव्यमर्चा चतुर्मुखायदा ॥ २२७ ॥

ચૌમુખ પ્રાસાદ માં ચારે દિશામાં પ્રતિમા સ્થાપન કરવા ને દ્વાર માને નીચે મુજબ પ્રમાણ ત્રિવિધ માન લેવું. પાંચ ભાગ કરી ચાર ભાગે દ્વારના પ્રાન્ત ભાગે તથા વિસ્તારના અર્ધ ભાગે શોભાયમાન પ્રતિમામાન કરવું. ૨૨૭.

## हस्तांगुल मामे प्रतिमा प्रमाण

| હસ્ત | અંગુલ ઉભી | અંગુલ બેઠી |
|---|---|---|
| ૧ | ૧૧ | ૬ |
| ૨ | ૨૧ | ૧૨ |
| ૩ | ૩૧ | ૧૮ |
| ૪ | ૪૧ | ૨૪ |
| ૫ | ૪૩ | ૨૭ |
| ૬ | ૪૫ | ૩૦ |
| ૭ | ૪૭ | ૩૩ |
| ૮ | ૪૯ | ૩૬ |
| ૯ | ૫૧ | ૩૯ |
| ૧૦ | ૫૩ | ૪૨ |
| ૧૧ | ૫૪ | ૪૩ |
| ૧૨ | ૫૫ | ૪૪ |
| ૧૩ | ૫૬ | ૪૫ |
| ૧૪ | ૫૭ | ૪૬ |
| ૧૫ | ૫૮ | ૪૭ |
| ૧૬ | ૫૯ | ૪૮ |
| ૧૭ | ૬૦ | ૪૯ |
| ૧૮ | ૬૧ | ૫૦ |
| ૧૯ | ૬૨ | ૫૧ |
| ૨૦ | ૬૩ | ૫૨ |

પછીના દરેક હસ્તે એકેક અંગુલ વૃદ્ધિ કરવી.

सिंहासश्च जैनानां गज सिंह विभूपितम्
मध्ये च धर्मचक्रश्च तत्पार्श्वे यक्षयक्षिणी ॥ २२८ ॥

જૈન દેવોનું સિંહાસન હાથી અને સિંહથી વિભૂષિત, મધ્યમાં ધર્મચક્ર કરવું. અને બંન્ને બાજુ યક્ષ યક્ષિણી કરવાં ૨૨૮.

## शिवलिंग जलाधारी विधान

योन्याश्च लिङ्गमुच्छ्रयं तस्माच्च पीठ विस्तरम् ।
पीठि कायाः त्रिभागेन कर्तव्या मेखला ततः ॥ २२९ ॥

तदर्धेन मुखस्यैव विस्तारश्च त्रिभागिकम् ।
तत्पदस्य त्रिभागेन कर्तव्या मेखला ततः ॥ २३० ॥

मेखलायाः त्रिभागेन खातं विद्यात्तथा सुधीः ।
विष्णुभागोच्छ्रयं यावत् पीठिका चोच्छ्रिता ततः ॥ २३१ ॥

જળાધારીમાં લિંગ ઉભું કરવું અને તેની પહોળાઇના પ્રમાણે પીઠિકાના ફરતો વિસ્તાર કરવો, પીઠિકાના ત્રીજા ભાગે જળાધારીની પ્રનાલ નીકાળે કરવી, તેના અર્ધા ભાગે પ્રનાલનું મુખ પહોળું રાખવું. મુખના ત્રીજા ભાગે પાણીતારનો વિસ્તાર કરવો અને પ્રનાલના ત્રીજા ભાગે મેખલા કરવી, મેખલાના ત્રીજા ભાગે પાણી જવાની પ્રનાલ ઊંડી ( ખાત ) કરવી તથા પીઠિકા ઊંચી વિષ્ણુ ભાગ સુધી કરવી, અર્થાત્ બે ભાગ કરવી. ૨૨૯ થી ૨૩૧.

## जलाधारी स्वरुप विभाग

उच्छ्रयेऽष्टादशान्भागान् कृत्वा शास्त्र विचक्षणः ।
कर्णंतु सार्ध भागेन पट्टिकाचार्ध भागिका ॥ २३२ ॥

द्वितीयो चार्ध भागेन स्कंधश्चैव त्रिभागिकः ।
पट्टिका स्कंध मूलेतु चार्ध भागं ततो न्यसेत् ॥ २३३ ॥

अंतः पट्टं तथा कार्यं सार्धं भागेन शोभितम् ।
पट्टिका चार्ध भागा तु द्विभागं कर्णकं भवेत् ॥ २३४ ॥

पट्टिका चार्ध भागा तु सार्धा चान्तरपट्टिका ।
पट्टिका चार्ध भागा त्रिभिश्च स्कंध एव च ॥ २३५ ॥

पट्टिकाचार्ध भागा तु द्वितीया तत्समा भवेत् ।
सार्ध भागं तथा कर्णमाय स्थानेषु पट्टिका ॥ २३६ ॥

प्रवेश सप्तभिर्भागैः पीठिका च तथा बुध ।
कर्ण सार्धं त्रयं ज्ञेयं पादोना पट्टिका भवेत् ॥ २३७ ॥

જલાધારીની ઊંચાઈના અઢાર (૧૮) ભાગ કરવા તેમાં દોઢ ભાગનો કર્ણ, અડધા ભાગની પટ્ટિકા, બીજી પટ્ટિકા અર્ધા ભાગની અને સ્કંધ ત્રણ ભાગનો કરવો, સ્કંધના મૂળમાં અર્ધા ભાગની પટ્ટિકા કરવી, અને દોઢ ભાગનું અંતર પત્ર કરવું, તથા અર્ધા ભાગની પટ્ટિકા કરવી, બે ભાગનો કર્ણ કરવો, અર્ધા ભાગની પટ્ટિકા, દોઢ ભાગનું અંતર પત્ર તથા અર્ધા ભાગની પટ્ટિકા કરવી, ત્રણ ભાગનો સ્કંધ કરવો અને સ્કંધની નીચે અર્ધા અર્ધા ભાગની બે પટ્ટિકાઓ કરવી, અને દોઢ ભાગનો કર્ણ કરવો, પીઠિકાનો પ્રવેશ (અંદર પેશતો ભાગ) સાત ભાગનો અને તેનો કર્ણ નીકળતો સાડા ત્રણ ભાગનો કરવો તથા પોણા ભાગની પટ્ટિકા નીકળતી કરવી. ૨૩૨થી૨૩૭.

यावदीर्घं भवेल्लिङ्गं तावत्पीठस्य विस्तरः ।
उमातु पीठिका ज्ञेया लिङ्ग शंकर उच्यते ॥ २३८ ॥

જેટલા પ્રમાણમાં લિંગ મોટું હોય તેટલા પ્રમાણમાં પીઠિકાનો વિસ્તાર કરવો, પીઠિકા ઉમારૂપ છે, અને લિંગ શંકર રૂપ જાણવું, ૨૩૮.

न्युनाधिका न कर्तव्या उमायाः शङ्करस्य च ।
न्यनाधिका कृति दोषं कुरुते राष्ट्र विभ्रमम् ॥ २३९ ॥

ઉમા અને શંકર ( જલધારિ અને લિંગ ) ના સ્વરૂપો પ્રમાણથી ન્યૂનાધિક કરવા નહિ, કારણ કે પીઠિકા અને લિંગ ન્યૂનાધિક આકૃતિવાળા થાય તો દોષ અને દેશમાં વિભ્રમ પેદા થાય ૨૩૯.

## पीठीका स्वरुप लक्षणम्

शुण्डिला (स्थण्डिला) च तथा वापी यक्षी वेदी तथैव च ।
मण्डला पूर्णचन्द्रा च वज्री पद्माकृति स्तथा ॥ २४० ॥
अर्धचन्द्रा त्रिकोणा च विज्ञेया दश पीठिकाः ।
आसां तु रुप संस्थानं कथयामि निबोध ते ॥ २४१ ॥
स्थण्डिला चतुरश्रा च एक मेखलयायुता ।
द्वि मेखला भवेद्वापी यक्षी चैव त्रिमेखला ॥ २४२ ॥
चतुरश्रायताचैव वेदी सर्वार्थ शोभना ।
लिङ्गेष्वेताः प्रयत्नेन वर्जनीय सदा बुधै ॥ २४३ ॥
कार्या च मण्डलाकारा मेखलाभिरलङ्कृता ।
मण्डला सातु विज्ञेया गणानां वृद्धिहेतवे ॥ २४४ ॥

पूर्णचन्द्र समाकारा मध्ये न्यस्त द्विमेखला ।
सा विज्ञेया पूर्णचन्द्रा रुद्राणां सततं प्रिया ॥ २४५ ॥

षडश्राच भवेद्वज्री मेखलात्रय भूषिता ।
षोडशाश्रा भवेत् पद्मा किञ्चिद्ह्रस्वा तु मूलतः ॥ २४६ ॥

लग्नज्य धनुषाकारा अर्धचन्द्रा तु सा भवेत् ।
त्रिकोणा चोर्ध्वतो–ह्रस्वा शकृत्या च सदृशी भवेत् ॥ २४७ ॥

न्यस्ता चोत्तर पूर्वेण प्रशस्ता लक्षणान्विता ।
जल मार्गविधानं तदग्रतश्च सुशोभनम् ॥ २४८ ॥

ददाति स्थण्डिला चैव धनं धान्यं च पुष्करम् ।
गोमहिषी प्रदा वापी यक्षी सर्वार्थ संपदम् ॥ २४९ ॥

मण्डला कीर्ति बहुला पूर्णचन्द्रा तु शान्तिदा ।
वज्री शत्रु विनाशाय पद्मा सौभाग्यदायिनी ॥ २५० ॥

पुत्रं दद्यादर्धचन्द्रा त्रिकोणा शत्रुनाशनी ।
देवस्य योजनार्थं तु पीठीका स्तत्र कीर्तिता ॥ २५१ ॥

शैले नियोजयेच्छैलीं दारुजे दारुजां तथा ।
पार्थिवे पार्थिवा कार्या लोह जे लोह जोत्तमा ॥ २५२ ॥

रत्न जे धातुजा शस्ता रत्नजातु विशेषतः ।
नान्ययोनिं प्रकुर्वीत कृतार्या चैर विग्रहे ॥ २५३ ॥

यावदीर्घं भवेल्लिङ्गं तावान पीठस्य विस्तरः ।
मानाधिकं न कुर्वित उमायाः शङ्करस्य च ॥ २५४ ॥

उमातु पीठीका ज्ञेया लिङ्ग शङ्कर उच्यते ।
एव मेव समाख्यातं पीठीकानां तु लक्षणम् ॥ २५५ ॥

१ સ્થંડિલા, ૨ વાપી, ૩ યક્ષી, ૪ વેદી, ૫ મંન્ડલા, ૬ પૂર્ણચંદ્રા, ૭ વજ્રી, ૮ પદ્મા, ૯ અર્ધચન્દ્રા, ૧૦ ત્રિકોણા. એ દશ પીઠિકા જાણવી. હવે રૂપસ્થાન કહું છુ :–

## સંવરણા તળ દર્શન



૧ સ્થંડિલા :- ચોરસ એક મેખલા યુક્ત જાણવી.

૨ વાપી :- બે મેખલા વાળી.

૩ યક્ષી :- ત્રણ મેખલાવાળી.

૪ વેદી :- ચાર મેખલાવાળી.

સર્વ પ્રકારે શોભાયમાન જાણવી પણ લિંગ માટે પ્રયત્ને કરીને બુદ્ધિમાને તજવી.

૫ મંડલા:- મંડલાકારે (ગોળ) મેખલાથી અલંકૃત કરેલી, મંડલા ગણોના હેતુ વૃદ્ધિ કરનાર છે.

૬ પૂર્ણચંદ્રા:- સરખા આકારની મધ્યે બે મેખલા યુક્ત કરવી, પૂર્ણચંદ્રા શિવને વિશેષ પ્રિય છે.

૭ વજ્રિઃ— ષટ્કોણ અને ત્રણ મેખલાવાળી કરવી.

૮ પદ્મા:— સોળ કોણવાળી અને મૂલભાગમાં કંઈક નાની કરવી.

૯ અર્ધચંદ્રા:—ચઢાવેલ ધનુષના આકારની કરવી.

૧૦ ત્રિકોણા:—ઉપરના ભાગે નાની અને શક્તિ જેવા આકારની ત્રિકોણ કરવી.

ઉત્તર પૂર્વ લક્ષણ યુક્ત પ્રશંસનીય છે. જલનિર્ગમ તે દિશાએ કરવું અને સુશોભન કરવું.

સ્થંડિલા:— ધન ધાન્ય પુષ્કળ દેવાવાળી છે.

વાપી.— ગાય. ભેંશ આપવાવાળી છે.

યક્ષી:— સર્વ સંપત્તિ દેવાવાળી જાણવી.

વેદી:— લિંગ કાર્ય માટે તજવી.

મંડલા:— કીર્તિદાયક જાણવી.

પૂર્ણચંદ્રા:— શાન્તિદાયક જાણવી.

વજ્રિ:— શત્રુનો નાશ કરવાવાળી.

પદ્મા:—સૌભાગ્ય દેવાવાળી છે.

અર્ધચંદ્રા:—પુત્ર દેવાવાળી છે.

ત્રિકોણા:— શત્રુનો નાશ કરવાવાળી

દેવોને યોજના પૂર્વક પીઠિકા કરવાથી, કીર્તિદાયક જાણવી, પાષાણ લિંગને પાષાણની, લાકડાના લિંગને લાકડાની, પાર્થિવ–માટીના લિંગને માટીની, ધાતુને ધાતુની જલાધારી કરવી, રત્નના લિંગને ધાતુની અને રત્નની કરે તો વિશેષ શુભ, અન્ય જલાધારી કરવાથી શત્રુ સાથે વિગ્રહ થાય, જે પ્રમાણે લિંગ હોય તે જ પ્રમાણે જલાધારી કરવી, ઓછી વધતી જણાવેલ માનથી લિંગ અને જલાધારી કરવા નહિ ઉમા એ પીઠિકા છે અને લિંગ એ શંકર છે, આ પ્રમાણે પીઠિકાના લક્ષણ જાણવા. ૨૪૦ થી ૨૫૫

## लिङ्ग सहित जलाधारी पंचसूत्र

लिङ्ग परीधी पृथु मूल सूत्रं ।
ततो द्वितीयं पृथु पीठिकायाम ॥
ब्रह्मा च विष्णु स्तथा शंकरान्तं ।
चोर्ध्व त्रिभागं तृतीयं च सूत्रम् ॥ २५६ ॥

चतुर्थकं लिङ्ग प्रणालमग्रं ।
यत पञ्चमं लिङ्गशिरस्य सूत्रे ॥
न्युनाधिकं हानिकरं प्रजायै ।
प्रतापवृद्धिः समकाय सूत्रे ॥ २५७ ॥

લિંગની જાડાઇ ફરતું સૂત્ર ફેરવતાં જે માપ થાય તે લિંગની પરિધિ કહેવાય તે પ્રથમ સૂત્ર. તે સૂત્ર મુજબ જલાધારી પહોળી રાખવી, તે બીજુ સૂત્ર. તે જ સૂત્રથી જલાધારીની ઊંચાઇ બ્રહ્મા, વિષ્ણુ, ના બે ભાગ જલાધારી, અને એક ભાગ લિંગની ઉંચાઈ, તે ત્રીજુ સૂત્ર. એ જ સૂત્રથી લિંગથી પ્રનાલ નીકાળે રાખવી તે ચોથું સૂત્ર. અને જલાધારી ઊપરથી લિંગના મસ્તક અને જલાધારી સુધી માપવું તે પાચમું સૂત્ર. આ પંચસુત્રથી ન્યૂનાધિક લિંગ તથા જલાધારી થાય તો પ્રજાને હાનિકર્તા થાય. જો સૂત્ર પ્રમાણે લિંગ તથા જલાધારી થાય તો તેજની વૃદ્ધિ થાય ૨૫૬, ૨૫૭.

## शिवालय लिङ्ग प्रवेश

याम्याश्रितं स्वामी विनाशहेतु ।
प्रवेशलिङ्गं द्विविधं सुविज्ञैः ॥
आकाशमार्गे कृतरंग मध्ये ।
प्रासाद अर्धे च ततो द्वितीयम् ॥ २५८ ॥

શિવાલયમાં દક્ષિણ દિશાએથી પ્રવેશ કરવો તે સ્વામીનો નાશકર્તા છે, વિદ્વાનોએ લિંગ પ્રવેશ બે પ્રકારે કહેલ છે. પહેલો આકાશ માર્ગે એટલે શીખરના સ્કંધ ઉપરથી, બીજો ઓતરંગના ઉપરના ભાગમાંથી પ્રવેશ શુભ છે. ૨૫૮.

स्वदेश सौख्यं धनराज्य वृद्धिः ।
स्वामी च नाके तु करोति चिन्ताम् ॥
स्वदेश धर्मो बहुलः प्रजायाम् ।
त्यजन्ति रोगाः पशुपुत्र लाभः ॥ २५९ ॥

ઉપર બતાવ્યા પ્રમાણે લિંગ પ્રવેશ કરવામાં આવે તો સ્વદેશમાં સુખ, ધન અને રાજ્યની વૃદ્ધિ થાય, સ્વામી સ્વર્ગની ચિંતા કરે, પ્રજામાં ઘણા પ્રમાણમાં સ્વદેશ ધર્મની વૃદ્ધિ થાય, રોગો નાશ પામે અને પશુ પુત્રનો લાભ થાય. ૨૫૯.

## द्वार मार्गे लिङ्ग प्रवेश फल

लिङ्ग प्रवेशो यदि द्वार मध्ये ।
स्वदेश भंगो नहि राज वृद्धिः ॥
पृष्टि प्रवेशो न करोति लिङ्गम् ।
करोतिखात नहि वाम भागे ॥ २६० ॥

દ્વારની મધ્યમાંથી લિંગ પ્રવેશ કરવામાં આવે તો સ્વદેશનો ભંગ થાય તેમજ રાજ્યની વૃદ્ધિ અટકે, પાછળના ભાગમાંથી લિંગનો પ્રવેશ તેમજ વામ ભાગે ખાત કરી પ્રવેશ નહિ કરાવવો. ૨૬૦.

## प्रनाल निर्णय

पूर्वा परायदा द्वारं प्रणालं चोतरे शुभम् ।
प्रशस्तं शिवलिङ्गानामिति शास्त्रार्थ निश्चय ॥ २६१ ॥

શિવાલયનું દ્વાર પૂર્વ પશ્ચિમ હોય ત્યારે પ્રનાલ ઉત્તર દિશામાં શુભ છે, કેમકે શિવલિંગોની પ્રનાલ ઉત્તર દિશામાં કરવી પ્રશસ્ત છે, આ પ્રમાણે સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત છે. ૨૬૧.

## शिवस्नोदक गुप्त

शिव स्नानोदकं गूढं मार्गे चण्डमुखेक्षिपेत् ।
दृष्टौ न लंघनं तत्र हन्ति पुण्यं पुराकृतम् ॥ २६२ ॥

શિવ સ્નાનનું જળ ચંડ ઋષિની મૂર્તિના મુખદ્વારે થઈ ગુપ્ત રીતે ભૂમિની અંદર જવા દેવું તેમજ તે જળના ઉપર દૃષ્ટિ ન પડવી જોઈએ તથા તેનું ઉલ્લંઘન ન થવું જોઈએ. કારણકે તેમ થવાથી પૂર્વ જન્મના પુણ્યનો ક્ષય થાય છે. ૨૬૨.

## अन्य देवप्रनाल

अर्चानांतु मुखंपूर्वे प्रणाल वामतः शुभम् ।
जैन युक्त समस्तांश्च, याम्योत्तरक्रमे स्थिताः ॥ २६३ ॥

वाम–दक्षिण–योगेन कर्तव्यं सर्वकामदम् ।
मण्डपादि प्रतिमानां तथा युक्ता विधायते ॥ २६४ ॥

मण्डपे ये स्थितादेवा स्तेषा वामे च दक्षिणे ।
प्रणालं कारयेद्विमान, जगत्यां वै चतुर्दिशम् ॥ २६५ ॥

પૂર્વ મુખ પ્રતિમાના પ્રાસાદને પ્રનાલ વામ એટલે ઉત્તરદિક્ કરવી, જૈન આદિ સમસ્ત દેવ પ્રતિમા દક્ષિણ ઉત્તર મુખ હોય તેને ડાબી તથા જમણીબાજુ પ્રનાલ રાખવી દક્ષિણ બાજુને ડાબી બાજુ એટલે પૂર્વ ઉત્તર દિશાને જમણી બાજુ એટલે પૂર્વ, મંડપાદિમાં પ્રતિમા બેઠેલ હોય તેને યુક્તિ પૂર્વક વિધિવત પ્રનાલ કરવી. મંડપના દેવોને વામ દક્ષિણ પ્રનાલ કરવી, જગતીને ચારે બાજુ પ્રનાલ કરવી. ૨૬૩ થી ૨૬૫.

## अन्य प्रनाल विधान

पूर्वापरस्य प्रासादे प्रणालशुभमुत्तरे ।
दक्षोत्तर शुभं पूर्वे चतुर्जगती मण्डपे ॥ २६६ ॥

પૂર્વ પશ્ચિમના પ્રાસાદને પ્રનાલ ઉત્તરદિક્ શુભ જાણવી, દક્ષિણ ઉત્તર પ્રાસાદને પૂર્વ શુભ, જગતી અને મંડપને ચારે દિશાએ પ્રનાલ કરવી. ૨૬૬.



### प्रशस्ति

इति श्री विश्वकर्मा वास्तु कला चिंतन हरविद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम् ( उत्तरार्ध ) शिल्पाचार्य नंदलाल चुनिलाल सोमपुरा संगृहीते द्वार लक्षण नाम्नो चतुर्थोऽध्याय संपूर्ण ॥

# मण्डपाधिकार नाम्नो पञ्चमोऽध्याय

विश्वकर्मोवाच–

अथातः सम्प्रवक्ष्यामि मण्डपानां तु लक्षणम् ।
प्रासादस्य प्रमाणेन मण्डपं कारयेद् बुधः ॥ १ ॥

समं सपादं सार्धं च पादोन द्वय मेव च ।
द्विगुणं चाऽपि कर्तव्यं सपाद द्वय मेव च ॥ २ ॥

सार्ध द्वयं तु कर्तव्यमत ऊर्ध्वं न कारयेत् ।
सप्तधा प्रमाण सूत्रं वास्तु विद्धि रुदाहतम् ॥ ३ ॥

વિશ્વકર્મા કહે છેઃ— હવે પ્રાસાદોને કરવાના મંડપોના લક્ષણ કહું છું, વિદ્વાન શિલ્પીએ પ્રાસાદના પ્રમાણ અનુરૂપ મંડપ કરવા. (૧) પ્રાસાદ પ્રમાણે, (૨) સવાયો, (૩) દોઢો, (૪) પોણા બે ગણો, (૫) બમણો, દ્વિગુણે', (૬) સવા બે ગણો, (૭) અઢીગણો કરવો. તેથી મોટો નહિ કરવો. આ સાત મંડપના પ્રમાણ સૂત્ર જાણવા. તે મુજબ વાસ્તુ હિતકર્તા છે. ૧ થી ૩.

प्रासादेषु च सर्वेषु दशहस्ताधिकेषु च ।
उक्तं समं सपादं च मण्डपं वास्तु वेदिभिः ॥ ४ ॥

पञ्चहस्तात्परं चैव यावत्स्याद् दशहस्तकम् ।
सार्धायामं मण्डपं च सृष्टं वै विश्वकर्मणा ॥ ५ ॥

चतुर्हस्ते च प्रासादे पादोन द्वयंश विस्तरः ।
त्रिहस्ते द्विगुणश्चैव तद्विशिष्टा चतुष्किका ॥ ६ ॥

चतुष्कं वाऽपि चाष्टांशं शुकस्तम्भानु सारतः ।
वितान वै संवरणा चोर्ध्वमानेन मण्डपे ॥ ७ ॥

દશ હસ્તથી અધિક પ્રાસાદને મંડપ સરખો અથવા સવાયો કરવો, પાંચ હસ્તથી દશ હસ્તના પ્રાસાદને મંડપ દોઢો કરવો, તેમ વિશ્વકર્મા કહે છે. ચાર હસ્તના પ્રાસાદને મંડપ પોણાબે ગણો કરવો, ત્રણહસ્તના પ્રાસાદને મંડપ બમણો કરવો, બે અને એક હસ્ત પ્રાસાદને ચતુષ્કિકા (ચોકી) કરવી, શુકસ્તંભના માને મંડપની અષ્ટાંશ મુજબ રચના કરવી. મંડપની ઉપર વિતાન તથા સંવરણા કરવી. ૪ થી ૭.

अलिन्दौ द्विगुणेश्चाऽत्र द्विगुणं च प्रकल्पयेत् ।
द्वौ त्रयश्चत्वारोऽलिन्दा द्विगुणात्पर मण्डपे ॥ ८ ॥

મંડપની બંન્ને બાજુ અલિંદ ( પદ ) કરવાથી બમણા મંડપની કલ્પના થાય, બે ત્રણ અથવા ચાર અલિંદ ( પદ ) કરવાથી બે ગણાથી પણ મોટો મંડપ થાય. ૮.

भित्ति प्रासाद मानेन पीठान्तोत्तानपट्टका ।
एक वा त्रीणि वा कुर्यात द्वाराणि तत्र सर्वदा ॥ ९ ॥

મંડપનીભિતિ પ્રાસાદના માન પ્રમાણે કરવી. પીઠ ઉપરથી પાટ સુધી મંડપને દ્વાર એક અથવા ત્રણ કરવા. ૯.

वातायनाश्च कर्तव्या सहचन्द्रावलोकौ ।
प्रासाद द्वारवद् द्वार विस्तारो मण्डपे भवेत् ॥ १० ॥

હવા માટે જાળીઆ તથા બારી ચંદ્રાવલોકન કરવી. પ્રાસાદના દ્વાર પ્રમાણે મંડપને દ્વારનો વિસ્તાર કરવો. ૧૦.

प्रासाद गर्भ मानत कुर्यात मुख मण्डप ।
मूल स्तम्भे यथात्र स्तम्भो देवस्तु मण्डपे ॥ ११ ॥

પ્રાસાદ ગર્ભ માનથી મુખ મંડપની રચના કરવી. ગર્ભગૃહના મૂલ સ્તંભના સૂત્રે મંડપના સ્તંભો કરવા. ૧૧.

मूल कर्णेन सूत्रेण सलिलश्च चतुष्किका ।
मण्डपस्तद्विनिष्क्रान्तः प्रासादशिखरं ततः ॥ १२ ॥

कर्ण गूढो विलोकास्य एक त्रिद्वार संयुतः ।
प्रासादाग्रे प्रकर्तव्याः सर्व देवस्य मण्डपाः ॥ १३ ॥

પ્રાસાદની મૂળ રેખાના એક સુત્રમાં જોડી કોલી ( સલિલ ) તેમજ ચોકી કરવી, અને તેનાથી નીકળતો મંડપ કરવો, પ્રાસાદના ઉપર શિખર કરવું, ગૂઢ મંડપ તથા વિલોકાસ્ય ( ખુલ્લો ) મંડપ એક દ્વાર તથા ત્રણ દ્વાર વાળો કરવો, આ પ્રમાણે સર્વ દેવોના પ્રાસાદને અગ્ર ભાગે મંડપો કરવાં. ૧૨, ૧૩.

शुकस्तम्भानु सूत्रेण चार्ष्टांशं भितिमाचरेत् ।
मध्य पीठोच्छ्योत्सेधा मण्डपाद्याः समस्तकाः ॥ १४ ॥

શુક ( સલીલ,કોલી ) ના સ્તંભના સુત્રે ભિતિની અંદર અષ્ટાંશે મંડપની રચના કરવી, મધ્ય ભાગ પીઠની બરાબર ઉંચો બધા મંડપોને કરવો. ૧૪.

गूढण्क्किकास्तथानन्ताः क्रमेण मण्डपास्तथा ।
जिन स्याग्रे प्रकर्तव्याः सर्वेषां तु बलाणकम् ॥ १५ ॥

જિન દેવાલયોના અગ્રભાગે ક્રમે ગૂઢ મંડપો અને તેના અગ્રભાગે ચોકીઓ તથા ચોકીના અગ્રે રંગ મંડપો (નૃત્યમંડપો) કરવા અને બલાણક તો સર્વ દેવોને કરવાં. ૧૫.

## मण्डपना पद विभाग

पञ्चभागे द्वयं मध्ये सप्तभागे त्रयं तथा ।
चत्वारि नवभागे शाला मध्ये प्रमाणकम् ॥ १६ ॥

चतुष्कश्च तथाष्टांशं शुभं स्तमानु सारतः ।
संवरणं वितानश्च ह्यर्धमानेन मण्डपे ॥ १७ ॥

प्राकारै र्मण्डिताः कार्याश्चतु द्वाराणि मण्डपे ।
मकरैर्जल निष्कासाः सोपान तोरणादिभिः ॥ १८ ॥

મંડપના પાંચ ભાગ કરી મધ્યપદ બે ભાગ (બાજુના ૧॥-૧॥), સાત ભાગમાં ત્રણ મધ્યે (૨-૨બાજુના પદ), નવ ભાગમાં મધ્યપદ ચાર ભાગ (બાજુના૨॥-૨॥ ભાગના પદ જાણવા), સ્તંભોને અનુસરી ચોરસ તથા અષ્ટાંશ મંડપ કરવા શુભ છે, તેમજ મંડપ ઉપર સંવરણા તથા ઘુમ્મટ કરવો તેની ઊંચાઈ પહોળાઇના અર્ધ ભાગે કરવી, મંડપો ભિત્તિઓથી યુક્ત કરવાં, તથા મંડપમાં ચારે દિશાઓમાં દ્વારો મૂકવાં, મકરના મુખવાળી પાણી નીકળવાની પ્રનાલો કરવી, તેમજ મંડપને પગથીયા તથા તોરણ વગેરેથી સુશોભિત કરવો. ૧૬ થી ૧૮.

## द्वादशत्रिक मण्डपाना

विश्वकर्मोवाच–

सुभद्रश्च किरीटी च दुन्दुभिः प्रान्त एव च ।
मनोहरश्च शान्तश्च नन्दाश्च सुदर्शन ॥ १९ ॥

रम्यकश्च सुनाभश्च सिंह सूर्यात्मक स्तथा ।
निर्गूढाग्रेत्रिकं ख्यातं द्वादश मुख मण्डपाः ॥ २० ॥

૧ સુભદ્ર, ૨ કિરીટી, ૩ દુંદુભિ, ૪ પ્રાન્ત, ૫ મનોહર, ૬ શાન્ત, ૭ નંદાખ્ય. ૮ સુદર્શન, ૯ રમ્યક, ૧૦ સુનાભ, ૧૧ સિંહ અને ૧૨ સૂર્યાત્મક. આ દ્વાદશ મંડપના નામ છે, અને તે ગૂઢ મંડપના અગ્ર ભાગે ત્રણ રીતે કરવામાં આવે છે, અને મુખમંડપ તરીકે વિખ્યાત છે. ૧૯, ૨૦.

## सुभद्रादि मण्डपाः

द्वाराग्रे चैव निर्गूढं तदग्रे च चतुष्किका ।
सुभद्रो नाम विज्ञेयो मण्डप सर्व कामदः ॥ २१ ॥

उभयोः कक्षयोर्दद्यात् किरीटी नामतः स्मृतः ।
एकं च दुन्दुभिः पूर्वे अथोभौ प्रान्तत स्तथा ॥ २२ ॥

पूर्वे चतुष्किकायां च कामदश्च मनोहरः ।
शान्तश्चैतदुभाभ्यां च स्तम्भैर्दशभिरेव च ॥ २३ ॥

मूल प्रासाद द्विगुणं त्रिकाणां पृथुनिर्गतम् ।
त्रिभिश्चतुष्किकाऽऽयामे पृथत्वे त्रिभिरेव च ॥ २४ ॥

चतुष्किके चेत्पूर्वेऽग्रे नन्दाख्य सर्व कामदः ।
त्यक्त्वाग्रे चोदरे गर्भे दद्याचैव सुदर्शनः ॥ २५ ॥

उभेकक्षे पुनःश्चाग्रे रम्यकः समुदाहृतः ।
अग्रेद्वि चतुष्किकाभ्यां सुनाभो नाम सम्मतः ॥ २६ ॥

अलिंद युक्तौ दोपक्षौ सिंहनामः स उच्यते ।
मूक्त कोणा कृतिः स्थित्वा पूर्व कर्णे सूर्यात्मकः ॥ २७ ॥

દ્વારની આગળ ખુલ્લી ચોકી **સુભદ્ર** નામનો મંડપ જાણવો. તે સર્વ કામનાને આપનાર છે. તેની બંન્ને બાજુ ચોકી કરવાથી **કિરીટી** નામનો મંડપ થયો. આગળ એક ચોકી કરવાથી **દુન્દુભિ** થાય. બાજુમાં બે ચોકી કરવાથી **પ્રાન્ત** નામનો મંડપ થયો. આગળ એક ચોકી કરવાથી **મનોહર** મંડપ સર્વ કામનાને આપનાર જાણવો. બાજુમાં બે ચોકી કરવાથી **શાન્ત** મંડપ થાય. મૂલ પ્રાસાદથી બે ગણા ત્રિગુણા આગળ નીકળતા કરવા. ત્રણ ત્રણ ચતુષ્કિકા જાણવી. આગળ એક ચોકી કરવાથી **નંદાખ્ય** મંડપ જાણવો. બંન્ને બાજુ ગર્ભે ચોકી કરવાથી મંડપ **સુદર્શન** જાણવો. આગળ બે પડખે ચોકી કરવાથી **રમ્યક** નામનો મંડપ જાણવો. આગળ ચોકી વધારવાથી **સુનાભ** નામ જાણવું બંન્ને પક્ષે અલિંદા પદ વધારવાથી **સિંહ** નામનો મંડપ જાણવો. આગળ ખુણે ચોકી કરવાથી **સૂર્યાત્મક** નામનો મંડપ જાણવો. **૨૧ થી ૨૭.**



રાજકોટ સદર પાર્શ્વનાથ જૈન દેરાસર [ એન. સી. સોમપુરા ]



કક્ષાસન દર્શન—શામળાજી.



રાજમહેલ—ઉદેપુર.



ભરત પ્રિન્ટરી પાલીતાણુ.




## वर्धमानादि गूढ मण्डपो

वर्धमानः स्वस्तिकाख्यो गरुड सुरनन्दनः ।
सर्वतो भद्र–कैलासे–न्द्रनीला रत्नसंभवः ॥ २८ ॥

૧ વર્ધમાન, ૨ સ્વસ્તિક, ૩ ગરૂડ, ૪ સુરનંદન, ૫ સર્વતોભદ્ર, ૬ કૈલાસ, ૭ ઈન્દ્રનીલ, ૮ રત્નસંભવ. ૨૮.

## स्वरुप लक्षण

चतुरस्रो वर्धमानः स्वस्तिको भद्रसंयुतः ।
गरुडः सप्रतिरथः सुरानन्दः प्रभद्रकैः ॥ २९ ॥

कर्णाढ्यैः सर्वतोभद्रः कैलासो भद्रकोदकैः ।
प्रतिरथानिंद्रनीलः त्रिभिः स्याद्रत्न संभव ॥ ३० ॥

इत्येष्टौ च समाख्याता वर्धमानादि मण्डपाः ।
सपीठ मंडोवरादि–प्रासाद कृति मेखला ॥ ३१ ॥

एकं वा त्रिणि वा कुर्याद् द्वाराणि कामदायकः ।
चतुष्किका याम्योत्तरे अग्रे वा वामदक्षिणे ॥ ३२ ॥

વર્ધમાનાદિ આઠ પ્રકારના મંડપોના સ્વરૂપો કહે છે. ચોરસ ગૂઢમંડપ વર્ધમાન, ભદ્રવાળો સ્વસ્તિક, પ્રતિરથ વાળો ગરૂડ, ભદ્ર સાથે પ્રતિભદ્ર વાળો, સુરાનંદ, કર્ણની

પાસે નંદીવાળો સર્વતોભદ્ર, ભદ્રની પાસે ખુણીવાળો કૈલાસ, પ્રતિરથ પાસે નંદીવાળો ઈન્દ્રનીલ અને ત્રણ ખુણીવાળા ગૂઢમંડપને રત્ન સંભવ નામનો જાણવો. આ રીતે વર્ધમાનાદિ આઠ મંડપોના સ્વરૂપો કહ્યાં છે, તે મંડપોને પ્રાસાદના જેવું પીઠ અને મંડોવર કરવો. મેખલા પ્રાસાદ કૃતિ કરવી, એક અથવા ત્રણ કામને ( કામદાયક ) આપનાર દ્વાર કરવાં. ચોકી ડાબી જમણી બાજુ તથા આગળ વચ્ચે અને બંન્ને બાજુ એટલે ત્રિચોકી કરવી. ૨૯ થી ૩૨.





पुष्पकादि मण्डपो.



## पुष्पकादि सप्तविंशति मण्डपा

विश्वकर्मोवाच—

पुष्पकः पुष्पभद्रश्च सुप्रभो मृगनन्दनः ।
कौशल्यो बुद्धिसंकीर्णो गजभद्रो जयावहः ॥ ३३ ॥

श्री वत्सो विजयश्चैव वास्तुकीर्णश्च श्रीधरः ।
यज्ञभद्रो लिशालाक्ष सुश्रेष्ठः शत्रुमर्दनः ॥ ३४ ॥

भूजयो नन्दनश्चैव तथा विमान भद्रकः ।
सुग्रीवो हर्षणश्चैव कर्णिकारः पदाधिकः ॥ ३५ ॥

सिंहकः सिंहभद्रो च सम सूत्र स्तथैव च ।
इत्येते मण्डपा प्रोक्ताः सप्त विंशति सङ्ख्यया ॥ ३६ ॥

૧ પુષ્પક, ૨ પુષ્પભદ્ર, ૩ સુપ્રભ, ૪ મૃગનંદન, ૫ કૌશલ્ય, ૬ બુદ્ધિસંકીર્ણ, ૭ ગજભદ્ર, ૮ જયાવહ, ૯ શ્રીવત્સ, ૧૦ વિજય, ૧૧ વાસ્તુકીર્ણ, ૧૨ શ્રીધર, ૧૩ યજ્ઞભદ્રક, ૧૪ વિશાલાક્ષ, ૧૫ સુશ્રેષ્ઠ, ૧૬ શત્રુમર્દન, ૧૭ ભુજય, ૧૮ નન્દન, ૧૯ વિમાન, ૨૦ ભદ્રક, ૨૧ સુગ્રીવ, ૨૨ હર્ષણ, ૨૩ કર્ણિકાર, ૨૪ પદાધિક, ૨૫ સિંહ, ૨૬ સિંહભદ્ર ૨૭ સમસૂત્ર. આ સત્યાવીશ મંડપો કહેલ છે. ૩૩થી ૩૬.












चतुरश्री कृते क्षेत्रे त्रिधा नवपदाङ्कितम् ।
कर्णे स्तम्भाश्च चत्वारो द्वौ द्वौ भद्रे सप्तत्रके ॥ ३७ ॥

अष्टांशपद युक्ताश्च सूर्य स्तम्भाः सप्तत्रके ।
प्राग्गीवाग्रे पदमेकं स भवेद भद्र संज्ञकः ॥ ३८ ॥

तद भद्रं च परित्यज्य, सिंह सोऽन्तश्चतुष्किका ।
प्रागीवादग्रयुक्ताश्च, सिंहकाख्य स उचते ॥ ३९ ॥

चतुष्कीं मध्यतस्त्यकृत्वा प्राग्रीवाश्च चतुर्दिशम् ।
पदाधिको नामतोऽग्रे त्रिपदः कर्णिकारकः ॥ ४० ॥

ચોરસ કરેલ ક્ષેત્રને ત્રણ વખત ત્રણ પદોથી અંકિત કરવું કર્ણે (ખુણે) સ્તંભ ચાર અને ચાર ભદ્રે બબ્બે એટલે બાર સ્તંભ અષ્ટાંશપદ યુક્ત **સમસૂત્ર** ( સસૂત્ર ) નામનો મંડપ થયો, આગળ એકપદ વધારવાથી ૧૪ સ્તંભયુક્ત **સિંહભદ્રક મંડપ** જાણવો, ભદ્રનું પદ તજી કોલીપાસે ત્રણ પદ કરવાથી **સિંહક** નામનો મંડપ થયો, અંદરની ચોકી કાઢી ચારે બાજુ ભદ્રે ચોકી કરવાથી ૧૬ સ્તંભયુક્ત **પ્રાગ્રીવા** (પદાધિક) નામનો મંડપ થાય, પદાધિક આગળ ત્રણ પદો પાડવાથી **કર્ણિકાર** નામનો મંડપ થાય. ૩૭ થી ૪૦.

त्रिपदे पदमेकं च चतुष्कं हर्षणो मतः ।
सुग्रीव स्त्रिपदाग्रे चाऽपरे विमान भद्रकः ॥ ४१ ॥

दद्यात्पक्षेऽपरे त्यकृत्वा नन्दनः सर्वकामदः ।
तदाऽपरे भूजयः स परित्यक्त चतुष्किक ॥ ४२ ॥

पूर्वभद्रे चापदिशं कर्णेऽलिन्द श्चतुर्दिशम् ।
स शत्रु मर्दनः ख्यातः सुश्रेष्ठश्चापरे यदि ॥ ४३ ॥

ત્રિપદ આગળ બે સ્તંભની વૃદ્ધિ કરવાથી **હર્ષણ** નામનો મંડપ થાય, ચોકીની બંન્ને બાજુ પદ વધારવાથી ત્રિચોકી થાય તો **સુગ્રીવ** નામનો મંડપ થાય, પાછળ બે ચોકી વધારવાથી **વિમાનભદ્રક** નામનો મંડપ થાય, પાછળના ત્રિપદો તજી ડાબી જમણી તરફ ત્રિપદો કરવાથી **નન્દન** નામનો મંડપ થાય, નંદનના પાછળના ભાગે ત્રિપદ કરવાથી **ભુજય** નામનો મંડપ જાણવો, ચોકી તજી **પૂર્વ** ભદ્રમાં એક પદ રાખી ખુણામાં અક્કેક ચોકી કરવાથી **શત્રુમર્દન** નામ જાણવું, પાછળના ભાગે એક પદ વધારવાથી. **સુશ્રેષ્ઠ** મંડપ થાય. ૪૧ થી ૪૩.

कुर्यात्पक्षेऽपरे त्यकत्वा, विशालाक्ष स उच्यते ।
तथाऽपरे यज्ञभद्रो मण्डपः सर्वकामदः ॥ ४४ ॥

त्रिपदाग्रे श्रीधराख्यो, वास्तुकीर्ण स्तथापरे ।
दधात पक्षेऽपरे त्यकृत्वा विजयो नाम नामतः ॥ ४५ ॥

પાછળનું પદ તજી બન્ને બાજુ એકેક પદ કરવાથી **વિશાલાક્ષ** નામનો મંડપ થાય, અને પાછળ પદ વધારવાથી સર્વ કામદાયક **યજ્ઞભદ્ર** નામનો મંડપ થાય, આગળ ત્રિપદ કરવાથી **શ્રીધર** નામનો મંડપ થાય, અને પાછળ ત્રિપદ કરવાથી **વાસ્તુકીર્ણ** નામનો મંડપ થાય, પાછળના ત્રિપદ તજી બન્ને બાજુ ત્રિપદ કરવાથી **વિજય** નામનો મંડપ થાય. ૪૪થી ૪૫

तथाऽपरे च श्रीवत्स पदिकाग्रे जयावहः ।
पदिकं त्यक्तमग्रे तु चतुष्कं गजभद्रक ॥ ४६ ॥

तथाऽग्रे बुद्धिसंकीर्णः कौशल्यश्चापरे तथा ।
दद्यात्कक्षेऽपरे त्यकृत्वा स भवेन्मृगनन्दन ॥ ४७ ॥

तथाऽपरे सुप्रभस्तु कर्तव्यः सर्वकामदः ।
त्रिपदं चाग्रभद्रं च स भवेत पुष्पभद्रक ॥ ४८ ॥

पुष्पकः सर्वत्रिपदः परित्यक्त चतुष्किकः ।
एवं तु युक्ति विज्ञेया मण्डपा पुष्पकादय ॥ ४९ ॥

વિજયના પાછળ ત્રણપદ કરવાથી, **શ્રીવત્સ**, શ્રીવત્સને આગળ ત્રણપદ વધારવાથી **જયાવહ**, આગળના ભાગમાં બંન્ને બાજુ પદ વધારવાથી **ગજભદ્ર** અને આગળ પદ વધારવાથી **બુદ્ધિસંકીર્ણ**, આગળ પાછળ એકેક પદ વધારતાં કૌશલ્ય નામનો મંડપ થાય, કૌશલ્યને પાછળ પદ તજી બંન્ને બાજુ એકેક પદ વધારવાથી **મૃગનન્દન**, પાછળ પદ વધારીએ તો **સુપ્રભ**, સર્વ કામને આપનાર મંડપ થાય, આગળ ત્રિપદ કરીએ તો **પુષ્પભદ્ર**, સર્વ દિશામાં ત્રણ ત્રણ પદ પાડીને **પુષ્પક** નામનો મંડપ યુક્તિએ કરીને કરવો, આ પ્રમાણે પુષ્પકાદિ મંડપો જાણવા. ૪૬ થી ૪૯.

चतुः षष्टि स्तम्भ युक्तः पुष्पको नामविश्रुतः ।
द्वि द्वि स्तम्भत्याग युक्ता पुष्पाद्या सप्तविंशतिः ॥ ५० ॥

पुष्पकाद्याश्च युक्तास्स्युः समैर्वा विषमे स्तलैः ।
अनुक्रमं युक्तमाद्ये सप्तविंशति मण्डपाः ॥ ५१ ॥

समैः क्षणः समैः स्तम्भै समैश्चैव मलिन्दकैः ।
विषमे तु तुलापट्टं गूढे चन्द्रावलोकना ॥ ५२ ॥

निर्गूढे नृत्य आख्यातोऽधस्ताद् भद्रावलोकना ।
चन्द्रावलोकना जालैः कार्याः कर्णानुगास्तथा ॥ ५३ ॥

निस्तभा गित्तिका स्तम्भैरष्टांश च चतुष्किका ।
स्तम्भेषु युग्मस्तम्भाश्च मूलसूत्र समुद्भवाः ॥ ५४ ॥

ચોસઠ સ્તંભ યુક્ત મંડપ પુષ્પક નામથી વિખ્યાત છે, બબ્બે સ્તંભો ઓછા કરતાં પુષ્પકાદિ સત્યાવીશ મંડપોની રચના થાય, પુષ્પકાદિ મંડપો સમતલ ઉપર હોય અથવા વિષમ તલ ઉપર હોય. પુષ્પક નામના પ્રથમ મંડપમાં બતાવેલ વિધાન પ્રમાણે મંડપોનું નિર્માણ કરવું, મંડપોના ક્ષણે સ્તંભો અને અલિન્દો સમ રાખવા, વિષમ તલ ઉપર ગુઢ મંડપ કરવા તેમાં ચંદ્રનો પ્રકાશ પડી શકે તેમ ભદ્ર વિભાગે ચન્દ્રાવલોકનો (બારીઓ) રાખવા. ગૂઢ મંડપે અને નૃત્ય મંડપે મંડપના નીચેના ભાગમાં બારીઓ મૂકવી, વિશેષ જરૂરીયાત હોય તો બે કોણ વિભાગમાં જાલીઓ મૂકી સગવડ કરવી, જગતિની ભિતિમાં કદાપિ સ્તંભ મૂકવા નહિ, અને ભિતિ વચ્ચે અવકાશ હોય તો સમ સંખ્યામાં સ્તંભો મૂકવા, પદના વિસ્તાર પ્રમાણે ચોકીઓ કરવી, ચોકીઓના સ્તંભો મૂલ સૂત્ર અનુસાર મૂકવા જોઈએ. ૫૦ થી ૫૪.

क्षण मध्येषु सर्वेषु स्तम्भमेक न दापयेत् ।
युग्मं च दापये तत्र वेध दोष विवर्जितम् ॥ ५५ ॥

मूल स्तम्भे यथासूत्रं स्तम्भो देयस्तु मण्डपे ।
तदा नगर नृपेन्द्र यजमानजयः सदा ॥ ५६ ॥

उत्पद्यते स्तम्भ वेधे पद्मिनी नाम राक्षसी ।
पीडयेत् पुरराजादिन्नमास्तु विद्धि रुद्राहृतम् ॥ ५७ ॥

द्वि द्वि स्तम्भ ह्रासयोगे चतुष्षष्ट्या द्वादशान्तम् ।
पुष्पकाद्या इमे सूत्र सप्तविंशति मण्डपाः ॥ ५८ ॥

ક્ષણ મધ્યે એક સ્તંભ નહિ કરવો, વેધદોષ ન થાય તે માટે યુગ્મ બેકી સ્તંભો કરી વેધદોષ તજવો, પ્રાસાદના મૂલસૂત્ર પ્રમાણે મંડપે સ્તંભો કરવાં, જેથી નગર, રાજા અને યજમાન સર્વનો સદાકાળ જય થાય. સ્તંભ મૂકવામાં (રચનામાં) ક્યાંય પણ વેધદોષ ઉત્પન્ન થવા ન દેવો, કારણ કે સ્તંભ વેધદોષથી પદ્મિની નામની રાક્ષસી ઉત્પન્ન થાય છે. તે નગરજન, રાજા આદિને પીડા ઉત્પન્ન કરે છે. આમ વાસ્તુ વેદના જ્ઞાતાઓએ કહેલ છે. બબ્બે સ્તંભો ઘટાડવાથી ચોસઠથી બાર સ્તંભ યુક્ત પુષ્પકાદિ સત્યાવીશ મંડપો નિર્માણ થાય. ૫૫ થી ૫૮.



ચેમ્બુર જૈન દેરાસર દર્શન-મુંબઈ [ એન. સી. સોમપુરા ]



**શ્રી શાંતિનાથ જૈન દેરાસર-વઢવાણ.** । એન. સી. સોમપુરા ।


ભરત પ્રિન્ટરી, પાલીતાણા.

નોટ:—

| અપરાજિત પૃચ્છાના મતે :— | | મત્સ્યપુરાણ તથા દીપાર્ણવના મતે— |
|---|---|---|
| ૩ સુપ્રભ | શિલ્પરત્નાકર. | ૩ સુવૃત |
| ૪ મૃગનંદન | | ૪ અમૃતનંદન |
| ૫ કૈલાસ | | ૫ કૌશલ્ય |
| ૮ જય | | ૮ જયાવહ |
| ૧૧ વાસ્તુકીર્ણ | | ૧૧ વાસ્તુકીર્તિ |
| ૧૭ ભૂજય | | ૧૭ ભાગપંચ |
| ૧૯ વિમાનભદ્ર | | ૧૯ માનવ |
| ૨૧ હર્ષણ | | ૨૧ સુગ્રીવ |
| ૨૨ કર્ણિકાર | | ૨૨ હરિત |
| ૨૩ પદ્માધિક | | ૨૩ કર્ણિકાર |
| ૨૪ સિંહક | | ૨૪ શતધિક |
| ૨૬ ભદ્ર | | ૨૬ શ્યામભદ્ર |
| ૨૭ સમસૂત્ર (સસૂત્ર) | | ૨૭ સુભદ્ર |

જય :- અપરાજિત પૃચ્છા        દ્વયાવહ :- શિલ્પ રત્નાકર.

સમસૂત્ર :- અપરાજિત પૃચ્છા.        સુસૂત્ર :- કલ્યાણકલિકા.

**भूजयो नन्दनश्चैव तथा विमान भद्रक ।**

કલ્યાણકલિકામાં વિમાનભદ્રક એક ગણેલ છે ત્યારે શિલ્પરત્નાકરમાં વિમાન અને ભદ્રક બે ગણેલ છે.

**सिंहक सिंह भद्रौ च समसूत्र स्तथैरव ।**

**अपराजितपृच्छा—**

**सिंहश्च सिंहकोभद्र सुसुत्राखंस्तथैवच**

**( समरांगण सूत्रधार-कल्याणकलिका)**

શિલ્પ રત્નાકરમાં સિંહભદ્ર એક ગણેલ છે ત્યારે કલ્યાણ કલિકામાં ૨૫ સિંહ અને ૨૬ ભદ્ર અલગ ગણેલ છે.



## मेर्वादि पञ्चविंशति मण्डपाः ॥

मेर्वादिश्च प्रवक्ष्यामि पंचविंशति मंडपान् ।
भित्ति द्वारप्राग्रीवांश्च भूमिकांमाडमुच्छयम् ॥ ५९ ॥

मेरु मन्दर कैलासा हिमवान गन्धमादनः ।
हेमकुटो रत्नकूट स्तथा वैशृङ्ग वांस्ततः ॥ ६० ॥

इन्द्रनीलः पद्मरागो महापद्मस्तथापरः ।
कीर्तिपताक पूर्णाख्यौ शतशृङ्गः सुरप्रियः ॥
शान्ति देहश्च पुण्यात्मा भूर्भुवःस्व स्तथैव च ।
महाकान्तः पुरुषान्त प्रतापवर्द्धन स्तथा ॥ ६१ ॥

लक्ष्मी विलासो विज्ञेय स्त्रैलोक्यविजयस्तथा ।
पञ्चविंशति रित्युक्ता मेर्वाद्या मण्डपास्तथा ॥ ६२ ॥

મેર્વાદિ પચ્ચીશ મંડપો કહું છું તેમજ ભિત્તિયુક્ત દ્વારવાળો પ્રાગ્રીવ ( પ્રવેશ ) ભૂમિ-મજલા અને માઢની ઊંચાઇ કહું છું ૧ મેરૂ, ૨ મન્દાર, ૩ કૈલાસ, ૪ હિમવાન, ૫ ગંધમાદન, ૬ હેમકૂટ, ૭ રત્નકૂટ, ૮ શ્વેતશૃંગ, ૯ ઇંદ્રનીલ, ૧૦ પદ્મરાગ, ૧૧ મહાપદ્મ, ૧૨ કીર્તિપતાક. ૧૩ પૂર્ણાખ્યો, ૧૪ શતશૃંગ, ૧૫ સુરપ્રિય, ૧૬ શાન્તિદેહ, ૧૭ પુણ્યાત્મા, ૧૮ ભૂર્ભુવસ્વ, ૧૯ મહાકાન્ત, ૨૦ પુરૂષાન્ત, ૨૧ પ્રતાપ, ૨૨ વર્દ્ધન, ૨૩ લક્ષ્મીવિલાસ, ૨૪ વિજ્ઞેય, ૨૫ ત્રૈલોકયવિજય. આ મેરૂ આદિ પચ્ચીશ મંડપો જાણવા. ૫૯ થી ૬૨.

अधः प्रासादकाग्रे बलाणकमथोपरि ।
निगूढाग्रे त्रिकः प्रोक्तस्तस्याग्रे नृत्यमण्डपः ॥ ६३ ॥

राजद्वारे प्रतोल्यां च वापीद्वाराग्र एव च ।
देवागारे जगत्यग्रे जगति द्वारकं विदुः ॥ ६४ ॥

इत्थं समस्त स्थानेषु मेर्वादि मण्डपानथ ।
लक्षणेन समायुक्तान् कथयामि समासतः ॥ ६५ ॥

આ મંડપો પ્રાસાદની આગળ અને બલાણક ઉપર કરવા, પ્રાસાદ આગળ ગૂઢ મંડપ કરવો. તેના અગ્રે ત્રિક મંડપ, તેના આગળ નૃત્ય મંડપ કરવો, આ પ્રકારે મંડપની રચના કરવી, રાજપ્રાસાદ આગળ, પ્રતોલ્યા આગળ, વાવના મુખ અગ્રે, દેવ મંદિરે, જગતી આગળ કે જગતીના દ્વાર આગળ ઇત્યાદિ સ્થળોએ મેરૂ આદિ મંડપની રચના કરવી. ૬૩ થી ૬૫.

## मेर्वादि मण्डपोना लक्षणोः—

गर्भ सूत्रानु सारेण मण्डप कारयेत बुध ।
चतुर श्रीकृते क्षेत्रे अष्टधा प्रविभाजिते ॥ ६६ ॥

द्वि भागं च भवेन्मध्ये चतुष्कया संवृतधरै ।
अलिन्दं भागिकं कुर्याद द्वादशस्तम्भकोच्छिवम् ॥ ६७ ॥

द्वितीयो विंशतिस्तम्भै रष्टा विंशतिभिः परः ।
भद्रतु भागनिष्कासं षडभाग चैव विस्तरे ॥ ६८ ॥

प्रतिभद्र ततो भागे चतुर्भागं तु विस्तरम् ।
द्विभागायाम विस्तारः प्राग्रीवः स्याश्चतुर्दिशम् ॥ ६९ ॥

सूर्योत्तर शतस्तम्भा भूमिका पञ्चधोच्छ्रिता ।
मेरुमण्डप उक्तश्च द्वि भौमोर्ध्वे च माऽतः ॥ ७० ॥

द्वौ द्वौ संतम्भो हृस्वयोगाद् मण्डपाः स्युर्यथाक्रमात् ।
चतुः षष्टि स्तम्भ कान्तं मण्डपा पञ्चविंशति ॥ ७१ ॥

પ્રાસાદના ગર્ભસૂત્રને અનુસરીને વિદ્વાન શિલ્પીએ મંડપની રચના કરવી, સમચોરસ ક્ષેત્રના આઠ ભાગ કરવા, તેમાં વચ્ચેના ચાર વિભાગનું એક પદ કરી, ફરતી ચારે દિશામાં બબ્બે ભાગની ચતુષ્કિકા કરવી, અને તે ચતુષ્કિકા=અલિંદ અકેક ભાગ નીકળતી કરવી, પહેલો મંડપ બાર સ્તંભનો થયો, બીજો મંડપ વીશ સ્તંભનો અને ત્રીજો અઠ્ઠાવીશ સ્તંભોનો જાણવો, તેમાં અકેક ભાગ ભદ્રનો અલિંદ કરવો આ મંડપો છત્રીશ ભાગના ક્ષેત્રમાં છ ભાગ વિસ્તારમાં કરવાં.

( સોળ પદમાં બાર સ્તંભોવાળા મંડપ ને ચારે તરફ ) ચારભાગ વિસ્તારનો એક ભાગ નીકળતો પ્રતિભદ્ર કરવો, અને તેમાંથી આગળ ( એક ભાગ ) નીકળતી અને બે ભાગ લાંબી પહોળી ચતુષ્કિકા–પ્રાગ્રીવ અલિંદ ચોતરફ કરવી, ( આ રીતે ચોથો મંડપ છત્રીશ સ્તભનો જાણવો )

એકસો બાર સ્તંભયુક્ત પાંચ મજલાવાળો મેરૂ મંડપ જાણવો, તે બે મજલાની ઉંચાઇનો કરવો તે પર માઢ કરવો, એકસો બાર સ્તંભોથી બબ્બે સ્તંભો હીન કરવાથી ચોસઠ સ્તંભ સુધીના પચ્ચીશ મંડપો થાય ( એમ ચોસઠ સ્તંભવાળો બે ભૂમિનો ત્રિલોકયવિજય મંડપ જાણવો.) ૬૬થી૭૧.

## प्राग्ग्रीवादि षोडश मण्डपा :—

विश्वकर्मोवाच:—

प्रासादस्या ग्रतः कार्या लतिनेषु च मण्डपाः ।
ताननुक्रमतः वत्स कथयामि यथाविधि ॥ ७२ ॥

प्राग्ग्रीवश्च चतुष्कश्च सन्मुखस्त्रि जगस्तथा ।
श्रीधरः पुष्पगश्चैव श्रीपदः श्रियानंदकः ॥ ७३ ॥

सवराख्यः पृथ्वीधरः पुण्य भद्रो जयन्तकः ।
शङ्कुपर्णश्च गोविन्दो महाभोगी दिवौकसः ॥ ७४ ॥

द्विरष्ट मण्डपाः प्रोक्ता प्राग्ग्रीवादि समुद्भवाः ।
छन्द लक्षण सम्युक्ता उक्ता वै सूत्र मार्गतः ॥ ७५ ॥

प्रासादाग्रे तु द्वौ स्तम्भौ प्राग्ग्रीवः परिकीर्तितः ।
चतुष्कश्च चतुस्तम्भैः षडिभः स्तम्भैश्च सन्मुखः ॥ ७६ ॥

अष्ट स्तम्भैश्च त्रिजगो दश स्तम्भैस्तु श्रीधरः ।
दक्षिणे त्रिक प्रकारौ स्तम्भा द्वादश पुष्पकः ॥ ७७ ॥

चतुष्किका तदग्रे द्वि-सप्त स्तम्भैश्च श्रीपदः ।
द्वयष्ट स्तभैः श्रियानन्दः संवरोऽग्रचतुष्किका ॥ ७८ ॥

त्यक्त चतुष्किकः पक्ष-प्राग्ग्रीवे पृथ्वीधर ।
अग्रे च त्यक्त प्राग्ग्रीव श्चतुष्की मध्यतस्तथा ॥ ७९ ॥

पुण्य भद्र स्तदानाम जयन्तश्चाग्र संयुतः ।
पूर्वे तिस्त्र श्चतुष्कयश्च शङ्कुपर्णश्च संज्ञितः ॥ ८० ॥

प्राग्ग्रीवा त्रिपदा पक्षे पूर्वे चैका चतुष्किका ।
गोविन्दश्च तदा नाम भोगी स्यात त्रिपदाग्रकः ॥ ८१ ॥

मुक्त कोणेऽथ पूर्वे तु त्रिदशाख्यश्च नामतः ।
पञ्च पीठो परि कुर्याद् विख्याता नृत्य मण्डपान् ॥ ८२ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે

લતિનાદિ પ્રાસાદના અગ્રભાગે મંડપ કરવા. અનુક્રમે યથાવિધિ સૂત્ર કહું છું. ૧ પ્રાગ્રીવ, ૨ ચતુષ્ક, ૩ સન્મુખ, ૪ ત્રીજગ, ૫ શ્રીધર, ૬ પુષ્પક, ૭ શ્રીપદ, ૮ શ્રીયાનન્દ, ૯ સવરાખ્ય, ૧૦ પૃથ્વીધર, ૧૧ પુણ્યભદ્રો ૧૨ જયન્તક, ૧૩ શંકુપર્ણ ૧૪ ગોવિંદ, ૧૫ મહાભોગી, ૧૬ દિવૌકસ. આ મંડપો આગળ કરવા. સમસૂત્રમાં છંદ લક્ષણ યુક્ત જાણવા.

પ્રાસાદ અગ્રે બે સ્તંભ ૧ **પ્રાગ્રીવ** કીર્તિદાયક મંડપ જાણવો, ચાર સ્તંભ યુક્ત ૨ **ચતુષ્ક**, છ સ્તંભ યુક્ત ૩ **સન્મુખ**, આઠ સ્તંભ યુક્ત ૪ **ત્રિજગ**, દશ સ્તંભે ૫ **શ્રીધર**, દક્ષિણ ત્રિક ચોકી કરવાથી સ્તંભ બાર, ૬ **પુષ્પક**, આગળ ચોકી કરવાથી ચૌદ સ્તંભ ૭ **શ્રીપદ**, સોળ સ્તંભે ૮ **શ્રિયાનંદ**, આગળ ચોકી કરવાથી અઢાર સ્તંભે ૯ **સવરાખ્ય**, ત્રિચોકી કરવાથી વીશ સ્તંભ ૧૦ **પૃથ્વીધર**, વચ્ચે ચોકી કરવાથી બાવીશ સ્તંભ ૧૧ **પુણ્યભદ્ર**, આગળ ત્રિચોકી કરવાથી ચોવીશ સ્તંભ ૧૨ **જયંત**, આગળ ચોકી કરવાથી છવ્વીશ સ્તંભ ૧૩ **શંકુપર્ણ**, ત્રિચોકી કરવાથી ૧૪ **ગોવિંદ**, અઠ્યાવીશ સ્તંભ આગળ ચોકી કરવાથી ત્રીશ સ્તંભ યુક્ત ૧૫ **મહાભોગી**, આગળની ચોકી તજી બંન્ને બાજુ ચોકી કરવાથી બત્રીશ સ્તંભ ૧૬ **દિવૌકસ** નામનો મંડપ જાણવો આ વિખ્યાત નૃત્ય મંડપ પંચધરા પીઠપર કરવો. ૭૨ થી ૮૨.

## मण्डप फालनाधिकार

दलेनार्धेन पादेन दलस्य निर्गमो भवेत् ।
मूलप्रासाद कार्ये च पीठ जंघे च मेखला ॥ ८३ ॥

गवाक्षेनान्वितं भद्रमथ जालक संयुतम् ।
गूढेऽथ कर्णगूढे वा भद्रे चन्दावलोकितम् ॥ ८४ ॥

મંડપના ફાલના નીકાળે સમચોરસ, અર્ધા ભાગે કે ચોથા ભાગે કરવા, મૂલ પ્રાસાદના કાર્યમાં પીઠ, જંઘા અને મેખલા વિગેરે જે પ્રમાણે હોય તે પ્રમાણે મંડપમાં પણ એકસૂત્રે કરવી, મંડપમાં ભદ્રે ગવાક્ષ ( ગોખ ) જાળીવાળો કરવો, ગૂઢ અથવા કર્ણગૂઢ મંડપના ભદ્રમાં ચંદ્રાવલોકિત અર્થાત્ ખુલ્લો ગોખ કરવો. ૮૩, ૮૪.

वेदिका पीठ रुपैश्च शोभाभिर्बहुभिर्युता ।
विचित्रं तोरणं कुर्यात्तत्र देवस्थितिस्तथा ॥ ८५ ॥

तोरण स्तंभकोत्तंमा विस्तारे गर्भमानतः ।
भित्ति गर्भ प्रमाणेन तयोर्मध्येऽथवा भवेत् ॥ ८६ ॥

मण्डपेषु च सर्वेषु पीठान्ते रङ्ग भूमिका ।
कुर्या द्वै द्वित्रि पट्टेन चित्र पाषाणजेन वा ॥ ८७ ॥

નાના પ્રકારની શોભાવાળી પીઠાદિ સ્વરૂપની વેદિકા ( મંડપ તથા શણગાર ચોકીની બીજી જગતી ) કરવી અને તેમાં શોભાયમાન વિચિત્ર તોરણો કરવાં તથા દેવમૂર્તિઓ બેસાડવી.

વેદિકા ઉપર તોરણના થાંભલાઓ ઉભા કરવા, તે ગર્ભગૃહના વિસ્તારે ભિત્તિના બરાબર. ગર્ભસૂત્ર પ્રમાણે અથવા બે સ્તંભોની વચ્ચે જોડી ઊભા કરવા. દરેક પ્રકારના સર્વ મંડપોનાં પીઠના અંતમાં (પીઠના તળાંચે) રંગ ભૂમિકા કરવી, અને તેના ભોયતળીયામાં બે ત્રણ પ્રકારના વિચિત્ર પટ્ટો કરવા, અથવા રંગબેરંગી પાષાણોના ચિત્રપટ્ટોથી તેને શોભાયમાન કરવી, રંગબેરંગી ગલીચા જેવી સુશોભિત કરવી. ૮૫થી૮૭

भद्रनिर्गम तूल्यं तु जगती मण्डपनिर्गमम् ।
द्वितीयं तत्समं कुर्यात् प्रतिहारा स्तदग्रतः ॥ ८८ ॥

आदिमूर्त्तेः पदत्यागात् प्रतिहाराश्च पार्श्वयोः ।
राजसेनं चतुर्भागं सप्तभागा च वेदिका ॥ ८९ ॥

द्विभागासनपट्टश्च कक्षासन करोन्नतम् ।
मण्डपाग्रे शुण्डिकाग्रे च प्रतोल्याग्रे तथैव च ॥ ९० ॥

જગતી અને મંડપ ભદ્ર પ્રમાણે નીકળતો કરવો તથા પ્રતોલી કરવાની જગતી પણ ભદ્ર બરાબર નીકળતી કરવી અને તેના અગ્રભાગે પ્રતિહારો કરવા. ડાબી જમણી બાજુએ કરવાના આ પ્રતિહારો મુખ્ય મૂર્તિના વચ્ચેના ભાગના પદને છોડીને બન્ને બાજુએ કરવા.

રાજસેન ચાર ભાગનું કરવું, વેદિકા ( જંઘા ) સાતભાગની, આસનપટ્ટ ( દાસો ) બે ભાગનો તથા કક્ષાસન ( કઠેડો ) હસ્ત પ્રમાણ કરવો. આ રચના વિધિ મંડપના અગ્રભાગે શુંડિકાઓના અગ્રભાગે તેમજ પ્રતોલીના અગ્રભાગે જાણવી. ૮૮થી૯૦.

नरपीठस्य चार्ध्वन्तु उत्तरङ्गस्य मस्तके ।
कृत्वा च दश सार्धानि पदैकं राजसेनकम् ॥ ९१ ॥
वेदिका चद्विभागा तु भागार्धासन पट्टकम् ।
स्तंभश्चैव चतुर्भागो भागार्धं भरणं भवेत ॥ ९२ ॥
शीर्षमेकेन भागेन् पट्टश्च सार्ध भागतः ।
कनिष्ठश्च समाख्यातं मध्यमं शृणु सांप्रतम् ॥ ९३ ॥

નરપીઠના ઉપરથી ઓતરંગના મથાળા સુધીમાં સાડાદશ ભાગ કરવા, અને તેમાં એક ભાગનું રાજસેન, બે ભાગની વેદિકા, અર્ધા ભાગનું આસનપટ્ટ, ચાર ભાગનો સ્તંભ, અર્ધા ભાગનુ ભરણું, એક ભાગનુ સરૂ અને દોઢ ભાગનો પાટ કરવો, આ છૂટા મંડપમાં બેસવાની વેદિકા તથા કક્ષાસન વિગેરેનુ માન તથા પ્રતોલીની ઊંચાઈનું કનિષ્ઠમાન કહ્યું. હવે મધ્યમ માન કહું છું તે સાંભળ :– ૯૧થી૯૩.

नर पीठस्य चोर्ध्वे तु खूटजाद्यस्य मस्तके ।
कृत्वा च दश सार्धानि पूर्व मानेन मध्यमा ॥ ९४ ॥

નરપીઠના ઉપરથી કૂટ છજાના મથાળા સુધીમાં સાડાદસ ભાગ કરવા અને કનિષ્ટમાનમાં બતાવ્યા મૂજબ થરના ભાગો કરવા, એટલે મધ્યમાનની પ્રતોલી જાણુવી. ૯૪.

नरपीठस्य चोर्ध्वं तु यावद भरणि मस्तके ।
पदानि दश सार्धानि ज्येष्ठ मान विधियते ॥ ९५ ॥

નરપીઠના ઉપરથી ભરણીના મથાળા સુધી સાડા દશ ભાગ કરી પૂર્વ પ્રમાણે થરોના વિભાગ કરવાં. જેષ્ઠમાનનો વિધિ જાણુવો. ૯૫.

मण्डपाग्रे प्रतोल्याग्रे सोपानं सुण्डिकाग्रतः ।
तोरणं कारयेत्तस्य पट पदानु सारतः ॥ ९६ ॥

મંડપ તેમજ પ્રતોલી ( શૃંગાર ચતુષ્કિકા ) ના અગ્ર ભાગમાં સોપાનના અગ્ર ભાગો એક સૂત્રમાં રહે તેવી રીતે સોપાન ( પગથીયાં ) કરવાં, પાટની નીચે પદ મૂજબ બંન્ને સ્તંભ વચ્ચે શોભાયમાન તોરણો કરવાં. ૯૬.

## सोपान पंक्ति प्रमाण

परिवार गजैर्युक्तं, पंक्ति सोपान संचयम् ।
पञ्चसप्त नवाद्यैश्च, कनिष्ठ मानमुत्तमम् ॥ ९७ ॥

एकादश दशत्रीणि, तथा वै दश पञ्चकम् ।
मध्यमानञ्च विज्ञेयं कल्याणं च कलौयुगे ॥ ९८ ॥

सप्तदशैव सोपान—मेकोनविंशतिर्भवेत् ।
ज्येष्ठमानं भवेत्तच्च, ह्येकविंशथोत्तरम् ॥ ९९ ॥

હસ્તીના પરિવાર યુક્ત પંક્તિબદ્ધ સોપાનોનો સંચય કરવો, સોપાનની બંન્ને બાજુએ હસ્તીનો પરિવાર ( હાથીના સ્વરૂપો ) કરવાં, અને એક સરખાં સૂત્રમાં નીચે ઢળતાં પગથીયાંની પંક્તિ કરવી, સોપાન સંચયમાં પાંચ સાત અથવા નવ પગથીયાં તે ઉત્તમ કનિષ્ઠમાન છે, અગિયાર તેર અથવા પંદર પગથીયાં તે મધ્ય માન જાણુવું અને એ માન કલિયુગમાં કલ્યાણુકારી છે, સત્તર, ઓગણીશ અથવા એકવીશ પગથીયાં કરવા તે જેષ્ઠ માન જાણુવું, ૯૭ થી ૯૯.

## शिव नादादि षट् महामण्डपो

अतः परं प्रवक्ष्यामि मण्डपानां यथाक्रमम् ।
नामस्वरुपं मानं च प्रयुक्तं वृक्षराजसु ॥ १०० ॥

शिवनादो हरिनादो ब्रह्मनाद स्तथैव च ।
रविनादो सिंहनादः षष्ठको मेघनादकः ॥ १०१ ॥

હવે હું છ મહા મંડપનાં નામ અને સ્વરૂપ લક્ષણ જે વૃક્ષાર્ણવમાં કહ્યાં છે તે તમોને યથાક્રમ કહું છું. ૧ શિવનાદ, ૨ હરિનાદ, ૩ બ્રહ્મનાદ, ૪ રવિનાદ, ૫ સિંહનાદ, ૬ મેઘનાદ, ૧૦૦, ૧૦૧.

भागाष्टौ शिवनादश्च स्तंभाश्चत्वारिंशन्मताः ।
हरिनादो द्व्यष्ट भागः स्तंभाः षट् पञ्चाशन्मता ॥ १०२ ॥

जिनभागे ब्रह्मनादः स्तंभाष्टाशीति शोभितः ।
रविनादोऽष्टा विंशतिः स्तभाश्च वेदो न शतम् ॥ १०३ ॥

सिंहनादस्तु द्वात्रिंशत् षट् पञ्चाशदुत्तरं शतम् ।
षट्त्रिंशत्तु मेघनादः स्तंभा द्वादशांत्तर शतम् ॥ १०४ ॥

હવે મહા મંડપોના સ્વરૂપ લક્ષણ કહે છે, ૧ શિવનાદ મંડપ આઠ ભાગનો ચાલીશ સ્તભ યુક્ત કરવો, ૨ **હરિનાદ** સોળ ભાગનો અને છપ્પન સ્તંભ યુક્ત જાણવો, ૩ **બ્રહ્મનાદ** ચોવીશ ભાગનો અઠ્ઠાસી સ્તંભ યુક્ત કરવો, ૪ **રવિનાદ** અઠ્ઠાવીશ ભાગનો છન્નું સ્તંભ યુક્ત કરવો, ૫ **સિંહનાદ** બત્રીશ ભાગનો એકસો છપ્પન સ્તંભનો જાણવો, ૬ **મેઘનાદ** છત્રીશ ભાગનો એકસો બાર સ્તંભ યુક્ત કરવો. ૧૦૨ થી ૧૦૪.

शिवनादा षण्मण्डपा द्विसार्द्धास्त्रय भूमिकाः ।
सर्व देवेषु कर्तव्याः स्वनाम्ना च विशेषतः ॥ १०५ ॥

रथयुक्ताश्च प्रासादा वेदि युक्ताश्च मण्डपाः ।
मध्यस्तंभाष्टके गड्दी तोरणानि प्रदक्षिणे ॥ १०६ ॥

શિવનાદ આદિ છ મંડપો અઢી ભૂમિ કે ત્રણ ભૂમિ ઉદયના સર્વ દેવોને કરવાં, તેમાં જે જે દેવોના નામ છે તે દેવોને વિશેષે કરી કરવા. પ્રાસાદ રથાદિ (ભદ્ર આદિ અંગ) અંગવાળા કરવા, અને મંડપ વેદીવાળા કરવા, મંડપના વચ્ચેના આઠ સ્તંભોને ઠેકી ચડાવી ફરતા તોરણ કરવાં. ૧૦૫, ૧૦૬.



મંડપ પ્રવેશ દ્વાર

## मण्डपालंकार

घट्टपल्लव कुंभीभिः स्तंभाः कार्याः स्वलंकृताः ।
ईलिका तोरणैर्युक्ता मदलैर्मंडिताः शुभाः ॥ १०७ ॥

देवाङ्गना अष्टद्वादश–षोडश जिन द्वात्रिंशा ।
चतुःषष्टि कलायुक्ताः स्तंभे स्तंभे विराजिता ॥ १०८ ॥

મહામંડપોના કુંભી સ્તંભો ઘટ્ટપલ્લવોથી અલંકૃત શોભિત ઇલિકા તોરણ યુક્ત મદલો વાળા સુંદર કરવા, આઠ, બાર, સોળ, ચોવીશ કે બત્રીશ દેવાંગનાઓ નૃત્યાદિ ચોસઠ કલા યુક્ત એવા લક્ષણોવાળી સ્તંભે સ્તંભે કરવી. ૧૦૭, ૧૦૮.

आद्य थरजाडयकुंभ कर्णिका ग्रासमेव च ।
इत्येवं पीठबन्धस्य भ्रमतश्च प्रदक्षिणे ॥ १०९ ॥

कुंभ कलश कपोताल्या वा राजसेन वेदिका ।
आसनपट्टश्च कार्यः कक्षासन विभूषिताः ॥ ११० ॥

મંડપને પહેલો થર ભીટ્ટ, જાડંબો, કર્ણી આસપટ્ટીનું પીઠબંધ ફરતું પ્રદક્ષિણાએ કરવું, ઉપર કુંભો-કલશોને કેવાળના થરો અથવા રાજસેન, વેદિકા, આસનપટ્ટ કરી તે ઉપર કક્ષાસન શોભિત કરવું. ૧૦૯, ૧૧૦.

प्रासाद त्रिपश्च भूमिः सप्तभिर्नवभिस्तथा ।
ब्रह्मस्थानं सदा रम्यं स्वर्ग प्रासाद शाश्वतम् ॥ १११ ॥

चतुर्मुखो ब्रह्मणो हि विष्णोः कुर्याद् विशेषतः ।
चतुर्मुखश्च रुद्रस्य प्रासादः पुण्यहेतवे ॥ ११२ ॥

यथादिनं विना सूर्यं शशांक विना शर्वरी ।
यस्मिन् देशे चतुर्मुखः प्रासादो नहि विद्यते ॥ ११३ ॥

મહા પ્રાસાદ ત્રણ, પાંચ, સાત કે નવ ભૂમિનો કરવો, સ્વર્ગ જેવા શાશ્વત પ્રાસાદમાં બ્રહ્મનું મધ્ય સ્થાન રમ્ય કરવું, બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રના ચતુર્મુખ પ્રાસાદ કરવાથી મહદ્‌પુણ્ય ઉપાર્જન થાય છે, જે દેશમાં આવા રમ્ય ચતુર્મુખ પ્રાસાદ નથી તે દેશ સૂર્ય વગરના દિવસ જેવો કે ચંદ્ર વગરની રાત્રિ જેવો જાણવો. ૧૧૧ થી ૧૧૩.

દ્વાર પરના કલાત્મક ઉદ્દંગમ











## मण्डप स्तम्भ उर्ध्व प्रमाण

भजेदष्टा भिरेकांशा कुंभिः स्तम्भश्च पञ्चभिः ।
अर्धेन भरणं शीर्षमर्धेनैकेन पट्टकः ॥ ११४ ॥

ઉંચાઇના આઠ ભાગ કરી તેમાં એક ભાગ કુંભી, પાંચ ભાગ સ્તંભ, અર્ધા ભાગનું ભરણું, અર્ધા ભાગનું શીર્ષ ( શરૂ ) અને એક ભાગનો પાટ ઊંચો કરવો.

## विशेष प्रमाण

नवभक्ते समुच्छे तु भागैका कुंभिका स्मृता ।
षड्भागश्च भवेत्स्तंभो भागार्धं भरणं तथा ॥ ११५ ॥

भागार्धं च भवेतशिर्षं भागैकेन च पट्टकः ।
उच्छ्रयेन समः कार्यः सपादो विस्तरोऽथवा ॥ ११६ ॥

ઉભણીની ઊંચાઈના નવ ભાગ કરી તેમાં એક ભાગની કુંભી, છ ભાગનો સ્તંભ, અર્ધા ભાગનુ ભરણુ, અર્ધા ભાગનુ શરૂ તથા એક ભાગનો પાટ કરવો, ઊંચાઈથી સરખો અથવા સવાયો પહોળો કરવો. ૧૧૫, ૧૧૬.

द्वि भागेन नमच्छाद्यं तत्पेटं पट्टपेटके ।
अर्धांशोर्ध्वा कपोताली द्वि भागः पट्ट विस्तरः ॥ ११७ ॥

पाटकः कुटछाद्यश्च कुर्यात् पट्टस्य पेटके ।
सपश्चाशः सपादश्च सार्धं भागश्च विस्तरात् ॥ ११८ ॥

છજુ બે ભાગ નમતું કરવું અને પાટના પેટકમાં તેનું પેટ કરવું અર્થાત્ પાટની ઊંચાઈમાં ત્રીજાભાગે ફાંસ પાડી છજુ ફાંસમાં બેસતું કરી પાટ અને છજાનો તળાંચો–મથાળો એક સૂત્રમાં રાખવો. પાટના મથાળા ઉપર અર્ધા ભાગની કપોતાલી (કેવાલ) કરવી અને પાટ વિસ્તારમાં પહોળો બે ભાગનો કરવો, પાટ અને લામસીઓ વાળું છજુ ( કૂટછાદ્ય ) પાટના તળાંચા તથા મથાળા બરાબર એક સૂત્રમાં કરવું, તથા વિસ્તારમાં પાટની ઊચાઈનો પાંચમો ભાગ વધારી સવાયો અથવા દોઢો રાખવો. ૧૧૭ , ૧૧૮.

## सान्धार महाप्रासादोना प्राग्रीव मण्डपस्य उदयमान

૧ રાજસેન　नरपीठस्य चोर्ध्वं तु उत्तरङ्गस्य मस्तकम् ।
૨ વેદિકા　कृत्वा दश हि सार्द्धांशान् भागैकं राजसेनकम् ॥ ११९ ॥

૦॥ આસન પટ્ટ　वेदिका च द्विभागा तु भागार्धासन पट्टकः ।
૪ સ્તંભ　स्तम्भश्चैव चतुर्भागो भागार्धं भरणं भवेत् ॥ १२० ॥

૦॥ ભરણું　शरं च भागेनैकेन पट्टश्च सार्द्धं भागकः ।
૧ શરૂ　कन्यसं च समाख्यातं मध्यमं शृणु सांप्रतम् ॥ १२१ ॥
૧॥ પાટ

---

૧૦॥

મહાપ્રાસાદના મહાપીઠના નરથરના મથાળાથી દ્વાર પરના ઉત્તરંગના મથાળા સુધીની ઊચાઈ સુખપ્રાગ્રીવ મંડપની સાડાદશ ભાગની કરવી. તેમાં એક ભાગ રાજસેનક, બે ભાગની વેદિકા ( જંઘા–વેણીરાશિયુ ), અર્ધા ભાગનો આસનપટ્ટ કરવો. તે ઉપર

ચાર ભાગનો સ્તંભ કરવો. અર્ધા ભાગનું ભરણું, એક ભાગનુ સરૂ અને દોઢ ભાગનો પાટ જાડો કરવો. આ રીતે મંડપના ઉદયનો કનિષ્ઠ માન જાણુવા, મધ્યમાનનો ઉદય કહું છું તે સાંભળો. ૧૧૯ થી ૧૨૧.

## पट्टस्तथा स्तंभ सम विषम

मुख्य मण्डप संधाते यदा भित्यन्तरं भवेत् ।
न दोषाः स्तंभपट्टादौ समेऽपि विषमेतले ॥ १२२ ॥

મુખ્ય મંડપ સાથે બીજો મંડપ કરવામાં જો ભિત્તિનુ અંતર આવતું હોય તો સ્તંભ અને પાટ વગેરે સમ અથવા વિષમ તલ કરવામાં આવે તો પણ દોષ લાગતો નથી. ૧૨૨.

## समसूत्र प्रमाण

कूंभकेन समा कुम्भिः स्तंभश्चैव तथोद्गमे ।
भरणी भरणं ज्ञात्वा कपोताली तथा शिरम् ॥ १२३ ॥

कूटछाद्य मध्यसूत्रे कुर्यात्पट्टस्य पेटकम् ।
अर्धोदये करोटश्च कर्तव्यं विधि पूर्वकम् ॥ १२४ ॥

કુંભાના એક સૂત્રમાં કુંભી, દોઢીયાના મથાળે એક સૂત્રમાં સ્તંભ, ભરણી સાથે એક સૂત્રમાં ભરણું તથા કપોતાલી અને શરૂ એક સૂત્રમાં કરવું, નીચે એક સૂત્રમાં કૂટછાદ્ય અને પાટનો તળાંચો ( પેટક ) એક સૂત્રમાં કરવાં, પહોળાઈથી અર્ધો ઊંચાઈમાં વિધિપૂર્વક ઘુમ્મટ કરવો. ૧૨૩, ૧૨૪.

## स्तंभ विस्तार पञ्चसूत्र

प्रासादस्य दशांशेन स्तंभानां पृथुविस्तरः ।
कार्य एकादशांशेन द्वादशांशेन वै तथा ॥ १२५ ॥

त्रयोदशांशमानेन शक्रांशेन तथोच्यते ।
एतन्मानं यथोदिष्टं स्तभानां पृथु विस्तरे ॥ १२६ ॥

સ્તંભોના પૃથુ ( જાડાઈનો ) વિસ્તાર પ્રાસાદની પહોળાઇના પ્રમાણુના દશમે ભાગે, અગિયારમે ભાગે, બારમા, તેરમા તથા ચૌદમા ભાગે કરવો, સ્તંભોની જાડાઇનું આ પાંચ પ્રકારે માન યથાશાસ્ત્ર કહેલ છે, એટલે પાષાણુની મજબૂતીના આધારે યોગ્યમાન લેવું. ૧૨૫, ૧૨૬.

## स्तम्भ विस्तार विशेष प्रमाण

प्रासाद एकहस्ते तु स्तंभो वा चतुरङ्गुल ।
द्विहस्ते चाङ्गुलाः सप्त त्रिहस्ते नवएव च ॥ १२७ ॥

ततो द्वादशहस्तान्तं हस्ते हस्ते द्वयाङ्गुला ।
सपादाङ्गुल वृद्धिः स्यात्यावत्षोडशहस्तकम् ॥ १२८ ॥

अङ्गुलिका ततो वृद्धिश्च त्वारिंशत्करावधि ।
तदुर्ध्वे च शतार्धान्तं पादोनाङ्गुलिका भवेत् ॥ १२९ ॥

એક હસ્તના પ્રાસાદને ચાર અંગુલ સ્તંભ, બે હસ્તના પ્રાસાદને સાત અંગુલ સ્તંભ, ત્રણ હસ્તના પ્રાસાદને નવ અંગુલ વિસ્તારે સ્તંભ કરવો, ત્રણ હસ્તથી બાર હસ્ત સુધી હસ્તે હસ્તે બે અંગુલ વૃદ્ધિ કરવી, બારથી સોળ હસ્ત સુધી સવા અંગુલ, સોળથી ચાલીશ હસ્તે એકેક અંગુલ વૃદ્ધિ કરવી, અને ચાલીશથી પચાસ હસ્ત પર્યન્ત હસ્તે હસ્તે પોણો અંગુલ વૃદ્ધિ કરવી. ૧૨૭ થી ૧૨૯.

## स्तम्भ स्वरुप लक्षण

रुचका भद्रकाश्चैव वर्धमाना स्त्वृतीयकाः ।
अष्टास्रा स्वस्तिकाश्चैव स्तंभाः प्रासाद रूपतः ॥ १३० ॥

रुचकाश्चतुरस्राः स्युर्भद्रका भद्र संयुताः ।
वर्धमानोप भद्राः स्युरष्टास्राश्चाष्टका मताः ॥ १३१ ॥

आसनोर्ध्वे भवेद् भद्रं स्वस्तिकाश्चाष्टक कर्णकैः ।
पञ्चविधाश्च कर्तव्याः स्तंभाः प्रासाद रूपिणः ॥ १३२ ॥

પ્રાસાદને અનુરૂપ સ્તંભો પાંચ પ્રકારના થાય છે, તે અનુક્રમે નીચે મૂજબ જાણવા, ૧ રૂચક, ૨ ભદ્રક, ૩ વર્ધમાન, ૪ અષ્ટાંશ અને ૫ સ્વસ્તિક. આ પાંચ પ્રકારના સ્તંભોના નામ જાણવા. રૂચક સ્તંભો ચોરસ, ભદ્રક સ્તંભો ભદ્ર સંયુક્ત, વર્ધમાન સ્તંભો ઉપભદ્રયુક્ત, અષ્ટાંશ સ્તંભો અષ્ટકોણ, તથા સ્વસ્તિક સ્તંભો મથાળે ભદ્ર સંયુક્ત અને અષ્ટકોણ જાણવા, આ પાંચ પ્રકારના સ્તંભો પ્રાસાદોને અનુરૂપ જાણવા. ૧૩૦ થી ૧૩૨.

## स्तम्भो अलंकृत

स्तंभोऽष्टास्रवृच भद्र सहितो रुपेण चालङ्कृत ।
युक्तः पल्लव कै स्तथा भरणकं यत्पल्लवेना वृतम् ॥ १३३ ॥




કક્ષાસન સ્વરૂપ લક્ષણ



કક્ષાસન સ્વરૂપ લક્ષણ




કક્ષાસન જંઘા સ્વરૂપ લક્ષણ

कुम्भी भद्रयुक्ता कुमार सहितं शीर्ष तथा किन्नराः ।
पत्रे चेति गृहे न शोभन मिदं प्रासादके शस्यते ॥ १३४ ॥

સ્તંભ અષ્ટકોણ, સુંદર ગોળાકાર, ભદ્ર સહિત, મૂર્તિઓના રૂપોથી અલંકૃત અને પલ્લવો સહિત કોતરેલો કરવો, ભરણું વેલોથી અલંકૃત અને કોતરકામ કરેલ કરવું, તેમજ કુંભી પણ ભદ્રયુક્ત તથા શરાઓમાં કીચક અને કિન્નરોનાં સ્વરૂપો કોતરેલા કરવા, આવા સ્તંભો ગૃહોની અંદર કરવા સારા નહિ પરંતુ પ્રાસાદોમાં કરવામાં આવે તો ઉત્તમ જાણવા. ૧૩૩, ૧૩૪.

## वीतराग प्रासादे मंडप विधान

जिनाग्रे समोसर्णं च शुकाग्रे गूढमण्डपः ।
गूढस्याग्रे चतुष्का वै तदग्रे नृत्य मण्डपः ॥ १३५ ॥

જિનપ્રાસાદને અગ્રભાગે સમોસર્ણ શુક, કોલીના અગ્રે ગૂઢમંડપ, અને ગૂઢમંડપના અગ્રે ચોકી અને આગળ નૃત્ય મંડપ કરવો. ૧૩૫.

## चतुर्मुख प्रासादे मेघनादादि मण्डप विधान ।

प्रासाद छन्द–उक्ताश्च मण्डपाः सर्व कामदाः ।
सिंहद्वारे विशेषण मेघश्च श्री मनोरमः ॥ १३६ ॥

तदग्रे मेघनादश्च कोष्टानि पञ्चविंशतिः ।
नाली मण्डप आख्यातो विस्तारे मेघ उत्तम ॥ १३७ ॥

मण्डपं मेघनादश्च कुर्याच्च द्विपणान्तरे ।
तथा सणान्तरे नाल्यं बलाणश्च तु मुर्धनि ॥ १३८ ॥

પ્રાસાદના છંદાનુસાર કહેલા મંડપો સર્વ કામનાઓને આપનાર છે, ચૌમુખ અને ભ્રમવાળા પ્રાસાદોના સિંહદ્વારે વિશેષ કરીને મેઘ મંડપની માફક સુંદર મેઘ મંડપ અને તેના અગ્ર ભાગે મેઘનાદ મંડપ કરવો, અને તે પચ્ચીશ પદનો કરવો, તેની આગળ નાલિમંડપ કરવો, એટલે કે પગથીયાં ચઢવાના નીચે આવે તેવા મંડપને નાલી મંડપ કહે છે. મેઘ મંડપથી એક પદ છોડી મેઘનાદ મંડપ કરવો અને મેઘનાદથી એક પદ છોડી નાલિ મંડપ કરવો અને તેના ઉપર બલાણક કરવું, ૧૩૬ થી ૧૩૮.

## वीतराग प्रासाद चतुर्दिक्षु प्रासाद विधान

द्विसातत्या द्विवार्णैर्वा चतुर्विंशतितोऽथवा ।
जिनालयै श्चतुर्दिक्षु सहितं जिन मंदिरम् ॥ १३९ ॥

જિનાલયની ચારે દિશાઓમાં બોતેર, બાવન અથવા ચોવીશ જિનાલય સહિત જિન મંદિર કરવું. ૧૩૯.




ચોવીશ જિનાલય [ એન. સી. સોમપુરા ]

## द्वीपञ्चाश जिनालय विधान

वामदक्षे चतुस्त्रिंशदष्टौऽग्रे नव पृष्ठतः ।
मूल प्रासाद संयुक्ते वर्ण संख्या जिनालये ॥ १४० ॥

મૂળ પ્રાસાદની ડાબી જમણી બાજુએ સત્તર સત્તર દેવ કુલિકાઓ કરવી વામદક્ષ સહિત કુલ ચોત્રીશ જાણવી, આઠ અગ્રભાગે અને નવ પૃષ્ઠ ભાગે તથા મૂલ પ્રાસાદ મળી બાવન જિનાલય જાણવા. ૧૩૭.




ચોવીશ જિનાલય ૫. [ એન સી. સોમપુરા ]

## द्वासप्तति जिनालय विधान

वामदक्षे च पञ्चाशत् पृष्ठे रुद्रोऽग्रतो दश ।
मूल प्रासाद संयुक्ते द्वासप्ततिर्जिनालये ॥ १४१ ॥

મુખ્ય પ્રાસાદની ડાબી જમણી બાજુ પચ્ચીશ પચ્ચીશ કુલ પચાશ, પૃષ્ઠભાગે અગિયાર, અગ્રભાગે દશ અને મુખ્ય પ્રાસાદ મળી કુલ બોતેર જિનાલય જાણવા. ૧૪૧

## बलाणक लक्षण

विश्वकर्मोवाच–

अथातः सम्प्रवक्ष्यामि बलानक सुलक्षणम् ।
विस्तीर्णं जगतीपादे पदपाद विवर्जितम् ॥ १४२ ॥

प्रासाद व्यासमानेन गर्भमानेन चाऽथवा ।
शालालिन्दु प्रमाणेन त्रिविधमान लक्षणम् ॥ १४३ ॥

कनिष्ठे चोत्तमं कार्य मुत्तमे च कनिष्टकम् ।
मध्यमे मध्यमं कार्य मेतन्मानं च शोभनम् ॥ १४४ ॥

वामनश्च विमानश्च हर्म्यशालश्च पुष्करः ।
तथा चोत्तुङ्गनामा च पश्चैते च वलानका ॥ १४५ ॥

वर्तनं कथयिष्यामि पदसंस्थान मानत ।
प्रासादाग्रे च प्राकारे मन्दिरे वारि मध्यत ॥ १४६ ॥

वामनं जगती ग्रस्तं विमानं तु तदाश्रितम् ।
हर्म्यशालं गृहे वाऽपि प्रासादे नगराननें ॥ १४७ ॥

पुष्करं वारि मध्य स्यमग्रत चैव भूपितम् ।
सप्तभूमं नव भूममत ऊर्ध्वें न कारयेत् ॥ १४८ ॥

प्रासादाग्रे–जं कुर्याज्जगती मुख मण्डपम् ।
लक्षणं तस्य वक्ष्यामि स्थानमानं च भूमिकाम् ॥ १४९ ॥

एक द्वि त्रिचतुः पञ्चपट सप्ताष्ट भिरेव च ।
स्थानं तस्य–सेवोक्तं कर्तव्यं तदनन्तरम् ॥ १५० ॥

प्रासादादि क्रमद्वारं मण्डपान्ते निवेशयेत् ।
तत्क्रमेण प्रकर्तव्यं द्वार तस्य वलानके ॥ १५१ ॥

हस्तेङ्गुला भवेद वृद्धिरङ्गुल हस्तमानत ।
कर्तव्यं पूर्वमानेन हीने हीनं समे समम् ॥ १५२ ॥

तत्समं तु प्रकर्तव्य मुत्तमाङ्ग सपट्टकम् ।
उदयोन्नत मानेन सोपानं तूलमध्यतः ॥ १५३ ॥

तत्रैव तेन मानेन तत्समं च तुलोदयम् ।
कुम्भी स्तम्भशिरः पट्ट पृथक सूत्रातुलादिकम् ॥ १५४ ॥

युक्ता न्यस्ताः समा कुम्भी स्तम्भोदम्बरशिर्षिकाः ।
भूमि तु भूमि मानेन सम छत्रै र्विचक्षणाः ॥ १५५ ॥

मूलपीठ समसूत्रे आदि भूमेस्तु मस्तकम् ।
उर्ध्वे पट्टानुक्रमेण कर्तव्यो भूमिकाक्रमः ॥ १५६ ॥

शिवसूर्यौ ब्रह्मविष्णू चण्डिका जिनएव च ।
एतेशां च सुराणां च कुर्यादग्रे बलानकम् ॥ १५७ ॥

विमानस्तुङ्गनामा च राजवेरमाग्रतः शुभः ।
हर्मशालो गृहे वापि कर्तव्यो गोपुराकृतिः ॥ १५८ ॥

पुष्करो वारि मध्यस्थो वामनो देवताग्रतः ।
इषुमेदा वामनाद्याः कर्तव्यास्तु बलानकाः ॥ १५९ ॥

વિશ્વકર્મા કહે છેઃ- હવે હું બલાણુકના શુભ લક્ષણુ કહું છું:- જગતીના વિસ્તારે પદ તજીને પ્રાસાદના રેખામાને ગર્ભમાને અથવા (શાલા અલિન્દ) પદ માને એ માન અને લક્ષણુ જાણુવા; કનિષ્ઠ માનને ઉત્તમ, ઉત્તમ માનને કનિષ્ઠ અને મધ્યમાનને મધ્ય માનનુ બલાનક કરવું, એ શોભનીય છે, ૧ વામન, ૨ વિમાન, ૩ હર્મશાલા ૪ પુષ્કર, એ ચાર નામના બલાનક જાણુવા.

હવે સ્થાન કહું છું:-પદના માને કરવા પ્રાસાદના આગળ તથા પ્રાસાદને ચારે બાજુ પાણીતાર, મધ્યે વામન જગતી આગળ, વિમાન રાજ્યાશ્રીત, હર્મશાલ ગૃહે, પુષ્કર વાવ આદિ જલાશયે ભૂષણુરૂપ જાણુવા.

બલાનક સાત અને નવ ભૂમિ સુધી ઊંચુ કરવું તેથી વિશેષ ઉંચુ કરવું નહિ. પ્રાસાદના અગ્ર ભાગે જગતી ઉપર મંડપના મુખ પાસે કરવું. હવે હું સ્થાન માનના લક્ષણુ કહું છું એક, બે, ત્રણુ, ચાર, પાંચ, છ, સાત અને આઠ પદના પ્રાસાદથી અંતરે કરવું, પ્રાસાદના ક્રમે દ્વાર અથવા મંડપની બરાબર, તે મુજબ બલાનકે દ્વાર કરવું, હસ્તાંગુલ વૃદ્ધિ કે હીન ન કરવી જે પૂર્વમાન હોય તે મુજબ હીને હીન, સમે સમ તે મુજબ કરવું. ઉત્તરંગ તથા પટ્ટ બરાબર કરવા. ઉભણી પ્રાસાદમાને કરવી. પદમધ્યે (સોપાન) પગથીયાં કરવા. તે મુજબ તે જ માને બધું કરવું. કુંભી, સ્તંભ, શરૂ અને પાટ તુલા, છત, સમસૂત્રમાં કરવાં, યુક્તિએ કરીને કુંભી, સ્તંભ, ઉદરમ્બર, ઉત્તરંગ, શરૂ, દરેક માને માન સમસૂત્રમાં વિચક્ષણુ રીતે કરવું,

મૂલપીઠ માને પીઠ સમસૂત્રમાં, પ્રથમ ભૂમિ અને મસ્તક ઉપર પાટ દરેક ક્રમે કરવું, શિવ, સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, ચંડિકા અને જિનેશ્વરપ્રભુને આટલા દેવોના પ્રાસાદાગ્રે બલાનક કરવું. વિમાન બલાનક રાજ્ય પ્રાસાદે કરવું શુભ છે.

હર્મશાલા ગૃહે ગોપુરા કૃતિ કરવું, પુષ્કર જલાશયે અને વામન દેવ પ્રાસાદ અગ્રત કરવું, આ વામનાદિ બલાનકના ભેદ છે આ પ્રમાણે બલાનક કરવાં. ૧૪૨ થી ૧૫૯.

કુમ્ભિ સ્વરૂપાકૃતિ



કક્ષાસન જંઘા સ્તંભિકા સ્વરૂપ





કક્ષાસન પીઠીકા સ્વરૂપાકૃતિ



ગ્રાસ સ્વરૂપ દર્શન



અષ્ટાપદ કદમ ગણધર કેસરીયાજીનગર પાલિતાણા

[ એન. સી. સોમપુરા ]

## वीतराग प्रासाद विधान

मण्डपाद्गर्भ सूत्रेण वामद दक्षिणयोर्दिशोः ।
अष्टापदं प्रकर्तव्यं त्रिशालाया बलाणकम् ॥ १६० ॥

મંડપ ગર્ભ સૂત્રે ડાબી તથા જમણી બાજુમાં અષ્ટાપદ કરવા અને ત્રિશાલા ત્રણ પદની ચોકી વચ્ચે બલાનક કરવું. ૧૬૦

## प्रासाद चतुर्दिक्षु रथशालादि विधान

अपरे रथशाला च मठः सव्ये प्रतिष्ठितः ।
उत्तरे सूदशाला च प्रोक्ता श्री विश्वकर्मणा ॥ १६१ ॥

कोष्ठागारश्च वायव्ये वह्नि भागे महानसम् ।
पुष्पगेहं तथेशाने नैऋत्ये पात्र शालिका ॥ १६२ ॥

शस्त्रगारश्च पुरतो वारुणे च जलाश्रयम् ।
मठस्योपरितः कुर्याद् विद्यार्वाचन मण्डपम् ॥ १६३ ॥

પ્રાસાદની પશ્ચિમે રથશાળા, દક્ષિણે મઠ અને ઉત્તરે સૂદશાળા (રસોઈઆઓની શાળા ) કરવી. એમ વિશ્વકર્માએ કહેલ છે. વાયુકોણમાં કોષ્ઠાગાર ( કોઠાર ), અગ્નિકોણમાં મહાનસ ( પાકશાળા ), ઈશાનકોણમાં પુષ્પગૃહ, નૈઋત્યકોણમાં પાત્રશાલા (વાસણો મૂકવાની શાળા ), પ્રાસાદના અગ્રભાગે શસ્ત્રાગાર ( આયુધશાળા એટલે શસ્ત્ર મૂકવાનું સ્થાન ) પશ્ચિમદિશામાં જલાશય ( કુંડ, ટાંકુ, કુવો,) અને મઠની ઉપરની ભૂમિમાં વિદ્યાવાચનનો મંડપ કરવો. અર્થાત્ વ્યાખ્યાન આદિ ઉપદેશ કરવાનો મંડપ કરવો ૧૬૧, થી ૧૬૩.

## यतिनाश्रय विधान

प्रासादस्यो–तरेयाम्यां तथाग्रे पश्चिमेऽपि च ।
यतीनामाश्रयं कुर्यान् मठं तद् द्वित्रि भूमिकम् ॥ १६४ ॥

द्विशाल मध्ये षडदारूः पटशालाग्र शोभिता ।
मत्तवारणमग्रे च तदुर्ध्वं पट भूमिषु ॥ १६५ ॥

પ્રાસાદની ઉત્તરે, દક્ષિણે, પૂર્વે અથવા પશ્ચિમે યતિઓના નિવાસાર્થે ઉપાશ્રય કરવો અને તે બે કે ત્રણ ભૂમિવાળો કરવો, મઠ અથવા ઉપાશ્રયમાં બે શાલાઓ, મધ્યે ષટ્દારૂ ( બે દીવાલમાં ચાર સ્તંભ અને બે પાટડીઓ તેને ષટદારૂ કહે છે ) મૂકવાં, આગળના ભાગે સુશોભિત પટશાળા કરવી અને તેના અગ્રભાગે પટશાળાની ઉપરની ભૂમિકાઓમાં મત્તવારણ ( કઠેડા ) કરવાં, ૧૬૪, ૧૬૫.

## ગવાક્ષ પ્રમાણ

द्वारोर्ध्वे च त्रिभागेन द्वारं जाल गवाक्षके ।
दैर्घ्ये हीनं प्रकर्तव्यं समसूत्रश्च मूर्धनि ॥ १६६ ॥

દ્વારની ઊંચાઈના ત્રણ ભાગ કરી બે ભાગની જાળી તથા ગોખ કરવો, જાળી અને ગોખ લંબાઈમાં નાના હોય તો દોષ નથી પરંતુ દ્વાર, જાળી અને ગોખના ઉપરના વાઢ સમસૂત્રમાં કરવા. ૧૬૬.



ગવાક્ષ દર્શન



અડાલજ વાવનું ગોખ દર્શન



ઘેસ્પુર જૈન દેરાસર ગવાક્ષ દર્શન (એન. સી સોમપુરા)

## विशेष मण्डप

मन्दरो मलयश्चैव विशालः श्रीधर स्तथा ।
विजयः पञ्चमः प्रोक्तो मण्डपाश्च सुरालये ॥ १६७ ॥

૧ મન્દર, ૨ મલય, ૩ વિશાલ, ૪ શ્રીધર, ૫ વિજય. આ પાંચ મંડપો સુરાલયે કરવા. ૧૬૭.

माहेन्द्रो विजयश्चैव हेमकूटः सुनन्दनः ।
विमलः पञ्चमः प्रोक्तो यज्ञार्थे मण्उपा शुभा ॥ १६८ ॥

૧ મહેદ્ર, ૨ વિજય, ૩ હેમકૂટ, ૪ સુનન્દન, ૫ વિમલ. આ પાંચ મંડપો યજ્ઞાર્થે કરવા શુભ છે. ૧૬૮.

समर्थो भूधरो दक्षो देवाक्ष क्षितिभूषण ।
एते सभा मण्डपाश्च सर्वकाम् फलप्रदाः ॥ १६९ ॥

૧ સમર્થો, ૨ ભૂધરો, ૩ દક્ષો, ૪ દેવાક્ષ, ૫ ક્ષિતિભૂષણ. એ પાંચ સભા-મંડપ સર્વકાર્યમાં ફલદાયક છે. ૧૬૯.

वैष्णवो नन्दनः शक्रो नन्दपद्मश्च पञ्चमः ।
राज्ञा विभूषणार्थाय सर्वेते नृपनन्दना ॥ १७० ॥

૧ વૈષ્ણવો, ૨ નન્દન, ૩ ચક્ર, ૪ નન્દ, ૫ પદ્મ, એ પાંચ રાજાના ભૂષણાર્થે સર્વ નૃપ માટે શુભ છે, ૧૭૦,

पुष्पश्च सूर्यगर्भश्च चन्द्र भागश्च चन्द्रकः ।
सुपर्णश्चाऽथ कर्तव्या नृपाणा भोजने हिता ॥ १७१ ॥

૧ પુષ્પક, ૨ સૂર્યગર્ભ, ૩ ચંદ્રભાગ, ૪ ચંદ્રક, ૫ સુપર્ણ. આ પાંચ મંડપો રાજાના ભોજનાલય માટે શુભ છે. ૧૭૧.

प्रासादस्याऽनु मानेन मण्डपो द्विगुणायतः ।
शुकनाश समा घण्टा न न्युना न ततोऽधिका ॥ १७२ ॥

પ્રાસાદના માનથી મંડપો બમણા કરવા, શુકનાશ અને મંડપના ઘંટા ( આમલસારા ) એક સૂત્રમાં કરવાં વધારે ઓછા કરવા નહિ. ૧૭૨.



શ્રી હઠીભાઇનું જૈન દેરાસર—અમદાવાદ.



ભરત પ્રિન્ટરી પાલીતાણા.



ચેમ્બુર જૈન દેરાસર સાઇડ દર્શન-મુંબઈ [એન. બી. સોમપુરા]



બુદ્ધ ટેમ્પલ-અમરાવતી

## વર્ધમાનાદિ ગૂઢમંડપ ૮ નામો

૧ વર્ધમાન
૨ સ્વસ્તિક
૩ ગરૂડ
૪ સુરનન્દન
૫ સર્વતોભદ્ર
૬ કૈલાસ
૭ ઈન્દ્રનીલ
૮ રત્નસમ્ભવ

## પુષ્પકાદિ ૨૭ મંડપો

૧ પુષ્પક
૨ પુષ્પભદ્ર
૩ સુપ્રભ
૪ મૃગનન્દન
૫ કૌશલ્ય
૬ બુદ્ધિસંકીર્ણ
૭ ગજભદ્ર
૮ જયાવહ
૯ શ્રીવત્સ
૧૦ વિજય
૧૧ વાસ્તુકીર્ણ
૧૨ શ્રીધર
૧૩ યજ્ઞભદ્ર
૧૪ વિશાલાક્ષ
૧૫ સુશ્રેષ્ઠ
૧૬ શત્રુમર્દન
૧૭ ભૂજય
૧૮ નન્દન
૧૯ વિમાન
૨૦ ભદ્રક
૨૧ સુગ્રીવ
૨૨ હર્ષણ
૨૩ કર્ણિકાર
૨૪ પદાધિક
૨૫ સિંહ
૨૬ સિંહભદ્ર
૨૭ સમસૂત્ર

## મેર્વાદિ ૨૫ મંડપ

૧ મેરૂ
૨ મન્દાર
૩ કૈલાસ
૪ હિમવાન
૫ ગંધમાદન
૬ હેમકૂટ
૭ રત્નકૂટ
૮ શ્વેતશૃંગ
૯ ઈન્દ્રનીલ
૧૦ [illegible]

૧૧ મહાપદ્મ
૧૨ કીર્તિદાયક
૧૩ પૂર્ણાખ્યો
૧૪ શતશૃંગ
૧૫ સુરપ્રિય
૧૬ શાન્તિદેહ
૧૭ પુણ્યાત્મા
૧૮ ભૂર્ભુવસ્વઃ
૧૯ મહાકાન્ત
૨૦ પુરૂપાન્ત
૨૧ પ્રતાપ
૨૨ વર્દ્ધન
૨૩ લક્ષ્મીવિલાસ
૨૪ વિજ્ઞેય
૨૫ ત્રૈલોક્યવિજય

## સુભદ્રાદિ દ્વાદશ મંડપ

૧ સુભદ્ર
૨ કિરીટી
૩ દુન્દુભિ
૪ પ્રાન્ત
૫ મનોહર
૬ શાન્ત
૭ નન્દાક્ષ
૮ સુદર્શન
૯ રમ્યક
૧૦ સુનાભ
૧૧ સિંહ
૧૨ સૂર્યાત્મક

## લતિનાદિ મંડપ પ્રાગ્ગ્રીવ આદિ ષોડશ મંડપ

૧ પ્રાગ્ગ્રીવ
૨ ચતુષ્ક
૩ સન્મુખ
૪ ત્રિજગ
૫ શ્રીધર
૬ પુષ્પક
૭ શ્રીપદ
૮ શ્રીયાનંદ
૯ સવદાખ્ય
૧૦ પૃથ્વીધર
૧૧ પુષ્પભદ્રો
૧૨ જયન્તક
૧૩ શંકુપર્ણ
૧૪ ગોવિંદ
૧૫ મહાભોગી
૧૬ દિવોકસ

## પંચવિંશતિ મંડપ

૧ મન્દર
૨ મલય
૩ વિશાલ
૪ શ્રીધર
૫ વિજય

આ પાંચ મંડપો દેવાલયે કરવા.

| | |
|---|---|
| ૧ વૈષ્ણુવેર | ૪ નન્દ |
| ૨ નન્દન | ૫ પદ્મ |
| ૩ શક્ર | આ પાંચ મંડપો રાજ્ય ભૂષણાર્થે શુભ છે. |

| | |
|---|---|
| ૧ મહેન્દ્રે | ૪ સુનન્દન |
| ૨ વિજય | ૫ વિમળ |
| ૩ હેમકૂટ | આ પાંચ મંડપો યજ્ઞાર્થે શુભ છે. |

| | |
|---|---|
| ૧ પુષ્પક | ૪ ચંદ્રક |
| ૨ સૂર્યગર્ભ | ૫ સુપર્ણ |
| ૩ ચંદ્રભાગ | આ પાંચ મંડપો રાજાના ભોજનાલયે શુભ છે. |

| | |
|---|---|
| ૧ સમર્થો | ૪ દેવાક્ષ |
| ૨ ભૂધરો | ૫ ક્ષિતિભૂષણ |
| ૩ દક્ષો | આ પાંચ મંડપો સર્વ કાર્યોમાં ફલદાયક છે. |

| | |
|---|---|
| ૧ નંદનાથ | ૬ પૂર્ણ |
| ૨ ભદ્રજય | ૭ મહેન્દ્ર |
| ૩ જય | ૮ મકરધ્વજ |
| ૪ વિજય | આ આઠ મંડપો પ્રાસાદ માટે શુભ છે. |
| ૫ મંગલ | |



विंशति मिधरैः स्तम्भाः कूट स्तम्भाः षडविंशतिः ।
मन्दरो नाम विज्ञेयोऽन्तर्विषमतलोन्नतः ॥ १७३ ॥

વીશ સ્તંભોથી, શરૂ કરી કૂટ સ્તંભ, છવ્વીશ કરવાથી મન્દરાદિ વિષમતલ ઉપર મંડપો જાણવા. ૧૭૩.

अष्टाष्ट स्तम्भत्यागे च शेषाश्चत्वार ईरिताः ।
चतुः स्तम्भाश्चतुर्वृद्धया विंशत्यन्ताश्च याज्ञिक ॥ १७४ ॥

વીશ સ્તંભમાંથી આઠ ત્યાગ કરવા અને ચાર વધારવા શેષ ચાર સ્તંભનો મંડપ યજ્ઞાર્થે જાણવો. ૧૭૪.

षोऽशाद्याश्चतुरश्च भद्रभेदै समन्विताः ।
चतुरश्चक्षणत्यागे द्वार्भेदं गृह मण्डपाः ॥ १७५ ॥

चतुरश्चाश्चतुर्वृद्धया राज्ञा वै भोजने हिताः ।
पञ्चविंशतीराख्याता मण्डपा मन्दरादिकाः ॥ १७६ ॥

સોળ સ્તભના ચોરસ મંડપના ભદ્રના ભેદે સમાન ચારખુણાના સ્તંભ ત્યાગે રાજાને ભોજન માટે મંડપ થાય. આ રીતે પચીશ મન્દરાદિ વિખ્યાત મંડપો જાણવા. ૧૭૫, ૧૭૬.

षोडशांशं कृतंक्षेत्र द्विभागे भ्रम भागिकम् ।
प्रत्यालिन्दौर्द्वितीयं च तृतीयं पूर्व भद्रके ॥ १७७ ॥

भद्रे परे चतुर्थं च पञ्चमं कक्षयो स्तथा ।
पूर्व भद्रालिन्दैः षष्ठमपरालिन्द सप्तमम् ॥ १७८ ॥

कक्षद्वयेचाऽष्टमं चाऽष्टौ वै नन्द नादिकाः ।
तदनुक्रम नामानि कथयामि समासतः ॥ १७९ ॥

नन्दनोऽथो भद्रजयौ विजयो मङ्गलस्तथा ।
पूर्णो माहेन्द्रकश्चैव अष्टमो मकरध्वजः ॥ १८० ॥

अष्टौ समतलाज्ञेया दिव्य वितान भूषिताः ।
ऊर्ध्वे संवरणाकाराः कर्तव्याः सर्वकामदाः ॥ १८१ ॥

સોળભાગના ક્ષેત્રમાં બે ભાગનો ભ્રમ, બે બાજુ પ્રત્યેક અલિંદે બે અને આગળભદ્રે ત્રણ, અને બીજાભદ્રે ચાર, પાંચમાં બંન્ને કુક્ષિ, છઠ્ઠામાં અલિંદે, સાતમાં કૂક્ષે, અને અષ્ટમાભદ્રે, એ નંદનાથાદિ મંડપ જાણવા. હવે અનુક્રમે નામ કહું છું.

૧ નંદનાથ, ૨ ભદ્રજય, ૩ જય, ૪ વિજય, ૫ મંગલ, ૬ પૂર્ણ, ૭ મહેન્દ્ર, ૮ મકરધ્વજ, એ સરખા તલવાળા કરવાથી સર્વ કામનાને આપનાર છે, ઉપર સંવરણ કરવાથી સર્વ કામદાયક જાણવા. ૧૭૭ થી ૧૮૧.



કેસરીયાજી વિતાન દૃશ્ય-પાલીતાણા [ન. સી. સોમપુરા ]

## मण्डपोपरि वितान विधान—

क्षेत्रार्धस्य षडंशाः स्युरेकोनाष्टास्यमुच्यते ।
कलास्यं क्षेत्रषडभागे षष्टांशेन च संयुते ॥ १८२ ॥

अष्टास्ये षोडशास्यश्च वृत्तं कुर्यात्तदूर्ध्वतः ।
उद्यं विस्तरार्धेन षष्ठ्यंशसंविभाजिते ॥ १८३ ॥

ક્ષેત્રના અર્ધના છ ભાગ કરવા તેમાંથી એક ભાગ તજવો. બાકી રહેલા પાંચ ભાગની અષ્ટાંશ, ક્ષેત્રના છ ભાગ કરી તેમાંના પાંચ ભાગ છોડી છઠ્ઠા એક ભાગમાં એક ભાગનો છઠ્ઠો ભાગ ઉમેરવાથી સોળાંશ થાય, મંડપ ઉપર અષ્ટાંશ કરી તેનાં ઉપર સોળાંશ કરવી, અને પછી ઉપરના ભાગે ગોળાકાર ઘુમ્મટ કરવો અને તે પહોળાઈના અર્ધ ભાગે ગોળાકાર ઊંચો કરવો, તથા તેની ઊંચાઇના સાંઈઠ ( ૬૦ ) ભાગ કરવા, ૧૮૨, ૧૮૩.

कर्णदर्दरिकाः सप्त भागेन निर्गमोदयौ ।
रूपकण्ठस्तु पञ्चांशोद्वि भागेनात्र निर्गमम् ॥ १८४ ॥

विद्याधरैः समायुक्तं षोडशाष्ट दिवाकरैः ।
जिन संख्यामितैर्वापि दन्तावलै र्विराजितम् ॥ १८५ ॥

विद्याधरापृथुत्वेन सप्तांशोनिर्गमो भवेत् ।
तदूर्ध्वे चित्ररूपाश्च नर्त्तिका नृत्य शोभिता ॥ १८६ ॥

जगतूल्ये तु षट्सार्ध द्वितीया च षड्भागिका ।
तृतीया सार्ध पञ्चाशा कोलाणि त्रीणि पंच वा ॥ १८७ ॥

मध्ये वितानं कर्तव्यं चित्रवर्णविराजितम् ।
नाटकादि कथारुपस्त्वनाकार विराजितम् ॥ १८८ ॥

સાત ભાગની કર્ણદર્દરિકાઓ કરવી, અને તે નિર્ગમે ઊંચાઈ બરાબર કરવી, પાંચ ભાગનો રૂપકંઠ કરવો અને નીકાળે બે ભાગ રાખવો, સોળ ( ૧૬ ), આઠ ( ૮ ) અથવા બાર ( ૧૨ ) વિદ્યાધરોથી યુક્ત ઘુમ્મટ કરવો અથવા ચોવીશ ( ૨૪ ) હાથીઓ વડે વિરાજિત ઘુમ્મટ કરવો, વિદ્યાધરો તેમની પહોળાઈથી સાત ભાગ નિકાળે કરવા અને તેમના ઉપર વિચિત્ર રૂપોને ધારણ કરેલી, નૃત્ય કરતી શોભાયમાન નૃતિકા (નાચ કરતી) દેવાંગનાઓ કરવી, પહેલી જગતૂલ્લા સાડા છ ( ૬ાા ) ભાગની, બીજી છ ( ૬ ) ભાગની, તથા ત્રીજી સાડાપાંચ ( ૫ાા ) ભાગની કરવી, ત્રણ અથવા પાંચ કોલ કરવાં, મંડપની મધ્યમાં વિતાન (અર્ધ ગોળાકાર) કરવો અને તે નાના પ્રકારના ચિત્ર

વિચિત્ર રંગોથી શોભાયમાન તથા નાટકાદિના કથા ભાગોને અનુસરતી, સંગીત કરતી વાદ્યાદિ વગાડતી અને નૃત્ય કરતી આકૃતિવાળી દેવાંગનાઓથી ચિત્રિત કરવાં, ૧૮૪ થી ૧૮૮.

## वितान विधान द्वितीय प्रमाण

उच्छ्रयं विस्तरार्धेन पट्षष्टिभि र्विभाजिते ।
कर्णदर्दरिका कार्या सप्त भाग प्रमाणतः ॥ १८९ ॥

रूपकण्ठश्चतुर्भागः कला विद्याधरैर्युतः ।
गवाक्षु श्चैव षड्भागं सार्ध षड् भागिकं तथा ॥ १९० ॥

पञ्चभागं भवेत्कोलं चतुः सार्धं चतुर्थकम् ।
एवं तु कारयेन्नित्यं वितानानेक मण्डितम् ॥ १९१ ॥

एकादश शतान्येव वितानानां त्रयोदश ।
शुद्ध संघाट मिश्राणि क्षिप्ताक्षिप्तानियानि च ॥ १९२ ॥

वितानानि विचित्राणि वस्त्र चित्रादि भेदतः ।
सप्तसुयानि लोकेषु तस्माद् हृद्यानि लोकतः ॥ १९३ ॥

रत्नगर्भ सूर्यकान्ति चन्द्रतारा वितानकम् ।
विचित्र मण्डपं जैनं कृतं तस्मै नमः सदा ॥ १९४ ॥

ઘુમ્મટ તેની પહોળાઈના અર્ધ ભાગે ઊંચો કરવો, તેમાં છાસઠ ( ૬૬ ) ભાગ કરવા, તેમાં સાત ( ૭ ) ભાગની કર્ણદર્દરી, સોળ વિદ્યાધરોથી યુક્ત, ચાર ભાગનો રૂપકંઠ, સાડાછ ભાગનુ પહેલું ગવાલું, છ ભાગનું બીજું ગવાલું, પાંચ ભાગનો કોલ અને ચોથું ગવાલું સાડા ચાર ભાગનું કરવું, આ રીતે વિતાન મંડિત હમેશાં કરવો.

અનેકવિધ ભેદોને લીધે વિતાનોની સંખ્યા અગિયારસો ને તેર (૧૧૧૩) થાય છે. અને તે શુદ્ધ સંઘાટ, મિશ્રસંઘાટ, એકબીજાના સંઘાટો પરસ્પર મેળવી કરેલા છે, ક્ષિપ્ત અને અક્ષિપ્ત નિર્ગમે નીકળતા થશે નહિ યુક્ત અનેક પ્રકારના કરવામાં આવે છે, નાના પ્રકારના વસ્ત્રાલંકાર અને ચિત્રોના ભેદને લીધે ચિત્ર વિચિત્ર અનેક વિધ વિતાનો થાય છે. સાત લોકમાના દેખાવોથી અલંકૃત કરવામાં આવતા હોવાથી જોતા જ લોકોને આનંદ આપનારા થાય છે, રત્નોથી જડેલો ગર્ભગૃહ સૂર્યના કિરણો જેવી કાન્તિવાળાં ચિત્રો તથા ચંદ્ર અને તારાઓના દેખાવોથી યુક્ત એવો વિતાન વિચિત્ર જૈન મંડપ જેમણે કર્યો હોય તેમને સદાસર્વદા અમારા નમસ્કાર હો. ૧૮૯ થી ૧૯૪.



કૃત્રિમ સ્વરૂપા કૃતિ



શ્રી સિદ્ધગિરિજીનું વિહંગ દૃશ્ય—પાલિતાણા.



કેસરિયાજીનગર પ્રાસાદનું સાઇડ દર્શન પાલિતા ।. એન સી સોમપુરા]



વિમલ-વસહી મંડપ દર્શન (કુંભારીયાજી)

## वितान विधान तृतिय प्रमाणः-

वृतार्धे च समुत्सेध विचित्रं परिकल्पयेत् ।
स्तम्भोदयश्च भक्तव्यंश्चाष्टपञ्चाशदंशतः ॥ १९५ ॥

दर्दरी सप्तभागा च द्विभागाग्रासपट्टिका ।
पदंत्वन्तरपत्रं च पदभागाद्वि पट्टिका ॥ १९६ ॥

चिप्पिका चार्ध भागोक्ता स्कन्धः स्यात्सार्ध भागिकः ।
*अन्तः पट्टी चार्धं भागा कर्णवो भाग एव च ॥ १९७ ॥*

चिप्पिका चार्धभागा स्याद भागार्धं कामरूपिका ।
निर्गमश्चार्धं भागो हि सपादा चैव चिम्पिका ॥ १९८ ॥

सपादभागं कर्णकं पादार्धं पट्टिके उभे ।
त्रिभागः स्कन्ध इत्युक्तः पाद भाग प्रवेशनम् ॥ १९९ ॥

रूपकण्ठः पञ्चभागोऽर्ध भागान्तर पट्टिका ।
चिप्पिका चार्ध भागोक्ता कर्णोऽश उर्ध्व उन्नत ॥ २०० ॥

पादोनत्र्यंश रूपाणि कर्णश्चैवार्ध भागिकम् ।
अन्तः पत्रं भागपादं निर्गतं सार्धं भागिकम् ॥ २०१ ॥

सप्तभागश्च विस्तारो निर्गमो दशभागिकः ।
विद्याधरा द्विरष्टांशाः प्रयोक्तव्याः प्रदक्षिणम् ॥ २०२ ॥

सार्ध पट्टकं गजतालु भागार्धं तत्र चिप्पिका ।
चतुर्भागा भवेल्लूमा भागार्धं कामरूपिका ॥ २०३ ॥

अन्तःपत्रं पादभागं चिप्पिका द्व्यंशनिर्गता ।
लूमा लूमासमा कार्य्या भागार्धं श्रवणं तथा ॥ २०४ ॥

प्रथमा स्याद् द्विभागेन द्वितीया षड्भिरेव च ।
सार्ध पञ्चमि स्तृतीया कोलं पञ्चाशमुन्नतम् ॥ २०५ ॥

एक भागेन वलिका ज्ञेया विस्तारे पिण्डके तथा ।
द्विभागा च भवेल्लूमा कर्णो भागव एव च ॥ २०६ ॥

पञ्चस्तरोद्‌गतं कोलं पृथुत्वे पञ्चभागिकम् ।
द्वि भागोक्ता च वलिका सर्वं स्तरान्तरेषु च ॥ २०७ ॥

पद्म कोणं त्रिकोणं च कोलानां पञ्चक तथा ।
समाशृङ्गोद्‌गता कक्ष–सन्धो स्याद् गजतालुका ॥ २०८ ॥

नागविद्याधरा उक्ता गगाराग्र सन्धौ समाः ।
भृङ्गे कीर्तिमुखाः कार्याः शाखापत्रैरलङ्कृताः ॥ २०९ ॥

वारिकोत्का च कर्तव्या ? विद्याधरो परिस्थिता ।
अष्टषोडश द्वादशाऽऽमलंकैर्वृत कोपमा ॥ २१० ॥

વિતાન વૃતના અર્ધ ઉંચો કરવો, વિચિત્ર કલ્પવો, સ્તંભના ઉપરથી ૫૮ ભાગ કરવા, દર્દરી સાત ભાગ, બે ભાગ આસપટ્ટિ, એક ભાગ અન્તરપટ્ટી, એક ભાગ બે પટ્ટિકા, ચિપિકા અર્ધ ભાગ, સ્કંધ દોઢ ભાગ, અંતરપટ્ટી અર્ધ ભાગ, કર્ણક એક ભાગ, ચિપ્પિકા અર્ધ ભાગ, કામરૂપિકા અર્ધ ભાગ, નીકાળો અર્ધભાગે કરવો, સવા ભાગ ચિપ્પિકા, સવા ભાગ કર્ણક, અર્ધ ભાગ બે પટ્ટિ, ત્રણ ભાગ સ્કંધ, એક ભાગ અંદર કરવો, રૂપકંઠ પાંચ ભાગ, અર્ધ ભાગ અન્તરપટ્ટી, ચિપિકા અર્ધ ભાગ, કર્ણ અર્ધો ભાગ ઊંચો કરવો, પોણા ત્રણ ભાગ રૂપથર, કર્ણ અર્ધો ભાગ, અન્તર પટ્ટ ૦। ભાગ, અર્ધ ભાગે નીકાળો કરવો, સાત ભાગ વિસ્તારે અને દશ ભાગ નીકાળે વિદ્યાધર અષ્ટાંશમાં પ્રદક્ષિણાએ કરવાં, સાડા છ ભાગ ગજતાલુ, અર્ધો ભાગ ચિપ્પિકા, ચાર ભાગ લૂમ, અર્ધો ભાગ કામરૂપિકા, અન્તરપત્ર ૦। ભાગ, ચિપ્પિકા બે ભાગ નીકળતી કરવી. લૂમા લૂમા જેવી કરવી, અર્ધો ભાગ શ્રવણ, પ્રથમ સ્યાદ્ બે ભાગ, બીજી છ ભાગ, ત્રીજુ સાડા પાંચ ભાગ, કોલ પાંચ ભાગ, એક ભાગ વલિકા વિસ્તારે જાડાઇ જેટલી કરવી, બે ભાગ લુમ, કર્ણ એક ભાગ, પાંચ ભાગનો કોલ પાંચમા થરમાં કરવો, બે ભાગ વલિકા, બધા થર એકબીજાના અંતરે કરવા, પદ્મશિલા ત્રિકોણ કરી કોલ કરવાં, સમકક્ષાએ સન્ધિ કરી ગજતાલુયુક્તા કરવા, હાથી વિદ્યાધરા સહિત કરવા, સન્ધિમાં મગારા કરવા, ખુણે ગ્રાસ ( કીર્તિમુખા ) કરવાં, શાખા પત્રોથી અલંકૃત કરવા, વારી માર્ગમાં વિદ્યાધરો આઠ, બાર, સોળ ફરતાં કરવા. ૧૯૫ થી ૨૧૦.

## अन्य वितान छन्दाधिकार

સુરસદ્ય, શુક્રઆન્ત, દિવ્યમંડપ, ત્રિકમંડપ, નૃત્યમંડપ અને બલાણક. એ દરેક રૂપો પોતપોતાના છન્દ મુજબ ક્રમે કરવા, દેશજાતી કુલ સ્થાન, વર્ણભેદ એ જોઇને સમસ્ત મંડપોને વિતાન કરવા, વિતાનના અનેક વિધ ભેદો છે, તેની સંખ્યા ૧૧૧૩ છે.

## त्रयोदशाधिकशत सहस्र च वितानकाः

(૧) પદ્મક, (૨) નાભિછન્દ, (૩) સભામાર્ગ, (૪) મન્દારક એ ચતુર્વિધ ભેદ છે.

પદ્મક-વિપ્ર, નાભિછન્દ-ક્ષત્રિય, સભામાર્ગ-વૈશ્ય, મન્દારક-શુદ્ર,

પદ્મક શ્વેત, નાભિછન્દ રક્ત, સભામાર્ગ પિત્ત, અને મન્દારક સર્વવર્ણ વિચિત્ર વર્ણના છે,

પદ્મપત્ર, લુમા, નાગવીથી, પરિભ્રમા, કમલબંધ, હાથી, વિદ્યાધરયુક્ત, કીર્તિમુખ, મુખપત્રશાખા, વજ્ર, શંખ, અન્તરપટ્ટ, ગજતાલુ, ઉપર લુમા, શ્વેત, રક્ત, પિત્ત, વલિકાથી શોભાયમાન કદાચ હેમવર્ણ, નભવર્ણ, શ્વેત, લીલા કમલ જેવા વિચિત્ર રંગ યુક્ત ગન્ધર્વ-ગણ-કિન્નર. વિદ્યાધર ગીત વાજિંત્ર નૃત્ય કરતાં સ્વરૂપ યુક્ત, કેતકી બકુલ, રંભા મુચકુંદ મલ્લિકા, પાટલૈ, રાજચમ્પા, નાગકદમ્બ, અશોક પત્ર, નાગે, નાગકેશર, શ્વેત, રક્તકમલ પદ્મપત્ર એવા પુષ્પો અને પત્રોથી અલંકૃત-શુદ્ધ સંઘાટ મિશ્ર સંઘાટ, શુદ્ધ સંઘાટના ચોસઠ ૬૪ ભેદ છે મીશ્રસંઘાટ છત્રીશ, ભિન્નસંઘાટ બસો (૨૦૦) એવા અનેક ભેદ યુક્ત છન્દના વિતાનો છે.

વિતાનના ચાર ભેદ (૧) પદ્મક, (૨) નાભિછન્દ, (૩) સભામાર્ગ, (૪) મન્દારક શુદ્ધ છન્દ પણ થશે અને મિશ્રક છન્દ પણ થાય, બે મિશ્ર થાય, ત્રણ પણ મિશ્ર થાય અને ચાર પણ મિશ્ર થાય, અર્ધમાં સભાછન્દ ઉપર પદ્મછન્દ, સભાછન્દ નીચે ઉપર મન્દારક, પદ્મકમાં લુંબી પણ પદ્માકૃતિ કરવી, સર્વ દેવોને આ છન્દના વિતાન કરવાં, વીતરાગ, વિષ્ણુ અને બ્રહ્માને કરવાં પણ વિશેષે કરીને વીતરાગને અવશ્ય કરવાં, મન્દારક, સૂર્ય પાર્વતી આદિ દેવીઓને સભામાર્ગ ગણપતિને, સભામાર્ગ મન્દારક વીતરાગને કરવા, આઠ, બાર, સોળ, ચોવીશ અને ચોસઠ વિદ્યાધરો તથા દેવાંગનાયુક્ત વિતાન કરવા, વાજિંત્ર, નાદ, નાટક નૃત્ય કરતાં રૂપો, હાથી લુમ્બી, પુષ્પ, ચિત્રવિચિત્ર કમલ એ સર્વ રમણિક કરવું

## वितान छन्द–देवतानुक्रम

૧ પદ્મ, ૨ વિકાશ, ૩ અષ્ટપત્ર, ૪ સુકર્ણિક, ૫ છત્ર, ૬ નાગવીથી, ૭ પુષ્પક, ૮ ભ્રમરાવલ્લી આ આઠ પ્રથમ પંક્તિના વિતાનછન્દો શિવને કરવાં,

૧ નાભ્યં, ૨ નાભ્યોદ્ભવ, ૩ શ્રીવત્સ, ૪ માલાધર, ૫ નન્દા, ૬ સૂર્યોદ્ભવ, ૭ ગરૂડ, ૮ વૈષ્ણુવ, આ આઠ વિતાન છન્દો વિષ્ણુને કરવાં,

૧ કમલ, ૨ કમલોદ્ભવ, ૩ શંખવર્ત, ૪ મેઘોદર, ૫ મહાપદ્મ, ૬ મહાકાન્ત, ૭ હંસ, ૮ હંસપક્ષ આ આઠ વિતાન છન્દો બ્રહ્માને કરવાં,

૧ વ્યોમ, ૨ વ્યોમાંક, ૩ કિરણું, ૪ વ્યોમાક્ષં, ૫ સર્વસુન્દર, ૬ મેઘચ્છત્ર, ૭ મહાબિમ્બ, ૮ દીપ્તં, આ આઠ વિતાન છન્દો સૂર્યને કરવાં,

૧ પદ્મનાભ, ૨ સુગંભીર, ૩ સિંહકર્ણુ, ૪ પતાકિનમ, ૫ ઘન્ટાનાદ, ૬ મહાનાદ, ૭ તિલક, ૮ સર્વસુન્દરમ,

એ આઠ વિતાન છન્દો **પાર્વતી, લક્ષ્મી** આદિ દેવીઓને કરવાં,

૧ સભાપદ્મ, ૨ કુંજર, ૩ મેઘરાજ્ય, ૪ મેઘોદ્ભવ, ૫ હર્ષ, ૬ મોદક, ૭ શાન્ત, ૮ વિજય. આ આઠ વિતાન છન્દો ગણપતિને કરવાં.

૧ સભામન્દારક, ૨ રમ્ય, ૩ હર્ષ, ૪ વસંતોદ્ભવ, ૫ વસન્તતિલક, ૬ સૈન્ય, ૭ વિચિત્ર, ૮ ચુડામણિ એ આઠ વિતાન છન્દો વીતરાગ તથા બુદ્ધના પ્રાસાદના મંડપે કરવા.

૧ કમલોદ્ભવ, ૨ રમ્યં, ૩ વિચિત્ર, ૪ ચિત્રકર્મ, ૫ તારાગણ, ૬ વૃદ્ધિરામ, ૭ સુરછત્ર, ૮ વિમાન, આ આઠ વિતાન છન્દો સર્વ દેવોને કરવાં.

## વિતાન છન્દો

૧ તુમ્બિની, ૨ લમ્બિની, ૩ હેલા, ૪ શાન્તા, ૫ મનોરમા, ૬ ગાન્ધારી, ૭ હસ્તિજિંહ્વા, ૮ નાગાગં, ૯ પુષ્પાવલ્લી, ઉપર કહેલ લુમ્બાના નામો છે તે નવે સુંદર રૂપ વાળી છે, લુમ્બ સંયુક્ત વિતાન દિવ્ય લાગે છે. મનુષ્ય જેમ આત્મા વગરનો સ્ત્રી પુરૂષ વગરની તેમ વિતાન લુમ્બ વગરનો શુષ્ક લાગે.

૧ ક્ષિપ્તેતુ તુમ્બિની, ૨ ઉક્ષિત્પે લમ્બિની, ૩ સમતલે હેલા, ૪ ગજતાલુવૃતે શાન્તા, ૫ મેઘોદરે મનોરમા, ૬ ગજદંષ્ટાત્કમાના ગાન્ધારી, ૭ વિદ્યાધરે હસ્તિજિંહ્વા, ૮ ક્ષિપ્તોત્ક્ષિસકે નાગાગં ૯ મન્દારકે પુષ્પાજલી, આ પ્રમાણે અષ્ટલુમ્બ રૂપો જાણવા.

## લુમ્બાધિકાર

૧ તુમ્બિની–પદ્મપત્ર, ૨ લમ્બિની–એકકોલ, ૩ હેલા–બેકોલ, ૪ શાન્તા–ત્રણ કોલ, ૫ મનોરમા–ચાર કોલ, ૬ ગાન્ધારી–પાંચકોલ, ૭ હસ્તિજિંહ્વા–એક ગજ તાલુકે, ૮ નાગાગં–બે ગજ તાલુકે, ૯ પુષ્પાવલ્લી–ત્રિગજતાલુ, વિદ્યાધરો સમ સૂત્રમાં કરવાં.

# वितान छन्द लक्षणाधिकार

## પદ્મક

ચોરસક્ષેત્રમાં ચાર ભાગ કરી અકેક ભાગ વેદી કરવી તે આઠ કોણે કરવી, દિશા અને વિદિશામાં શોભણા અર્ધો ભાગ આઠ લુમ્બા કમળ આકારની કરવી, મુકુલી ૦।  ભાગ અધિકાર કમલ આકારનો કરવો, લુમ્બાના અન્તરમાં વચ્ચે પદ્મકેસર કરવું. આગળ ગગારા કરવાં બહારકર્ણે તજવા.

**વિકાશ**–અર્ધા ભાગે ગજતાલુ બહાર કરવું અષ્ટ લુમ્બા મુકુલ આઠ કરવી. તુમ્બિકા ચોવીશ કરવી, પરિઘમાં પદ્મ પત્રો કરવા.

**અષ્ટપત્ર**–ગજતાલુ સ્થાને અર્ધ ચંદ્ર કમલ આઠ દિશા તથા વિદિશામાં કરવા.

**સુકર્ણિકુ**–આઠ કોલ મધ્યે પદ્મભાગ લુમ્બયેન કેળના પુષ્પો અગ્રે આઠ શૃંગ કરવા.

**છત્રમ્**–મધ્યે છત્ર આઠ લુમ્બ શૃંગાન્તે આઠ કોણ ગોકર્ણ આકાર કોણે કમલદલા કૃતિ.

**નાગવીથી**–આઠ કોણે બાર શૃંગ કર્ણિકા શૃંગ અન્તરે કરવા, ક્ષોભણમાં નાગબંધ અનેક રીતે કરવાં, ખુણે નાગવીથી આઠ કોલની બહાર.

**પુષ્કમ્**–આઠ કોલ કરવા પુષ્પક નામ પ્રખ્યાત જાણવું.

**ભ્રમરાવલ્લી**–સોળ પદ્માકૃતિ કરવી દેવ અને દાનવને દુર્લભ ભ્રમરાવલી જાણવી.

**નાભ્યમ્**–ચોરસ ક્ષેત્રના સોળ ભાગ કરવા, ખુણે રેખા ભાગ ૩ વિકર્ણ ૩ ભાગ અને મધ્યે ચાર ભાગ વૃત કરવું બબ્બે. અર્ધ ચંદ્રાકૃતિ ચારે દિશાએ કરવી વિષ્ણુ વલ્લભ.

**નાભ્યોદ્‌ભવ**–એકભાગનું પરિઘ કરવું. બબ્બે ભાગ દિશામાં અને વિદિશામાં અર્ધ ભાગ.

**શ્રીવત્સમ્**-પુનઃ ભાગ વધારવા આઠ ભાગ કરવા વિકર્ણ એકભાગ નાભ્યકર્ણ પણ તે મુજબ–**પંચનાભ્યં**.

**માલાધરમ્**–આઠભાગ વિસ્તારે અને લંબાઈમાં બારભાગ કરવા, કર્ણરેખા બધા સરખા કરવા. પૂર્વ પશ્ચિમ ચાર ભાગ મધ્યે અકેકકોણે દક્ષિણ ઉત્તર બબ્બે ભાગ ઉપર નાભિ કરવી, ત્રણ પંક્તિ કરવી અને લુમ્બિકા કરવી.

**નન્દાક્ષમ્**–બાર ભાગ કરવા, કર્ણ એક ભાગ, વિકર્ણ પણ એક ભાગ ચાર ભાગ કલાંશ વચ્ચે સમતલ કરવું, ચાર ખુણે ચાર એક ગર્ભ વચ્ચે કરવા, દિવ્ય ભૂષણ તુમ્બિકા નવ લુમ્બિકા **નવનાભ્યં**.

**સૂર્યોદ્‌ભવમ્**–પૂર્વપ્રમાણે સંખ્યા મુજબ ભાગ કરવાં પૂર્વમાન પ્રમાણે કલ્પના પંચ ભાગ વિકર્ણ તથા એકેક ભાગ તથા પરમુખ અષ્ટ ભાગ અને ઉપર કર્ણે ચાર ભાગ અને સાત ભાગ અને બાર ભાગ **ત્રયોદશનાભ્યં**.

**ગરુડમ્**–સોળ ભાગ અંકિત ક્ષેત્રના કરવા કર્ણે નાલ્ય ચાર ભાગ બહાર બાર ભાગ મધ્યે શ્રી વત્સ કરવું **સપ્તદશનાભ્યં**.

**વૈષ્ણુમ્**–છન્દના વીશ ભાગ કરવા મધ્યે શ્રીવત્સ ચાર ભાગ શેષ રહેલ ભાગની બહાર પરિઘ કરવી. **ષોડશનાભ્યાનિ**

इति नाभ्यच्छंदोद्भवं

કુમ્લલમ્-ચાર ચાર ભાગ કરવાં અષ્ટશૃંગ કરવા, છત્ર ત્રણ અકેક શૃંગ મધ્યે, ત્રણ કોલ પ્રથક પ્રથક કરવાં પાછળના ભાગમાં લુમ્બિકા ગજતાલુ કર્ણિકા યુક્ત કરવું.

કુમ્બલોદ્દ્ભવમ્-તેના બહાર ફરી આઠશૃંગ કરવા પંક્તિમાં ત્રણકોલ અને હસ્તિતાલુ કરવું, શખકુ ભીને સૂત્રવેષ્ટિત કરવી. ગો કરવું, શંખાવૃત તથા શંખ દરેક શૃંગે ભેદિત કરવા.

શઙ્ખાવર્તમ્-શંખકુભી સૂત્રે વેષ્ઠિત ગોળ ભ્રમયુક્ત કરવા શંખાવર્તની જેમ ક્રમે શખ કરવા. હ્રાસ વૃદ્ધિ અને ભેદિત કરવા.

મેઘોદરમ્-કમલ ઉપશેલા બહાર મેઘમાલા બે કરવી, ગજતાલુયુક્ત કૃતિ બલણું અષ્ટધા ક્રમે કરવા.

મહાપદ્મમ્-ઉપર મુજબ મેઘમાલા તજી અષ્ટશૃંગ કરવા સોળ ત્રિકોણે કર્ણિકા કરવી, અને શૃંગ અન્તરે કરવું.

મહાકાન્તમ્-ઉપર મુજબ ત્રિકોણાકાર પાસે કમલ સોળ કરવા, તેની આગળ લુમ્બિ અને આઠ શૃંગ કરવા.

હંસમ્-સોળ અથવા ચોવીશ કમલ કરવા. તે હંસ નામથી વિખ્યાત છે. વિતાન સર્વકામને આપવાવાળો છે.

હંસપક્ષમ્-કોણે પદ્મ, ત્રણ લુમ્બિ, મધ્યે આઠ શૃંગ અને તે ઉપર લુમ્બિ તેનું નામ હંસપક્ષ જાણવું.

इति सभा मार्गोद्भवाष्टवितानानी

વ્યોમ્-આઠ કોણના છન્દમાં ત્રણ છત્ર કર્ણિકા સહિત વ્યોમ નામથી વિખ્યાત છે. સૂર્યલોકને વિશેષ પ્રિય છે.

વ્યોમાર્કમ્-બે ભાગ વૃદ્ધિ કરવી. ફરતા ચારે કોણે વ્યોમાકૃતિ કરવી. ચાર લુમ્બિ કરવી. વ્યોમાર્ક નામ જાણવું

સપ્ત મન્દારક કિરણમ્-છ કોણના છન્દે ત્રણ છત્ર, કર્ણિકા યુક્ત છ શંખ. તે રૂપ સાતમંદારક કહેવાય.

નવ મન્દારક વ્યોમાક્ષમ-પહેલા પ્રમાણે છન્દ કરી વ્યોમ યુક્ત બબ્બેભાગ વધારવા બે ભાગે આઠ વ્યોમ અને આગળ લુમ્બિ કરવી.

સર્વ સુન્દરમ-વ્યોમાર્કની બહાર આઠ કમલ કરવા અને તેર કમલ અંદર કરવા.

મેઘચ્છત્રમ્-નવ મંન્દાર બહાર આઠ મંન્દાર તો મેઘચ્છત્રં જાણવું સતર મંન્દાર અંદર કરવા.

મહાબિમ્બમ-બહાર સાત મન્દાર અને અંદર બાર મન્દાર કરવા આમ ઓગણીશ મન્દાર યુક્ત સર્વકામને આપનાર થાય છે.

દીસમ્-નવ મન્દાર બહાર અને અંદર સોળ આમ કુલ પચીશ મન્દાર યુક્ત શાંતિ ઇચ્છનારે કરવું.

અકેક ક્રમયોગે યુક્તિથી મન્દાર વૃદ્ધિ કરવાથી અનેક ગુણ યુક્ત વિતાન નિર્માણ થાય.

## देवस्य वाहन स्थानी

प्रासाद वाहन स्थानं कर्त्तव्या च चतुष्किका ।
एक द्वि त्रि चतुः पंचरससप्त पदान्तरे ॥ २११ ॥

એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, પદના અંતરે પ્રાસાદના દેવતાના વાહન સ્થાન માટે ચોકી કરવી. ૨૧૧.

## वाहनोदय प्रमाण

अर्चायास्तु नवांशेषु पंचषट्सप्त भागिकः ।
गुह्यनाभि स्तनान्तो वा त्रिविधो वाहनोदयः ॥ २१२ ॥
पादजानु कटिं यावदर्चार्या वाहनस्य च ।
वृषस्य विष्णु भागान्तः सूर्यंचाप्यं सकान्तकः ॥ २१३ ॥

દેવોની મૂર્તિના પગથી શિખા સુધી નવ ભાગો કરવાં તેમાં પાંચ છ અને સાત ભાગ સુધી વાહન ઊંચુ કરવું અથવા ગુહ્યભાગ, નાભિ અને વક્ષસ્થલના (સ્તનભાગ) બરાબર વાહનોદય કરવો, એટલે વાહનની દૃષ્ટિની ઊંચાઇ રાખવી. દેવોના ચરણ જાનુ (ઢીંચણ) અથવા કટિપર્યંત વાહનનો ઉદય કરવો અને મહાદેવના પોઠીયા (વૃષ) નો ઉદય લિંગના વિષ્ણુભાગ એટલે જલાધારી સુધી તથા સૂર્યના વાહનનો ઉદય અંશ (ખભા) સુધી કરવો. ૨૧૧ થી ૨૧૩.

## स्तम्भ प्रतिष्ठा

सूर्याधिष्ठित भात्रयं प्रथमतो मध्ये तथा विंशतिः ।
स्तंम्भाग्रे शर संख्यया मुनिवरै रुक्तानि धिष्ण्यामि च ॥२१४॥
स्तम्भाग्रे मरणं भवेद् गृहपतेर्मूले धनार्थक्षयः ।
मध्ये चैव सुखार्थ कीर्तिमतुलां प्राप्नोति कर्त्तासदा ॥ २१५ ॥

સૂર્યના મહાન ક્ષયથી ચંદ્રનક્ષત્ર સુધી ગણત્રી કરી પ્રથમના ત્રણ (૩) સ્તંભના અગ્ર ભાગમાં વીશ નક્ષત્રો મધ્ય ભાગમાં અભિજિત સહિત, ૫ નક્ષત્રો સ્તંભના મૂળમાં એમ મુનિવરો કહે છે, સ્તંભના અગ્રભાગે આવેલ નક્ષત્રથી સ્વામી મરણ, મૂળમાં આવ્યું હોય તો ધન અને મનોરથનો નાશ, મધ્ય ભાગના નક્ષત્રો સુખ, ધન અતુલ કીર્તિ પ્રાપ્ત કરનાર છે. ૨૧૪, ૨૧૫.

स्तम्भस्या रोपणश्चैव प्रातर्मध्याध्याह्नके तथा ।
अन्यथा निधनं याति कर्ता दूषणमाप्नुयात ॥ २१६ ॥

સ્તંભનુ આરોપણુ પ્રાતઃ કાળમાં કે મધ્યાહ્ન કાળમાં કરવું, અને આથી વિપરીત સમયે કરે તો ગૃહપતિનો નાશ થાય અને કર્તા દોષભાગી થાય. ૨૧૬.

## गृहारंभे वृषभचक्र स्तम्भे कूर्म

आरंभे वृषभचक्र स्तम्भे ज्ञेयं तु कूर्मकम् ।
प्रवेशे कलशंचक्र वास्तुचक्र बुधैः स्मृतम् ॥ २१७ ॥

ગૃહારભે વૃષભ ચક્ર, સ્તંભ આરોપણુ કરતાં કૂર્મ ચક્ર અને પ્રવેશે કલશ ચક્ર જોવું. એમ ત્રણુ પ્રકારે વાસ્તુ ચક્ર જોવાનું વિદ્વાનોએ કહેલ છે. ૨૧૭.

—મુહૂર્તમાર્તણ્ડ

## कूर्म चक्र

तिथिस्तु पञ्चगुणिता कृतकाद्यृक्ष संयुता ।
तथा द्वादश मिश्रा च नव भागेन भाजिता ॥ २१८ ॥

जले वेदा मुनिश्चन्द्र स्थले पञ्चद्वयं वसुः ।
त्रिषट्कनव चाकाशे त्रिविध कूर्मलक्षणम् ॥ २१९ ॥

जले लाभ स्तथा प्रोक्तः स्थले हानि स्तथैव च ।
आकाशे मरणं प्रोक्तमिदं कूर्मस्य चक्रकम् ॥ २२० ॥

જે તિથિ મુહૂર્ત વખતે હોય તે તિથિને પાંચથી ગુણુવી તેમાં કૃતકા આદિ નક્ષત્ર મુહૂર્તના નક્ષત્ર સુધી ગણી અંદર ભેળવવા તેમાં બીજા બાર ભેળવવા, રકમ આવે તેને નવે ભાગવા, શેષમાં ૧–૪–૭ રહેતો જલસ્થાને, ૫, ૨ અને ૮ શેષ રહેતો પૃથ્વી ઉપર. ૩, ૬ અને ૯ શેષ રહેતો આકાશમાં કૂર્મ જાણુવો, જલસ્થાને કૂર્મ હોય તો લાભ, પૃથ્વી ઉપર હોય તો હાનિ અને આકાશમાં હોય તો મૃત્યુ આ પ્રમાણે કૂર્મ ચક્રનુ ફલ છે. સ્તંભ સ્થાપતા અવશ્ય જોવું. ૨૧૮ થી ૨૨૦.

## स्तंभोच्छ्राय मुहूर्त

सूत्र भित्ति शिलान्यासं, स्तंभस्यारोपणंसदा ।
पूर्व दक्षिणयोर्मध्ये, कुर्यादित्याह कश्यपः ॥ २२१ ॥

સૂત્રપાત, ભિતિચયન, શિલાન્યાસ, અને સ્તંભોચ્છ્રાય. આ સર્વ કાર્યો હંમેશાં આગ્નેયકોણુથી શરૂ કરવાં આમ કશ્યપ ઋષિ કહે છે. ૨૨૧.



સોમનાથપુરમ કેશવ મંદિર દેવી.

## સ્તંભ ચક્ર

| | |
|---|---|
| નેષ્ટ | ૩ અગ્ર |
| શ્રેષ્ટ | ૨૦ મધ્યમાં |
| નેષ્ટ | ૩ મૂલમાં |

## પાટ ચક્ર

| ૩ | ૫ | ૮ | ૮ | ૩ |
|---|---|---|---|---|
| નેષ્ટ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | નેષ્ટ | શ્રેષ્ટ |

## पाट भोम चक्र

मूले भोमे त्रिऋक्षे गृहपति मरणं पञ्चगर्भे सुखं स्यात् ।
मध्येचैवाष्ट ऋक्ष धनसुत सुखदं पुच्छकेचाष्ट हानिः ॥ २२३ ॥

पश्चादग्रे त्रिभानि गृहपति सुखदं भाग्य पुत्रार्वदं स्यात् ।
सूर्यादियं च ऋक्षं यदि विद्युदिनं भं भोमचक्रं विलोक्यम् ॥२२४॥

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણત્રી કરી. ત્રણ નક્ષત્રો ભોભના મૂળમાં અશુભ અને તે ગૃહપતિનું મૃત્યુ કરે, ગર્ભમાં પાંચ મૂકવા તે સુખ, મધ્યમાં આઠ મૂકવા તે ધન–પુત્ર આદિ સુખ આપનાર, પૂછડે આઠ નક્ષત્રો હાનિકર, પાછળ ત્રણ નક્ષત્રો સુખ આપનાર અને ભાગ્ય તથા પુત્રની વૃદ્ધિ કરનાર જાણવા, આ પ્રમાણે પાટ ભોમચક્ર એકજ છે. તેમ વિદ્વાનોએ જાણવું. ૨૨૩, ૨૨૪.



પ્રવેશ દ્વાર

## पञ्चतोरण हिन्दोलका विधान

विश्वकर्मोवाच—

तोरणां पञ्चधावत्स पञ्चहिन्दोलकाः स्मृताः ।
मठा सप्तैव सम्प्रोक्ता रथाश्चनव सङ्ख्यया ॥ २२५ ॥

एकैकस्य यथान्यायं कथये तव साम्प्रतम् ।
मकरध्वज स्तथा प्रोक्तस्तोरणः पञ्चमस्तथा ॥ २२६ ॥

एकैकस्य तथा भेदाः कथमिष्याम्यनुक्रमात् ।
पीठं प्रासाद पीठस्य किञ्चिन्न्युनं तु कारयेत् ॥ २२७ ॥

पट्टं पट्टानु सारेण पट्टं दधातु तोरणे ।
पादोन द्वयंशकं पीठं भागेनैकेन कुम्भिका ॥ २२८ ॥

तदुर्ध्वे तु विधातव्यः स्तम्भः पञ्चाशकोदयः ।
भागार्धं भरणं चैवशिरः पादोन भोगिकम् ॥ २२९ ॥

पादोनद्वयंशा गडवी शिरोच्छालस्तु पूर्ववत् ।
एक भागं तथा पट्टं तदूर्ध्वे कूट छाद्यकम् ॥ २३० ॥

तिलकं स्तम्भगर्भे स्यात् मकारो दिक्षुचोन्नतः ।
तिस्रस्तिस्रस्तथा कार्या इल्लिका वलणैर्युता ॥ २३१ ॥

सदाशिवं मध्यदेशे ब्रह्माविष्णु याम्योत्तरे ।
तदूर्ध्वे क्षणोद्भवा ! (क्षोभणा)कार्या इल्लिकानामलङ्कृति ॥२३२॥

उत्तुंग नामविख्यातं तोरणं प्रथमविदुः ॥ २३३ ॥

इति उत्तंग ॥

વિશ્વકર્મા કહે છે-હે વત્સ હિંદોલકા તોરણુ પાંચ જાતનાં જાણુવાં, મઠ સાત પ્રકારના જાણુવા. રથાની નવ સંખ્યા જાણુવી. હમણા અકેક ન્યાયે કરીને કહું છું, મકરધ્વજ આદિ પાંચ તોરણુ જાણુવાં, અકેકના ભેદ અનુક્રમે કહું છું. મંડપની પીઠ પ્રાસાદમાને કરવી, જરાપણુ ઓછી વધતી નહિ કરવી, પાટ પાટની સાથે સમસૂત્રમાં કરવાં, પાટની નીચે તોરણુ કરવાં, પોણા બે ભાગની કુંભી પીઠ ઉપર કરવી તેના ઉપર પાંચ ભાગનો સ્તંભ કરવો. અર્ધા ભાગનું ભરણું, એક ભાગનું શરૂ કરવું, સવા બે ભાગની ગડવી ( ઠેકી ) કરવી, તેના ઉપર પૂર્વવત શરૂ કરવું, એક ભાગનો પાટ કરવો તેના ઉપર છાદ્ય તથા કૂટ કરવાં, તિલક સ્તંભગર્ભે ત્રણુ ત્રણુ ભાગના ચાર દિશાએ ઉન્નત કરવાં.

ઈલ્લિકા વળેલી કરવી, મધ્યે સદાશિવ, દક્ષિણે બ્રહ્મા, ઉત્તરે વિષ્ણુ સ્થાપવા, (ડાબી જમણી બાજુ) તેના ઉપર શોભણા કરવા, ઈલ્લિકા અલંકૃત કરવી, ઉત્તંગ નામનું વિખ્યાત તોરણ પ્રથમ જાણવું. ૨૨૫ થી ૨૩૩. ઇતિ ઉત્તંગ

तद्रुपाकारादग्रे तु युग्माकारै द्वितीयकः ।
मालाधर स्तदानाम तोरणश्च द्वितीयकः ॥ २३४ ॥

इति मालाधर ॥

તેની ઉપર આગળ યુગ્માકાર બીજો આકાર કરવાથી બીજુ માલાધર નામનું તોરણ જાણવું. ૨૩૪.

तस्योपरि पदानि ? च चतुष्काकार संस्थितम् ।
पूर्वापर याम्योत्तरे इल्लिकाश्च चतुर्दिशम ॥ २३५ ॥

इति विचित्रम् ॥

તેની ઉપર એક ભાગ વધારવો ચોરસ આકારે કરવું પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ ચારે દિશાએ ઈલ્લિકા કરવી. ૨૩૫.

स्तम्भोमय पक्षोतु मत्तावरण वेष्टितौ ।
चित्ररुपं सदानाम कर्तव्यं तोरणं शुभम ॥ २३६ ॥

इति चित्ररुपकम् ॥

સ્તંભની બાજુમાં મત્તાવરણ વેષ્ટિત કરવાથી ચિત્રરૂપ નામનું તોરણ સદા શુભ જાણવું. ૨૩૬

षड्भिः स्तम्भैस्तु रुपाढयै मत्तावरण वेष्टितैः ।
मकरध्वज नामा तु तोरण स्त्रिपुरान्तके ॥ २३७ ॥

इति मकरध्वजा ॥ पञ्चतोरण ॥

છ સ્તંભે સુંદર મતાવરણ વેષ્ટિત ત્રિપુરારિ ને વલ્લભ એવું મકરધ્વજ નામનું તોરણ જાણવું ૨૩૭.

उत्तुङ्गस्य च संस्थाने दारु पट्टमधः शिरम् ।
महोत्सवं तु तन्नाम कार्यं हिंदोलकं तथा ॥ २३८ ॥

इति महोत्सवः ॥

महोत्सवो वसन्तश्च क्रीडामणिः श्रियोदभवः ।
मकरपताकोद भवो हिन्दोलः पञ्चमस्तथा ॥ २३९ ॥
महोत्सवस्य संस्थाने अर्धे शीर्षं समुन्नतम् ।
पक्षस्तम्भौ च प्रत्येक मिल्लिकातिलकान्वितौ ॥ २४० ॥

एकस्मिन्ब्रह्मलोकश्च विष्णुलोको द्वितीयके ।
शिव लोकस्तदूर्ध्वे तु वसन्तो नाम नामत् ॥ २४१ ॥

इति वसन्तः ॥

મહોત્સવ, વસન્ત, ક્રીડામણિ, શ્રિયોદ્‌ભવ, મકરપતાકા એ પાંચ હિંદોલક તોરણ જાણવાં, મહોત્સવ સ્થળે અર્ધ શિર્ષઉન્નત કરવાં, બાજુના સ્તંભો પ્રત્યેક મિલ્લિકા અને તિલક યુક્ત કરવાં એક બ્રહ્મલોકે, બીજા વિષ્ણુલોકે અને ત્રીજા શિવલોકે ઉપર વસન્તો નામ જાણવું. ૨૩૯ થી ૨૪૧.

पक्षयो द्वे चतुष्के च कर्तव्ये तत्समोन्नते ।
क्रीडा मणिस्तुनांम्ना वै मत्तावरण वेष्टितः ॥ २४२ ॥

इति क्रिडामणिः ॥

બાજુમાં બે બે એટલે ચાર કરવાથી તેનાથી ઉન્નત થાય. ક્રીડામણિ નામ મતાવરણ વેષ્ટિત કરવું ૨૪૨.

द्वि भूमिका चतुष्कयुक्ता मध्ये कुर्यात्रिभूमिकाम् ।
श्रियोद्भवस्तदा नाम कार्यो हिन्दोलक स्तथा ॥ २४३ ॥

इति श्रियोद्भवः ॥

चतुर श्रीकृते क्षेत्रे पद्मेकं विभाजितम् ।
सीमा क्षत्रे निर्मता च सूर्य स्तम्भै द्वि भूमिका ॥ २४४ ॥

तदुर्ध्वे च चतुः स्तम्भा भूमिकाभिरलङ्कृताः ।
पञ्चसंवरणाढ्यं च मध्ये हिन्दोलकं भवेत् ॥
मकरपताकोद्भवं कर्तव्यं च महेश्वरे ॥ २४५ ॥

इति मकरपताकाः ॥

ચોરસક્ષેત્રને એકપદે ભાગવા. બારેબાર બારસ્તંભ ઉપર બે ભૂમિ કરવી તેના ઉપર ચાર સ્તંભ અલંકૃત ચોકી કરવી, પંચધા સંવરણા કરવી અને મધ્યે તોરણ કરવાં, મકરપતાકા નામ જાણવું તે મહેશ્વરને કરવું. ૨૪૨ થી ૨૪૫.

## मण्डपोर्ध्वे संवरणा विधान

विश्वकर्मोवाच—

सम्वरणाः प्रवक्ष्यामि यथोक्ता पूर्वमेव हि ।
तासां नामानुक्रमं च कथयामि समासतः ॥ २४६ ॥

पुष्पिका नन्दिनी चैव दशाक्षा देवसुन्दरी ।
कुलतिलका रम्या च उद्भिन्ना च नारायणी ॥ २४७ ॥

नलिका चम्पका चैव पद्माख्या च समुद्भवा ।
त्रिदशा देवगान्धारी रत्नगर्भा चुडामणिः ॥ २४८ ॥

हेमकूटा चित्रकूटा हिमाख्या गन्धमादनी ।
मेरु कूटोद्भवा ख्याता सङ्ख्यापञ्च विंशति ॥ २४९ ॥

હવે હું પહેલા સંવરણાના યથોચિત નામ કહું છું. ૧ પુષ્પિકા, ૨ નન્દિની, ૩ દશાક્ષ, ૪ દેવસુંદરી, ૫ કુલતિલકા ૬ રમ્યા, ૭ ઉદ્ભિન્ના, ૮ નારાયણી, ૯ નલિકા, ૧૦ ચમ્પકા, ૧૧ પદ્માખ્યા, ૧૨ સમુદ્ભવા, ૧૩ ત્રિદિશા, ૧૪ દેવગાંધારી, ૧૫ રત્નગર્ભા, ૧૬ ચુડામણિ, ૧૭ હેમકૂટ, ૧૮ ચિત્રકૂટા, ૧૯ હિમા, ૨૦ ગન્ધમાદની, ૨૧ મન્દરા, ૨૨ મેદિની, ૨૩ કૈલાસા, ૨૪ રત્નમાલા, ૨૫ મેરૂકૂટા એમ પચીસ સંવરણા જાણવી. ૨૪૬ થી ૨૪૯.

अथातः संप्रवक्ष्यामि संवर्णामानमुत्तमम् ।
एक हस्तादितः कृत्वा यावद्ध स्तशतार्द्धकम् ॥ २५० ॥

प्रथमा पञ्चघंटा च द्वितीया नवघंटिका ।
तावच्च चतुरोवृद्धि—र्यावदेकोत्तरं शतम् ॥ २५१ ॥

पञ्चविंशतिरित्युक्ता वि भक्ति भार्गा सङ्ख्यया ।
विभक्ति राष्ट भागाद्या यावद् वेदोत्तरं शतम् ॥ २५२ ॥

तदनन्तरं वृद्धिश्च चत्तुर्भागा यथोत्तरम् ।
चतुर्घण्टोद्भव वृद्धिः संख्या भेदैश्च नामतः ॥ २५३ ॥
कैलासारत्नसम्भवा ।

( હવે હું ઉત્તમ માનની સંવરણાના લક્ષણ કહું છું. તે એક હસ્તથી પચાસ હસ્ત સુધીના મંડપાદિને કરવી, પ્રથમ સંવરણા પાંચ ઘંટા, દ્વિતીય નવઘંટાની સંવરણા, આ રીતે ચાર ચાર વૃદ્ધિ એકસો એક ઘંટા સુધી કરવી, તે ભાગ અને વિભક્તિથી પચીશ સંવરણા જાણવી, વિભક્તિ ભાગ સંખ્યા પહેલા આઠ ભાગની સંવરણાથી, એકસો ચાર ભાગ સુધીની એમ પચ્ચીશ સંવરણા, ચાર ચાર ભાગની વૃદ્ધિ કરતાં જેવું, વિભક્તિ ભાગ ક્રમથી અને ચાર ચાર ઘંટા વૃદ્ધિ ભેદે કરીને પચ્ચીશ નામ કહેલ થાય. ૨૫૦ થી ૨૫૩.

चतुर स्त्री कृते क्षेत्रे अष्ट भाग विभाजिते ।
भागौ द्वौ रथिका कार्या चतुर्दिक्षु व्यस्थिता ॥ २५४ ॥

कर्णे घंटिका द्विभागा तदधाः कूटकोणतः ।
मूल घंटात्रया चतुरा भागा भागैकं कलशं भवेत् ॥ २५५ ॥

उदयं च प्रवक्ष्यामि भागाश्चत्वार एव च ।
छाद्योद्गमास्तर कूटः तदूर्ध्वे घंटिका भवेत् ॥ २५६ ॥

ચોરસ ક્ષેત્રના આઠ વિભાગ કરવા, તેમાં ગર્ભે મધ્યમાં બે બે ભાગની રથિકા (ભદ્ર) કરવું, રેખા ત્રણ ત્રણ ભાગની, આ રીતે ચારે બાજુ વિભાગની વ્યવસ્થા કરવી. રેખાએ બે ભાગની ઘંટીકા પહોળી અને તેની નીચે ખુણે કૂટ કરવાં, સર્વોપરિ–મૂલઘંટા ત્રણ ભાગની (કૂટસાથે ચાર ભાગ) પહોળી અને તે ઉપર એક પહોળો કલશ કરવો. આ તલ વિભાગ કહ્યા છે, હવે ઉદય ચાર ભાગનો કરવાનો રહ્યો છે, પ્રત્યેક ઘંટા નીચે છાજલી, તે ઉપર કૂટ, કૂટઉપર ઘંટીકા ઉદ્ગમ (દોઢીયો) કરવો, તે કૂટ ઉપર ઘંટીકા કરવી. ૨૫૪ થી ૨૫૬.

तद्रुपा भद्रघंटा च चतुष्कूटा वधस्तथा ।
सिंह स्थानं कर्णे ? गर्भघंटा उरूघंटा तदूर्ध्वेत ॥ २५७ ॥

गर्भ मूलोद्गमे कार्या रथिका द्वयंश विस्तरा ।
भागोदये छाद्योद्गमं कूटा वै सर्व कामदा ॥ २५८ ॥

तदूर्ध्वे च चतुःकर्णे भागोच्छ्रया च घंटिका ।
तस्योपरि मूलघंटा चतुष्कोणे चतुष्कूट ॥ २५९ ॥

તે જ રૂપની છાજલી દોઢીયાના રૂપની સર્વોપરી ભદ્રઘંટા કરવી તેની નીચે ચારે કોણમાં કૂટ કરવા, ગર્ભની ઘંટા (જે સંખ્યામાં ગણવામાં આવતી નથી) તેને ઉરૂઘંટા કહેવામાં આવે છે તે ઉપર સિંહનું સ્થાન રાખવું (સિંહ બેસાડવા). મૂળગર્ભ ઉપર જંઘાએ રથિકાભદ્રે બે બે ભાગના પહોળા દોઢીયા ઉદ્ગમ કરવાં (ખુણા પર), એક ભાગની ઊંચાઇમાં છાજલી ઉદ્ગમ દોઢીયો અને કૂટ મૂકવા, તે સર્વ કામનાના ફલપ્રદ જાણવા, તે ઉપર ચારે ખુણે ઘંટિકા અકેક ભાગની ઉંચી કરવી. તે ઉપર સર્વોપરિ મૂલઘંટા કરવા તેના ચારે ખુણે ચાર કૂટ કરવા (જો કે આ કૂટ ગણત્રીમાં લેવાતાં નથી) ૨૫૭ થી ૨૫૯.

તે ઘંટિકા એક ભાગ ઊંચી કરવી સંવરણા રૂપ અને ઘાટથી શોભિત કરવી. જંઘામાં સિદ્ધ વિદ્યાધર અને યક્ષના રૂપો કરવાં અને ઉપર ગર્ભે સિંહ અને હસ્તીના સ્વરૂપો ઉરૂઘંટા ઉપર કરવાં, ભદ્રના ખુણે ઉપરાઉપર બે–બે કૂટ ચારે તરફ કરવા, સંવરણાની રેખાએ છાજલી ઉદ્‌ગમની બે બાજુ કૂટ પર ઘંટિકા કરવી તે જ રીતે તે ઉપર ફરી છાજલી અને દોઢીયા પર ઘંટિકા કરવી. આ રીતે ૪૮ અડતાલીશ કૂટ અને મૂળઘંટા નીચે ચાર પહેલા જુદા ગણેલ તેમ જાણવું. ફરતી નવ ઘંટા અને મધ્યે ચારે તરફ બાર સિંહ કરવા એવા પ્રકારની સર્વ કામના પૂરનાર એવી નન્દિની નામની સંવરણા જાણવી. ૨૬૩, થી ૨૬૭.

कार्या तिलक वृद्धिश्चव यावत्क्षेत्रं वेदीश्चकम् ।
मण्डपदल निष्काशै–र्भक्ति भागैस्तु कल्पना ॥ २६८ ॥

वृहद् दलै र्भिन्नोद्‌भिन्ना मण्डपक्रम भागतः ।
आसां युक्ति र्विधातव्या मेरुकूटान्त कल्पना ॥ २६९ ॥

આ રીતે સંવરણા ચાર ચાર તિલક ઘંટિકાની વૃદ્ધિ કરતાં જવું (એમ પચીશ સંવરણા ૧૦૪ભાગની ૧૦૧ ઘંટિકાની કરતાં જવી ) મંડપના અંશે ભદ્ર પ્રતિરથના નિકાળા સંવરણાની વિભક્તિથી રાખવાં, મંડપના ક્રમ વિભક્તિ ભાગથી જુદા જુદા અંગભદ્ર, પ્રતિરથાદિના નીકાળા થાય છે. એ રીતે ક્રમે ક્રમે યુક્તિથી મેરૂકૂટ સુધીની સંવરણા કરવી. ૨૬૮, ૨૬૯.

इति संवरणा विधानः ॥





• नन्दिनी नाम संवर्णा (२) भाग ३२. घण्टिका ९. कूट ६८, सिंह ३२. •

प्रभाशङ्कर. ओ. स्थपति.



**પુષ્પિકા સંવરણનું તલદર્શન**











**કલાકૃતિ.**

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ (ઉત્તરાર્ધ) ભરત પ્રિન્ટરી, પાલીતાણા.

[a]) $S_1$ $Dn_1$ $D_5$ $G_{1\cdot2}$ ततश्चेदिपुरीं; $K_4$ पुरि; $B_1$ ..पुरं; $Dn_2$ $D_4$ ततश्चेदिपुरिं $D_1$ ततश्चेदिपु संप्राप्तौ. $T_1$ दर्ष्टुं (for द्रष्टुं). $G_3$ यादवेंद्रा तदा दृष्ट्वा — $K_4$

$K_3$ तस्या ; $D_3$ अम्य (for अम्य ). — ) च (for तच्च). — [d]) $K_2$ $G_{5.6}$ निमज्जत; D (except $D_4$) न्यमज्जत; $G_{3.4}$ निर्ममज्ज (

# સંવરણાધિકાર

| ક્રમ | સંવરણાના નામો | વિભક્તિ ભાગ | ઘંટિકા સંખ્યા | કૂટ સંખ્યા | સિંહ સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧ | પુષ્પિકા | | ૫ | ૧૬ | ૮ |
| ૨ | નન્દિની | ૧૨ | | ૪૮ | ૧૨ |
| ૩ | દશાક્ષા | ૧૬ | ૧૩ | – | ૧૬ |
| ૪ | દેવસુંદરી | ૨૦ | ૧૭ | – | ૨૦ |
| ૫ | કુલતિલક | ૨૪ | ૨૧ | – | ૨૪ |
| ૬ | રમ્યા | ૨૮ | ૨૫ | – | ૨૮ |
| ૭ | ઉદ્ભિન્ના | ૩૨ | ૨૯ | – | ૩૨ |
| ૮ | નારાયણી | ૩૬ | ૩૩ | – | ૩૬ |
| ૯ | નલિકા | ૪૦ | ૩૭ | – | ૪૦ |
| ૧૦ | ચમ્પકા | ૪૪ | ૪૧ | – | ૪૪ |
| ૧૧ | પદ્મા | ૪૮ | ૪૫ | – | ૪૮ |
| ૧૨ | સમુદ્ભવા | ૫૨ | ૪૯ | – | ૫૨ |
| ૧૩ | ત્રિદશા | ૫૬ | ૫૩ | – | ૫૬ |
| ૧૪ | દેવગાન્ધારી | ૬૦ | ૫૭ | – | ૬૦ |
| ૧૫ | રત્નગર્ભા | ૬૪ | ૬૧ | – | ૬૪ |
| ૧૬ | ચુડામણિ | ૬૮ | ૬૫ | – | ૬૮ |
| ૧૭ | હેમરત્ના | ૭૨ | ૬૯ | – | ૭૨ |
| ૧૮ | ચિત્રકૂટા | ૭૬ | ૭૩ | – | ૭૬ |
| ૧૯ | હિમા | ૮૦ | ૭૭ | – | ૮૦ |
| ૨૦ | ગંધમાદ્દની | ૮૪ | ૮૧ | – | ૮૪ |
| ૨૧ | મંદરા | ૮૮ | ૮૫ | – | ૮૮ |
| ૨૨ | મેદિની | ૯૨ | ૮૯ | – | ૯૨ |
| ૨૩ | કૈલાસા | ૯૬ | ૯૩ | – | ૧૦૬ |
| ૨૪ | રત્નસમ્ભવા | ૧૦૦ | ૧૦૭ | – | ૧૦૦ |
| ૨૫ | મેરુકૂટા | ૧૦૪ | ૧૦૧ | – | ૧૦૪ |



प्रतोल्या स्वरूप









P.O.S.

## प्रतोल्या लक्षण

प्राकारे देवसद्माग्रे राजद्वारे महत्स्मृतौ ।
जलाशयाग्रे कर्तव्यं च प्रतोल्यकम् ॥ २७० ॥

કિલ્લામાંથી નગર પ્રવેશ કરતાં, દેવપ્રાસાદ અગ્રે, રાજ્ય પ્રાસાદના દ્વાર આગળ પ્રવેશમાં, કોઇ મોટા મહોત્સવની સ્મૃતિ તરીકે, કોઇ રાજ્યના વિજય સ્મારક રૂપે, તથા જળાશયના અગ્ર ભાગે આ સર્વ સ્થળે પ્રવેશમાં અગ્રભાગે પ્રતોલ્યા કરવાં અથવા કીર્તિસ્તંભ ઉભો કરવો. ૨૭૦.

न (for गच) — [d]) K Gr.o निमनाय; D (except D) न्यमनाय; G निर्मन (

## प्रतोल्या–नाम लक्षणाधिकार

स्तम्भ द्वयेन चोत्तंगो युग्मै र्मालाधरस्तथा ।
चतुर स्त्र श्चतु स्तम्भैः र्विचित्रः परिकीर्तितः ॥ २७१ ॥

उभय पक्षे तु स्तम्भः स्याद्विदिका चित्ररूपिका ।
षट् स्तम्भैश्च शोभाढ्यो मकर ध्वज उच्यते ॥ २७२ ॥

(૧) બે સ્તંભવાળા પ્રત્યોલ્યકને ઉત્તંગ, (૨) બે જોડે સ્તંભવાળાને માલાધર, (૩) ચોરસ અને ચાર સ્તંભ વાળાને વિચિત્ર, (૪) બે એકેક અને બે જોડે સ્તંભવાળા તેમજ વિચિત્ર સ્વરૂપોવાળી વેદિકા સાથેના છ સ્તંભ વાળાને મકરધ્વજ કહે છે. ૨૭૧, ૨૭૨.

## विस्तार उदयमाने त्रिविधमान प्रमाण

प्रतोल्यानां प्रवक्ष्यामि कनिष्ठ मध्यमोत्तमम् ।
उच्छ्रूयं त्रिविधं वत्स ! द्वार प्राकारकादपि ॥ २७३ ॥

प्रतोल्या द्वार मुच्छ्रितं हस्त पञ्चदशोत्तमम् ।
त्रयोदशं तथा मध्य मेकादशं कनिष्ठकम् ॥ २७४ ॥

उत्तमश्चाष्ट हस्तैस्तु सप्त हस्तैश्च मध्यमः ।
कनिष्ठः षटहस्तैश्च विस्तार स्त्रि विधोदितः ॥ २७५ ॥

હવે પ્રતોલ્યાની ઊંચાઈ અને પહોળાઇનું ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠમાન કહું છું. હે વત્સ! પ્રતોલ્યાની ઊંચાઈ દ્વારના પ્રાકાર એટલે ઘેરાવાના માને ત્રણ પ્રકારની થાય, તે નીચે મુજબ જાણવી. પ્રતોલ્યાનું દ્વાર (ઉભણીમાન) પંદર હસ્ત ઊંચુ હોય તે ઉત્તમ. તેર હસ્ત હોય તે મધ્યમ અને અગિયાર હસ્ત હોય તે કનિષ્ઠમાન જાણવું. તેમજ પ્રતોલ્યાની પહોળાઈ પણ ત્રણ પ્રકારની જાણવી. આઠ હસ્ત પહોળાઈ ઉત્તમ, સાત હસ્ત મધ્યમ, છ હસ્ત કનિષ્ઠમાન જાણવું. ૨૭૩ થી ૨૭૫

## प्रतोल्या स्तंभ लक्षण स्वरुप विधान

प्रासादस्य तु मानेन पदश्चैवहि कारयेत् ।
पीश्च द्वयपादोनं भागेकेन च कूंमिका ॥ २७६ ॥

पञ्चभागो भवेत्स्तंभो भागार्धं भरणं भवेत् ।
शरमेकेन भागेन गह्दी पीठ मानिका ॥ २७७ ॥

शरं च पूर्वमानेन भागैकं पट्टमेव च ।
तदूर्ध्वे कूटछाद्यन्तु तिलकं स्तम्भमस्तके ॥ २७८ ॥
त्रि सप्त नव भागेषु त्वीलिकालवणानिवै ।
मध्ये सदा शिवं कुर्यात् ब्रह्म विष्णु च पार्श्वयोः ॥ २७९ ॥
तदूर्ध्वे दक्षिणोद्भूतमीलिकाभिरलंकृतम् ।
एवं सर्व विधानेन कर्तव्यश्च प्रतोल्यकम् ॥ २८० ॥

પ્રાસાદના સ્તંભના પદ પ્રમાણે પ્રતોલ્યાનું પદ રાખવું. પ્રતોલ્યાની કણુપીઠ પોણા બે ભાગ ઉંચી કરવી, એક ભાગ કુંભી, પાંચ ભાગ સ્તંભ, અર્ધો ભાગ ભરણી, એક ભાગ શરૂ, પોણા બે ભાગ ગડદી (ઠેકી) તથા એક ભાગનું મોટું શરૂ, અને પાટ એક ભાગ ઊંચો કરવો, તેના ઉપર કૂટછાદ્ય ગલતવાળું કરવું અને તેના ઉપર બંન્ને સ્તંભના ગર્ભે મથાળે તિલક કરવાં તેમજ વચલા ભાગમાં ત્રણ સાત અને નવ ભાગો કરી તેના ઉપર ઈલિકાવણ એટલે ગોળાકાર તોરણો કરવાં. પ્રતોલ્યાના મધ્ય ભાગમાં શંકર અને આજુબાજુ પડખે બ્રહ્મા તથા વિષ્ણુની મૂર્તિઓ કરવી. તેના ઉપર ઈલિકા તોરણ કરવાં. ૨૭૬ થી ૨૮૦.

## હાંશ પ્રમાણ

| હસ્ત | હાંશ | અંગુલ |
|---|---|---|
| | પંચહાંશ | ૧૭ા |
| ૧ | છહાંશ | ૧૪ |
| ૧ | સાતહાંશ | ૧૧ા |
| ૧ | અષ્ટાંશ | ૧૦ |
| | નવહાંશ | ૯ |
| ૧ | દશહાંશ | ૭ાા |
| ૧ | અગિયારહાંશ | ૭ા |
| ૧ | બારહાંશ | ૬ા |
| ૧ | તેરહાંશ | પાા |
| ૧ | ચૌદહાંશ | પા |
| ૧ | પંદરહાંશ | પ |
| ૧ | સોળાંશ | ૪ાા |



पुष्पिका नाम संवर्णा (१) घण्टिका ५ कूट १६. सिंह ८. भाग ८.
प्रभाशङ्कर. ओ. स्थपति.


નંદિની સંવરણા તળદર્શન





મંડપ સ્તંભ સ્વરૂપ લક્ષણ.





મંડપ સ્તંભ સ્વરૂપ લક્ષણ.

## प्रशस्ति

इति श्री विश्वकर्मा वास्तु कला चिन्तन हरविद्या गुण कीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम्(उत्तरार्ध) शिल्पाचार्य नंदलाल चुनीलाल संगृहीते मण्डपाधिकार नाम्नो पञ्चमोऽध्यायः संपूर्ण ॥

[a]) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ;, Dn2 D4 ततश्चेदिपुरिं D1 ततश्चेदिपु संप्राप्तौ. दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा. — K4 K3 तस्या ; D2 अप्य (for अम्य ). — ) च (for तच्च). — [d]) K2 G5.6 निमज्जत; K D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (C



શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સન્મુખ દર્શન (નાગદા)


ભરત પ્રિન્ટરી–પાલીતાણા

# प्रासादगृह दोषपरिहार नाम्नो षष्ठमोऽध्याय

नमामि विश्वकर्माणं सर्वसूत्र प्रवर्त्तकम् ।
प्रासादादि प्रसिद्धयर्थं सर्वसिद्ध समृद्धिदम् ॥ १ ॥

सृष्टियाद्य सूत्रधारस्य प्रसादादि द्वविश्वकर्मणः ।
श्री कृष्णस्य प्रियंकर्तुं द्वारामति विनिर्मिता ॥ २ ॥

સર્વ સૂત્ર પ્રવર્ત્તક એવા વિશ્વકર્માને હું નમસ્કાર કરૂં છું. પ્રાસાદાદિ સર્વ સિદ્ધ સમૃદ્ધ પ્રસિદ્ધ કરનાર, સૃષ્ટિના આદ્ય સૂત્રધાર વિશ્વકર્માના પ્રસાદથી કૃષ્ણપ્રભુને પ્રિય જેણે દ્વારામતિનું નિર્માણ કર્યું છે. ૧, ૨.

## वास्तुशास्त्र प्रशंसा

वास्तुवेत्ता यथा ब्रह्मा वास्तुवेत्ता यथा हरिः ।
वास्तुवेत्ता यथा रुद्रो वास्तुवेत्ता च देवता ॥ ३ ॥

वास्तुवेत्ता समो बंधुर्वास्तुवेत्ता सम सुहृद् ।
वास्तुवेत्ता समो योद्धा न भूतो न भविष्यति ॥ ४ ॥

वास्तुवेत्ता भवद्राजा वास्तुवेत्ता धनाधिपः ।
वास्तुवेत्ता सखाराज्ञो वास्तुविदं प्रपूजयेत् ॥ ५ ॥

कथं रुष्येत राजानः कथं रूष्या त्प्रजापतिः ।
कथं रुष्या दतुनाथो यस्य तुष्टो ग्रहसखाः ॥ ६ ॥

अप्रदीपा यथा रात्रिरनादित्यो यथा नमः ।
तथा शास्त्रार्थ संपन्नो वास्तुशास्त्रं विना द्विजः ॥ ७ ॥

न वास्तु वर्जितलोके वस्तव्यं मूतिमिच्छता
चक्षुर्भूत्तो हि वास्तुज्ञस्तत्र धर्मः सनातनः ॥ ८ ॥

વાસ્તુશાસ્ત્રનો જાણકાર બ્રહ્મા, હરિ અને રૂદ્ર સમાન તેમજ દેવતા રૂપ છે. વાસ્તુવેત્તા બંધુ સુહૃદ અને યોદ્ધા સમાન છે એના જેવો હિતૈષી બીજો કોઇ થયો નથી અને થશે નહિ. વાસ્તુવેત્તા રાજા અને કુબેર સમાન છે, તથા રાજાનો મિત્ર છે. માટે વાસ્તુવેત્તાની પૂજા કરવી વાસ્તુવેત્તાની પ્રસન્નતામાં જેના બધા ગ્રહો મિત્ર બને છે, તેના ઉપર રાજા, પ્રજા, પ્રજાપતિ અને સૂર્ય કેવી રીતે કોપાયમાન થઈ શકે? જેમ દીવા

વગરની રાત અને સૂર્ય વિનાનું આકાશ છે તેમ વાસ્તુશાસ્ત્રને નહિ જાણનારો શાસ્ત્ર-સંપન્ન વિદ્વાન શોભાહિન જાણવો. પોતાનું કલ્યાણ ચાહનારે વાસ્તુવર્જિત દેશમાં વાસ કરવો નહિ, કેમકે વાસ્તુશાસ્ત્રને જાણનાર નેત્રરૂપ છે, અને ત્યાં સનાતન ધર્મ રહેલો છે.

## वास्तुशास्त्रावतार

नकोपी कस्य चित्कर्ता कल्पे कल्पान्तरान्तरे ।
वेदवच्च समुद्धर्ता विश्वकर्मा युगे युगे ॥ ९ ॥

ऋषिभि र्वास्तुशास्त्रञ्च मन्वादिभिः प्रकाशितम् ।
सृष्टयादौ ब्रह्मणा सार्द्धं माकाशात्कथितं पुरा ॥ १० ॥

ब्रह्मणस्तु मुनयः सर्वे प्राप्ता वै विश्वकर्मणः ।
पुनश्च तपसां कृत्वा आत्मज्ञा ऋषि सत्तमाः ॥ ११ ॥

આ કલ્પ તથા કલ્પાન્તરમાં વાસ્તુશાસ્ત્રનો કર્તા બીજો કોઈ નથી, પરંતુ વેદની માફક પ્રત્યેક યુગે વિશ્વકર્મા જ વાસ્તુશાસ્ત્રના ઉદ્ધાર કર્તા છે. મનુ વગેરે ઋષિઓ દ્વારા વાસ્તુશાસ્ત્ર પ્રકાશમાં આવ્યુ. પહેલા સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્મા સાથે આકાશમાંથી આ શાસ્ત્રનો ઉપદેશ થયેલો અને બ્રહ્મા તથા વિશ્વકર્મા પાસેથી આત્મજ્ઞ ઋષિમુનિઓએ તપ કરી પ્રાપ્ત કરેલ છે ૯ થી ૧૧.

## वास्तु शास्त्रना प्रवर्तकः–

सुर ज्येष्ठो विश्वकर्मा कुमारो नारदो भृगुः ।
इश्वरो नन्दिकेशश्च च्यवनश्च महामुनिः ॥ १२ ॥

मयश्चात्रिर्वास्तुदेवो वशिष्ठो मकरध्वजः ।
बृहस्पतिश्चानिरुद्धो भुवनो गर्ग एव च ॥ १३ ॥

श्रीमत्स्यश्चः महातेजा एते चाष्टादशैव हि ।
शोनकोक्ताः सुरा एते वास्तुशास्त्र प्रवर्तकाः ॥ १४ ॥

૧. ઈન્દ્ર, ૨. વિશ્વકર્મા, ૩. કુમાર, ૪. નારદ, ૫. ભૃગુમુનિ, ૬. ઇશ્વર, ૭. નન્દિકેશ, ૮. મહામુનિચ્યવન, ૯. મય, ૧૦. અત્રિ, ૧૧. વાસ્તુદેવ, ૧૨. વશિષ્ઠ, ૧૩. મકરધ્વજ, ૧૪. બૃહસ્પતિ, ૧૫. અનિરૂદ્ધ, ૧૬. ભુવન, ૧૭. ગર્ગ, ૧૮. શ્રીમત્સ્ય. આ અઢાર શૌનકે કહેલ વાસ્તુશાસ્ત્રના પ્રચાર કર્તા જાણવા. ૧૨ થી ૧૪.

) Ś1 Dn1 D6 G1 2 ततश्चेदिपुरीं; K4 °पुरिं; B1 K4 तस्या ; D2 अप्य (for अम्य ). — )
; Dn2 D4 ततश्चेद्रिपुरिं D1 ततश्चेदिपु संप्राप्तौ च (for तच्च). — [d]) K2 G5.6 निमज्जत;
दृष्टौं (for द्रष्टुं). G2 यादवेन्द्रौ तदा दृष्ट्वा — K4 D (except D4) न्यमज्जत, G3.4 निर्ममज्ज (

## वास्तुशास्त्रना ज्ञाता :-

शौनको रावणो रामो रेणुकानन्दन हरिः ।
रामांशो गालवो विप्रो गौतमो गोभिलस्तथा ॥ १५ ॥

जयश्च विजयश्चैव सिद्धार्थश्चापराजितः ।
विख्याचार्यो मुनिश्रेष्ठः त्रिदशैः पूजितस्तथा ॥ १६ ॥

गच्छवीक्षमयपुत्रा कार्तिकेयो महामतिः ।
च्यवनश्च वनत्सुनु वास्तुशास्त्रस्य वेदिनः ॥ १७ ॥

૧. શૌનકો, ૨. રાવણ, ૩. પરશુરામ, ૪. હરિ, ૫. ગાલવ, ૬. ગૌતમ, ૭. ગોભિલ, ૮. જય, ૯. વિજય, ૧૦. સિદ્ધાર્થ, ૧૧. અપરાજિત, ૧૨. વિખ્યાચાર્ય, ૧૩. ગચ્છ, ૧૪. વીક્ષ, ૧૫ મયપુત્ર, ૧૬. કાર્તિકેય. આ વાસ્તુશાસ્ત્રના જ્ઞાતાઓ જાણવા.

## वास्तु वित्नी प्रशंसा

वास्तु वेदसमं ज्ञानं वास्तु वेद समक्रियम् ।
वास्तु वेदसमं शास्त्रं वास्तुशास्त्रश्च मानयेत् ॥ १८ ॥

वास्तुज्ञानं स्वतः सिद्धं सृष्टि काम पुराकृतम् ।
तेनैव वास्तुशास्त्रेण लोको भवति पूजितः ॥ १९ ॥

વાસ્તુશાસ્ત્ર વેદની જેમ જ્ઞાન અને ક્રિયાવાળું છે. તેથી વાસ્તુ, વેદ જેવું શાસ્ત્ર છે, તેથી તેનું સન્માન કરવું. વાસ્તુજ્ઞાન સ્વયં સિદ્ધ સૃષ્ટિ અર્થે પહેલાં રચાયેલું શાસ્ત્રજ્ઞાન છે. એવા વાસ્તુશાસ્ત્ર વડે લોકો સુખી થાય છે. ૧૮,૧૯.

## सूत्रधार पूजन विधानः—

अथै वानन्तरं वक्ष्ये पूजनं सूत्रधारकम् ।
यज्ञ मण्डपयोर्मध्ये मण्डलं कारयेत्शुभम् ॥ २० ॥

पट्टैराच्छादनं कृत्वा स्वस्तिकश्च समालिखेत् ।
सूत्रधारं सूत्रासने पादौ प्रक्षाल्य सादरम् ॥ २१ ॥

कुकुमालपनं कृत्वा दिव्यवस्त्रमावर्णयेत् ।
मुकुटं कुण्डलं सूत्रं कंकणं मुद्रिकातमा ॥ २२ ॥

हारकेयुर संयुक्तं पादा भरण संयुतम् ।
युग्म स्त्री पुरुषाणां च पुत्र पौत्रैश्च संकुलम् ॥ २३ ॥

गृहोपस्कर समस्तं गो महिष्यश्वादियुतम् ।
दासी–कर्म कराणां च यान सुखासनादिकम् ॥ २४ ॥

ग्रामाणि च ततो दद्यादथवा भूमिरुत्तमा ।
तेन तुष्टेन तुष्टाहि ब्रह्मा विष्णुहरादयः ॥ २५ ॥

कर्मकराणां सर्वेषां धनं दद्याच्च सर्वतः ।
वस्त्र प्रावरणैः कृत्वा पुण्यं दानं सुसर्वतः ॥ २६ ॥

योजनीयास्तथा सर्वे मिष्टान्नैः खण्डपक्कैः ।
ताम्बुलं विलेपनं च यावत्संतुष्ट चेतसः ॥ २७ ॥

तुष्टेन च जगत्तुष्टं त्रैलोक्यं सचराचरम् ।
सर्व तीर्थोद्‌ भवं पुण्यं सर्व देवानुपूजकम् ॥ २८ ॥

હવે હું ઉત્તમ સૂત્રધારની પૂજનવિધિ કહું છું :— યજ્ઞમંડપ વચ્ચે શુભ મંડલ કરવું. વસ્ત્રોથી આચ્છાદિત કરી સ્વસ્તિક મંડલ રચવું. સૂત્રધારને પાદપ્રક્ષાલન કરી સૂત્રાસને બેસાડવા. કુંકુમનુ આલેપન કરી દિવ્ય વસ્ત્રો ઓઢાડવાં. મુકુટ પહેરાવવો. કુંડલ, સૂત્ર, કડાં, ઉત્તમવીંટી, હાર, બાજુબંધ, પગનુ આભરણુ આ અલંકારો સ્ત્રી પુરૂષ બંન્ને તેમના પુત્ર–પૌત્રાદિક પરિવાર સહિત આપવા તેમજ દરેક જાતની ગૃહ સામગ્રી, ગાય, ભેંસ ઘોડો, દાસી કામ કરવા માટે ચાકર વર્ગ, વાહન, સુખપાલ, કોચ પલંગ વગેરે આપવા, ગામ અથવા સારી ભૂમિનું દાન કરવું સૂત્રધાર પ્રસન્ન થવાથી બ્રહ્મા, વિષ્ણુ, શંકર આદિ દેવો સંતુષ્ટ થયેલા જાણવાં, તથા બીજા બધા કર્મકારને ધનાદિની બક્ષીસ આપવી અને યોગ્ય વસ્ત્ર ઓઢાડવા તથા દાન આપવું, વળી દરેકને મિષ્ટાન્ન ભોજન કરાવવું, અને પાન–બીડા આપવા, ચંદન અર્ચવું અને દરેક રીતે તેમને પ્રસન્ન ચિત્તવાળા બનાવવા, એમના સંતુષ્ટ થવાથી સચરાચર ત્રિલોક સંતુષ્ટ થાય છે અને સર્વતીર્થોથી મળનારૂં તથા સર્વ દેવોનું પૂજન કરવાથી થનારૂં પુણ્ય પ્રાપ્ત થાય છે. ૨૦ થી ૨૮.

## वास्तुकर्मनो अधिकारः—

वास्तु कर्म सोमपुरा शिल्पाचार्येण कारयेत् ।
अन्यजात्यान कर्तव्यं कर्ता भर्ता विनश्यति ॥ २९ ॥

વાસ્તુકર્મ સોમપુરા જાતિના શિલ્પાચાર્ય પાસે કરાવવું, બીજી જાતિના શિલ્પી પાસે કરાવવું નહિ. કરાવે તો કર્તા અને ગૃહધણી બંનેનો વિનાશ થાય. ૨૯.

) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ;; Dn2 D4 ततश्चेदिपुरिं D1 ततश्चेदिपु संप्राप्तौ. दर्ष्टा (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा. — K4

K2 तस्यां ; D2 अप्य (for अन्य ). — ) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; D (except D4) न्यमज्जत, G3.4 निर्ममज्ज (

## वास्तु पीठ सामग्री अधिकारः—

वास्तु पीठस्य भोक्तारः सूत्रधारश्च शिल्पकः ।
अत स्तस्मै प्रदातव्यं वास्तुपीठं शुभच्छुना ॥ ३० ॥

વાસ્તુપીઠની સામગ્રીના અધિકારી સૂત્રધાર અને શિલ્પીઓ છે. એટલા માટે કલ્યાણ ઈચ્છનારે વાસ્તુપીઠની સામગ્રી સૂત્રધારને આપવી. ૩૦.

## देवपूजा सामग्री अधिकारः—

यद्देवा भरणं पूजा वस्त्रालङ्कार भूषणम् ।
स्नान मण्डपोपस्करं स्थाल पात्रं तुशिल्पिने ॥ ३१ ॥
शलाका मधुपात्रं च छत्रिकाद्यं च शिल्पिने ।
स्नान शय्या महाध्वजा दातव्या चैव शिल्पिने ॥ ३२ ॥

દેવતા સંબંધીનું જે આભરણ, પૂજા સામગ્રી, વસ્ત્ર, અલંકાર અને આભૂષણ હોય સ્નાન તેમજ મંડપ સંબંધી જે સામગ્રી હોય થાળી, જલપાત્ર, શલાકા, મધુ-પાત્ર, છત્ર વગેરે તેથા શય્યા અને મહાપતાકા વગેરે સામગ્રી શિલ્પીને આપવી. ૩૧, ૩૨.

## सोमपुरा विषे प्रभासखण्डाधिकारः—

सोराष्ट्रे सोमपूर्यां वै सोमेशस्य समीपतः ।
सोमेन च कृतोयज्ञः स्वपापस्य विशुद्धये ॥ ३३ ॥
तत्र यज्ञे वृता ये च ब्राह्मणाः परमोज्ज्वलाः ।
तेभ्यः सोमपुरं सर्वं निवासार्थं ददौ मुदा ।
दक्षिणास्वर्ण रत्नाढयं दानानि विविधानि च ।
सोमेन सोमपुर्यां वै स्थापिता ये द्विजोत्तमाः ॥ ३४ ॥
ते वै सोमपुरा विप्रा विज्ञेया नात्र संशयः ।
नाडी मार्गा समत्पन्नाः पार्वती वचनातदा ॥ ३५ ॥

સોમપુરાના કુળમાં ઉત્પન્ન થયેલો, ગણિત શાસ્ત્રનો વિદ્વાન, પુરાણોનો જ્ઞાતા, આનંદી સ્વભાવવાળો, લોભ વૃત્તિથી રહિત, ચિત્રકળાનો વિજ્ઞાતા, સર્વ દેશોનું જ્ઞાન ધરાવવા વાળો, સાચું બોલનાર, જિતેન્દ્રિય, નિરોગી, અપ્રમાદી, સાત મહાવ્યસનોથી મુક્ત, સુંદર નામવાળો, ઘણા બંધુ વર્ગવાળો અને વાસ્તુવિદ્યામાં પારંગત હોવો જોઈએ, ઉપર જણાવેલ સ્થપતિ—મુખ્ય શિલ્પી ઉપરાંત બીજા ત્રણ શિલ્પકારોનું વર્ણન પણ ગ્રંથોમાં મળે છે, મનુષ્યાલય ચંદ્રિકા નામના ગ્રંથમાં પહેલા અધ્યાયમાં ચાર શિલ્પકારો બતાવ્યા છે.

स्थपतिः सूत्रगाही तक्षक संज्ञश्च वर्धकिः क्रमशः ।
स्योचित कर्मणि दक्षा गाह्यास्ते कारवश्चतुर्थेति ॥ ३६ ॥

સ્થપતિ, સૂત્રગ્રાહી, તક્ષક અને વર્ધકિ ક્રમે ચાર શિલ્પકારો પોતપોતાના કાર્યમાં દક્ષ હોવા જોઈએ. ૩૬.

## શિલ્પોના ૧૪ दोषोः—

हीनांगो ह्यधिकांगश्च प्रलंबो वामन स्तथा ।
कुष्टांगोह्यन्धकश्चैव मुखवक्रः कृशस्तथा ॥ ३७ ॥

अस्वरः शब्दहीनश्च कृष्णागस्तस्करस्तथा ।
विकलश्चैव वैरूपः शिल्पिदोषाश्चतुर्दश ॥ ३८ ॥

ઓછાં અંગવાળો, અધિક અંગવાળો, પ્રમાણથી ઉંચો, ઠીંગણો, કોઢવાળો, આંધળો, વાંકા મોઢાવાળો, પાતળો, સ્વરહીન, તોતડો, રંગ કાળો, ચોરવૃત્તિવાળો, વિકલાંગ એટલે અપગ અથવા અર્ધાંગ વાયુ વિગેરેથી દુ:ખી તેમજ બેડોળ આ ચૌદ શિલ્પીનાં દોષો છે. સૂત્રધાર આ ચૌદ દોષોથી રહિત હોવો જોઈએ. ૩૭, ૩૮.

## कार्य एक हस्ते करवा विधान—

एक हस्ते तु कल्याणं द्विहस्त मृत्युरेव च ।
गृह देवैक शिल्पिनां भाषितं विश्वकर्मणा ॥ ३९ ॥

એક હસ્તે કરેલ કાર્ય કલ્યાણકારી થાય છે અને બે હસ્તે થયેલ કાર્યમાં મૃત્યુનો સંભવ છે, માટે ગૃહ તથા દેવ કાર્ય એટલે દેવમંદિર વગેરે કાર્યો એક જ શિલ્પિના હસ્તે કરાવવાં એવું શ્રી વિશ્વકર્માએ કહેલું છે. ૩૯.

काष्ठे मृदिष्टके चैव पाषाणेधातु रत्नजे ।
उत्तरोत्तर दृढं द्रव्यं लोहकर्म विवर्जयेत् ॥ ४० ॥

લાકડું, ઈંટો, પથ્થર, ધાતુ, રત્ન. આ દ્રવ્યો એક બીજાથી વધારે દ્રઢ(મજબૂત) છે. અર્થાત્ લાકડાથી ઈંટ, ઈંટથી પાષાણ, પાષાણથી સોનું વગેરે ધાતુઓ અને ધાતુઓથી રત્નો મજબૂત છે. લોહકર્મ તજવું-લોખંડ વાપરવું નહિ. ૪૦.

उत्तमोत्तम धात्वारि पाषाणेष्टिककाष्टकम् ।
श्रेष्टं मध्याधमं द्रव्यं लोहं चैवा धमाधमम् ॥ ४१ ॥

ધાતુ અને રત્ન:- આ દ્રવ્યો ઉત્તમોત્તમ છે. પાષાણ, ઈંટ અને લાકડું આ ત્રણ દ્રવ્યો અનુક્રમે શ્રેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ છે પરંતુ લોઢું આ દ્રવ્ય તો અધમાધમ છે. એટલે અત્યંત હીન દ્રવ્ય છે. ૪૧.

a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ;, Dn2 D4 ततश्चेदिपुरिं. D1 ततश्चेदिपु संप्रासौ. ' दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा — K4

K2 तस्या ; D2 अप्य (for अन्य ). — ) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; K D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (C

गृहेषु यो विधिः प्रोक्तो विनिवेशप्रवेशने ।
सएव विदुषा कार्यो देवतायत नेष्वमि ॥ ४२ ॥

ગૃહ બનાવવાની તથા તેમાં પ્રવેશ કરવાની જે વિધિ વાસ્તુશાસ્ત્રમાં વિદ્વાનોએ બતાવી છે, તે જ વિધિ પ્રમાણે પ્રાસાદોમાં પણ કાર્ય કરવું. ૪૨.

## शास्त्र प्रशंसा—

एकेन शास्त्रेण गुणाधिकेन,
विना द्वितीयेन पदार्थसिद्धिः ।
तस्मात् प्राकारान्तरतो विलोक्य,
मणि गुंणाढ्योऽपि सहायकाङ्क्षी ॥ ४३ ॥

અનેક શિલ્પશાસ્ત્ર રચનાર મણ્ડન સૂત્રધાર કહે છે કે— શિલ્પશાસ્ત્ર અનેક છે. તેમાં આ અધિક ગુણવાળા શિલ્પશાસ્ત્ર હોવા છતાં પણ બીજા શિલ્પશાસ્ત્ર જાણ્યા વિના વાસ્તવિક પદાર્થ સિદ્ધિ થતી નથી. તે માટે પ્રાકારાન્તરે બીજા શિલ્પશાસ્ત્ર પણ જોવા જોઇએ, જેમકે મણિ અધિક ગુણવાળો હોવા છતાં પણ એકલો શોભા આપતો નથી, પણ સોના આદિ પદાર્થની સાથે અધિક શોભાયમાન થાય છે, તેવી રીતે શિલ્પના અનેક ગ્રંથો જોવાથી શિલ્પી શિલ્પશાસ્ત્રના વિદ્વાન થાય છે. ૪૩.

## शिवलिङ्ग न्यूनाधिक मानः—

मान न्यूनाधिकं वापि स्वयम्भु बाणरत्नजे ।
घटितेषु विधातव्य—मर्चालिङ्गेषु शास्त्रत ॥ ४४ ॥

સ્વયંભૂલિંગ, બાણલિંગ અને રત્નલિંગ એ માનમા ઓછા વધતા હોય તો દોશ નથી, પણ ઘડેલું શિવલિંગ અને ઘડેલી મૂર્તિ, એ શાસ્ત્રાનુસાર માન પ્રમાણે જ કરવા જોઇએ. ૪૪.

## वास्तु दोष—

बहुलेपाल्पलेपं च समसन्धि शिरोगुरुः ।
सशल्यं पादहीनं तु तच्च वास्तु विनश्यति ॥ ४५ ॥

અધિક લેપવાળું, ઓછાં લેપવાળું, સાંધાની ઉપર સાંધાવાળું, ઉપર જાડું, નીચે પાતળું, શલ્યવાળું અને ઓછા પાયાવાળું, એવા પ્રકારનું વાસ્તુ જલ્દી નાશ પામે છે. ૪૫.

## अशुभ वास्तु द्रव्य–

अन्य वास्तु च्युतं द्रव्य–मन्यवास्तुनियोजयेत् ।
प्रासादे न भवेत पूजा गृहेतु नवसेद् गृही ॥ ४६ ॥

કોઈપણુ ગૃહ આદિમા પડી ગએલ ઈંટ, ચુનો, પાષાણુ અને લાકડાં આદિ વાસ્તુ–દ્રવ્ય બીજા ગૃહ અથવા પ્રાસાદમાં લગાડવા નહિ, પ્રાસાદમાં લગાડે તો દેવ અપૂજિત રહે અને ગૃહમાં લગાડે તો માલિકનો વાસ થાય નહિ શૂન્ય રહે. ૪૬.

## दिङ्मूढ परिहार–

पूर्वोत्तर दिशामूढं मूढं पश्चिम दक्षिणे ।
तत्र मूढममूढं वा यत्र तीर्थसमाहितम् ॥ ४७ ॥

પૂર્વોત્તરદિક્ ( ઈશાનકોણુ ) અથવા પશ્ચિમ દક્ષિણુ દિશા ( નૈરૂત્ય ) પ્રાસાદ વાંકો હોય તો દિઙ્ગ મૂઢ દોષ માનવામાં આવતો નથી. જેમ તીર્થસ્થાનમાં પ્રાસાદ મૂઢ અમૂઢનો દોષ માનવામાં આવતો નથી. ૪૭

सिद्धायतन तीर्थेषु नदीनां सङ्गमेषुच ।
स्वयम्भु बाणलिङ्गेषु तत्र दोषो न विद्यते ॥ ४८ ॥

સિદ્ધાયતન એટલે સિદ્ધ પુરૂષોના આશ્રયે, તીર્થસ્થાને, નદીના સંગમે ઈત્યાદિ સ્થાન પર પ્રાસાદ દિગ્મૂઢ હોય, તથા સ્વયંભૂ અને બાણુલિંગના પ્રાસાદ દિગ્મૂઢ હોય તો તેનો દોષ માનવામાં આવતો નથી. ૪૮.

## शिल्पीकृत महादोष–

दिङ्मूढो नष्टच्छन्दश्च आयहीन शिरोगुरुः ।
ज्ञेना दोषास्तु चत्वारः प्रासाद कर्मदारुणा ॥ ४९ ॥

પ્રાસાદ દિઙ્ગમૂઢ ( વાંકો ) થાય, નષ્ટછન્દ એટલે પ્રાસાદના અંગોપાંગ ન હોય, આયાદિ બરાબર ન હોય અને ઉપરનો ભાગ જાડો અને નીચે પાતળો હોય, એ ચાર મહાદોષો શિલ્પીએ કરેલા હોય છે. ૪૯.

## विशेष दोष फल :–

द्वारहीने हनेचक्षु–र्नालीहीने धनक्षयम् ।
अपदे स्थापिते स्तम्भे महारोगं विनिर्दिशेत् ॥ ५० ॥

માનથી નાનુ દ્વાર હોય તો નેત્રની હાનિ કરે, નાલી હીન હોય તો ધનનો ક્ષય થાય, અને સ્તંભ એ પદે સ્થાપ્યા હોય તો મહા રોગ ઉત્પન્ન થાય. ૫૦.

) S1 Dn1 D5 G1.2 ततश्चेदिपुरीं; K4 पुरं; D1 ... ; Dn2 D4 ततश्चेदिपुरिं D1 ततश्चेदिपु संप्रासौ. दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा. — K4 ... K1 तस्या ; ... च (for तच्च). — [d]) K2 G5.6 निमजत; D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (...



SIDE ELEVATION

Nandlal C Sompura




જૈન દેરાસર ચેમ્બુર-મુંબઇ.

) D₁ D : D₂ G₁ : ततश्चेद्रिपुरी; K₄ पुरि; B₁ ; D₃ D₄ ततश्चेद्रिपुरि D₁ ततश्चेद्रिपु संभ्राता. : हरी (for हट्टे). G₁ पारर्पर्श पदा दृष्ट्वा — K₄

च (for यच). — d) K₂ G₂.₆ निमज्जत; K D (except D₄) न्यमज्जत, G₂.₄ निर्मसन्न (G



કાઉસ્સગ્ગ દર્શન



મોઢેરા સૂર્યમંદિર સન્મુખ દશ્ય (મોઢેરા)

स्तभव्यासोदयहीने कर्त्ता तत्र विनश्यति ।
दे पीठहीनेतु नश्यन्तिगजवाजिनः ॥ ५१ ॥

સ્તંભનું માન વિસ્તારમાં અથવા ઉદયમાં હીન થાય તો કર્તાનો નાશ થાય, પ્રાસાદની પીઠ માનમાં ઓછું કરે તો હસ્તિ ઘોડા આદિ વાહનોની હાનિ થાય. ૫૧.

रथोपरथहीने तु प्रजापीडां विनिर्दिशे
कर्णहीने सुरागारे फलं कदापि न लभ्यते ॥ ५२ ॥

પ્રાસાદના રથ, ઉપરથ આદિ અંગો ઓછા હોય તો પ્રજાને પીડા થાય, જો કોણ માનમાં હીન હોય તો પૂજાનું ફલ કદાપિ મળે નહિ. ૫૨.

जङ्घाहीने हरेद् बन्धु कर्तृकान् कारकादिकान् ।
शिखर हीनमाने तु पुत्रपौत्र धनक्षयः ॥ ५३ ॥

પ્રાસાદની જંઘા પ્રમાણમાં ઓછી હોય તો બંધુ તથા કરનાર, કરાવનાર અને બીજાઓની હાનિ થાય શિખર પ્રમાણમાં ઓછું હોય તો પુત્ર, પૌત્ર અને ધનનો ક્ષય થાય. ૫૩.

अतिदीर्घे कुलच्छदोह्रस्वे व्याधीर्विनिर्दिशत् ।
तस्माच्छास्त्रोक्त मानेन् सुखदं सर्वकामदम् ॥ ५४ ॥

શિખર માનમાં અધિક લાબું હોય તો કુળની હાનિ થાય અને માનમાં ઓછું હોય તો રોગ ઉત્પન્ન થામ તે માટે શાસ્ત્રમાં કહેલ માનથી બનાવે તો સર્વ ઇચ્છિત ફલ આપે. ૫૪.

जगत्यां लोपयेच्छालां शालायां चैव मण्डपम् ।
मण्डपेन च प्रासादो ग्रस्तो वै दोषकारक ॥ ५५ ॥

જગતીમાં શાલા, શાલામાં મંડપ અને મંડપમાં પ્રાસાદ ગ્રસ્ત ગળતો હોય તો દોષકારક છે. ૫૫.

प्रासादोच्छाय विस्तारा–जगती वाम दक्षिणे ।
छाया मेदा न कर्तव्या यथा लिङ्गस्य पीठीका ॥ ५६ ॥

પ્રાસાદના ઉદય અને વિસ્તારના માન પ્રમાણે ડાબી અને જમણી બાજુ જગતી શાસ્ત્રમાં કહેલ માન પ્રમાણે કરવી. એમ ન કરે તો છાયા ભેદ થાય છે, જેમ શિવલિંગને પીઠિકા રૂપ જગતી છે, તેમ પ્રાસાદને જગતી રૂપ પીઠિકા છે. ૫૬.

छन्दो भेदा न कर्तव्या जाति भेदा स्तथा पुनः ।
हीन शाखा न कर्तव्या लतिने चन्द्रलोकनम् ॥ ५७ ॥

છન્દ ભેદ તથા જાતિ ભેદ કરવો નહિ, શાખા હીન નહિ કરવી, લતિનાદિ પ્રાસાદને ચંદ્રવિલોકન-બારી કરવી. ૫૭.

तलछन्दानुसारेण हीनाङ्ग शिखरं भवेत् ॥ ५८ ॥

તલછન્દથી હીન શીખર કરવું નહિ. ૫૮.

शुकनासं च तस्याग्रे कारयेद् विधिपूर्वकम् ।
शुकाग्रे मण्डपं कुर्यात् सुरुपं लक्षणान्वितम् ॥ ५९ ॥

શુકનાશ આગળ વિધિપૂર્વક મંડપ કરવો, તે પ્રમાણ અને લક્ષણ યુક્ત કરવો. ૫૯.

यद्‌यत्साद वाचिकं सम्यकर्म विद्याभि संज्ञकम् ।
शक्तोमुकोपि यत्कर्तृं कला संज्ञतु तत्स्मृतम् ॥ ६० ॥

જે કાર્ય વાણીથી થઈ શકે તેને વિદ્યા કહે છે અને મુંગા પણ કરી શકે તેને 'કળા' શિલ્પ, ચિત્ર, નૃત્ય આદિ મુક ભાવે થઈ શકે છે. તેથી તે દરેકને કળા કહી છે. ૬૦.

## गर्भगृह रेखागल निर्णयः—

निरंधारेषु सर्वेषु नागरे मिश्रकेऽपि वा ।
विमाननागरे छन्दे कुर्याद् विमानपुष्पके ॥ ६१ ॥

भित्तिपृथुत्वमानं यत् तत्संख्या च क्रमोद्गता ।
गर्भ मध्ये यथा रेखा महामर्मक्षयोद्भवा ॥ ६२ ॥

एक द्वि त्रि क्रमाचैव रेखा गर्भ समुद्भवा ।
संकीर्णा दोषदा ज्ञेया विपुला च सुखावहा ॥ ६३ ॥

સર્વ પ્રકારના નિરંધારાદિ, નાગરાદિ, મિશ્રકાદિ, વિમાનનાગર છન્દ અને વિમાન-પુષ્પકાદિ પ્રાસાદોને ગભારાની ભિતિ હોય તેના માને ક્રમ અર્થાત્ શૃંગની સંખ્યા ચઢાવવી, પરંતુ જો ગર્ભગૃહ અંદર પાયાની રેખા ગળે તો તે મહામર્મ ક્ષય કરનારી છે. એક, બે અને ત્રણ ક્રમ શીખરો ચઢાવવાં ને તે શિખરના પાયચાની રેખા ગભારાની ફરક સુધી ચઢાવી શકાય છે, પરંતુ જો શિખરના પાયચાની રેખા ગર્ભગૃહ કરતાં નાની થાય તો દોષ લાગે, વિપુલા એટલે વિસ્તારવાળી થાય તો સુખ આપે. ૬૧ થી ૬૩.

a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ..; Dn2 D4 ततश्चेदिपुरिं D1 ततश्चेदिपु संप्राप्तौ. ... 1 दृष्टीं (for द्रष्टुं). G3 यादवेंद्रौ तदा दृष्ट्वा — K4

K3 तस्या°; D3 अप्य (for अस्य). — c) ... च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; K ... D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (...

निश्चिन्हं शिखरं दृष्ट्वा ध्वजहीनं सुरालयम् ।
असुरा वासमिच्छन्ति ध्वजाहीनं न कारयेत् ॥ ६४ ॥

ચિહ્ન રહિત શિખર તથા ધ્વજા રહિત દેવાલય જોઈ અસુરો વાસ કરવાને ઇચ્છે છે, માટે ધ્વજા વગર પ્રાસાદો રાખવા નહિ. ૬૪.

## मान प्रमाण –

अतिदीर्घे कुलच्छेदो हस्वे व्याधी समुद्भवः ।
तस्माच्छास्त्रकृते माने सुखदं सर्वकामदम् ॥ ६५ ॥

मान प्रमाण संयुक्ता शास्त्रदृष्टिश्च कारयेत ।
आयु:पूर्णश्च सौभाग्यं लभते पुत्रपौत्रकम् ॥ ६६ ॥

પ્રાસાદ પ્રમાણથી ઘણો ઉંચો કરવામાં આવે તો કુલનો નાશ થાય અને પ્રમાણથી નીચો કરવામાં આવે તો વ્યાધિની ઉત્પત્તિ થાય. તેથી શાસ્ત્રમાં કહેલ પ્રમાણથી પ્રાસાદનુ માન કરવું તે સર્વ પ્રકારના સુખ તથા કામનાઓને આપનાર છે. માન અને પ્રમાણ સંયુક્ત શાસ્ત્ર દૃષ્ટિથી ગૃહ તથા પ્રાસાદ કરવાથી પૂર્ણ આયુષ્યની સાથે સૌભાગ્ય વૃદ્ધિ અને પુત્ર પૌત્રાદિકનું પૂર્ણ સુખ પ્રાપ્ત થાય છે. ૬૫, ૬૬.

छन्द भेदो न कर्तव्यः प्रासादमठमन्दिरे ।
स्त्री मृत्यु शोक सन्ताप पुत्रपति धनक्षयः ॥ ६७ ॥

પ્રાસાદ મઠ તથા મંદિરમાં છંદ ભેદ કરવો નહિ. કેમકે છંદભેદ કરવાથી સ્ત્રીનું મૃત્યુ, શોક, સંતાપ તથા પુત્ર, પતિ અને ધનનો નાશ થાય. ૬૭.

राजमार्गान्तरे वेधो न प्रकारान्तरेऽपि च ।
स्तंभ पदादि वेधस्तुनभित्यन्तरतो भवेत् । ६८ ॥

રાજમાર્ગ અથવા પ્રાકાર (કોટ—કિલ્લો) વચમાં આવતો હોય તો સામસામા દેવાલયો કરવામાં વેધદોષ લાગતો નથી. તેમજ સ્તંભોના પદોનો વેધ પણ જો વચમાં ભિતિનું અંતર પડતું હોય તો લાગતો નથી. ૬૮.

पदहीनं न कर्तव्यं प्रासादमठमंदिरम् ।
एकस्तंभे कृते द्वारे पुत्रपति धनक्षयः ॥ ६९ ॥

પ્રાસાદ, મઠ તથા મંદિર પદહીન કરવાં નહિ; દ્વારની વચ્ચે એક સ્તંભ આવે તો પુત્ર, પતિ અને ધનનો ક્ષય થાય છે. ૬૯

स्तंभिका कुम्भिका सर्वतलमान न लोपयेत् ।
उदुम्बर शिरं सर्वं समसूत्रश्च कारयेत् ॥ ७० ॥

સ્તંભો અને કુંભિઓ એ સર્વનું તલમાન લોપવું નહિ અને તે સર્વ ઉદુમ્બરના મથાળે સમસુત્રમાં કરવાં. ૭૦.

वापी मण्डप गेहानां तृतीयस्तंभ वर्जनम् ।
शिल्पिनो नरकं यान्ति स्वामि सर्व धनक्षयं ॥ ७१ ॥

વાવ, મંડપ અને ગૃહોમાં ત્રણ સ્તંભો મૂકવા નહિ, અર્થાત્ બે, ચાર, છ એમ બેકીમાં મૂકવા અને જો એકી સ્તંભ મૂકવામાં આવે તો શિલ્પી નર્કમાં પડે અને ગૃહપતિના સર્વ ધનનો નાશ થાય. ૭૧.

पदलोपं दिशालोपं गर्भलोपं तथैव च ।
उभौतो नरकं यातः स्थापकः स्थपक सदा ॥ ७२ ॥

પ્રાસાદમાં પદલોપ, દિશાલોપ તથા ગર્ભલોપ થાય તો પ્રાસાદ કરાવનાર તથા કરનાર બન્ને સદા માટે નરકે જાય. ૭૨.

थरभङ्गोयदायस्य कोपितास्तत्र देवताः ।
शिल्पिनश्च क्षयं यान्ति तद्भवेत स्वामिमृत्युदम् ॥ ७३ ॥

જો પ્રાસાદમાં ઇંટ કે પાષાણના થરોનો ભંગ કરવામાં આવે તો તેમાં રહેલા દેવતાઓ કોપાયમાન થાય છે. અને તેથી શિલ્પીઓનો ક્ષય થાય છે, તથા તેવો પ્રાસાદ સ્વામીનું મૃત્યુકર્તા નીવડે છે. ૭૩.

शूचि मुखं भवेच्छिद्रं पृष्ठे यदा करोति च ।
प्रासादे न भवेत्पूजा गृहे क्रीडन्ति राक्षसा ॥ ७४ ॥

પ્રાસાદ અથવા ઘરની પછીતમાં સોયના મુખ જેટલું છિદ્ર રહેતો તેવા પ્રાસાદમાં દેવપૂજા થતી નથી. અને ગૃહમાં રાક્ષસો નિવાસ કરે છે. ૭૪.

भित्ति प्रासाद मानेन पीठान्तोत्तान पट्टका ।
एकवा त्रीणि वा कुर्यात द्वाराणि तत्र सर्वदा ॥ ७५ ॥

મંડપની ભિતિ પ્રાસાદના માન પ્રમાણે કરવી. પીઠ ઉપરથી પાટ સુધી મંડપને દ્વાર એક તથા ત્રણ કરવાં. ૭૫.

प्रासाद गर्भ मानत कुर्यात् मुख मण्डप ।
मूल स्तम्भे यथा सूत्र स्तम्भोदेयस्तु मण्डपे ॥ ७६ ॥

પ્રાસાદના ગર્ભમાનથી મુખમંડપની રચના કરવી; ગર્ભગૃહના મૂલ સ્તંભના સૂત્રે મંડપના સ્તંભો કરવા. ૭૬.

a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ...; Dn2 D4 ततश्चेदिपुरिं D1 ततश्चेदिपु संप्राप्तौ. दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा. — K4 K2 तस्या°; D2 अप्य° (for अस्य°). — ...) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत, K D (except D4) न्यमज्जत, G3.4 निर्ममज्ज (...

## शास्त्रविधि प्रासाद मंडपविधान :-

प्रासादो मण्डपश्चैव विना शास्त्रेण यः कृतः ।
विपरितं विभागेषु याऽन्यथा विनिवेशयेत् ॥ ७७ ॥
विपरितं फलं तस्य करिष्ठं तु प्रजायते ।
आयुर्नाशो मनस्तापः पुत्रनाशः कुलक्षयः ॥ ७८ ॥

શાસ્ત્રપ્રમાણુ વગર પ્રાસાદ અને મંડપ તથા તલના વિભાગોમાં પણ વિપરિત પણે સ્વરૂપના ભાગોનો નિવેશ કરવામાં આવેતો તેવા પ્રાસાદનું ફળ વિપરિત આવે અને તેથી અરિષ્ટ (દુઃખ-અશુભ) ઉત્પન્ન થાય છે. તથા આયુષ્યનો નાશ, મન સંતાપ, પુત્રનાશ અને કુલનો ક્ષય થાય છે. ૭૭, ૭૮.

शास्त्रमार्ग परित्यज्य आत्म बुद्धिर्यदा भवेत् ।
तत्फलं सर्वतो नास्ति प्रासादमठ मंदिरम् ॥ ७९ ॥

શાસ્ત્રની મર્યાદા અને વિધિનો ત્યાગ કરીને જે કર્તા કેવળ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી પ્રાસાદ, મઠ કે મંદિર કરે છે, તે સર્વથા નિષ્ફળ જાય છે, અર્થાત્ કેવળ બુદ્ધિના આધારે કરેલા પ્રાસાદ, મઠ અને મંદિરનું સમગ્ર ફળ નાશ પામે છે. માટે શાસ્ત્રમાર્ગ છોડીને અહં બુદ્ધિથી કદાપિ કાર્ય કરવું નહિ. ૭૯.

## चतुः प्रवेश द्वार :-

उत्सङ्गः पूर्णबाहुश्च हीनबाहु स्तथा परः ।
प्रतिकार्यं इति प्रोक्तं प्रवेशानां चतुष्टयम् ॥ ८० ॥
उतसङ्ग श्चोत्तरमुखे पूर्णबाहुश्च पूर्वतः ।
हीनबाहुस्तथा याम्ये प्रतिकायः सवारुणे ॥ ८१ ॥

૧ ઉત્સંગ, ૨ પૂર્ણબાહુ, ૩ હીનબાહુ, ૪ પ્રતિકાર્ય આ પ્રમાણે ચાર પ્રકારના દ્વારના પ્રવેશ કહ્યાં છે. ઉત્તરાભિમુખ દ્વારનો પ્રવેશ હોય તો તે ઉત્સંગ, પૂર્વાભિમુખ હોય તો પૂર્ણબાહુ, દક્ષિણાભિમુખ હીનબાહુ અને પશ્ચિમાભિમુખ દ્વારનો પ્રવેશ હોય તો પ્રતિકાર્ય જાણવો ૮૦, ૮૧.

अशास्त्रं मंदिरं कृत्वा प्रजाराजगृहतथा ।
तद्गृहमशुभं ज्ञेयं श्रेय स्तत्र न विद्यते ॥ ८२ ॥

શાસ્ત્ર વિધિ રહિત દેવમંદિર તેમજ પ્રજા અને રાજાના ગૃહો કરવામાં આવે તો તે અશુભ જાણવું, તેવા ગૃહમાં નિવાસ કરવો શ્રેયસ્કર નથી. ૮૨.

## गृह पर वृक्ष अने प्रासाद छाया तजवी :–

यामयोर्वेश्मनी छायां वृक्ष प्रासादजांत्यजेत् ।
सौम्यादितः शुभा प्लक्षवटौदुम्बर पिपलाः ॥ ८३ ॥

દિવસના બીજા અને ત્રીજા પ્રહરની વૃક્ષ તથા પ્રાસાદની છાંયા ગૃહ ઉપર તજવી, કારણ કે દોષકર્ત્તા છે. પરંતુ પહેલા અને ચોથા પ્રહરની છાંયા દોષકારક નથી. ગૃહની ઉત્તરે પીપળો, પૂર્વે વડ, દક્ષિણે ઉમરડો, તથા પશ્ચિમે પીપર એ વૃક્ષો રોપવા શુભ છે. ૮૩.

## प्रासाद मानहिन प्रमाण :–

दीर्घे मानाधिके ह्रस्वे वक्रेचापि सुरालये ।
छन्दभेदे जातिभेदे हीनमाने महद्भयम् ॥ ८४ ॥

પ્રાસાદ ઉંચાઇના પ્રમાણથી લાંબો, નાનો, વાંકો અથવા છંદભેદ અને જાતિભેદ-વાળું હોય તથા માનહીન કરેલું હોયતો મોટો ભય કરે. ૮૪.

## सुर्पक गृह :–

सुर्पकं व्यधिकं पृष्ठे विकर्णश्चैव कारयेत् ।
शिल्पिनो नरकं यान्ति स्वामी निर्धनो भवेत् ॥ ८५ ॥

સુપડાના આકારવાળું, પાછળના ભાગે પહોળું અથવા વાંકા ચુંકા ખુણાવાળું ગૃહ કરવામાં આવે તો શિલ્પી નર્કમાં પડે અને ગૃહપતિ નિર્ધન થાય. ૮૫.

सुर्पाकारं गृहं कार्यं विकर्णं नैव कारयेत् ।
अग्रतश्च भवेच्छ्रेष्ठं पृष्ठिनं परिवर्जयेत् ॥ ८६ ॥

સુપડાના આકારનું ગૃહ કરવું. પરંતુ વાંકા ચુકા ખુણાવાળું કરવું નહિ આગળના ભાગે પહોળું હોય તો સારૂ, પરંતુ પાછળના ભાગે પહોળું કરવું તે સારૂ નહિ. ૮૬.

द्विकोणं गोमुखश्चैव धननाशः पतिव्रजः ।
त्रिकोणं मृत्युदं ज्ञेयं षडश धर्म नाशनम् ॥ ८७ ॥

બે ખુણા વાળું અને ગાયના મુખ જેવું ગૃહ કરેતો ક્રમે ધનનો નાશ થાય અને ગૃહપતિને પરદેશ ગમન થાય, ત્રિકોણ ગૃહ મૃત્યુ આપનાર અને છ હાંશનું ગૃહ ધર્મનો નાશ કરનાર જાણવું. ૮૭.

a) Ś1 Dn1 D6 G1 2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ... ; Dn2 D4 ततश्चेदिपुरिं. D1 ततश्चेदिपु संप्राप्तौ. ... 1 दृष्टीं (for द्रष्टुं). G2 यादचेद्दौ तदा दृष्ट्वा — K4

K2 तस्या°; D2 अप्य (for अस्य). — ... च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (...

## समूल गृह :-

कर्णाधिश्च हीनास्यं यद गृहं तादशं भवेत् ।
समूलं तद्विजानीयात् हन्यते बन्धु बान्धव ॥८८ ॥

જે ગૃહનો કરો લાંબો હોય અને પછીત ટુંકી હોય તે ગૃહ સમૂલ કહેવાય, તેવા ગૃહમાં રહેનારના પરિવારનો નાશ થાય, માટે ઓરડો જરા પહોળો રાખવો અને લંબાઇ ટુંકી કરવી. ૮૮.

## प्रतिकार गृह :-

पृष्टे बाहुसमे मृत्युद्वार वास्तु यदा भवेत् ।
प्रतिकार्यंच तद् विद्याद न वासं तत्र कारयेत् ॥ ८९ ॥

જે ગૃહમાં પછીતે અથવા બાજુના કરે બારણું હોય તે ગૃહ પ્રતિકાર કહેવાય તેવા ગૃહમાં વાસ નહિ કરવો. ૮૯.

## अंतक गृह -

वामे ज्येष्ठ भवे तत्र दक्षिणे च कनिष्ठकम् ।
अन्तकाख्यं भवेद वेश्म हन्यते कुलसंपदा ॥ ९० ॥

એક ગૃહના બે ગૃહ કરેલ હોય, તેમાં ડાબી બાજુનું મોટું અને જમણી બાજુનું નાનું તે ગૃહ અંતક કહેવાય અને તે કુલની સંપત્તિનો નાશ કરે, ( માટે બંન્ને ગૃહ સરખાં કરવા અથવા જમણી તરફ મોટું કરવું અને મોટાભાઇને રહેવા આપવું તો દોષ નથી ) ૯૦

## गृह कोणवेध :-

त्रिकोणं पञ्चकोणं वा रथाकारं तथैवच ।
वेधश्च नाडि रेखाणां ताराया वंश नाशकः ॥ ९१ ॥

ગૃહના ત્રણ કોણ પડે, પાંચ કોણ પડે તેવું ગૃહ કરવામાં આવે તો તથા રથાકાર ( પાછળ પહોળું અને આગળ સાકડું ) તેમજ નાડીરેખા અને તારાના વેધ જેમાં હોય તેવું ગૃહ વંશનો નાશકર્તા છે. ૯૧.

## प्लव भूमि :-

अत्यन्त वृद्धिदं नृणा ईशान प्रागदक् प्लवम् ।
पुरुषाधः स्थितं शल्यं न गृहे दोषदं भवेत् ॥ ९२ ॥

ઇશાન અને પૂર્વ તરફના ઢાળવાળી જમીન સર્વને અત્યંત વૃદ્ધિ કરનારી જાણવી ગૃહની ભૂમિમાં શલ્ય દોષકારક છે, પરંતુ જમીન મથાળેથી એક મનુષ્ય પ્રમાણ શલ્ય દોષકર્તા નથી. ૯૨.



"અહિંસક પ્રતિક" સિંહણને દુગ્ધપાન કરતું ગાયનું વાછરડું.
કેસરિયાજીનગર—પાલિતાણા. (એન. સી. સોમપુરા)

…યા (for …)
a) Ś1 Dn1 D6 G1 2 ततश्चेद्रिपुरीं; K4 °पुरि; B1 °पुरं; Dn2 D4 ततश्चेद्रिपुरिं. D1 ततश्चेदिपु संप्राप्तौ. …1 द्रष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा. — K4 K2 तस्या°; D2 अप्य° (for अभ्य°). — c) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; D (except D4) न्यमज्जत; G3 4 निर्ममज्ज (



કુંભારીયાજી તીર્થ મંડપ દર્શન   કુંભારીયાજી.



કેસરિયાજી યક્ષ દર્શન કેસરિયાનગર-પાલીતાણા. [એન. સી. સોમપુરા]



a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेद्रिपुरीं; K4 °पुरि; B1 °पुं, Dn2 D4 ततश्चेद्रिपुरिं. D1 ततश्चेद्रिपु संप्राप्तौ. T1 दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रा तदा दृष्ट्वा — K4 K3 तस्या°; D2 अप्य° (for अस्य ). — c) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; K D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (

स्मशाने पर्वताग्रे च क्षारभूमि तथैव च ।
उदकाश्रिता चैत्यास्थि उरे जाजित युद्धभूमि ॥ ९३ ॥
म्लेच्छ चांडाल कुग्रामन त्यक्ता भूमिवसेन्नरः ।
पूर्वाऽपर सोम श्रेष्ठा भू यमि दिग् विवर्जिता ॥ ९४ ॥

સ્મશાન તથા પર્વતની નજીક, ક્ષારવાળી, પાણીના ધોધવાળી (પ્રવાહવાળી), ભેજવાળી, જ્યાં પૂર્વે (પહેલા) દેવમંદિર કે સ્થાનક હોય, સર્પના રાફડાવાળી, જ્યાં પૂર્વે યુદ્ધ થયું હોય તેવી તથા મ્લેચ્છો, ચંડાળો અને શુદ્ર વર્ણ વસતા હોય તેવી જમીન જ્યાં કુગ્રામ–દુર્જનો વસતા હોય આવા નેષ્ઠ સ્થાનોની ભૂમિ ઉપર મનુષ્યે ગૃહ કે પ્રાસાદ બાંધવા નહિ, પૂર્વ પશ્ચિમ અને ઉત્તર મુખ ગૃહપ્રાસાદ ભૂમિ શ્રેષ્ઠ જાણવી, પરંતુ દક્ષિણ મુખ તજવું. ૯૩, ૯૪.

शीतकाले उष्णदा च उष्णकाले शितप्रदा ।
प्रशस्ता सर्वोत्तमा भूमिर्भाषित विश्वकर्मणा ॥ ९५ ॥

જે ભૂમિ ઠંડીના કાળમાં ગરમ હુંફવાળી જણાય અને ગરમીના સમયમાં ઠંડક આપનારી તેવી ભૂમિ સર્વોત્તમ જાણવી, તેવી ભૂમિ વસવાટ યોગ્ય વિશ્વકર્માએ કહી છે. ૯૫.

पूर्वोत्तरे च दिग्मूढं मूढं पश्चिमदक्षिणे ।
तयं मूढं अमूढ वा तत्तु तीर्थं समं हितम् ॥ ९६ ॥

પૂર્વ અને ઉત્તર દિશા વચ્ચે એટલે ઇશાનકોણ તરફ અથવા પશ્ચિમ દક્ષિણ એટલે નૈઋત્યકોણ તરફ દિગ્મૂઢ હોય તો તે દિગ્મૂઢ ન જાણવું તે તીર્થ સમાન જાણવું. ૯૬.

सिद्धायतन तीर्थेषु नदीनासंगमेषु च ।
स्वयंभुवाण लिङ्गेषु तत्र दोषो न विद्यते ।
जिनेंद्राणां समवसरणे दिग्दोषो न विद्यते ॥ ९७ ॥

સિદ્ધ પુરૂષોના આશ્રમે, તીર્થસ્થાને, નદીના સંગમે, સ્વયંભુલિંગના મંદિરે અને જૈન તીર્થંકરના સમવસરણની રચના યુક્ત પ્રાસાદે દિગ્મૂઢ દોષ લાગતો નથી. ૯૭.

## शल्य शुद्धि

जलान्तिकं स्थितं शल्यं प्रासादे दोषदं नृणाम् ।
तस्मात्प्रासादादि भूमि खनेत् शिला जलान्वितम् ॥ ९८ ॥

પ્રાસાદની ભૂમિ, પાણી તથા પાષાણ સુધી ખોદવી, પ્રાસાદમાં શલ્યશુદ્ધિ જલ-પાષાણ સુધી કરવી. ૯૮.

पाषाणं तं जलान्त वा वालुकान्त खनेन भूमिम् ।
केशां गारा काष्ठ लोहा स्थिकान्ता शोधयेतु भूमि ॥ ९९ ॥

પાષાણ જલ અથવા રેતી આવે ત્યાંસુધી જમીન ખોદી ભૂમિ શુદ્ધ કરી શિલા સ્થાપન કરવી કેશ, કોલસા, લાકડું, લોઢું, હાડકા, રાખ આદિ શલ્ય શોધન કરવું. ૯૯.

## अथ गणित :—

आयऋक्ष गण चन्द्र चतुरङ्ग प्रयोजयेत् ।
आयव्ययोरंश शुद्धिर्न जीर्णोचितयेत्गृहे ॥ १०० ॥

આય, નક્ષત્ર, ગણ અને ચંદ્ર એ ચાર અંગો ગણિતના મેળવવા, પરંતુ જિર્ણોદ્ધાર પ્રાસાદમાં આય, વ્યય કે અંશકની શુદ્ધિ જોવાની જરૂર નથી. ૧૦૦.

## देव प्रासाद दिक गृहनिषेध —

वर्जयेदर्हत: पृष्ठमग्रतु शिवं सूर्ययोः ।
ब्रह्मा विष्णुश्च पार्श्वन्तु चन्डी सर्वत्र वर्जयेत् ॥ १०१ ॥

જિન તીર્થંકરના પ્રાસાદ પૃષ્ઠે, શિવ સૂર્યની અગ્રે, બ્રહ્મા વિષ્ણુના વામદક્ષિણ અને ચંડીદેવીના ચારે બાજુમાં ગૃહ કરવું નહિ. ૧૦૧.

## नाभि वेध —

अग्रतः पृष्टतश्चैव वाम दक्षिणतोऽपिवा ।
प्रासादं कारयेदन्य नाभिवेधं विवर्जयेत् ॥ १०२ ॥

કોઈ પણ પ્રાસાદની આજુબાજુ પ્રાસાદ કરવાનો હોયતો ગર્ભવેધ થવા ન દેવો, મૂળ પ્રાસાદના ગર્ભે અન્ય પ્રાસાદ કરવો તો ગર્ભવેધ થાયતો નાભિવેધનો દોષ જાણવો અને તે તજવો. ૧૦૨.

शिवस्याग्रे शिवं कुर्यात् ब्रह्माणं ब्रह्मणोऽग्रतः ।
विष्णुरग्रे भवेद्विष्णु जिनोजिने रवो रविः ॥ १०३ ॥
ब्रह्मा विष्णोरेक नाभौ द्वयों दोषो न विद्यते ।
शिवस्याग्रेऽन्य देवस्य दृष्टिवेधं महाभयम् ॥ १०४ ॥

શિવના મંદિર સામે શિવનું, બ્રહ્માના સામે બ્રહ્માનુ, વિષ્ણુની સામે વિષ્ણુનું, જિન સામે જિનનું, સૂર્ય સામે સૂર્યનું મંદિર બાંધવું તે નાભિવેદ તજીને બાંધવું, બ્રહ્મા અને વિષ્ણુના પ્રાસાદ સામસામા એક નાભિએ બાંધવામાં આવે તો દોષ નથી, પરંતુ શિવાલય સામે અન્ય કોઈપણ દેવ સ્થાપન ન કરવાં, કારણ કે દૃષ્ટિવેધથી મહાભય ઉપજે છે. ૧૦૩, ૧૦૪.

रथाया (for सम्पा...)
a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि, B1 °पुर; Dn2 D4 ततश्चेद्दिपुरिं. D1 ततश्चेदिपु संप्राप्तौ. T1 दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रा तदा दृष्ट्वा — K4 K2 तस्या°; D2 अप्य (for अभ्य). — ) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; K4 D (except D4) न्यमज्जत, G3.4 निर्ममज्ज (G3

प्रसिद्ध राजमार्गे च प्राकारस्यान्तरेऽपि वा ।
त्यक्त्वा द्वि गुणीतां भूमि तत्रदोषो न विद्यते ॥ १०५ ॥

નાભિવેધમાં પ્રસિદ્ધ રાજમાર્ગ હોય અથવા કિલ્લો હોય અથવા બમણું અન્તર હોય તો કોઇપણ દોષ લાગતો નથી. ૧૦૫.

उच्छायाद् भूमिद्विगुणा त्यक्तया चैत्येचतुर्गुणाम् ।
वेधादि दोषो नैवस्यादेवं त्वष्ट मतं तथा ॥ १०६ ॥

આચારદિનકરમાં કહ્યું છે કે—ગૃહની ઉંચાઇથી બમણી ભૂમિ તજીને જિન ચૈત્યની ઉંચાઇથી ચારગણી ભૂમિ તજીને વેધાદિદોષ લાગતો નથી. એવું વિશ્વકર્માનું કથન છે. ૧૦૬.

## वास्तु पूजन :-

कुर्मे कुम्भे पट्टेद्वारे पद्माख्यां यांतु पौरुषे ।
घट्ध्वयोः प्रतिष्ठा यामेव पुण्याये सप्तके ॥ १०७ ॥

પ્રાસાદ બનાવતા ચૌદ વખત મુહૂર્તોમાં વાસ્તુશાન્તિ કરવાનું કહ્યું છે, પરંતુ તેમાંયે ૧ શિલાસ્થાપન, ૨ કુંભિસ્તંભ, ૩ પાટ, ૪ દ્વારસ્થાપન, ૫ પદ્મશિલા, ૬ પ્રાસાદ પુરુષ સ્થાપતા, ૭ ધ્વજ પ્રતિષ્ઠા સમયે એમ સાત વખત પુણ્યાહ પ્રસંગે અવશ્ય વાસ્તુપૂજન કરવું. ૧૦૭.

## अथ प्रासाद छन्द दोष :-

विभक्ति तलच्छन्दाय शिखरोर्ध्वहि कारयेत् ।
उर्ध्वाभिधानकं ख्याते तलच्छन्द तथाभिधम् ॥ १०८ ॥

પ્રાસાદના તલચ્છન્દની વિભક્તિ પ્રમાણે જ શિખર કરવું, ઉપરનું શિખર જે નામથી ઓળખાતું હોય તે જ તલછન્દ રાખવું. તેમાં ફેરફાર કદી કરવો નહિ. ૧૦૮.

## न्युनाधिक मानदोष :-

हीनमाने कृते दोषाः कथ्यते तान् समासतः ।
आयुर्हानि द्वारहीने कौलिहीने धनक्षयः ॥ १०९ ॥

अपद स्थापितैः स्तंभैर्महारोगो विनिर्दिशेत् ।
स्तंभ व्यासोदये हीने कान्तातत्र विनश्यति ॥ ११० ॥

દ્વારમાનથી હીન કરવાથી આયુષ્ય ઘટે, કૌલી હીન કરવાથી લક્ષ્મી નાશ થાય, અપદે સ્તંભ સ્થાપવાથી મહારોગની ઉત્પત્તિ થાય સ્તંભની જાડાઇ તથા ઊંચાઈ ઓછી કરવાથી સ્ત્રીનો નાશ થાય. ૧૦૯, ૧૧૦.

प्रासादे पीठ हीने तु नश्यति गजवाजिनः ।
रथोपरथ हीने तु प्रजापीडा विनिर्दिशत् ॥ १११ ॥

जंघाहीने भवेत् बन्धोर्नाशः कर्तुकारैदिको स्तथा ।
शीखरे हीनमाने तु नश्यति पुत्र पौत्रकाः ॥ ११२ ॥

પ્રાસાદ પીઠ હીન કરવાથી હાથી ઘોડા આદિ વાહનોની સમૃદ્ધિનો નાશ થાય, પ્રાસાદના રથ ઉપરથના ઉપાંગો માનથી ઓછાં કરવાથી પ્રજાને પીડા થાય, જંઘા ઓછી કરવાથી બન્ધુવર્ગ તથા કરનાર કરાવનારનો નાશ થાય, શિખર હીન કરવાથી પુત્ર પૌત્રાદિકનો નાશ થાય. ૧૧૧, ૧૧૨.

## यमचुल्लि वेध :—

एक द्वि त्रिकं मात्राभि गर्भगेहं यदायतम् ।
यमचुल्लि स्तदा नाम कर्तृ भर्तृ विनाशिकः ॥ ११३ ॥

પ્રાસાદનો ગર્ભગૃહ પહોળાઈથી એક, બે, ત્રણ માત્રા ઊંડાઈમાં વધારે હોય તો તે બાંધનાર બંધાવનારનો વિનાશ કરનારો યમચુલ્લિ નામનો વેધ જાણવો. ૧૧૩.

जगत्यां लोपयेदूच्छाला शालायां मण्डपं तथा ।
मण्डपे नैव प्रासादो ग्रस्त श्चैद् दोषकारकः ॥ ११४ ॥

જગતીની શાલા ( ચોકી ) ચોકીથી મંડપ, મંડપથી પ્રાસાદનો ગર્ભગૃહ એમ ઉત્તરોત્તર ભૂમિતલ ઊંચા ઊંચા કરવાં, તેમ ન કરવાથી દોષકારક થાય છે, તેથી ઉત્તરોત્તર ભૂમિ ઉંચી કરતાં જવુ. ૧૧૪.

## अथ भिन्नदोष :—

भिन्नदोषकरं यत्स्यात् प्रासाद मठ मन्दिरम् ।
मुषकैर्जालके द्वारा रश्मिभिश्च प्रभेदितम् ॥ ११५ ॥

ब्रह्मा विष्णु शिवर्काणां भिन्न दोषान्न दृश्यते ।
जिन गौरि गणेशानां गृहे भिन्नं विवर्जयेत् ॥ ११६ ॥

પ્રાસાદ, મઠ કે મંદિરને ભિન્નદોષ કહ્યો છે, ઉંદર કે કરોળીયાના જાળા હોય, અગર ભીંતો ફાટીને સૂર્યના કિરણો ગર્ભગૃહમાં પ્રવેશતા હોય તો તે ભિન્નદોષ જાણવો. બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને સૂર્યને ભિન્નદોષ લાગતો નથી, પરંતુ જિન, પાર્વતી અને ગણેશના મંદિરોમાં ભિન્નદોષ લાગે છે. ૧૧૫, ૧૧૬.

a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ...पुं, Dn2 D4 ततश्चेदिपुरिं D1 ततश्चेदिपु संप्राप्तौ. T1 दृष्टीं (for द्रष्टुं) G2 यादवेन्द्रौ वदा दृष्ट्वा. — K4

K2 तस्या°; D2 अप्य° (for अम्य°). — ) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; K4 D (except D4) न्यमज्जत, G3.4 निर्ममज्ज (G3

मण्डलं जालकं चैव कीलकं सुषिरं तथा ।
छिद्रं संधिश्चकाराश्च महादोषा इति स्मृता ॥ ११७ ॥

પ્રાસાદમાં ભમરા મંડળ કરે, કરોળીયા જાળાં કરે, જીવડાં ખાડા પાડે, ભમરા દર કરે–છિદ્ર પાડે, ચુનામાં તડો પડે એ સાત મહાદોષો છે. ૧૧૭.

ब्रह्माविष्णुरवीनां च शम्भोः कार्यायदच्छया ।
गिरिजाया जिनादीनां मन्वन्तर भुवां तथा ॥ ११८ ॥
एतेषां च सुराणां च प्रासादाभिन्न वर्जिताः ।
प्रासाद मठ वेश्मान्य भिन्नानि शुभदानि हि ॥ ११९ ॥

બ્રહ્મા, વિષ્ણુ, સુર્ય અને શીવ આ દેવોના પ્રાસાદ ભિન્ન અથવા અભિન્ન પોતાની ઈચ્છાનુસાર બનાવી શકાય છે. પણ ગૌરીદેવી, જિનદેવ અને મન્વંતરમાં ઉત્પન્ન થનારા દેવોના પ્રાસાદો તો ભિન્નદોષ રહિત કરવા. પ્રાસાદ, મઠ અને ગૃહ એ ભિન્નદોષ રહિત હોય તો શુભકારક છે. ૧૧૮, ૧૧૯.

## व्यक्ताव्यक्त प्रासाद :–

व्यक्ताव्यक्तं गृहं कुर्याद् भिन्नभिन्न मूर्तिकम् ।
यथा स्वामि शरीरंस्यात प्रासादमपि तादृशम् ॥ १२० ॥

ઉપર કહેલ અભિન્ન અને દોષવાળી દેવમૂર્તિઓ માટે વ્યક્ત અને અવ્યક્ત પ્રાસાદ બનાવે ભિન્નદોષ રહિત બ્રહ્મા આદિ દેવમૂર્તિઓ માટે પ્રકાશવાળા અને ભિન્નદોષવાળા ગૌરી આદિ દેવમૂર્તિઓ માટે અંધકારમય પ્રાસાદ બનાવવા. જેમ સ્વામી પોતાના શરીરને અનુકુલ ગૃહ બનાવે છે. તેમ દેવોને અનુકુલ પ્રાસાદ બનાવવા. ૧૨૦.

## महामर्म दोष :–

भिन्न चतुर्विधं ज्ञेय–मष्टधामिश्रक मतम् ।
मिश्रकं पूजितं तत्र भिन्न वै दोषकारकम् ॥ १२१ ॥
छन्दभेदो न कर्तव्यो जातिभेदोऽपि वा पुनः ।
उत्पद्यते महामर्म जातिभेद कृते सति ॥ १२२ ॥

ભિન્નદોષ ચાર પ્રકારના છે અને મિશ્રદોષ આઠ પ્રકારના છે, તેમાં મિશ્રદોષ પૂજીત શુભ છે. અને ભિન્ન દોષ દોષકારક છે, છંદભેદ જેમ છંદોમાં ગુરૂ લઘુ યથાસ્થાન ન હોવાથી છંદ દોષિત થાય છે. જાતિ ભેદ પ્રાસાદની અનેક જાતિઓમાંથી પીઠમંડોવર આદિ એક જાતિની અને શિખર બીજી જાતિનું બનાવાય તો જાતિભેદ થાય છે, આમ જાતિભેદ કરવાથી મહામર્મ દોષ ઉત્પન્ન થાય છે. ૧૨૧, ૧૨૨.

समतलं च विषम संघाटो मुखमण्डपे ।
भित्यंन्तरे यदा स्तंम्भः पट्टादि नैव दुष्यते ॥ १२३ ॥

પ્રાસાદ પાસે મુખ મંડપ જોડતાં જો બે ખંડ ઉંચા નીચા વચ્ચે ભિતિનું અંતર હોય તો સ્તંભ પાટ આદિ સમ વિષમ આધા પાછા કે ઉંચા નીચા હોય તો તેમાં દોષ લાગ તો નથી. ૧૨૩.

भूत प्रेत पिशादि राक्षसाश्च वसन्तिकैः ।
तस्मत्प्रासाद निष्पन्ने सर्वथा प्रेक्षणं चरेत् ॥ १२४ ॥

પ્રાસાદ દેવપ્રતિષ્ઠા વગરનો શૂન્ય રાખવાથી તેમાં ભૂત, પ્રેત, પિશાચ અને રાક્ષસ વાસ કરે છે. માટે પ્રાસાદ મૂર્તિ વગર રાખવો નહિ ૧૨૪.

## शुकनास घण्टा समसूत्र :-

शुकनासा समा घण्टान्युना श्रेष्ठा न चाधिका ।
एतमाने न वारांगनारण्ये मण्डपे च वलाणके ॥ १२५ ॥

શિખરના શુકનાશ બરાબર મંડપના સંવરણાનો આમલસારો સમસુત્રમાં રાખવો શુકનાશથી ઘંટા નીચી હોયતો શ્રેષ્ટ જાણવી પણ ઉંચી નહિં રાખવી એજ માન પ્રમાણે મંડપ અને બલાણકના આમલસારા સમ સૂત્રમાં કરવાં, શુકનાશથી સમ અથવા નીચા રાખવા. ૧૨૫.

## गृहमंदिर ध्वजदंड विधान :-

न कदापि ध्वजदण्डो स्थाप्यो वैं गृहमन्दिरे ।
कलशामलसारौ च शुभदौ परिकिर्तितौ ॥ १२६ ॥

ગૃહસ્થના ગૃહમાં ગૃહમંદિર હોય તો તે પર કદાપિ ધ્વજદંડ ન ચઢાવવો. આમલસારા અને કલશ ચઢાવવાથી શુભ કીર્તિદાયક છે. ૧૨૬.

## गृहमन्दिर प्रतिमा प्रमाण :-

अंगुष्ठ पर्वदारम्य वितस्तिर्याव देवतु ।
गृहेषु प्रतिमा पूज्या नाधिकाशस्यते वुधैं ॥ १२७ ॥

અંગુઠાના પર્વથી વિતસ્તિ ( નવ અંગુલ પ્રમાણ ) સુધીની પ્રતિમા ગૃહમાં પૂજવી તેથી મોટા પ્રતિમા ગૃહપૂજામાં બુદ્ધિમાને ન રાખવાં.

**નિર્દોષ વાસ્તુ પ્રમાણ** :- બ્રાહ્મણને ૧૨ અંગુલ મૂર્તિપ્રમાણ, ક્ષત્રિયને નવ અગુલ, વૈશ્યને સાત અંગુલ અને શુદ્રને પાચ અગુલ પ્રમાણની મૂર્તિગૃહે પૂજવી ૧૨૭.

a) Ś1 Dn1 D6 G1.2 ततश्वेदिपुरीं; K4 °पुरि; B1 पुरं; Dn2 D4 ततश्वेदिपुरिं D1 ततश्वेदिपु संप्रासौ T1 दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा. — K4

K2 तस्या°; D2 अप्य (for अस्य). — c) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; K4 D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (G8

गृहे लिङ्गादयं नार्च्यं गणेशं त्रयमेव च ।
शक्ति त्रयं तथा शङ्ख मत्स्यादि दशकांकिम् ॥ १२८ ॥

द्वे चक्रे द्वारकायास्तु शालिग्राम द्वयं तथा ।
दौ शङ्खो नाचयेत् तत्र सूर्ययुग्मं तथैव च ।
तेषांच पूजने नैव उद्वेगं प्राप्तुयां द्गृही ॥ १२९ ॥

ગૃહસ્થના ગૃહે પૂજામાં બે લિંગ, ત્રણ ગણપતિ, ત્રણ દેવીમૂર્તિ, ત્રણ શંખ, મત્સ્યાદિ દશ અવતારો, દ્વારકાના બે શાલિગ્રામ, દ્વારકાના બે શંખ અને બે સૂર્યમૂર્તિ આ સર્વ એક પૂજામાં રાખવા નહિ. તેથી ઉદ્વેગની પ્રાપ્તિ થાય. ૧૨૮, ૧૨૯.

नैकहस्तादि तोऽन्युने प्रासादे स्थिरता नयेत् ।
स्थिरं न स्थापयेद्गेहे गृहीणां दुःख कृद्भयत् ॥ १३० ॥

એક હસ્તથી નાની દેરીમાં સ્થિર લિંગ અથવા પ્રતિમાનુ સ્થાપન ન કરવું ગૃહસ્થે પોતાના ગૃહમાં મૂર્તિ કે લિંગની સ્થિર પ્રતિષ્ઠા કરવી નહિ, સ્થિર પ્રતિષ્ઠા કરવાથી દુઃખદાયક થાય છે. ૧૩૦.

प्रतिमा काष्ट लेपाश्म दंत चित्रायसां गृहे ।
मानाधिका परिवार रहित नैव पूजयेत् ॥ १३१ ॥

પ્રતિમા, કાષ્ઠ, લેપ, પાષાણ, હસ્તિદંત. ચિત્ર, લોહપચધાતુ જો માનથી ન્યુનાધિક હોય કે પરિવાર રહિત હોય તો તે ગૃહસ્થના ગૃહે પૂજવી નહિ. ૧૩૧.

नेमिनाथो वीर मल्लीनाथौ वैराग्यकारका: ।
त्रयो वै मन्दिर स्थाप्या न गृहे शुभदायका ॥ १३२ ॥

વીતરાગ પ્રભુમાં નેમનાથ, મહાવીરસ્વામી અને મલ્લિનાથજી એ ત્રણ મહા-વૈરાગ્યવાન છે, તેથી એ ત્રણ પ્રતિમાઓ પ્રાસાદને વિષે સ્થાપન કરી પૂજન કરવું, પરંતુ ગૃહમંદિરમાં એ ત્રણે પ્રતિમાઓ સ્થાપન કરવી શુભદાયક નથી. ૧૩૨.

## प्रतिमा दोषाः

किलिका छिद्र सुषिर–त्रस जालक संधयः ।
मण्डलानि च गारश्च महादूषण हेतवे ॥ १३३ ॥

પ્રતિમાના દ્રવ્ય પાષાણ કે કાષ્ઠમાં ખીલા, છિદ્ર, પોલાણ, જીવના જાળાં, સાંધા, મંડલાકાર રેખા કે ગાર ગાંઠા હોય તેવા દૂષણવાળું દ્રવ્ય દોષકારક છે. ૧૩૩.

रक्षितव्ये परिवारं दोषदा वर्णसंकराः ।
न समांगुल संख्येष्टा प्रतिमा मानकर्णिके ॥ १३४ ॥

પ્રતિમાના પરિવારમાં કે પરિકરમાં પાષાણુની વર્ણુસંકરતા ( બે રંગ ) હોય તો તે દોષકારક છે. પ્રતિમાનુ ઊંચાઈ પ્રમાણુ એકી અંગુલ રાખવું ઇષ્ટ છે. ૧૩૪.

पाणीपाद विहिनांजातु धनक्षय विनाशिनि ।
चिरंपर्युषिता यातु नादर्तव्या यतस्ततः ॥ १३५ ॥

ટુંકા હાથપગ, અંગ વગરની પ્રતિમા ધનક્ષય કરનાર છે, અવાવરૂં પ્રતિમાઓ જ્યાં ત્યાંથી ગ્રહણુ ન કરવી. ૧૩૫.



ચેમ્બુર જૈન દેરાસર હસ્તિ દર્શન.                    ( એન. સી. સોમપુરા )

यादा (for ...)
a) $S_1$ $Dn_1$ $D_6$ $G_{1.2}$ ततश्चेदिपुर्री; $K_4$ °पुरि; $B_1$ °पुं, $Dn_2$ $D_4$ ततश्चेदिपुरिं $D_1$ ततश्चेदिपु संप्राप्तौ. $T_1$ द्रष्टौ (for द्रष्टुं). $G_3$ यादवेंद्रा तदा द्रष्ट्वा. — $K_4$

$K_2$ तस्या°; $D_2$ अप्य° (for अभ्य° ). — c) च (for तच्च). — d) $K_2$ $G_{5.6}$ निमज्जत; $K_4$ D (except $D_4$) न्यमज्जत; $G_{3.4}$ निर्ममज्ज ($G_3$



સૂર્ય મંદિર મંડોવર દર્શન—રાણકપુર.



વિજય કિર્તિસ્થંભ—ચિત્તોડ.



या (for यथा) ...
a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 ...; Dn2 D4 ततश्चेदिपुरिं D1 ततश्चेदिपु संप्राप्तौ. T1 दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रौ तदा दृष्ट्वा. — K4

K2 तस्या°; D2 अप्य° (for अम्य°). — ...) च (for तत्र). — d) K2 G5.6 निमज्जत; K4 D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (G3

नासाहीनाश्रियं हन्ति दुःखदैन्ये कपोलयोः ।
अग्रदक् प्रतिमा शीघ्र निहनिष्यति नायकम् ॥ १३६ ॥

નાસિકાહીન પ્રતિમા લક્ષ્મીનો નાશ કરે છે, બેઠેલા ગાલવાળી પ્રતિમા દુઃખ આપનારું છે, ભયંકર દેખાવની પ્રતિમા કરાવનારનો શિઘ્ર નાશ કરે છે. ૧૩૬.

उर्ध्वदृष्टिश्च रौद्री राष्ट्र राज्ञो क्षयंकरी ।
अधोदृष्टिश्च रौद्री अर्चके निहनिष्यति ॥ १३७ ॥
यदि नासाग्र दृष्टिस्यात् शिल्पाचार्यौ विनश्यति ।
पार्श्वदृक् बन्धुनाशाय समदृष्टि तु कारयेत् ॥ १३८ ॥

પ્રતિમાની ઉંચી કે વિકરાળ દૃષ્ટિ હોય તો રાજા અને રાજ્યનો નાશ કરે, નીચી કે ક્રોધાયમાન દૃષ્ટિ પૂજનારનો નાશ કરે, નાસિકા તરફ દૃષ્ટિવાળી પ્રતિમા શિલ્પી અને આચાર્યનો નાશ કરે, પડખે દૃષ્ટિવાળી ભાઈઓનો નાશ કરે. માટે સમદૃષ્ટિવાળી પ્રતિમા કરાવવી. ૧૩૭, ૧૩૮.

जन्घा हीना भवेत् भक्षा कटि हीना च घातिनी ।
अधो हीनानि दुःखाय शिल्पिनो भोग वर्जिता ॥ १३९ ॥
माले नखे मुखे चैव क्षीणोऽधिके कुलक्षयः ।
कृशा द्रव्या विनाशाय दुर्भिक्षाय कृशोदरी ॥ १४० ॥

પાતળી જંઘાવાળી પ્રતિમા ભક્ષણ કરે, કેડથી પાતળી કર્તાનો નાશ કરે, નીચેથી પાતળી પ્રતિમા દુઃખ આપે અને શિલ્પીની સમૃદ્ધિનો નાશ કરે, કપાળ, નખ, મુખ વગેરે પાતળા હોય તો તેવી પ્રતિમાથી દુષ્કાળ પડે. ૧૩૯, ૧૪૦.

रुदन्ती च हसन्ती चाधिकाङ्ग च शिल्पिना ।
अति दीर्घा च दृष्टा वेद गो ब्राह्मण विनाशिनी ॥ १४१ ॥

રૂદન કરતી, હસતી કે અધિક અંગવાળી પ્રતિમા શિલ્પીએ કરી હોય કે પ્રમાણથી ઘણી લાંબી દેખાતી હોય તેવી પ્રતિમા ગાય બ્રાહ્મણનો નાશ કરે છે. ૧૪૧

अन्याय द्रव्य निष्पन्ना वास्तुदलोद्भवा ।
हीनाधिकाङ्गो प्रतिमा स्व परोन्नति नाशिनी ॥ १४२ ॥

અન્યાયથી પેદા કરેલ દ્રવ્યની પ્રતિમા કરાવી હોય અથવા બીજા કાર્ય માટે લાવેલ દ્રવ્યમાંથી પ્રતિમા કરાવી હોય કે હીન અંગવાળી અથવા અધિક અંગવાળી પ્રતિમા પોતાનો અને પારકાનો નાશ કરે છે. ૧૪૨.

नर्तनं रोदनं हास्य मुन्मीलन निमीलने ।
देवायत्न प्रकुर्वन्ति तत्र विद्यान्महद्भयम् ॥ १४३ ॥

જે સ્થાને દેવ પ્રતિમા શબ્દ કરે, રૂદન કરે, હાસ્ય કરે અથવા નીચી ઉંચી તીરછી દૃષ્ટિ કરે કે સ્વયં ચલાયમાન થાય તે સ્થળે મહાભય ઉપજે. ૧૪૩.

संस्कृते तुलिते चैव दुष्ट स्पर्श परीक्षते ।
चाण्डाल पतितया द्रष्या सूकादि निरीक्षिता ॥
एते बिम्बे च लिङ्गेच प्रतिष्ठा पुनरेव च ॥ १४४ ॥

કારણવશાત્ તોલ કરેલી, દુષ્ટ મનુષ્યનો સ્પર્શ કરેલી, ચોરાયેલી અગર પરીક્ષા કરવી પડેલ મૂર્તિ, પતિત કે ચાંડાલનો સ્પર્શ થયો હોય કે રજસ્વલા કે સુવાવડી સ્ત્રીની દૃષ્ટિ પડેલી હોય તેવી પ્રતિમા કે લિંગની ફરીથી પૂર્વવત પ્રતિષ્ઠા કરવી. ૧૪૪.

अति ताब्द शतास्यान्मूर्तिः स्थापिताया महत्तमैः ।
खण्डिता स्फुटिताप्यर्चाऽ अन्यथा दुःखदायिका ॥ १४५ ॥

જે મૂર્તિ સો વર્ષથી પૂજાતી હોય કે મહાપુરૂષે સ્થાપિત કરેલી હોય, તેવી મૂર્તિ કદાચ ખંડિત કે ફાટેલી હોય તો પણ પૂજવી, પરંતુ બીજી એવી ખંડિત મૂર્તિ પૂજવાથી દોષ લાગે છે. ૧૪૫.

तत्तत् स्थानेषु ये देवा स्थापिताश्च महत्तरैः ।
तत्सान्निध्यं सर्वकाले व्यङ्गिता न विन त्यजेत् ॥ १४६ ॥

ઉત્તમ સ્થાનમાં મહાપુરૂષોએ સ્થાપન કરેલ કે તેમના સાન્નિધ્યમાં સ્થાપન થયેલ હોય તેવી મૂર્તિ કે લિંગ વ્યંગ હોય તો પણ કોઈ કાળે તે મૂર્તિ તજવી નહિ.

खण्डितं स्फुटितं भान चलितं चालितं तथा ।
पतितं पातितं जीर्ण मग्नि लिङ्गो समुद्धरेत् ॥ १४७ ॥

ખંડિત થયેલું કે ફાટેલું, ભાંગેલું, ચલિત થયેલ કે ચલાયમાન કરેલ લિંગ હોય, પાપીઓથી અપવિત્ર થયું હોય, અગ્નિથી બળેલ હોય તો પણ તેવા શિવલિંગને ન તજવો. લેપાદિથી સમુદ્ધાર કરવો. ૧૪૭.

नवीनापि जीर्णोद्यर्चाया चातिव शोभना ।
परिष्कृताऽपरिष्कृता वा तत्र दोषो न विद्यते ॥ १४८ ॥

નવીન કે જીર્ણ-પ્રાચીન પ્રતિમા હોય તે મૂર્તિ રમ્ય અને અતિ મનોહર-આકર્ષક હોય તો તે ગમે તેવી અવસ્થામાં પરિષ્કાર કે અપરિષ્કાર (ખંડિત કે તૂટેલી) હોય તો પણ તેવી મૂર્તિ દોષિત મણાતી નથી. ૧૪૮.

रकाया (for वत्सा) ; a) Ś1 Dn1 D6 G1.2 ततश्चेदिपुरीं; K4 °पुरि; B1 °पुरं; Dn2 D4 ततश्चेदिपुरिं. D1 ततश्चेदिपु संप्रासौ T1 दृष्टीं (for द्रष्टुं). G2 यादवेंद्रो तदा दृष्ट्वा. — K4 K2 तस्या°; D2 अप्य (for अभ्य). — c) च (for तच्च). — d) K2 G5.6 निमज्जत; K4 D (except D4) न्यमज्जत; G3.4 निर्ममज्ज (G3

द्वीपिनी सिंहनी सिंही सिंहरूपा सिंहोन्नता ।
सिंहग्रीवा च सिंहा च सिंहाख्या च सिंहेश्वरी ॥ ८६ ॥

महानादा नादवती सिंहनादा नादोद्भवा ।
सिंहाङ्गना च सिद्धा च षोडशी सकलेश्वरी ॥ ८७ ॥

समाख्याताश्चैव चतुर्विंशोत्तरशतद्वयम् ॥ ८८ ॥

॥ इति षोडशखण्डाः १६ ॥

सौम्या नारायणी चैव रम्या नरा नरोत्तमा ।
नरेश्वरी नराज्ञा च नराङ्गा च नृत्येश्वरी ॥ ८९ ॥

वीरवती वीराङ्गी महावीरा वीरनायका ।
बीभत्सा च सती शान्ता चत्वारिंशच्छतद्वयम् ॥ ९० ॥

॥ इति सप्तदशखण्डाः १६ ॥

रम्या रम्मेश्वरी गङ्गा कुमुदा कुमुदशेखरी ।
बीभत्सा पार्थिवा ज्ञेया कान्ता चैव मनोहरी ॥ ९१ ॥

स्वरुपा विक्रमा शान्ता मनोज्ञा सर्वतो मुखी ।
यज्ञभद्रा सुखासीना षटपञ्चाशच्छत द्वयम् ॥ ९२ ॥

॥ इति अष्टादशखण्डाः १६ ॥

अष्टादश स्कन्धस्थाने उत्पन्ना हलकादिका ।
एकादिकोद्भवा रेखा प्रासाद शिखरे मताः ॥ ९३ ॥

## ૨૫૬ રેખાઓના નામ

૧૬ ત્રીખંડા- શશિની, શીતલા, સૌમ્યા, શાન્તા, મનોરમા, શુભા, મનોભવા, વીરા, પદ્મશેખરા, લલિતા, લીલાવતી, ત્રિદવા, પૂર્ણમંડલા, પૂર્ણભદ્રા ભદ્રાંગી.

૧૬ ચતુષ્ખંડા- શાન્તિની, શુભા, શાન્તા, ત્રિદિયા, દેવદુર્લભા, બીભત્સા, શિવા, સૌમ્યા, વીરભદ્રા, નારાયણી, સુષિરા, શેખરા, રમ્યા, પૂર્ણા, પૂર્ણભદ્રા, વિજયા.

૧૬ પંચખંડા - લક્ષ્મિણી, શ્રી, સંભવા, વિદુરા, પૂર્ણખંડા, સુગંધા, માનસી, શૈલા, નન્દા, મન્દાક્ષી, કૌતુકા. શાન્તિ, લાભા, કલ્યાણી, સુભદ્રા, ભદ્રેશ્વરી.

**૧૬ ષટખંડા** – કામિની, કમલા, પદ્મા, સંભ્રમા, ભ્રમશેખરા, શુભા, સારસંભૂતા, વૈદેવી, ગાન્ધારી, ગન્ધર્વા, વૃતા, તિલકા, લોકસુંદરી, ભદ્રા, મહાભદ્રા, ઐન્દ્રી,

**૧૬ સપ્તખંડા** – પુષ્પિણી, પુષ્પિકા, ચમ્પા, સમહા, તિલકા, અદ્‌ભુતા, સિદ્ધા, સિદ્ધાંગી, સ્વરૂપા, ક્રીડામણી, નરનારા, નરેશ્વરી, વિરૂપાક્ષ, મહોદ્‌ભવા, સિદ્ધાંશા, સર્વમંડલા.

**૧૬ અષ્ટખંડા** – શુભા, શિતલા, ગન્ધા, માલતી, હર્મ્યસંચુતા, મેઘા, મેઘપદા, અનુજા, કૃષ્ણા, નિર્મલા, પરા, તેજા, પ્રતાપતેજા, કીર્તિ, આનંદા, સંભૂતા.

**નવખંડા** – શાન્તા, સુકુલા, નન્દા, શ્રિયા, ભદ્રા, નન્દના, શોભના, સુભદ્રા, સુતા, કુલનંદિની, ગંભીરા, મધુરા, શેખરા, શિખરોન્નતા, મહાનીલા, રત્નામાલા.

**દશાખંડા** – આલ્હાદા, શ્રિયા, નન્દા, ગોમતી, નામસુંદરી, સુભદ્રા, ભદ્રિકા, ભદ્રા, ભદ્રાંગા, ભદ્રમાલિની, સંભૂતા, ભૂતશરદા, પતાકા, કીર્તિવર્દ્ધની, માહેન્દ્રી, સુંદરી.

**એકાદશાખંડા** – કુમુદા, ભદ્રકા, ધ્વજા, ધ્વજાક્ષી, મકરધ્વજા, સુપતાકા, વીરભદ્રા, રૂપભદ્રા, વિનાયકા, વીરા, વિક્રમા, રમ્યા, મનાયા, દેવસુંદરી, ઉગ્રા, કનકેશી.

**દ્વાદશાખંડા** – સુરવાસની, વરદા, રમ્યા, સુંદરી, મોદા, મોદકી, શિવા, સર્વલંભા, વિશાલા, કુલનયના, શિંભા, શિવતમા, દિવ્યા, શિવાંગના, વિશ્વેશ્વરી વિશ્વરૂપા.

**ત્રયોદશાખંડા** – શાન્તિકી, વિમલા, સૂર્યા, વર્ધના, વિજ્યા, વાંછિતા, વંશોદ્‌ભવા, વંશભૂતા, રેખિતા, વંશતારા, અધિવાસ્યા, વશ્યા, માના, શિખોદ્‌ભવા વાંસ્યા, વસંતોદ્‌ભવા,

**ચતુર્દશાખંડા** – વિદ્યાશોધની, રમ્યા, ગૌરી, હંસી, સરસ્વતી, સારંગી, સૌરમ્યા, શુકાગ્રા, અશોકા, શૌચકી, કનકા, કનકાવતી, કંદર્પી, કંદપાશ્રિતા, કમલા, કલહંસી.

**પંચદશાખંડા** – નાહિની, હસ્તિની, કુંભિકા, ગજમાલિની, ગજી, ગંજાગા, શેખરી, રાજ્ઞી, ગજેશ્વરી, રત્ના, રત્નગર્ભા, માલા, જયા, ઉગ્રતેજા, પ્રિયા, આસક્તા,

**ષોડશાખંડા** – દ્વીપિની, સિંહિની, સિંહી, સિંહરૂપા, સિંહોન્નમતા, સિંહગ્રીવા, સિંહા, સિંહાસ્યા, સિંહેશ્વરી, મહાનાદા, નાદવતી, સિંહનાદા, નાદોદ્‌ભવા, સિંહાંગના સિદ્ધા, સકલેશ્વરી.

**સપ્તદશખંડા** – સૌમ્યા, નારાયણી, રમ્યા, નરા, નરોતમા, નરેશ્વરી, નરાવહા, નરાંગા, નૃત્યેશ્વરી, વીરમતી, વીરાંગી, મહાવીરા, વીરનાયકા, બીભત્સા, સતી, શાન્તા.

**અષ્ટાદશખંડા** – અમૃતા, રમ્યા, ગંગા, કકુદા, કુમુદશેખરી, બીભત્સા, પાર્થિવી, કાન્તા, મનોહરી, સ્વરૂપા, વિક્રમા, શાન્તા, મનોજ્ઞા, સર્વતોમુખી, યજ્ઞાભદ્રા, સુરવાસીના.

नागरे लतिने रेखा सान्धारे मिश्रके तथा ।
लांछना–सूत्र योगेन रेखा भवतिनागरी ॥ ९४ ॥

कथिता गर्भमाधार्य विमाने भूमिजे तथा ।
वराटे द्राविडेचैव प्रशस्ता गर्भमार्गतः ॥ ९५ ॥

स्तंभाद्याश्चैव गर्भाद्याः प्रासादभित्ति मानतः ।
चर्तुविद्या भवेद्रेखा विमाने चैव भूमिजे ॥ ९६ ॥

वराटे द्राविडे कार्या छन्दे विमाननागरे ।
विमान – पुष्पके तद्वद् रेखा सूत्रद्वयाङ्किता ॥ ९७ ॥

लाञ्छना–सूत्रयोगेन रेखा सूत्रद्वयाङ्किता ।
वेणिकोशोद्भवा रेखा कलाभेद क्रमादपि ॥ ९८ ॥

नागरे लतिने कार्या सान्धारेऽप्यथ मिश्रके ।
दारुजे च रथारोहे प्रशस्ता सर्वकामदा ॥ ९९ ॥

शिखान्ता वा भवेद्रेखा घण्टान्ताचाप्यथोच्यते ।
स्कन्धाता च तथा प्रोक्ता अन्यथा दोष कारणम् ॥ १०० ॥

નાગર, લતિન, સાન્ધાર અને મિશ્રક પ્રાસાદના શિખરોમાં નાગરી રેખાનો પ્રયોગ કરવો, નાગરી રેખા ચિહ્નમાટે તૈયાર કરેલા સૂત્રના યોગથી ઉત્પન્ન થાય છે,

વિમાન પ્રાસાદ તથા ભૂમિજ પ્રાસાદની રેખા ગર્ભમર્યાદાએ વિસ્તૃત કરવાનું કથન છે, તથા વરાહ અને દ્રાવિડ જાતિના પ્રાસાદને વિસ્તાર ગર્ભથી કંઈક બહાર રાખવી શ્રેષ્ઠ છે.

સ્તંભ મર્યાદાએ, ગર્ભમર્યાદાએ, ભિત્તિ મર્યાદાએ, ભિતિ મર્યાદાએ અને ઉક્ત ગર્ભની બહાર મર્યાદાએ, આમ વિસ્તારમાં રેખા ચાર પ્રકારની હોય છે. આ ચારે પ્રકારની રેખા વિમાન અને ભૂમિજ પ્રાસાદમાં લેવાય છે, વળી વરાહ દ્રાવિડ, વિમાન નાગર, વિમાન પુષ્પક અને વલ્લભી આ બધી જાતિના પ્રાસાદોમાં પૂર્વોક્ત ચાર પ્રકારની રેખાઓ યથા યોગ્ય ઉપયોગમાં લેવી શુભકારક છે, નાગર, લતિન, સાન્ધાર, મિશ્રક, દારૂજા (સિંહાવલોકન) અને રથારોહ આ સર્વ પ્રાસાદોમાં, વેણી, વેણી કોશના યોગથી લાંછન સૂત્ર વડે ઉત્પન્ન થતી નાગરી—રેખા અથવા કલાભેદના ક્રમથી ઉત્પન્ન થતી ચંદ્રકલાદિ રેખાઓ સર્વ શુભ ફલને આપનાર છે.

રેખાનો ઉદય શિખાન્ત, ધન્યત, અને સ્કન્ધાન્ત; આમ ત્રણ પ્રકારનો હોય છે. એથી ઓછો અધિક ઉદય કરે તો દોષકારક છે. ૯૪ થી ૧૦૦.

## पञ्च नासिका

विश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि भद्रार्धं शिखरं तथा ।
भदार्धं च ततो वत्स ज्ञातव्यं मूलनाशिके ॥ १०१ ॥

भद्रं द्वात्रिंशद्द्विभागं कर्तव्यं च विचक्षणैः ।
मूलनाशिकं द्विभागं त्रिभागं द्वितीयं तथा ॥ १०२ ॥

वेदभागं तृतीयातु भद्रं चतुर्दशैव च ।
पञ्चमी फालनाकार्या उपाङ्गसदशा भवेत् ॥ १०३ ॥

यावद्धस्त प्रमाणेन विस्तृताक्रियते कटिः ।
तावदंगुलपादेन फालनानां तु निर्गमः ॥ १०४ ॥

॥ इति पञ्च नासिका: ॥

વિશ્વકર્મા કહે છે–

હે વત્સ ! શિખરના ભદ્રના અર્ધેથી ખુણા સુધીના ભાગ કહું છું, આખા ભદ્રના બત્રીશ ભાગ કરવા, પહેલી ફાલના બે ભાગ, બીજી ફાલના ત્રણ ભાગ, ત્રીજી ફાલના ચાર ભાગ અને આખું ભદ્ર ચૌદ ભાગનું કરવું, પાંચમી ફાલના ઉપાંગ પ્રમાણે કરવી. જેટલા હસ્ત કોણ હોય તેટલા હસ્તે ૦।–૦। અંગુલના ફાલનાના નીકાળા કરવા. ૧૦૧ થી ૧૦૪.

## सप्त नाशिका

सप्तनाशिकं वक्ष्यामि भद्रार्धं षष्ठ भागिकम् ।
प्रथमं वसुभिर्भागं द्वितीयं रुद्र संख्यया ॥ १०५ ॥
तृतीयं वसुभिर्भागं मूल सार्द्ध चतुष्टयम् ।
षष्ठं च सप्तमं चैव फालना नाम नामतः ॥ १०६ ॥

॥ इति सप्तनासिका: ॥

હવે હું સપ્ત નાશિકા કહું છું- અર્ધભદ્ર છ ભાગનું, પહેલી ફાલના આઠ ભાગની, બીજી ફાલના અગિયાર ભાગની, ત્રીજી ફાલના આઠ ભાગની, મૂલ નાશિકા સાડાચાર ભાગની, છઠ્ઠી અને સાતમી ફાલનાઓ નામ માત્રની કરવી, (ફાલનાઓનો નિકાળો આગળ કહ્યો તેમ કરવો) કુલ પચોતેર ભાગ સપ્ત નાશિકા જાણવી,

## नव नाशिका :-

नवनाशकं प्रवक्ष्यामि भद्राधंमेक त्रिशतम् ।
एकभागं द्विभागं वा वेदभाग तृतीयकम् ॥ १०७ ॥
चतुर्थं बाणभागं तु पञ्चमं वसुसंयुतम् ।
षष्ठं बाणविभागं तु सप्तमं रससंयुतम् ॥ १०८ ॥
अष्टमं नवमं चैव फालना नाम नामतः ।
यावद्हस्त प्रमाणेन क्रियते कटिविस्तरे ॥ १०९ ॥
तावदंगुलपादेन फालनानां तु निर्गमः ।
अथ न लोपयेद् यस्तु न चाल्पं शिल्पिबुद्धिमान ॥ ११० ॥

શિખરના ભદ્રની નવના શિકા કહું છું- અધો ભદ્રના એકવીશ ભાગ કરવા તેના પ્રથમ ફાલના એક ભાગ, બીજી ફાલના બે ભાગ, ત્રીજી ફાલના ચાર ભાગ, ચોથી ફાલના પાંચ ભાગ, પાંચમી ફાલના આઠ ભાગ, છઠ્ઠી ફાલના પાંચ ભાગ, સાતમી ફાલના ભદ્રાર્ધ છ ભાગ, અને આઠમી અને નવમી ફાલના માત્રની કરવી, રેખામાને એક હસ્તે ૦l-૦l અંગુલ ફાલનાના નીકાળા કરવાં. આ પ્રમાણે બુદ્ધિમાન શિલ્પિએ ફાલનાના ભાગ લોપવા નહિ. ૧૦૭ થી ૧૧૦.

## शिखरोदय प्रमाण :-

रेखा विस्तारमानेन सपादेन तदुच्छ्रय: ।
त्रिभाग सहितश्चैव सार्धवातु विचक्षणः ॥ ११९ ॥

શિખર, રેખાએ જેટલું હોય તેનાથી સવાયુ ઉંચુ કરવું અથવા ૧⅓ કે દોઢું ઉંચુ શિખર બુદ્ધિમાન શિલ્પીએ કરવું, ૧૧૧.

## वालंजर प्रमाण :-

दशांशः शिखरे मूले चाग्रे तत्र नवांशका ।
सार्धांशको रथो कर्णौ द्वौ शेप्र भद्र मिपयते ॥ ११२ ॥

શિખરની મૂલ રેખાના પાયચામાં ૧૦ (દશ) ભાગ કરવાં ઉપર મથાળે ૯ (નવ) ભાગ કરવા તેમાં બબ્બે ભાગ બે કર્ણ, દોઢ દોઢ ભાગ બે પઢરા, ત્રણ ભાગ ભદ્રમણી, ૧૦ ભાગ તળાંચે જાણવા. બાંધણે બબ્બે ભાગ બે કર્ણો દોઢ દોઢ બે પઢરા, બે ભાગ ભદ્દર ૧૧૨.







## वालंजर :-

रेखामानं मयाख्यातं वालंजरमत सृणु ।
रेखा विस्तरस्यमानं द्वाविंशपदभाजितम् ॥ ११३ ॥



શ્રી ચેમ્બુર જૈન દેરાસર સાઇડ દર્શન-મુંબઇ [એન. સી. સોમપુરા.]



શ્રી ચેમ્બુર જૈન દેરાસર શૃંગાર ચોકી દર્શન-મુંબઈ [એન સી. સોમપુરા]



જૈન સ્તંભ    કીર્તિ સ્થંભ-ચિતોડ.



ભરત પ્રિન્ટરી, પાલીતાણા.

कोणस्तु भागचत्वारः प्रतिरथ स्त्रिभागकः ।
उपरथो द्विभागस्तु भद्रार्धं हि द्वि भागकम् ॥ ११४ ॥

स्कंधे त्रयोदश भागा त्रिधा कर्णे द्वयरथे ।
उपरथे चैक भागः शेषं भद्रं प्रकीर्तितम् ॥ ११५ ॥

શિખરની રેખાનું માન મેં કહ્યું હવે વાલંજર-શિખરના નાસીકના વિભાગ સાંભળો, શિખર પાયચે જેટલું હોય તેના ૨૨ બાવીશ ભાગ કરવા તેમાં રેખા ભાગ-૪ (ચાર), પ્રતિરથ ૩ (ત્રણ), ઉપરથ ૨ (બે) ભાગનો અને અર્ધું ભદ્ર ૨ (બે) ભાગનું કરવું, હવે શિખરનું સ્કંધ જેટલું હોય તેના ૧૩ (તેર) ભાગ, કરવા તેમાં રેખા ભાગ-૩ (ત્રણ) પ્રતિરથ ૨ (બે) ભાગ, ઉપરથ ૧ (એક) ભાગ અને ભદ્ર ભાગ ૦।। (અર્ધો), આ રીતે વાલંજર વિભાગ જાણવા. ૧૧૩ થી ૧૧૫.



પાયચ્યાના વાલંજર વિભાગ–

| રેખા, | પ્રતિરથ, | ઉપરથ, | ભદ્રઅર્ધું, | | કુલ. |
|---|---|---|---|---|---|
| ૪ | ૩ | ૨ | ૨ | ૧૧+૧૧ | ૨૨ |

સ્કંધના વાલંજર વિભાગ

| રેખા, | પ્રતિરથ, | ઉપરથ, | ભદ્રઅર્ધું, | | |
|---|---|---|---|---|---|
| ૩ | ૨ | ૧ | ૦॥ | ૬॥+૬॥ | ૧૩ |

## स्कन्ध वेध :–

स्कंधहीनं न कर्तव्यं नाधिकं किं च कारयेत् ।
स्कंधहीने कुलोच्छेदो मृत्युरोग भयावहम् ॥ ११६ ॥

तस्मात सर्वप्रयत्नेन स्कंधेऽधिकं न कारयेत् ।
मान प्रमाणं संयुक्तं शास्त्रदष्या च कारयेत् ॥ ११७ ॥

आयुराशम्य सौभाग्यं लभते नात्र संशयः ।
मूलकन्दे प्रविष्टे तु स्कंध वेध इति स्मृतः ॥
शिल्पि स्वामिनौ हन्ये ते स्कंध वेध न संशय: ।
निर्गमो हस्त संख्यैर्वा अंगलैरुपपादितः ॥ ११८ ॥

શિખરને હીન સ્કંધ કરવો નહિ, અને અધિક માન પણ નહિ કરવું, સ્કંધ માનથી ઓછો થાય તો કુલનો નાશ થાય, તેમજ મૃત્યુ તથા રોગનો ભય થાય, તેથી સ્કંધ અધિક માનનો પણ નહિ કરવો, સર્વ ઉપાયોથી શાસ્ત્રમાં કહેલ માન યુક્ત કરવો, જેથી આયુષ્ય, આરોગ્ય અને સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે, તેમાં લેશ માત્ર સંશય નહિ.

શિખરના પાયચામાં માનમાં ઓછું વધતું કરી વેધ કરવો નહિ. સ્કંધ વેધથી સ્વામી અને શિલ્પીનો નાશ થાય, તેમાં શંકા ન જાણવી, વાલંજરના નીકાળા દર હસ્તે ૦।–૦। અંગુલ કરવા. ૧૧૫ થી ૧૧૮.

क्षोभयेदंशपादोन पादोनश्चापि विस्तृतः ।
इति रेखोच्छ्रयं कुर्याद वालंजर इति स्मृता ॥ ११९ ॥

વાલંજરના નાસિકના મૂળમાં પાણીતાર પોણા ભાગનો ઉંડો, પોણો ભાગ પહોળો રાખવો, આ રીતે વાલંજરના ભાગ જાણવા ૧૧૯.

## शिखर भद्र गवाक्ष विधान :-

त्रि मूर्तिर्यस्तु भद्रान्ते रथिका सर्वकामदा ॥
शुकनाशस्तथा सिंहो भद्रे त्वे कैक संयुतः ॥ १२० ॥

શિખરના ત્રણે બાજુના ભદ્રમાં ગવાક્ષ કરવા, તેમાં દેવમૂર્તિઓ કરવી, આવી દરેક રથિકા (ભદ્ર) સર્વ કામનાને આપે છે, શિખરના અગ્ર ભાગે શુકનાશ કરવો, અને ત્રણે બાજુમાં ભદ્રના ગવાક્ષ ઉપર એકેક સિંહ બેસાડવો ૧૨૦.

## शुकनाश स्वरुप विधान :-

अग्रे कोली कपोलस्तु शुकनासस्तु नासिका ।
सान्धारे स्तम्भ रेखा कर्तव्या मध्य कोष्टके ॥ १२१ ॥

प्रासादस्ये पुरो भागे निर्वाणमूल श्रृंगकम् ।
तदग्रे शुकनासं च एकादि सप्तसमुद्गमम् ॥ १२२ ॥

तस्योपरि सिंहः स्थाप्यो मण्डपम कलशसमः ।
द्वि स्तंभः शुकनासाग्र विज्ञेयः पाद मण्डपः ॥ १२३ ॥

પ્રાસાદની આગળ શિખરમાં કોલી એ કપોલરૂપ કલ્પી છે અને તેમાં શુકનાશ એ નાસિકા રૂપ છે. સાન્ધાર પ્રાસાદોમાં મધ્યકોષ્ઠ (સ્તૂપ)ની આગળ કોલીના સ્તંભો પર શિખરની રેખા આવે છે, પ્રાસાદના શિખરના અગ્ર ભાગમાં નીકળતા ઉરૂશ્રૃંગની આગળ શુકનાસ એકથી સાત દોઢીયા ચડાવી કરવો, અને તેના ઉપર સિંહ સ્થાપન કરવો, તે મંડપના કલશ લગભગ સમસૂત્ર કરવો, શિખરમાં શુકનાસ આગળ બે સ્તંભો કરવા તે "પાદ મંડપ" નામથી જાણવા. ૧૨૧ થી ૧૨૩.

## शुकनाश उदयमान :-

छाद्योर्ध्व स्कन्धपर्यन्त-मेकविंशतिभाजितम् ।
अंकदिग् रूद्र सूर्यांश त्रयोदशाशमुत्सृजते ॥ १२४ ॥

शुकनासस्य संस्थानं छाद्योर्ध्वे पञ्चधोन्नतम् ।
तेनमानेन पादांतं मण्डपोर्ध्वे समुत्सृजेत् ॥ १२५ ॥

मण्डपोर्ध्वे शुकघण्टा समान्युनानचाधिका ॥ १२६ ॥

પ્રાસાદના છજા ઉપરથી શિખરના સ્કંધ સુધીના ઉદયના એકવીશ ભાગ કરવા તેમાં છજા ઉપરથી નવ, દશ, અગિયાર, બાર અને તેર ભાગ સુધીમાં શુકનાસનુ સ્થાન

જાણવું એ રીતે છજા ઉપરથી શુકનાસના ઉદયના પંચવિધ પ્રમાણ કહ્યા છે, તે શુકનાસના ઉદય માનના વિભાગના અંત સુધી મંડપની ઉપરના સંવરણાના ઘંટાની રચના કરવી. એટલે મંડપ ઉપર ઘંટા શુકનાશ બરાબર રાખવો, ઘંટા નીચે રહે પણ શુકનાસથી ઘંટા ઉંચી કરવી નહીં. ૧૨૪ થી ૧૨૬.

## कोकिला प्रासादपुत्र लक्षण :-

अथातः संप्रवक्ष्यामि कोकिला लक्षण परम् ।
स्थानं प्रमाणमे तेषां शुभं वा यदिवाऽशुभम् ॥ १२७ ॥

कर्ण गर्भान्तरे ज्ञात्वा कर्तव्या यत्र तत्र च ।
कोण विस्तार विस्तीर्णा कोकिला शुभ लक्षणा ॥ १२८ ॥

अनेनैव प्रकारेण कर्तव्या शिल्पिभिः सदा ।
उभयोः पार्श्वयो रेव एकैका च प्रशस्यते ॥ १२९ ॥

कोली प्रासाद राजस्य वाम दक्षिणतः स्थिता ।
कोणार्धे कोकिला यत्र श्री नाशाद्वेजनं कलिः ॥ १३० ॥

तस्मात सर्व प्रयत्नेन कोणार्द्धं न व्यतिक्रमेत् ।
यमदंष्ट्र तु विज्ञेया भितिश्चैव शुभप्रदा ॥ १३१ ॥

सर्व लक्षण संयुक्ता कोकिला सुफलप्रदा ॥ १३२ ॥

હવે હું કોકિલાના લક્ષણ કહું છું, તેના સ્થાન પ્રમાણે શુભ અને અશુભ કહું છું, રેખાનો ગર્ભ બરાબર જાળવી આઘું પાછું કરવું, કર્ણ રેખાની પહોળાઇ પ્રમાણે કોકિલાનો વિસ્તાર રાખવો તે શુભ જાણવું, આ કહેલ પ્રમાણે કોકિલા શિલ્પીઓએ કરવી જોઇએ, કોલી એ પ્રાસાદરાજની ડાબી જમણી તરફ બેઉ પડખે અકેક કોકિલા કરવી, (કોકિલા પ્રાસાદ પુત્ર) હવે તેના દોષ કહું છું, કોણ (રેખા)થી કોકિલા અર્ધ કરે તો લક્ષ્મીનો નાશ, ઉદ્વેગ અને ક્લેશ ઉત્પન્ન થાય, માટે પ્રયત્ને કરીને રેખાથી અર્ધ ભાગની કોકીલા ન કરવી, કરે તો તે યમદંષ્ટ્ર રૂપ જાણવી. પણ ભિતિના માન પ્રમાણે કરવાથી શુભ ફલ દેનાર જાણવી. ૧૨૭ થી ૧૩૨.

## आमलसारा लक्षण विधान :-

विश्वकर्मोवाच—

प्रतिरथा वुभौ मध्ये वृत्ते आमलसारके ।
तत्तद्धि भक्ति भागं च कथये यस्य यादशम् ॥ १३३ ॥

उदये तु तदुर्ध्वे च विभक्ते चतुरंशतः ।
ग्रीवा पादोन भागा स्यात्सपादं च तथाण्डकम् ॥ १३४ ॥
चन्द्रिका चैक भागेन भागा आमलसारिका ।

॥ अपराजित पृच्छा ॥

બન્ને પ્રતિરથના મધ્યમાને ગોળ આમલસારો કરવો, તેના બે ભાગ કરવા. એટલે લંબાઈથી અર્ધ ઉદયમાન કરવું તેના ચાર ભાગ કરવા, ગ્રીવા ૦।।। ભાગ, ૧। ભાગ આમલસારાનું અંડક, ૧ ભાગ ચંદ્રિકા અને ૧ ભાગ આમલસારિકા.

द्वयोः प्ररथयोर्मध्ये, वृत्तमामलसारकम् ।
उदये च तदर्धेनु विभक्ते चतुर्भागिके ॥ १३५ ॥

ग्रीवा पादोन भागास्यात् सपादं च तथाडण्डकम् ।
चन्द्रिका चैक भागेन, भागाचामलसारिका ॥ १३६ ॥

॥ कल्याण कलिका ॥

બે પ્રતિરથ વચ્ચેના પ્રમાણે ગોળ આમલસારો કરવો, અર્ધ ભાગે ઉદય કરવો, ગ્રીવા ૦।।। ભાગ, ૧। ભાગ અંડક અને એક ભાગ ચંદ્રિકા અને ૧ ભાગ આમલસારીકા કરવી. ૧૩૫, ૧૩૬. (કલ્યાણકલિકા)

रथयोरुभयोर्मध्ये वृत्तमामलसारकम् ।
उत्सेधो विस्तारार्धेन चतुर्भागविभाजितम् ॥ १३७ ॥

ग्रीवा चामलसारस्य पादोनाथ सपादकः ।
चन्द्रिका भागमेकेन भूमिरामल सारिका ॥ १३८ ॥

॥ शिल्प रत्नाकर ॥

પ્રાસાદના સ્કંધે બે પ્રતિરથની વચમાં પ્રતિરથ બરાબર ગોળ આમલસારો કરવો, અને પહોળાઈથી અર્ધ ભાગે ઉંચો કરવો ઉંચાઈમાં ચાર ભાગ કરવા, ૦।।। ભાગનું ગળું, ૧। ભાગ આમલસારો, ચંદ્રિકા ભાગ ૧, અને આમલસારી (ઝાંઝરી) ભાગ એકની કરવી. ૧૩૭, ૧૩૮.

स्कंधः षडभागको ज्ञेयः सप्तांशामसारकः ।
क्षेत्रमष्टाविंशभागै – रुच्छ्रये च तदर्धत ॥ १३९ ॥

ग्रीवा भागत्रयंकार्या अंडक पञ्चभागकः ।
त्रिभागा चन्द्रिका चैव तथैवामलसारिका ॥ १४० ॥

निर्गमे षट सार्ध भागोभवेदामलसारिका ।
चन्द्रिका द्वि सार्धभागा अण्डकः पञ्च एव च ॥ १४१ ॥

સ્કંધના વિસ્તાર છ ભાગ અને આમલસાર સાત ભાગ કરવો, આમલસારાના વિસ્તારમાં અઠ્ઠાવીશ ભાગ કરવા, અને ચૌદ ભાગ આમલસારનો ઉદય કરવો, ગ્રીવાત્રણ ભાગ, અંડક પાંચ ભાગ, ચંદ્રસ ત્રણ ભાગ અને ત્રણ ભાગ આમલસારી, એમ ચૌદ ભાગ ઉદયમાન જાણવું. હવે વિસ્તાર ભાગ, ગર્ભથી સાડા છ ભાગ આમલસારી નીકળતી, અઢીભાગ ચંદ્રસ અને પાંચભાગ અંડકનો નીકાળો કરવો. ૧૩૯, ૧૪૦ જ્ઞાનપ્રકાશદીપાર્ણવ




आमलसारा देवस्वरुप विधान :—

शिवेचश्वररुपं तु ध्यानमग्नं विचक्षणः ।
शिखर कर्णे दातव्यं जिने कुर्याज्जिनेश्वर ॥ १४२ ॥

શિખરના આમલસારાના કોણે શિવના પ્રાસાદને ઈશ્વર (શિવ) ધ્યાનમગ્ન વિચક્ષણ સ્વરૂપ શિલ્પીએ કરવું. અને જિનપ્રાસાદમાં જિનેશ્વરની મૂર્તિ કરવી ૧૪૨.

कण्ठे मायां स रुद्रां च विद्याश्चामलसारके ॥ १४३ ॥

अग्निपुराण अ० १०२–२३

આમલસારાના ગળામાં માયા અને રૂદ્રનાં રુપ કરવાં. ૧૪૩.



आयुधं वाहन चिह्नं यस्य देवस्य यद्भवेत ।
तस्मादेकतमं चिह्नं कार्यं चामलसारके ॥ १४४ ॥

चिह्न विष्णुगृहे तत्र गरुड वापि कारयेत् ।
दुर्गागृहे तथा सिंह त्रि शूलं हरवेश्मनि ॥ १४५ ॥

पद्मं लक्ष्मीगृहे चिह्न हंसं स्या ब्रह्मणोगृहे ।
मकरं कामदेवस्य तालं सङ्कर्षणस्य तु ॥ १४६ ॥

अर्धचन्द्र स्थितं सिंह मादित्यस्य गृहे भवेत् ।
वृत्त मण्डल मध्यस्थं मृगं चन्द्रसमो भवेत् ॥ १४७ ॥

वज्रं शक्रस्य कुर्वीत दण्डं वैवस्वतस्य च ।
वरुणस्य तथा पाशं गदां च धनदस्य च ॥ १४८ ॥

स्कन्दस्य शक्तिः कर्तव्या गणाध्यक्षस्यपार्थिव ।
कर्तव्यं परशोश्चिह्नं वन्हेर्ज्वाला विधियते ॥ १४९ ॥

वायोरम्बर भङ्ग तु उष्ट्रं निर्ऋतये तथा ।
अन्येषामपि देवानां चिह्न स्यादायुधं स्वकम् ॥ १५० ॥

દેવોના પ્રાસાદે આમલસારમાં આયુધ અને વાહનના ચિહ્ન કરવા વિષ્ણુ-પ્રાસાદે ગરુડ, દુર્ગા પ્રાસાદે સિંહ, શિવ પ્રાસાદે ત્રિશુલ, લક્ષ્મી પ્રાસાદે કમલ, બ્રહ્માના પ્રાસાદે હંસ. કામદેવના પ્રાસાદે મકર, સંકર્ષણના પ્રાસાદે તાલ [ હથેલી ], અર્ધ ચંદ્રમાં બેઠેલ સિંહ સૂર્ય પ્રાસાદે કરવો, વૃતમંડળ વચ્ચે હરણ ચંદ્ર પ્રાસાદે કરવો, ઇંદ્રપ્રાસાદે વજ્ર, યમરાજના પ્રાસાદે દંડ, વરૂણ પ્રાસાદે પાશ, કુબેર પ્રાસાદે ગદા, કાર્તિકસ્વામી પ્રાસાદે શક્તિ, ગણાધ્યક્ષ પ્રાસાદે ફરશી, વહ્નિ (અગ્નિ) પ્રાસાદે જ્વાળા, વાયુદેવને ધ્વજદંડ, નૈઋતિને ઊંટ આ પ્રમાણે અન્ય દેવોને વાહન અથવા આયુધનું ચિહ્ન કરવું. ૧૪૪ થી ૧૫૦.

नागरे लतिने कुर्यात् सान्धारे चैव मिश्रके ।
विमाननागरच्छन्दे विमान–पुष्पके तथा ॥ १५१ ॥

विमानभूमिजे चैव वृत्तं च कर्णिकान्तकम् ।
द्राविडे तु तथा चैव तं तु रेखा न रूपकम् ॥ १५२ ॥

શ્રી ચેમ્બુર જૈન દેરાસર સાઇડદર્શન-મુંબઇ [એન. સી. સોમપુરા.]





ભરત પ્રિન્ટરી, પાલીતાણા.

वराटे तु भवेद् घण्टा यादग् मन्दारपुष्पकम् ।
वल्लभीषु च सर्वासु गजपृष्ठा कृतिस्तथा ॥ १५३ ॥

नागरे घण्टा कृतिकां कुर्यात सिंहावलोकने ।
घण्टा चैव मुपाख्याता प्रयुक्ता वास्तु वेदिभिः ॥ १५४ ॥

નાગર, લતિન, સાન્ધાર, મિશ્રક, વિમાનનાગર, વિમાનપુષ્પક, વિમાન અને ભૂમિજ આ બધા પ્રાસાદોને આમલસારો ગોળ કરવો, અને ફરતી કણીઓ યુક્ત કરવો, દ્રાવિડ પ્રાસાદનો આમલસારો તેની રેખાને અનુરૂપ કરવો, વરાટ પ્રાસાદનો આમલસારો મન્દાર વૃક્ષને પુષ્પ આકારે, સર્વવલ્લભી પ્રાસાદોમાં આમલસારો હસ્તિની પીઠના આકારે લંબગોળ, તથા નાગર અને સિંહાવલોકન પ્રાસાદોનો આમલસારો ઘંટના આકારનો બનાવવો, આ પ્રમાણે વાસ્તુવેત્તાઓએ આમલસારાનું નિરૂપણ કર્યું છે.

## कलश प्रमाण लक्षणं–

विश्वकर्मोवाच–

अथातः संप्रवक्ष्यामि कलशोत्पत्तिलक्षणम् ।
भद्रंतु सर्वकल्याणं कलशं स्थापयेद्यया ॥ १५५ ॥

क्षीरोदार्णवके पूर्वं मध्यमाने सुरासुरैः ।
तत्रोत्पन्नं सुतिलकं कलशं कामरुपिणम् ॥ १५६ ॥

प्रतिष्ठादिषु सर्वेषु सर्व पुण्य महोत्सवे ।
संस्थाप्य पुण्यकलशं सर्वविघ्नो पशामकम् ॥ १५७ ॥

अभिषेको दिव्यघण्टैः फल पल्लव संयुतैः ।
सर्व पापविनिर्मुक्तः श्रियं प्राप्नोति मानव ॥ १५८ ॥

क्षीरार्णवे समुत्पन्नं प्रासादस्याग्र जातकम् ।
प्रासादो देवतानां च नेरेन्द्राणांच हर्म्यकम् ॥ १५९ ॥

देवागारेषु सर्वेषु नृपाणां भवने तथा ।
संस्थाप्यं दिव्यकलशं विश्वकर्मावचोयथा ॥ १६० ॥

उत्पत्तिः कथिता चैवं लक्षणं शृणु साम्प्रतम् ।
विभक्ति भाग सखायानां प्रमाण स्त्र मानतः ॥ १६१ ॥

शैलजे शैलजं कुर्याद् दारुजे दारुजं तथा ।
धातुजे धातुजं चैव ऐष्टिके चैष्टिकं शुभम् ॥ १६२ ॥

चित्रे चित्रं विधातव्यं हेमजं सर्व कामदम् ।
श्रेष्ठ सर्वत्र श्रेष्ठानो सुवर्ण कलशध्वजम् ॥ १६३ ॥

વિશ્વકર્મા કહે છે—હવે હું કલશ ઉત્પત્તિ અને લક્ષણ કહું છું. કલશ સ્થાપવાથી સર્વ ભદ્ર કલ્યાણ થાય છે, પૂર્વે દેવ અને દૈત્યો સમુદ્ર મંથન કરતા હતા. તેમાંથી કામનાને પૂર્ણ કરનાર એવો સુતિલક કલશ ઉત્પન્ન થયો. શુભ પુણ્યમહોત્સવે પ્રતિષ્ઠા દિને કલશ સ્થાપવાથી સર્વ વિઘ્નોનો નાશ કરે છે. ફલ પલ્લવ સહિત દિવ્ય કલશનો અભિશેક કરવો, સર્વ પાપનો નાશ કરે છે અને લક્ષ્મી પ્રાપ્તિ મનુષ્યને થાય છે. ક્ષીરસાગરમાં ઉત્પન્ન થયેલ કલશ પ્રાસાદની જાતિ પ્રમાણે કરવો, દેવોના પ્રાસાદે તથા રાજાના મહાલયમાં અને ગૃહ મંદિરે, નૃપાણુ ગૃહે દિવ્ય કલશ સ્થાપવો તેમ વિશ્વકર્માનું વચન છે. ઉત્પત્તિ તમને કહી હવે લક્ષણ કહું છું ભાગ સંખ્યાની સૂત્રમાને વિભક્તિ કરવી.

પાષાણના પ્રાસાદને પાષાણનો, લાકડાના પ્રાસાદને લાકડાનો, ધાતુના પ્રાસાદને ધાતુનો અને ઈંટના પ્રાસાદને ઇંટનો કલશ કરવો. ચિત્રમાં ચિત્રનો હેમ પ્રાસાદ સર્વ કામનાને આપનાર છે, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સુવર્ણ કલશ તથા ધ્વજદંડ જાણવો.

प्रासाद स्याष्टमांशेन, पृथुत्वं कलशाण्डक ।
षोडशंशेर्युतं श्रेष्ठ, मध्यद्वात्रिंश दशत ॥ १६४ ॥

मूलरेखा पञ्चमांशे, पृथुत्वं तस्य कारयेत् ।
घण्टाऽविस्तार पादेन तत्पादेन युतं पुनः ॥ १६५ ॥

इत्थं कलश विस्तार उच्छ्रय स्तस्य सार्धतः ।
नागरे लतिने शस्तः सान्धारे मिश्रके तथा ॥ १६५ ॥

विमान नागरच्छन्दे, विमान पुष्पके तथा ।
धातुजे रत्नजे चैव रथारोहे च दारुजे ॥ १६७ ॥

शैलजे स चतुर्थांश, एष्टिकादौ समस्तके ।
इत्युक्तः कलशश्चैव, सर्वकाम फलप्रदः ॥ १६८ ॥

પ્રાસાદમાનના આઠ ભાગ કરવા તે પ્રમાણે કલશના પટ્ટાનો વિસ્તાર કરવો એ કલશનું કનિષ્ઠમાન, એ માનમાં સોળમો (૧૬) ભાગ ઉમેરવાથી જ્યેષ્ઠમાન, અને બત્રીશમો ભાગ વધારવાથી મધ્યમમાન જાણવું, શિખર રેખામાનના પાંચમા ભાગે

પણ કલશ કરી શકાય, ઘટા (આમલસાર) ને સવાયા કરી ચોથા અંશે પણ કલશ કરી શકાય આ કલશનો વિસ્તાર કહ્યો એનો ઉદય વિસ્તારથી દોઢો કરવો, નાગર જાતિન, સાન્ધાર, મિશ્રક, વિમાનનાગર, વિમાનપુષ્પક આ બધા પ્રાસાદોનો કલશ ઉપર મુજબ કરવો. ધાતુજ, રત્નજ, રથારોહ, દારૂજ (સિંહાવલોકન), શૈલજ, અને સર્વ પ્રકારના ઐષ્ટિક આ બધી જાતના પ્રાસાદોમાં કલશ ઉક્તમાનથી સવાયા (ચતુર્થાંશાધિક) માનના બનાવવા, આ પ્રમાણે ઈષ્ટ ફલ આપનારો કલશ કરવો. આ પ્રમાણે માનાનુસાર બનાવેલ કલશ ઈચ્છિત ફલ આપે છે. ૧૬૪ થી ૧૬૮.

## वराटादि प्रासाद कलश मान—

वराटे द्राविडे चैव, भूमिजे विमानोद्भवे ।
वल्लभीषु समस्तासु प्रासादस्य षडंशके ॥ १६९ ॥

तत्षडंशयुतः श्रेष्ठः कनिष्ठस्त द्विर्हीनकः ।
इत्थंमानं समुद्दिष्टं, कर्तव्यं सर्वकामदम् ॥ १७० ॥

વરાટ, દ્રાવિડ, ભૂમિજ, વિમાન અને સર્વપ્રકારની વલ્લભીઓમાં પ્રાસાદના ષષ્ઠાંશ જેટલો કલશનો વિસ્તાર કરવો, કલશનું આ મધ્યમમાન જાણવું, આમાં છઠ્ઠો ભાગ ઉમેરતા જ્યેષ્ઠમાન તથા છઠ્ઠો ભાગ હીન કરતાં કનિષ્ઠમાન જાણવું. આ પ્રકારનુ કલશનુ માન સર્વ શુભ ફલદાયક છે. ૧૬૯, ૧૭૦.

## कलश अंगविभक्ति विधान

उच्छ्रयो नवभागः स्यात् षड्भागा विस्तृतिस्तथा ।
अण्डकं तु त्रिपदं च, पादं च पद्मपत्रिका ॥ १७१ ॥

ग्रीवापादोनभागा च, सपाद द्वे च कर्णिका ।
मातुलिङ्ग त्रि भि र्भागैः कर्तव्यं सर्वकामदम् ॥ १७२ ॥

उच्छ्रयः कथितश्चैवं, विस्तार शृणु शांप्रतम् ।
पद्मपत्रं त्रि भि र्भागै स्तत्कन्दं द्वि विभागकम् ॥ १७३ ॥

अण्डकं च घटाकारं कुर्यात षडभाग विस्तृतम् ।
ग्रीवा मध्ये द्वि भागा स्यात् चर्तुर्भिः कर्णिकान्तरे ॥ १७४ ॥

सार्धद्वयश वीजपुर—मग्रे निम्नं सुलक्षणम् ।
प्रमाण सूत्रमाख्यातं कलशे सर्व कामदे ॥ १७५ ॥

કલશની ઊંચઈના ૯ (નવ) અને વિસ્તારના ૬ (છ) ભાગ કરવા, તે નવ ભાગમાંથી ૩ (ત્રણ) ભાગ અંડક, ૧ (એક) ભાગની પદ્મપત્રી, ૦ાા (પોણા) ભાગની ગ્રીવા (ગળુ), ૧ા (સવા) ભાગની બે કર્ણિકા અને ૩ (ત્રણ) ભાગનો બીજોરૂ (ટોડલો) કરવો એ શુભદાયક છે, એ કલશની ઊંચાઈના અંગ વિભાગો કહ્યા, હવે વિસ્તારના વિભાગો સાંભળો. પદ્મપત્ર વિસ્તાર ૩ (ત્રણ) ભાગ, સ્કંધનો વિસ્તાર ૨ ભાગ અને અંડક ૬ (છ) ભાગ વિસ્તૃત કરવું તે ઘડાના આકારનું કરવું. ગ્રીવા મધ્યમાં બે ભાગ વિસ્તારે અને કર્ણિકાએ ૪ ભાગ વિસ્તારમાં કરવી, બીજોરૂ નીચે બે ભાગ અને ઉપર ૧ાા ભાગ કરવું આ પ્રમાણે સર્વ અંગો પોતપોતાના માને ઉંચા અને વિસ્તૃત ઉત્તમ લક્ષણ યુક્ત કરવા આ પ્રમાણે સર્વેચ્છાપૂર્વક કલશનું પ્રમાણસૂત્ર કહ્યું, આ લક્ષણ નાગર પ્રાસાદના કલશનું છે. ૧૭૧ થી ૧૭૫.

## मतान्तरे कलश अंग विभक्ति प्रमाण :—

अत उर्ध्वं पुनश्चान्यं, प्रवक्ष्येऽहमनुक्रमम् ।
पूर्ववच समुत्सेधो, विस्तरः पूर्वकल्पितः ॥ १७६ ॥

पद्मपत्रनिभाकारा, त्रिपदा पद्मपत्रिका ।
कर्णिका पदमेकं तु, सपादः पद्म संभव ॥ १७७ ॥

द्विभागं चाण्डकं कुर्याद्, वृताकारं सुलक्षणम् ।
ग्रीवा पादोन भागा स्याद् भागार्धं चार्कपट्टिका ॥ १७८ ॥

लतिने चैव कर्तव्याः अर्धांशे पद्म पत्रिका ।
त्रिभागं बीजपुर स्याद् विकसित पद्माकृति ॥ १७९ ॥

उच्छ्रयः कथित श्चेत्थं, विस्तरं शृणु सांप्रतम् ॥ १८० ॥

આ પછી કલશના અંગોનો બીજો ક્રમ કહું છું. કલશની ઊંચાઇ અને વિસ્તારના ૯ અને ૬ ભાગ કલ્પવા, ઊંચાઇના ૯ ભાગોમાંથી નીચે ૩ ભાગ પદ્મપત્રિકા કમલપત્રના આકારની કરવી. ૧ ભાગ કર્ણિકા, ૧ા ભાગ કમલસંભવ (પત્ર) કરવો. તે પછી ૨ ભાગનું ગોલ આકારનુ સુલક્ષણુ અંડક કરવું, ૦ાા ભાગ ગ્રીવા અને ૦ા ભાગ અર્કપટ્ટી કરવી. લતિનપ્રાસાદના કલશમાં પદ્મપત્રિકા અર્ધાભાગની કરવી, ૩ ભાગનુ બીજોરૂં કરવું, બીજ પુરકનો આકાર વિકાશી કમલના ડોડલા જેવો કરવો, આમ ઉંચાઇના ભાગો કહ્યા છે. હવે વિસ્તાર વિષયમાં સાંભળ! ૧૭૬ થી ૧૮૦.

पद्मपत्रं त्रिभिर्भागे द्विभागा कर्णिका वृता ।
पद्माग्रे पत्रि(ट्टि)काचैव चतुर्भागा च विस्तरे ॥ १८१ ॥

षड्भाग मण्डकं चैव, ग्रीवा मध्ये द्वि भागिका ।
अर्कपट्टी चर्तुभागा सार्धत्र्यंशा च पट्टिका ॥ १८२ ॥

सार्धद्वयं बीजपुरं निम्नाग्रे पद्मकाकृति ।
पद्मनिबन्ध तिलकं मुक्तरत्नां सुवृत्तकम् ॥ १८३ ॥
अर्केऽर्क पट्टिकां कुर्यात् पद्मपत्राऽग्र ऊन्नताम् ॥ १८४ ॥

પદ્મપત્રનો વિસ્તાર ૩ ભાગનો, કર્ણિકાનો ૨ ભાગનો, પદ્મપત્ર પછી પટ્ટિકાનો વિસ્તાર ૪ ભાગનો, અંડકવિસ્તાર ૬ ભાગનો, ગ્રીવા મધ્યમાં બે ભાગની, અર્કપટ્ટી ૪ ભાગની, ૩॥ ભાગની પટ્ટિકા અને ૨॥ ભાગ બીજોરાનો વિસ્તાર કરવો. બીજ પુરકનો આકાર કમળના ડોડા જેવો કરવો.

સૂર્યના મંદિરે પદ્મપત્રની આગળ ઉંચી અર્કપટ્ટિ ગોલ પદ્મના તિલક જેવી રત્નજડિત કરવી. ૧૮૧ થી ૧૮૪.

## प्रासादपुरूष विधान:–

विश्वकर्मोवाच :—

अथातः संप्रवक्ष्यामि पुरुषस्य निवेशनम् ।
न्यसेद्देवालयेष्वेवं जीवस्थाने फलं लभेत् ॥ १८५ ॥

छादनोप प्रवेशेषु शृंगमध्येऽथवोपरि ।
शुकनासावसानेषु वेधूर्ध्वे भूमिकान्तरे ॥ १८६ ॥

गर्भमध्ये विधातव्ये हृदये वर्णको विधिः ।
हंसतुलींत्ततः कुर्यात् ताम्रपर्यंक संस्थिताम् ॥ १८७ ॥

शयनं चापी निर्दिष्टं पद्म च दक्षिणे करे ।
त्रिपताकं करं वामं कारयेद हृदि संस्थितम् ॥ १८८ ॥

प्रमाणं तस्य वक्ष्यामि प्रासादादौ समस्तके ।
हस्तादि शतार्धं यावत् प्रकल्पयेदनुक्रमम् ॥ १८९ ॥

वृद्धिमर्धांगुलां हस्ते यावन्मेसं प्रकल्पयेत् ।
एवविधः प्रकर्तव्यः सर्वकाम फलप्रदः ॥ १९० ॥

हेमजे तारजे वापि ताम्रजे वापि भागशः ।
कलशे आज्यपूर्णे तु सौवर्णपुरुषं न्यसेत् ॥ १९१ ॥

पर्यंकचतुष्पादेषु कुम्भोश्चतुर एव च ।
हिरण्यनिधि संयुक्तान् आत्म मुद्राभि मुद्रितान् ॥ १९२ ॥

एवं च रोपयेद् जीवं यथोक्त वास्तु शासने ।
तस्य न संभवेद् दौस्थ्यं यावदा भूत संप्लवम् ॥ १९३ ॥

વિશ્વકર્મા અપરાજિતને કહે છે— હવે હું પુરૂષ પ્રવેશની વિધિ કહું છું સર્વ પ્રાસાદોમાં જીવ સ્થાને પુરૂષનો પ્રવેશ કરાવવો કે જેથી ફલ મળે.

શિખરના સ્કંધે, શિખરના મધ્ય ભાગે અથવા તેના ઉપલા ભાગમાં શુકનાશના અંતે અને વેદિની ઉપર ભૂમિમાં ગર્ભના મધ્ય ભાગે હૃદય પ્રતિષ્ઠાની વિધિ કરવી. પ્રથમ ત્રાંબાનો પલંગ કરી તે ઉપર રેશમી ગાદી બિછાવવી અને તે ઉપર પ્રાસાદ પુરૂષને સુવરાવવો. પુરૂષના જમણા હસ્તમાં કમલ અને વામ હસ્તમાં ત્રણ પતાકાવાળી ધ્વજા દંડ સહિત આપવી અને ડાબો હાથ પોતાની છાતીએ અડકેલો રાખવો.

હવે હું પુરૂષ પ્રમાણ કહું છું, ૧ હસ્તથી ૫૦ હસ્ત પર્યંતના તમામ પ્રાસાદોનુ પ્રમાણ એક હસ્તે અર્ધા અંગુલ વૃદ્ધિ કરતાં જવું, એકથી પચાસ હસ્ત પર્યન્ત પ્રતિ હસ્તે અર્ધા અંગુલ વૃદ્ધિ કરવી. આ પ્રમાણ માન પ્રમાણથી પુરૂષ કરવો જેથી ઇષ્ટ ફળ દેનારો થાય, સુવર્ણપુરૂષને સોનાના, રૂપાના, ત્રાંબાના અથવા ત્રણે ધાતુઓના બનાવવા અને ઘૃતથી ભરેલ કળશ ઉપર સ્થાપિત કરવો, પલંગના ચાર પાયાઓ નીચે ઉપર પોત પોતાના લખેલ નામો વાલાં ઢાંકણાં વડે મુદ્રિત કરીને સુવર્ણાદિ રત્ન ગર્ભિત ચાર નિધિ કુંભો સ્થાપવા, આ પ્રમાણે વાસ્તુશાસ્ત્રમાં કહેલ છે. વિધિથી પ્રાસાદના જીવસ્થાનમાં જે જીવ (પુરૂષ)ની સ્થાપના કરે છે; તેને સૃષ્ટિના અંત પર્યન્ત દુઃખ દૌર્ભાગ્ય પ્રાપ્ત થતું નથી. ૧૮૫થી૧૯૩.

## ध्वजदण्ड स्थापन विधान :-

पूर्वमुखे च प्रासादे ध्वजा नैऋत्यकोणके ।
दक्षिणाभिमुखे कार्या वायुकोणे न संशयः ॥ १९४ ॥

वारुणमुखे प्रासादे ध्वजाचैशानकोणके ।
उत्तराभिमुखे चैव अग्निकोणे च स्थापयेत् ॥ १९५ ॥

પૂર્વમુખના પ્રાસાદને નૈઋત્ય કોણમાં ધ્વજદંડ સ્થાપવી, દક્ષિણાભિમુખ પ્રાસાદનેવાયવ્ય કોણમાં, પશ્ચિમાભિમુખ પ્રાસાદને ઈશાન કોણમાં અને ઉત્તરાભિમુખ પ્રાસાદને અગ્નિકોણમાં ધ્વજદંડ રોપવો. ૧૯૪, ૧૯૫.

## ध्वजधार स्तंभ विधान :–

षष्ठभागे हि रेखाया–स्तदंशः पादवर्जितः ।
ध्वजाधारस्तु कर्त्तव्यं प्रतिरथे च दक्षिणे ॥ १९६ ॥

પ્રાસાદના શિખરની મૂળરેખાએ ઉદયના છ ભાગ કરી ઉપરના છઠ્ઠા ભાગમાં ચોથો ભાગ તજી ત્યાંથી ધ્વજધાર સ્તંભ કરવો ધ્વજધાર શિખરની પાછળ જમણા અંગે પ્રતિરથમાં કરવો. ૧૯૬.

## ध्वजदण्ड विधान :–

ध्वजाधरस्तभिका च कलशैश्च विभूषिता ।
वंशाधारा वज्रबन्धा वंशानां वेष्टनादिकैः ॥ १९७ ॥

ધ્વજધાર સ્તંભીકા (દંડ) કલશો વડે શોભિત કરવી, દંડને ગ્રંથી વજ્રબંધથી બાંધી સજ્જડ કરવી. ૧૯૭.

वंशमयस्तु कर्तव्यं सारदारु समन्वितः ।
निर्व्रणः सुदृढः कार्यः पाङ्गलो दोषवर्जितः ।
समग्रंथि विंधातव्यो विषमैः पर्वभिर्युतः ॥ १९८ ॥

દંડ વાંસનો કરવો અથવા શ્રેષ્ઠ જાતિના લાકડાનો કરવો, દંડ ઘા વાગેલો નરમ કે વાંકો ન હોય એવો નિર્દોષ સમગ્રંથી વાલો અને વિષમ પર્વવાલો બનાવવો. ૧૯૮.

## दण्डमान लक्षण :–

आदि शिलोद्भवं मानं उर्ध्वे च कलशान्तिकम् ।
तृतीयांशे प्रकर्तव्यो ध्वजदण्डः प्रमाणतः ॥ १९९ ॥

अष्टमांशेन हीनोऽसौ मध्यमः शुभलक्षणं ।
कनिष्ठः स भवेद् दण्डो ज्येष्ठतः पादवर्जित ॥ २०० ॥

ખર શિલાથી કલશના મથાળા સુધી પ્રાસાદની ઉંચાઈના ત્રીજા ભાગ જેટલો લાંબો દંડ જેષ્ટ માનનો ગણાય, એમાંથી આઠમો ભાગ હીન કરતાં મધ્યમાન અને ચોથો ભાગ હીન કરતાં કનિષ્ઠ માનનો દંડ થાય. ૧૯૯, ૨૦૦.

प्रासाद व्यास मानेन दण्डमानं प्रकीर्तिमम् ।
मध्यं हीनं दशांशेन पञ्चमांशेन चावरम् ॥ २०१ ॥

પ્રાસાદના રેખામાને ધ્વજદંડ કરવો તે જ્યેષ્ઠમાન, તેમાંથી દશમો ભાગ હીન કરવાથી મધ્યમાન અને પાંચમો ભાગ હીન કરવાથી કનિષ્ઠમાનનો ધ્વજદંડ જાણવો.

## विषेश प्रमाण :–

मूलरेखा प्रमाणेन कनिष्ठं दण्ड संभवम् ।
मध्यमं द्वादशांशेन षडंशेन तथोत्तमम् ॥ २०२ ॥

મુલરેખા (શિખરના પાયચા)ના પ્રમાણે કરવાથી કનિષ્ઠમાન, તેમાં બારમો ભાગ વૃદ્ધિ કરવાથી મધ્યમાન અને છઠો ભાગ વૃદ્ધિ કરવાથી જ્યેષ્ઠમાનનો ધ્વજદંડ જાણવો.

## अन्य प्रमाण :–

पिडश्च कथितं वत्स उदयश्च वयतः शृणु ।
प्रासादकोण मर्यादां सप्त हस्तान्तकं मतम् ॥ २०३ ॥
गर्भमाने च कर्तव्यं हस्ताः स्युः पञ्चविंशतिः ।
रेखामानश्च कर्तव्यं यावत्पञ्चाश हस्तकम् ॥ २०४ ॥

ધ્વજદંડનું માન કહ્યું હવે કયુ માન કયાંથી કયાં સુધી લેવું તે કહું છું તે સાંભળ; એક હસ્તથી સાત હસ્ત સુધી રેખામાને, પચ્ચીશ હસ્ત સુધી ગર્ભગૃહમાને અને પચાસ હસ્ત સુધી શિખર રેખામાને ધ્વજદંડની લંબાઈ જાણવી. ૨૦૩, ૨૦૪.





ધ્વજદંડ ધ્વજા પાટલી



જૈન દેરાસર દેવકુલીકા તથા કક્ષાસન દર્શન. [ એન. સી. સોમપુરા. ]



પાલીતાણા દિગમ્બર જૈન ધર્મશાળા [ એન સી. સોમપુરા ]



ઘાટકોપર નવરોજી લાઇન જૈન દેરાસર મુંબઇ [ એન. સી. સોમપુરા ]



જયપુર માનસિંહજી મ્યુઝીયમ.

## ध्वजदण्ड विस्तृत प्रमाण :—

एकहस्ते तु प्रासादे दण्डः पादोन आङ्गुलः ।
अर्धाङ्गुला भवेद् वृद्धिर्यावत्पञ्चाशहस्तकम् ॥ २०५ ॥

એક હસ્તના પ્રાસાદને દંડ ા। (પોણો) અંગુલ જાડો કરવો અને પચાસ હસ્ત સુધી પ્રતિ હસ્તે ા। (અર્ધો) અંગુલ વૃદ્ધિ કરવી. ૨૦૫.

वंशमयोऽथ कर्तव्यं आञ्जनो मधुकस्तथा ।
सींसपः खादिरश्चैव पिंडश्चैव तु कारयेत् ॥ २०६ ॥

सुवृतः सारदारुश्च ग्रन्थिकोटर वर्जितः ।
पर्वभिर्विषमः कार्यः समग्रन्थिः सुखावहः ॥ २०७ ॥

ધ્વજદંડ વાંસનો, અંજન વૃક્ષનો, મધુક (મહુડા)નો, સીસમનો તથા ખેરનો કરવો અને તે ગોળ કરવો.

સુંદર ગોળાકાર, સારા, પાકા અને કઠણ લાકડાનો ગ્રંથી (ગાંઠ), કોટર (કાંણા)થી રહિત વિષમપર્વ અને સમગ્રથિ વાળો ધ્વજદંડ કરવો તે સુખકારી છે.

## पर्वअंके ध्वजदण्ड १३ नामो विधान :—

जयन्तस्त्वेक पर्वश्च त्रिपर्वः शत्रुमर्दनः ।
पिङ्गलः पञ्चपर्वैश्च सप्त भिर्भानु संभव ॥ २०८ ॥

श्रीमुखो नवपर्वैश्च त्वेकादशे तु नन्दनः ।
त्रयोदशे त्रि दिव्यश्च तिथिषु दिव्य शेखरः ॥ २०९ ॥

सप्तदशे च कालो वै उत्कट अनर्विशकः ।
सूर्याक्षस्त्वेक विंशश्च द्वयधिके कमलोद्भव ॥ २१० ॥

द्वयधिके विश्वकर्मश्च नामानि पर्वसंख्यया ।
त्रयोदश विजानीयात् शिल्पशास्त्र विशारदः ॥ २११ ॥

(૧) એક પર્વનો–જયન્ત (૨) ત્રણ પર્વનો–શત્રુમર્દન (૩) પાંચપર્વનો પિંગલ (૪) સાતપર્વનો–ભાનુસંભવ (૫) નવ પર્વનો–શ્રીમુખ (૬) અગિયાર પર્વનો નન્દન (૭) તેર પર્વનો–ત્રિદિવ્ય (૮) પંદર પર્વનો–દિવ્યશિખર (૯) સત્તર પર્વનો–કાલદંડ (૧૦) ઓગણીસ પર્વનો–ઉત્કટ (૧૧) એકવીશ પર્વનો–સુર્યાક્ષ (૧૨) ત્રેવીશ

પર્વનો કમલોદ્ભવ (૧૩) પચીશ પર્વનો-વિશ્વકર્મ. આ તેર ધ્વજદંડનાં નામો છે, અને તે પર્વોથી સંખ્યાના માને નામ થાય છે, એ રહસ્ય શિલ્પશાસ્ત્રના વિશારદ પુરૂષે જાણી લેવું. ૨૦૮ થી ૨૧૧.

## देवी ध्वजदण्ड विधान :-

समपर्वे यदा दण्डस्तत्र शक्तिमयं वहु ।
समे च विषमे प्रोक्तं शुभं तद्भवने द्वयम् ॥ २१२ ॥

સમપર્વ એટલે બેકી પર્વવાળો દંડ શક્તિમય ગણાય છે, એટલે દેવીના પ્રાસાદોમાં સમ અને વિષમ પર્વ બન્ને પ્રકારના ધ્વજદંડ શુભ કહેલ છે. ૨૧૨.

## ध्वजदण्ड मर्कटी विधान :-

तदूर्ध्वे संप्रक्ष्यामि मर्कटीश्च सुशोभनाम् ।
दण्डदीर्घ षडंशन मर्कटीचाऽर्ध विस्तरा ॥ २१३ ॥

समुच्छ्रिता त्रिभागैश्च किंकिणी मण्डिता शुभा ।
कलशं कारयेत्तस्याः पञ्चमांशेन दीर्घतः ॥ २१४ ॥

अर्धचन्द्रा कृतिर्मध्ये पक्षे कुर्याद् गगारम् ।
वंशोर्ध्वे कलशश्चैव पक्षे घण्टा प्रलम्बनम् ॥ २१५ ॥

હવે હું ધ્વજદંડની ઉપરના ભાગે કરવાની સુશોભિત મર્કટીનું પ્રમાણ કહું છું. દંડની લંબાઈના છઠ્ઠાભાગે મર્કટી લાંબી કરવી, તથા લંબાઇના અર્ધભાગે પહોળી કરવી અને પહોળાઈના ત્રીજા ભાગે જાડી કરવી તેમજ કાંગરીના ઘાટોથી સુશોભિત કરવી તે શુભકર્તા જાણવી.

મર્કટીની લંબાઇના પાંચમા ભાગે કલશ ઉંચો કરવો, મર્કટીના નીચેના ભાગે અર્ધ ચંદ્રાકાર કરવો અને તેની બન્ને બાજુએ ગગારક કરવો, દંડની ઉપર કલશ મૂકવો અને મર્કટી (પાટલી)ની ચારે બાજુએ ફરતી લટકતી ઘંટડીઓ કરવી.

## ध्वजदण्ड पताका प्रमाण :-

ध्वजादण्ड प्रमाणेन दैर्ध्याष्टांशेन विस्तरे ।
नाना वस्त्र विचित्राढ्या, त्रिपश्चाग्रमुखा क्रमात् ॥ २१६ ॥

ધ્વજદંડના પ્રમાણે લાંબી અને આઠમા ભાગે પહોળી કરવી, ધ્વજા પતાકા નાના પ્રકારના રંગબેરંગી વસ્ત્રોથી શોભાયમાન કરવી અને ત્રણ અથવા પાંચપટવાળી કરવી;

## જિનપતાકા સ્વરૂપ લક્ષણ.

| | ॐ | ह्रीं | श्रीं | |
|---|---|---|---|---|

श्री शामलो पार्श्वनाथाय नमः

| | | |
|---|---|---|
| २ | ५ | ६ |
| ३ | १ | ७ |
| ४ | ८ | २ |

| | | | | |
|---|---|---|---|---|
| ह 55 | र 80 | क्षि | ॐ 35 | हः 50 |
| क्ष 20 | र 45 | प. | ॐ 30 | स 75 |
| क्षि | पः | ॐ | स्वा | हा |
| ह 70 | र 25 | स्वा | ॐ 60 | ह 85 |
| स 55 | र 10 | हा | ॐ 65 | स 40 |

## ધ્વજદંડ અંકિત ચોત્રિશો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ५ | १६ | ३ | १० |
| ४ | ९ | ६ | १५ |
| १४ | ७ | १२ | १ |
| ११ | २ | १३ | ८ |

જિનપતાકામાં નિચેના ભાગમાં ક્ષિ. પઃ ૐ. સ્વાહા એ શાખી ખૂણાના ચાર–ચાર ભાગોમાં ૧૬ વિદ્યાદેવીના નામો પણ અંકિત કરી શકાય.

| | | | |
|---|---|---|---|
| ॐ ह्रीं रोहिण्यै नमः | ॐ ह्रीं प्रज्ञप्त्यै नमः | ॐ ह्रीं वज्रशृंखलायै नमः | ॐ ह्रीं वज्रांकुश्यै नमः |
| ॐ ह्रीं अप्रतिचक्रायै नमः | ॐ ह्रीं पुरुषदत्तायै नमः | ॐ ह्रीं काल्यै नमः | ॐ ह्रीं महाकाल्यै नमः |
| ॐ ह्रीं गौर्यै नमः | ॐ ह्रीं गान्धार्यै नमः | ॐ ह्रीं महाज्वालायै नमः | ॐ ह्रीं मानव्यै नमः |
| ॐ ह्रीं वैरोट्यायै नमः | ॐ ह्रीं अच्छुप्तायै नमः | ॐ ह्रीं मानस्यै नमः | ॐ ह्रीं महामानस्यै नमः |

## ध्वजदण्ड स्थापन स्तंभिका :–

प्रासादे पृष्ठि भागे तु, दक्षिणे चैव चाङ्गुल ।
तंभ वेधस्तु कर्तव्यो भिति षष्ठ समांशके ॥ २१७ ॥

घण्टोदय प्रमाणेन स्तंभिका–उदयो भवेत् ।
हस्तस्याङ्गुलि विस्तारं तस्याधः कलशो भवेत् ॥ २१८ ॥

પ્રાસાદના પાછલા ભાગે જમણે પઢરે ધ્વજદંડનો કલાબો કરવો અને તેની પહોળાઇ ભીંતના છઠ્ઠા ભાગે રાખવી, આમલસારાની ઉંચાઇ બરાબર કલાબો કરવો અને ધ્વજદંડની બેઠક જેટલા હસ્તનો પ્રાસાદ હોય તેટલા આંગલ પહોળી કરવી, તથા નીચે લાંમસી આકારે કલશ કરવો, તેમાં ધ્વજ દંડનું સાલ નાખવાનો છેદ પાડવો. ૨૧૭, ૨૧૮.

प्रासादे मेरुशृंगे तु भद्रे कोणे च चानुगा ।
मूलप्रासाद मानेन दृष्टव्यं ध्वज लक्षणम् ॥ २१९ ॥

મેરૂશૃંગ પ્રાસાદમાં ભદ્રે, કર્ણે અથવા પઢરે મૂલપ્રાસાદના માને ધ્વજદંડ રોપવાનું લક્ષણ જાણવું. ૨૧૯.

तोरणे तु तथा चैव शुकनाशे वलाणके ।
मूलप्रासाद मानेन ध्वजादण्ड निवेशयेत् ॥ २२० ॥

તોરણ, શુકનાશ તથા બલાણકે મૂલપ્રાસાદના માને ધ્વજદંડ રોપવો. ૨૨૦.

## चतुर्मुख प्रासादे ध्वजदण्ड विधान :–

चतुर्मुखे ततो वक्ष्य प्रासाद सर्व कामदो ।
इशानी दिशामाश्रित्य ध्वजदण्ड निवेशनम् ॥ २२१ ॥

હવે ચતુર્મુખ પ્રાસાદના ધ્વજદંડ રોપવાનું પ્રમાણ કહું છું:– ચતુર્મુખ પ્રાસાદ એ સર્વે કામનાઓને આપનારો છે, તેમાં ઈશાન કોણનો આશ્રય કરી ધ્વજ દંડનો નિવેશ કરવો, ૨૨૧.

## ध्वजदण्ड मर्कटी विधान :–

इशान्यां कुरुते किञ्चित स्थपकः स्थापकः सदा ।
राज्यवृद्धिः स्थले वृद्धिः प्रजा सौख्येन नन्दति ॥ २२२ ॥

સ્થપતિ તથા પ્રતિષ્ઠા કરાવનાર માલિક ઈશાન કોણનો કિંચિત્ આશ્રય કરેલી ધ્વજદંડની મર્કટી (પાટલી) રાખે તો તેના રાજ્યની તેમજ સ્થાનની વૃદ્ધિ થાય અને પ્રજા સદા સર્વદા સુખથી આનંદ પામે. ૨૨૨.

## ध्वजा फडकवा विधान :–

वाताहत पताकानां फुफूकारो यत्र दृश्यते ।
तत्कृतं निष्फलं याति पुण्यं तस्य न विद्यते ॥ २२३ ॥

પ્રતિષ્ઠા વખતે ધ્વજા ચઢાવતાં પવનને લીધે જોરથી ફડફડાટ કરતી પતાકા દેખાય તો કરેલું કાર્ય નિષ્ફલ જાય, અને તેનું પુણ્ય મળતું નથી. ૨૨૩.

पुरे च नगरे कोटेरथे राजगृहे तथा ।
वापि कूप तडागेषु ध्वजा कार्या सुशोभना ॥ २२४ ॥

मण्डपे दिव्य माख्यातं जन्म जन्मनि कुलवासनम् ।
पताका पापहारी च शत्रुपक्ष क्षयंकारी ॥ २२५ ॥

ध्वजारोपे कृतं पूज्यं दशाश्वमेधिकं भवेत् ।
ध्वजोदये तु तुष्यन्ति देवाश्च पितरास्तथा ॥ २२६ ॥

शिल्पाचार्य यजमाना विष्णुलोकगतास्तथा ।
आत्मवंशं भूमितले तारयन्ति भवार्णवात् ॥ २२७ ॥

પુરે, નગરે ગઢે, રથે, રાજગૃહે, વાવ, કુવા અને તળાવે સુશોભિત ધ્વજા ચડાવવી. મંડપે દિવ્ય ધ્વજા ચડાવવાથી જન્મોજન્મ કુળ વૃદ્ધિ થાય, પતાકા પાપ-હારી છે અને શત્રુપક્ષનો ક્ષય કરનારી છે. ધ્વજ રોપવાથી, દશ અશ્વમેધ યજ્ઞનું ફલ મળે છે, ઉપર ધ્વજા ચડાવવાથી પિતૃદેવો અને દેવતાઓ પ્રસન્ન થાય છે, શિલ્પી, આચાર્ય અને યજમાન વિષ્ણુલોકમાં જાય છે, અને પોતાના વંશને ભૂમિતલે ભવોભવ તારે છે. ૨૨૫ થી ૨૨૭.

## ध्वज विना प्रासाद विधान :–

निश्चिह्नं शिखरं दृष्ट्वा ध्वजाहिनं सुरालयम् ।
असुरावास मिच्छन्ति ध्वजाहीन न कारयेत् ॥ २२८ ॥

ચિહ્ન રહિત શિખર તથા ધ્વજા રહિત પ્રાસાદને જોઈ અસુરો વાસ કરવાને ઇચ્છે છે, માટે ધ્વજા સિવાય પ્રાસાદો રાખવા નહિ. ૨૨૮

## शिखर ध्वजारोपण पूण्य :–

ध्वजोच्छ्रायेन तुष्यन्ति देवताः पितरस्तथा ।
दशाश्वमेधिकं पुण्यं सर्वतीर्थं धरादिकम् ॥ २२९ ॥

पञ्चाशत्पूर्वं पञ्चाज्ञानात्मानञ्च तथाधिकम् ।
शतमेकोत्तरं सोऽपि तारयेन्नर कार्णवात् ॥ २३० ॥

ધ્વજા ચઢાવવાથી, દેવતાઓ તથા પિતૃલોકો પ્રસન્ન થાય છે. અને દશ અશ્વમેધ યજ્ઞનું સમગ્ર તીર્થમાં સ્નાન તથા સમસ્ત પૃથ્વી પ્રદક્ષિણાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. જે પુરૂષ ધ્વજા ચઢાવે છે તે પચાસ થઇ ગયેલા પૂર્વજો અને પચાસ પછીના વંશજોનો અને અધિકમાં પોતાનો એમ કુલ એકસો એક (૧૦૧) પુરૂષોનો નરકરૂપી સમુદ્રમાંથી ઉદ્ધાર કરે છે. ૨૨૯, ૨૩૦.

## सप्त प्रतिष्ठा

विश्वकर्मावाच—

अथातः संप्रवक्ष्यामि प्रतिष्ठाविधिसप्तकम् ।
तेषां मन्त्रक्रियाश्चैव कथयामि समासतः ॥ २३१ ॥

आदौपाद प्रतिष्ठा स्यात्त्रय कूर्मच स्थापयेत् ।
शिला प्रतिष्ठा द्वितिया पीठान्ते भित्तिमध्यतः ॥ २३२ ॥

उदुम्बरस्तृतीया च द्वार स्थापन नामतः ।
पद्माकारा पद्मशिला प्रतिष्ठा सा चतुर्थिका ॥ २३३ ॥

प्रासादे पञ्चमी चैवं पुरुषस्य निवेशनम् ।
षष्ठी च कलशारोपः प्रासादाग्रेचया भवेत् ॥ २३४ ॥

महायशो महोत्साहो ध्वजानां तु समुच्छ्रयः ।
सा सप्तमी प्रतिष्ठा च प्रयुक्ता वास्तु वेदिमि ॥ २३५ ॥

इति पुण्याह सप्तकम् ॥

વિશ્વકર્મા કહે છે કે આ સમે હું સપ્ત પ્રતિષ્ઠા વિધિ કહું છું. (૧) પાદ પ્રતિષ્ઠા કૂર્મ સ્થાપન, (૨) શિલાન્યાસ, (૩) દ્વારઉદમ્બર સ્થાપન, (૪) પદ્માકાર પદ્મશિલા પ્રતિષ્ઠા, (૫) પ્રાસાદ પુરૂષ સ્થાપન, (૬) પ્રાસાદ ઉપર કલશ રોપણ, (૭) વાસ્તુ પ્રભુ પ્રતિષ્ઠા પ્રાસાદ અગ્રે મહાયજ્ઞ મહોત્સવ ધ્વજદંડ આરોપણ, આ સપ્ત પુણ્ય પ્રતિષ્ઠા જાણવી. ૨૩૧ થી ૨૩૫.

## चतुर्दश शान्तिकानि:—

भूम्या रम्मपदे कूर्मे शिलायां सूत्रपातने ।
खुरे द्वारोदये स्तम्भे पट्टे पद्मशिलासु च ॥ २३६ ॥

शुकाग्रे पुरुषे चैव घण्टायां कलशोच्छ्रये ।
आख्यातानि ध्वजारोपे शान्तिकानि चतुर्दश ॥ २३७ ॥

૧ ભૂમિખનને, ૨ કૂર્મ સ્થાપતા, ૩ શિલાન્યાસ, ૪ સૂત્રપાત, ૫ ખુરશિલા સ્થાપતા, ૬ દ્વાર સ્થાપન, ૭ સ્તંભ મુહુર્ત, ૮ પટ્ટ સ્થાપન, ૯ પદ્મશિલા, ૧૦ શુકનાસ સ્થાપન, ૧૧ પ્રાસાદ પુરૂષ સ્થાપન, ૧૨ ઘંટારોપણ, ૧૩ કલશારોપણ ૧૪ દેવપ્રતિષ્ઠા ધ્વજારોપણ. આ ચૌદ શાંતિ કર્મ છે. તેમાં વાસ્તુ પૂજન કરી સ્થાપન વિધિ કરવી. ૨૩૬, ૨૩૭

## प्रासाद देवता न्यासो

विश्वकर्मोवाच—

प्रासादे देवतान्यासं स्थापयेच समस्ततः ।
तदनुक्रमतो वक्ष्ये शृणुचैकाग्र मानसः ॥ २३८ ॥

पादे पराक्रमं देवं प्रतिष्ठाय भूमध्यतः ।
प्राग्भारोद्भवं देवं शिलायां च तदूर्ध्वतः ॥ २३९ ॥

शिलोद्भवोद्धृता चादौ दंष्ट्रयाभूः समस्तिका ।
वराहरूपेण खरशिलायां धरणीधरः ॥ २४० ॥

सूत्रपातं समासार्य स्थाप्यश्चिन्तामणिस्तथा ।
आद्यस्तरोर्ध्वदेशे च तत्र नागकुलानि च ॥ २४१ ॥

प्रतिष्ठाप्याः पन्नगाश्च स्थाने पोल्यभिधानके ।
तदूर्ध्वे कुम्भकाख्ये च संस्थाप्या जल देवता ॥ २४२ ॥

पुष्पकं च तदूर्ध्वे तु चिप्पिका पुष्पकान्विता ।
संस्थायाः किन्नरास्तत्र चिप्पिका पुष्पकाकुलाः ॥ २४३ ॥

जाड्यकुम्भे स्थितो नन्दी कर्णाभ्यां च ततो हरिः ।
गजपीठे गणेशश्च अश्वपीठे तथाऽश्विनौ ॥ २४४ ॥

नरपीठे नरांश्चैव स्थापयेत् क्रमयोगतः ।
क्षमा देवी च खुरके त्वष्टारं कुम्भके तथा ॥ २४५ ॥

निर्गमोद्गम सीमायां ततः सृष्टिर्विनिर्गता ।
सन्ध्यात्रयं प्रतिष्ठाप्यं क्रमतो भद्रकत्रये ॥ २४६ ॥

कलशे च स्थिता देवी पार्वती तु हरप्रिया ।
धनदोऽन्तरपत्रे च प्रतिष्ठाप्यं यथाक्रमम् ॥ २४७ ॥

कपोताल्यां गन्धर्वा अन्तःपत्र च किन्नरा ।
शारदा मञ्चिकायां च जंघायां मेरुरेव च ॥ २४८ ॥

लोकपालाश्च दिक्पालाः सुराश्चाथां गणेश्वराः ।
उदीच्या मिन्द देवश्च सावित्री भरणे स्थिता ॥ २४९ ॥

भाराधारः शिरावट्यां पट्टे देव्यश्च संस्थिताः ।
विद्याधराः कपोताल्यामन्तःपत्रे सुरा स्तथाः ॥ २५० ॥

पर्जन्यः कुटच्छाद्ये तुः छाद्या निर्गम संयुत ।
तदनन्तरतो देवान् स्थापयेद् गर्भमध्यतः ॥ २५१ ॥

शाखयोश्चन्द्र सूर्यौ तु त्रिमूर्तीश्चोत्तरङ्गके ।
उदुम्बरे स्थिता यक्षा अश्विनावर्धचन्द्रके ॥ २५२ ॥

कोणिकायां धराधरः क्षितिश्चोत्तान पट्टके ।
स्तम्भेषु पर्वताः प्रोक्ता आकाशं च करोटके ॥ २५३ ॥

जालके ऋषि सङ्घाश्च सुरा मध्ये प्रतिष्ठिताः ।
मकर जाह्ववी गङ्गा चण्डेशे गोमती तथा ॥ २५४ ॥

ब्रह्मा विष्णुस्तथा सूर्य ईश्वरीय सदाशिवः ।
उरःश्रृङ्गे तथा पञ्च भद्रभद्रेष्वयं विधिः ॥ २५५ ॥

शिखरे चेश्वरं विद्याच्छिखायां तु सुराधिपम् ।
ग्रीवायां त्वम्बरं देव मण्डके च निशाकरम् ॥ २५६ ॥

पद्माक्षं पद्मपत्रे चाऽमलमामलसारके ।
कलशे च स्थितो रुद्रो व्योमव्यापी सदाशिवः ॥ २५७ ॥

सद्यो वाम स्तथा घोर स्तत्पुरुष ईशएव च ।
कर्णे प्रतिरथे चैव रथे पञ्चर भद्रयोः ॥ २५८ ॥



શ્રી બાહુમંદિર-ગ્વાલીયર.



નંદિ દર્શન—મૈસુર.



ઇલોરા સ્તંભ દર્શન

पञ्चक्रमाणि पञ्चाङ्गसङ्ख्या भद्रान्तगा भवेत् ।
इत्यते च समाख्याताः प्रासादे त्रिदशाः खलु ॥ २५९ ॥

न्युनाधिकं स्थिता यत्र देवास्तत्रैव ते पुनः ।
हीनेहीनाः प्रतिष्ठाप्या अधिकेचाधिकाः शुभाः ॥ २६० ॥

વિશ્વકર્મા કહે છે પ્રાસાદે સમસ્ત દેવની સ્થાપના કરી ન્યાસ કરવો. હું ક્રમવાર કહું છું તે એકાગ્ર ચિત્તથી સાંભળ :—

પાદ્યમાં પરાક્રમ દેવની ભૂમધ્યે પ્રતિષ્ઠા કરવી, પાયામાં તથા સમસ્ત શિલામાં વરાહ દેવ, ખુરશિલામાં ધરણીધર–શેષનાગ, સુત્રપાતમાં ચિન્તામણી પહેલા થરે તથા અર્ધભાગે નાગ કુલ સ્થાપવા, સમસ્ત પન્નગાદિની પ્રતિષ્ઠા કરવી, તેની ઉપર જગતીના કુંભામાં જલ દેવતા, પુષ્પકંઠે ચિપિકા કિન્નર, જાડ્ય કુંભે નંદી, કર્ણમાં હરિ, ગજપીઠે ગણેશ, અશ્વપીઠે અશ્વિનીકુમાર, નરપીઠે નરભગવાન, તેમ ક્રમયોગે સ્થાપવા ખુરશિલાએ ક્ષમાદેવી, જલદેવ કુંભકે, નિર્ગમ નિકાળામાં સૃષ્ટિદેવી, ત્રણભદ્રે ત્રિસંધ્યાદેવી, કલશાના થરમાં પાર્વતી દેવી, શંકરને પ્રિય એવા અંતરાલમાં કુબેરની અનુક્રમે પ્રતિષ્ઠા કરવી. કપોતાલીમાં ગંધર્વ, અંતરાલમાં કિન્નર, મચિકામાં શારદાદેવી, જંઘામાં મેરૂની સ્થાપના કરવી, અને લોકપાલ દિક્‌પાલ અને ગણેશ વગેરે દેવો સ્થાપવા, ભરણીમાં સાવિત્રી ભારાધર શરાવટી અને પાટે વિદ્યાધર, કપોતાલી તથા અંતર પટ્ટીએ અસુર દેવને સ્થાપવા, છાદ્યમાં પર્જન્ય દેવ, છજાના નિકાળા વગેરેમાં સ્થાપવા.

હવે અંદરના દેવો સ્થાપવાનું કહું છુ, શાખામાં ચંદ્ર, ઓતરંગમાં સૂર્ય, ત્રિમૂર્તિ કોણિકામાં શેષનાગ (ધરાધર) ક્ષિતિદેવ વિતાન અને સ્તંભે પર્વતદેવ, ઘુમ્મટમાં આકાશ, જાલકે સપ્તર્ષિ, દેવો મધ્યે પ્રતિષ્ઠિત કરવા, મકર, ગંગા જમના, ચંડી ગોમતી અને ઉરૂશૃંગમાં બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, ઈશ્વર અને સદાશિવ, ભદ્રે વિધિએ કરીને પંચદેવ સ્થાપવા.

શિખરમાં ઇશ્વર અને સુરાધીપ ઈંદ્ર, ગ્રીવામાં અમ્બર, માણામાં ચન્દ્રદેવ, પદ્મશિલાએ પદ્માક્ષ, આમલસારા તથા કલશે રૂદ્ર, વ્યોમવાપી સદાશિવ, સદ્યોત, વામ, ઘોર તથા તત્પુરુષ, ઇશ કર્ણે, પ્રતિરથે, રથે, ભદ્રે, પંચવક્ર પંચ સંખ્યા આ પ્રમાણે પ્રાસાદના દરેક અંગમાં દેવોની પ્રતિષ્ઠા કરવી. હીને હીન પણ અધિક દેવોને પુનઃપુનઃ સ્થાપવા તે શુભ છે. ૨૩૮ થી ૨૬૦.

## આમલસારા સ્થાપન મુહૂર્ત

આમલસારો ચઢાવવામાં પંચાંગ શુદ્ધિ ચંદ્રબલ જોવું. અને ઘંટા ચક્ર જોઈ દિન નક્ષત્ર શુભ સ્થાનમાં આવતું હોય તો શુભ ચોઘડીયામાં આમલસારો સ્થાપિત કરવો.

## ઘંટા ચક્ર




## आमलसार मुहूर्त

घण्टाचक्रं विद्यायैवं मध्ये पूर्व दिशाक्रमात् ।
त्रीणि त्रीणि प्रदेयानि सृष्टिमार्गेण क्रामके ॥ २६१ ॥
मध्ये चैव स्मृतोलाभो पूर्वभागे जयो रणे ।
आग्नेयाश्चैव हानिः स्याद् दक्षिणे पतिनाशनम् ॥ २६२ ॥
नैरुत्ये पारणालाभः पश्चिमे सर्वदा सुखम् ।
वायव्यामश्वलाभः स्यादुत्तरे व्याधि संभवः ॥ २६३ ॥
इशाने वस्त्रलाभश्च घण्टाचक्रफलं स्मृतम् ॥ २६४ ॥

આમલસારાના મુહૂર્તમાં ઘંટાચક્ર જોવું, ઘંટાચક્રના મધ્ય ભાગે ત્રણ નક્ષત્ર મૂકવાં અને પછી, પૂર્વ દિશાના ક્રમે ત્રણ–ત્રણ નક્ષત્રો ચક્રમાં મૂકવા. મધ્યમાં ૩ લાભ, પૂર્વમાં ૩ રણસંગ્રામમાં વિજય, અગ્નિમાં ૩ હાનિ, દક્ષિણમાં ૩ ગૃહપતિનો નાશ, નૈઋત્યમાં ૩ પુત્ર લાભ, પશ્ચિમમાં ૩ સર્વદા સુખ, વાયુકોણમાં ૩ અશ્વલાભ, ઉત્તરમાં ૩ વ્યાધી અને ઈશાનકોણમાં ૩ વસ્ત્રલાભ, આ ઘંટા ચક્રનું ફળ જાણવું.

### प्रशस्ति

इतिश्री विश्वकर्मा वास्तु कला चिन्तन हरविद्या गुणकीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम उत्तरार्ध शिल्पाचार्य नंदलाल चुनिलाल संगृहिते शिखरलक्षणाधिकार नाम्नोसप्तमोऽध्याय संपूर्ण ॥

# केशर्यादि सान्धारप्रासाद निर्णयः नामनोऽष्टमोऽध्याय

विश्वकर्मोवाच

सान्धारांश्च ततोवक्ष्ये प्रासादान् पर्वतोपमान् ।
शिखरैर्विविधाकारैर्नै काण्डैश्च विभूषितान् ॥ १ ॥

आद्य पञ्चाण्डकोज्ञेयः केसरीनाम नामतः ।
तावदन्तं चतुर्वृद्धि र्यावदे कोत्तरं शतम् ॥ २ ॥

केशरी सर्वतोभद्रो नन्दनो नन्द शालिकः ।
नन्दीशो मन्दरश्चैव श्री वत्सश्चामृतोद्भवः ॥ ३ ॥

हिमवान् हेमकूटश्च कैलास पृथिवीजयः ।
इन्द्रनीलो महानीलो भूधरो रत्नकूटकः ॥ ४ ॥

वैडूर्यः पद्मरागश्च वज्रको मुकुटोज्वलः ।
ऐरावतो राजहंसो गरुडो वृषभस्तथा ॥ ५ ॥

मेरुः प्रासादराजस्स्याद् देवानामालयो हि सः ।
संयोगेन च सान्धारान् कथयामि यथार्थता ॥ ६ ॥

दशहस्तदधस्तान्न प्रासादो भ्रम संयुतः ।
षटत्रिंशान्तं निरन्धाराः घाद्य वेदादि हस्ततः ॥ ७ ॥

पञ्चविंशतिः सान्धारा प्रयुक्ता वास्तुवेदिभिः ।
भ्रम हीनास्तु ये कार्याः शुद्धच्छन्देषु नागराः ॥ ८ ॥

इतिश्री सान्धार प्रासादः ॥

પર્વતની જેમ શોભાયમાન, અનેક વિવિધાકારના શિખરવાળા અનેક શૃંગોવડે વિભૂષિત, એવા સાન્ધાર જાતિના પ્રાસાદોના લક્ષણ હું કહીશ એમ વિશ્વકર્મા કહે છે:- પહેલો કેસરી નામનો પ્રાસાદ તે પાંચ શૃંગોવાળો છે, પછી પ્રત્યેક પ્રાસાદને ચારચાર શૃંગ વધારતાં જવું છેલ્લા એટલે પચીશમાં મેરૂ પ્રાસાદ ઉપર એકસો એક શૃંગ આવશે.

૧ કેસરી, ૨ સર્વતોભદ્ર, ૩ નન્દન, ૪ નન્દશાલિ, ૫ નન્દિશ, ૬ મન્દિર, ૭ શ્રીવત્સ, ૮ અમૃતોદ્‌ભવ, ૯ હિમવાન, ૧૦ હેમકૂટ, ૧૧ કૈલાસ, ૧૨ પૃથ્વિવિજય,

૧૩ ઈન્દ્રનીલ, ૧૪ મહાનીલ, ૧૫ ભૂધર, ૧૬ રત્નકૂટક, ૧૭ વૈડૂર્ય, ૧૮ પદ્મરાગ, ૧૯ વજ્રક, ૨૦, મુકુટોજ્જવલ, ૨૧ ઐરાવત, ૨૨ રાજહંસ, ૨૩ ગરૂડ, ૨૪ વૃષભ, ૨૫ મેરૂ, એ પચીસ દેવ પ્રાસાદો સાન્ધાર જાતિના છે, તેનું અનુક્રમે યથાર્થ વર્ણન કહું છું:-

જે સાન્ધાર પ્રાસાદનો વિસ્તાર દશ હસ્તથી ઓછો ન હોય તે ભ્રમવાળો બનાવી શકાય છે, અર્થાત્ દશ હસ્તથી હીન હોય તેને ભ્રમ બનાવવો નહિ તથા ચાર હસ્તથી છત્રીશ હસ્ત સુધીના વિસ્તારવાળા પ્રાસાદ ભ્રમ વગરના નિરંધાર પણ બની શકે છે, વાસ્તુશાસ્ત્રના વિદ્વાનોએ પચીસ પ્રાસાદ સાન્ધાર જાતિના કહ્યા છે પરંતુ તે ભ્રમ રહિત શુદ્ધ નાગર જાતિના નિરંધાર પણ કરી શકાય છે.




## १ केसरी प्रासाद

चतुर श्री कृते क्षेत्रे अष्टाष्टक विभाजिते ।
भाग भागं भ्रममिति द्विभागो देवतालयः ॥ ९
निरन्धारे पदामितिरर्धं गर्भं प्रकल्पयेत् ।
मध्यच्छन्दश्चऽ वेदाश्चो वाह्ये कुम्भाऽयतंशृणु ॥ १० ॥
क्षेत्रार्धे च भवेद् भद्रं भद्रार्धं कर्णं विस्तर ।
कर्णस्यार्ध प्रमाणेन कर्तव्यो भद्रनिर्गमः ॥ ११ ॥
चतुष्कर्णेषु ख्यातानि श्रीवत्सशिखराणिच ।
रथिकोद्गमे च पंचैव केसरीगिरिजा प्रियः ॥ १२ ॥

ચોરસ ક્ષેત્રના સાન્ધાર પ્રાસાદની ભૂમિનાં આઠ આઠ ભાગ કરવા તેમાં એક ભાગ ભ્રમ, એકેક ભાગ બે ભિતિ, અને બે ભાગ ગર્ભગૃહ કરવો, જો કેસરી આદિ પ્રાસાદો નિરન્ધાર બનાવવા હોય તો પ્રાસાદ માનના ચાર ભાગ ભિતિ અને ચાર ભાગ ગર્ભગૃહ, મધ્યમાં ગર્ભગૃહ ચોરસ કરવો. હવે બહાર કુંભાની તરફનું માન કહું છું:- પ્રાસાદ રેખામાનથી અર્ધું માન ભદ્ર જાણવું, અર્ધા માનમાં બે રેખા, ભદ્રનો નિકાળો રેખાના અર્ધામાને રાખવો, ચારે કોણ ઉપર એકેક શ્રીવત્સ શૃંગ ચડાવવું, ભદ્રની ઉપર રથિકા અને દોઢીયો કરવો, આ પ્રમાણે કેસરી પ્રાસાદ છે તે પાર્વતીદેવીને પ્રિય છે.

શૃંગ સંખ્યા :— ચાર કોણે-૪, મૂળ શિખર-૧. કુલ ૫ જાણવી.

॥ १ इति केसरीः ॥

## २. सर्वतोभद्र प्रासाद :–




क्षेत्रे विभक्ते दशधा गर्भं षोडश कोष्ठके ।
भित्ति भ्रमं च भित्ति च भागभागं प्रकल्पयेत् ॥ १३ ॥

द्वि भागं कर्ण इत्युक्तो भद्रं षडभागिकं तथा ।
निर्गतं चैक भागेन भागिका पार्श्वक्षोभणा ॥ १४ ॥

कर्णिका चाऽर्धभागेन भागार्धं भद्रनिर्गतम् ।
भागत्रयं च विस्तारे मुखभद्रविधियते ॥ १५ ॥

भद्रे वै तद्गमाः पञ्च कर्णेष्ट शृंगकानि च ।
श्रीवत्स शिखरं कार्यं घण्टाकलशसंयुतम् ॥ १६ ॥

પ્રાસાદની સમચોરસ ભૂમિનાં, દશ–દશ ભાગ કરવા, તેમાં ગર્ભગૃહ ચાર ભાગનો એટલે સમચોરસ સોળ કોઠાનો કરવો, એક ભાગની ભિતિ, એકેક ભાગનીપરિક્રમા, અને એક ભાગની બીજી ભિતિ, બે ભાગ રેખા અને છ ભાગ ભદ્રનો વિસ્તાર, ભદ્રનો નિકાળો એક ભાગ કરવો, અને ભદ્રની બન્ને બાજુ અકેક ભાગના ક્ષોભણા કરવા, ભદ્રની બન્ને બાજુ કોણીઓને અર્ધા–અર્ધા ભાગે નિકાળા કરવાં, આ પ્રમાણે ભદ્રનો નિકાળો એક ભાગ જાણવો. ભદ્રનો વિસ્તાર છ ભાગ છે તેમાં અકેક ભાગની બે કોણી અને અર્ધા–અર્ધા ભાગની બે કર્ણિકા એમ ત્રણ ભાગ ગયા બાકી ભદ્ર ત્રણ ભાગ રહ્યું, તે મુખ ભદ્રનો વિસ્તાર જાણવો, પ્રત્યેક ભદ્ર ઉપર પાંચ દોઢીયાં કરવા અને કોણ–રેખા ઉપર બબ્બે શૃંગ ચડાવવા, તે શૃંગો બધા આમલાસાર અને કલશ યુક્ત શ્રીવત્સ શિખર કરવા.

શૃંગ સંખ્યા :– રેખા, ૨ × ૪ શૃંગ = ૮ + ૧ શિખરશૃંગ = ૯ શૃંગ

॥ २ इति सर्वतोभद्रः ॥

## ३ नन्दनप्रासाद :-




श्रीवत्स   भद्रमारूढे   रथिकोद्गम   भूषिते ।
नन्दने   नन्दति स्वामी दुरितं हरति ध्रुवम ॥ १७ ॥

નંદન પ્રાસાદનું માન અને સ્વરૂપ સર્વતોભદ્ર પ્રાસાદ પ્રમાણે જાણવું ફેર, એટલો જ કે ભદ્રના ગવાક્ષ ઉપર દોઢીયાના બદલે એક ઉરૂશૃંગ ચઢાવવું, જેથી કુલ તેર શૃંગવાળો નન્દન પ્રાસાદ જાણવો, આ બનાવનાર સ્વામી આનંદમાં રહે છે, અને બધા પાપોનો નાશ કરનાર છે.

શૃંગ સંખ્યા :- રેખા ૨×૪ શૃંગ=૮, ઉરૂશૃંગ ૧×૪=૪+૧ મૂળશિખર=૧૩ શૃંગ

॥ ३ इति नन्दनः ॥

## ४. नन्दिशाल प्रासादः–

तस्याग्र्वे भवार्धशृङ्गं ? भद्रं तस्यानुरूपतः ।
नन्दिशालो गुणैर्युक्तः स्वरूपो लक्षणान्वितः ॥ १८ ॥

નન્દિશાલ પ્રાસાદનું તલમાન તેનું સ્વરૂપ નન્દન પ્રાસાદ પ્રમાણે જાણવું, વિશેષ ભદ્ર ઉપર એક ઉરૂશૃંગ વિશેષ ચઢાવવું, આ સત્તર શૃંગવાળો નન્દિશાલ પ્રાસાદ ગુણ યુક્ત સુંદર લક્ષણવાળો કરવો. ૧૮

તલ ભાગ ૧૭

૧૭

શૃંગ સંખ્યાઃ- રેખા ૨×૪=૮, ઉરૂશૃંગ ૨×૪=૮+૧ મૂળ શિખર=કુલ ૧૭ શૃંગ

॥ ४ इति नन्दिशालः ॥

## ५. नन्दीश प्रासाद :–




त्रिभागं च भवेद्‌भद्रं भद्रार्धं प्ररथसदा ।
कर्णे शृङ्गद्वयं भद्रे एकैकं परथे तथा ॥ १९ ॥

નન્દીશપ્રાસાદ સ્વરૂપ સર્વતોભદ્ર પ્રમાણુ જાણુવું ફેર એટલો કે છ ભાગનું ભદ્ર છે તેને બદલે ત્રણુ ભાગ ભદ્ર, દોઢ ભાગનું પ્રતિભદ્ર, કોણુ ઉપર બે બે શૃંગ, ભદ્ર ઉપર તથા પઢરા ઉપર એક એક શૃંગ ચઢાવવું, કુલ એકવીશ શૃંગ યુક્ત નન્દીશ પ્રાસાદ જાણુવો,

શૃંગ સંખ્યા :– રેખા–૮, પ્રતિરથ–૮, ભદ્ર–૪, મૂળ–૧. કુલ ૨૧ શૃંગ જાણુવાં,

॥ ५ इति नन्दीशः ॥



કોનાર્ક નટમંદિર મંડોવર દર્શન



ભરત પ્રિન્ટરી–પાલીતાણા

## ૬. मन्दर प्रासाद




द्वादशांशस्तु विस्तारो मूलगर्भस्तदर्धतः ।
भाग भागं तु कर्तव्या द्वे भित्ती चान्धकारिका ॥२०॥

कर्णपरथ भद्रार्धं कारयेद् द्विद्विभागतः ।
प्रस्थ समनिष्कासो भद्रं भागेन निर्गतम् ॥ २१ ॥

कर्णे द्वे भद्रके द्वे च चैक प्रतिरथे तथा ।
सघण्टा कलशा रेखा रथिकोद्गम भूषिता ॥ २२ ॥

પ્રાસાદની સમચોરસ ભૂમિના બાર ભાગ કરવા. તેમાં છ ભાગનો ગભારો કરવો, એક એક ભાગ ભિતિ અને ભ્રમ કરવો, બહાર રેખા, પઢરો અને ભદ્રાર્ધ એ બધા બે બે ભાગના કરવાં, તેનો નિકાળો સમતલ કરવો, તથા ભદ્રનો નિકાળો એક ભાગનો રાખવો, રેખા ઉપર બે શૃંગ ભદ્ર ઉપર બે ઉરૂશૃંગ અને પ્રતિરથ ઉપર એકેક શૃંગ ચડાવવું, આમલસાર, કલશ, રેખા, ગવાક્ષ અને દોઢીયા એ બધાં શોભાયમાન કરવાં. મન્દર પ્રાસાદના પચીશ શૃંગો જાણવા. ૨૦ થી ૨૨.

શૃંગ સંખ્યા :— રેખા—૨×૪=૮, પઢરે-૮×૧=૮, ભદ્રે-૨×૪=૮+મૂળશિખર-૧=કુલ-૨૫

॥ ૬ इति मन्दरः ॥

## ૭. श्रीवृक्ष प्रासाद




चतुर्दशांश विस्तारे गर्भश्चाष्टीश विस्तरः ।
भाग भाग भ्रमो भित्ति-र्बाह्य भित्तिस्तु भागिका ॥ २३ ॥

कर्ण शृङ्गद्वयं कुर्याच्छिखरं चाष्ट विस्तरम् ।
प्ररथः कर्णमानेन तिलकं शृंगो परि ॥ २४ ॥

नन्दियां च तिलकं भद्रे शृङ्गत्रयं भवेत् ।
श्रीवृक्षस्तु समाख्यातः कर्तव्य स्तुश्रियपतेः ॥ २५ ॥

સમચોરસ પ્રાસાદની ભૂમિના ચૌદ ભાગ કરવા, તેમાં આઠ ભાગનો ગર્ભગૃહ, એકેક ભાગની ભિતિ, એકેક ભાગનો ભ્રમ એ પ્રમાણે અંદરનું માન કરવું. બહારનું માન મન્દર પ્રાસાદ પ્રમાણે જાણવું, ફેર એટલો જ કે એક ભાગની ભદ્ર નન્દી કરવી, એટલે બે ભાગ કોણ, બે ભાગ પ્રતિરથ, એક ભાગ નંદી, બે ભાગ ભદ્રાર્ધ કરવું, રેખાએ બે શૃંગ, પ્રતિરથે એક શૃંગ અને તિલક ચઢાવવું, શિખરનો વિસ્તાર આઠ ભાગનો કરવો, નદિ ઉપર એક તિલક કરવું. ભદ્રે ત્રણ ઉરૂશંગ ચઢાવવાં. આ શ્રીવૃક્ષ નામના પ્રાસાદનું સ્વરૂપ છે. શ્રી વિષ્ણુ માટે કરવો, આની ઉપર-૨૯ શૃંગ અને સોલ તિલક યુક્ત કરવો. ૨૩ થી ૨૫.

શૃંગ સંખ્યા :- રેખા-૨×૪=૮, પ્રતિરથ-૮×૧=૮, ભદ્ર-૩×૪=૧૨, +મુખ્ય શિખર ૧=કુલ૨૯
તિલક સંખ્યા :- નંદીએ ૮, પ્રતિરથે ૮-કુલ-૧૬.

॥ ७ इति श्रीवृक्षः ॥

## ૮. अमृतोद्भव प्रासाद




कर्णे शृङ्गत्रयं कुर्यात प्ररथः पूर्व कल्पितः ।
अमृतोद्भव नामोऽसौ प्रासाद सुरपूजितः ॥२६॥

પ્રાસાદનું તલમાન અને સ્વરૂપ શ્રીવૃક્ષ પ્રાસાદ પ્રમાણે જાણવું. ફેર એટલો કે રેખા ઉપર ત્રણ શૃંગ ચઢાવવાં, બાકી પ્રતિરથ ઉપર સુજબ. આ અમૃતોદ્ભવો પ્રાસાદ દેવોથી પૂજિત છે, આની ઉપર તેત્રીશ શૃંગ અને સોલ તિલક જાણવા ૨૬.

શૃંગસંખ્યાઃ-રેખા-૩×૪=૧૨, પ્રતિરથ-૮×૧=૮, ભદ્ર=૩×૪=૧૨+મૂળશિખર ૧=કુલ-૩૩
તિલક સંખ્યાઃ— પ્રતિરથે-૮ નન્દીએ-૮, કુલ ૧૬

॥ इति-श्री अमृतोद्भव प्रासादः ॥

# ९. हिमवान प्रासाद

द्वे द्वे शृङ्गे प्रतिरथे त्वमृतोद्भव संस्थितौ ।
हिमवान द्वे उरः शृङ्गे पूज्यः सुरनरोरगैः ॥२७॥

આ પ્રાસાદના તલમાન અને સ્વરૂપ અમૃતોદ્ભવ પ્રમાણે જાણવું. વિશેષ પ્રતિરથ ઉપર તિલકના બદલે શૃંગ અને ભદ્રે બે ઉરૂશૃંગ ચઢાવવાં ( અર્થાત્ ભદ્રે ત્રણ ઉરૂશૃંગ છે તેમાંથી એક ઓછું કરવું) જેથી આ હિમવાન નામનો પ્રાસાદ થાય સાડત્રીશ શૃંગ અને આઠ તિલક યુક્ત કરવો. આ પ્રાસાદ દેવ, મનુષ્ય અને નાગકુમાર આદિ દેવોથી પૂજિત છે. ૨૭.

तल भाग १४

શૃંગ સંખ્યાઃ-રેખા-૨×૪=૮, પ્રતિરથ ૨×૮=૧૬, ભદ્રે ૩×૪=૧૨+મૂળશિખર-૧-કુલ-૩૭.
તિલક સંખ્યાઃ- ભદ્રે-૪, નન્દિએ ૪=કુલ ૮.　　॥९ इति श्री हमवान ॥

## ૧૦. हेमकूट प्रासाद :–




उरुशृङ्गत्रयं भद्रे नन्दिका तिलकान्विता ।
हेमकूटस्तदा नाम प्रकर्तव्य त्रि मूर्तिके ॥ २८ ॥

આ પ્રાસાદનું માન અને સ્વરૂપ હિમવાન પ્રાસાદની માફક જાણવું, વિશેષ ફેર એટલો કે-ભદ્રની ઉપર ત્રણ ઉરૂશૃંગ ચઢાવવાં અને નંદિ ઉપર બીજું તિલક કરવું, આ હેમકૂટ પ્રાસાદ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ મૂર્તિ માટે શ્રેષ્ઠ છે, આ પ્રાસાદ ઉપર એકતાલીશ શૃંગ અને સોલ તિલક છે. ૨૮.

શૃંગ સંખ્યા:-રેખા-૩×૪-૧૨, પઢરે-૨×૮=૧૬, ભદ્રે-૩×૪=૧૨×મૂળશિખર ૧=કુલ-૪૧
તિલક સંખ્યા :- ભદ્રે ૮, નન્દિએ ૮=૧૬ ॥ ૧૦ ઇતિશ્રી હેમકૂટ ॥

## ११. कैलास प्रासाद :–




नन्दिकाग्रान्ततः शृङ्गे रेखाश्च तिलकोत्तमाः ।
कैलासश्च तदा नाम ईश्वरस्य सदा प्रियः ॥ २९ ॥

આ પ્રાસાદ માન અને સ્વરૂપ હેમકૂટ પ્રાસાદ માફક જાણવું. વિશેષ ફેર એટલો કે નંદિ ઉપર એક એક તિલક ઓછું કરી અને શૃંગ ચઢાવવું અને રેખા ઉપર ત્રણ શૃંગમાંથી એક ઓછું કરી તિલક ચઢાવવું. આવો કૈલાસ નામનો પ્રાસાદ ઈશ્વરને હંમેશા પ્રિય છે, આની ઉપર પિસ્તાલીશ શૃંગો અને આઠ તિલક છે. ૨૯

શૃંગ સંખ્યા:–રેખા–૨×૪=૮, પઢરે–૨×૮=૧૬, ભદ્ર–૩×૪=૧૨, નંદિએ–૮×૧=૮,+મૂળી શિખર–૧=કુલ ૪૫ તિલક સંખ્યા :–નંદિએ–૮,

॥ ११ इति श्री कैलासः ॥




## १२. पृथ्वीजय प्रासाद :-

रेखोर्ध्वे तिलकं त्यक्त्वा शृङ्गं तत्रैव कारयेत् ।
पृथ्वीजय स्तदानाम कर्तव्यः सर्वदेवते ॥ ३० ॥

આ પ્રાસાદનું માન અને સ્વરૂપ કૈલાસ પ્રાસાદની માફક જાણવું, ફેર એટલો કે-રેખાએ તિલક હીન કરી શૃંગ ચડાવવું એટલે ત્રણ શૃંગ રેખા ઉપર થયા, આ પૃથ્વીજય નામનો પ્રાસાદ બધા દેવોને માટે કરવો, આ પ્રાસાદ ઉપર ઓગણપચાસ શૃંગ અને આઠ તિલક છે. ૩૦

શૃંગ સંખ્યા :- રેખા-૩×૪=૧૨, પઢરે-૨×૮=૧૬, ભદ્રે-૩×૪=૧૨, નંદિએ-૧×૮=૮, +મૂળ શિખર-૧=કુલ ૪૯

તિલક સંખ્યાઃ- નંદિએ ૮

॥ १२ इति श्री पृथ्वीजयः ॥

## १३. इन्द्रनील प्रासाद :—






षोडशांशकविस्तारे द्विभागः कर्ण विस्तरः ।
नन्दिका चैक भागेन द्वयंशः प्रतिरथ स्तथा ॥ ३१ ॥
पुनर्नन्दी भवेद् भागं भद्रं वेदांशविस्तरम् ।
समस्त समनिष्कासं भद्रे भागो विनिर्गमः ॥ ३२ ॥

ઇંદ્રનીલ પ્રાસાદની સમચોરસ ભૂમિના સોલ ભાગ કરવા તેમાં બે ભાગની રેખા, એક ભાગ નંદિ, બે ભાગ પ્રતિરથ, બીજી નંદી એક ભાગ અને ભદ્રાર્ધ બે ભાગ કરવું, બધા અંગો સમદલ કરવાં, ભદ્રનો નિકાળો એક ભાગ કરવો, ૩૧-૩૨.

चतुःषष्ठ्यंशको गर्भो विष्टितोभिति भागतः ।
बाह्यभित्ति भवेद् भागा द्विभागा च भ्रमन्तिका ॥ ३३ ॥
कर्णे शृङ्गद्वयं कार्यं शिखरं सूर्यविस्तरम् ।
नन्दिकायां तु तिलकं प्रत्यङ्ग यदि भागिकम् ॥ ३४ ॥
शृङ्ग द्वयं प्रतिरथे उरःशृङ्ग षडशकम् ।
शृङ्ग द्वयं नन्दिकायां—मुरःशृङ्ग युगांशकम् ॥ ३५ ॥
द्विभागं भद्रशृङ्ग तु शृङ्गार्द्धे चैव निगमः ।
कर्णे प्रतिरथे चैव ह्युदकान्तर भूपितम् ॥ ३६ ॥
इन्द्रनील स्तदानाम इन्द्रादि सुरपूजितः ।
वल्लभः सर्वदेवानां शिवस्यापि विशेषतः ॥ ३७ ॥

સમચોરસ ચોસઠ ભાગ કરવા ગર્ભગૃહભિત્તિ એક ભાગ, ભ્રમ બે ભાગ, બહારની ભિતિ એક ભાગ રાખવી. રેખા ઉપર બે શૃંગ શિખરનો વિસ્તાર બાર ભાગનો કરવો, નંદિએ અકેક તિલક, રેખાની બંન્ને બાજુ બે ભાગ વિસ્તારના પ્રત્યાંગ, પ્રતિરથે બે બે શૃંગ, પહેલું ઉરૂશૃંગ વિસ્તારમાં છ ભાગ, નંદિની ઉપર એક એક શૃંગ મૂકવું, બીજું ઉરૂશૃંગ વિસ્તાર ચાર ભાગ ત્રીજું ઉરૂશૃંગ વિસ્તારમાં બે ભાગનું કરવું, રેખા અને પ્રતિરથ ઉદકાન્તરવાળા કરવાં ઉરૂશૃંગનો નિર્ગમ વિસ્તારથી અર્ધામાને રાખવો આ પ્રાસાદ ઈન્દ્રનીલ ઇન્દ્ર આદિ દેવોથી પૂજિત હોવાથી ઇન્દ્રનીલ નામ પડયું છે, તે સર્વ દેવોને પ્રિય છે, તેમાં વિશેષે મહાદેવને પ્રિય છે, આ પ્રાસાદ ઉપર ત્રેપન શૃંગ આઠ તિલક છે. ૩૩ થી ૩૭.



શ્રી કેસરિયાજી સન્મુખ દર્શન. કેસરિયાજી નગર-પાલીતાણા.

એન. સી. સોમપુરા.



શ્રી સૂર્યમંદિર મોઢેરાની ઇન્દ્રમૂર્તિ

શૃંગ સંખ્યાઃ- રેખા-૨×૪=૮, પઢરે-૨×૮=૧૬, ભદ્રનંદિ-૧×૮=૮, ભદ્રે-૩×૪=૧૨, પ્રત્યાંગ-૧×૮=૮+મૂળશિખર-૧=કુલ ૫૩.

તિલક સંખ્યા :- કોણીએ-૮.

॥ १३ इतिश्री इन्द्रनील ॥




## १४. महानील प्रासाद :–

कर्णे नन्दी तथा शृङ्ग रेखार्ध्वे लतिकं तथा ।
महानील स्तदा नाम कर्तव्यः सर्व दैवते ॥ ३८ ॥

મહાનીલ પ્રાસાદનુ માન સ્વરૂપ, ઇન્દ્રનીલ પ્રાસાદ પ્રમાણે જાણવું ફેર એટલો કે-રેખાની નંદિ ઉપર તિલકના બદલે શૃંગ ચઢાવવું. અને રેખાએ શૃંગ હીન કરી તિલક ચડાવવું. આવો મહાનીલ પ્રાસાદ સર્વ દેવો માટે કરવો. ૩૮.

શૃંગ સંખ્યાઃ—રેખા—૩×૪=૧૨, પઢરે—૨×૮=૧૬, નંદિ ૨×૮=૧૬, ભદ્રે-૩×૪=૧૨+મૂળશિખર-૧—૫૭

તિલક સંખ્યા :- રેખા-૪,

॥ १४ इतिश्री महानीलः ॥




## १५. भूधर प्रासाद :–

कार्यं शृङ्ग च तिलकं रेखामध्ये प्रशस्यते ।
भूदरस्य समाख्यातः प्रासादो देवतालयः ॥ ३९ ॥

આ પ્રાસાદનુ માન અને સ્વરૂપ મહાનીલ પ્રાસાદ માફક જાણુવું. ફેર એટલો કે—રેખાએ શૃંગ ચડાવવું. જે ભુધર નામનો પ્રાસાદ દેવોના સ્થાનરૂપ છે. ૩૯.

શૃંગ સંખ્યા:– રેખા–૨×૪=૮, પઢરે–૨×૮=૧૬, નંદિએ–૨×૮=૧૬, પ્રત્યંગ–૧×૮=૮, ભદ્રે–૩×૪=૧૨, +મૂળ શિખર–૧=કુલ ૬૧.

તિલક સંખ્યા :– રેખાએ–૪.

॥ १५ इतिश्री भूधर ॥

## ૧૯. रत्नकूट प्रासाद :—




भूधरस्य यथा प्रोक्तं द्वि भागं वर्धयेत पुनः ।
पूर्ववद् दल संख्यायां भद्र पार्श्वे द्वि नन्दिके ॥४०॥
द्वि भाग बाह्यभित्तिश्च शेषं पूर्व प्रकल्पितम् ।
तलच्छन्द भित्ति ख्यात–मूर्ध्वं मानमतः शृणु ॥४१॥

આ રત્નકૂટ પ્રાસાદનું માન અને સ્વરૂપ ભુધર પ્રાસાદની માફક જાણવું વિશેષ એ કે તલમાનમાં બે ભાગ વધારવાં, અર્થાત્ અઢાર ભાગ કરવાં, અને ભદ્રની બંન્ને બાજુ નંદિ વધારવી, તથા બહારની ભિતિ બે ભાગ કરવી. બાકી ભૂધર પ્રાસાદ પ્રમાણે જાણવું.

कर्णे द्वि शृङ्ग तिलकं शिखरं सूर्यविस्तरम् ।
तिलके द्वे नन्दिकायां प्रत्यङ्ग तु द्वि भागिकम् ॥४२॥
शृङ्ग त्रयं प्रतिरथे षडभागा चोरुमञ्जरी ।
तिलके द्वे पुनर्नन्द्यामुरः शृङ्ग युगांशकम् ॥४३॥
नन्द्यां च शृङ्गतिलके त्रिभागा चोरुमञ्जरी ।
द्वि भागं भद्रशृङ्ग च अर्द्धे चार्द्धं च निर्गमः ॥४४॥
रत्नकूट स्तदानाम शिवलिङ्गषु कामदः ।
प्रशस्त सर्वदेवेषु राज्ञां तु जय कारणम् ॥४५॥

રેખા ઉપર બે શૃંગ અને એક તિલક ચઢાવવું, શિખરનો વિસ્તાર બાર ભાગનો કરવો કર્ણ નંદિએ બે તિલક મૂકવા. બે ભાગ વિસ્તારવાળા પ્રત્યંગ, પ્રતિરથ ઉપર ત્રણશૃંગ અને નંદિ ઉપર બે તિલક કરવા, ભદ્ર નંદિ ઉપર એક શૃંગ અને એક તિલક કરવાં, ભદ્ર ઉપર ચાર ઉરૂશૃંગ, તેમાં પહેલું ઉરૂશૃંગ છ ભાગનું, બીજુ ચાર ભાગનું, ત્રીજુ ત્રણ ભાગ અને ચોથુ બે ભાગનું કરવું, એ ઉરુશૃંગોનો નીકાળો વિસ્તારથી અર્ધો ભાગે કરવો, આ પ્રાસાદની ઉપર ૬૫ શૃંગ તથા ૪૪ તિલક યુક્ત સ્વરૂપવાળો રત્નકૂટ પ્રાસાદ શિવલિંગને માટે બનાવે તો ઇચ્છિત ફલ આપનારો છે, બધાં દેવો માટે બનાવે તો પ્રશંસનીય છે, અને રાજાઓને વિજય કરવાવાળો છે. ૪૨ થી ૪૫

શૃંગ સંખ્યા : રેખા-૨×૪=૮, પ્રત્યાંગ ૧×૮=૮, પઢરે ૩×૮=૨૪, ભદ્ર નન્દિએ ૧×૮=૮ ભદ્ર-૪×૪=૧૬+મૂળ શિખર ૧—કુલ ૬૫.

તિલક સંખ્યા :-રેખાએ-૪, ગણુનંદી-૧૬, પ્રતિરથ નંદિ-૧૬, ભદ્રનંદિ ૮=કુલ ૪૪ તિલક

॥ १६ इतिश्री रत्नकूटः ॥

## ૧૭. वैडूर्य प्रासाद :—




श्रृङ्ग तृतीयं रेखोर्ध्वे कर्तव्यं सर्वशोभनम् ।
वैडुर्यश्च तदानाम कर्तव्यः सर्वदैवते ॥४६॥

વૈડૂર્ય પ્રાસાદનું માન અને સ્વરૂપ રત્નકૂટ પ્રાસાદ માફક જાણવું ફેર એટલે કે-રેખ ઉપર તિલક કાઢી નાખીને ત્રીજુ શૃંગ ચઢાવવું. તે બધા શોભાયમાન કરવાં-તે સર્વ દેવો માટે કરવો શુભ છે. ૪૬.

શૃંગ સંખ્યા :-રેખા-૩×૪=૧૨, પ્રત્યંગ-૧×૮=૮ પ્રતિરથ-૩×૮=૨૪, ભદ્રનંદિ-૧×૮=૮, ભદ્ર-૪×૪, ૧૬+મૂળશિખર-૧=કુલ ૬૯.

તિલક સંખ્યા:-કર્ણ નંદિએ-૧૬, પ્રતિરથનંદિએ-૧૬ ભદ્રનંદિએ-૮, એવં કુલ-૪૦.

॥ १७ इतिश्री वैडूर्य ॥

## १८. पद्मराग प्रासाद :-




तथैव तिलकं नन्द्या शृङ्गयुग्मं तु संस्थितम् ।
पद्मराग स्तदा नाम सर्वदेवसुखावह ॥ ४७ ॥

પદ્મરાગ પ્રાસાદનું માન અને સ્વરૂપ વૈડૂર્ય પ્રાસાદ માફક જાણવું, ફેર એટલો કે-રેખા ઉપરથી ત્રીજુ શૃંગ હીન કરી તિલક કરવું, અને ભદ્ર નંદિએ બે શૃંગ ચઢાવવાં. આવો પદ્મરાગ નામનો પ્રાસાદ સર્વ દેવોને સુખકારક છે. ૪૭.

શૃંગ સંખ્યાઃ-રેખા-૨×૪-૮, અત્યંગ-૧×૮-૮, પ્રતિરથ-૩×૮-૨૪, ભદ્રનંદિ-૨×૮=૧૬
ભદ્ર-૪×૪=૧૬+મૂળશિખર-૧=કુલ-૭૩.

તિલક સંખ્યાઃ- રેખા-૪, કર્ણનંદિ-૧૬, પ્રતિરથ નંદિ-૧૬=કુલ ૩૬.

॥ १८ इतिश्री पद्मरागः ॥

## १९. वज्रक प्रासाद :-




रेखोर्ध्वे च ततः शृङ्ग कर्तव्यं सर्वशोभनम् ।
वज्रकश्चेति नामासौ शक्रादिसुर वल्लभ ॥ ४८ ॥

આ વજ્રક પ્રાસાદનું માન અને સ્વરૂપ પદ્મરાગ પ્રાસાદની માફક જાણવું, ફેર એટલો કે–રેખાએ તિલક હીન કરી શૃંગ ચઢાવવું, બધું શોભાયમાન કરવું. આ પ્રાસાદ ઇંદ્રાદિ દેવોને પ્રિય છે. ૪૮.

શૃંગ સંખ્યાઃ–રેખા–૩×૪=૧૨, પ્રત્યંગ ૧×૮–૮, પ્રતિરથ–૩×૮–૨૪, ભદ્રનંદિ·૨×૮·૧૬
ભદ્રે–૪×૪–૧૬+મૂળશિખર–૧ કુલ ૭૭.
તિલક સંખ્યા :– રેખા–૧૬, પ્રતિરથ–૧૬=૩૨

॥ १९ इति वज्रकः॥

## २०. मुकुटोज्जवल प्रासाद :-




भक्ते विंशतिधा क्षेत्रे द्वि भागः कर्णविस्तरः ।
सार्धभागं भवेन्नन्दी कर्णवत्प्ररथस्तथा ॥ ४९ ॥

पुनर्नन्दी सार्धभागा भागा वै भद्रनन्दिका ।
वेदांशो भद्रविस्तार एक भागस्तु निर्गमः ॥ ५० ॥

द्विभागा बाह्यभित्तिश्च द्विभागा च भ्रमन्तिका ।
तत्समा मध्यभित्तिश्च गर्भोऽष्टांशैः प्रकल्पिता ॥ ५१ ॥

कर्णे द्वि शृङ्ग तिलकं रेखाद्वि सप्तविस्तरा ।
नन्द्याशृङ्ग च तिलकं प्रत्यङ्ग तु तदूर्ध्वतः ॥ ५२ ॥

शृङ्गत्रयं प्रतिकर्णे सप्तांशा चोरु मंजरी ।
नन्द्यां शृङ्ग च तिलक मुरुशृङ्ग षडंशकम् ॥ ५३ ॥

भद्र नन्द्यां तथा शृङ्ग मिषुभागोरुमञ्जरी ।
भद्रशृङ्गं द्विभागं स मुकुटोज्जवल उचते ॥ ५४ ॥

મુકુટોજ્જ્વલ પ્રાસાદની સમચોરસ ભૂમિના વીશ ભાગ કરવા. તેમાં બે ભાગની રેખા, દોઢ ભાગની નંદિ, બે ભાગનો પ્રતિરથ, દોઢ ભાગની નંદી, એક ભાગ ભદ્રનંદિ, ચાર ભાગનો ભદ્રનો વિસ્તાર કરવો, અને નીકાળો એક ભાગ કરવો, બે ભાગની બહારની ભિતિ, બે ભાગ ભ્રમ, બે ભાગ ગર્ભગૃહ ભિતિ અને આઠ ભાગનો ગર્ભગૃહ કરવો, રેખાનો વિસ્તાર ચૌદભાગનો કરવો, રેખા ઉપર બે શૃંગ અને એક તિલક, નંદિ ઉપર એક શૃંગ, અને એક તિલક, તેની ઉપર પ્રત્યંગ, પ્રતિરથ ઉપર ત્રણ શૃંગ, નંદિએ એક શૃંગ અને એક તિલક, ભદ્રનંદિએ એક શૃંગ અને ભદ્રે ચાર શૃંગ ચઢાવવા, પહેલુ ઉરૂશૃંગ સાત ભાગનુ બીજુ છ ભાગનું, ત્રીજુ પાંચ ભાગનું અને ચોથું ઉરૂશૃંગ બે ભાગનું કરવું. આ પ્રમાણે મુકુટોજ્જવલ પ્રાસાદ જાણવો. ૪૯ થી ૫૪.

શૃંગ સંખ્યા :- રેખા-૨×૪=૮, પ્રત્યંગ-૧×૮=૮, નંદિ-૧×૮=૮, પ્રતિરથ-૩×૮=૨૪, નંદિ-૧×૮=૮, ભદ્રનંદિ-૧×૮=૮, ભદ્ર-૪×૪=૧૬+મૂળ શિખર-૧=૮૧.

તિલક સંખ્યા :- રેખા-૪, કર્ણનંદિ-૮, બીજી નંદિ-૮,= કુલ ૨૦.

॥ २० इति श्री मुकुटोज्ज्वल ॥




## २१. ऐरावत प्रासाद :-

रेखोर्ध्वे च ततः शृङ्ग कर्तव्यं सर्वकामदम् ।
ऐरावत स्तदा नाम शक्रादि सुर वल्लभः ॥ ५५ ॥

આ ઐરાવત પ્રાસાદ તલમાન અને લક્ષણ મુકુટોજ્જ્વલપ્રાસાદ પ્રમાણે જાણવાં, ફેર એટલો કે રેખા ઉપર તિલક હીન કરી શૃંગ ચઢાવવું, આ સર્વ કામને આપનારું છે, આ ઐરાવત પ્રાસાદ ઇંદ્રાદિ દેવોને પ્રિય છે. ૫૫.

શૃંગ સંખ્યા- રેખા-૩×૪=૧૨, નંદિ-૧×૮=૮, પ્રત્યંગ-૧×૮=૮, પ્રતિરથ-૩×૮=૨૪, નંદિ-૧×૮=૮, ભદ્રનંદિ-૧×૮=૮, ભદ્ર-૪×૪=૧૬, +મૂળશિખર-૧ કુલ-૮૫.

તિલક સંખ્યા:- કર્ણનંદિ-૮, પ્રતિનંદિ-૮=૧૬.

॥ २१ इति ऐरावत ॥

કેસરિયાજી સન્મુખ દર્શન કેસરિયાજીનગર પાલીતાણા. [ એન. સી. સોમપુરા ]



કેસરિયાજી હસ્તિ દર્શન. કેસરિયાજી નગર-પાલીતાણા [એન. સી. સોમપુરા ]




## ૨૨. राजहंस प्रासाद :-

तथैव तिलकं कुर्याद् भद्रकर्णे तु शृङ्गकम् ।
राजहंसः समाख्यातः कर्तव्यो ब्रह्ममन्दिरे ॥५६॥

રાજહંસ પ્રાસાદનુ માન અને લક્ષણ ઐરાવત પ્રાસાદ માફક જાણવું, ફેર એટલો જ કે-રેખા ઉપર ત્રીજા શૃંગના બદલે તિલક કરવું એટલે બે શૃંગ અને એક તિલક, અને ભદ્રની નંદિએ એક શૃંગ વધારવું. આ પ્રમાણે રાજહંસ પ્રાસાદના લક્ષણ જાણવા. આ પ્રાસાદ બ્રહ્માના મંદિરે કરવો. ૫૬.

શૃંગ સંખ્યાઃ-રેખા-૨×૪=૮, પ્રત્યંગ-૧×૮-૮, કર્ણનંદિએ-૧×૮-૮, પઢરે-૩×૮=૨૪, પ્રતિનંદિએ-૧×૮=૮, ભદ્રનંદિએ-૨×૮=૧૬ ભદ્ર-૧૬, અને મૂળશિખર-૧ કુલ ૮૯. તિલક સંખ્યાઃ-રેખા-૪, નંદિ-૮, પ્રતિનંદિ-૮, એવં કુલ ૨૦ તિલક.



॥ ૨૨ इति राजहंसः ॥

## २३. पक्षिराज प्रासाद.

रेखोर्ध्वे च ततशृङ्गं कर्तव्यं सर्वकामदम् ।
पक्षिराज स्तदा नाम कर्तव्यः सश्रियःपते ॥५७॥

પક્ષિરાજ પ્રાસાદનું માન અને લક્ષણ રાજહંસ પ્રાસાદની માફક જાણવા, ફેર એટલો જ કે-રેખા ઉપર તિલક કાઢી શૃંગ ચઢાવવું એટલે રેખા ઉપર ત્રણ શૃંગ થયા, એ સર્વે કામને આપનાર પક્ષિરાજ પ્રાસાદ વિષ્ણુ ભગવાનને બનાવવો. ૫૭.




શૃંગ સંખ્યાઃ-રેખા-૩×૪=૧૨, પ્રત્યંગ-૧×૮=૮, પ્રતિરથ૩×૮=૨૪, પ્રતિનંદિ-૧×૮=૮, ભદ્રનંદિ-૨×૮=૧૬, ભદ્રે-૪×૪=૧૬+૧ મૂળશિખર=કુલ-૯૩.
તિલક સંખ્યા :-કર્ણનંદિ ૮, પ્રતિનંદિ-૮ એવં કુલ ૧૬.

॥ २३ इति पक्षिराजः ॥




## २४. वृषभ प्रासाद :–

द्वात्रिंशत्या विभक्ते च द्विभागा भित्तिका भवेत् ।
भ्रमणीतत्समा चैव पुनर्भित्तिश्च तत्समा ॥५८॥
शतमूलपदैर्गर्भः कर्तव्यो लक्षणान्वितः ।
कर्ण प्रतिरथरथो–परथाद्विद्वि विस्तरा ॥५९॥
भद्रनन्दी भवेद् भागं वेदांशो भद्र विस्तरः ।
भागो भद्रे निर्गमः स्याच्छेषा वै पूर्व कल्पिताः ॥६०॥
कर्णे द्विशृङ्गं तिलकं शिखरं षोडशांशकम् ।
शृङ्ग द्वयं प्रतिरथे प्रत्यङ्ग च त्रिभागिकम् ॥६१॥
रथे शृङ्ग त्रयं कुर्या–च्छृङ्गोर्ध्वे चोरु मञ्जरी ।
द्वेद्वे शृङ्गे उपरथे उरःशृङ्गं षडंशकम् ॥६२॥
भद्रनन्द्यां भवेच्छृङ्ग वेदांशा चोरुमञ्जरी ।
द्वि भागं भद्रशृङ्ग च कर्तव्यं च मनोरमम् ॥६३॥
सप्तऽनवत्यण्डकयुक् कर्तव्यो लक्षणान्वितः ।
वृषभो नाम विख्यात ईश्वरस्य सदाप्रियः ॥६४॥

પ્રાસાદની સમચોરસ ભૂમિના બાવીશ ભાગ કરવાં, તેમાં બે ભાગ બહારની ભિતિ, બે ભાગ ભ્રમ, બે ભાગ ગર્ભગૃહ ભિતિ, અને દશભાગ ગર્ભગૃહ કરવો, બહારના માન, રેખા, પ્રતિરથ, રથ, ઉપરથ, એ પ્રત્યેક બે બે ભાગ. ભદ્રનંદિ એક ભાગ અને આખું ભદ્ર ચાર ભાગનું કરવું, ભદ્રનો નીકાળો એક ભાગનો કરવો, બાકીના બધા અંગો સમદલ કરવાં, શિખર સોલ ભાગના વિસ્તારનુ કરવું. રેખા ઉપર બે શૃંગ અને એક તિલક, પ્રતિરથ ઉપર બે શૃંગ, ઉપર ત્રણ ભાગના પ્રત્યંગ, રથની ઉપર ત્રણ શૃંગ, ઉપરથ ઉપર બબ્બે, ભદ્રનંદિ એક એક શૃંગ અને ભદ્ર ઉપર ચાર ઉરૂશૃંગ ચઢાવવા, પહેલું ઉરૂશૃંગ આઠ ભાગનું, બીજુ છ ભાગનું, ત્રીજુ ચાર ભાગનું, ચોથું બે ભાગનું કરવું, સત્તાણું શૃંગવાળો અને સર્વ લક્ષણો વડે યુક્ત એવો વૃષભનાથનો પ્રાસાદ ઇશ્વરને હંમેશાં પ્રિય છે. ૫૮ થી ૬૪

શૃંગ સંખ્યા :-રેખા-૮, પ્રત્યંગ-૮, પ્રતિરથ-૧૬, રથ-૨૪, ઉપરથ-૧૬, ભદ્ર નંદિ-૮. ભદ્ર-૧૬ મૂળશિખર-૧ કુલ-૯૭. તિલક સંખ્યા :-૪ કોણે.     ॥ ૨૪ ઇતિ વૃષભઃ ॥

मेरुप्रासाद

## २५. मेरु प्रासाद :-

कर्णे शृङ्ग त्रयं चैव एकोतर शताण्डकः ।
मेरुश्चापि समाख्यातः कर्तव्यश्च त्रिमूर्तिके ॥६५॥

सर्वस्य हेममेरोश्च यत्पूज्यं त्रि प्रदक्षिणैः ।
कृते शैलेष्टकाभिश्च तत्पुण्याल्लभतेऽधिकम् ॥६६॥

हरो हिरण्यगर्भश्च हरिर्दिनकर स्तथा ।
एते देवाः स्थिता मेरौ नान्येषांस कदाचन ॥६७॥

મેરુ પ્રાસાદનું માન અને લક્ષણ વૃષભપ્રાસાદની માફક છે. ફેર એટલો કે-રેખા ઉપર બે શૃંગ તિલક છે તેના બદલે તિલક હીન કરી શૃંગ ચડાવવું, એટલે એકસો એક શૃંગવાળો મેરૂ પ્રાસાદ થાય, તે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ માટે બનાવવો, સંપૂર્ણ સુવર્ણમય મેરુની ત્રણ પ્રદક્ષિણાથી જે પુણ્ય થાય તે પુણ્યથી પણ અધિક પુણ્ય પાષાણ અથવા ઇંટના બનેલા મેરૂ પ્રાસાદની પ્રદક્ષિણા કરવાથી થાય છે.

શિવ, બ્રહ્મા, વિષ્ણુ અને સૂર્ય એ દેવોને મેરુ પ્રાસાદમાં પ્રતિષ્ઠિત કરવા, બાકી દેવોને ક્યારે પણ પ્રતિષ્ઠિત કરવાં નહિ. ૬૫ થી ૬૭

શૃગ સંખ્યાઃ-રેખા-૩×૪=૧૨, પ્રત્યંગ-૧×૮=૮, પ્રતિરથ-૨×૮=૧૬, રથે ૩×૮=૨૪, ઉપરથે-૨×૮ =૧૬, ભદ્રનંદિએ-૧×૮=૮, ભદ્રે-૪×૪=૧૬+૧, મૂળશિખર કુલ=૧૦૧.

॥ ૨૫ ઇતિ મેરુ પ્રાસાદઃ ॥



**प्रशस्ति**

इतिश्री विश्वकर्मा वास्तु कला चिन्तन हरविद्या गुणकीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम उत्तरार्ध शिल्पाचार्य नंदलाल चुनिलाल संगृहिते श्री कैशरादि सान्धारप्रासाद निर्णयाधिकार नाम्नोऽष्टमोऽध्याय संपूर्ण ॥

## श्री ऋषभादिद्विसप्त प्रासाद लक्षणाधिकारः नाम्नो नवमोऽध्याय :-



### क्षीरार्णवे ऋषभादि प्रासादनां विषये जयविश्वकर्मणोः संवाद :-

मेरुपृष्ठे समासीनं विश्वकर्ममहाप्रभुम् ।
वेद वेदाङ्ग संपन्नमप्सरा गणसेवितम् ॥ १ ॥

देवदानव गन्धर्वसिद्ध विद्याधरै र्नरैः ।
ऋषिसंघ समाकीर्णं सेवितं विविधैर्गणैः ॥ २ ॥

विश्वकर्मणि संयुक्तं समागम्य जयोऽब्रवीत् ।
प्रणमामि प्रभोत्वाश्च सर्वज्ञ विश्वकारक ॥ ३ ॥

મેરૂના શિખર ઉપર બીરાજેલા, વેદવેદાંગને જાણનારા, અપ્સરાઓના ગણોથી સેવાયેલા. દેવ, દાનવ, ગંધર્વ, સિદ્ધ અને વિદ્યાધરોથી પૂજિત થયેલા ઋષિઓના સમુદાયથી ઘેરાયેલા તથા બીજા નાના પ્રકારના દેવોના ગણોથી સેવાતા અને વિશ્વનાં કાર્યો કરવામાં યોજાયેલા એવા મહાપ્રભુ વિશ્વકર્મા પાસે આવી તેમનો પુત્ર જય કહેવા લાગ્યો કે :- "હે સમગ્ર વિશ્વની રચના કરનાર સર્વજ્ઞ પ્રભુ! આપને હું પ્રણામ કરૂં છું. ૧.

जयोवाच—

प्रासादास्तु त्वया प्रोक्ता वैराज्यकुल संभवाः ।
विभक्ति तलमेतेषां त्वया प्रोक्तं सुविस्तरम् ॥ ४ ॥

જય ઉવાચ-હે પ્રભો! આપે વૈરાજ્ય કુલમાં ઉત્પન્ન થયેલા પ્રાસાદોનો વિધિ કહ્યો છે. તેમજ તેના વિભાગો અને તલોનાં લક્ષણો પણ ઘણા વિસ્તારપૂર્વક કહ્યાં છે. ૪.

जिनेन्द्रा वीतरागश्च केवलिज्ञान संभवाः ।
त्रिलोकेशाश्च सर्वज्ञाः सर्वदेवेषु पूजिताः ॥ ५ ॥

प्रासादा जिननामानो विभक्त्या ऋषभादयः ।
रचनाविधिमेतेषां कथयस्व मम प्रभो ॥ ६ ॥

जगत्याः पीठमाकारं मण्डोरं शिखरोत्तमम् ।
द्वारमानं जगत्यङ्ग मण्डपं परमोत्तमम् ॥ ७ ॥

कलशमामलसारं पताकां दण्डमर्कटीम् ।
रूपं वैलक्षणं तात कथयस्य मम प्रभो ॥ ८ ॥

હે પ્રભો ! હવે કૃપા કરી મને મોહ વિગેરેથી રહિત, કેવલ જ્ઞાનની પ્રાપ્તિવાળા, ત્રિલોકના ઈશ તથા સર્વજ્ઞ અને સર્વ દેવતાઓમાં પૂજાયેલા એવા શ્રી જિનેન્દ્ર પ્રભુ ઋષભાદિ તીર્થંકરોના પોત પોતાના નામવાળા પ્રાસાદોની રચના વિધિ કહો. જગતી તથા તેની પીઠોના સ્વરૂપો, મંડોવર, તેના ઉપર રચવાનાં ઉત્તમ પ્રકારનાં શિખરો, દ્વારમાન, જગતીના અંગો, શ્રેષ્ઠ મંડપો, કલશ અને આમલસાર, પતાકા, ધ્વજદંડ અને મર્કટી એમના સ્વરૂપો તથા લક્ષણો કૃપા કરી હે પ્રભુ મને કહો. ૫ થી ૮.

विश्वकर्मोवाच :—

शृणु वत्स महाप्राज्ञ यश्च त्वं परिपृच्छसि ।
प्रासादांश्च जिनेन्द्राणा कथयामि समासतः ॥ ९ ॥

मध्यप्रासाद मेरूश्च भद्रप्रासाद नागरः ।
अन्तको द्राविड श्चैव लतिनश्च महीधर ॥ १० ॥

एवमादि विचारेण ऋषभादिः प्रजायते ।
जिनेन्द्राणां प्रियाश्चैव धर्मार्थ काममोक्षदा ॥ ११ ॥

વિશ્વકર્માએ કહ્યું "હે પુત્ર ! તું જે પૂછે છે, તે શ્રી જિનેન્દ્ર મહાપ્રભુઓના પ્રાસાદોની જે વિધિ છે તે સર્વ સંક્ષેપમાં હું તને કહું છું તે તું સાંભળ."

મધ્ય મેરૂ, કલ્યાણકારી નાગરાદિ, અંતકાદિ, દ્રાવિડાદિ, લતિનાદિ અને મહીધરાદિ વિગેરે જાતિના પ્રાસાદોમાંથી ઋષભાદિ પ્રાસાદ ઉત્પન્ન થયા છે. અર્થાત્ ઉપર્યુક્ત પ્રાસાદોનાં અંગો, તલો અને શિખરાદિ વિચાર કરી ઋષભાદિ પ્રાસાદો કરવામાં આવે છે, આ પ્રાસાદો શ્રી જિનેન્દ્ર પ્રભુઓને વિશેષ કરીને પ્રિય છે. અને તે ધર્મ, અર્થ કામ તથા મોક્ષ એ ચારે પુરુષાર્થોને આપનાર છે. ૯ થી ૧૧.

## ऋषभादि ७२ प्रासादोनां नाम

ऋषभश्चैव कैलासः सुरेन्द्रो ह्यजित स्तथा ।
गजेन्द्रोऽथ विशालश्च स्वयंभूश्चैव सप्तम् ॥ १२ ॥

क्षीराक्षश्चैव संतोषो ह्यभिनन्दन संज्ञकः ।
अविघ्नश्च प्रमोदश्च सुरवल्लभ नामकः ॥ १३ ॥

सुमतिश्च सुबुद्धिश्च सुप्रियश्चैव षोडशः ।
पद्मप्रभुश्च विज्ञेयः पद्मरागोऽथपुष्टिदः ॥ १४ ॥

सुपार्श्वश्चैव विज्ञेयः प्रासादस्तुसुनंदनः ।
श्री वल्लभ स्तथा प्रोक्तश्चन्द्रप्रभसुनामकः ॥ १५ ॥

चन्द्रशेखर संज्ञश्च विमानो सुविधिस्तथा ।
सुश्रियो वसुपुष्पश्च शीतलोऽथश्रियेन्दुकः ॥ १६ ॥

दनुराजश्रियांशौ च श्रीवत्सः पुत्रदस्तथा ।
शीतलो नाम विज्ञेयः प्रासादः कीर्तिदायकः ॥ १७ ॥

मनोहर स्तथा प्रोक्तः स्वकुलः कुलनन्दनः ।
वासुपूज्योऽथ संख्यातो रत्नसंभव संज्ञक ॥ १८ ॥

विमलो मुक्ति संघट्टो ह्यनन्तश्च सुरेन्द्रक ।
वृक्षराजश्च विज्ञेयो धर्मदो धर्मवृक्षकः ॥ १९ ॥

शान्तश्चैव प्रसंख्यातः कामदायककुन्थुदो ।
शक्तिदो हर्षणश्चैव नाम्ना कमल कन्दकः ॥ २० ॥

केवली च तथार्हन्तो महेन्द्रः पापनाशनः ।
मान संतुष्टि संज्ञश्च गौरवश्च सुनामकः ॥ २१ ॥

सुमति कीर्तिनामश्च जिनेन्द्रायतन स्तथा ।
राजेन्द्रश्चैव नेमीन्द्रो यति भूषण नामकः ॥ २२ ॥

सुपुष्पश्चैव विज्ञेयः पार्श्ववल्लभ संज्ञकः ।
पद्मावृतो यरूपश्च वीर विक्रम नामकः ॥ २३ ॥

मष्टादयश्च विज्ञेयः तुष्टि पुष्टि र्जिनप्रियः ।
नाम्नैवं कथितं सर्व द्वासप्ततिजिनालयम् ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि स्वरूपं लक्षणान्वितम् ॥ २४ ॥

૧ ઋષભ, ૨ કૈલાસ, ૩ સુરેન્દ્ર, ૪ અજિત, ૫ ગજેન્દ્ર, ૬ વિશાલ, ૭ સ્વયંભુ, ૮ ક્ષીરાક્ષ, ૯ સંતોષ, ૧૦ અભિનંદન, ૧૧ અવિઘ્ન, ૧૨ પ્રમોદ, ૧૩ સુરવલ્લભ, ૧૪ સુમતિ, ૧૫ સુબુદ્ધિ, ૧૬ સુપ્રિય, ૧૭ પદ્મપ્રભ, ૧૮ પદ્મનાભ, ૧૯ પુષ્ટિદ, ૨૦ સુપાર્શ્વ, ૨૧ સુનંદન, ૨૨ શ્રી વલ્લભ, ૨૩ ચંદ્રપ્રભ, ૨૪ ચન્દ્રશેખર, ૨૫ વિમાન, ૨૬ સુવિધિ, ૨૭ સુશ્રિય, ૨૮ વસુપુષ્પ, ૨૯ શીતલ, ૩૦ શ્રિયેન્દુ, ૩૧ દનુરાજ, ૩૨ શ્રિયાંશ, ૩૩ શ્રીવત્સ, ૩૪ પુત્રદ, ૩૫ શીતલ, ૩૬ કીર્તિદાયક, ૩૭ મનોહર, ૩૮ સ્વકુલ, ૩૯ કુલનંદન, ૪૦ વાસુપૂજ્ય, ૪૧ રત્નસંભવ, ૪૨ વિમલ, ૪૩ મુક્તિસંઘટ્ટ, ૪૪ અનન્ત, ૪૫ સુરેન્દ્ર, ૪૬ વૃક્ષરાજ, ૪૭ ધર્મદ, ૪૮ ધર્મવૃક્ષ, ૪૯ શાન્ત, ૫૦ કામદાયક, ૫૧ કુન્થુદ, ૫૨ શક્તિદ, ૫૩ હર્ષણ, ૫૪ કમલકન્દ, ૫૫ કેવલી, ૫૬ અર્હન્ત, ૫૭ મહેન્દ્ર, ૫૮ પાપનાશન, ૫૯ મનસંતુષ્ટિ, ૬૦ ગૌરવ, ૬૧ સુમતિકીર્તિ, ૬૨ જિનેન્દ્રાયતન, ૬૩ રાજેન્દ્ર, ૬૪ નેમીન્દ્ર, ૬૫ યતિભુષણ, ૬૬ સુપુષ્પ, ૬૭ પાર્શ્વવલ્લભ, ૬૮ પદ્માવૃત, ૬૯ ચંરૂપ, ૭૦ વીરવિક્રમ, ૭૧ મહોદય, ૭૨ તુષ્ટિપુષ્ટિ પ્રાસાદ જાણવો. આ પ્રમાણે બોંતેર પ્રાસાદ જે જિન દેવોને પ્રિય છે. તે સર્વ જિનાલયોના નામો કહ્યા, હવે તેના લક્ષણ સહિત સ્વરૂપ કહું છું. ૧૨ થી ૨૪





બુદ્ધમૂર્તિ સારનાથ.

## १ श्री ऋषभप्रासाद

### १–विभक्ति




चतुरस्त्री कृते क्षेत्रे द्वात्रिंशत्पद भाजिते ।
कर्ण भाग त्रयं कार्यं प्रतिकर्ण तथैव च ॥२५॥
उपरथं त्रिभागश्च भद्रार्धं वेद भागिकम् ।
नन्दिका कर्णिका चैव ह्येक भागा व्यवस्थिता ॥२६॥
कर्णे च कर्मचत्वारि प्रतिकर्णे क्रमत्रयम् ।
उपरथे द्वयं ज्ञेयं कर्णिका द्वयमेव च ॥२७॥
विंशति ह्युरुशृङ्गाणि प्रत्यङ्ग षोडशंभवेत् ।
कर्णे च केशरी दद्यान्नंदनो नंदशालिकः ॥२८॥
नंदीशः प्रथमं कर्म ह्युर्ध्वे तिलक शोभनम् ।
आदि जिनाय कर्त्तव्यः प्रासादो नाम ऋषभः ॥२९॥

ચોરસ ક્ષેત્રના બત્રીશ (૩૨) ભાગ કરવા, તેમાં ત્રણ (૩) ભાગ કર્ણ કરવો તેમજ પ્રતિકર્ણ પણ ત્રણ (૩) ભાગનો કરવો, ઉપરથ ભાગ ત્રણ (૩) અને અર્ધું ભદ્ર ભાગ ચાર (૪)નું કરવું, કર્ણ અને પ્રતિકર્ણ તેમજ ઉપરથ અને ભદ્રની વચ્ચે એક એક ભાગની નંદિકા અને કર્ણિકા કરવી, કર્ણ ઉપર ચાર કર્મ, પ્રતિકર્ણ ઉપર ત્રણ કર્મ, ઉપરથ ઉપર બે, અને કર્ણિકા તથા નંદિકા ઉપર બે બે કર્મ કરવા. ચારે દિશાના મળી ઉરૂશૃંગ વીશ (૨૦) અને પ્રત્યંગો સોળ (૧૬) કરવા, કર્ણના કર્મમાં પહેલું નંદીશ, બીજુ નંદશાલિક, ત્રીજું નંદન, ચોથું કેશરી ચઢાવવું, તેના ઉપર સુશોભિત તિલક કરવું. આ પ્રાસાદનુ નામ ઋષભપ્રાસાદ છે. અને તે પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવને કરવો. ૨૫ થી ૨૯.

તલ ભાગ ૩૨ ઋષભ પ્રાસાદ શૃંગ સંખ્યા.

| | કે. નં. નંદ નંદિશ | |
|---|---|---|
| શૃંગ રેખા | – ૫ + ૧૩ + ૧૭ + ૨૧ | ૫૬×૪ – કુલ ૨૨૪. |
| શૃંગ પ્રતિકર્ણ | –૫ + ૧૩ + ૧૭ | ૩૫×૮ – કુલ ૨૮૦ |
| શૃંગ ઉપરથ | – ૫ + ૧૩ | ૧૮×૮ – કુલ ૧૪૪ |
| શૃંગ કર્ણિકા | – ૫ + ૧૩ | ૧૮×૨૪–કુલ ૪૩૨ |
| શૃંગ પ્રત્યાંગ | | ૪×૪ – કુલ ૧૬ |
| ઉરૂશૃંગ | | ૫×૪ – કુલ ૨૦ |
| મૂલપ્રાસાદ | | ૧ |

ઋષભ પ્રાસાદના કુલ શૃંગ–૧૧૧૭ તિલક–૪

॥ ૧ इतिश्री ऋषभप्रासाद ॥

## २. कैलास प्रासाद

### द्वितीय भेद

तद्रूपं तत्प्रमाणश्च, रथोर्ध्वे तिलकं न्यसेत् ।
कैलासोनाम विज्ञेयः स्वरूपो लक्षणान्वितः ॥ ३० ॥

ઉપર પ્રમાણે સ્વરૂપ ઉપર ઉપરથે તિલક ચઢાવવા તેથી કૈલાસ નામનો પ્રાસાદ થાય.

| | |
|---|---|
| કુલ શૃંગ | ૧૧૧૭. |
| તિલક | ૧૨. |

॥ २ इतिश्री कैलास प्रासाद ॥

## ३. सुरेन्द्र प्रासाद

### तृतीय भेद,—

कैलासस्य तु संस्थाने, ह्युपरथोर्ध्वे मंजरी ।
सुरेन्द्रश्च तदा नाम, पुरे वै धर्मवर्धनः ॥ ३१ ॥

કૈલાસ પ્રાસાદના તલ તથા સ્વરૂપ ઉપર વધારામાં ઉપરથે એકેક મંજરી કરવી, સુરેન્દ્ર નામનો પ્રાસાદ થાય.

કુલ શૃંગ　૧૧૧૭,　　તિલક.　૧૨,　　મંજરી　૮,

॥ ३ इतिश्री सुरेन्द्र प्रासाद ॥

# ४ अजित प्रासाद

२. विभक्ति.




चतुरस्त्री कृते क्षेत्रे, द्वादश पद भाजिते ।
कर्ण भाग द्वयं कार्यं, प्रतिकर्ण तथैव च ॥३२॥

भद्रार्धं सार्ध भागेन, नंदी तु चार्ध भागतः ।
कण कर्म त्रयं कार्यं प्रतिकर्णे क्रम द्वयम् ॥३३॥

अष्टौ चवो रुशृंगाणि प्रत्यंगमष्टकं भवेत् ।
कर्णे च केशरी दाप्यः सर्वतोभद्रमेव च ॥३४॥

नन्दनश्च प्रदातव्य श्चतुष्कर्णेषु शोभितः ।
अजितो नाम प्रासादो विज्ञेय सुरवल्लभः ॥३५॥

સમ ચોરસ ક્ષેત્રના બાર (૧૨) ભાગ કરવા, તેમાં કર્ણ ભાગ બે, નંદી ભાગ અર્ધો, અને અર્ધુંભદ્ર દોઢ ભાગનું કરવું. આ પ્રમાણે ચારે દિશાએ વ્યવસ્થા કરવી. કર્ણે ત્રણ કર્મ અને પ્રતિકર્ણે બે કર્મ ચઢાવવા. ચારે દિશાએ મળી આઠ ઉરૂશૃંગ અને આઠ પ્રત્યંગ કરવા, કર્ણે પહેલું કર્મ નંદન, બીજું સર્વતોભદ્ર અને ત્રીજું કેશરી ચઢાવવું. પ્રતિકર્ણે સર્વતોભદ્ર અને કેશરી. આ પ્રાસાદનું નામ અજિત છે, તે દેવોને ઘણો જ પ્રિય છે. આ પ્રાસાદ બીજા તીર્થંકર શ્રી અજિતનાથને કરવો. ૩૨ થી ૩૫

| તલમાન ૧૨ | | અજિતપ્રાસાદ | શૃંગ સંખ્યા | |
|---|---|---|---|---|
| | નં. સ. કે. | | | |
| શૃંગ રેખા | ૧૭ + ૧૩ + ૫ | | ૩૫×૪ | ૧૪૦ |
| „ પ્રતિકર્ણે | ૧૩ + ૫ | | ૧૮×૮ | ૧૪૪ |
| „ પ્રત્યંગ | | | ૨×૪ | ૮ |
| „ ઉરૂશૃંગ | | | ૨×૪ | ૮ |
| „ મૂલ પ્રાસાદ | | | | ૧ |
| | | | | ૩૦૧ |

॥ ૪ इति श्री अजितप्रासाद ॥

## ५. गजेन्द्र प्रासाद :—

### द्वितीय भेद,—

अजितस्य च संस्थाने भद्रे त्रयोरुशृङ्गकम् ।
गजेन्द्रो नाम विख्यातः सर्व देवेषु वल्लभः ॥ ३६ ॥

અજિત પ્રાસાદના તલ અને સ્વરૂપમાં ભદ્રે ત્રણ ઉરૂશૃંગ ચઢાવવાં તેથી ગજેન્દ્ર નામનો પ્રાસાદ સર્વ દેવોને વલ્લભ જાણવો. ૩૬.

| | | |
|---|---|---|
| અજિત પ્રાસાદ | શૃંગ | ૩૦૧ |
| ઉરૂશૃંગ ૪ | „ | ૩૦૫ |

॥ ५ इतिश्री अजितप्रासाद ॥

## ६. विशाल प्रासाद

### तृतीय भेद.—

तिलकं नंदिकायाश्च विशालो नाम नामतः ।
सर्वदेवेषु कर्तव्यः प्रासादो जिनवल्लभः ॥ ३७ ॥

ગજેન્દ્ર પ્રાસાદના તલ અને સ્વરૂપ ઉપર વધારામાં નંદિકાએ એક તિલક ચડાવવું. આ વિશાલ નામનો પ્રાસાદ જાણવો અને તે સર્વ જિનદેવોને વલ્લભ છે. અને સર્વ દેવોને કરવો. ૩૭.

શૃંગ ૩૦૫. તિલક ૮

॥ ६ इतिश्री विशाल प्रासाद ॥




## ७. स्वयंभू प्रासाद

### ३ विभक्ति

चतुरस्त्री कृते क्षेत्रे त्वष्टादश विभाजिते ।
कर्णभागद्वय कार्यं कर्णिका भागिका तथा ॥३८॥
प्रतिरथं कर्ण मानेन नंदिका पदविश्रुता ।
भद्रार्धं त्रय भागेन चतुर्दिक्षु व्यवस्थितम् ॥३९॥
कर्णे कर्म द्वयं कार्यं केशरी च श्री वत्सकम् ।
प्रतिकर्णे कर्णमानेन कर्णिनंद्योश्चशृङ्गकम् ॥४०॥
भद्रे चैवो रुचचत्वारि, प्रत्यङ्गमष्टकं भवेत् ।
स्वयंभूश्चैव नामोऽयं जिनेन्द्रो संभवप्रियः ॥४१॥

ચોરસ ક્ષેત્રના અઢાર (૧૮) ભાગ કરવા, બે ભાગનો કર્ણ, એક ભાગની કર્ણિકા, બે ભાગનો પ્રતિરથ, એક ભાગની નંદિકા અને અર્ધું ભદ્ર ત્રણ ભાગનું કરવું. આ પ્રમાણે ચારે બાજુ રચના કરવી.

કર્ણે બે કર્મ, કેશરી અને શ્રી વત્સ, પ્રતિકર્ણે પણ કેશરી અને શ્રી વત્સ, બે કર્મ કરવા, કર્ણિકા અને નંદીએ એકેક શૃંગ ચઢાવવું. ભદ્રે ચાર ઉરૂશૃંગ કરવા, અને આઠ પ્રત્યંગો ચઢાવવાં. સ્વભૂ નામનો પ્રાસાદ શ્રી સંભવનાથ પ્રભુને પ્રિય છે.

તલભાગ ૧૮ સ્વયંભૂ પ્રાસાદ

| | કે. શ્રીવત્સ | | શૃંગ |
|---|---|---|---|
| શૃંગ રેખા | ૫ + ૧ | ૬×૪ | ૨૪ |
| ,, પ્રતિકર્ણ | ૫ + ૧ | ૬×૮ | ૪૮ |
| ,, કર્ણિકાનંદિ | ૧ | ૪×૪ | ૧૬ |
| ,, પ્રત્યંગ | | ૨×૪ | ૮ |
| ઉરૂશૃંગ | | ૪×૪ | ૧૬ |
| મૂલશિખર | | | ૧ |
| કુલ શૃંગ | | | ૧૧૩ |

॥ ७ इतिश्री स्वयंभू प्रासाद ॥

## ८. क्षीराक्ष प्रासाद

द्वितीय भेद,

तद्रूप तत्प्रमाणश्च कर्णोर्ध्वे तिलकं न्यसेत् ।
क्षीराक्ष श्चैव नामोऽयं, प्रासादस्तु मनोहरः ॥ ४२ ॥

સંભવ પ્રાસાદના તલ અને સ્વરૂપમાં કર્ણ ઉપર તિલક કરવાથી ક્ષીરાક્ષ નામનો પ્રાસાદ થાય. ૪૨.

| | |
|---|---|
| શૃંગ | ૧૧૩. |
| તિલક | ૪. |

॥ ८ इतिश्री क्षीराक्ष प्रासाद ॥

## ९. संतोष प्रासाद

तृतीय भेद—

तत्तुल्यश्च तदूर्ध्वेन कर्णी नंदी च शृंगिका ।
संतोषश्चैव प्रासादः कर्तव्यश्च सुखावहाः ॥ ४३ ॥

ઉપર પ્રમાણેના તલ અને સ્વરૂપમાં કર્ણીએ તેમજ નંદિકાએ શૃંગ ચઢાવવાથી સંતોષ નામનો પ્રાસાદ થાય. ૪૩.

| | | |
|---|---|---|
| શૃંગ | | ૧૧૩ |
| કર્ણી નંદી | ૪×૪ | ૧૬ |
| કુલ શૃંગ | | ૧૨૯ |
| તિલક | | ૪ |

॥ ९ इति श्री संतोष प्रासादः ॥




## १० अभिनंदन प्रासाद

### ४. विभक्ति

चतुरस्त्री कृते क्षेत्रे त्वष्टादशविभाजिते ।
त्रयस्त्रयस्त्रिषु स्थाने हस्तांगुल निर्गमम् ॥ ४४ ॥

कर्णे कर्मद्वयं कार्यं प्रतिकर्णे क्रमद्वयम् ।
भद्रं व ह्युरुग्राहुभ्यां कर्तव्यं च चतुर्दिशम् ॥ ४५ ॥

अभिनंदननामोऽयं तिलकैश्च सुखावहा ।
प्रासादं कुरुते यस्तु स्वर्गलोके स मोदते ॥ ४६ ॥

ચોરસ ક્ષેત્રના અઢાર (૧૮) ભાગ કરવા, અર્ધું-ભદ્ર, કર્ણ અને પ્રતિકર્ણ, એ ત્રણેય ત્રણ-ત્રણ ભાગના કરવા, નીકાળે હસ્તાંગુલ એટલે એક હસ્તે એક અંગુલ ઉપાંગો નીકળતા કરવા. કર્ણે કેશરી અને સર્વતો-ભદ્ર એ બે કર્મ કરવા, પ્રતિકર્ણે પણ બે કર્મ, ભદ્રે બે ઉરૂશૃંગ ચઢાવવા, કર્ણ, પ્રતિકર્ણ અને ભદ્રે તિલક કરવા, આ અભિનંદન નામનો પ્રાસાદ જાણવો તે સુખ આપનાર છે, આ પ્રાસાદ જે કરે તે સ્વર્ગલોકમાં સુખ પામે.

અભિનંદન પ્રાસાદ તલ ભાગ. ૧૮

| | સ. કે. | શૃંગ |
|---|---|---|
| શૃંગ કર્ણ | ૯ + ૫ | ૧૪×૪=૫૬ |
| પ્રતિકર્ણ | ૯ + ૫ | ૧૪×૮=૧૧૨ |
| ઉરૂશૃંગ | | ૨×૪=૮ |
| મૂલ પ્રાસાદ. | | ૧ |
| | કુલ શૃંગ | ૧૭૭ |

તિલક ૩×૪=૧૨

॥ १० इतिश्री अभिनंदन प्रासाद ॥

## ११. अविघ्न प्रासाद

द्वितीय भेद—

तदुरुपश्च प्रकर्तव्यं रथोर्ध्वे तिलकं न्यसेत् ।
अविघ्नो नाम विज्ञेयः प्रासादो विपुलः श्रिया ॥ ४७ ॥

અભિનંદન પ્રાસાદના તલ અને સ્વરૂપમાં વધારવામાં રથે તિલક કરવું, અવિઘ્ન નામનો પ્રાસાદ જાણવો. અને તે પુષ્કળ લક્ષ્મી આપનાર છે. ૪૭.

શૃંગ ૧૭૭ તિલક ૨૦

॥ ११ इतिश्री अविघ्न प्रासादः ॥

## १२. प्रमोद प्रासाद

तृतीय भेद

अविघ्नस्य च संस्थाने ह्युरुश्रृङ्ग तृतीयकम् ।
प्रमोदो नाम प्रासादो विज्ञेयः सुरभूषणः ॥ ४८ ॥

અવિઘ્ન પ્રાસાદનો તલ અને સ્વરૂપ ઉપર ભદ્ર વધારામાં ત્રીજું ઉરૂશૃંગ ચઢાવવું, આ દેવોને ભૂષણરૂપ પ્રમોદ નામનો પ્રાસાદ જાણવો. ૪૮.

| | | |
|---|---|---|
| શૃંગ | | ૧૭૭ |
| ઉરૂશૃંગ | ૧×૪ | ૪ |
| | કુલશૃંગ | ૧૮૧ |
| | તિલક | ૨૦ |

॥ १२ इतिश्री प्रमोद प्रासाद ॥

## १३. सुरवल्लभ प्रासाद

चतुर्थ भेद—

कर्णे श्री वत्सकं कार्यं प्रासाद सुरवल्लभः ।
सर्वे देवेषु कर्तव्यो देवानाञ्च सदा प्रियः ॥ ४९ ॥

અવઘ્ન પ્રાસાદના તલ અને સ્વરૂપ ઉપર વધારામાં કર્ણે એક શૃંગ શ્રીવત્સ ચઢાવવાથી સુરવલ્લભ નામનો પ્રાસાદ થાય તે સર્વ દેવોને હંમેશાં પ્રિય છે. ૪૧

| | | |
|---|---|---|
| શૃંગ | | ૧૮૧. |
| કર્ણ | ૧×૪ | ૪ |
| | કુલ | ૧૮૫. |
| | તિલક. | ૨૦ |

॥ १३ इतिश्री सुरवल्लभ प्रासाद ॥



ત્રિનેત્ર મહાદેવ-થાનગઢ.



ભારત પ્રિન્ટરી, પાલીતાણા.




## १४. सुमतिनाथ प्रासाद

५ विभक्ति :–

चतुरस्त्री कृते क्षेत्रे चतुर्दश विभाजिते ।
कर्णौ द्विभाग विस्तीर्णौ प्रतिकर्ण स्तथैव च ॥५०॥
निर्गम स्तत्समो ज्ञेयो नंदिका भाग विस्तृता ।
भद्रार्धश्च द्विभागेन कर्तव्यश्च चतुर्दिशम् ॥५१॥
कर्णे शृग द्वयं कार्यं प्रतिकर्णे तथैव च ।
भद्रे चैवोरुचत्वारि प्रत्यङ्गश्च ततोऽष्टमि ॥५२॥
नंदिकायां शृङ्गकूटं सुमतिर्नाम नामतः ।
तस्य संदर्शनादेव मुक्ति भागूनात्र संशयः ॥५३॥

ચોરસ ક્ષેત્રના ચૌદ (૧૪) ભાગ કરવા. બે ભાગનો કર્ણ તથા બે ભાગનો પ્રતિકર્ણ કરવો, નીકાળે સમદલ કરવા અને એક ભાગની નંદિકા કરવી. બે ભાગનું અધું ભદ્ર કરવું. આ પ્રમાણે ચારે દિશામાં યોજના કરવી. કર્ણ ઉપર બે શૃંગ કરવા, અને પ્રતિકર્ણે પણ બે શૃંગ, ભદ્રે ચાર ઉરૂશૃંગો કરવા. અને આઠ પ્રત્યાંગ કરવા, નંદીએ એક શૃંગ અને એક કૂટ કરવું આ સુમતિનામનો પ્રાસાદ દર્શન માત્રથી મુક્તિ આપનાર છે. સુમતિ પ્રાસાદના તલ ભાગ ૧૪.

| | | | |
|---|---|---|---|
| શૃંગ | રેખા | ૧ + ૧ – | ૨×૪=૮ |
| ,, | પ્રતિકર્ણ | ૧ + ૧ – | ૨×૮=૧૬ |
| ,, | નંદિ | ૧ | ૨×૪=૮ |
| ,, | પ્રત્યંગ | | ૨×૪=૮ |
| ,, | ઉરૂશૃંગ | | ૪×૪=૧૬ |
| ,, | મૂલ પ્રાસાદ | | ૧ |

કૂટ ૨×૪=૮ કુલ શૃંગ ૫૭

तलभाग १४

॥ १४ इतिश्री सुमतिनाथ प्रासाद ॥

## १५ सुबुद्धि प्रासाद

द्वितीय भेद :-

सुमतेश्चैव संस्थाने कर्णे पञ्चाण्डकं तथा ।
सुबुद्धिश्च तदानाम कर्तव्यो बुद्धिवर्धनः ॥ ५४ ॥

સુમતિ પ્રાસાદના તલ અને સ્વરૂપમાં વધારામાં કર્ણે પંચાગી કેશરી કર્મ કરવું. આ સુબુદ્ધિ નામનો પ્રાસાદ જાણવો અને તે બુદ્ધિને વધારનારો છે. ૫૪

શ્રંગ ૭૩ કૂટ ૮

॥ १५ इतिश्री सुबुद्धिप्रासाद ॥

## १६. सुप्रिय प्रासाद

तृतीय भेद—

तद्रूपश्च प्रकर्तव्यं रथोर्ध्वे तिलकं न्यसेत् ।
सुप्रियो नाम विज्ञेयः पुरे वै प्रीतिवर्धनः ॥ ५५ ॥

સુબુદ્ધિ પ્રાસાદના તલ અને સ્વરૂપમાં વધારામાં રથે તિલક એકેક ચઢાવવું. સુપ્રિય નામનો પ્રાસાદ જાણવો, અને તે નગરમાં પ્રીતિ વધારનાર છે. ૫૫

શ્રૃંગ ૭૩ તિલક ૮ કૂટ ૮

॥ १६ इतिश्री सुप्रिय प्रासाद ॥



ભુવનેશ્વરી દેવી.




## १७ पद्मवल्लभ प्रासाद–

### ६. विभक्ति :–

चतुरस्त्री कृते क्षेत्रे, विंशद्या प्रति भाजिते ।
कर्णं द्वि भागिकं ज्ञेयं, कर्णिका भागविश्रुता ॥५६॥

प्रतिकर्णं द्वि भागेन, नन्दिका पद्विश्रुता ।
भद्रार्द्धश्च चतुर्भागं स्थापयेच्च चतुर्दिशम् ॥५७॥

ચોરસ ક્ષેત્રના વીસ (૨૦) ભાગ કરવા. કર્ણ બે ભાગ અને કર્ણિકા એક ભાગની કરવી. પ્રતિકર્ણ બે ભાગનો અને નંદિકા એક ભાગની તથા અર્ધું ભદ્ર ચાર ભાગનું કરવું. આ પ્રમાણે ચારે દિશાએ રચના કરવી. ૫૬–૫૭.

केशरी सर्वतो भद्रं, रथे कर्णे च दापयेत् ।
कर्णिकायां शृंगकूटं, नंदिकायां तथैव च ॥५८॥

भद्रेचैवोरुचत्वारि, प्रत्यङ्गश्च ततोऽष्टमिः ।
पद्मवल्लभ नामोऽयं, जिनेन्द्रो पद्मवल्लभ ॥५९॥

રથ અને કર્ણ ઉપર કેશરી અને સર્વતોભદ્ર કર્મ ચઢાવવા, કોણિકાએ શૃંગ અને કૂટ કરવા, અને નંદિકાએ પણ શૃંગ અને કૂટ ચઢાવવા, ભદ્રે ચાર ઉરૂશૃંગ અને આઠ (૮) પ્રત્યંગ કરવા, આ પદ્મવલ્લભ નામનો પ્રાસાદ જાણવો. અને તે પદ્મપ્રભુને પ્રિય છે. ૫૮–૫૯.

તલભાગ ૨૦ પદ્મવલ્લભ પ્રાસાદ

| | | | | |
|---|---|---|---|---|
| શૃંગ – રેખા | ૯ + ૫ | ૧૪ × ૪ | = | ૫૬ |
| ,, ઉપરથે | ૯ + ૫ | ૧૪ × ૮ | = | ૧૧૨ |
| ,, કર્ણિકા | ૧ | ૧ × ૮ | = | ૮ |

| | | | |
|---|---|---|---|
| નંદિ | ૧ | ૧ × ૮ = | ૮ |
| ઉરૂશૃંગ | ૪ | ૪ × ૪ = | ૧૬ |
| પ્રત્યંગ | ૨ | ૨ × ૪ = | ૮ |
| મૂલ પ્રાસાદ | | | ૧ |
| | | કુલ | ૨૦૯ |

કૂટ કર્ણિકા નંદી ૪×૪=૧૬

॥ १७ इति श्री पद्मवल्लभप्रासादः ॥

## १८. पद्मराग प्रासाद

### द्वितीय भेद

पद्मवल्लभ संस्थाने कर्त्तव्यं पद्मरागकः ।
कर्णोर्ध्वे तिलकं दधात् स्वरुपोलक्षणान्वितः ॥ ६० ॥

પદ્મવલ્લભ પ્રાસાદના તલ અને સ્વરૂપમાં વધારામાં કર્ણે તિલક કરવું. આ સ્વરૂપ લક્ષણ યુક્ત પદ્મરાગ નામનો પ્રાસાદ જાણવો. ૬૦

શૃંગ ૨૦૯, કૂટ ૧૬, તિલક ૪.

॥ १८ इतिश्री पद्मराग प्रासाद ॥

## १९. पुष्टिविवर्धन प्रासाद

### तृतीय भेद—

तद्रुपश्च प्रकर्त्तव्यं रथोर्ध्वे तिलकं न्यसेत् ।
पुष्टि विवर्धनो नाम तुष्टि पुष्टियोश्च वर्धनः ॥ ६१ ॥

પદ્મરાગના તલ અને સ્વરૂપમાં વધારે રથ ઉપર તિલક કરવું, આ પુષ્ટિવર્દ્ધન નામનો પ્રાસાદ જાણવો અને તે તુષ્ટિ પુષ્ટિનો વધારનારો છે. ૬૧

શૃંગ ૨૦૯, કૂટ ૧૬, તિલક ૨૦.

॥ १९ इतिश्री पुष्टिविवर्धन प्रासाद ॥




## २०. सुपार्श्वनाम प्रासाद–

### ७ मी विभक्ति :–

दिग्भागे च कृते क्षेत्रे कर्णं चैव द्वि भागिकम् ।
प्रतिरथं सार्धभागं निर्गमे तत्समं भवेत ॥६२॥

भद्रे चैव त्रिभागेन कपिला भद्र मानयोः ।
निर्गमं पदमानेन चतुर्दिक्षु नियोजयेत ॥६३॥

कर्णे कर्म द्वयं कार्यं रथे भद्रे तथोद्गमः ।
सुपार्श्वो नाम विज्ञेयो गृहराजः सुखावहः ॥६४॥

ચોરસ ક્ષેત્રના દશ (૧૦) ભાગ કરવા, તેમાં કર્ણ ભાગ બે (૨) અને પ્રતિકર્ણ ભાગ દોઢ (૧॥) નો કરવો, નીકાળે સમચોરસ કરવો, આખુ ભદ્ર ભાગ ત્રણ (૩) નુ કરવું, તેમજ ભદ્રના માનમાં કપિલાભદ્ર કરવુ, અને તે એક ભાગ નિકળતું રાખવું. આ પ્રમાણે ચારે દિશાએ યોજના કરવી.

કર્ણ ઉપર બે (૨) કર્મ ચઢાવવા અને પ્રતિરથે તથા ભદ્રે દોઢિયા કરવા. આ પ્રાસાદનુ નામ સુપાર્શ્વ પ્રાસાદ છે. અને તે સાતમા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુને કરવો. આ પ્રાસાદ કરનાર તથા રાજાને સુખ આપનાર છે. ૬૨ થી ૬૪

| | | |
|---|---|---|
| શૃંગ રેખા-૯+૫. | ૧૪ × ૪ | =૫૬ |
| મૂલ પ્રાસાદ | | ૧ |
| | કુલ શૃંગ | ૫૭ |

॥ २० इतिश्री सुपार्श्ववल्लभ प्रासाद ॥

## २१. सुनन्दन प्रासाद

### द्वितीय भेद,

प्रासाद बहवा सन्ति, चतुर्विंशतिमूर्तिषु ।
तन्न प्राज्ञेय संदेहः कर्तव्यः पुनरागते ॥ ६५ ॥

रथे वै शृङ्गमेकं स्याद्, भद्रेचैवचतुर्दिशम् ।
सुनन्दनः स विज्ञेयः, कृते च विपुलां श्रियम् ॥ ६६ ॥

ચોવીશ તીર્થંકરોને બહુ પ્રકારના પ્રાસાદો કરવામાં આવે છે. તેથી ફરીથી પણ તેજ તીર્થંકરોને બીજા પ્રાસાદો કરવાનું કહેવામાં આવે છે, બુદ્ધિમાન પુરુષોએ તેમાં શંકા કરવી નહિ.

સુપાર્શ્વનાથ પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવું. અને પ્રતિરથે એક શૃંગ ચઢાવવું તથા ભદ્રે એક ઉરૂશૃંગ કરવું, આ પ્રમાણે ચારે દિશાએ કરવું આ પ્રાસાદનુ નામ સુનંદન પ્રાસાદ છે પ્રાસાદ કરવાથી પુષ્કળ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ૬૫—૬૬

| | | |
|---|---|---|
| શૃંગ રેખા | ૧૪ × ૪ | =૫૬ |
| ,, પ્રતિરથ | ૧ × ૮ | =૮ |
| ,, ઉરૂશૃંગ | ૧ × ૪ | =૪ |
| ,, મૂલ પ્રાસાદ | | ૧ |
| | | ૬૯ |

॥ २१ इति श्री सुनन्दन प्रासादः ॥

## २२. श्री वल्लभ प्रासाद

### तृतीय भेद,

रथोर्ध्वे तिलकं दधात् भद्रेचैव चतुर्दिशम् ।
श्री वल्लभ स्तदा नाम प्रासादो जिन वल्लभ ॥ ६७ ॥

પ્રતિરથ ઉપર તિલક ચઢાવવું અને ભદ્રે પણ ચારે દિશાએ ભદ્રના ખુણે તિલક કરવા, શ્રી વલ્લભ નામનો પ્રાસાદ જાણવો, અને તે સર્વ તીર્થંકરોને પ્રિય છે. ૬૭

શૃંગ ૬૯, તિલક ૧૬.

॥ २२ इतिश्री वल्लभ प्रासाद ॥

## २३ चन्द्रप्रभ प्रासाद

### चतुर्थ भेद–

उरुशृङ्गं पुनर्दद्यात् चन्द्रप्रभश्च नामतः ।
सर्वदेवेषु कर्त्तव्यो जिनानां तु विशेषतः ॥ ६८ ॥

શ્રી વલ્લભ પ્રાસાદના તલ અને સ્વરૂપમાં ભદ્રે એક ઉરૂશૃંગ ચઢાવવું એટલે ચંદ્રપ્રભ નામનો પ્રાસાદ થાય. તે બધા દેવોને કરવો, પણ વિશેષે તીર્થંકરોને કરવો.

શૃંગ ૭૩ તિલક ૧૬

॥ २३ इतिश्री चन्द्रप्रभ प्रासाद ॥

## २४ चन्द्रशेखर प्रासाद

### पञ्चम भेद,

रथोर्ध्वे केशरी कर्म तस्य शृङ्गं विवर्जयेत् ।
चन्द्रशेखर नामोऽयं प्रासादो वीतरागकः ॥ ६९ ॥

પ્રતિરથ ઉપરનું શૃંગ કાઢી તે સ્થળે કેશરી કર્મ ચઢાવવું. આ પ્રાસાદ ચંદ્રશેખર નામનો જાણવો અને તે વીતરાગને કરવો. ૬૯.

| | | | |
|---|---|---|---|
| રેખા | | | ૭૩ |
| પ્રતિરથ | ૫ × ૮ = ૪૦ | | ૩૨ |
| | | ૮ | શૃંગ ૧૦૫ |
| | | ૩૨ | તિલક ૧૬ |

॥ २४ इति श्री चन्द्रशेखर प्रासाद ॥

## २५. विमान प्रासाद

### षष्ठ भेद,

कर्णेच तिलकं दद्यात् प्रासादस्यविमानकः ।
सर्व देवेषु कर्तव्यः स्वरुपो लक्षणान्वित ॥ ७० ॥

ઉપર પ્રમાણે તલ અને સ્વરૂપ કરી કર્ણે તિલક કરવા આ સ્વરૂપ લક્ષણ યુક્ત વિમાન પ્રાસાદ જાણવો.

શૃંગ ૧૦૫, તિલક ૨૦

॥ २५ इतिश्री विमान प्रासाद ॥

## २६. सुविधि प्रासाद

सप्तम भेद,

प्रतिरथे द्वयं कर्म सुविधिर्नाम नामतः ।
सर्व देवेषु कर्तव्यः स्वरूपो लक्षणान्वितः ॥ ७१ ॥

ઉપર પ્રમાણે તલ અને સ્વરૂપ ઉપર પ્રતિરથે બે કર્મ સર્વતોભદ્ર અને કેશરી કરવા, આ સ્વરૂપ અને લક્ષણ યુક્ત પ્રાસાદ સુવિધિ નામનો જાણવો. તે સર્વ દેવને કરવો. ૭૧

| | |
|---|---|
| શૃંગ | ૧૭૭ |
| તિલક | ૧૨ |

॥ २६ इति श्री सुविधि प्रासाद ॥

## २७. सुश्रिय प्रासाद

अष्टम भेद

तद्रूपे तत्प्रमाणेच रथे तिलकञ्च दापयेत् ।
सुश्रियो नाम विज्ञेयः प्रासाद सुर भूषण: ॥ ७२ ॥

ઉપર કહેલા સ્વરૂપમાં પ્રતિરથે એક તિલક ચઢાવવાથી દેવોના ભૂષણરૂપ સુશ્રિય નામનો પ્રાસાદ થાય. ૭૨

| | |
|---|---|
| શૃંગ | ૧૭૭ |
| તિલક | ૨૦ |

॥ २७ इतिश्री सुश्रियप्रासाद ॥

## २८. वसु पुष्पक प्रासाद

नवम् भेद

सुश्रियस्य च संस्थाने भद्रे शृङ्ग विवर्धनम् ।
वसु पुष्पक नामोऽयं प्रासादोजिन वल्लभ ॥ ७३ ।

સુશ્રિય પ્રાસાદના તલ અને સ્વરૂપમાં ભદ્રે એક ઉરૂશૃંગ વધારવાથી જિન તીર્થંકરોને વલ્લભ એવો વસુપુષ્પક નામનો પ્રાસાદ થાય. ૭૩

| | |
|---|---|
| શૃંગ | ૧૮૧ |
| તિલક | ૨૦ |

॥ २८ इतिश्री वसुपुष्पक प्रासाद ॥



ચેમ્બુર દેરાસર પ્રતિષ્ઠા મહોત્સવ દર્શન નંદલાલભાઇ તથા તેમના ભાઇ શાંતિલાલભાઇ સહિત [ એન. સી સોમપુરા ]



ચેખપુર જૈન દેરાસર બલાણક ચોકી [એન. સી. સોમપુરા.]




## २९ शीतल प्रासाद

### ८ मी विभक्ति

चतुरस्त्री कृते क्षेत्रे द्वात्रिंशत्पद भाजिते ।
पञ्चभागो भवेत्कर्णः प्रतिकर्णस्तथैव च ॥७४॥

कर्ण प्रतिकर्णयोर्मध्ये कोणिका भागविश्रुता ।
भद्रं चैव चतुर्भागं नन्दिका पद विश्रुता ॥७५॥

समदलश्च कर्तव्यं चतुर्दिक्षु व्यवस्थितम् ।
प्रासादस्य स्वरूपश्च कर्तव्यं विधि मानतः ॥७६॥

श्री वत्स केशरी चैव सर्वतोभद्रमेव च ।
कर्णेचैव प्रदातव्यं, रथे चैव तु तत्समम् ॥७७॥

नन्दिका कर्णिकायाश्च, द्वि शृंग तिलकं न्यसेत् ।
भद्रे चैवोरुचत्वारि, शीतलोनाम विश्रुतः ॥७८॥

प्रत्यक्ष जिन रूपश्च, सुश्रियस्यविवर्द्धनः ।
सुखदोऽयं प्रकर्तव्य-श्चन्द्रप्रभु जिनाय च ॥७९॥

ચોરસ ક્ષેત્રના બત્રીશ ભાગ કરવા, તેમાં કર્ણ ભાગ પાંચ તેમજ પ્રતિકર્ણ પણ ભાગ પાંચનો કરવો, કર્ણ અને પ્રતિકર્ણ વચ્ચે કોણી ભાગ એકની કરવી. અર્ધું ભદ્ર ભાગ ચાર, નંદિકા ભાગ એકની કરવી, નીકાળે સમદલ કરવું. આ પ્રમાણે ચારે દિશાએ વ્યવસ્થા કરવી.

કર્ણ ઉપર સર્વતોભદ્ર, કેશરી, શ્રીવત્સ ચઢાવવું પ્રતિરથે પણ તે જ પ્રમાણે કર્મ ચઢાવવા, નંદિકા તથા કોણિકાએ બે બે શૃંગ ચઢાવવા, અને એકેક તિલક ચઢાવવું, ભદ્રે ચાર ઉરૂશૃંગો કરવા. આ પ્રાસાદનુ નામ શીતલ પ્રાસાદ જાણવું. અને તે લક્ષ્મીની વૃદ્ધિ કરનારો તથા સર્વસુખોને આપનારો છે. પ્રત્યક્ષ જિનસ્વરૂપ એવો આ પ્રાસાદ ચંદ્રપ્રભુ ભગવાનને કરવો. ૭૪ થી ૭૯.

| | | |
|---|---|---|
| શૃંગ રેખા. | | ૯ + ૫ + ૧ = ૧૫ × ૪ = ૬૦ |
| ,, | પ્રતિરથ | ૯ + ૫ + ૧ = ૧૫ × ૮ = ૧૨૦ |
| ,, | કર્ણિકાનંદિ | ૨ + ૨ = ૪ × ૮ = ૩૨ |
| ,, | ભદ્ર | ૪ = ૪ × ૪ = ૧૬ |
| | મૂળપ્રાસાદ | ૧ |
| | | શૃંગ ૨૨૯ |

તિલક ૮

॥ २९ इतिश्री शीतल प्रासाद ॥

## ३० श्रियेन्दु प्रासाद

### द्वितीय भेद,

तद्रुपश्च प्रकर्तव्यं रथोर्ध्वे तिलकं न्यसेत् ।
श्रियेन्दुर्नाम विज्ञेयः सुरराजश्रियावहः ॥ ८० ॥

શીતલ પ્રાસાદ પ્રમાણે તલ તથા સ્વરૂપ કરી રથે એક તિલક ચઢાવવું. આ શ્રિયેન્દુ પ્રાસાદ જાણવો અને તે ઇંદ્રના વૈભવને આપનારો છે.

| | |
|---|---|
| શૃંગ | ૨૨૯ |
| તિલક. | ૧૬ |

॥ ३० इति श्री श्रियेन्दुप्रासाद ॥

## ३१ दनुराज प्रासाद

### तृतीय भेद

नन्दिका कर्णिकायाश्च तिलकं तु सुशोभनम् ।
दनुराज स्तदा नाम कर्तव्यश्च गृहोत्तम् ॥ ८१ ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર નંદિકા અને કર્ણિકા ઉપર એકેક સુશોભિત તિલક ચઢાવવું. આ પ્રાસાદનુ નામ દનુરાજ છે, અને તે પ્રાસાદોમાં ઉત્તમ જાણવો. ૮૧

શૃંગ ૨૨૯, તિલક ૩૨.

॥ ३१ इतिश्री दनुराज प्रासाद ॥

# ३२ श्रियांश प्रासाद

## ९ मी विभक्ति

चतुरस्त्रो कृते क्षेत्रे चतुर्विंशति भाजिते ।
भद्रार्धं त्रिपदं वत्स द्वौ रथो कर्ण तत्समः ॥ ८२ ॥

निर्गतं तत्प्रमाणेन सर्वं शोभा समन्वितम् ।
कर्णे रथे भद्रे द्वे शृङ्गे तिलकं न्यसेत् ॥ ८३ ॥

श्रियांशो नाम विज्ञातो विपुल श्री विवर्धनः ।
कार्यः सुविधिनाथाय धर्मार्थं मोक्ष साधन ॥ ८४ ॥

ચોરસ ક્ષેત્રના ચોવીશ ભાગ કરવા, તેમાં કર્ણ, પ્રતિરથ, ઉપરથ અને ભદ્રાર્ધ એ સર્વે અંગો ત્રણ-ત્રણ ભાગનાં કરવા, તથા નીકાળે સમદલ તલ પ્રમાણે કરવા, કર્ણ પ્રતિરથે બે બે શૃંગો અને તિલક ચઢાવવા. તથા ભદ્રે બે ઉરૂશૃંગ કરવા. પુષ્કળ લક્ષ્મીની વૃદ્ધિ કરનાર તથા ધર્મ-અર્થ-મોક્ષને આપનારો આ શ્રિયાંશ નામનો પ્રાસાદ જાણવો અને તે સુવિધિનાથ પ્રભુને કરવો. ૮૨ થી ૮૪.

| | | |
|---|---|---|
| શૃંગ રેખા | ૧ + ૧ = ૨ × ૪ = | ૮ |
| ,, પ્રતિરથ | ૧ + ૧ = ૨ × ૮ = | ૧૬ |
| ,, ભદ્રે | ૨   ૨ × ૪ = | ૮ |
| ,, મૂળપ્રાસાદ | | ૧ |
| કુલ શૃંગ | | ૩૩ |

તિલક ૧૨

॥ ३२ इतिश्री श्रियांश प्रासाद ॥

## ३३ श्रीवत्स प्रासाद

### द्वितीय भेद.

तद्रूपश्च प्रकर्तव्यं, तिलकं चोपरथके ।
श्रीवत्सो नाम विज्ञेयः श्रीपतेश्च सुखावहा ॥ ८५ ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર વિશેષમાં ઉપરથે તિલક ચઢાવવું. આ પ્રાસાદનુ નામ શ્રી વત્સ પ્રાસાદ જાણવું અને તે લક્ષ્મીપતિના સુખને આપનારો છે. ૮૫.

| | | | |
|---|---|---|---|
| શૃંગ | ૩૩ | તિલક | ૨૦ |

॥ ३३ इति श्रीवत्सप्रासाद ॥

## ३४ पुत्रद प्रासाद

### तृतीय भेद,

तत्र स्थाने च कर्तव्यः, कर्णोर्ध्वे तिलकं न्यसेत् ।
पुत्रदो नाम विज्ञेयः पुत्रपौत्रादि वर्धन ॥ ८६ ॥

શ્રીવત્સ પ્રાસાદના તલ અને સ્વરૂપમાં વધારે કર્ણ ઉપર તિલક ચઢાવવું તો પુત્રદ નામનો પ્રાસાદ થાય તે પુત્ર પૌત્રાદિક પરિવારની વૃદ્ધિ કરનારો છે. ૮૬

| | | | |
|---|---|---|---|
| શૃંગ | ૩૩, | તિલક | ૨૪. |

॥ ३४ इतिश्री पुत्रद प्रासाद ॥



# ३५. शीतल प्रासाद




१० मी विभक्ति,

चतुर श्री कृते क्षेत्रे, चतुर्विंशति भाजिते ।
कर्णश्चैव समाख्यातं चतुर्भागं च विश्रुतम् ॥८७॥

प्रतिरथं त्रयं ज्ञेयं, भद्रार्ध भूत भागिकम् ।
रथे कर्णे च शृङ्गैकं तदूर्ध्वे तिलक द्वयम् ॥८८॥

द्वादशैवोरुशृङ्गाणि, प्रत्यंगानि ततोऽष्टभिः ।
शीतलश्च तदा नाम, प्रासादोजिन वल्लभः ॥८९॥

ચોરસ ક્ષેત્રના ચોવિશ ભાગ કરવા, કર્ણ ભાગ ચાર, પ્રતિરથ ભાગ ત્રણ અને અર્ધું ભદ્ર ભાગ પાંચનું કરવું. કર્ણ તથા પ્રતિરથ ઉપર એકેક શૃંગ કરવું, અને તેના ઉપર બબ્બે તિલકો ચઢાવવા; ભદ્રે બાર ઉરૂશૃંગો ચઢાવવા, અને આઠ પ્રત્યાંગો કરવા, આ પ્રાસાદનુ નામ શીતલ પ્રાસાદ છે, અને દશમા તીર્થંકર શીતલનાથને કરવો. ૮૯

| | | | |
|---|---|---|---|
| શૃંગ રેખા | ૧ | = | ૧ × ૪ = ૪ |
| ,, પ્રતિરથ | ૧ | = | ૧ × ૮ = ૮ |
| ,, ભદ્ર | ૩ | = | ૩ × ૪ =૧૨ |
| ,, પ્રત્યાંગ | ૨ | = | ૨ × ૪ = ૮ |
| ,, મૂલપ્રાસાદ | | | ૧ |
| | | કુલ શૃંગ | ૩૩ |
| તિલક | | ૨૪ | |

॥ ३५ इतिश्री शीतलनाथ प्रासाद ॥

## ३६. कीर्तिदायक प्रासाद

### द्वितीय भेद–

तद्रूपं तत्प्रमाणश्च, कर्तव्यं पूर्वमानतः ।
कर्णोर्ध्वे च द्वयं शृङ्ग, प्रासादः कीर्तिदायकः ॥ ९० ॥

શીતલનાથ પ્રાસાદ પ્રમાણે તલ અને સ્વરૂપ ઉપર વિશેષમાં કર્ણે બે શૃંગો કરવાં. આ પ્રાસાદ કીર્તિદાયક નામનો જાણવો. ૯૦

| | |
|---|---|
| તલમાન | ૨૪ |
| શૃંગ | ૩૭ |
| તિલક. | ૨૦ |

॥ ३६ इतिश्री कीर्तिदायक प्रासाद ॥

## ३७. मनोहर प्रासाद

### तृतीय भेद,

कर्णे न सदृशं कार्यं प्रतिकर्णे तथैव च ।
तद्रूपं तत्प्रमाणश्च भद्रोर्ध्वे तत्समं तथा ॥ ९१ ॥

मनोहरश्च विज्ञेयः प्रासादोजिनमार्गतः ।
धर्मलाभश्च वृद्धिश्च संगतिर्महतां भवेत् ॥ ९२ ॥

ઉપરના પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવું. અને કર્ણ સમાન પ્રતિરથે બે શૃંગ ચઢાવવા, તથા ભદ્રે ઉરૂશૃંગ છે તે જ મુજબ કરવા, આ મનોહર નામનો પ્રાસાદ જાણવો, અને તે ધર્મ અને લાભની વૃદ્ધિ કરનાર છે, અને મહાત્માઓની સંગતિ આપનાર છે. ૯૧, ૯૨.

| | |
|---|---|
| તલભાગ | ૨૪ |
| શૃંગ | ૪૫ |
| તિલક | ૧૨ |

॥ ३७ इतिश्री मनोहर प्रासाद ॥

# ३८ स्वकुल प्रासाद




## ११ मी विभक्ति

चतुर स्त्री कृते क्षेत्रे ह्यष्टादश विभाजिते ।
कर्ण भाग त्रयं कार्यं रथभाग त्रयं तथा ॥ ९३ ॥

भद्रार्द्धं त्रिपदं वत्स चतुर्दिक्षु नियोजयेत् ।
निर्गमं पदमानेन हस्ताङ्गुल प्रमाणतः ॥ ९४ ॥

शृङ्गञ्च तिलकं कर्णे रथे भद्रे तु शृङ्गकम् ।
स्वकुलो नाम विज्ञेयः श्रेयांशजिनवल्लभः ॥ ९५ ॥

સમચોરસ ક્ષેત્રના અઢાર ભાગ કરવા, હે વત્સ! તેમાં કર્ણ, પ્રતિરથ અને અર્ધું ભદ્ર ત્રણ-ત્રણ ભાગનું કરવું. આ પ્રમાણે ચારે દિશાએ યોજના કરવી. નીકાળો પદમાને અથવા હસ્તાંગુલ પ્રમાણે એટલે જેટલા હસ્ત રેખામાન હોય તેટલા અંગુલ નીકાળો રાખવો. કર્ણ અને રથ ઉપર એકેક શૃંગ અને એકેક તિલક ચઢાવવું, ભદ્રે એક ઉરૂશૃંગ કરવું, સ્વકુલ નામનો પ્રાસાદ ૧૧ માં યાંશનાથ પ્રભુને કરવો. ૯૩ થી ૯૫.

તલમાન ૧૮

| | | | | |
|---|---|---|---|---|
| શૃંગ | રેખા | ૧ | = | ૧ × ૪ = ૪ |
| ,, | ઉપરથે | ૧ | = | ૧ × ૮ = ૮ |
| ,, | ભદ્ર | ૧ | = | ૧ × ૪ = ૪ |
| ,, | મૂલ પ્રાસાદ | | | ૧ |
| | કુલ શૃંગ | | | ૧૭ |

તિલક ૧૨

॥ ३८ इतिश्री स्वकुल प्रासाद ॥

# ૩૯ कुलनंदन प्रासाद

## द्वितीय भेद.

तद्रूपं तत्प्रमाणञ्च कर्तव्यं पूर्वमानतः ।
उरुशृङ्गाष्टकं कुर्यात्प्रासादे कुलनंदने ॥ ९६ ॥

ઉપર પ્રમાણે તલ સ્વરૂપ કરી ભદ્રે ચારે દિશાએ મળી આઠ ઉરૂશૃંગો કરવાં, આ પ્રાસાદ કુલનંદન નામનો જાણવો.

| | |
|---|---|
| તલભાગ | ૧૮ |
| શૃંગ | ૨૧ |
| તિલક | ૧૨ |

॥ ૩૯ इतिश्री कुलनंदन प्रासाद ॥



નટરાજ



કેસરિયાજી સાઈડ દર્શન કેસરિયાજીનગર–પાલીતાણા.
[ એન. સી સોમપુરા. ]




## ૪૦ वासुपूज्य प्रासाद

१२ मी विभक्ति,

चतुरस्त्री कृत क्षेत्रे, द्वाविंशपद भाजिते ।
पदानां तु चतुर्भागं, कर्णे चैव तु कारयेत् ॥९७॥
कोणिका पदमानेन, प्रतिरथं त्रिभागकम् ।
नंदिका भाग मेकेन, भद्रार्धञ्च द्वि भागिकम् ॥९८॥
कर्णे कर्म त्रयं कार्यं, प्रतिकर्णे क्रम द्वयम् ।
नंदिकर्ण्योः शृङ्गकूट-मूर्ध्वे तिलक शोभनम् ॥९९॥
भद्रे चोरुत्रय कार्यं प्रत्यंगाष्टक लक्षितम् ।
वासुपूज्य स्तदानाम वासुपूज्य सुवल्लभः ॥१००॥

ચોરસ ક્ષેત્રના બાવીશ ભાગ કરવા, તેમાં કર્ણ ભાગ ચાર, કોણિકા ભાગ એક, પ્રતિરથ ભાગ ત્રણ તથા નંદિકા ભાગ એક અને અર્ધુ ભદ્ર ભાગ બેનુ કરવું. કર્ણે ત્રણ કર્મ કરવા. પ્રતિરથે બે કર્મ કરવા. નંદિકા અને કર્ણિકાએ એકેક શૃંગકૂટ કરવુ, અને તેના ઉપર શોભાયમાન તિલક ચઢાવવા ભદ્રે ત્રણ ઉરૂશૃંગો અને આઠ પ્રત્યંગો કરવા.

વાસુપૂજ્ય નામનો પ્રાસાદ બારમા શ્રી વાસુપૂજ્ય પ્રભુને પ્રિય છે, આ પ્રાસાદ તેમને કરવો.

| | | |
|---|---|---|
| શૃંગ રેખા | ૧૩ + ૯ + ૫ = ૨૭ × ૪ | =૧૦૮ |
| | ૯ + ૫ = ૧૪ × ૮ | =૧૧૨ |
| ,, નંદિ | ૧ = ૧ × ૮ | = ૮ |
| ,, કાણુકા | ૧ = ૧ × ૮ | = ૮ |
| ,, ભદ્ર | ૩ = ૩ × ૪ | =૧૨ |
| ,, પ્રત્યંગ | ૨ = ૨ × ૪ | = ૮ |
| ,, મૂલ પ્રાસાદ | | ૧ |

તલભાગ ૨૨, તિલક ૧૬, કુલ ૨૫૭.

॥ ૪૦ इतिश्री वासुपूज्य प्रासाद ॥

## ४१ रत्नसंभव प्रासाद

### द्वितीय भेद.

तद्रूपश्च प्रकर्तव्यं, कर्णोर्ध्वे तिलकं न्यसेत् ।
रत्न संभव नामोऽयं, गृहराजः सुखावहः ॥ १०१ ॥

धर्मदाः कीर्तिदश्चैव, पुरे धर्मविवर्धनः ।
धर्मरुपाश्च कर्तारः कारोपि धर्मनायकः ॥ १०२ ॥

ઉપર પ્રમાણે, તલ અને સ્વરૂપ ઉપર વધારામાં કર્ણ ઉપર એક તિલક ચઢાવવું. આ પ્રાસાદનું નામ રત્નસંભવ જાણવું. આ પ્રાસાદ બધા પ્રાસાદોમાં સર્વોત્તમ છે, તથા સર્વ પ્રકારનું સુખ—ધર્મ અને કીર્તિને આપનારો છે, નગરમાં ધર્મની વૃદ્ધિ કરનારો છે, આ પ્રાસાદ કરનાર ધાર્મિક અને કરાવનાર ઉત્તમ ધાર્મિક જાણવો.

| | |
|---|---|
| તલભાગ | ૨૨ |
| શૃંગ | ૨૫૭ |
| તિલક | ૨૦ |

॥ ४१ इतिश्री रत्नसंभव प्रासाद ॥



શ્રી પંચમુખ ગણેશ

## ૪૨ विमलवल्लभ प्रासाद

### १३ मी विभक्ति




चतुरस्त्री कृते क्षेत्रे चतुर्विंशति भाजिते ।
पादोन पञ्चभागेन कर्णस्तत्र विधीयते ॥१०३॥

तत्समः प्रतिकर्णश्च पादैका कोणिनंदिका ।
भद्रार्धं सार्धपंचार्धं निर्गमं भागमेव च ॥१०४॥

समानश्च रथं ज्ञेयं कर्तव्यश्च चतुर्दिशम् ।
प्रासादस्य स्वरूपश्च कर्तव्यं लक्षणान्वितम् ॥१०५॥

कर्णे भृङ्गत्रयं कार्यं प्रतिकर्णे तथैव च ।
नंदिका कोणिका कायाश्च भृङ्गकूटं सुशोभनम् ॥१०६॥

भद्रे चैवोरुचत्वारि प्रत्यंगानि ततोऽष्टभिः ।
विमलवल्लभ नामोऽयं प्रासादो विमल प्रियः ॥१०७॥

प्रासादेऽस्मिन्कृते चैव धर्मं मोक्षं च विंदति ।
इहलोके लभेत्कीर्तिं स्वर्गे चैव महीयते ॥१०८॥

ચોરસ ક્ષેત્રના ચોવિશ ભાગ કરવા, તેમાં કર્ણ ભાગ ત્રણ, પ્રતિકર્ણ પણ તેજ પ્રમાણે ત્રણ ભાગ, કોણિ, નંદિકા એકેક ભાગની કરવી, અર્ધભદ્ર ભાગ ચારનું કરવું, નીકાળે એક ભાગ રાખવું. પ્રતિરથ નીકાળે સમચોરસ કરવું. આ પ્રમાણે ચારે દિશાએ યોજના કરવી.

કર્ણે અને પ્રતિરથે ત્રણ ત્રણ શૃંગ કરવાં, નંદિકા અને કોણિકાએ સુશોભિત એકેક શૃંગ કરવા તથા કૂટ કરવા, ભદ્રે ચાર ઉરૂશૃંગો કરવા. અને આઠ પ્રત્યંગો કરવાં, આ પ્રાસાદનું નામ વિમલવલ્લભ, અને તે ૧૩ મા વિમલનાથ પ્રભુને પ્રિય છે.

આ પ્રાસાદ કરવાથી ધર્મ અને મોક્ષ મળે છે, તથા કરાવનાર આ લોકમાં કીર્તિ અને સ્વર્ગમાં પ્રતિષ્ઠા પામે છે. ૧૦૩ થી ૧૦૮.

| | | | | |
|---|---|---|---|---|
| શૃંગ | રેખા | ૧ + ૧ + ૧ | = | ૩ × ૪ = ૧૨ |
| ,, | પ્રતિરથ | ૧ + ૧ + ૧ | = | ૩ × ૮ = ૨૪ |
| ,, | કોણિકા | ૧ | = | ૧ × ૮ = ૮ |
| ,, | નંદિ | ૧ | = | ૧ × ૮ = ૮ |
| ,, | ભદ્ર | ૪ | = | ૪ × ૪ = ૧૬ |
| ,, | પ્રત્યંગ | ૨ | = | ૨ × ૪ = ૮ |
| ,, | મૂલપ્રાસાદ | | | ૧ |
| | | | કુલ શૃંગ | ૭૭ |
| | તલભાગ | ૨૪ | | |

॥ ४२ इतिश्री त्रिमलवल्लभ प्रासाद. ॥

## ४३. मुक्तिसंघट्ट प्रासाद

### द्वितीय भेद,

तद्रूपश्च प्रकर्तव्यं दापयेत्तिलक रथे ।
कर्णिका यां द्विशृङ्ग हि प्रासादो जिन वल्लभः ॥ १०९ ॥

मुक्ति संघट्टनामोऽयं मुक्तिमुक्तिप्रदायकः ।
सर्वजिनेषु कर्तव्यो यथेच्छं कामदायकः ॥ ११० ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર વિશેષમાં રથે એક તિલક ચઢાવવું. કોણિકાએ બે બે શૃંગ ચઢાવવા. આ પ્રાસાદ જિન દેવોને બહુ જ પ્રિય છે. "મુક્તિસંઘટ્ટ" નામનો પ્રાસાદ વૈભવ અને મોક્ષ આપનાર છે, અને ઇચ્છિત સર્વ કામનાઓની સિદ્ધિ કરનાર છે આ સર્વ જિનદેવતાઓ માટે કરવો શુભકારક છે. ૧૦૯–૧૧૦.

| | |
|---|---|
| તલભાગ | ૨૪ |
| શૃંગ | ૮૫ |
| તિલક | ૮ |

॥ ४३ इतिश्री मुक्तिसंघट्ट प्रासादः ॥

## ४४. अनंत प्रासाद

### १४ मी विभक्ति




चतुरस्त्री कृते क्षेत्रे, विंशतिपद भाजिते ।
त्रीणि त्रीणि पदनंद्यां, पुनस्त्रीणिच भद्रके ॥१११॥

निर्गमं पद मानेन, त्रिषुस्थानेषु भद्रके ।
कर्णे कर्म त्रयं कार्यं, रथोर्ध्वेचैव तत्समम् ॥११२॥

भद्रे चैवोरुचत्वारि, नंदिकायां क्रमद्वयम् ।
अनंतो नाम विज्ञेय श्चानन्तश्रियमालमेत ॥११३॥

સમચોરસ ક્ષેત્રના વીશ (૨૦) ભાગ કરવાં, તેમાં કર્ણ, પ્રતિરથ અને અર્ધું ભદ્ર ત્રણ ત્રણ ભાગનુ કરવું. તેમજ નંદિકા ભાગ એક ભદ્રની પાસે કરવી. નીકાળે સર્વ અંગો એકેક ભાગના રાખવા.

કર્ણ અને રથ ઉપર ત્રણ ત્રણ કર્મ ચઢાવવાં. ઉરૂશૃંગ ચાર કરવાં, અને નંદિકાએ શૃંગ બે ચઢાવવાં. આ અનંત નામનો પ્રાસાદ જાણવો. અને તે ચૌદમા શ્રી અનતનાથ પ્રભુને કરવો. આ પ્રાસાદ કરવાથી અનંત લક્ષ્મી મળે છે. ૧૧૧થી૧૧૩

તલભાગ ૨૦

| | | | | |
|---|---|---|---|---|
| શૃંગ | રેખા | ૧૩+૯+૫ | = | ૨૭×૪=૧૦૮ |
| ,, | ઉપરથ | ૧૩+૯+૫ | = | ૨૭×૮=૨૧૬ |
| ,, | નંદિકા | ૨ | = | ૨×૮= ૧૬ |
| ,, | ભદ્ર | ૪ | = | ૪×૪= ૧૬ |
| ,, | મૂલ પ્રાસાદ | | ૧ | ૧ |
| | | | કુલ શૃંગ | ૩૫૭ |

॥ ४४ इतिश्री अनंतप्रासादः ॥

# ४५ सुरेन्द्र प्रासाद

## द्वितीय भेद,

अनंत स्यैव संस्थाने, रथोर्ध्वे तिलकं न्यसेत् ।
सुरेन्द्रो नाम विज्ञेयः, सर्वदेवेषु वल्लभः ॥ ११४ ॥

અનંત પ્રાસાદ પ્રમાણે તલ અને સ્વરૂપ ઉપર ફક્ત વિશેષમાં રથ ઉપર એક તિલક ચઢાવવું, આ પ્રાસાદનુ નામ 'સુરેન્દ્ર પ્રાસાદ જાણવું અને તે સર્વ દેવોને પ્રિય છે.

| | |
|---|---|
| તલ ભાગ | ૨૦ |
| શૃંગ | ૩૫૭ |
| તિલક | ૮ |

॥ ४५ इतिश्री सुरेन्द्र प्रासादः ॥

# ४६. वृक्षराज प्रासाद

## तृतीय भेद

नंदिकायां प्रदातव्यं, वृक्षराजेति नामतः ।
कृतेनानेन देवानां, सुख भवेति शाश्वतम् ॥ ११५ ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર નંદિકાએ એક તિલક ચઢાવવું, પ્રાસાદનું નામ વૃક્ષરાજ જાણવું. આ પ્રાસાદ કરવાથી દેવોને નિત્ય સુખની પ્રાપ્તિ થાય છે. ૧૧૫.

| | |
|---|---|
| તલ ભાગ | ૨૦ |
| શૃંગ. | ૩૫૭ |
| તિલક | ૧૬ |

॥ ४६ इतिश्री वृक्षराज प्रासादः ॥

## ૪૭. धर्मद प्रासाद

### १५ मी विभक्ति




चतुरस्त्री कृते क्षेत्रे त्वष्टाविंशति भाजिते ।
कर्णरथ च भद्रार्धं युग भागं विधीयते ॥ ११६ ॥

निर्गमं तत्प्रमाणेन नंदिकोणी द्वि भागिका ।
केशरी सर्वतोभद्रं रथे कर्णे च दापयेत् ॥ ११७ ॥

तदुर्ध्वे तिलकं ज्ञेयं सर्व शोभा समन्वितम् ।
नंदिका कोणिकायाश्च श्रृंगोर्ध्वे श्रृंगमुत्तमम् ॥११८॥

भद्रे चैवोरुत्वारि प्रत्यङ्गामि चतुर्दिशम् ।
धर्मदो नामविख्यातः पुरे धर्मविवर्धनः ॥११९॥

ચોરસ ક્ષેત્રના અઠ્યાવીશ (૨૮) ભાગ કરવા, તેમાં કર્ણ, પ્રતિરથ અને અર્ધું ભદ્ર ચાર ચાર ભાગનુ કરવું. નિકાળે પણ તે જ પ્રમાણે કરવું નંદિકા અને કોણિકા એકેક ભાગની સમદલ કરવી. કર્ણે અને રથે પહેલું શૃંગ સર્વતોભદ્ર, બીજુ શૃંગ કેસરી કરવું, તથા તેના ઉપર શોભાયમાન એકેક તિલક ચઢાવવું, નંદિકા અને કોણિકાએ બે બે શૃંગ કરવા. ભદ્રે ચાર ઉરૂશૃંગો કરવા, ચારે દિશાએ મળી પ્રત્યંગો આઠ કરવા.

આ પ્રાસાદનુ નામ ધર્મદ પ્રાસાદ છે. નગરમાં કરવાથી લક્ષ્મીની વૃદ્ધિ થાય છે. અને ૧૫ મા શ્રી ધર્મનાથ પ્રભુને કરવો. ૧૧૬ થી ૧૧૮.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| શૃંગ | રેખા | ૯+૫ | = | ૧૪ × ૪ | = | ૫૬ |
| ,, | ઉપરથ | ૯+૫ | = | ૧૪ × ૮ | = | ૧૧૨ |
| ,, | નંદિ | ૧+૧ | = | ૨ × ૮ | = | ૧૬ |
| ,, | કોણિકા | ૧+૧ | = | ૨ × ૮ | = | ૧૬ |
| ,, | ભદ્ર | ૪ | = | ૪ × ૪ | = | ૧૬ |
| ,, | પ્રત્યંગો | ૨ | = | ૨ × ૪ | = | ૮ |
| ,, | મૂલ પ્રાસાદ | | | | | ૧ |
| | | | | | કુલ શૃંગ | ૨૨૫ |
| | તિલક | | | | | ૧૨ |
| | તલ | | | | | ૨૮ |

॥ ૪૭ इतिश्री धर्मद प्रासादः ॥

## ૪૮. ધર્મવૃક્ષ પ્રાસાદ

### द्वितीय भेद,

रथोर्ध्वे च कृतशृङ्गे धर्मवृक्षश्चनामतः ।
धर्म वृद्धिश्च ऋद्धिश्च जिनानां तु विशेषतः ॥ १२० ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર વિશેષમાં રથ ઉપર તિલકના બદલે એક શૃંગ ચઢાવવું તો ધર્મવૃક્ષ નામનો પ્રાસાદ થાય અને તે ધર્મની વૃદ્ધિ કરનારો, રિદ્ધિને આપનારો છે. અને તે જિનેંદ્રોને વિશેષ પ્રિય છે. ૧૨૦

| | |
|---|---|
| તલ ભાગ | ૨૮ |
| શૃંગ | ૨૩૩ |
| તિલક | ૯ |

॥ ૪૮ इतिश्री धर्मवृक्ष प्रासादः ॥

## ૪૯. शान्त प्रासाद

१६ मी विभक्ति,

शान्त प्रासाद

तल भाग १२

चतुरस्त्री कृते क्षेत्रे, द्वादशांश विभाजिते ।
कर्ण भाग द्वयंकार्यं, प्रतिकर्णं तथैव च ॥१२१॥

भद्रार्धं सार्धं भागेन नंदिका चार्ध भागतः ।
कर्णे कर्म द्वयं कार्यं प्रतिकर्णे तथैव च ॥१२२॥

नंदिकायां श्रृंगकूटे ह्युरुङ्गाणि द्वादश ।
शान्तो नाम च विज्ञेयः कर्तव्यं सर्वदेवता ॥१२३॥

ચોરસ ક્ષેત્રના બાર ભાગ કરવા, કર્ણ અને પ્રતિરથ બે બે ભાગ કરવા, ભદ્ર અર્ધું દોઢ ભાગ તથા નંદિકા અર્ધા ભાગની કરવી. કર્ણે અને પ્રતિકર્ણે બે બે કર્મો ચઢાવવા, નંદિકાએ એક શૃંગ અને એક કૂટ કરવું. અને ભદ્રે ચારે દિશાએ મળી બાર ઉરૂશૃંગો કરવા. શાન્ત નામનો પ્રાસાદ સર્વજિન દેવોને કરવો, વિશેષે કરી ૧૬ મા શ્રી શાન્તિનાથ પ્રભુને કરવો, આ પ્રાસાદને શ્રીલિંગ પ્રાસાદ પણ કહે છે.

તલ ૧૨.

| | | | | |
|---|---|---|---|---|
| શૃંગ | રેખા | ૯ + ૫ | = | ૧૪ × ૪= ૫૬ |
| ,, | પ્રતિકર્ણ | ૯ + ૫ | = | ૧૪ × ૮=૧૧૨ |
| ,, | નંદિ | ૧ | = | ૧ × ૮= ૮ |
| ,, | ભદ્ર | ૩ | = | ૩ × ૪= ૧૨ |
| ,, | મૂળ પ્રાસાદ | | | ૧ |
| | | કુલ શૃંગ | | ૧૮૯ |

કૂટ ૮

॥ ૪૯ इतिश्री शान्तप्रासादः ॥

## ५०. कामदायक प्रासाद

### द्वितीय भेद,

तद्रूपं　तत्प्रमाणश्च　कर्तव्यं　पूर्वमानतः ।
उरुश्रृङ्गं　पुनर्दधात्　प्रासाद　कामदायकः ॥ १२४ ॥

પૂર્વમાન પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવું, પણ ભદ્રે એક ઉરૂશૃંગ વિશેષ કરવું. આ પ્રાસાદનુ નામ કામદાયક છે. ૧૨૪.

| | |
|---|---|
| તલ ભાગ | ૧૨ |
| શૃંગ | ૧૯૩ |
| કૂટ | ૮ |

॥ ૫૦ इतिश्री कामदायक प्रासाद ॥



ત્રિપુરા સુંદરી

# ५१. श्री कुंथुनाथ प्रासाद

## १७ मी विभक्ति



चतुरस्त्रीकृते क्षेत्रे, चाष्ट भागविभाजिते ।
कर्णस्यादेक भागश्च, प्रतिकर्ण स्तथैव च ॥१२५॥

नन्दिका चैव भागार्धं, त्रिपदं भद्र विस्तरम् ।
निर्गमं पदमानेन स्थापये च दिशासु वै ॥१२६॥

कर्णे च केशरी दधात्, तदूर्ध्वे तिलकं न्यसेत् ।
प्रतिकर्णे च तद्रूपं, नंद्यां तु तिलक न्यसेत् ॥१२७॥

भद्रे श्रृङ्गद्वयं कार्यं, कुथुर्नामेति नामतः ।
देवानां वल्लभः श्रेष्ठो, जिनेन्द्रः कुथुंवल्लभ ॥१२८॥

ચોરસ ક્ષેત્રના આઠ ભાગ કરવા. કર્ણ અને પ્રતિકર્ણ એકેક (૧) ભાગના કરવા. ભદ્ર પડખે અર્ધા ભાગની નંદિકા કરવી અને આખું ભદ્ર ત્રણ ભાગનું કરવું અને નીકાળે એક ભાગ કરવું. આ પ્રમાણે ચારે દિશાએ સ્થાપના કરવી.

કર્ણે કેશરી શૃંગ કરવું અને તે ઉપર તિલક કરવું, પ્રતિકર્ણે પણ કર્ણ સમાન કરવું. નંદિકાએ એક તિલક કરવું. ભદ્રે બે ઉરૂશૃંગો કરવા, આ કુંથુનાથ પ્રાસાદ જાણવો. અને તે સર્વ દેવોને પ્રિય છે પણ સર્વશ્રેષ્ઠ જિનેન્દ્ર ૧૭ મા શ્રી કુંથુનાથ પ્રભુને કરવો. ૧૨૫ થી ૧૨૮.

તલ ૮.

| | | | | |
|---|---|---|---|---|
| શૃંગ | રેખા | ૫ | = | ૫ × ૪ = ૨૦ |
| ,, | ઉપકર્ણ | ૫ | = | ૫ × ૮ = ૪૦ |
| ,, | ભદ્રે | ૨ | = | ૨ × ૪ = ૮ |
| ,, | મૂલ પ્રાસાદ | | | ૧ |
| | | | કુલ | ૬૯ |

તિલક ૨૦

॥ ૫૧ इतिश्री कुंथुनाथ प्रासादः ॥

## ૫૨. शक्तिद प्रासाद

### द्वितीय भेद,

तद्रूपश्च प्रकर्तव्यं, रथोर्ध्वे तिलकं न्यसेत् ।
शक्तिदो नाम विज्ञेयः श्रीदश्चैव सुखावहा ॥ १२९ ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવું મુજબ જાણવું. એક તિલક કરવું. આ શક્તિદ નામનો પ્રાસાદ જાણવો. અને તે લક્ષ્મી તથા સુખને આપનાર છે. ૧૨૯.

| | |
|---|---|
| તલ. | ૮. |
| શૃંગ | ૬૯ |
| તિલક | ૨૮ |

॥ ૫૨ इतिश्री शक्तिद प्रासादः ॥

## ૫૩. हर्षण प्रासाद

### तृतीय भेद,

कर्णोर्ध्वे तु प्रदातव्यं, शृङ्ग शृङ्ग तथैव च ।
प्रासादो हर्षणो नाम, जिनानां हर्षदायक ॥ १३० ॥

પૂર્વ પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવા, વિશેષે કરીને કર્ણ ઉપર એકેક શૃંગ ચારે તરફ ચઢાવવું. આ પ્રાસાદનું નામ હર્ષણપ્રાસાદ જાણવું અને તે જિનેંદ્રોને હર્ષ આપનાર છે. ૧૩૦

| | |
|---|---|
| તલ | ૮ |
| શૃંગ | ૭૩ |
| તિલક | ૨૮ |

॥ ૫૩ इतिश्री हर्षण प्रासादः ॥

कमलकंद प्रासाद

तल भाग ८

# ५४ कमलकंद श्री अरनाथवल्लभ प्रासाद

## १८ मी विभक्ति

चतुरस्त्री कृते क्षेत्रे, चाष्ट भाग विभाजिते ।
कर्ण द्वि भागिकं ज्ञेयं, भद्रार्धश्चद्वि भागिकम् ॥१३१॥

कर्णे च शृङ्गमेकंतु, केशरी च विधीयते ।
भद्रे चैवो द्रुमः कार्यो, जिनेन्द्रश्चारनाथकः ॥१३२॥

जिनेन्द्र इति त्वं विद्धि भोवत्स, प्रासादोजिनवल्लभः ।
कमलकंद नामोऽयं, जिनशासन मार्गतः ॥१३३॥

ચોરસ ક્ષેત્રના આઠ (૮) ભાગ કરી કર્ણ બે (૨) ભાગનો કરવો અને અર્ધું ભદ્ર પણ બે (૨) ભાગનુ કરવું, કર્ણ ઉપર કેશરી નામનુ એક શંગ ચઢાવવું અને ભદ્રે દોઢિઓ કરવો.

હે વત્સ ! આ પ્રાસાદની રચના વિધિ આ પ્રકારે છે, અને તે ૧૮ મા શ્રી અરનાથ પ્રભુને કરવો. આ પ્રાસાદનુ નામ જિન શાસનાનુસાર 'કમલકંદ' જાણવું. ૧૩૧ થી ૧૩૩.

| | | |
|---|---|---|
| | તલ | ૮ |
| શૃંગ રેખા | ૫ = ૫ × ૪ = | ૨૦ |
| મૂલ પ્રાસાદ | | ૧ |
| | કુલ | ૨૧ |

॥ ५४ इतिश्री कमलकंद श्री अरनाथवल्लभ प्रासाद ॥

# ५५ केवलीनाम प्रासाद

द्वितीय भेद,

कर्णे च तिलकं ज्ञेयं श्री शैलेश्वर वल्लभः ।
केवली नाम प्रासादः सर्व जिनेषु पूजित ॥ १३४ ॥

ઉપર પ્રમાણે તલ અને સ્વરૂપ કરવા, વિશેષમાં કર્ણે એક તિલક વધારવું. શ્રી શૈલેશ્વરને વલ્લભ એવો આ "કેવલી" નામનો પ્રાસાદ જાણવો, અને તે સર્વ જિનોમાં પૂજાયેલ છે. ૧૩૪

| | |
|---|---|
| તલ | ૮ |
| શૃંગ | ૨૧ |
| તિલક | ૪ |

॥ ५५ इतिश्री केवली प्रासादः ॥

# ५६ अर्हन्त प्रासाद

तृतीय भेद,

भद्रे चैवोरुचत्वादि प्रासादे त्वरि नाशने ।
दापितोऽसौ जिनेन्द्रेण चार्हन्तेन महात्मना ॥ १३५ ॥

પૂર્વ પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવી, વિશેષમાં ભદ્રે ચારે બાજુ ચાર ઉરૂશૃંગો ચઢાવવાં. આ પ્રાસાદનુ નામ "અર્હન્ત" છે. અને તે મહાત્મા શ્રી જિનેન્દ્ર અર્હંત પ્રભુએ આપેલો છે. ૧૩૬.

| | |
|---|---|
| તલ | ૮ |
| શૃંગ | ૨૫ |
| તિલક | ૪ |

॥ ५६ इतिश्री अर्हन्त प्रासाद ॥

# ५७ महेन्द्रनाम प्रासाद




## १९ मी विभक्ति

चतुरस्त्री कृते क्षेत्रे द्वादशपद भाजिते ।
कर्ण भाग द्वय कार्यं प्रतिरथश्च सार्धकम् ॥१३६॥

भद्रार्धश्च द्वि सार्धन्तु चतुर्दिक्षु व्यवस्थितम् ।
कर्णे कर्म द्वयं कार्यं प्रतिरथे तथैव च ॥१३७॥

द्वादशैवोरुशृङ्गाणि स्थापयेच्च चतुर्दिशम् ।
महेन्द्रश्चेति नामोऽयं जिनेन्द्रो मल्लिवल्लभ ॥१३८॥

ચોરસ ક્ષેત્રના બાર (૧૨) ભાગ કરવા, તેમાં કર્ણ ભાગ બે (૨) પ્રતિરથ ભાગ દોઢ (૧ાા) અને અર્ધું ભદ્ર ભાગ અઢી (૨ાા)નુ કરવું. આ પ્રમાણે ચારે દિશાએ વ્યવસ્થિત કરવું, કર્ણ અને પ્રતિરથ ઉપર બે બે કર્મ કરવાં. ભદ્ર ચારે દિશાએ મળી. બાર ઉરૂશૃંગો કરવાં, આ પ્રાસાદનું નામ મહેન્દ્ર પ્રાસાદ છે, અને તે ઓગણીશમાં જિનેન્દ્ર શ્રી મલ્લિનાથ પ્રભુને કરવો. ૧૩૬ થી ૧૩૮.

તલ ૧૨

| | | |
|---|---|---|
| શૃંગ રેખા | ૯ + ૫ = ૧૪ × ૪ = | ૫૬ |
| પ્રતિરથ | ૯ + ૫ = ૧૪ × ૮ = | ૧૧૨ |
| ભદ્ર | ૩ = ૩ × ૪ = | ૧૨ |
| મૂલ પ્રાસાદ | | ૧ |
| કુલ શૃંગ | | ૧૮૧ |

॥ ૫૭ इतिश्री महेन्द्र प्रासादः ॥

## ५८ पापनाशन प्रासाद

द्वितीय भेद,

रथोर्ध्वे तिलकं दधात् प्रासादो पापनाशनः ।
ज्ञान मोक्ष प्रदाता वैं, जिनेन्द्राश्च विश्रुता ॥ १३९ ॥

પૂર્વ પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર વિશેષ રથે એક તિલક ચઢાવવાથી પાપનાશન નામનો પ્રાસાદ થાય. અને તે સર્વ જિનોમાં પ્રસિદ્ધિ પામેલો તથા જ્ઞાન અને મોક્ષનો દાતા છે. ૧૩૯

| | |
|---|---|
| તલ | ૧૨ |
| શૃંગ | ૧૮૧ |
| તિલક | ૮ |

॥ ५८ इतिश्री पापनाशन प्रासादः ॥



અન્નપૂર્ણા દેવી.

# ५९ मान संतुष्टि प्रासाद

## २० मी विभक्ति

चतुरस्त्री कृते क्षेत्रे, चतुर्दश विभाजिते ।
बाहुद्वयं रथं कर्णं, भद्रार्धश्च त्रिभागिकम् ॥१४०॥
श्री वत्सः केशरीचैव कर्णे रथे क्रमद्वयम् ।
द्वादशैवोरूशृङ्गाणि स्थापयेच्च चतुर्दिशम् ॥१४१॥
मान संतुष्टिनामोऽयं जिनेन्द्रो मुनिसुव्रतः ।
व्रतादि नियमं पूर्ण दर्शनादेव सिध्यति ॥१४२॥

ચોરસ ક્ષેત્રના ચૌદ (૧૪) ભાગ કરવા, તેમાં કર્ણ અને પ્રતિરથ બે બે ભાગના કરવા, અર્ધુ ભદ્ર ભાગ ત્રણનું કરવું. કર્ણ અને પ્રતિરથ ઉપર બે બે ક્રમ કરવા, તેમાં પહેલું કેશરી અને બીજુ શ્રીવત્સ ચઢાવવું, ચારે દિશાએ મળી ભદ્રે બાર (૧૨) ઉરૂશૃંગો કરવા, આ પ્રાસાદનુ નામ 'માન સંતુષ્ટિ છે, અને તે ૨૦ મા જિનેન્દ્ર શ્રી મુનિસુવ્રત સ્વામીને કરવો, તેમજ આ પ્રાસાદના દર્શનથી જ સર્વ પ્રકારના વ્રત નિયમાદિ પૂર્ણ થાય છે. ૧૪૦ થી ૧૪૨.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| તલ | | | ૧૪ | | | | | |
| શૃંગ રેખા | ૫ + ૧ | = | ૬ | × | ૪ | = | ૨૪ |
| પ્રતિકર્ણ | ૫ + ૧ | = | ૬ | × | ૮ | = | ૪૮ |
| ભદ્ર | ૩ | = | ૩ | × | ૪ | = | ૧૨ |
| મૂલ પ્રાસાદ | | | | | | | ૧ |
| કુલ | | | | | | | ૮૫ |
| તિલક | | | | | | | ૮ |

५९ इतिश्री मानसंतुष्टि प्रासाद ॥

## ६० गौरव प्रासाद

द्वितीय भेद,

मानसंतुष्टि संस्थाने कर्णे हि केशरी न्यसेत् ।
गौरवो नाम विज्ञेयः कर्तव्यः त्रिपु मूर्तिपु ॥ १४३ ॥

માન સંતુષ્ટિ પ્રાસાદ પ્રમાણે તલ અને સ્વરૂપમાં વિશેષ કર્ણું ઉપર એ કેશરી કર્મ ચઢાવવાં, આ પ્રાસાદનું નામ ગૌરવ છે અને તે ત્રિમૂર્તિ માટે કરવો. ૧૪૩

| | |
|---|---|
| તલ | ૧૪ |
| શૃંગ | ૧૦૧ |
| તિલક | ૮ |

॥ ६० इतिश्री गौरवप्रासादः ॥



બલરામ–રોહિણી.

## ६१ सुमतिकीर्ति प्रासाद

२१ मी विभक्ति,

चतुरस्त्री कृते क्षेत्रे षड्विंशपद भाजिते ।
कर्णे भागास्तु चत्वारः प्रतिकर्णे तथैव च ॥१४४॥
भद्रं दिग्भागिका कुर्या चतुर्दिक्षु व्यवस्थितम् ।
कर्णे कर्मत्रयं कार्यं प्रतिकर्णे क्रमद्वयम् ॥१४५॥
द्वादशैवोरुश्रृङ्गाणि प्रत्यंगानि द्वात्रिंशतिः ।
मंदिरं प्रथमं कर्मे सर्वतोभद्र मेव च ॥१४६॥
केशरी तृतीये कर्मे मंजरीतिलकैर्युतम् ।
सुमतिकीर्ति नामोऽयं नमिनाथस्य वल्लभ ॥१४७॥

ચોરસક્ષેત્રના છવ્વીશ (૨૬) ભાગ કરવાં, કર્ણ અને પ્રતિકર્ણ બન્ને ચાર ચાર ભાગના કરવા. આખું ભદ્ર દશ ભાગનું કરવું આ પ્રમાણે ચારે તરફ વ્યવસ્થા કરવી. કર્ણે મંદિર, સર્વતો-ભદ્ર અને કેશરી નામે ત્રણ કર્મ, પ્રતિકર્ણે મંદિર અને સર્વતોભદ્ર નામે બે કર્મ તથા તેના ઉપર સુશોભિત મંજરીઓ કરવી. બાર ઉરૂશૃંગો તથા બત્રીશ પ્રત્યંગો કરવાં. આ પ્રાસાદનું નામ સુમતિકીર્તિ છે અને એકવીશમા નમિનાથ પ્રભુને માટે કરવો. ૧૪૪ થી ૧૪૭

| | | | |
|---|---|---|---|
| | | તલ | ૨૬ |
| શૃંગ | રેખા | ૨૫ + ૯ + ૫ = ૩૯ × ૪ = | ૧૫૬ |
| | પ્રતિકર્ણ | ૨૫ + ૯ = ૩૪ × ૮ = | ૨૭૨ |
| | ભદ્ર | ૩ = ૩ × ૪ = | ૧૨ |
| | પ્રત્યંગો | ૮ = ૮ × ૪ = | ૩૨ |
| | મૂલ પ્રાસાદ | | ૧ |
| | | કુલ | ૪૭૩ |
| | તિલક | | ૧૬ |

॥ ६१ इतिश्री सुमतिकीर्ति प्रासादः ॥

# ६२ जिनेन्द्रायतन प्रासाद

## द्वितीय भेद,

तद्रूपश्च प्रकर्तव्यं रथे श्रृङ्ग च दापयेत् ।
जिनेन्द्रायतनो नाम प्रासादः सुरसुप्रियः ॥ १४८ ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર વિશેષમાં રથે એક શૃંગ ચઢાવવું. આ પ્રાસાદનું નામ જિનેન્દ્રાયતન છે અને તે સર્વદેવોને ઘણો પ્રિય છે.

| | |
|---|---|
| તલ | ૨૬ |
| શૃંગ | ૪૮૧ |
| તિલક | ૮ |

॥ ६२ इतिश्री जिनेन्द्रायतन प्रासाद ॥

# ६३ राजेन्द्र प्रासाद

## तृतीय भेद,

तद्रूपश्च प्रकर्तव्यं मुरुशृगाणि षोडश ।
पूजिते लभते राज्यं स्वर्गे च पृथिवीतले ॥ १४९ ॥

પૂર્વ પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર મુજબ જાણવું વિશેષમાં ભદ્રે સોલ ઉરૂશૃંગો કરવાં, આ રાજેન્દ્ર નામનો પ્રાસાદ જાણવો. આ પ્રાસાદ કરી પૂજવાથી સ્વર્ગ અને પૃથ્વીનુ રાજ મળે. ૧૪૯

| | |
|---|---|
| તલ | ૨૬ |
| શૃંગ | ૪૮૫ |
| તિલક | ૮ |

॥ ६३ इतिश्री राजेन्द्र प्रासादः ॥

# ६४ नेमीन्द्र प्रासाद

## २२ मी विभक्ति,




चतुरस्त्री कृते क्षेत्रे द्वाविंशपद भाजिते ।
बाहेन्दु युग्म रूपेन्दु–द्वयेन्दुभिः क्रमेण वै ॥१५०॥

भद्रार्धश्च द्वयं कार्यं स्थापयेत्तु चतुर्दिशम् ।
केशरी सर्वतोभद्रं कर्णे चैव क्रमद्वयम् ॥१५१॥

केशरी तिलक श्चैव रथोर्ध्वे तु प्रकीर्तितम् ।
कर्णिका नंदिका चैव शृङ्गतिलक भूषिता ॥१५२॥

भद्रे चैवोरुचत्वारि प्रत्यङ्ग षोडशं भवेत् ।
नेमीन्द्र समनामोऽयं प्रासादो नेमिवल्लभ ॥१५३॥

સમચોરસ ક્ષેત્રના બાવીશ ભાગ કરવા. તેમાં કર્ણ ભાગ બે, કર્ણિકા ભાગ એક, પ્રતિકર્ણ ભાગ બે, કોણિકા ભાગ એક, ઉપરથ ભાગ બે, નંદિકા ભાગ એક અને ભદ્રાર્ધ ભાગ બે કરવું. આ પ્રમાણે ચારે દિશાએ યોજના કરવી. કર્ણ ઉપર સર્વતોભદ્ર અને કેશરી એમ બે કર્મ કરવા. પ્રતિરથ અને ઉપરથ ઉપર કેશરી શૃંગ અને એક તિલક કરવું, કોણિકા અને નંદિકાએ એકેક શૃંગ અને એકેક તિલકથી વિભૂષિત કરવી. ભદ્રે ચાર ઉરૂશૃંગો ચઢાવવાં અને સોળ પ્રત્યંગો કરવાં. આ અતિ સુંદર પ્રાસાદનુ નામ નેમીન્દ્ર છે, અને તે ૨૨ મા શ્રી નેમિનાથ પ્રભુને પ્રિય છે. ૧૫૦ થી ૧૫૩

| | | | | | |
|---|---|---|---|---|---|
| | તલ | ૨૨ | | | |
| શૃંગ રેખા | ૯ + ૫ | = | ૧૪ × ૪ | = | ૫૬ |
| ઉપરથ | ૫ | = | ૫ × ૮ | = | ૪૦ |
| પ્રતિરથ | ૫ | = | ૫ × ૮ | = | ૪૦ |
| કોણિકા નંદિકા | ૧ | = | ૧ ×૨૪ | = | ૨૪ |
| ભદ્ર | ૪ | = | ૪ × ૪ | = | ૧૬ |
| પ્રત્યંગ | ૪ | = | ૪ × ૪ | = | ૧૬ |
| મૂલપ્રાસાદ | | | | | ૧ |
| | | | કુલ | | ૧૯૩ |
| | તિલક | ૪૦ | | | |

॥ ૬૪ इतिश्री नेमीन्द्र प्रासादः ॥

## ६५ यतिभूषण प्रासाद

### द्वितीय भेद,

तत्तुल्यं तत्प्रमाणञ्च रथेशृङ्गञ्च दापयेत् ।
वल्लभः सर्वदेवानां कर्तव्यः सुरवल्लभ ॥ १५४ ॥

ઉપર પ્રમાણે તલ સ્વરૂપ ઉપર વિશેષ રથે તિલક કાઢી શૃંગ ચઢાવવું તો 'યતિભૂષણ,' નામનો પ્રાસાદ થાય, તે દેવતાઓને પ્રિય છે. અને સર્વદેવોને વલ્લભ છે. ૧૫૪.

| | |
|---|---|
| તલ | ૨૨ |
| શૃંગ | ૨૦૧ |
| તિલક | ૩૨ |

॥ ६४ इतिश्री यतिभूषणप्रासाद ॥

## ६६ सुपुष्प प्रासाद

### तृतीय भेद,

तद्रूपं तत्प्रमाणञ्च, रथे दद्याच्च केशरी ।
सुपुष्पो नाम विज्ञेयः प्रासाद सुरवल्लभः ॥ १५५ ॥

પૂર્વ પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર રથે શૃંગના બદલે કેશરી કર્મ કરવું, આ પ્રાસાદનુ નામ 'સુપુષ્પ' છે. અને તે દેવોને ઘણો પ્રિય છે.

| | |
|---|---|
| તલ | ૨૨ |
| શૃંગ | ૨૩૩ |
| તિલક | ૩૨ |

॥ ६६ इतिश्री सुपुष्प प्रासाद ॥

# ६७ पार्श्ववल्लभ प्रासाद

२३ मी विंशक्ति,

चतुरस्त्री कृते क्षेत्रे षड्विंशति विभाजिते ।
कर्णादि गर्भपर्यन्तं विभागानां तु लक्षणम् ॥१५३॥
वेदरुप गुणेन्दुभि-र्भद्रार्धन्तु चतुष्पदम् ।
श्रीवत्सः केशरीचैव रथे कर्णे च दापयेत् ॥१५७॥
कर्णिकायां ततः श्रृङ्ग प्रत्यंगानि ततोऽष्टभिः ।
भद्रे चैवरुचत्वारि, प्रासादः पार्श्ववल्लभः ॥१५८॥

ચોરસ ક્ષેત્રના છવ્વીશ ભાગ કરવા, કર્ણથી ગર્ભ સુધી કરવાના વિભાગોનું લક્ષણ આ પ્રમાણે જાણવું કર્ણ ભાગ, વેદ એટલે ચાર, કોણિકારૂપ એટલે એક, પ્રતિકર્ણ ગુણ એટલે ત્રણ, અને નદિકા ઇન્દુ એટલે એક તથા ભદ્રાર્ધ ચાર ભાગનુ કરવું, કર્ણ અને રથ ઉપર પહેલુ શૃંગ કેશરી, બીજું શ્રીવત્સ ચઢાવવું. કોણિકાએ એકેક શૃંગ કરવું અને આઠ પ્રત્યંગો કરવાં તથા ભદ્રે ચાર ઉરૂશૃંગો કરવાં, આ પ્રાસાદનુ નામ પાર્શ્વ-વલ્લભ, છે અને તે ૨૩ મા શ્રી પાર્શ્વનાથ પ્રભુને કરવો. ૧૫૬ થી ૧૫૮

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શૃંગ | રેખા | ૫ | + | ૧ | = | ૬ | × | ૪ | = | ૨૪ |
| ,, | ઉપરથ | ૫ | + | ૧ | = | ૬ | × | ૮ | = | ૪૮ |
| ,, | કોણિકા | | | ૧ | = | ૧ | × | ૧૬ | = | ૧૬ |
| ,, | પ્રત્યંગ | | | ૨ | = | ૨ | × | ૪ | = | ૮ |
| ,, | ભદ્ર | | | ૪ | = | ૪ | × | ૪ | = | ૧૬ |
| | મૂલપ્રાસાદ | | | | | | | | | ૧ |

કુલ શૃંગ ૧૧૩

| | |
|---|---|
| તિલક | ૮ |
| તલ ભાગ | ૨૬ |

॥ ६७ इतिश्री पार्श्ववल्लभ प्रासाद ॥

## ६८ पद्मावृत प्रासाद

### द्वितीय भेद,

तद्रूपं तत्प्रमाणश्च कर्णोर्ध्वे तिलकं न्यसेत् ।
पद्मावृतश्च विज्ञेयः कर्तव्यः सर्वदेवता: ॥ १५९ ॥

પૂર્વ પ્રાસાદ માને તલ અને સ્વરૂપ કરવા. વિશેષમાં કર્ણ ઉપર એક તિલક કરવું. આ પ્રાસાદનુ નામ પદ્માવૃત પ્રાસાદ અને તે સર્વદેવોને કરવો. ૧૫૯

| | |
|---|---|
| તલ | ૨૬ |
| શૃંગ | ૧૧૩ |
| તિલક | ૧૨ |

॥ ६८ इतिश्री पद्मावृत प्रासाद ॥

## ६९ यरूप प्रासाद

### तृतीय भेद,

तद्रूपश्च प्रकर्तव्यं प्रतिकर्णे तथैव च ।
यरुपो नाम विज्ञेयः प्रासाद सुरवल्लभ ॥ १६० ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવા વિશેષમાં પ્રતિકર્ણે કર્ણ સમાન શૃંગ તિલક ચઢાવવાં દેવતાઓને પ્રિય એવા આ પ્રાસાદનુ નામ યરૂપ પ્રાસાદ જાણવું. ૧૬૦

| | |
|---|---|
| તલ | ૨૬ |
| શૃંગ | ૧૧૩ |
| તિલક | ૨૦ |

॥ ६९ इतिश्री यरुपं प्रासाद ॥

## ૭૦ वीर विक्रम प्रासाद

### २४ मी विभक्ति




चतुरस्त्री कृते क्षेत्रे चतुर्विंशति भाजिते ।
कर्ण त्रिभागिकं ज्ञेयं प्रतिकर्णश्च तत्समम् ॥१६१॥

कर्णिका नंदिका भागा भद्रार्धश्च चतुष्पदम् ।
श्रीवत्सः केशरी चैव सर्वतोभद्र मेव च ॥१६२॥

रथे कर्णे प्रदातव्यं प्रत्यङ्गानि ततोऽष्टभिः ।
भद्रे चैवोरुचत्वारि कर्णिकाशृङ्गमुत्तमम् ॥१६३॥

वीरविक्रम नामोऽयं प्रासादो जिन वल्लभः ।
कथितो हि मया तुभ्यं जिनार्थं लोकविश्रुतः ॥१६४॥

સમચોરસ ક્ષેત્ર કરી તેના ચોવીશ ભાગ કરવા, તેમાં કર્ણ ભાગ ત્રણ, પ્રતિકર્ણ પણ ભાગ ત્રણ કરવો અને કોણિકા નંદિકા ભાગ અકેકની કરવી. અર્ધું ભદ્ર ભાગ ચારનુ કરવું, કર્ણે અને રથે પહેલું શૃંગ સર્વતોભદ્ર, બીજું કેશરી, ત્રીજું શ્રીવત્સ ચઢાવવું. આઠ પ્રત્યંગો કરવા, ભદ્રે ચાર ઉરૂશૃંગો કરવા. નંદિકા તથા કોણિકાએ ઉત્તમ અકેક શૃંગ ચઢાવવું.

શ્રી વિશ્વકર્મા પોતાના પુત્ર જયને સંબોધી કહે છે કે, હે પુત્ર, મેં તને જિનેન્દ્રોને અત્યંત પ્રિય વીરવિક્રમ નામનો ચોવીશમી વિભક્તિનો સીતેરમો પ્રાસાદ કહ્યો, કે જે ત્રિલોકમાં પ્રખ્યાત છે, અને તે ચોવીશમાં તીર્થંકર શ્રી મહાવીર પ્રભુને કરવામાં આવે છે. ૧૬૧ થી ૧૬૪.

તલ　　२४

| | | |
|---|---|---|
| શૃંગ | રેખા | ९ + ५ + १ = १५ × ४ = ६० |
| ,, | ઉપરથ | ९ + ५ + १ = १५ × ८ = १२० |
| ,, | નંદિકોણિકા | १ = ४ × ४ = १६ |
| ,, | પ્રત્યંગ | २ = २ × ४ = ८ |
| ,, | ભદ્ર | ४ = ४ × ४ = १६ |
| ,, | મૂલપ્રાસાદ | १　१ |
| | કુલ શૃંગ | २२१ |

॥ ७० इतिश्री वीरविक्रम प्रासादः ॥

## ७१ मष्टादय प्रासाद

### द्वितीय भेद,

तद्रुपश्च प्रकर्तव्यं कर्णोर्ध्वे तिलकं न्यसेत् ।
मष्टादयश्च विज्ञेयं प्रासादो जिन वल्लभ ॥ १६५ ॥

ઉપર પ્રમાણે તલ તથા સ્વરૂપ કરવા. વિશેષમાં કર્ણે તિલક ચઢાવવું. આનું નામ 'મષ્ટાદય પ્રાસાદ,' જાણવું. અને તે જિનેન્દ્રોને અતિપ્રિય છે.

| | |
|---|---|
| શૃંગ | २२१ |
| તિલક | ४ |

તલ　　२४

॥ ७१ इतिश्री मष्टादय प्रासाद ॥

## ७२. तुष्टिपुष्टि नाम प्रासाद

### तृतीय भेद,

तद्रूपश्च प्रकर्तव्यं मुरुश्रृङ्गाणि पञ्च वै ।
तुष्टिपुष्टिश्च नामा वै प्रासादो जिन वल्लभः ॥ १६६ ॥

પૂર્વ પ્રમાણે તલ તથા સ્વરૂપ ઉપર વિશેષમાં ભદ્રે પાંચ ઉરૂશૃંગો ચઢાવવા. આનું નામ 'તુષ્ટિપુષ્ટિ' પ્રાસાદ જાણવું. આ સર્વ તીર્થંકરોને પ્રિય છે. १६६

તલ　　२४

| | |
|---|---|
| શૃંગ | २२५ |
| તિલક | ४ |

॥ ७२ इतिश्री तुष्टिपुष्टि प्रासादः ॥

## जिनेन्द्र प्रासाद महिमा

चतुर्विंशविभक्तानि जिनेन्द्राणां विशेषतः ।
चतुर्दिशं चतुर्द्वारं पुर मध्ये सुखावहम् ॥ १६७ ॥

વિશેષ કરીને જિનેન્દ્રોના પ્રાસાદના તલો ચોવીશ પ્રકારનાં છે. જિનેન્દ્ર પ્રાસાદો નગરમાં ચારે દિશાના દ્વારવાળા અથવા ચતુર્મુંખ પ્રાસાદ કરવા. જે સુખ આપનાર છે. ૧૬૭.

शान्तिदाः पुष्टिदाश्चैव प्रजाराज्य सुखावहाः ।
अश्वगज बलीवेंदे मंहीषे नंदिकैस्तथा ॥ १६८ ॥

सर्वां श्रियमवाप्नोति स्थापिते च महीतले ।
नगरे ग्रामे पुरमध्ये प्रासादा ऋषभादयः ॥ १६९ ॥

जगत्या मण्डपैर्युक्ताः क्रियन्ते वसुधातले ।
शिल्पायत्तश्च राज्यं वै स्वर्गे चैव महीतले ॥ १७० ॥

दक्षिणोत्तर मुखाश्च प्राची पश्चिमदिङ्मुखाः ।
वीतरागस्य प्रासादाः पुरमध्ये सुखावहाः ॥ १७१ ॥

આ પ્રાસાદો શાંતિ અને પુષ્ટિને આપનાર છે, રાજા, પ્રજા અને રાજ્યને સુખ આપનાર છે, આ પ્રાસાદો પૃથ્વીતલમાં સ્થાપન કરવાથી ઘોડા, હાથી, બળદ અને મહિષાદિપશુ, ધન તથા માંગલિક વસ્તુ સંપન્ન થાય છે તથા સર્વ પ્રકારની લક્ષ્મી પ્રાપ્ત થાય છે. નગર, ગામ અથવા પુરના મધ્ય ભાગે જગતી અને મંડપો સંયુક્ત ઋષભાદિ પ્રાસાદો પૃથ્વીતલમાં કરવામાં આવે તો રાજલક્ષ્મી સ્વર્ગમાં તેમજ પૃથ્વીમાં શિલ્પને આધિન છે. પુરના મધ્યભાગે, દક્ષિણોત્તર અથવા પૂર્વ-પશ્ચિમ મુખના વીતરાગ જિનેન્દ્રોના પ્રાસાદો કરવા સુખાવહ છે. ૧૬૮ થી ૧૭૦.



# દ્વિસમ ઋષભાદિ પ્રાસાદ લક્ષણ

| ક્રમ | પ્રાસાદ નામ | તલભાગ | શૃંગ સંખ્યા | તિલક | કૂટ |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભપ્રાસાદ | ૩૨ | ૧૧૧૭ | ૪ | |
| ૨ | કૈલાસ પ્રાસાદ | ૩૨ | ૧૧૧૭ | ૧૨ | |
| ૩ | સુરેન્દ્ર પ્રાસાદ | ૩૨ | ૧૧૧૭ | ૧૨ | ૮ |
| ૪ | અજિત પ્રાસાદ | ૧૨ | ૩૦૧ | ૦ | ૦ |
| ૫ | ગજેન્દ્ર પ્રાસાદ | ૧૨ | ૩૦૫ | ૦ | ૦ |
| ૬ | વિશાલ પ્રાસાદ | ૧૨ | ૩૦૫ | ૮ | |
| ૭ | સ્વયંભવ પ્રાસાદ | ૧૮ | ૧૧૩ | ૦ | |
| ૮ | ક્ષીરાક્ષ પ્રાસાદ | ૧૮ | ૧૧૩ | ૪ | |
| ૯ | સંતોષ પ્રાસાદ | ૧૮ | ૧૨૯ | ૪ | |
| ૧૦ | અભિનંદન પ્રાસાદ | ૧૮ | ૧૭૭ | ૧૨ | |
| ૧૧ | અવિઘ્ન પ્રાસાદ | ૧૮ | ૧૭૭ | ૨૦ | |
| ૧૨ | પ્રમોદ પ્રાસાદ | ૧૮ | ૧૮૧ | ૨૦ | |
| ૧૩ | સુરવલ્લભ પ્રાસાદ | ૧૮ | ૧૮૫ | ૨૦ | |
| ૧૪ | સુમતિ પ્રાસાદ | ૧૪ | ૫૭ | ૦ | ૮ |
| ૧૫ | સુબુદ્ધિ પ્રાસાદ | ૧૪ | ૭૭ | ૦ | ૮ |
| ૧૬ | સુપ્રિય પ્રાસાદ | ૧૪ | ૭૭ | ૮ | ૮ |
| ૧૭ | પદ્મવલ્લભ પ્રાસાદ | ૨૦ | ૨૦૯ | ૦ | ૧૬ |
| ૧૮ | પદ્મરાગ પ્રાસાદ | ૨૦ | ૨૦૯ | ૪ | ૧૬ |
| ૧૯ | પુષ્ટિવર્ધન પ્રાસાદ | ૨૦ | ૨૦૯ | ૨૦ | ૧૬ |
| ૨૦ | સુપાર્શ્વ પ્રાસાદ | ૧૦ | ૫૭ | ૦ | ૦ |
| ૨૧ | સુનંદન પ્રાસાદ | ૧૦ | ૬૯ | ૦ | ૦ |

| ક્રમ | પ્રાસાદ નામ | તલ | શૃંગ | તિલક | કૂટ |
|---|---|---|---|---|---|
| ૨૨ | શ્રી વલ્લભ પ્રાસાદ | ૧૦ | ૬૯ | ૧૬ | ૦ |
| ૨૩ | ચંદ્રપ્રભ પ્રાસાદ | ૧૦ | ૭૩ | ૧૬ | ૦ |
| ૨૪ | ચંદ્રશેખર પ્રાસાદ | ૧૦ | ૧૦૫ | ૧૬ | ૦ |
| ૨૫ | વિમાન પ્રાસાદ | ૧૦ | ૧૦૫ | ૨૦ | ૦ |
| ૨૬ | સુવિધિ પ્રાસાદ | ૧૦ | ૧૫૭ | ૧૨ | ૦ |
| ૨૭ | સુશ્રિય પ્રાસાદ | ૧૦ | ૧૫૭ | ૨૦ | ૦ |
| ૨૮ | પસુપુષ્પક પ્રાસાદ | ૧૦ | ૧૬૧ | ૨૦ | ૦ |
| ૨૯ | શીતલ પ્રાસાદ | ૩૨ | ૨૨૯ | ૮ | ૦ |
| ૩૦ | શ્રિયેન્દુ પ્રાસાદ | ૩૨ | ૨૨૯ | ૧૬ | ૦ |
| ૩૧ | હનુરાજ પ્રાસાદ | ૩૨ | ૨૨૯ | ૩૨ | |
| ૩૨ | શ્રિયાંશ પ્રાસાદ | ૨૪ | ૩૩ | ૧૨ | |
| ૩૩ | શ્રીવત્સ પ્રાસાદ | ૨૪ | ૩૩ | ૨૦ | |
| ૩૪ | પુત્રદ પ્રાસાદ | ૨૪ | ૩૩ | ૨૪ | |
| ૩૫ | શીતલ પ્રાસાદ | ૨૪ | ૩૩ | ૨૪ | |
| ૩૬ | કીર્તિદાયક પ્રાસાદ | ૨૪ | ૩૭ | ૨૦ | |
| ૩૭ | મનોહર પ્રાસાદ | ૨૪ | ૪૫ | ૧૨ | |
| ૩૮ | સ્વકુલ પ્રાસાદ | ૧૮ | ૧૭ | ૧૨ | |
| ૩૯ | કુલનંદન પ્રાસાદ | ૧૮ | ૨૧ | ૧૨ | |
| ૪૦ | વાસુપૂજ્ય પ્રાસાદ | ૨૨ | ૨૫૭ | ૧૬ | |
| ૪૧ | રત્નસંભવ પ્રાસાદ | ૨૨ | ૨૫૭ | ૨૦ | |
| ૪૨ | વિમલ પ્રાસાદ | ૨૪ | ૭૭ | ૦ | |
| ૪૩ | મુક્તિસંઘક પ્રાસાદ | ૨૪ | ૮૫ | ૮ | |

| ક્રમ | નામ | તલ | શૃંગ | તિલક | કૂટ |
|---|---|---|---|---|---|
| ૪૪ | અનંત પ્રાસાદ | ૨૦ | ૩૫૭ | ૦ | |
| ૪૫ | સુરેંદ્ર પ્રાસાદ | ૨૦ | ૩૫૭ | ૮ | |
| ૪૬ | વૃક્ષરાજ પ્રાસાદ | ૨૦ | ૩૫૭ | ૧૬ | |
| ૪૭ | ધર્મદ પ્રાસાદ | ૨૮ | ૨૨૫ | ૧૨ | |
| ૪૮ | ધર્મવૃક્ષ પ્રાસાદ | ૨૮ | ૨૩૩ | ૮ | |
| ૪૯ | શાન્ત પ્રાસાદ | ૧૨ | ૧૮૯ | ૦ | ૮ |
| ૫૦ | કામદાયક પ્રાસાદ | ૧૨ | ૧૯૩ | ૮ | |
| ૫૧ | કુંથુનાથ પ્રાસાદ | ૮ | ૬૯ | ૨૦ | |
| ૫૨ | શક્તિ પ્રાસાદ | ૮ | ૬૯ | ૨૮ | |
| ૫૩ | હર્ષણ પ્રાસાદ | ૮ | ૭૩ | ૨૮ | |
| ૫૪ | કમલકંદ પ્રાસાદ | ૮ | ૨૧ | ૦ | |
| ૫૫ | કૈવલી પ્રાસાદ | ૮ | ૨૧ | ૪ | |
| ૫૬ | અર્હન્ત પ્રાસાદ | ૮ | ૨૫ | ૪ | |
| ૫૭ | મહેન્દ્ર પ્રાસાદ | ૧૨ | ૧૮૧ | ૦ | |
| ૫૮ | પાપનાશન પ્રાસાદ | ૧૨ | ૧૮૧ | ૮ | |
| ૫૯ | માનસંતુષ્ટિ પ્રાસાદ | ૧૪ | ૮૫ | ૮ | |
| ૬૦ | ગૌરવ પ્રાસાદ | ૧૪ | ૧૦૧ | ૮ | |
| ૬૧ | સુમતિકીર્તિ પ્રાસાદ | ૨૬ | ૪૭૩ | ૧૬ | |
| ૬૨ | જિનેન્દ્રાયતન પ્રાસાદ | ૨૬ | ૪૮૧ | ૮ | |
| ૬૩ | રાજેન્દ્ર પ્રાસાદ | ૨૬ | ૪૮૫ | ૮ | |

| ક્રમ | નામ | તલ | શૃંગ | તિલક | કૂટ |
|---|---|---|---|---|---|
| ૬૪ | નેમીન્દ્ર પ્રાસાદ | ૨૨ | ૧૯૩ | ૪૦ | |
| ૬૫ | યતિભૂષણ પ્રાસાદ | ૨૨ | ૨૦૧ | ૩૨ | |
| ૬૬ | સુપુષ્પ પ્રાસાદ | ૨૨ | ૨૩૩ | ૩૨ | |
| ૬૭ | પાર્શ્વવલ્લભ પ્રાસાદ | ૨૬ | ૧૧૩ | ૮ | |
| ૬૮ | પદ્માવૃત પ્રાસાદ | ૨૬ | ૧૧૩ | ૧૨ | |
| ૬૯ | ષરૂપ પ્રાસાદ | ૨૬ | ૧૧૩ | ૨૦ | |
| ૭૦ | વીરવિક્રમ પ્રાસાદ | ૨૪ | ૨૨૧ | ૦ | |
| ૭૧ | અષ્ટાપદ પ્રાસાદ | ૨૪ | ૨૨૧ | ૪ | |
| ૭૨ | તુષ્ટિપુષ્ટિ પ્રાસાદ | ૨૪ | ૨૨૫ | ૪ | |



## प्रशस्ति

इतिश्री विश्वकर्मा वास्तु कला चिन्तन हरविद्या गुणकीर्ति प्रकाश शिल्प स्मृति वास्तु विद्यायाम उत्तरार्ध शिल्पाचार्य नंदलाल चुनिलाल संगृहिते श्री ऋषभादि द्विसप्तप्रासाद लक्षणाधिकार नाम्नोनवमोऽध्याय संपूर्ण ॥



પ્રવેશ દ્વાર.



પ્રવેશ દ્વાર.

# श्री जिनकल्पमद्रु नाम्नो दशमोऽध्याय

## श्री समवसरणाध्याय:

**સમવસરણ:**- જે સ્થળે તીર્થંકર પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તેજ સ્થળે દેવતાઓ સમવસરણની રચના કરે. એક યોજન ભૂમિ સાફ કરી જળવૃષ્ટિ કરી સુવર્ણ માણિકય રત્નથી પીઠ બાંધે છે, ભૂમિતલ ઉપર ત્રણ વર્તુલાકાર ગઢો બનાવે છે, સૌથી નીચેનો બહારનો પહેલો ગઢ ચાંદીનો. તેના ઉપર સુવર્ણના કાંગરા બનાવે છે.

જમીનથી પીઠબંધ (પહેલા ગઢના મથાળે) ભૂમિતલ ઉપર આવવાને દશહજાર પગથીયાં (દશ હજાર હસ્ત=૨૫૦૦ ધનુષ્ય ઉંચા) ચઢવાના હોય છે. ત્યારબાદ પચાસ ધનુષ જેટલું સમતલ-સપાટ જમીન આવે છે. આ ગઢમાં વાહનો રહે છે. વાહનમાં હાથી, ઘોડા, ઊંટ, પાલખી, વિમાન વિગેરે.

આ ગઢથી બીજા (વચલા) ગઢ પર જવાને પાંચ હજાર પગથીયા (પાંચ હજાર હસ્ત=૧૨૫૦ ધનુષ ઉંચા) ચઢવાના હોય છે. ત્યાં પણ ૫૦ ધનુષ પ્રમાણ અન્તર સપાટ જમીનનું તળ આવે છે. બીજો ગઢ સુવર્ણનો હોય છે. અને તેના કાંગરા રત્નના હોય છે.

આ ગઢના ઈશાન કોણમાં દેવચ્છન્દ (પ્રભુને બેસવાનો ઓટલો) રચવો કે જ્યાં તીર્થંકર પ્રથમ દેશના આપ્યા બાદ વિશ્રામ લે છે. આ વચલા ગઢમાં તિર્યંચ જીવો બેસે છે. પરસ્પર વિરોધી જીવો સહોદરની જેમ રહે છે.

છેલ્લો ત્રીજો ઉપલો અંદરનો ગઢ રત્નમય મણિના કાંગરાવાળો હોય છે. ત્યાં ઉપર જવાને પાંચ હજાર પગથીયા (પાંચ હજાર હસ્ત=૧૨૫૦ ધનુષ ઉંચા) ચઢવાના હોય છે. પછી પચાસ ધનુષ જેટલું સમભૂતલ ચોરસ ભૂમિ હોય છે.

આ ગોળ સમવસરણના મધ્યબિન્દુથી આ ગઢની અંદરની દિવાલનું અંતર ૧૩૦૦ ધનુષ પ્રમાણ છે દરેક ગઢ એકેકથી ઉંચો એટલે એકંદરે ત્રીજાગઢની અંદરની ભૂમિની ઉંચાઈ મૂળ જમીનથી ૧૦,૦૦૦+૫૦૦૦+૫૦૦૦=૨૦,૦૦૦ (વીશ હજાર) હસ્ત પ્રમાણ એટલે ૫૦૦૦ ધનુષ અગર અઢીકોશ થાય. અભ્યન્તર (વચલા) ગઢના મધ્યમાં સિંહાસન કરવું, દરેક પગથીયુ એકેક હસ્ત પહોળું અને એક હસ્ત ઉંચુ કરવું.

પ્રમાણ :- ૨૪ અંગુલ = ૧ હસ્ત, ૪ હસ્ત = ૧ ધનુષ,
૨૦૦૦ ધનુષ=૧ કોશ, ૧ ગાઉ=૪ કોશ, ૪ કોશ=૧ યોજન.

# श्री जिनकल्पमद्रु नाम्नो दशमोऽध्याय

## श्री समवसरणाध्याय:

**સમવસરણ:-** જે સ્થળે તીર્થંકર પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તેજ સ્થળે દેવતાઓ સમવસરણની રચના કરે. એક યોજન ભૂમિ સાફ કરી જળવૃષ્ટિ કરી સુવર્ણ માણિકય રત્નથી પીઠ બાંધે છે, ભૂમિતલ ઉપર ત્રણ વર્તુલાકાર ગઢો બનાવે છે, સૌથી નીચેનો બહારનો પહેલો ગઢ ચાંદીનો. તેના ઉપર સુવર્ણના કાંગરા બનાવે છે.

જમીનથી પીઠબંધ (પહેલા ગઢના મથાળે) ભૂમિતલ ઉપર આવવાને દશહજાર પગથીયાં (દશ હજાર હસ્ત=૨૫૦૦ ધનુષ્ય ઉંચા) ચઢવાના હોય છે. ત્યારબાદ પચાસ ધનુષ જેટલું સમતલ-સપાટ જમીન આવે છે. આ ગઢમાં વાહનો રહે છે. વાહનમાં હાથી, ઘોડા, ઊંટ, પાલખી, વિમાન વિગેરે.

આ ગઢથી બીજા (વચલા) ગઢ પર જવાને પાંચ હજાર પગથીયા (પાંચ હજાર હસ્ત=૧૨૫૦ ધનુષ ઉંચા) ચઢવાના હોય છે. ત્યાં પણ ૫૦ ધનુષ પ્રમાણ અન્તર સપાટ જમીનનું તળ આવે છે. બીજો ગઢ સુવર્ણનો હોય છે. અને તેના કાંગરા રત્નના હોય છે.

આ ગઢના ઈશાન કોણમાં દેવચ્છન્દ (પ્રભુને બેસવાનો ઓટલો) રચવો કે જ્યાં તીર્થંકર પ્રથમ દેશના આપ્યા બાદ વિશ્રામ લે છે. આ વચલા ગઢમાં તિર્યંચ જીવો બેસે છે. પરસ્પર વિરોધી જીવો સહોદરની જેમ રહે છે.

છેલ્લો ત્રીજો ઉપલો અંદરનો ગઢ રત્નમય મણિના કાંગરાવાળો હોય છે. ત્યાં ઉપર જવાને પાંચ હજાર પગથીયા (પાંચ હજાર હસ્ત=૧૨૫૦ ધનુષ ઉંચા) ચઢવાના હોય છે. પછી પચાસ ધનુષ જેટલુ સમભૂતલ ચોરસ ભૂમિ હોય છે.

આ ગોળ સમવસરણના મધ્યબિન્દુથી આ ગઢની અંદરની દિવાલનું અંતર ૧૩૦૦ ધનુષ પ્રમાણ છે દરેક ગઢ અકેકથી ઉંચો એટલે એકંદરે ત્રીજાગઢની અંદરની ભૂમિની ઉંચાઈ મૂળ જમીનથી ૧૦,૦૦૦+૫૦૦૦+૫૦૦૦=૨૦,૦૦૦ (વીશ હજાર) હસ્ત પ્રમાણ એટલે ૫૦૦૦ ધનુષ અગર અઢીકોશ થાય. અભ્યન્તર (વચલા) ગઢના મધ્યમાં સિંહાસન કરવું, દરેક પગથીયુ અકેક હસ્ત પહોળું અને એક હસ્ત ઉંચુ કરવું.

પ્રમાણ :- ૨૪ અંગુલ = ૧ હસ્ત, ૪ હસ્ત = ૧ ધનુષ,
૨૦૦૦ ધનુષ=૧ કોશ, ૧ ગાઉ=૪ કોશ, ૪ કોશ=૧ યોજન.

બીજા પ્રકારના વર્તુલાકાર સમવસરણનો વિષ્કુંભ (વિસ્તાર પહોળાઈ) એક યોજન છે, કેમકે ગઢની અંદરની દિવાલ સમવસરણના મધ્યબિન્દુથી ૧,૩૦૦ ધનુષ્ય જેટલી દૂર છે, આ દિવાલ ૩૩ ધનુષ અને ૩૨ અંગુલ એટલે ૩૩⅓ ધનુષ્ય જેટલી જાડી છે. આ દિવાલથી બીજા ગઢની અંદરની દિવાલ વચ્ચે ૧૩૦૦ ધનુષ્યનું અંતર છે.

વળી આ ગઢની દિવાલ પણ ૩૩⅓ ધનુષ્ય જેટલી જાડી છે. આ દિવાલ અને સૌથી બહારના ગઢની દિવાલ પણ ૩૩⅓ ધનુષ્ય જાડી છે એટલે સમવસરણ મધ્ય બિન્દુથી સૌથી બહાર ગઢની બહારની દિવાલનું અંતર ૧,૩૦૦+૩૩⅓+૧૩૦૦-૩૩⅓+૧૩૦૦+૩૩⅓ કુલ ૪૦૦૦ ધનુષ્ય જેટલુ છે. એટલે ગોળ સમવસરણની ત્રીજ્યા અર્ધો યોજનની અર્ધ હોય છે તેનો વિષ્કુંભ એક યોજનનો આખો કુલ વિસ્તાર હોય છે.

## चतुष्कोणाकार–समवसरण

વર્તુલાકાર સમવસરણની જેમ ચતુષ્કોણાકાર પણ હોય છે. આવા સમવસરણના દરેક ગઢની દિવાલ ૧૦૦ ધનુષ્ય પ્રમાણ જાડી હોય છે, સૌથી બહારના ગઢની અંદરની દિવાલ અને મધ્ય ગઢની બહારની દિવાલ વચ્ચે ૧૦૦૦ ધનુષ્યનું અંતર છે. જ્યારે મધ્યમ ગઢની અંદરની દિવાલ અને અભ્યન્તર (વચલા=ઉપલા) ગઢની બહારની દિવાલ વચ્ચે ૧૫૦૦ ધનુષ્યનુ અંતર હોય છે.

અંદરના ગઢની ચારે દિવાલો સમવસરણના મધ્યબિન્દુથી ૧,૩૦૦ ધનુષ્યને અંતરે છે. આથી કરીને સમવસરણ એક યોજન લાંબુ અને પહોળું થાય છે, સૌથી બહારની દિવાલની જાડાઇ કહી નથી.

૧,૦૦૦+૧૦૦ ૧,૫૦૦+૧૦૦=૧,૩૦૦ અર્ધથી એટલે ૪,૦૦૦+૪૦૦૦ કુલ આઠ હજાર ધનુષ્ય એટલે એક યોજન સમચોરસ વિસ્તાર થયો, ચતુષ્કોણ સમવસરણમાં દરેક ખૂણે બબ્બે વાવડીઓ કરવી. જ્યારે વર્તુલાકારમાં અકેક વાવડી કરવાની કહી છે.

**ગઢના દ્વારો:–** દરેક ગઢને અકેક દિશામાં એક એમ ચાર દ્વારો હોય છે તે દરેક દ્વારે ચાર ચાર મુખવાળી વાવડીઓ હોય છે દ્વારે તોરણ અષ્ટમંગલ કોતરવા દરેક દ્વાર ઉપર સુવર્ણના કમલના ધર્મચક્ર સ્ફટિક મણિમય હોય છે. દ્વારે દ્વારપાલ હોય છે.

**અશોકવૃક્ષઃ–** ૨૦૦ ધનુષ્ય જેટલી લંબાઇ પહોળાઈવાળું અને તીર્થંકરના દેહ પ્રમાણની ઉંચાઇવાળાં એવા ત્રણ ત્રણ પગથીયાવાળા ચાર દ્વારવાળા તેમજ સમવસરણની બરાબર મધ્યમાં અંતરોએ રચેલા મણિપીઠના ઉપર અશોકવૃક્ષ રચેલું છે. અશોક વૃક્ષ તીર્થંકર દેહ પ્રમાણથી બારગણું મોટું હોય છે તેનો ઉપરનો ઘેરાવો એક યોજનથી કંઈક અધિક હોય છે અશોકવૃક્ષ ઉપર ચૈત્યવૃક્ષ હોય છે. જે વૃક્ષ નીચે તીર્થંકરને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તે ચૈત્યવૃક્ષની બહાર ચારે દ્વારે અકેક ધ્વજદંડ એક હજાર યોજન હોય છે.

## श्री समवसरण :–

श्री विश्वकर्मोवाच :–

समवसरणं वक्ष्ये आद्य कैलाससंभवम् ।
सुरासुरगुरुश्चैव निर्मितं च सुरासुरैः ॥ १ ॥
शिवात्परतरं शिव सिद्धस्यानुक्रमस्तथा ।
कैलासे समोसरणं सिद्धमूर्तिः सदाशिवः ॥ २ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે :– કૈલાસ પર્વતની જેવું સમવસરણનું સ્વરૂપ હું કહું છું. તે દેવ અને દૈત્યો આદિએ બનાવેલું છે. શિવથી પરમ શિવ સિદ્ધનો અનુક્રમ છે, કૈલાસરૂપ સમવસરણમાં સિદ્ધ મૂર્તિ સદાશિવ સદા કલ્યાણકારી છે. વિશ્વદેવ વીતરાગ પદ્માસન વાળીને બેઠેલ છે. તે આદિ એવા ઇશ્વર ચારે દિશામાં બેઠેલ છે. ૧–૨.

पद्मासन स्थितो देवो वीतरागो विश्वेश्वरः ।
एवमेकैक देवैश्च आदीशश्चतुरो दिशः ॥ ३ ॥
प्रासादः पूर्वमानं च कर्तव्यः चतुराननः ।
पीठबन्धं प्रकर्तव्यं भिट्टत्रय समन्वितम् ॥ ४ ॥
महापीठं प्रकर्तव्यं गजाश्वं च नरादिकम् ।
प्राकारश्च प्रकर्तव्यः स्वरुपो लक्षणान्वितः ॥ ५ ॥
सार्द्ध भागय त्परिधौ (?) तत्रन्ययतमानतः ।
तेन पद प्रमाणेन कर्तव्यं च सच्छिल्पिभिः ॥ ६ ॥
श्री मेरोश्च विधानेन कथ्यते मान मुत्तमम् ।
पदमानं दीर्घमानं विभक्तिः भाग संख्यया ॥ ७ ॥

સમવસરણની રચના કરવામાં તેના આગળના પ્રાસાદમાનથી, ચતુર્મુખ પ્રાસાદ કરવો, તેને પીઠબંધ ત્રણ ત્રણ ભિટ્ટવાળુ મહાપીઠ ગજથર, અશ્વથર અને નરથરાદિનુ કરવું તેને પ્રાકાર–ગઢ લક્ષણ સ્વરૂપ પ્રમાણે કરવા દોઢ ભાગ પરિઘ, બીજામાન તેના પદ પ્રમાણે શિલ્પીએ કરવા શ્રી મેરૂનામે ઉત્તમ માનનો પ્રાસાદ પદમાનથી લાંબો અને તેના અંગોપાંગ વિભક્તિની સંખ્યાએ કરવા. ૩ થી ૭.

नारद उवाच–

विश्वकर्मा स्वयंदेवः सर्वदेवेषु पूजितः ।
किंचिदहं श्रोतुमिच्छामि श्री मेरुशिखरोत्तमम् ॥ ८ ॥

जगत्याः पीठमानंच प्राकारैः परिवेष्टितम् ।
मंडोवरं मण्डपं च स्याग्र वृत्तकोत्तमः ॥ ९ ॥
समोसरणां यतनं किं शोभित चतुर्दिशि ।
एकपीठं समारुढं जिनेन्द्रश्च चतुर्दिशि ॥ १० ॥
इलिका तोरणैयुक्तं परिकरं सिंहासनं ।
एतत्सर्वं प्रसादेन कथ्यतां कमलासन ॥ ११ ॥

નારદજી કહે છે, હે વિશ્વકર્મા ! આપ પોતે દેવ સર્વદેવોમાં પૂજ્ય છો, ઉત્તમ એવું સમવસરણ મેરૂશિખર જેવું થાય તે મને સંભળાવો, તેની જગતી પીઠ અને ફરતા પ્રાકારો (ગઢો) કેવા પ્રકારના કરવા ? તેનો મંડોવર અને આગળ મંડપ ફરતા કેમ કરવા ? સમવસરણ-આયતન ચારે બાજુથી શોભતું કેમ કરવું એક પીઠ ઉપર જિનેંદ્રપ્રભુને ચારે દિશાએ ઇલિકા તોરણવાળા અને પરિકર સિંહાસન એ સર્વ હે કમલાસન બ્રહ્મારૂપ આપ મને પ્રસાદે કરીને કહો. ૮ થી ૧૧.

मेरुश्च मेरुमाकारं प्राकारैः परिवेष्टितम् ।
तदूर्ध्वे प्रासाद छन्दं शिखरं शृंग संयुतं ॥ १२ ॥
घंटाकलश सुराढ्य-मुरुशृंगं च कामदं ।
प्रासाद कारयेत्प्राज्ञः स्वरुपो लक्षणान्वितः ॥ १३ ॥
अष्टभागै द्विरष्टैर्वा नखार्द्धे द्वादशोपि वा ।
पदमानं समाख्यातं उर्ध्वमानं तदेव हि ॥ १४ ॥
छन्द भेदो न कर्तव्यः कृते दोष महद्भयम् ।
त्रयः प्राकाराः कर्तव्याः तोरणैर्हेमरत्नमयैः ॥ १५ ॥
चतुर्द्वारैः समोपेतै द्वारपालेश्च संयुतः ।
ज्ञाति शुद्धं च कर्तव्यं कपिशिर्षं घनाकुलम् ॥ १६ ॥
प्रासादस्य प्रमाणेन जगती शुभ लक्षणा ।
अतोर्ध्व पदमानेन प्राकारान् कारयेदवुधः ॥ १७ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે-મેરૂ મેરૂના આકારનો અને ફરતા-પ્રાકાર ગઢો કરવા તેના પર પ્રાસાદ છંદના શિખર શૃંગ સહીત આમલસાર કલશ અને ઉરુશૃંગોથી શોભતા એવા કામનાને દેનાર કરવાં. તે પ્રાસાદ બુદ્ધિમાન શિલ્પીએ લક્ષણ યુક્ત સ્વરૂપોવાળા કરવા. તેના અંગ વિભક્તિ આઠ ભાગ, સોળ ભાગ, દશ કે બાર ભાગના કરવા, તેના ઉપર શિખરનું માન જે કહ્યું હોય તે કરવું, તેમાં છન્દ ભેદ

ન કરવો, કરે તો મહાભય ઉત્પન્ન કરનાર દોષ થાય. સમવસરણને ત્રણ ગઢ કરવા, ચારે દ્વારો દ્વારપાલ સહિત કરવા. તે પર સોનાના રત્નજડીત તોરણો કરવા. પ્રાસાદ શુદ્ધ છંદ જાતીના કરવા, તેના ઉપર કાંગરા-મજબુત કરવા. પ્રાસાદ પ્રમાણે શુદ્ધ લક્ષણવાળી જગતી કરવી. હે બુદ્ધ, તે ઉપર પદમાને પ્રાકાર ગઢ કરવા. ૧૨ થી ૧૭.

त्रिगुणां द्विगुणां चैव सपादंवा तृत्तीयकम् ।
पंचमांश प्रकर्तव्यां कपिशीर्षस्तु संस्थिता ॥ १८ ॥

सार्द्धभाग परिद्यौ यक्ता द्विभागं वापि दीयते ।
तदार्द्ध मध्य पर्यन्तं खातं वै प्रभूजयेत् ॥ १९ ॥

તે ઉપર બુદ્ધિમાન શિલ્પીએ પદ(ભાગ) માનથી પ્રાકાર કિલ્લા કરવા, ત્રણગણા બમણા કે સવાત્રણ ગણા કરવા, ગઢની ઉંચાઇના પાંચમા ભાગે કાંગરા કરવા, દોઢ ભાગ પરિઘ કે બે ભાગ પરિઘની વાવડીયો (દ્વારની બે બાજુ) કરવી. તેમાં અર્ધથી મધ્ય સુધીમાં ખાડો રાખવો. ૧૮, ૧૯.

पीठबंद्ध प्रकर्त्तव्यं स्वकैः स्वकैश्च मानतः ।
जिनेन्द्रोक्ष मात्र-चैव प्राकारेश्च परिभ्रमेत् ॥ २० ॥

रम्यं श्रीमेरुप्रासादं पंच सुरेभ्यः कर्तव्यम् ।
ब्रह्मा विष्णु जिनेभ्यश्च आदित्याय शिवाय च ॥ २१ ॥

ज्ञाति शुद्धं प्रकर्तव्यं सभ्रमं भ्रमवर्जितम् ।
पदं च पदमानेन पदभात्करनेकधा ॥ २२ ॥

પ્રાકાર-કીલ્લા ગઢને પોત પોતાના માને પીઠ કરવું. જિનેન્દ્ર પ્રભુને જાણવાવાળા એવા જીવો પ્રાકાર ફરતા ફરી શકે તેવું કરવું. શ્રી રમ્ય એવો શ્રી મેરૂ પ્રાસાદ બ્રહ્મા વિષ્ણુ, શિવ, જિન અને સૂર્યને કરવો, શુદ્ધ જાતિનો ભ્રમવાળો અગર ભ્રમ વગરનો મેરૂ પ્રાસાદ કરવો, પદના માને પદ રાખવા. પ્રાસાદની શિખરની પદવિભક્તિના વિભાગ તો અનેક કહ્યા છે. ૨૦ થી ૨૨.

प्रासादस्य प्रमाणेन मण्डपं चतुरोदिशि ।
तस्यांगे वेदिका कार्या श्री मेरोः पदमानतः ॥ २३ ॥

शालायाश्च प्रमाणेन द्वारंचैवं प्रकल्पयेत् ।
द्वारस्य च विभागे न प्रतिमा विविधाः स्मृताः ॥ २४ ॥

पीठं पीठमिवाकारं तस्योर्ध्वे सिंहमासनम् ।
चतुर्दिक्षु जिनेन्द्राश्च परिकरै विभूषिताः ॥ २५ ॥
पदमानं दृष्टिमानं कर्तव्यं च सुशिल्पिभिः ।
दृष्टिवेध न कर्तव्यं कृते दोषमहद्भयम् ॥ २६ ॥

પ્રાસાદના પ્રમાણથી ચારે તરફ મંડપો કરવા તેના અંગ પ્રમાણે, વેદિકા (કક્ષાસન) શ્રી મેરૂ પદમાનથી કરવા, મૂળ ગર્ભગૃહની પહોળાઈ પ્રમાણથી દ્વારની કલ્પના કરવી, અને દ્વારના વિભાગથી પ્રતિમાજીના માનના અનેક જુદા જુદા પ્રમાણો કહ્યા છે. પીઠના આકારનું પીઠ પબાસણ સિંહાસન તે પર સિંહ આદિની ગાદી કરી ચારે તરફ ચોમુખ જિનેંદ્રપ્રભુ પરિકર સહિત શોભતા પધરાવવા. દ્વારની ઉંચાઇના પદ વિભાગના માનથી સુશિલ્પીએ પ્રભુનું દષ્ટિમાન રાખવું દષ્ટિવેધ ન થવા દેવો અને દષ્ટિવેધ થાય તો મહાભય ઉપજે. ૨૩ થી ૨૬.

अग्रतः पृष्ठतश्चैव वामदक्षिणतोऽपिवा ।
जिनेन्द्रायतनं श्चैव पदवेध विवर्जितम् ॥ २७ ॥
प्रथमं पदमानं च शताग्र चाष्ट संयुतं ।
द्विसप्तति स्तथा कार्या शतार्द्धं च द्वयाधिकम् ॥ २८ ॥
चतुर्विंशति जिनेन्द्राश्च भाषितं विश्वकर्मणा ।
ज्येष्ठ मध्यं कनिष्ठं च त्रिविध मानमुत्तमम् ॥ २९ ॥
जगती पीठमानं च मण्डपंच तथैव च ।
मेरु छन्दे समुत्पन्नो ज्ञातव्यश्च सुशिल्पिभिः ॥ ३० ॥

પ્રાસાદના આગળ પાછળ અને ડાબી જમણી તરફ જિનેંદ્રના આયતન (દેવકુલિકાઓ) પદવેધ ન આવે તેમ કરવું. પહેલા એકસો આઠ દેવકુલિકા સહિતનું જિનાયતન, બીજું બહોતેર જિનાયતન, ત્રીજું બાવન જિનાયતન, અને ચોથું ચોવીશ જિનાયતનવાળા આયતનો જિનેન્દ્ર પ્રભુને ફરતા કરવાનું શ્રી વિશ્વકર્માએ કહ્યું છે. તે જેષ્ઠ, મધ્ય અને કનિષ્ઠ એમ ત્રણ માનના થાય. તેને જગતી પીઠ મંડપો કરવા. આવો મેરુછન્દ જાતિમાં ઉત્પન્ન થયેલો એવો પ્રાસાદ ચતુર શિલ્પીએ કરવો. ૨૭ થી ૩૦.

प्रासाद पृथुमाने च त्रिगुणं मानमुत्तमम् ।
तस्यान्ते प्राकारं कार्यं तन्मध्ये च सुरालयम् ॥ ३१ ॥
शालायाः सममानेन मण्डपस्य भ्रमस्य च ।
भ्रमदीनं न कर्तव्यं सार्द्धं द्विगुणमुत्तमम् ॥ ३२ ॥

तत्परे च रहारम्याः प्राकारस्त्रयो वेष्टिताः ।
मेरुर्मेरु रिवाकारं वृषाकारं तथैव च ॥ ३३ ॥
एक त्रि पंचशाखाश्च प्रतिशाखाश्चानेकधा ।
पूर्वे शाखा च माहेन्द्री दक्षिणेजाह्नवी तथा ॥ ३४ ॥
कालिन्द्री चोतरेशाखा तपती पश्चिमा स्मृता ।
मेरुश्च पंचशाखोऽयं देवतानामनुक्रमम् ॥ ३५ ॥

પ્રાસાદ રેખાએ હોય તેનાથી ત્રણ ગણો મંડપ ઉત્તમ માનનો જાણવો, તેની અંદર ગઢો કરવા અને તેની વચ્ચે સુરાલય કરવા, શાલા ગર્ભગૃહના પદના બરાબર મંડપના ફરતું પદ ભ્રમનું રાખવું. મંડપ ભ્રમ વગર ન કરવો તે ભ્રમ દોઢ કે બે વિભાગનો ઉત્તમ જાણવો, તેના પર મહારમ્ય એવા ત્રણ પ્રાકાર–ગઢ ફરતા કરવા. મેરુ એ મેરુ આકારનો શિવરૂપ, અને મંડપ નંદી આકારનો જાણવો. એક, ત્રણ, પાચ, સાત, નવ એમ શાખાઓ દ્વારને કરવી પૂર્વ શાખા માહેન્દ્રી, દક્ષિણ જાહ્નવી. ઉત્તર કાલિન્દ્રી અને પશ્ચિમ તપતી નામની શાખાઓ મેરુ પ્રાસાદને પંચશાખા દેવતાઓના અનુક્રમે કરવી. ૩૧ થી ૩૫.

पुजयेत्सर्वदेवान्, श्रीमेरु शिखरोपमे ।
यत्कांचनमये मेरो कृताः प्रदक्षिणा स्त्रयः ॥ ३६ ॥
सदेवं शैलमेरौ च कृते पुण्य समाहितम् ।
छन्द भेदो न कर्तव्यो जाति भेद स्तथैव च ॥ ३७ ॥
छन्द भेदे भवेन्मृत्यु र्जातिभेदे कुलक्षयः ।
तस्मात्सर्व प्रयत्नेन शास्त्र दृष्या च कारयेत् ॥ ३८ ॥

મેરુ શિખર સર્વ દેવોને પૂજવા યોગ્ય છે, પહેલા સોનાનો મેરુ થતો, ત્રણ પ્રદક્ષિણાવાળો થતો, હવે પાષાણનો મેરુ દેવોને કહ્યો છે, તો પણ તેનાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે, પ્રાસાદમાં છંદ ભેદ કે જાતિ ભેદ ન થવા દેવો, છંદભંગથી મૃત્યુ અને જાતિભંગથી કુલનો ક્ષય થાય છે, તે માટે સર્વ પ્રયત્ને કરી શાસ્ત્રોક્ત વિધિથી કામ કરવું. ૩૬ થી ૩૮.

अज्ञानात् कुरुते यस्तु शास्त्र नैव . . . ।
शिल्पिनं च कुलं हंति स्वामिनस्तु क्षयं भवेत् ॥ ३८ ॥
प्रतिमादोषवहा स्यादा चार्यो नरकं प्रजेत् ।
पदवेधविहिनं च दृष्टिवेध विवर्जितम् ॥ ४० ॥

तत्कृतं च शुभं ज्ञेयं प्रजाराज्ञाय शुभावहम् ।
पुरे शान्ति शुभं ज्ञेयं मेरु प्रासाद कृते सति ॥
तत्रदेशे च कल्याणं गीत वाद्यौ सुरैर्नृपैः ॥ ४१ ॥

શાસ્ત્રમાર્ગ તજીને કોઈ અજ્ઞાનથી કાર્ય કરે તો શિલ્પીના કુલનો ક્ષય થાય અને સ્વામીની લક્ષ્મીનો નાશ થાય ! પ્રતિમાના દોષથી આચાર્ય નર્કમાં જાય, પ્રાસાદને મંડપમાં પદવેધ કે પદવિહીન ન કરવું, દૃષ્ટિવેધ પણ ન થવા દેવો. તેમ કરવાથી રાજા અને પ્રજાનુ શુભ શ્રેય થાય છે, આવા નિર્દોષ મેરુ પ્રાસાદ કરાવવાથી શહેરને શાન્તિ અને શુભકારક કહેલ છે, તેવા દેશમાં રાજા પ્રજાનુ કલ્યાણ થાય અને દેવો પ્રસન્ન રહી ગીત વાદ્યાદિ થયા કરે છે. ૩૯ થી ૪૧.

## ॥ अथ समवसरण स्वरुपम् ॥

प्राप्ते केवलज्ञाने च देवकृतसमवसरणम् ।
चतुरस्रं वृत्ताकारं द्विविधं समवसरण ॥ ४२ ॥

अधः पीठं तलं कार्यं तस्यो परि वप्रत्रयम् ।
प्रतिवप्रे चतुर्द्वारे चतुर्दिक्षु च वापिकाम् ॥ ४३ ॥

સમવસરણનુ સ્વરૂપ કહે છે—જ્યારે તીર્થંકર પ્રભુને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે દેવો સમવસરણની રચના કરે છે, ચોરસ અને ગોળ એમ બે પ્રકારે સમવસરણની રચના થાય છે, નીચે ભૂમિતલ પર પીઠ ( કર્ણપીઠ ) કરવું તે પર ત્રણ ગઢો—કિલ્લા—પ્રાકાર કરવા. પ્રત્યેક ગઢની ફરતી ચારે દિશામાં ચાર દ્વાર વાપિકા વાવડી સહિત કરવા. ૪૨–૪૩.

रौप्यश्च प्रथमो वप्र स्तस्य सौवर्णं कपिशीर्षम् ।
विमानादि वाहनानि तस्मिन् सर्वाणिनिवेशयेत् ॥ ४४ ॥

નીચેનો પહેલો ગઢ ચાંદીનો કર્યો છે, તેને સુવર્ણના કાંગરા છે. તે ગઢમાં દેવોના વાહનો—પાલખી, વિમાન—હાથી ઘોડા રહે છે.

द्वितीयं सौवर्णं दुर्गं रत्नं च कपिशीर्षकम् ।
प्राकारे च द्वितीये च तिर्यंचस्तु परस्परम् ॥ ४५ ॥

विरोधंत्यकत्वा तिष्ठंति सस्नेहं सहोदरा इव ।
तृतीय रत्न दुर्गं च कपिशीर्षं मणिमयम् ॥ ४६ ॥



સમવસરણ મંદિર.

देवमनुजादीनां सुपर्षदा द्वादश स्थिताः ।
मध्येऽशोक वृक्षश्च योजनंमेकं विस्तृतः ॥ ४७ ॥

वप्रोर्ध्वे च चतुर्दिक्षु सिंहासन छत्र त्रयम् ।
चतुर्दिक्षु पीठोपरि अर्हजिन प्रतिष्ठितम् ॥ ४८ ॥

उभयपक्षे यक्षं च मणिमय चामरधारकः ।
प्रति वप्रे प्रतिद्वारं वाप्योऽष्ट मंगलांकितम् ॥ ४९ ॥

બીજો ( વચલો ) ગઢ સોનાનો છે, તેને રત્નના કાંગરા છે, આ બીજા ગઢમાં પરસ્પર વિરોધી જીવો જાણે સ્નેહવાળા સહોદર હોય તેમ પ્રભુ પાસે સર્વે તિર્યંચ જીવો હર્ષ સહિત બેઠા છે ( બિલાડીને-મૂષક, સર્પને-નોળિયો, મૃગ અને વ્યાઘ્ર) ઉપરનો ત્રીજો ગઢ રત્નનો છે, તેના કાંગરા મણિના છે, ત્રીજા ગઢમાં દેવો મનુષ્યો સાધુ-સાધ્વી આદિ બાર પર્ષદા બેસે છે, ઉપરના ગઢની મધ્યમાં અશોકવૃક્ષ એક યોજન વિસ્તારનું છે તેની નીચે પીઠિકારૂપ સિંહાસનો ચારે તરફ છે. અને ત્રણ છત્રો ચારે તરફ પ્રભુ પર છે, ચારે તરફના સિંહાસન પર અર્હંત પ્રભુ બિરાજે છે, પ્રભુની બેઉ તરફ યક્ષ યક્ષિણી મણિજડિત ચામર ઢોળી રહ્યા છે, ત્રણે ગઢના પ્રત્યેક દ્વાર આગર જળપૂર્ણ વાવડીઓ અકેક ગઢે આઠ આઠ છે દ્વારો પર રત્નજડિત અષ્ટ મંગલ અંકિત છે. ૪૫ થી ૪૯.

द्वारेषु रौप्यवप्रस्य प्रतिहारास्तुंबरुः ।
तृमुंडमाली–खटवांगी–जटा मुकुट भूषिताः ॥ ५० ॥

द्वितीय वप्र द्वारेषु प्राक् क्रमेण चतुर्ष्वपि ।
जया च विजया चैवाजिता चापराजिताः ॥ ५१ ॥

सर्वाः स्युरभय पाशांकुश मुद्‌गर पाणवः ।
तस्युश्चंद्राश्म शोणाश्म स्वर्णनीलात्त्विषः क्रमात् ॥ ५२ ॥

પ્રથમ નીચલા રૂપાના ગઢના ચારે દ્વારના પ્રતિહારો ૧ તુંબરૂ, ૨ કપાલી, ૩ ખટવાંગ, ૪ જટામુકુટધારી એમ ચાર છે. બીજા ગઢમાં પૂર્વાદિ ચારે દ્વારની દેવી પ્રતિહારી ૧ જયા, ૨ વિજયા, ૩ અજિતા, ૪ અપરાજિતા એ ચાર દેવીઓ છે તેની ચારે ભુજામાં અભય, પાશ, અંકુશ અને મુદ્‌ગર ધારણ કરેલ છે, તેનો વર્ણ અનુક્રમે સફેત, લાલ, સોનાવર્ણ અને નીલ છે.

रत्नवप्रस्य द्वारेषु द्वौ द्वौ प्रातिहारकौ ।
इन्द्र इन्द्रजयश्चैव माहेन्द्रो विजयस्तथा ॥ ५३ ॥

धरणेन्द्रः पद्मकश्चैव सुनाभः सुर दुन्दुभिः ।
इत्युक्तं समोवसरणं प्रयुक्तं सुशिल्पिभिः ॥ ५४ ॥

ઉપરના ત્રીજા ગઢના ચારે દ્વારે બબ્બે પ્રતિહારો અનુક્રમે પૂર્વે ઈન્દ્ર અને ઈન્દ્રજય, દક્ષિણે માહેન્દ્ર ને વિજય, પશ્ચિમે ધરણેન્દ્ર ને પદ્મક, અને ઉત્તરના દ્વારે સુનાભ અને સુરદુંદુભિ ઉભેલા છે, આ આઠે પ્રતિહારો વીતરાગના છે તેના ચચ્ચાર હાથમાં આયુધો છે આ રીતે સમવસરણ કરવાનુ શાસ્ત્રકારોએ બુદ્ધિમાન શિલ્પીને કહ્યું છે.

॥ इतिश्री विश्वकर्माकृते ज्ञानप्रकाश दीपार्णवे वास्तुविद्याया समवसरण लक्षणाधिकार. ॥

## अष्टापद स्वरुप :–

## अष्टापदोर्ध्वे सिंहनिषद्याप्रासाद–वर्णन

પ્રથમ તીર્થંકર ઋષભદેવ સ્વામીના દેહનો અગ્નિ સંસ્કાર અષ્ટાપદ પર્વત ઉપર કર્યો. ત્યાં ભરત ચક્રવર્તી મહારાજે સિંહનિષદ્યા નામે પ્રાસાદની રચના વર્ધકીરત્ન (શિલ્પી-સ્થપતિ) પાસે કરાવી.

भरत स्तत्र च स्वामि संस्कारासन्नभूतले ।
प्रासादं योजयामास त्रिराव्युति समुच्छ्रयः ॥ ५५ ॥

नामतः सिंहनिषद्या पद्मा निर्वाणवेश्मनः ।
उच्चैर्वर्द्धिकीरत्नेन रत्नाश्माभिकारयेत ॥ ५६ ॥

ભરત ચક્રવર્તીએ શ્રી ઋષભદેવના અગ્નિ સંસ્કારના સમીપ ભૂમિ પર ત્રણ કોશ ઉંચો અને જાણે મોક્ષ મંદિરની વેદિકા હોય તેવો "સિંહનિષદ્યા" નામનો પ્રાસાદ રત્નમય પાષાણોથી વર્ધકી (સ્થપતિ) પાસે કરાવ્યો.

તેની ચારે તરફ પ્રભુના સમવસરણની જેમ સ્ફટિક રત્નના ચાર રમણીય દ્વારો કરાવ્યા, તે દ્વારોની બંન્ને તરફ શિવલક્ષ્મીના ભંડારની જેવા રત્ન ચંદનના સોળ કલશો રચાવ્યા. દરેક દ્વારની જાણે સાક્ષાત્ પુણ્યવલ્લી હોય તેવા સોળ રત્નમય તોરણો રચાવ્યા, ફરતા મંડપના પ્રશસ્તિ લિપિના જેવા અષ્ટમંગલની સોળ સોળ પંક્તિઓ રચી. જાણે ચાર દિક્પાલોની સભા ત્યાં લાવ્યા હોય તેવા વિશાળ મુખ મંડપો રચ્યા, તે ચાર મુખ મંડપોની આગળ ચાલતાં શ્રીવલ્લી મંડપની અંદર ચાર પેક્ષાસદન મંડપો (રસિકમંડપ જેવા કક્ષાસનવાળા) કરાવ્યા, તે પેક્ષામંડપોની



શ્રી અષ્ટાપદ

મધ્યમાં સૂર્યબિંબને ઉપહાસ કરનારા વજ્રમય અક્ષવાટ રચ્યા અને દરેક અક્ષવાટની મધ્યમાં કમલમાં કર્ણિકાની જેમ એકેક મનોહર સિંહાસન રચ્યું, પેક્ષામંડપની આગળ એકેક મણિપીઠીકા રચી. તેની પર રત્નના મનોહર ચૈત્ય સ્તૂપ રચ્યા, તે દરેક ચૈત્ય સ્તૂપમાં આકાશને પ્રકાશિત કરનારી દરેક દિશાએ મોટી મણિપીઠિકા રચી. તેની પર રત્નના મનોહર ચૈત્યસ્તૂપ રચ્યા. તે દરેક ચૈત્યસ્તૂપમાં આકાશને પ્રકાશિત કરનારી દરેક દિશાએ મોટી મણિપીઠીકા રચી. ૫૫, ૫૬.

मणिपीठिकोपरिस्थाः पंचशत धनुमिताः ।
शाश्वत प्रतिमाः स्थिता ऋषभ चन्द्राननयोः ॥ ५७ ॥

वारिषेण वर्धमान पर्यंकासनस्थिताः ।
सिंह निषद्यप्रासादे नंदीश्वर द्वीपसमः ॥ ५८ ॥

તે મણિપીઠિકાની ઉપર ચૈત્ય સ્તૂપની સન્મુખ પાંચસો ધનુષ્ય પ્રમાણવાળી રત્ન નિર્મિત અંગવાળી ઋષભાનન, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન નામની ચારે પર્યંકાસન બેઠેલી મનોહર નેત્રરૂપી પોયણાને ચંદ્રિકા સમાન નંદીશ્વર મહાદ્વીપના ચૈત્યની અંદર છે, તેવી શાશ્વત જિનપ્રતિમાઓ રચાવી સ્થાપન કરી.

તે દરેક ચૈત્ય સ્તૂપની આગળ અમૂલ્ય માણિક્યમય વિશાળ એવી સુંદર પીઠિકાઓ રચી તેના ઉપર એકેક ઇન્દ્રધ્વજ રચ્યો, જાણે દરેક દિશાએ ધર્મે પોતાના જયસ્તંભો આરોપ્યા હોય તેવા તે ઇંદ્રધ્વજ જણાતા હતા.

દરેક ઇંદ્રધ્વજ આગળ ત્રણ ત્રણ પગથિયાં અને તોરણવાળી નંદા નામે પુષ્કરિણી (વાવડીઓ) રચી. સ્વચ્છ શીતલ જલથી ભરેલી અને વિચિત્ર કમળોથી શોભતી તે પુષ્કરિણીઓ દધિમુખ પર્વતના આકારભૂત પુષ્કરિણીઓ જેવી મનોહર લાગતી હતી. તે સિંહનિષદ્યા નામના મહાચૈત્યના મધ્ય ભાગમાં મોટી મણિ પીઠિકા બનાવી અને સમવસરણની જેમ તેના મધ્યભાગમાં વિચિત્ર રત્નમય એક દેવછન્દ રચ્યા. જ્યાં પ્રભુ ચડતાં વિશ્રામ લઇ દેશના દે છે. તે ચૈત્યની ભીંતોમાં વિચિત્ર મણિમય ગવાક્ષ (ઝરૂખા) રચ્યા હતા તેના પ્રભાપટલથી જાણે તેમાંથી પડદા ઉત્પન્ન થયેલા હોય તેવા જણાતાં હતા. ૫૭–૫૮.

देवच्छन्दे प्रतिष्ठिताः प्रतिमास्तत्र निर्मलाः ।
ऋषभ स्वामि मुख्यानां चतुर्विंशतिरर्हताम् ॥ ५९ ॥

प्रतिमाः स्व स्व संस्थाना मानवर्णाधरास्तु ताः ।
साक्षादिव स्वामिनो भासः शैलेषी ध्यान वर्तिनः ॥ ६० ॥

આગળ કહેલા દેવચ્છંદની ઉપર શૈલશી ધ્યાનમાં વર્તતી હોય તેવી દરેક પ્રભુના પોત પોતાના દેહના માન જેવડી ને પોત પોતાના દેહના વર્ણ (રંગ) ને ધારણ કરનારી. જાણે દરેક પ્રભુ પોતે જ બિરાજમાન હોય તેવી ઋષભ આદિ ચોવીશ અર્હંતોની નિર્મલ રત્નમય પ્રતિમા રચી સ્થાપન કરી. ૫૯-૬૦.

तत्र षोडश सौवर्णा लाजवर्त समद्वये ।
द्वौ स्फटिकौ द्वे वैडूर्ये द्वे च रक्तमणिमये ॥
तासां चार्हत्प्रतिमानां सर्वासाम पिजह्विरे ॥ ६१ ॥

તેમાં સોળ પ્રતિમા સુવર્ણ વર્ણની, બે રાજવર્ણ (શ્યામ) રત્નની, બે સ્ફટિકની, બે લીલા વૈડુર્યની અને બે રક્તવર્ણની (પૂર્વે બે, દક્ષિણે ચાર, પશ્ચિમે આઠ અને ઉત્તરે દશ) એમ ચોવીશ પ્રતિમાઓ બેસારી દેવચ્છન્દ ઉપર ઉજ્જવલ રત્નની ચોવીશ ઘંટાઓ સંવરણા રચી ૬૧.

अष्टापदस्य शिखरे मणि माणिक्यभूषणम् ।
नंदीश्वरस्य चैत्यानां प्रतिस्पर्द्धिनं पावनम् ॥ ६२ ॥

चैत्यं भरत च त्रिमात् आज्ञानुसारं कारितम् ।
तेनवार्द्धकी रत्नेन यथाविधि प्रमाणतः ॥ ६३ ॥

અષ્ટાપદ પર્વતની ઉપર મસ્તકના મુકુટ-મણિ જેવા તથા નંદીશ્વરાદિના ચૈત્યની સ્પર્ધા કરે તેવું પવિત્ર એવું તે ચૈત્ય ભરત મહારાજની આજ્ઞા થતાં તત્કાલ સર્વકળાના જ્ઞાતા એવા વર્દ્ધકીરત્ને ( સ્થપતિ શિલ્પીએ ) વિધિપૂર્વક બનાવી આપ્યુ ૬૨-૬૩

चक्रिणा दंडरत्नेन् शृंगाणि च छेदितानि ।
ऋजुस्तं भवत्स्थित्वात् मनुजा नैवारोहन्ति ॥ ६४ ॥

पर्वतमेखला इव सोपानान्यष्टौ च कृतः ।
योजनमेकं मुच्चानि तेनाष्टापदः प्रसिद्धः ॥
ततः प्रभृति शैलोऽसौ नाम्नाष्टापद इत्यभूत् ॥ ६५ ॥

ભરતચક્રવર્તીએ દંડરત્ન વડે તે પર્વતના દાંતા પાડી નાખ્યા, તેથી સરળ અને ઉંચા સ્તંભની પેઠે એ પર્વત લોકોને ન ચડી શકાય તેવો થઈ ગયો. પછી મહારાજાએ પર્વતની ફરતી મેખલાઓ જેવા અને મનુષ્યોથી ઉલ્લંઘન થઈ શકે નહિ એવા એકેક યોજનને અંતરે આઠ પગથીયાં બનાવ્યા, ત્યારથી તે પર્વતનું નામ **અષ્ટાપદ** પડયુ. ૬૪-૬૫.

विश्वकर्मोवाच—

चतुर्विंशति र्जिन चैत्यं शतार्द्धं च द्वयाधिकम् ।
द्वयधिक सत्पतिस्तथा कार्या शतमष्टोत्तरम् ॥ ६६ ॥

जगत्यां च तथा प्रोक्ता मण्डपं च तथैव च ।
समवसरणमष्टापदं मया प्रोक्तां सुविस्तरैः ॥ ६७ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ– ચોવીશ જિનાયતન; બાવન જિનાયતન, બહોતેર જિનાયતન અને એકસો આઠ જિનાયતન અને તેની જગતી અને મંડપોનુ વર્ણન પણ મેં કહ્યું છે હવે સમવસરણ અને અષ્ટાપદના સ્વરૂપો કહું છું. ૬૬–૬૭.

नारदोवाच—

विश्वकर्मा स्वयं देवो विश्वकर्मा जगत्पतिः ।
जिनालयं कथंदेव ! अष्टापदस्य लक्षणम् ॥ ६८ ॥

तन्मध्ये देवता स्थानं चतुर्दिक्षुजिनास्तथा ।
तद् भ्रमैर्देवतामानं पदमानं कथं प्रभो ॥ ६९ ॥

નારદજી કહે છે હે વિશ્વકર્મા ! આપ સ્વયં વિશ્વના કર્તા જગત્પતિ દેવ છો, જિનાલયના અને અષ્ટાપદના લક્ષણો મને કહો, તેની ચારે દિશામાં જિનદેવોનાં સ્થાન અને ફરતા દેવસ્થાનના પદના માન મને કહો. ૬૮–૬૯.

विश्वकर्मोवाच—

जगत्योर्ध्वं च शालायां गर्भे च देवतापदम् ।
द्वारस्य द्वारमानेन स्तंभ कुंभोदुम्बरम् ॥ ७० ॥

प्रासादस्य समं ज्ञेयम् सपादं सार्द्ध मेव च ।
द्विगुणं वाय कर्त्तव्यं मण्डप समसूत्रतः ॥ ७१ ॥

प्रासादा अष्टभद्रं च वामदक्षिणतोऽपि वा ।
मण्डपगर्भे सूत्रेण कर्तव्यं शुभमीप्सितम् ॥ ७२ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે :– જગતીની મધ્યપદનુ ગર્ભ તે દેવતાપદ જાણવું, થાંભલા, કુંભી, ઉદુમ્બર તે સર્વ દ્વારમાને રાખવા, પ્રાસાદના જેટલો, સવાયો, દોઢો કે બમણો મંડપ કરવો તે શુભ જાણવો. મૂળ મંદિરની ડાબી જમણી તરફ અષ્ટભદ્રના પ્રાસાદો

કરવા તે તેના ગર્ભસૂત્રને અનુસરીને શુભ ઇચ્છિત ફળની કામનાવાળા એ મંડપો કરવા. ૭૦ થી ૭૨.

भूमिश्च भूमिमानेन चतुर्द्वारयुतं शुभम् ।
अष्टभागैर्द्विरष्टैर्वा नरवार्धं द्वादशोऽपि च ॥ ७३ ॥

प्रासादमाने प्रतिमा कर्त्तव्या शुभ मीप्सितम् ।
भद्रे भद्रे राजसेनो वेदी सुखासनं शुभम ॥ ७४ ॥

આ પ્રાસાદના એક ભૂમિ ઉપર બીજી એમ મજલાઓ માનથી કરવા, અને તેને પ્રાસાદ ચારે તરફ દ્વારવાળો કરવો, તે શુભ જાણવું. તે પ્રાસાદ આઠ ભાગ, સોળ ભાગ, દશભાગ, બારભાગ ( કે ચોવીશ ભાગ ) ની વિભક્તિનો કરવો. પ્રાસાદના પ્રમાણથી પ્રતિમાજી કરવા તે શુભ જાણવું. પ્રાસાદના ભદ્રે ભદ્રે રાજસેનક વેદિકા, આસનપટ્ટાદિ, સુખાસન ( કક્ષાસન ) કરવા. ૭૩–૭૪.

एकवक्त्रो त्रिवक्त्रो वा चतुर्वक्त्रस्तथैव च ।
एकवक्त्रे च कर्तव्या मुखे चैव त्रिशालिका ॥ ७५ ॥

આ અષ્ટાપદ પ્રાસાદ એક મુખનો, ત્રણ મુખનો, કે ચાર મુખનો કરવો, એક મુખના પ્રાસાદને આગળ ત્રિશાલિકા કરવી. ચાર મુખના પ્રાસાદને ચારે દિશામાં મંડપો કરવા શુભ છે. ૭૫.

चतुर्दिक्षु चतुर्वक्त्रं तस्याग्रे मण्डपः शुभा ।
तदर्धं च न कर्तव्यं शालावेध प्रजायते ॥ ७६ ॥

पटशाला प्रवेशेन दृश्यते वास्तुषु ।
स्वामि सुखमाचार्यैश्च पूजा न लभ्यते नरैः ॥ ७७ ॥

तस्मात्सर्वं प्रयत्नेन कर्तव्यं च पूजागमैः ।
तत्कृतं च शुभं ज्ञेयं सर्वकाम फलप्रदम् ॥ ७८ ॥

पुत्र पौत्र प्रवर्द्धन्ते प्रजाराज्ञ जयावहम् ।
राजसेन तथा वेदी आसनं मतवारणम् ॥ ७९ ॥

इलिका तौरणैर्युक्तः शालाग्रे पूरितः शुभः ।
तन्मध्ये च महामेरु श्चतुर्दिक्षु जिनेश्वरम् ॥ ८० ॥

प्रथमार्चा प्रमाणेन द्विचतुरष्टदिङमिताः ।
दृष्टिस्तु दृष्टिमानेन स्तनान्तं वा शुभं भवेत ॥ ८१ ॥

અષ્ટાપદના ચતુર્મુખ મંડપને રાજસેનક, વેદિકા, આસનપટ્ટ, કક્ષાસન કરવા. શાલા-આગલી ચોકીને ઈલિકા તોરણુ યુક્ત સુશોભિત કરવું. તેવાં પ્રાસાદની મધ્યમાં મહામેરૂ જેવી વેદી પર ચારે દિશાએ જિનેશ્વર પધરાવવા, પહેલા આગલા બિમ્બ પ્રમાણુના પૂર્વાદિ દિશામાં ક્રમે બે, ચાર, આઠ અને દશ એમ ચોવીશ જિનબિમ્બ સ્થાપન કરવા, તે સર્વની દૃષ્ટિ સમસૂત્રમાં એક રાખવી અથવા સર્વ પ્રતિમાના સ્તનસૂત્ર એક સૂત્રમાં રાખવા. ૭૯ થી ૮૧.

तेन मानेन कर्तव्य मधः स्थानेन नंदति ।
पदं च पदमानेन पदं पदानुसारत् ॥ ८२ ॥

एक भूमि द्विभूमिर्वा त्रिभूमिर्वा कृतं शुभम् ।
आदिपदानुमानेन कर्तव्यं भूमिमुदयम् ॥ ८३ ॥

तदूर्ध्वे शृंगमुत्सेधं जटायां तत्प्रकल्पयेत् ।
तदूर्ध्वे उरुशृंगाणि अंडकै कलशैर्युतम् ॥ ८४ ॥

આમ સમસૂત્રના માન રાખતાં નીચેની ગાદી ચઢાવવી, પદના માને પદો રાખવા, પદના અનુસારે પદો રાખવા, પદના માનથી એક ભૂમિ કે બે ભૂમિ કે ત્રણુ ભૂમિનો પ્રાસાદ કરવો. તે શુભ છે. મુખ્ય આદિપદના માને ઉપરની ભૂમિનો ઉદય રાખવો તેના ઉપર શૃંગો ચઢાવી જટાની કલ્પના જેવું શિખર કરવું, તેના ઉરૂશૃંગો અંડકો યુક્ત પ્રાસાદ કરવો. ૮૨ થી ૮૪.

॥ इतिश्री अष्टापद ॥

( જ્ઞાનપ્રકાશદીપાર્ણવ )



## मेरुगिरिस्वरूपम् नंदीश्वरद्वीप लक्षण :–

### ॥ अथ मेरुगिरिस्वरूपम् ॥

श्री विश्वकर्मोवाच—

वृताकारो मेरुगिरिः शालभद्रभूस्थितः ।
सुवर्णवर्णो मेरुश्च नीलवर्णास्य चुलिका ॥ ८५ ॥

नंदनं प्रथमे कन्दे तथोपरि सोमनसम ।
शेषं च पंडकवनं चुलिका तस्योपरि ॥ ८६ ॥

चुलिकोपरि कर्तव्यं शाश्वत जिन चैत्यकम् ।
पूर्वदक्षे श्वेतवर्णाऽपरोत्तरे रक्तवर्णका ॥ ८७ ॥

पूर्वादि क्रमयोगेन सिद्धशिला पंडोपरि ।
शिला च धनुषाकारा जन्माभिषेक स्तत्र च ॥ ८८ ॥

શ્રી વિશ્વકર્મા મેરુગિરિનુ સ્વરૂપ કહે છે, મેરુગિરિ ગોળ આકારે છે. નીચે પ્રથમ ભદ્રશાલી ભૂમિ પર તે સ્થિત છે, મેરુનો વર્ણ સુવર્ણ જેવો છે, ઉપર ચૂલિકાનો નીલવર્ણ કહ્યો છે, પ્રથમ કંદ રૂપે નંદનવન છે, તે ઉપર ચઢતાં સોમનસ વન આવે છે, તેનાથી ઉપર ચઢતાં ઉપર પંડકવન આવે છે, (જ્યાં પ્રભુજીનો જન્માભિષેક થાય છે) તે ઉપર ચૂલિકા આવે છે, ચૂલિકાની ટોચ પર શાશ્વત જિનચૈત્ય આવેલુ છે, પંડકવનમાં પૂર્વ ને દક્ષિણ દિશાની શ્વેતવર્ણની સિદ્ધશિલા છે, પશ્ચિમ અને ઉત્તર રક્તવર્ણની સિદ્ધશિલા છે, એમ પૂર્વાદિ શિલાએ પંડકવન પર છે, તે શિલાઓનો આકાર ધનુષાકાર કલ્પ્યો છે, (તે સિંહાસન-ગાદી તરીકે જાણવી) પૂર્વ-પશ્ચિમ બે એમ બબ્બે શિલા છે, તે સિદ્ધશિલા પર પ્રભુનો જન્મ થાય ત્યારે ત્યાં ઈન્દ્રો તેમનો જન્માભિષેકનો ઉત્સવ કરે છે. ૮૫ થી ૮૮.

### मान प्रमाण–

नन्दनोदयस्त्रयांशे विशांशकं सोमनसम् ।
पांडकं च कलांशेन प्रतिमा माने चूलिका ॥ ८९ ॥

उर्ध्वं व्यासः त्रिशांशेन अधश्च पंचत्रिंशकः ।
भावमेरौ कल्पितांशा क्षेत्रमाने योजयेत् ॥ ९० ॥

હવે મેરુગિરિનું માન પ્રમાણ સ્થાપત્યની દૃષ્ટિએ કહે છે, નીચેનું નંદનવન ત્રણ ભાગનું ઉચુ (તેમાં કણપીઠની આકૃતિ કરવી), તે ઉપર વીશ ભાગની ઉંચાઇમાં સોમનસ વન આવે, તેના ઉપર સોળ ભાગનું ઉચુ પંડકવન આવે, અને પ્રતિમાના પ્રમાણથી ચૂલિકાનું પ્રમાણ રાખવું ઉપરનો વ્યાસ પાંડુક ત્રીશ ભાગ વિસ્તારમાં અને નીચેનો પાંત્રીશ ભાગ જાણવા, આ ભાવ મેરૂની સ્થાપત્યની કૃતિનું જાણવું, જૈન ગ્રંથોમાં કહેલા ક્ષેત્ર પ્રમાણેનું સેવન કરવું કાર્યક્ષેત્રે બહુ અશક્ય છે. ૮૯–૯૦.

चतुर्दिशिजिनगेहं सोमनसवने स्थितम् ।
विदिशि शक्रप्रासादो वापी जल पूर्णका ॥ ९१ ॥

સોમનસ વનના ફરતા ચાર દિશામાં જિનભવન કરવાં, વિદિશાઓમાં ચાર ઈન્દ્રોના પ્રાસાદો જલપૂર્ણ વાવો સહિત કરવા. ૯૧

वने नन्दने च कार्याश्चतुर्दिशि जिनगृहाः ।
विदिशि शक्रप्रासादो वापी च जलपूर्णिका ॥ ९२ ॥

जिनेन्द्र प्रासादान्तरे दिक्कुमारी – कूटानि च ।
तत्र कूटो परि कुक्षौ इशाने बलकूटकम् ॥ ९३ ॥

નંદનવનની ચારે દિશાઓમાં જિનમંદિરો અને વિદિશામાં ઈંદ્રના ચાર પ્રાસાદો કરવા, તેમાં ફરતી જલપૂર્ણ વાવો કરવી. જિનચૈત્યને ઈંદ્ર પ્રાસાદની વચ્ચે આંતરે એકેક દિકકુમારીના કૂટ=ટેકરીઓ આવેલી છે (એમ આઠ કૂટ છે) તે કૂટ પર્વતની ટેકરી ઉપર એકેક દેરી કરવી (દિક્કુમારીને રહેવાને) આઠકૂટ ઉપરાંત ઈશાન કોણમાં એક બલકૂટ વિશેષ કરવું (ઇશાનમાં ઈંદ્રભવન, પછી બલકૂટ, પછી દિક્કુમારી કૂટ અને પછી ઉત્તર દિશાનું એમ ક્રમ) ૯૨–૯૩.

मेरुश्च पर्वत्ताकारो गुहावृक्षादिभिर्वृत्तः ।
अधो भागे पशुपक्षी भव्यजीवा स्तथो परि ॥ ९४ ॥

नन्दनस्य अधो भागे महानदी भद्रशालकम् ।
एवंविधोय मेरुगिरि कथितम् विश्वकर्मणा ॥ ९५ ॥

મેરૂગિરિ ફરતા પર્વતોના આકાર–ટેકરા ગુફાઓ ઝરણા વૃક્ષો ફરતા કરવાં, નીચે પશુ–પક્ષીઆદિ અને તે પર ભવ્ય જીવો છે, નંદનવન જે કર્ણપીઠના રૂપનું નીચે કરવાનું તેની ફરતી નીચે ખાઇ મહાનદી સ્વરૂપ કરવી. મંદિરની જમીનને ભદ્રશાલ સ્વરૂપ જાણવી. આ રીતે મેરુરચના વિશ્વકર્માએ કહેલ છે. ૯૪–૯૫.

# अथ नंदीश्वर-द्वीप-रचना

विश्वकर्मोवाच

अथ नंदीश्वरो द्वीपः द्विपंचाशच्चकूटवान् ।
कूटोपरि चमुर्मुखं चैत्यं चतुर्द्वारकम् ॥ ९६ ॥

चतुर्दिशि चतुर्गिरिरं जनः श्यामवर्णक ।
अंजनस्य चतुर्दिशि दधि मुखाख्यः पर्वतः ॥ ९७ ॥

प्रत्येकं च विदिशायां दौ दौ रतिकरौगिरी ।
एव मष्ट रतिकरा चतुर्दधिरेकांजनः ॥ ९८ ॥

त्रयोदश गिरयश्च चतुर्दिशि च पर्वताः ।
एव मंजनसमूहः स्याद द्वि पंचाशचतुर्दिशि ॥ ९९ ॥

प्रति कूटोपरि चैत्यं चतुद्वारं सुशोभनम् ।
समस्त विम्ब संख्या च द्विशताधिकमष्टकम् । १०० ॥

શ્રી વિશ્વકર્મા નંદીશ્વર દ્વીપની રચના કહે છે, નંદીશ્વરદ્વીપોમાં બાવન કુટ પર્વતોના છે, પ્રત્યેક કુટ ઉપર ચાર મુખના ચાર દ્વારવાળા ચૈત્ય છે, ચારે દિશામાં શ્યામ વર્ણના ચાર અંજનગિરિ આવેલા છે, ચારે દિશાએ આવેલ ચાર અંજનગિરિ છે, પ્રત્યેક અંજનગિરિની ચારે દિશાએ અકેક એમ ચાર દધિમુખ પર્વત આવેલ છે. પ્રત્યેક દિશામાં બબ્બે બબ્બે રતિકર પર્વતો આવેલ છે, એવા આઠ રતિકર પર્વત ચાર દધિમુખ પર્વત અને મધ્યનો અંજનગિરિ પર્વત મળી કુલ તેર પર્વતો છે,

---

ઉપરોકત આપેલ પાઠ સ્થાપત્ય રચનાની દૃષ્ટિએ છે, પરંતુ જૈન દર્શન શાસ્ત્રોમાં બિમ્બ સંખ્યા નીચે પ્રમાણે આપી છે.

આ નંદીશ્વર દ્વીપના મધ્ય પદોમા જંબુદ્વીપ=સમુદ્રાદિ દ્વીપના આઠ વલયો વાળી રચના કરવી, તેમા મધ્યમા જંબુદ્વિપની વચ્ચે મેરુની રચના કરી ચાર શાશ્વત જિનમૂર્તિઓ પધરાવવી. સ્થાપત્યની દૃષ્ટિએ ઉપર કહેલા ૧૩ × ૪ = ૫૨ કુટ + ૪ = ૨૦૮ એમ બસો આઠ બિમ્બ સ્થાપન થાય છે, પરંતુ મધ્યના મેરુના ચાર શાશ્વતા જિનબિમ્બ ગણતાં કુલ ૨૧૨ (બસો બાર) બિમ્બની સ્થાપના થાય.

શાસ્ત્રોક્ત વર્ણનમાં એકેક ગિરિઉપર ચૌમુખદ્વારના ૧૨૪ બિમ્બ પધરાવેલા કહ્યા છે, તેવા બાવન ગિરિ ઉપર ૧૨૪ × ૫૨ = ૬૪૪૮ ( ૭ હજાર ચારસો અડતાલીશ ) બિમ્બ સંખ્યા બધી મળીને નંદીશ્વરદ્વીપ ઉપરની કહી છે આ તમામ પ્રભુના નામો શાશ્વતા જિન પૈકીના જ છે. તેમાં કોઈ ચોવીશી પધરાવવાની હોતી નથી. આમ શાસ્ત્રોક્ત વર્ણનમા આ પ્રત્યેક ગિરિ ચૈત્યને ચારે તરફ ચાર મુખ મંડપો અને તેના આગળ પેક્ષામંડપો છે, તેમ કહેલુ છે, એટલે ૫૨ × ૪ = ૨૦૮ (બસો આઠ) મંડપો અને બસો આઠ પેક્ષામંડપો થયા કેટલી વિશાળ ભવ્ય રચના.

પ્રત્યેક અંજનગિરિ ચારે દિશાના તેરના સમૂહમાં મધ્યમાં આવેલ છે, એવા ચારે તરફના અંજનગિરિના સમૂહ કુલ મળીને (૧૩ × ૪ = ૫૨) બાવન કૂટ થાય, પ્રત્યેક કૂટ ઉપર ચાર દ્વારથી શોભતું એકેક ચૈત્ય છે. બધા મળીને જિનબિંબોની સંખ્યા બસો આઠ થાય. (તેર તેરના ચારે દિશાના સમુહ વચ્ચે મેરૂપર્વત આવેલ છે.) ૯૬ થી ૧૦૦.

॥ इतिश्री नंदीश्वर द्वीप रचना ॥

# अथ जिनप्रासाद आयतनादि

श्री विश्वकर्मोवाच

जिनाग्र चतुष्किका शुक्राग्रे गूढ मण्डपः ।
गूढस्याग्रे चतुष्किका तदग्रे नृत्यमण्डपः ॥ १०१ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે:- જિન પ્રભુના પ્રાસાદ આગળ ચતુષ્કિકા કોલી કરવી, કોલી શુક મંડપ આગળ ગૂઢ મંડપ કરવો, ગૂઢ મંડપ આગળ ચતુષ્કિકા ચોકીઓ કરવી, તેના અગ્રભાગે નૃત્ય મંડપ કરવો. ૧૦૧.

प्रथम प्रासाद माने शताग्रेचाष्ट संयुताः ।
चतुरशीतिंर्द्विसप्तः शतार्द्धं च द्वयाधिकम् ॥ १०२ ॥

चतुर्विंशति जिंनेद्रा भाषितं विश्वकर्मणा ।
ज्येष्ठ मध्य कनिष्ठं च त्रिविधं मान मुत्तमम् ॥ १०३ ॥

મૂળ પ્રાસાદના માનથી ફરતી એક સો આઠ દેવકુલિકાઓ મૂળ મંદિર સાથે કરવી તેમજ ચોરાશી, બહોતેર બાવન અને ચોવીશ દેવકુલિકાઓ મૂળ મંદિર સાથે કરવાનુ શ્રી વિશ્વકર્માએ કહ્યું છે. તેવા જયેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણે પ્રકારના માનના પ્રાસાદો ઉત્તમ જાણવા, આ રીતે પાંચ પ્રકારે જિનાયતનો કરવાનું કહ્યું છે.

पंच विंशति विस्तारं अष्टाविंशति मुखायते ।
भागैकं लोपयेत्कर्णे चतुरशीनि जिनालयः ॥ १०४ ॥

विंश विंश कृते क्षेत्रे पृष्ठे चत्वारिंश मुखायते ।
जिणमाला स्तथा नाम सर्वं कल्याण कारिका ॥ १०५ ॥

પચ્ચીશ ભાગ પહેોળાઇ અને અઠ્ઠાવીશ ભાગ ઉંડાઇ લંબાઇનું ક્ષેત્ર કરવું, તેના ચાર ખુણાના એકેક પદ લોપવા (એટલે ચારે ખુણે ખાંચા પાડવા) વીશ વીશ આગળ પાછળ દેવકુલિકાઓ અને બાજુમાં વીશ વીશ દેવકુલિકાઓ ત્રણ મહાધર

અને મુખ્ય પ્રાસાદ સહિત ચોરાશી જિનાયતને આમ સર્વ કલ્યાણ કરનાર એવુ જિણમાલ નામ જાણવું. ૧૦૪-૧૦૫.



ચોરાશી (૮૪) જિનાલય.

वाम दक्षे चतुस्त्रिंश दृष्टाग्रे नवपृष्ठतः ।
मूल प्रासाद संयुक्ते वर्ण संख्याजिनायतम् ॥ १०६ ॥

મૂળ પ્રાસાદની ડાબી જમણી બાજુ સત્તર સત્તર, આગળ આઠ અને પાછળ નવ દેવકુલિકાઓ કરવી મૂળપ્રાસાદ સહિત બાવન જિનાયતનની રચના જાણવી. ૧૦૬.




બાવન (૫૨) જિનાલય



બાવન (૫૨) જિનાલય.

वाम दक्षे च पंचाशत पृष्ठे रुद्रोऽग्रतो दश ।
मूल प्रासाद संयुक्तं द्विसप्ततिर्जिनायतम् ॥ १०७ ॥

મુખ્ય પ્રાસાદની ડાબી જમણી બાજુએ પચ્ચીશ પચ્ચીશ પાછળ અગિયાર અને આગળ દશ દેવકુલિકાઓ આમ મૂળપ્રાસાદ સહિત બહોંતેર જિનાયતનની રચના જાણવી.

अग्रपृष्ठ द्वयोविध चतुर्विंशायतं खलु ।
अष्टाष्ट सात कुलिका सहितं मूलमन्दिरे ॥ १०८ ॥

ચોવીશ જિનાલય બે પ્રકારે થઈ શકે. મૂલમંદિરની આગળ અથવા પાછળ દેવકુલિકાઓ થાય. તેમાં બે બાજુ આઠ આઠ, પાછળ સાત, અને એક મૂલ પ્રાસાદ સહિત ચોવીશ જિનાલય જાણવા. ૧૦૮.




ચોવીશ (૨૪) જિનાલય.

## ચોવીશ જિનાયતન



यदिस्थान मानाश्रये न्यूना धिक्यं देवकुले ।
पार्श्व पृष्टाग्र संख्येन तत्र दोषो न जायते ॥ १०९ ॥

કદાચ સ્થાન-જગ્યાનો આશ્રય જાણીને બાજુની દેરીઓ આગળ પાછળ વધારવી પડે અગર તેમાં ઓછા વધતુ કરવું પડે તો દોષ ન જાણવો કુલ સંખ્યા ૮૪, ૭૨, ૫૨, ૨૪ મેળવવી. ૧૦૯.

अग्रतः पृष्ठतश्चैव वाम दक्षिणतोऽपिवा ।
जिनेंद्रायतनं चैव पदवेधं विवर्जितम् ॥ ११० ॥

प्रासाद स्तंभ कर्णानां वेधद्वारेषु वर्जयेत् ।
प्रासाद मण्डपानां तु गर्भे कृत्वा सुख वहेत् ॥ १११ ॥



ચોવીશ (૨૪) જિનાલય.

ચોરાશી, બહોંતેર, બાવન કે ચોવીશ જિનાયતનની દેવકુલિકાઓ કરવામાં પ્રાસાદના આગળ–પાછળ, પડખે કે બધી બાજુમાં પદનો વેધ ન આવે તેમ રચના કરવી. પ્રાસાદના સ્તંભો અને ખુણાઓનો વેધ દ્વારમાં ન આવે તેમ કરવું, તેમ મૂળ પ્રાસાદના દ્વારમાં પણ વેધ ન આવે તેમ કરવું. સર્વ મંડપ પ્રાસાદના ગર્ભને અનુસરી કરવાથી સુખને આપનાર જાણવું. ૧૧૦, ૧૧૧.

लघुपदे कुलिकायां पक्षगर्भं च लोपयेत् ।
देवकुली गर्भगेहे ब्रह्म गर्भं न लोपयेत् ॥ ११२ ॥

ब्रह्म गर्भे यदिलुप्ते वेधदोषो महद् भयम् ।
क्वचित पार्श्वगर्भ लोपे तत्रदोषो न विद्यते ॥ ११३ ॥

જિનાલયના નાના પદો પર શિખર કરવામાં પડખાનો ગર્ભ લોપાય તો દોષ નથી. પરંતુ દેવકુલિકાના ગર્ભગૃહના શિખરનો ઉભો બ્રહ્મગર્ભ ન લોપવો. જો બ્રહ્મ ગર્ભ લોપાય તો વેધ દોષનો ભય ઉપજે. પરંતુ કદાચ ( નાના પદના કારણે ) પડખાના ગર્ભ લોપાય તો તેનો દોષ ન જાણવો. ૧૧૩

जिनायतं शुभ कार्यं सर्वज्ञैर्हि सुशिल्पिभिः ।
वास्तुज्ञाने स्वतः सिद्धः वास्तुवेत्ता देवसम् ॥ ११४ ॥

વાસ્તુશાસ્ત્રમાં પોતે સિદ્ધ થયેલા જ્ઞાનવાળા અને વાસ્તુના જાણવાવાળા દેવરૂપ એવા સર્વ કળાના જાણકાર તેવા સારા કુશળ શિલ્પીએ આવું અનેક ગુણોવાળું જિનાયતનું કામ બુદ્ધિ અને તર્કથી કરવું. ૧૧૪.



અગીયાર (૧૧) ગર્ભગૃહ પ્રાસાદ રચના.

शास्त्र विहिनापवादेना कथ्यते मुनिपुंगवैः ।
गुण दोषौ च विज्ञाय शिल्पी कुर्वंति बुद्धिमान् ॥ ११५ ॥

કદાચ કોઈ સમય કારણસર અપવાદરૂપ શાસ્ત્ર વિહિન માર્ગ ઋષિ મુનિઓએ કહ્યા હોય તો તેના ગુણદોષ જાણીને બુદ્ધિમાન શિલ્પીએ તેવું કાર્ય કરવું. ૧૧૫

क्वचित् शास्त्रविहिनं तु यदि कर्मज्ञधीमताम् ।
कर्मठे कुशले तस्मिन् वेध दोषो न जायते ॥ ११६ ॥

વાસ્તુ કર્મના બુદ્ધિમાન કર્મઠના જ્ઞાતા એવા કુશલ સ્થપતિને જો કદાચ એવા સંજોગોમાં અણુછુટકે શાસ્ત્ર વિહિન માર્ગે જવું પડે તો તે વેધ દોષ ન જાણવો.૧૧૬

अलिंद तलभूम्युच्चं देवकुली भुवस्तलम् ।
प्रणालं कारयेद्धिमान पूर्वतश्चाग्र भागत ॥ ११७ ॥

અલિંદ-પરસાળ-ચોકીની ભૂમિ કરતાં દેવકુલિકાના ગર્ભગૃહનુ ભૂમિ તલ ઉંચુ રાખવું અને તેનો ઢાળ આગળ પૂર્વમાં બુદ્ધિમાન શિલ્પીએ રાખવો. ૧૧૭.

गुणाश्च बहवो यत्र दोष एको भवेद्यदि ।
गुणाधिकं चाल्प दोषं कर्तव्यं नात्र संशय ॥ ११८ ॥

જે સ્થાપત્ય કામમાં ઘણા ગુણો હોય અને કોઇ એકાદ દોષ હોય તો તે દોષ ગણાતો નથી. તેવા અધિક ગુણવાળા અને અલ્પ દોષવાળાં કાર્ય નિર્દોષ છે તેમ જાણવું, તેમાં સંશય ન કરવો, અગ્નિકુંડમાં જલબિન્દુઓની સ્થિતિ જેવું તે જાણવું. ૧૧૮

अष्टापद् समोसर्पां शिखरं मेरुमानकम् ।
कृते भावकल्पांश क्षेत्रमानं न योजयेत् ॥ ११९ ॥

અષ્ટાપદ, સમવસરણ કે મેરુશિખરને શાસ્ત્રોમાં કહેલા એમના માન પ્રમાણ પ્રમાણે કરવાનું અશકય હોય તો ન કરવા, પરંતુ તેના વ્યવહારૂ કલ્પિત ભાગથી ભાવ દેખાડવો. ૧૧૯.

---

નોટ;- ચોરાશી જિનાયતન બીજા પ્રકારે પાછળ એકવીશ, બાજુમાં બાવીશ બાવીશ અને આગળ અઢાર મુખ્ય પ્રાસાદ મળી-ચોરાશી જિનયતન થાય. બાજુમાં મોટી દેરીઓને મહાધર કહે છે, તે દેવકુલિકાની સંખ્યામા ગણવી. અને ચાર ગર્ભે બલાણક કરવા તેવા ચોરાશી જિનાલયને જીણમાલા નામે જાણવુ રાણકપુર ધરણીવિહારપ્રાસાદ એ આ પ્રમાણે કૃતિ છે, એકસો અઠ જિનાયતન બુદ્ધિમાન શિલ્પીએ યુક્તિથી ગોઠવી લેવું.

# श्री जिन प्रतिमा लक्षण

## जिन स्वरुप

अरूपं रूपमापन्नं विश्वरूपं जगत्प्रभुम् ।
केवलं ज्ञान मूर्तिश्च वीतरागं जिनेश्वरम् ॥ १२० ॥

द्वि भूजश्चैक वक्त्रश्च बद्ध पद्मासन स्थितम् ।
लीयमान परब्रह्म जिन मूर्ति जगद्गुरुम् ॥ १२१ ॥

નિરાકાર અને વિશ્વરૂપ, જગતના પ્રભુ તથા કેવલ જ્ઞાનની મૂર્તિરૂપ વીતરાગ જિનેશ્વર સ્વરૂપાકારને પ્રાપ્ત થયેલા કરવા, બે ભુજાવાળા, એક મુખવાળા, પદ્માસન વાળીને બેઠેલા તથા પરબ્રહ્મના ધ્યાનમાં લીન થયેલી મુદ્રાવાળી જિનમૂર્તિ જગતગુરુ કરવા. ૧૨૦-૧૨૧.

## चतुर्विंशति तीर्थंकरो नाम :-

अत ऊर्ध्वं प्रवक्ष्यामि जिनान् तीर्थङ्करोभिधान् ।
चतुर्विंशति संख्यांश्च ऋषभोऽजित सम्भवा ॥ १२२ ॥

अभिनन्दन नामाच सुमतिः पद्मप्रभु स्तथा ।
सुपार्श्वश्चन्द्रप्रभुश्च सुविधिः स्यादय शीतलः ॥ १२३ ॥

श्रेयांसो वासुपूज्यश्च विमलोऽनन्त तीर्थकृत् ।
धर्मः शान्तिश्च कुन्थुश्चाऽरो मल्लिर्मुनि सुव्रतः ॥ १२४ ॥

नमि र्नेमिश्च पार्श्वश्च महावीरस्तथा स्मृतः ।
चतुर्विंशतिरर्हन्तः लोके पूज्यतमाः स्मृताः ॥ १२५ ॥

હવે તીર્થંકર જેમની સંજ્ઞા છે એવા ચોવીશ જિનેશ્વર ભગવાનનાં નામ કહું છું:-

(૧) ઋષભદેવ, (૨) અજિતનાથ, (૩) સંભવનાથ, (૪) અભિનંદન, (૫) સુમતિનાથ, (૬) પદ્મપ્રભુ (૭) સુપાર્શ્વનાથ, (૮) ચંદ્રપ્રભુ, (૯) સુવિધિનાથ, (૧૦) શીતલનાથ, (૧૧) શ્રેયાંસનાથ, (૧૨) વાસુપૂજ્ય, (૧૩) વિમલનાથ, (૧૪) અનંતનાથ, (૧૫) ધર્મનાથ, (૧૬) શાન્તિનાથ, (૧૭) કુંથુનાથ (૧૮) અરનાથ. (૧૯) મલ્લિનાથ (૨૦) મુનિસુવ્રત (૨૧) નમિનાથ, (૨૨) નેમિનાથ, (૨૩) પાર્શ્વનાથ, (૨૪) મહાવીર સ્વામી આ પ્રમાણે ચોવીશ અર્હંતોના નામ જાણવા અને તેઓ લોકમાં પૂજ્યતમ જાણવા. ૧૨૨ થી ૧૨૫.

# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

॥ त्र्योविंशतितमोऽध्यायः ॥

### जिनमूर्ति–वर्ण लांछनादि–यक्षयक्षिणीस्वरूपाध्यायः ॥ २३ ॥

ચોવીશ તીર્થંકરોના લાંછન

| | | | | |
|---|---|---|---|---|
| १ ऋषभदेव–सुवर्ण– वृषभ | २ अजितनाथ हाथी. | ३ संभवजिन सुवर्ण घोडा. | ४ अभिनंदन सुवर्ण वानर | ५ सुमतिजिन सुवर्ण क्रौंचपक्षी |
| ६ पद्मप्रभु रक्त कमल पद्म | ७ सुपार्श्व सुवर्ण स्वस्तिक | ८ चंद्रप्रभु श्वेत चंद्र. | ९ सुविधि श्वेत मगर | १० शीतल सौवर्ण श्रीवत्स |
| ११ श्रेयांश सुवर्ण गेंडो. | १२ वासुपूज्य रक्त पाडो. | | १३ विमल सौवर्ण वराह | १४ अनंत सौवर्ण सींचाणा. बाज |
| १५ धर्मनाथ सुवर्ण वज्र. | १६ शांतिनाथ –सुवर्ण– हरण. | १७ कुंथुनाथ बकरो. | १८ अरनाथ सौवर्ण नंद्यावर्त | १९ मल्लीनाथ नीलवर्ण कलश |
| २० मुनिसुव्रत श्याम कूर्म. | २१ नमिनाथ पीत नीलकमल | २२ नेमनाथ श्याम शंख. | २३ पार्श्वनाथ श्याम सर्प | २४ महावीर सौवर्ण सिंह. |

HARSHADROY. P. SOMPURA    PRABHASHANKER O. STHAPATY.

## वर्ण

रक्त पद्मप्रभुश्चैव पद्माभो वासुपूज्यकः ।
चन्द्र प्रभुश्च चन्द्राभो नेमिश्च नील वर्णकः ॥ १२६ ॥

मल्लिश्च पार्श्वनाथश्च नीला भौ च प्रकीर्तितौ ।
हेमत्विषो जिनाः शेषा रूपाणीति समासतः ॥ १२७ ॥

પદ્મ પ્રભુ-રક્ત વર્ણના, વાસુપૂજ્ય-પદ્મવર્ણ, ચંદ્રપ્રભુ-ચંદ્રના સમાન કાંતિવાળા, નેમિનાથ-નીલવર્ણના, તેમજ મલ્લિનાથ તથા પાર્શ્વનાથ પણ નીલવર્ણવાળા કહેલા છે, અને શેષ જિન દેવતાઓ સુવર્ણ જેવી કાન્તિવાળા જાણવા આ પ્રમાણે સંક્ષેપમાં વર્ણ સ્વરૂપ જાણવું. ૧૨૬-૧૨૭.

## लञ्छन

वृषो गजोऽश्वप्लवगौ क्रौञ्चोऽब्ज स्वस्तिकौ शशी ।
मकरः श्रीवत्सः भृङ्गी महिषः शूक स्तथा ॥ १२८ ॥

श्येनो वज्र मृगच्छागा नंद्यावर्त्तौ घटोऽपि च ।
कूर्मो नीलोत्पलं शङ्खो फणी सिंहोऽर्हतां ध्वजा ॥ १२९ ॥

(૧) વૃષ, (૨) હાથી, (૩) અશ્વ, (૪) વાંદરો, (૫) કૌંચપક્ષી, (૬) પદ્મ, (૭) સ્વસ્તિક, (૮) ચંદ્રમા, (૯) મગર, (૧૦) શ્રીવત્સ, (૧૧) ગેંડો, (૧૨) પાડો, (૧૩) સુવર, (૧૪) બાજ, (૧૫) વજ્ર, (૧૬) મૃગ, (૧૭) બકરો, (૧૮) નંદ્યાવર્ત, (૧૯) કુંભ, (૨૦) કૂર્મ, (૨૧) નીલકમલ, (૨૨) શંખ, (૨૩) સર્પ, (૨૪) સિંહ. આ અનુક્રમે અર્હંન દેવતાઓના ધ્વજ (લંછન) જાણવા. ૧૨૮, ૧૨૯.

## जन्म नक्षत्रः-

उत्तराषाढ रोहिण्यौ मृगशिर्ष श्रवणश्च ।
मघा चित्रा विशाखा चाऽनुराधा मूलमेव च ॥ १३० ॥

पूर्वाषाढा श्रुतिश्चैव शततारोत्तरापदे ।
रेवती पुष्य भरण्यौ कृतका रेवती क्रमात् ॥ १३१ ॥

अश्विनी श्रवणाश्विन्यौ तथा चित्रा विशास्तिका ।
उत्तराफाल्गुनी चेति जिनानां जन्म भानि वै ॥ १३२ ॥

(૧) ઉત્તરાષાઢા, (૨) રોહિણી, (૩) મૃગશીર્ષ, (૪) શ્રવણ, (૫) મઘા, (૬) ચિત્રા, (૭) વિશાખા, (૮) અનુરાધા, (૯) મૂલ, (૧૦) પૂર્વાષાઢા (૧૧) શ્રવણ, (૧૨) શતભિષા, (૧૩) ઉત્તરાભાદ્રપદ, (૧૪) રેવતી, (૧૫) પુષ્ય, (૧૬) ભરણી, (૧૭) કૃતકા, (૧૮) રેવતી (૧૯) અશ્વિની (૨૦) શ્રવણ (૨૧) અશ્વિની (૨૨) ચિત્રા (૨૩) વિશાખા (૨૪) ઉત્તરાફાલ્ગુન; આ ચોવીશ નક્ષત્રો અનુક્રમે જિન દેવતાઓનાં જન્મ નક્ષત્ર જાણવા. ૧૩૦ થી ૧૩૨.

## जन्म राशि :—

धनं वृषो मिथुनश्च मकरं सिंह कन्यके ।
तुला वृश्चिक नामा च धन धने मकर स्तथा ॥ १३३ ॥
कुम्भ मीनौ च मीनश्च कर्कमेषौ तथा वृषः ।
मीन मेषौ तथा चैव मकरो मेष कन्यके ॥ १३४ ॥
तुला कन्या तथैवेति राशयश्च ह्यनुक्रमात् ।
चतुर्विंशजिनानाञ्च एता वै जन्म राशयः ॥ १३५ ॥

(૧) ધન, (૨) વૃષ, (૩) મિથુન, (૪) મકર, (૫) સિંહ, (૬) કન્યા, (૭) તુલા, (૮) વૃશ્ચિક, (૯) ધન, (૧૦) ધન, (૧૧) મકર, (૧૨) કુંભ, (૧૩) મીન, (૧૪) મીન, (૧૫) કર્ક (૧૬) મેષ, (૧૭) વૃષ, (૧૮) મીન, (૧૯) મેષ, (૨૦) મકર, (૨૧) મેષ, (૨૨) કન્યા, (૨૩) તુલા અને (૨૪) કન્યા. આ ચોવીશ રાશિઓ અનુક્રમે જિન ભગવાનની જન્મ રાશિઓ જાણવી. ૧૩૩ થી ૧૩૫.

## चतुर्विंशति यक्ष नामाय :—

गोमुखश्च महायक्षः त्रिमुखो यक्षनायकः ।
तुम्बरुः कुसुमश्चापि मातङ्गो विजयोऽजित ॥ १३६ ॥
ब्रह्मचेश्वरश्चापि कुमारः षण्मुख स्तथा ।
पातालः किन्नरश्चैव गरुडश्च गन्धर्वकः ॥ १३७ ॥
यक्षेन्द्रश्च कुबेरश्च वरुणो भ्रकुटि स्तथा ।
गोमेध पार्श्व मातङ्गा कार्या अर्हदुपासकाः ॥ १३८ ॥

(૧) ગોમુખ, (૨) મહાયક્ષ, (૩) ત્રિમુખ, (૪) યક્ષનાયક, (ઇશ્વર), (૫) તુંબરૂ, (૬) કુસુમ, (૭) માતંગ, (૮) વિજય, (૯) અજિત, (૧૦) બ્રહ્મ, (૧૧) મનુજ (ઈશ્વર), (૧૨) કુમાર, (૧૩) ષણ્મુખ, (૧૪) પાતાલ, (૧૫) કિન્નર, (૧૬) ગરુડ, (૧૭) ગંધર્વ, (૧૮) યક્ષેન્દ્ર, (૧૯) કુબેર, (૨૦) વરૂણ, (૨૧) ભ્રકુટિ, (૨૨) ગોમેધ, (૨૩) પાર્શ્વ, (૨૪) માતંગ આ ચોવીશ જિન દેવતાઓના ક્રમે યક્ષો જાણવા. ૧૩૭થી૧૩૮.

# ચોવિશ જિન તીર્થંકરોના યક્ષ તથા યક્ષિણીઓ

## ૧ ઋષભદેવ પ્રભુ

गोमुख यक्ष



चक्रेश्वरी



## ૨ અજિતનાથ પ્રભુ

महायक्ष



अजिता



## ૩ સંભવનાથ પ્રભુ







## ૪ અભિનંદનસ્વામી પ્રભુ






## ૫ સુમતિનાથ પ્રભુ







## ૬ પદ્મપ્રભ પ્રભુ






## ૭ સુપાર્શ્વનાથ પ્રભુ







## ૮ ચંદ્રપ્રભપ્રભુ






## ૯ સુવિધિનાથ પ્રભુ







## ૧૦ શીતલનાથ પ્રભુ






## ૧૧ શ્રેયાંસનાથ પ્રભુ







## ૧૨ વાસુપૂજ્યસ્વામી



કુમાર યક્ષ



## ૧૩ વિમલનાથ પ્રભુ







## ૧૪ અનંતનાથ પ્રભુ






## ૧૫ ધર્મનાથ પ્રભુ







## ૧૬ શાંતિનાથ પ્રભુ









ભરત પ્રિન્ટરી, પાલીતાણા.

## ૧૭ કુંથુનાથ પ્રભુ







## ૧૮ અરનાથપ્રભુ






## ૧૯ મલ્લિનાથ પ્રભુ







## ૨૦ મુનિસુવ્રતસ્વામી






## ૨૧ નમિનાથ પ્રભુ







## ૨૨ નેમનાથ પ્રભુ






## ૨૩ પાર્શ્વનાથ પ્રભુ







## ૨૪ મહાવીરસ્વામી






## चतुर्विंशति यक्षिणी नामाय :—

चक्रेश्वर्यजिता बाला दुरितारिश्च कालिका ।
महाकाली तथा श्यामा शान्ता भृकुटितारिके ॥ १३९ ॥

अशोका मानवी चंडा विदिताचाङ्कुशी तथा ।
कंदर्पा निर्वाणी बाला धारिणी धरण प्रिया ॥ १४० ॥

नरदत्ता च गंधर्वाऽम्बिका पद्मावती तथा ।
सिद्धायिका च जैनानां क्रमाच्छासन देवताः ॥ १४१ ॥

(૧) ચક્રેશ્વરી, (૨) અજિતબાલા, (૩) દુરિતારિ, (૪) કાલિકા, (૫) મહાકાલી, (૬) શ્યામા, (૭) શાન્તા, (૮) ભ્રકુટિ, (૯) સુતારિકા, (૧૦) અશોકા, (૧૧) માનવી, (૧૨) ચંડા, (૧૩) વિદિતા, (૧૪) અંકુશી, (૧૫) કંદર્પા-પન્નગા, (૧૬) નિર્વાણી, (૧૭) બાલા-બલા-અચ્યુતા, (૧૮) ધારિણી, (૧૯) ધરણપ્રિયા, (૨૦) નરદત્તા, (૨૧) ગંધર્વા-ગાંધારી, (૨૨) અંબિકા, (૨૩) પદ્માવતી, (૨૪) સિદ્ધાયિકા. આ ચોવીશ યક્ષિણીઓ તીર્થંકરોની ક્રમે શાસનદેવીઓ જાણવી. ૧૩૯ થી ૧૪૧.

## षोडश विद्यादेवी नामाय :—

प्रथमा रोहिणी ज्ञेया प्रज्ञप्ति वंज्रश्रृखला ।
वज्राङ्कुशी समाख्याता चक्रेश्वरी तथैव हि ॥ १४२ ॥

नरदत्ताच कालीच महाकालीच गौरिका ।
गान्धारीच महाज्वाला विज्ञातव्याच मानवी ॥ १४३ ॥

वैरोट्या च्छुप्तिकाचैव मानसी महामानसी ।
इमे षोडश संख्याका विद्यादेव्यः शुभप्रदा ॥ १४४ ॥

(૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશંખલા, (૪) વજ્રાંકુશી, (૫) ચક્રેશ્વરી, (૬) નરદત્તા, (૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરિકા-ગૌરી, (૧૦) ગાન્ધારી, (૧૧) મહાજ્વાલા, (૧૨) માનવી, (૧૩) વૈરોટયા, (૧૪) અચ્છુપ્તિકા-અછુપ્તા, (૧૫) માનસી, (૧૬) મહા માનસી, આ જૈન શાશનમાં માનેલી સોળ વિદ્યાદેવીઓનાં નામ છે. આ વિદ્યાદેવીઓ કલ્યાણકારી જાણવી. ૧૪૨ થી ૧૪૪.

# यक्ष–यक्षिणी स्वरूप लक्षण

## १ गोमुख यक्ष

ऋषभे गोमुखो यक्षो हेमवर्णो गजासनः ।
वराक्षसूत्र पाशांश्च बीजपुरं करेषु च ॥ १४५ ॥

શ્રી ઋષભદેવ પ્રભુનો–ગોમુખ યક્ષ જાણવો, સુવર્ણના જેવા વર્ણવાળો હાથી પર બેઠેલ નીચેના જમણા હાથથી પ્રદક્ષિણક્રમે ચતુર્બાહુમાં વર, અક્ષમાલા, પાશ અને બીજોરાને ધારણ કરેલ છે. ૧૪૫

## १ अप्रति चक्रा

चक्रेश्वरी हेमवर्णा ताक्ष्या रूढाष्ट बाहुका ।
वरंबाण चक्रपाशौंऽकुश चक्राशनी धनुः ॥ १४६ ॥

ચક્રેશ્વરી–સુવર્ણવર્ણી, ગરૂડારૂઢ. આઠ ભુજાવાળી તથા વર, બાણ, ચક્ર, પાશ, અંકુશ, ચક્ર, વજ્ર અને ધનુષ આ આયુધો પ્રદક્ષિણ ક્રમે ધારણ કરેલી અપ્રતિચક્રા નામની યક્ષિણી જાણવી ૧૪૬

## द्वितीय भेदे चक्रेश्वरी

द्वादशभि र्भुजैर्युक्ता ह्यष्टचक्रा च वज्रके ।
मातुलिङ्गा भये चैव पद्मस्था गरुडोपरि ॥ १४७ ॥

બાર ભુજાવાળી, પદ્મના આસનવાળી, ગરૂડ ઉપર બેઠેલી તથા આઠ ચક્રો, બે વજ્રો. માતુલિંગ અને અભયધારિણી ચક્રેશ્વરી દ્વિતીય ભેદે જાણવી. ૧૪૭.

## २ महायक्ष

अजिते च महायक्षः श्यामश्च चतुराननः ।
अष्टबाहु र्गजारूढ आयुधैश्चर विभूपितः ॥ १४८ ॥

वरमुद्गराक्ष सूत्रपाशांश्च दक्षिणेष्वथ ।
बीजपुरका भयांकुश शक्ति र्वामदोष्णु च ॥ १४९ ॥

શ્રી અજિતનાથ પ્રભુનો–મહાયક્ષ જાણવો, શ્યામવર્ણનો, ચાર મુખવાળો, અષ્ટબાહુ સંયુક્ત, હાથીના વાહનવાળો, તથા દક્ષિણ હસ્તમાં વર, મુદ્ગર, માલા, પાશ તથા વામ હાથોમાં બીજોરૂ, અભય, અંકુશ અને શક્તિ ધારણ કરેલ છે. ૧૪૮, ૧૪૯.

## २ अजिता

लोहारूढाऽजिता देवी गौरवर्णा चतुर्भुजा ।
दक्षिण तो वरं पाशं बीजपुरं तथांकुशम् ॥ १५० ॥

અજિતાદેવી-બકરાના વાહનવાળી, ગૌરવર્ણી, ચાર ભુજાવાળી તથા દક્ષિણ ક્રમે વર, પાશ, બીજપુર અને અંકુશને ધારણ કરેલ છે. ૧૫૦.

## ३ त्रिमुख यक्ष

सम्भवे त्रिमुखश्चैव त्रिनेत्रः त्रिमुखाकृतिः ।
मयुरस्यासनं श्यामो षड्भुजश्च महाबलः ॥ १५१ ॥
नकुल गदा भयानि दक्षिणेष्वथ बाहुषु ।
मातुलिङ्ग नागायक्षसूत्रञ्च वामतः स्मृतम् ॥ १५२ ॥

શ્રી સંભવનાથ પ્રભુનો-ત્રિમુખ યક્ષ જાણવો, ત્રણ નેત્રવાળો, ત્રણ મુખવાળો, મયુરના વાહનવાળો, શ્યામવર્ણનો, છ બાહુવાળો, મહાબલી તથા દક્ષિણ હસ્તોમાં નોળીયો, ગદા અને અભય. વામ હસ્તોમાં બીજોરૂં, સર્પ અને માલાયુક્ત જાણવો. ૧૫૨

## ३ दुरातारी

मेषारूढा चतुर्हस्ता गौराभादुरितारिका ।
मालिकां वरदश्चैव फलञ्चा भयमेव हि ॥ १५२ ॥

દુરાતારી-ઘેટાના વાહનવાળી, ચાર ભુજાવાળી, ગૌરવર્ણની તથા માલા, વર, ફૂલ અને અભયયુક્ત જાણવી. ૧૫૨.

## ४ ईश्वर यक्ष

ईश्वरः श्यामवर्णश्च यक्षो वै गजवाहनः ।
मातुलिङ्गाक्ष सूत्रे च नकुलश्चाङ्कुसं दधत् ॥ १५३ ॥

શ્રી અભિનંદન પ્રભુનો-ઈશ્વર નામનો યક્ષ-શ્યામવર્ણનો, હાથીના વાહનવાળો તથા માતુલિંગ, અક્ષમાલા, નકુલ અને અંકુશને ધારણ કરનાર જાણવો. ૧૫૩.

## ४ कालो

श्यामाभा पद्मसंस्था च कालीदेवी चतुर्भुजा ।
दक्षिणे वरदं पाशं वामे नागाङ्कुशौ तथा ॥ १५४ ॥

કાલી-શ્યામ કાન્તિવાળી, પદ્મના ઉપર બેઠેલ, ચાર ભુજાવાળી તથા વર, પાશ, નાગ અને અંકુશ ધારિણી જાણવી. ૧૫૪.

## ५ तुम्बरू यक्ष

श्वेतश्चतुर्भुजश्चैव तुम्बरू स्तार्क्ष्य वाहनः ।
वरं शक्ति गदाश्चैव नागपाशं बिभर्ति यः ॥ १५५ ॥

શ્રી સુમતિનાથ પ્રભુનો તુમ્બરૂ નામનો યક્ષ જાણવો. શ્વેતવર્ણ, ચાર ભુજા, ગરૂડના વાહનવાળો તથા વર, શક્તિ, ગદા અને નાગપાશને ધારણ કરનાર છે. ૧૫૫

## ५ महाकाली

सुवर्णा भा महाकाली पद्मारूढा चतुर्भुजा ।
दक्षिण तो वरंपाशं मातुलिङ्गाङ्कुशौ तथा ॥ १५६ ॥

મહાકાલી સુવર્ણ સમાન કાન્તિવાળી, પદ્મારૂઢ તથા વર, પાશ, માતુલિંગ અને અંકુશ યુક્ત જાણવી ૧૫૬.

## ६ कुसुम यक्ष

कुसुमो नीलवर्णश्च यक्षकुरङ्गवाहनः ।
मातुलिङ्गाभयेचैव नकुलश्चाक्ष मालिकाम ॥ १५७ ॥

શ્રી પદ્મ પ્રભુનો કુસુમ નામનો યક્ષ જાણવો, નીલવર્ણ, મૃગવાહન તથા માતુલિંગ, અભય, નકુલ અને અક્ષમાલાને ધારણ કરનાર છે. ૧૫૭.

## ६ अच्युता

श्यामवर्णाच्युता देवी नरारूढा चतुर्भुजा ।
वरदश्च तथा बाणं धनुश्चाभयदं शुभा ॥ १५८ ॥

અચ્યુતા શ્યામવર્ણ, મનુષ્યના વાહનવાળી તથા વર, બાણ, ધનુષ્ય અને અભય યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૫૮.

## ७ मातंग यक्ष

मातङ्गो नीलवर्णश्च गजारूढश्चतुर्भुजः ।
दक्षिणे बिल्वपाशौ च वामे च नकुलाङ्कुशौ ॥ १५९ ॥

શ્રી સુપાર્શ્વ પ્રભુનો માતંગ યક્ષ, નીલવર્ણનો, ગજવાહન, ચાર ભુજા વાળો તથા દક્ષિણ હસ્તમાં બિલ્વફળ, પાશ. વામ હસ્તમાં નકુલ અંકુશ ધારણ કરેલ છે. ૧૫૯

## ७ शान्ता

शान्ता च हेमवर्णाभा गजारूढा चतुर्भुजा ।
वरदश्च तथा मालां शूलश्चाभयमेव च ॥ १६० ॥

શાન્તા–સુવર્ણના વર્ણ સમાન કાન્તિવાળી, હસ્તી વાહન તથા વર, માલા, શૂલ અને અભયયુક્ત હસ્તવાળી જાણવી. ૧૬૦.

## ८. विजय यक्ष

हरिद्वर्णश्च विज्ञेयो विजयो हंसवाहनः ।
त्रिनेत्रो द्वि भुजश्चैव चक्र मुद्गर संयुतः ॥ १६१ ॥

શ્રી ચંદ્રપ્રભુનો વિજય યક્ષ, લીલા વર્ણનો, હંસ વાહન, ત્રણ નેત્ર અને બે ભુજા તથા ચક્ર અને મુદ્ગરધારી જાણવો. ૧૬૧.

## ८ ज्वाला

ज्वाला च भ्रूकुटिः पीता हंसारूढा चतुर्भुजा ।
खड्गश्च मुद्गरश्चैव फलकं परशु तथा ॥ १६२ ॥

જ્વાલા–હંસના વાહનવાળી, પીળાવર્ણની તથા ખડગ, મુદ્ગર, ઢાલ અને પરશુ યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૬૨.

## ९ अजित यक्ष

अजितः श्वेतवर्णश्च कूर्मारूढ श्चतुर्भुजः ।
मातुलिङ्गाक्षसूत्रे च बिभ्रन्नकुल कुन्तकौ ॥ १६३ ॥

શ્રી સુવિધિનાથ–અજિત યક્ષ શ્વેતવર્ણ, કૂર્મનુ વાહન અને ચાર ભુજાવાળો તથા માતુલિંગ, અક્ષમાલા, નકુલ અને કુન્તક (ભાલો) ધારણ કરેલ જાણવો. ૧૬૩.

## ९ सुतारिका

गौरवर्णा सुतारा च वृषारूढा चतुर्भुजा ।
वरदं त्वक्ष सूत्रञ्च कलशञ्च तथाङ्कुशम् ॥ १६४ ॥

સુતારિકા–ગૌરવર્ણ વૃષભવાહન, વર, અક્ષસૂત્ર, કલશ અને અંકુશ યુક્ત ચાર ભુજા વાળી જાણવી. ૧૬૪

## १० ब्रह्म यक्ष

ब्रह्मश्चतुर्मुखो यक्षः श्वेतश्च कमलासनः ।
त्रिनेत्रोऽष्ट भुजो ज्ञेयो मातुलिङ्गश्च मुद्गरम् ॥ १६५ ॥
धत्ते पाशा भये चैव नकुलश्च गदाङ्कुशौ ।
दक्षिणाःध क्रमादक्षसूत्र श्चैवाष्ट बाहुषु ॥ १६६ ॥

શ્રી શીતલનાથ પ્રભુનો બ્રહ્મ યક્ષ, ચાર મુખ, શ્વેત વર્ણ, કમલના આસનવાળો, ત્રિનેત્ર, આઠ બાહુવાળો તથા માતુલિંગ મુદ્ગર, પાશ, અભય, નકુલ, ગદા, અંકુશ અક્ષસૂત્ર આ આઠ આયુધો દક્ષિણ કરના નીચેના ક્રમથી ધારણ કરેલ છે. ૧૬૫–૧૬૬

## १० अशोका

अशोका नीलवर्णाच पद्मारूढा चतुर्भुजा ।
वरदश्च तथा पाशं फलकश्चाङ्कुशं तथा ॥ १६७ ॥

અશોકા–નીલવર્ણ, પદ્મ પર બેઠેલી, વર, પાશ, ફલક અને અંકુશ, ચારભુજાવાળી જાણવી.

## ११ मनुज यक्ष

मनुजो धवलो ज्ञेयः त्रिनेत्रो वृषवाहनः ।
मातुलिङ्ग गदाश्चैव नकुलाक्षे चतुष्टये ॥ १६८ ॥

શ્રી શ્રેયાંસ પ્રભુનો મનુજ ( ઇશ્વર ) નામનો યક્ષ સફેત વર્ણનો, ત્રિનેત્ર વૃષભ-વાહન તથા માતુલિંગ, ગદા, નકુલ અને અક્ષસૂત્ર ધારી જાણવો. ૧૬૮.

## ११ मानवी

श्रीवत्सा मानवी देवी चन्द्राभा सिंहवाहना ।
वरदं मुद्गरश्चैव कलशश्च तथाङ्कुशम् ॥ १६९ ॥

માનવી ( શ્રી વત્સા ) ચંદ્રના સમાન કાન્તિવાળી, સિંહવાહિની તથા વર, મુદ્ગર, કલશ અને અંકુશ યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૬૯.

## १२ कुमारयक्ष

श्वेतवर्णः कुमारश्च हंसारूढश्चतुर्भुजः ।
बीजपुरं तथा बाणं नकुलं धारयन् धनुः ॥ १७० ॥

શ્રી વાસુપૂજ્ય સ્વામી–કુમાર નામનો યક્ષ, શ્વેતવર્ણ, હંસ વાહન, ચાર ભુજા, બીજપુર, બાણ, નકુલ અને ધનુષને ધારણ કરેલ છે. ૧૭૦.

## १२ चण्डा

चण्डा च प्रवरादेवी श्यामाश्वस्थाचतुर्भुजाः ।
वरदश्च तथा शक्ति प्रसूनश्च तथा गदाम् ॥ १७१ ॥

ચંડા ( પ્રવરા ) શ્યામવર્ણ, અશ્વારૂઢ તથા વર, શક્તિ, પુષ્પ અને ગદા યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૭૧.

## १३ षण्मुख यक्ष

षण्मुखः श्वेतवर्णश्च भुजै द्वादशभिर्युता ।
फलं चक्रं तथा बाणं खड्गं पाशाक्षसूत्रके ॥ १७२ ॥
नकुलं चक्र धनुषी फलश्चैवां कुशाभये ।
दक्षिणा ध, क्रमाद् धत्ते षण्मुखः शिखिवाहनः ॥ १७३ ॥

શ્રી વિમલનાથ પ્રભુનો ષણ્મુખ યક્ષ, શ્વેતવર્ણનો, છ મુખવાળો, બાર ભુજાવાળો મયુરવાહન, તથા ફલ, ચક્ર, બાણ, તલવાર, પાશ, અક્ષસૂત્ર, નકુલ, ચક્ર, ધનુષ, ઢાલ, અંકુશ અને અભય વિગેરે આયુધો દક્ષિણ, ક્રમથી ધારણ કરેલ છે. ૧૭૨, ૧૭૩

## १३ विदिता

विदिता विजया देवी पद्मस्था स्वर्णसन्निभा ।
शरं पाशं तथा धत्ते धनुर्नाग्रं चतुष्करे ॥ १७४ ॥

વિદિતા ( વિજયા ) પદ્મ પર બેઠેલા, સુવર્ણ સમાન વર્ણવાળી તથા બાણ, પાશ ધનુષ્ય અને સર્પયુક્ત ચાર ભુજાવાળી, જાણવી. ૧૭૪.

## १४ पाताल यक्ष

पाताल स्त्रिमुखो रक्तः षडभुजो नक्रवाहनः ।
पद्मं खडगं तथा पाशं नकुलं फलमालिके ॥ १७५ ॥

શ્રી અનંતનાથ પ્રભુનો પાતાલ નામે યક્ષ જાણવો. ત્રણ મુખવાળો, રક્ત વર્ણનો, છ હસ્ત યુક્ત, મકરના વાહનવાળો તથા પદ્મ, ખડગ, પાશ, નકુલ, ઢાલ અને અક્ષમાલા ધારણ કરનાર જાણવો. ૧૭૫.

## १४ अंकुशा

गौरवर्णाङ्कुशा देवी पद्मारूढा चतुर्भुजा ।
दक्षिणे खड्गपाशौ च वामे च फलकाङ्कुशौ ॥ १७६ ॥

અંકુશા ગૌરવર્ણ, પદ્મારૂઢ તથા ખડ્ગ, પાશ, ઢાલ અને અંકુશ સંયુક્ત ચતુર્ભુજા યુક્ત જાણવી. ૧૭૬.

## १५ किन्नर यक्ष

किन्नर स्त्रिमुखो रक्तः कूर्मवाहनषड्भुजः ।
बीजपूरं गदाभीती नकुलं पद्म मालिके ॥ १७७ ॥

શ્રી ધર્મનાથ પ્રભુનો કિન્નર નામનો યક્ષ જાણવો. ત્રણ મુખવાળો, રક્ત વર્ણનો કૂર્મ વાહનવાળો, છ હસ્ત તથા બીજપુર, ગદા, અભય, નકુલ, પદ્મ અને અક્ષમાલા યુક્ત જાણવો. ૧૭૭

## १५ कंदर्पा

कन्दर्पा पन्नगा देवी गौराभा मत्स्यवाहना ।
उत्पल श्चाकुशं धत्तेऽभयं पद्मं चतुष्टये ॥ १७८ ॥

કંદર્પા ( પન્નગા ) યક્ષિણીઃ– ગૌરવર્ણવાળી, મત્સ્ય વાહન, તથા કમલ, અંકુશ, અભય અને પદ્મયુક્ત ચારભુજા વાળી જાણવી. ૧૭૮.

## १६ गरुड यक्ष

क्रोडास्यो गरुडः श्यामो वराहस्थश्चतुर्भुजः ।
बीजपुरं तथा पद्म नकुलश्चाक्षसूत्रकम् ॥ १७९ ॥

શ્રી શાન્તિનાથ પ્રભુનો ગરૂડ નામનો યક્ષ સુવરના મુખવાળો, શ્યામ વર્ણનો, વરાહ (સૂવર) ઉપર આરૂઢ થયેલો, ચાર ભુજાવાળો તથા બીજપુર, પદ્મ, નકુલ અને અક્ષસૂત્રધારી જાણવો. ૧૭૯.

## १६ निर्वाणी

कनका भा च निर्वाणी पद्मारूढा चतुर्भुजा ।
पुस्तकश्चोत्पलं धत्ते सरोरुह कमण्डलू ॥ १८० ॥

નિર્વાણી :– સુવર્ણના જેવા વર્ણવાળી, પદ્મના આસનવાળી, તથા પુસ્તક, પોયણું, કમલ અને કંમડંલુ યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૮૦.

## १७ गन्धर्व यक्ष

गन्धर्वः श्यामवर्णश्च हंसारूढश्चतुर्भुजः ।
वरदश्च तथा पाशं मातुलिङ्गाङ्कुशौ दधन् ॥ १८१ ॥

શ્રી કુંથુનાથ પ્રભુનો ગંધર્વ નામનો યક્ષ શ્યામવર્ણ, હંસ પર બેઠેલો વર, પાશ, માતુલિંગ અને અંકુશ યુક્ત ચાર ભુજાવાળો જાણવો. ૧૮૧.

## १७ बाला

बालाभिधाच्युता देवी स्वर्णाभा शिखिवाहना ।
बीजपुरं त्रिशूलञ्च भुशुण्डिश्चोत्पलं तथा ॥ १८२ ॥

બાલા (અચ્યુતા) યક્ષિણી :- સુવર્ણના સમાન કાન્તિવાળી, મયુરના વાહનવાળી તથા બીજપુર, ત્રિશુલ, ભુશુંડિ, અને કમળયુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૮૨.

## १८ यक्षेन्द्र यक्ष

यक्षेन्द्रः षण्मुखः श्यामः त्रिनेत्रः शङ्ख वाहनः ।
द्वादशहस्त शोभाढ्यो यक्षश्चार जिनस्य तु ॥ १८३ ॥

बीजपुरं तथा बाणं खड्ग मुद्गर पाशकान् ।
अभय नकुलौ चापं फलं शूलाङ्कुशाक्षकान् ॥ १८४ ॥

શ્રી અરનાથ પ્રભુનો યક્ષેન્દ્ર નામનો યક્ષ જાણવો. છ મુખવાળો, શ્યામ વર્ણ, ત્રિનેત્ર, શંખના વાહનવાળો, બાર હસ્ત, બીજપુર, બાણ, ખડ્ગ, મુદ્ગર, પાશ, અભય, નકુલ, ધનુષ, ઢાલ, શૂલ, અંકુશ અને અક્ષમાલાધારી જાણવો. ૧૮૩, ૧૮૪.

## १८ धारिणी

धारिणी नीलवर्णा च पद्मारूढा चतुर्भुजा ।
मातुलिङ्गोत्पले धत्ते पद्माक्ष सूत्रके तथा ॥ १८५ ॥

ધારિણી :- નીલ વર્ણની, પદ્માસન તથા બીજોરૂં, કમલ, પદ્મ અને અક્ષમાલા સંયુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૮૫.

## १९ कुबेर यक्ष

कुबेर- कुबरो ज्ञेयो गजारूढ श्चतुर्मुखः ।
नीलवर्णोऽष्ट बाहुश्च वरदश्च त्रिशूलकम् ॥ १८६ ॥

परशुमभयश्चैव बीजपूरश्च मुद्गरम् ।
शक्तिं तथाक्षसूत्रश्च धारयनष्ट बाहुषु ॥ १८७ ॥

શ્રી મલ્લિનાથ પ્રભુનો કુબેર નામનો યક્ષ જાણવો. કુબડા આકારવાળો, હાથી

પર બેઠેલો, ચારમુખવાળો, નીલ વર્ણનો, આઠ બાહુ સંયુક્ત તથા વર, ત્રિશુલ, પરશુ, અભય, બીજપુર, મુદ્દગર, શક્તિ અને અક્ષસુત્ર, ધારણ કરેલ છે ૧૮૬, ૧૮૭.

## १९ वैराट्या

वैराट्या कृष्णवर्णा च पद्मारूढा चतुर्भुजा ।
मुक्तामालां वरश्चैव शक्तिश्च मातुलिङ्गकम् ॥ १८८ ॥

વૈરાટ્યા કૃષ્ણવર્ણ પદ્મના આસન પર બેઠેલ તથા મુક્તામાલા, વર, શક્તિ અને માતુલિંગને ધારણ કરેલ ચાર ભુજાવાળી જાણવી. ૧૮૮.

## २० वरूण यक्ष

श्वेतो वरुणोयक्षः त्रिनेत्रो वृषवाहनः ।
चतुराननं सूर्याक्षो जटा मुकुट भूषितः ॥ १८९ ॥

बीजपुर गदावाणान् शक्तिश्च नकुलोत्पले ।
कार्मुकं परशुश्चैव धारयत्यष्टवाहुषु ॥ १९० ॥

શ્રી મુનિસુવ્રતસ્વામીનો વરૂણ યક્ષ જાણવો. શ્વેત વર્ણનો, ત્રિનેત્ર, વૃષભના વાહનવાળો, ચાર મુખવાળો, પ્રત્યેક મુખે ત્રણ ત્રણ નેત્ર, જટાના મુકુટથી શોભિત તથા બીજપુર, ગદા, બાણ શક્તિ, નકુલ, કમલ, ધનુષ અને પરશુ આઠ ભુજાઓમાં ધારણ કરેલ છે. ૧૮૯, ૧૯૦.

## २० नरदत्ता

नरदत्ता च स्वर्णाभा भद्रासना चतुर्भुजा ।
वराक्षसूत्र संयुक्ता बीजपूरक शूलिका ॥ १९१ ॥

નરદત્તા :– સોનાના વર્ણ જેવી કાન્તિવાળી, ભદ્રાસન તથા વર, અક્ષસૂત્ર, બીજપુર અને શૂલ સંયુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૯૧.

## २१ भृकुटि यक्ष

भृकुटि हेमवर्णश्च त्रिनेत्रो वृषवाहनः ।
चतुर्मुखोऽष्टबाहुश्च द्वादशाक्ष विभूषितः ॥ १९२ ॥

बीजपुरं तथा शक्ति मुद्गरश्चाभयं तथा ।
नकुलं परशुं वज्रं धारयत्यक्षसूत्रकम् ॥ १९३ ॥

શ્રી નમિનાથ પ્રભુનો ભ્રકુટિ નામનો યક્ષ જાણવો. સુવર્ણ જેવા વર્ણવાળો, ત્રિનેત્ર, વૃષભ વાહનવાળો, ચાર મુખવાળો; આઠ બાહુ વાળો, પ્રત્યેક મુખ ત્રણ-ત્રણ નેત્રવાળો તથા બીજપુર, શક્તિ, મુદ્દગર, અભય, નકુલ, પરશુ, વજ્ર અને અક્ષમાલા ધારણ કરેલ છે. ૧૯૨, ૧૯૩.

## २१ गान्धारो

श्वेतवर्णाच गान्धारी हंसारूढा चतुर्भुजा ।
वरद खड्ग संयुक्ता बीजपूरककुन्तिका ॥ १९४ ॥

ગાન્ધારી-શ્વેતવર્ણ, હંસવાહન તથા વર, ખડ્ગ, બીજપુર અને કુન્તક (ભાલા) ધારિણી—જાણવી. ૧૯૪.

## २२ गोमेध यक्ष

गोमेधः षड्भुज श्यामः त्रिमुखो नरवाहनः ।
बीजपूरं तथा पर्शुं चक्रश्च नकुल तथा ॥ १९५ ॥

त्रिशूलश्च तथा शक्ति षड्भुजेषु बिभर्ति यः ।
यक्ष श्री नेमनाथस्य कर्तव्यो लक्षणैर्युतः ॥ १९६ ॥

શ્રી નેમનાથ પ્રભુનો ગોમેધ નામનો યક્ષ છ બાહુ, ત્રિનેત્ર, શ્યામ વર્ણ અને મનુષ્યના વાહનવાળો, તથા બીજપુર, પરશુ, ચક્ર, નકુલ, શૂલ અને શક્તિધારી, લક્ષણ સંપન્ન જાણવો ૧૯૫, ૧૯૬

## २२ अम्बिका

अम्बा च स्वर्ण सन्निभा सिंहारूढा चतुर्भुजा ।
आम्रालीश्च तथा पाशं धत्तेचांकुश पुत्रकान् ॥ १९७ ॥

અંબિકા-સુવર્ણ સમાન કાન્તિવાળી, સિંહ ઉપર બેઠેલી, તથા આમ્રાલી (આંબાની ડાળ) પાશ, અંકુશ અને ઢીંચણ ઉપર પુત્રને ધારણ કરેલી ચાર ભુજાવાળી જાણવી ૧૯૭

## २३ पार्श्व यक्ष

फणा भूषा शिरः पार्श्वः कूर्मारुढो गजाननः ।
बीजपूरोरगौ नागं नकुलं श्यामवर्णकः ॥ १९८ ॥

શ્રી પાર્શ્વનાથ પ્રભુનો પાર્શ્વ નામે યક્ષ, સર્પની ફણા જેના મસ્તક ઉપર ભૂષણ રૂપ રહેલી છે, કાચબાના વાહનવાળા, હાથીના મુખવાળા, શ્યામવર્ણ, તથા બીજપુર, સર્પ, નાગ અને નકુલધારી જાણવા. ૧૯૮.

## २३ पद्मावती

पद्मावती च स्वर्णाभा कुर्कुट सर्पवाहना ।
पद्म पाशान्विता सव्वे फलकांकुश संयुता ॥ १९९ ॥

પદ્માવતી સુવર્ણના સમાન કાન્તિવાળી, કુર્કટ નામના સર્પના વાહનવાળી તથા પદ્મ, પાશ, ફલક અને અંકુશ સંયુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૧૯૯

## २४ मातंग यक्ष

मातङ्ग श्यामवर्णश्च द्विभुजो गजवाहनः ।
दक्षिणे नकुलं धत्ते बीजपूरश्च वामतः ॥ २०० ॥

શ્રી મહાવીર સ્વામીનો માતંગ નામે યક્ષ, શ્યામ વર્ણનો, બે હસ્ત અને હાથીના વાહનવાળા, દક્ષિણ હસ્તમાં નકુલ અને વામ હસ્તકમાં બીજપૂરધારી જાણવા ૨૦૦.

## २४ सिद्धायिका

सिद्धायिका हरिद्वर्णा सिंहारूढा चतुर्भुजा ।
पुस्तकश्च भयं धत्ते वीणां वै मातुलिङ्गकम् ॥ २०१ ॥

સિદ્ધાયિકા લીલાવર્ણની, સિંહારૂઢ તથા પુસ્તક, અભય, વીણા અને માતુલિંગ યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૨૦૧

# विद्यादेवी – स्वरूप लक्षण

## १ रोहिणी

सुरभि वाहनारूढा गौरवर्णा तु रोहिणी ।
अक्ष बाण धनुः खड्ग समन्वित चतुष्करा ॥ २०२ ॥

રોહિણી-સુરભિ ( ગાય ) ના વાહનવાળી, ગૌરવર્ણ તથા અક્ષમાલા બાણ, ધનુષ અને તલવાર યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૨૦૨

# ૧૬ વિદ્યાદેવીઓ

૧




૨




૩




૪



૫




૬




૭




૮



૯




૧૦




૧૧




૧૨



૧૩




૧૪




૧૫




૧૬



## २ प्रज्ञप्ति

प्रज्ञप्तिः श्वेतवर्णा च मयुरवरवाहना ।
वरद शक्ति संयुक्ता सशक्ति मातुलिङ्गका ॥ २०३ ॥

પ્રજ્ઞપ્તિ - શ્વેતવર્ણની, મયુરના શ્રેષ્ઠ વાહનવાળી તથા જમણા હાથમાં વર, શક્તિ અને ડાબા હાથમાં શક્તિ અને માતુલિંગ ધારણ કરેલ છે. ૨૦૩

## ३ वज्रशृङ्खला

चतुर्भुजा च शङ्खाभा पद्मस्था वज्रशृङ्खला ।
वरदशृङ्खला युक्ता शृङ्खलापद्म संयुता ॥ २०४ ॥

વજ્રશંખલા-શંખના સમાન કાન્તિવાળી, પદ્મના આસનવાળી, જમણા હસ્તમાં વર, શૃંખલા (સાંકળ) અને ડાબા હસ્તમાં શૃંખલા અને પદ્મ યુક્ત ચાર ભુજાવાળી જાણવી. ૨૦૪.

## ४ वज्राङ्कुशी

वज्राङ्कुशी गजारुढा कनकाभा चतुर्भुजा ।
वरदं वज्रकं धत्तेऽङ्कुशञ्च मातुलिङ्गकम् ॥ २०५ ॥

વજાંકુશા - હાથી ઉપર બેઠેલી, સુવર્ણ સમાન કાન્તિવાળી તથા વર, વજ્ર, અંકુશ અને માતુલિંગને ધારણ કરનારી ચાર ભુજાવાળી જાણવી. ૨૦૫.

## ५ चक्रेश्वरी

गरुडस्था तडिद्वर्णाऽप्रतिचक्रा चतुर्भुजा ।
चक्रेश्वरीति या ख्याता चक्रयुक्त चतुष्करा ॥ २०६ ॥

ચક્રેશ્વરી, ગરૂડ વાહન, વીજળીના સમાન કાન્તિવાળી, ચક્ર યુક્ત ચાર ભુજાવાળી અપ્રતિચક્રા પણ કહેવાય. ૨૦૬.

## ६ नरदत्ता

नरदत्ता च हेमाभा महिषी वाहनस्थिता ।
वरद् खड्ग संयुक्ता खेटक मातुलिङ्गिका ॥ २०७ ॥

નરદત્તા-સુવર્ણના સમાન કાન્તિવાળી, ભેંસના વાહન ઉપર બેઠેલી, જમણા હાથમાં વર, ખડ્ગ અને ડાબા હાથમાં ઢાલ, માતુલિંગ જાણવું. ૨૦૭.

## ૭ काली

काली तु कृष्णवर्णा स्यात्पद्मासना चतुर्भुजा ।
अक्षसूत्र गदा वज्राऽभय युक्त चतुष्करा ॥ २०८ ॥

કાલી-શ્યામવર્ણ, પદ્મના આસન પર બેઠેલ, તથા અક્ષમાલા, ગદા, વજ્ર અને અભયયુક્ત ચાર ભુજાયુક્ત જાણવી. ૨૦૮

## ८ महाकाली

महाकाली तमालाभा पुरूषवाहन स्थिता ।
अक्ष सूत्रं तथा वज्रं धत्तेऽभयश्च घंटिकाम् ॥ २०९ ॥

મહાકાલીઃ- તમાલવૃક્ષના સમાન કાન્તિવાળી, પુરુષના વાહનવાળી તથા અક્ષમાલા, વજ્ર, અભય અને ઘંટને ધારણ કરેલ ચાર ભુજાવાળી જાણવી. ૨૦૯.

## ९ गौरी

गौरी कनकवर्णाभा गोधावाहन संस्थिता ।
वरद् मूसलाक्षाब्ज समन्वित चतुष्करा ॥ २१० ॥

ગૌરી-સુવર્ણના જેવી કાન્તિવાળી, ઘોના વાહન ઉપર બેઠેલી તથા વર, મૂસલ, અક્ષમાલા અને કમલ સહિત ચાર ભુજાવાળી જાણવી. ૨૧૦.

## १० गान्धारी

गान्धारी नीलवर्णा च कमलासन संस्थिता ।
वरदं मूसलं वज्रमयश्चैव बिभ्रती ॥ २११ ॥

ગાંધારી-નીલવર્ણા, કમલાસનવાળી તથા વર, મૂસલ, વજ્ર અને અભય ધારિણી ચતુર્ભુજાવાળી જાણવી. ૨૧૧

## ११ महाज्वाला

मार्जार वाहना नित्यं ज्वालोद्भासिकद्वया ।
शशांक धवला ज्वाला देवी भद्रंददातुनः ॥ २१२ ॥

મહાજ્વાલા-બિલાડાના વાહનવાળી, અગ્નિની જ્વાલાથી જેના બંન્ને હાથો શોભાયમાન છે, અને ચંદ્રની કાન્તિ સમાન શ્વેત વર્ણવાળી હે દેવી અમારૂં કલ્યાણ કરો. ૨૧૨

## १२ मानवी

मानवी श्यामवर्णा च कमलस्था चतुर्भुजा ।
वरद् पाश शाखाक्ष सूत्रांलंकृत हस्तका ॥ २१३ ॥

માનવી:— શ્યામ વર્ણ, કમલના ઉપર બેઠેલી તથા વર, પાશ, પલ્લવ યુકત શાખા અને અક્ષમાલા વડે અલંકૃત ચાર ભુજાવાળી જાણવી. ૨૧૩

## १३ वैरोट्या

वैरोट्या श्यामवर्णा चाजगरासन संस्थिता ।
सव्ये खड्गोरगौ धत्ते वामे खेटक पन्नगो ॥ २१४ ॥

વૈરોટ્યા:— શ્યામવર્ણવાળી અજગર પર સ્થિત તથા ખડ્ગ, સર્પ, ઢાલ અને સર્પ યુકત ચાર ભુજવાળી જાણવી. ૨૧૪

## १४ अच्छुप्ता

अच्छुप्ता च तडिद्वर्णा तुरगवाहन स्थिता ।
खड्ग बाण धनुःखेट विभूषित चतुर्भुजा ॥ २१५ ॥

અચ્છુપ્તા—વિજળીના સમાન વર્ણવાળી અશ્વના વાહનવાળી તથા ખડ્ગ, બાણ, ધનુષ્ય અને ઢાલ યુકત ચાર ભુજાવાળી જાણવી. ૨૧૫.

## १५ मानसी

मानसी धवलाभा च हंसवाहन संस्थिता ।
वरद वज्रवज्राक्ष वलयान्वित बाहुका ॥ २१६ ॥

માનસી, ધોળી કાન્તિવાળી, હંસ ઉપર બેઠેલી તથા વર, વજ્ર અને વજ્ર, અક્ષમાલા અને કંકણયુકત ચાર ભુજાવાળી જાણવી ૨૧૬

## १६ महामानसी

सिंहासन समासीना धवला महामानसी ।
वरासि खेटकेर्युक्ता कुण्डया चैव चतुर्भुजा ॥ २१७ ॥

મહામાનસી ( માગદેવી ) સિંહ ઉપર બેઠેલી ધોળાવર્ણવાળી તથા વર, તલવાર, ઢાલ અને કુંડિકાયુકત ચારભુજાવાળી જાણવી. ૨૧૭

## देवीओना आयुध उर्ध्व प्रमाण

आयुधं जिनदेवीनां केशान्ता दधिकं नहि ।
कृते कारापकः स्वामी गृहकर्ता विनश्यति ॥ २१८ ॥

જિનદેવીના આયુધ કેશાન્તથી અધિક ઉંચા કરવાં નહિ, જો અધિક ઉંચા કરવામાં આવે તો, કરાવનાર ગૃહસ્વામીનો વિનાશ થાય. ૨૧૮

## श्री जिनदेव अष्टो प्रतिहारा नाम

इन्द्र इन्द्रजयश्चैव माहेन्द्रो विजयस्तथा ।
धरणेन्द्रः पद्मकश्च सुनामः सुरदुन्दुभिः ॥ २१९ ॥

ઈન્દ્ર, ઈન્દ્રજય, માહેન્દ્ર, વિજય, ધરણેન્દ્ર, પદ્મક, સુનાભ અને સુરદુન્દુભિઃ આ આઠ જિનદેવતાઓના પ્રતિહાર જાણવા. ૨૧૯.

फलं वज्राङ्कुशौ दण्ड मिन्द्र इन्द्रजय स्तथा ।
दो वज्रौ फलदण्डौ च माहेन्द्रो विजयोद्भवः ॥ २२० ॥

वज्रा भय फणी दण्डैर्धरणेन्द्रश्च पद्मकः ।
फलं वंशी द्वयं दण्डः सुनामः सुरदुन्दुभि ॥ २२१ ॥

ફલ, વજ્ર, અંકુશ અને દંડધારી ઈન્દ્ર તથા આ આયુધો સવ્યાપસવ્ય કરવાથી ઇન્દ્રજય પૂર્વદિશ વામદક્ષિણ ભાગે રહેલા પ્રતિહાર જાણવા.

વજ્ર, વજ્ર ફલ અને દંડધારી માહેન્દ્ર તથા આ આયુધો સવ્યાપસવ્ય કરવાથી વિજય નામના દક્ષિણ દિશાના વામ દક્ષિણ ભાગે રહેલા પ્રતિહાર થાય.

વજ્ર, અભય, સર્પ અને દંડધારી સુનાભ તથા સવ્યાપસવ્ય યોગે પદ્મક નામ થાય. પશ્ચિમ દિશાના વામદક્ષિણ ભાગે રહેલા પ્રતિહાર જાણવા.

ફલ, વાંશળી વાંશળી અને દંડધારી સુનાભ તથા સવ્યાસવ્ય યોગે સુરદુન્દુભિ નામના ઉત્તર દિશાના પ્રતિહાર જાણવા. ૨૨૦, ૨૨૧,

इत्यष्टौ च प्रतिहारा वीतरागे प्रकीर्तिताः ।
नगरादिपुर ग्रामे सर्वे विघ्न प्रणाशनाः ॥ २२२ ॥

આ પ્રમાણે વીતરાગ દેવતાના આઠ પ્રતિહારો કહ્યા છે, એ નગર વિગેરે તેમજ પુર અને ગામમાં વિઘ્નનો નાશ કરનારા જાણવા. ૨૨૨

## જિન અષ્ટદિક્ પ્રાતિહારો



पूर्वे इद्रजय INDRAJAYA



पूर्वे इद्र INDRA



दक्षिणे विजय VIJAYA



दक्षिणे माहेद्र MAHENDRA



ભરત પ્રિન્ટરી, પાલીતાણા.

## समवसरण सिंहासन लक्षण

श्री आदिनाथनेमी च पार्श्वौ वीरश्चतुर्थकः ।
चक्रेश्वर्यम्बिका पद्मावती सिद्धायिकेति च ॥ २२३ ॥

कैलास समोवसरणं सिद्धिवर्ति सदा शिवम् ।
सिंहासनं धर्मचक्र मुपरीतात पत्रकम् ॥ २२४ ॥

શ્રી આદિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને ચોથા મહાવીર સ્વામી તથા ચક્રેશ્વરી, અંબિકા, પદ્માવતી અને સિદ્ધાયિકા દેવી યુક્ત કૈલાસ સમવસરણ જાણવું. તે સિદ્ધિદાયક અને સદા કલ્યાણકારી છે. સિંહાસન, ધર્મચક્ર તથા છત્ર સંયુક્ત કરવું. ૨૨૩, ૨૨૪.

## गृहप्रासाद वर्जीत तीर्थंकर.

नेमिश्च मल्लिनाथश्च वीरो वैराग्यकारकाः ।
त्रयो वै मन्दिरे स्थाप्याः शुभदा न गृहेमताः ॥ २२५ ॥

વૈરાગ્યવાન નેમિનાથ, મલ્લિનાથ અને મહાવીરસ્વામી. આ ત્રણ તીર્થંકરોને દેવાલયમાં જ સ્થાપવા. ગૃહમંદિરમાં સ્થાપવા શુભકર્તા નથી. ૨૨૫.

ऋषभादिजिन पंक्तिः स्थाप्या दक्षिणतः सदा ।
चतुर्विंश जिनालये सर्वस्मिन्सृष्टि मार्गतः ॥ २२६ ॥

શ્રી ઋષભદેવ આદિ જિનેશ્વરની પંક્તિ જમણીબાજુથી સૃષ્ટિ માર્ગે સ્થાપવી. ચોવીશ જિનાલયમાં તથા સમસ્ત જિનાલયોમાં આ રીતે સમજવું. ૨૨૬.

चतुर्विंशति पृथक्त्वे जिनानां च द्वासप्ततिः ।
मूलनायको भवेद्यस्तु तस्य स्थाने सरस्वती ॥ २२७ ॥

जिनालयेजिनं कुर्यादंते कुर्यात् सरस्वतीम् ।
सरस्वती जिनश्चैव ह्यन्योन्यमवरोधकम् ॥ २२८ ॥

ચોવીશ જિનાલયોમાં પૃથક-પૃથક ભેદો વડે (ભૂત, ભવિષ્ય અને વર્તમાનના ભેદો વડે) બોંતેર જિનાલય થાય છે, જે મૂળનાયક હોય તેના સ્થાને સરસ્વતીદેવી કરવી અને જિનાલયમાં તો જિનદેવતા કરવા, પાછળના અંત ભાગે સરસ્વતી કરવી. સરસ્વતી અને જિનદેવતા પરસ્પર એક બીજાના અવરોધ કર્તા જાણવા. ૨૨૭, ૨૨૮.

## श्री जिन प्रतिमा लक्षण

नामसङ्ख्या समाख्याता प्रयुक्ता वास्तुवेदके ।
चतुर्विंशत्यषभाद्या वर्धमानान्तका स्तथा ॥ २२९ ॥

ऋषभादि परीवारो दुर्गमो वर्णशंकरः ।
तेन चांगुल संख्या वै प्रतिमामान कर्मणि ॥ २३० ॥

શ્રી ઋષભાદિથી શ્રી વર્ધમાન સ્વામી સુધીના ચોવીશ તીર્થંકરોની વાસ્તુવેદમાં વર્ણવેલી નામ સખ્યા પૂર્વે કહી છે શ્રી ઋષભાદિ પરિવાર વર્ણની મિશ્રતાને લીધે તેમનાં સ્વરૂપ લક્ષણ જાણવાં અત્યત કઠિન છે તેથી પ્રતિમાના માનના કાર્યમાં અંગુલ સંખ્યાના પ્રમાણથી પ્રતિમાનુ સ્વરૂપ કહ્યું છે. ૨૨૯, ૨૩૦.

## प्रतिमा मान

प्रासादमाने स्यादर्चा द्वारमाने विशेषतः ।
प्रमाणं द्वारमानेन ह्यन्यथा निष्फलं भवेत् ॥ २३१ ॥

પ્રાસાદમાને પ્રતિમા કરવી પરંતુ વિશેષતઃ દ્વારમાને કરવી શુભ છે. કારણ કે પ્રતિમાનુ માન દ્વારમાને લેવું સારૂં અન્યથા નિષ્ફળ થાય છે. ૨૩૧.

अर्चा चोत्पन्नमानेन द्वाराधिपाज्जिनोदयः ।
प्रासादो वीतरागस्यनो शाखोदर मध्यमः ॥ २३२ ॥

ઉત્પન્ન થયેલા માને કરેલી શ્રી જિનદેવની અર્ચા (પ્રતિમા) દ્વારપાલથી ઉંચે સ્થાપવી તથા વીતરાગનો પ્રાસાદ જેની શાખાઓનુ ઉદર મધ્ય માનનું છે એવો કરવો નહિ અર્થાત્ વીતરાગના પ્રાસાદમાં દ્વારની પહોળાઈ મધ્ય માનની કરવી નહિ ૨૩૨

देवलोक त्रिलोकेषु न वै शस्या तथार्चिता ।
जयः स्यादधमेमाने शाखोदरं न लंघयेत् ॥ २३३ ॥

મધ્યમમાનના દ્વારના માને કરેલી પ્રતિમાની પૂજા સ્વર્ગલોક તેમજ ત્રિલોકમાં પ્રશંસનીય થતી નથી. કનિષ્ઠમાનનું દ્વાર કરવાથી જય થાય છે. માટે તે સિવાયના માને કરી શાખોદરનું ઉલ્લંઘન કરવું નહિ. ૨૩૩.

## स्थित प्रतिमा चतुर्विध प्रमाण

आद्यं द्वारश्च पादोनं प्रान्ते शाखोदरीतथा ।
त्रिधा भक्तश्च कर्तव्यं प्रमाणश्च चतुर्विधम् ॥ २३४ ॥

દ્વારમાને પ્રતિમા કરવાનું ચાર પ્રકારનુ પ્રમાણ નીચે પ્રમાણે જાણવું. પ્રથમ દ્વારની પહોળાઇના ચારભાગ કરી તેમાંથી એક ભાગ છોડી ત્રણ ભાગની, બીજું શાખોદરના અંતભાગ સુધીની, ત્રીજું શાખાઓના ઉદરમાં પ્રવેશતી અને ચોથું ત્રણ ભાગ કરી બે ભાગની પ્રતિમા કરવી. ૨૩૪.

## त्रिविध मान

पञ्चमात्रं प्रान्तद्वारं विस्तरार्धमलंकृतम् ।
त्रिधा मानश्च कर्तव्यमर्चा चतुर्मुखा यदा ॥ २३५ ॥

ચોમુખ પ્રાસાદમાં ચારે દિશામાં પ્રતિમા સ્થાપન કરવાને દ્વારમાને પ્રતિમામાન નીચે પ્રમાણે ત્રિવિધ માન લેવું પાંચ ભાગ કરી ચાર ભાગે દ્વારના પ્રાન્ત ભાગે અને પહોળાઇના અર્ધ ભાગે શોભાયમાન પ્રતિમામાન કરવું. ૨૩૫.

चतुर्विंशति ऋषभादौ वर्धमानान्तकं तथा ।
ऋषभादि परिवारे दुःखदं वर्णसंकरम् ॥ २३६ ॥

न समांगुल संख्या च प्रतिमा मानकर्मणि ।
उपविष्टस्य देवस्य ऊर्ध्वस्य प्रतिमा भवेत् ॥ २३७ ॥

द्विविधा पादपद्मस्था पर्यंकासनमाश्रिता ।
वामो दक्षिण जंघोर्वो–रुपयङ्के करावपि ॥ २३८ ॥

दक्षिणो वाम जंघायां, तत्पर्यंकासनं शुभम् ।
देवस्यौर्द्धस्थितस्यर्त्वा, जानुलंबि भुजद्वया ॥ २३९ ॥

જિન તીર્થંકરો ઋષભદેવથી વર્ધમાનસ્વામી સુધીનાં ચોવીશ છે. તે પ્રતિમાઓ અને પરિકરના પાષાણુ વર્ણસંકર હોય તો દુઃખ દેનાર જાણવા પ્રતિમાની ઉંચાઈનુ પ્રમાણુ એકી અંગુલ રાખવું. બેકી અંગુલના પ્રતિમા નહિ કરવા. જિન પ્રતિમા બે પ્રકારના થાય છે, તેમાં એક ઉભા (કાઉસગ્ગ રૂપે) અને બીજા પદ્માસને–બેઠેલા હોય છે. પર્યંકાસન કોને કહેવુ ? પ્રથમ જમણી જંઘા પર ડાબો પગ અને ડાબો હાથ સ્થાપન કરવો. અને ડાબી જંઘા ઉપર જમણો પગ અને જમણો હાથ મૂકવો.

તેને પર્યંકાસન કહે છે. હવે ઉભી કાયોત્સર્ગ પ્રતિમાનુ સ્વરૂપ કહું છું. બે ભુજાઓ ગોઠણ સુધી લંબાવેલ હોય, છાતીમાં ઉષ્ણીક અને માથે ત્રણ છત્ર અને ફરતા ચોવીશ જિન પરિવાર વાળી હોય તે ઉભી જિન પ્રતિમા જાણવી. ૨૩૬ થી ૨૩૯.

अन्योन्य स्कंधान्त स्तिर्यक्रसूत्र निपातनात् ।
केशान्ता श्चलयोर्मध्ये सूत्रैक्या चतुरस्त्रिका ॥ २४० ॥

(૧) એકથી બીજા ગોઠણ સુધીનુ આડું સૂત્ર, (૨) જમણા ઢીંચણથી ડાબા ખંભા સુધીનુ બીજું સૂત્ર, (૩) ડાબા ઢીંચણથી જમણા ખંભા સુધીનું ત્રીજું સૂત્ર અને (૪) કપાલ પરના કેશથી પાટલી-મથાળા સુધીનું ચોથું સૂત્ર. એ રીતે પ્રતિમા સમચતુરસ્ત્ર જાણવી. ૨૪૦.

## प्रतिमा–मान

नवतालं भवेद्रुपं तालः स्याद् द्वादशांगुलः ।
अंगुलानि कम्बायाः किंतु रुपस्य तस्य हि ॥ २४१ ॥

उर्ध्वमान मष्टोत्तरशतं तु विश्वकर्मणा ।
उर्ध्व प्रतिमा मानं तु आसीनाच अतः शृणु ॥ २४२ ॥

ઉભી જિન પ્રતિમા નવ તાલની કરવી. તે તાલ ૧૨ અંગુલનો જાણવો. પણ તે હસ્તનો અંગુલ નહિ, પણ પ્રતિમાના વિભાગનો જાણવો. એ રીતે ઉભી પ્રતિમા ૧૦૮ વિભાગની વિશ્વકર્માએ કહી છે તેમ ઉભી પતિમાનુ માન કહ્યું હવે બેઠી પ્રતિમાના વિભાગ સાંભળો. ૨૪૧, ૨૪૨

पंचतालं समुत्सेधे चतुस्तालं तु विस्तरे ।
तालैक विभक्तादौ अंगुलानां चतुर्दश ॥ २४३ ॥

तेनां गुण प्रमाणेन षट् पञ्चाशत् समुच्छ्रितम् ।
विस्तरं तत्प्रमाणेन विभाजयेद् विचक्षणः ॥ २४४ ॥

अथैते अंगुलानां च यन्मानां यस्य कारयेत् ।
आसीन प्रतिमामानं षटपञ्चाशद् विभाजितम् ॥ २४५ ॥

બેઠી જિન પ્રતિમાની ઉંચાઇ પાંચ તાલ, અને વિસ્તાર ચાર તાલનો જાણવો. (કાર્યની સુલભતાને માટે) અહીં એક તાલના ચૌદ વિભાગ (અંગુલ) જાણવા. તે પ્રમાણે ગણુતાં ઉંચાઈ સીત્તેર અંગુલ એક તાલ ભાગ દેતા ઉંચાઇ છપ્પન આંગળની કરવી. અને વિસ્તાર પણ તે પ્રમાણે વિચક્ષણ શિલ્પીએ રાખવી. છપ્પન ભાગ પર્યંકાસન પ્રતિમાની પહોળાઈ જાણવી. ૨૪૩ થી ૨૪૫.

## उर्ध्वस्थ प्रतिमा अंगविभाग

भाल नासा हनु ग्रीवा ह्यनूनाभीर्गुह्यमूरूकः ।
जानु जंघे तथा पादौ स्थानान्येकादशानिच ॥ २४६ ॥

चतुः पञ्च चतुर्वहिर्दिशश्चैव चतुर्दश ।
सूर्या जिन श्चतुर्जिना वेदाश्चेति ह्यनुक्रमात् ॥ २४७ ॥

લલાટ ૪ ભાગ, નાસિકા ૫ ભાગ, હડપચી ૪ ભાગ, ગ્રીવા ૩ ભાગ, હૃદય ૧૦ ભાગ, નાભિ ૧૪ ભાગ, ગુહ્ય ૧૨ ભાગ, સાથળ ૨૪ ભાગ, ગોઠણ ૪ ભાગ, પગ-જંઘા ૨૪ ભાગ, અને પગ ૪ ભાગ, કુલ ઉંચાઈના ૧૦૮ અંગુલ કેશાન્ત સુધી જાણવા. જિનેશ્વરનું કેશ સ્થાન ૫ અંગુલ તેમાં કેશ ૩ ભાગ અને ૨ અગુલ શિખા ઉન્નત કરવી. ૨૪૬, ૨૪૭.

द्वादशाङ्गुल विस्तीर्णमायतं द्वादशाङ्गुलम् ।
मुखं कुर्यात् स्वके शान्तं त्रिधातश्च यथाक्रमम् ॥ २४८ ॥

બાર અંગુલ લબાઈમાં અને બાર અંગુલ વિસ્તારમાં કેશ સિવાય મુખ કરવું તેમાં ૪ અંગુલ કપાલ, ૪ અગુલ લાંબી નાસિકા ૪ અંગુલ મુખદાઢી સહિત કરવું.

## मानहीन निषिद्ध

अन्यथा च न कर्तव्यं मानहीनं न कारयेत् ।
क्रियते बहुदोषाः स्युः सिद्धिस्तु न जायते ॥ २४९ ॥

શિલ્પીએ માન પ્રમાણ છોડી કાર્ય કરવું નહિ તેમજ કર્તાએ માન-પ્રમાણ રહિત કાર્ય કરાવવું નહિ જો તેમ કરવામાં આવે તો ઘણા દોષો થાય અને કાર્યમાં લાભ મળે નહિ. ૨૪૯.

## शास्त्रहीन निषिद्ध

निर्दोषा जायमाना स्यात् शिल्पिदोषे महद्भयम् ।
शास्त्रहीनं न कर्तव्यं स्वामि सर्व धनक्षयः ॥ २५० ॥

શાસ્ત્ર પ્રમાણાનુસાર નિર્દોષ પ્રતિમા કરવામાં આવે તો સિદ્ધિ પ્રાપ્ત થાય, પરંતુ શિલ્પીથી માન પ્રમાણમાં દોષ થાય તો મોટો ભય ઉત્પન્ન થાય તેમજ શાસ્ત્રના પ્રમાણ રહિત પ્રતિમા કરવામાં આવે તો કરાવનાર સ્વામીના સમસ્ત ધનનો નાશ થાય.

## अंगुल माने शुभाशुभ

एकाङ्गुला भवेत् श्रेष्ठा द्वयङ्गुला धन नाशिका ।
त्र्याङ्गुला वृद्धिदा ज्ञेया वर्जयेत चतुरङ्गुलाम ॥ २५१ ॥

पञ्चाङ्गुला भवेद् वृद्धिरुद्वेगश्च षडङ्गुला ।
सप्ताङ्गुला नवा वृद्धिर्हीना चाष्टाङ्गुला सदा ॥ २५२ ॥

नवाङ्गुला सुतं दधाद् दव्यहानि र्दशाङ्गुला ।
एकादशां गुल बिम्बं सद्यः कामार्थ सिद्धिदम् ॥ २५३ ॥

એક અંગુલની ઉંચી પ્રતિમા શ્રેષ્ઠ, બે અંગુલની ધનનો નાશ કરનાર, ત્રણ અંગુલ પ્રતિમા વૃદ્ધિ કરનારી, ચાર અગુલની પ્રતિમા કરવી નહીં, પાંચ અંગુલ વૃદ્ધિ કરનાર, છ અંગુલ ઉદ્વેગ કરનારી, સાત અંગુલની નવીન ધનાદિની વૃદ્ધિ કરનાર, આઠ અંગુલની ન કરવી. નવ અંગુલની પુત્ર આપનારી, દસ અંગુલ દ્રવ્યહાનિ કરનારી અગીયાર અંગુલની ઉંચી પ્રતિમા તરત કામ અને અર્થને સિદ્ધ કરનારી જાણવી.

## प्रतिमा शुभ रेखा–

नंद्यावर्त वसुन्धराधर एय श्रीवत्स कूर्मोपमाः ।
शङ्ख स्वस्तिकहस्ति गोवृषनिभाः शक्रेन्दु सूर्योपमा ॥ २५४ ॥

छत्र स्त्रग्ध्वज लिंग तोरण मृगप्रासादपद्मोपमाः ।
वज्राभा गरुडोपमाश्च शुभदा रेखाः कपर्दोपमाः ॥ २५५ ॥

પાષાણ અથવા લાકડાની મૂર્તિમાં નંદ્યાવર્ત, શેષનાગ, અશ્વ, શ્રીવત્સ, કૂર્મ, શંખ, સ્વસ્તિક, હસ્તિ, ગાય, વૃષભ, ઈન્દ્ર, ચંદ્ર, સૂર્ય, છત્ર, માલા, ધ્વજા, શિવલિંગ, તોરણ, હરણ, પ્રાસાદ, કમલ, વજ્ર, ગરૂડ અને શિવના સમાન રેખા હોય તો તે શુભ જાણવી. ૨૫૪, ૨૫૫.

## प्रतिमाऽशुभ रेखा–

हृदये मस्तके भाले ह्यशयोः कर्णयोर्मुखे ।
उदरे पृष्ठ संलग्ने हस्तयोः पादयोरपि ॥ २५६ ॥

एतेष्वङ्गेषु सर्वेषु रेखालाञ्छन नीलिका ।
बीम्बानां यत्र दृश्यन्ते त्यजेत्तानि विचक्षणः ॥ २५७ ॥

अन्य स्थानेषु मध्यस्था त्रास फाट विवर्जिता ।
निर्मल स्निग्ध शान्ता च वर्णसारूप्य शालिनी ॥ २५८ ॥

હૃદય, મસ્તક, કપાલ અને ખભા, બે કાન, મુખ, પેટ, પૃષ્ઠભાગ, બે હાથ, અને બન્ને પગ. આ સર્વ અંગે આસમાની અથવા કાલી રેખાઓ અર્થાત્ લીંટા હોય તો એવી પ્રતિમાને પંડિતોએ અવશ્ય વર્જવી ઉપર બતાવેલા અંગ સિવાય બીજે ઠેકાણે હોય તો તે પ્રતિમા મધ્યમ જાણવી. પરંતુ ખરાબ તીરાડો કે ચીરા આદિ દુષણથી રહિત સ્વચ્છ, ચિકણી, ઠંડી અને પોતાના રંગની રેખાઓવાળી હોય તો તે દોષકર્તા જાણવી નહી. ૨૫૮.

## हीनांगे दोष लक्षण

एतत्प्रमाणकं प्रोक्तमूर्ध्वं प्रासादपूजिता ।
उर्ध्वदृष्टि र्द्रव्यनाशा दुर्भिक्षाय कृशोदरी ॥ २५९ ॥

जन्घाहीना भवेद् भक्षा कटिर्हीना च घातिनी ।
अधोहीनाति दुखाय शिल्पिनो भोगवर्जिताः ॥ २६० ॥

वक्रनासादिकश्चैव करक्षीणे न लोपना ।
भाले नखे मुखे चैव क्षीणेऽधिके कुलक्षयः ॥ २६१ ॥

विशाला क्षीणसंपत्तिर्नाभि लम्बे कुलक्षयः ।
कक्षा लम्बे वियोगश्च सौम्या सर्वार्थसिद्धिदा ॥ २६२ ॥

रोदन्ती च हसन्ती च मदिकाङ्गा च शिल्पिना ।
कृशाद्रव्यविनाशाय दुर्भिक्षाय कृशोदरी ॥ २६३ ॥

वक्रनाशाति दुःखाय ह्रस्वांगाक्षय कारिणी ।
अनेत्रा नेत्रनाशाय शिल्पी स्याद् भोगवर्जितः ॥ २६४ ॥

जायते प्रतिमाहीने कटिह्रासे च घातिनी ।
जङ्घाहीने भवेद् भ्रातृपुत्रमित्र विनाशिनी ॥ २६५ ॥

ग्रीवाहीनेऽत्र विज्ञेयो ग्रीवारोगो न संशयः ।
स्कंधहीने तु विज्ञेयः स्त्रीनाशो निरुपग्रहः ॥ २६६ ॥

हृदिहीने च निःशेषो बाहुहीनेऽपराक्रमः ।
हीनहस्ते च स्त्रीहानिः पृष्ठहीने तथाऽसुखम् ॥ २६७ ॥

पार्श्वहीने च विज्ञेयो गृहस्यापि परिक्षयः ।
उरुक्षये विजानीयात् कुटुम्बस्य विनाशिनी ॥ २६८ ॥

नाभि प्रदेशहीने तु व्याधि स्तत्र प्रकोपितः ।
अनाहृता च रिक्ता च शुक्लानां क्षयकारिणी ॥ २६९ ॥

उदरं क्षपयेद्यस्तु भार्या तस्य च नश्यति ।
जानु न क्षपयेद्यस्तु पुत्रैः सह विवर्धते ॥ २७० ॥

जङ्घा यस्य प्रहीयेत प्रवासं तस्य निर्दिशेत ।
अति दीर्घाणि दृश्यानि गो ब्राह्मण विनाशिनी ॥ २७१ ॥

આ પ્રમાણે પ્રતિમાની ઉંચાઈનું પ્રમાણ કહ્યું. તેમાં એકી સંખ્યાએ પ્રતિમા ઉંચી કરવી શુભ છે અને આવી ઉંચી પ્રતિમા પ્રાસાદમાં પૂજવી. પ્રતિમાની દૃષ્ટિ ઉંચી રાખે તો દ્રવ્યનો નાશ કરનારી અને પેટનો ભાગ પાતળો કરે તો દુષ્કાળ પાડનારી થાય. જંઘાહીન (પ્રમાણથી પાતળી) પ્રતિમા કરે તો ભક્ષણ કરનારી, કટિ હીન થાય તો કર્તા –કારયિતાનો ઘાત કરનારી અને નીચેના ભાગે હીન થાય તો અત્યંત દુઃખકર્તા તથા શિલ્પીઓના સુખને હાનિકર્તા થાય. નાસિકા, મુખ પગ આદિ વાંકા હોય તેમજ હાથ પાતળા થાય તો કુલનો નાશકર્તા તથા કપાલ, નખો અને મુખાદિ પાતળા અથવા પ્રમાણથી અધિક થાય તો કુલક્ષણકારી જાણવી.

પ્રમાણથી પ્રતિમા વિશાળ (મોટી લાંબી) કરે તો સંપત્તિનો ક્ષય કરે, નાભિનો ભાગ લાંબો હોય તો કુલનો ક્ષય કરે, કાખનો ભાગ લાંબો હોય તો ઈષ્ટનો વિયોગ થાય અને સૌમ્ય સ્વરૂપની કરે તો સર્વ પ્રકારના અર્થોની સિદ્ધિ આપનારી જાણવી. શિલ્પીએ પ્રતિમા રડતી, હસતી અથવા મદ ભરેલી અંગોવાળી કરી હોય તો તે હાનીકર્તા જાણવી, પાતળી દ્રવ્ય નાશ કરનારી, પાતળા પેટવાળી દુર્ભિક્ષ કરનારી થાય છે

વાંકા નાકવાળી પ્રતિમા ઘણુ દુ:ખ કરનારી છે, પ્રમાણથી નાના અંગોવાળી ક્ષય કરનારી છે. ચક્ષુ વગરની ચક્ષુ નાશ કરનારી અને શિલ્પીને દુઃખ દેનાર છે, પ્રમાણથી રહિત પ્રતિમા કરે તો તેમજ કમરનો ભાગ પાતળો અને જાડો કરે તો ઘાતકર્તા થાય, જંઘા હીન કરે તો ભાઈ, પુત્ર અને મિત્રાદિનો વિનાશ કર્તા થાય. ગ્રીવા–કંઠહીન પ્રતિમા કરવાથી કંઠરોગ થાય, એમાં સંશય નહિ કરવો. સ્કંધહીન પ્રતિમા કરે તો સ્ત્રીનો નાશ અને ગ્રહનો ઉપદ્રવ થાય.

હૃદય હીન થાય તો નિઃશેષ (નિઃસંતાન), બાહુ હીન કરે તો પરાક્રમ રહિત, હસ્ત હીન કરે તો સ્ત્રીની હાનિ અને પૃષ્ઠ ભાગે હીન થાય તો દુઃખ કર્તા થાય, પડખાના ભાગે હીન થાય તો ગૃહનો નાશ જાણવો, અને છાતીના ભાગે હીન થાય તો કુટુંબનો નાશ કરનારી થાય.

નાભી ભાગે હીન પ્રતિમા વ્યાધિનો પ્રકોપ કરે તથા અયોગ્ય અંગ વાળી અને યોગ્ય અંગોથી રહિત પ્રતિમા પુણ્ય કર્મોથી ક્ષયકારિણી જાણવી.

શિલ્પી પ્રતિમાનું ઉદર (પેટ) પ્રમાણથી પાતળું કરી નાખે તો તેની સ્ત્રીનો નાશ થાય અને જે પ્રતિમાના જાનુ ભાગો પ્રમાણથી પાતળા કરતો નથી તે પુત્રો સાથે વૃદ્ધિને પ્રાપ્ત થાય છે.

જે પ્રતિમા જંઘા હીન કરે તેને પ્રવાસ કરવો પડે, પ્રમાણથી મોટા નેત્રોવાળી પ્રતિમા ગો–બ્રાહ્મણોનો નાશ કરનારી જાણવી તથા વિકરાળ મુખવાળી અને નીચી દૃષ્ટિવાળી પ્રતિમા ક્ષય અને વ્યાધિઓના ભયને પેદા કરે છે. ૨૫૯ થી ૨૬૩.

## प्रतिमा दोषादि

मानाधिकं न कर्तव्यं मानहीनं न कारयेत् ।
क्रियते बह्वो दोषाः सिद्धिस्तत्र न जायते ॥ २७२ ॥

अज्ञाने क्रियते यस्तु शास्त्रं चैव न ज्ञायते ।
न दोषो यजमानस्य शिल्पिदोषो महद् भयम् ॥ २७३ ॥

હવે પ્રતિમાના દોષો કહે છે શાસ્ત્રમાં કહેલા માનથી વધારે કે ઓછા માનની પ્રતિમા કરવી નહીં કેમ કે તેમાં ઘણા દોષો થાય છે તેનાથી કાર્યની સિદ્ધિ થતી નથી. જે શાસ્ત્રને ન જાણતો હોય તેવા અજ્ઞાન શિલ્પીએ કરેલા કાર્યનો દોષ યજમાન (કાર્ય કરાવનાર) ને લાગતો નથી, પરંતુ શિલ્પીને મહાભય ઉપજાવનાર દોષ લાગે છે.

## प्रतिमा संस्कार

धातु लेप्यादि प्रतिमा अंगभंगं च स्करेत् ।
काष्ठ पाषाण निष्पन्ना: संस्काराहापुनर्नहि ॥ २७४ ॥

ધાતુ કે લેપની મૂર્તિ જો અંગ ભંગ થઈ હોય તો તેને સુધરાવી સંસ્કાર યોગ્ય થાય છે. પરંતુ કાષ્ટ કે પાષાણની મૂર્તિ જો અંગ ખંડિત થઈ હોય તો ફરી સંસ્કારને યોગ્ય નથી. ૨૭૪.

नखांगुलो बाहुनासा पादभंगे ष्वनुक्रमात् ।
जनभीति देश भंगो बन्धनं कुलधन क्षय ॥ २७५ ॥

જો પ્રતિમા (૧) નખે ખંડિત થઇ હોય તો લોકનિંદાનો ભય. (૨) આંગળીએ ખંડિત થઇ હોય તો દેશ ભંગ (૩) હાથે ખંડિત થઈ હોય તો બંધન-કેદ. (૪) નાકે ખંડિત થઇ હોય તો કુલનાશ. (૫) પગે ખંડિત થઇ હોય તો કુલ અને લક્ષ્મીનો નાશ આ રીતે ખંડિત પ્રતિમાના અશુભ ફળ જાણવા. ૨૭૫.

प्रतिमा काष्ट लेपा श्मदंत-चित्रायसां गृहे ।
न्युनाधिका परिवार रहिता नैव पूजयेत् ॥ २७६ ॥

પ્રતિમા કાષ્ઠની, લેપની કે પાષાણ, દાંત અને ચિત્રની માનથી ન્યુનાધિક હોય કે પરિવાર રહિત હોય તો તે ગૃહસ્થના ગૃહે પૂજવી નહિ. ૨૭૬.

अर्थहृत् प्रतिमेत्ताना चिंत्ता हेतुरधोमुखी ।
अथापदे तिरश्चीना नीचोच्या तु विदेशदा ॥ २७७ ॥

अन्याय द्रव्य निष्पन्ना परिवारस्तु समुद्भवा ।
न्युनाधिकांगी प्रतिमा सपरिवार नाशिनी ॥ २७८ ॥

ઉચા મુખવાળી પ્રતિમા દ્રવ્યનો નાશ કરે, નીચા મુખવાળી પ્રતિમા ચિંતા કરાવે, તીરછી નજરવાળી પ્રતિમા આપત્તિ લાવે, ઉંચી નીચી પ્રતિમા દેશવટો દેવડાવે, અન્યાયથી પેદા કરેલી ધનથી પ્રતિમા બનાવી હોય તો અથવા ઓછા વધતા અંગવાળી પ્રતિમા હોય તો આ સર્વ દોષવાળી પ્રતિમાના કારણે કુટુંબ પરિવારનો નાશ થાય. ૨૭૭, ૨૭૮.

नख केशा भूषणादि शस्त्रवस्त्राद्यलंकृतिः ।
विषमा व्यंगिता नैव दुषयेन् मूर्ति मंगलम् ॥ २७९ ॥

शान्ति पुष्टयादि कृत्यैश्च पुनः साच समीकृता ।
पुनः रथोत्सवं कृत्वा प्रतिमा अर्चयेच्छुभा ॥ २८० ॥

જો પ્રતિમાના નખ, કેશ, આભૂષણ અસ્ત્ર, શાસ્ત્રો કે વસ્ત્રો અને અલંકાર-આભૂષણો ખંડિત કે વાંકા હોય તો પણ તેના અંગના કારણે તે દોષિત ગણાતી નથી. તે મંગલમય જાણવી. તેવી પ્રતિમાને ફરી સમુદ્ધાર કરી શાન્તિપૌષ્ટિક કાર્યોથી ફરી રથયાત્રાદિનો મહોત્સવ ઉજવી તે પ્રતિમા પૂજવી તે શુભ છે. ૨૭૯, ૨૮૦.

अंगो पांगैश्च प्रत्यागैः कथञ्चित् व्यंगदूषितम् ।
विसर्जयेत् तां प्रतिमामन्यमूर्ति प्रवेशयेत् ॥ २८१ ॥

या खड्डिताश्च दग्धाश्च विशीर्णाः स्फुटितास्तथा ।
न तासां मंत्र संस्कारो गताश्च तत्र देवताः ॥ २८२ ॥

ઉપર કહ્યું તે સિવાય જો પ્રતિમાના અંગ ઉપાંગ કે પ્રત્યાંગ ખંડિત થયા હોય તો તેનું વિસર્જન કરીને બીજી પ્રતિમાનો વિધિથી પ્રવેશ કરાવવો, કારણ કે ખંડિત બળેલી, શીર્ણ-વિશીર્ણ કે તડકેલી-ફાટેલી પ્રતિમામાં મંત્ર સંસ્કાર રહેતા નથી તેમજ દેવપણુ રહેતું નથી. ૨૮૧, ૨૮૨.

अतीताब्दशतं यत्स्याद्यच्च स्थापित मुत्तमैः ।
तद् व्यंगमपि पूज्यं स्याद् बिम्ब तन्निष्फल नहि ॥ २८३ ॥

જો પ્રતિમાની પ્રતિષ્ઠા સો વર્ષ પહેલાં થઈ હોય અને તે કોઈ ઉત્તમ આચાર્ય કે મહાપુરૂષોએ સ્થાપિત કરેલી હોય તે બિંબ પ્રતિમા અંગવ્યંગ હોય તો પણ પૂજવાને યોગ્ય છે. તેની પૂજા નિષ્ફલ જતી નથી ૨૮૩.

पतना द्व्यगिता देवास्तेषां दुरितमुद्धरेत् ।
स्वप्नोत्सव यात्रासु पुनः रूपाणि अर्चयेत् ॥ २८४ ॥

જે જુની પ્રતિમા પડવાથી સામાન્ય ખંડિત થઇ હોય તો તેનો સમુદ્ધાર કરીને સ્વપ્નાદિ રથયાત્રા ઉત્સવ કરીને ફરી પૂજા શરૂ કરવી. ૨૮૪.

## प्रासाद माने प्रतिमा प्रमाण–

प्रासादतुर्य भागस्य समाना प्रतिमा मता ।
उत्तमाय कृते सा तु कार्यैं कोनाधिकांगुला ॥ २८५ ॥

अथवा स्वदशांशेन हीनः समधिकः स च ।
कार्या प्रासाद पादस्य शिल्पिभिः प्रतिमा सदा ॥ २८६ ॥

सर्वेषामपि धातुनां रत्नस्फटिकयोरपि ।
प्रवालस्य च बिम्बेषु शिल्पिमानं यदृच्छाया ॥ २८७ ॥

પ્રાસાદ રેખાએ હોય તેના ચોથા ભાગના ઉદયની પ્રતિમા કરવી. ઉત્તમ આય લાવવા માટે એક બે અંગુલ ઓછા વત્તુ કરવું અથવા તો ચતુર્થાંશમાં દસમો ભાગ

અધિક કે હીન કરી તે માનની પ્રતિમા શિલ્પીએ બનાવવી સર્વ પ્રકારની ધાતુની રત્નની, સ્ફટિકની કે પ્રવાલની પ્રતિમા હોય તો પ્રાસાદનું પ્રમાણ ન લેતા શિલ્પીએ પોતાની ઇચ્છાનુસાર કરવી. ૨૮૫ થી ૨૮૭.

## गर्भगृह माने प्रतिमा प्रमाण–

तृतीयांशेन गर्भस्य प्रासादे प्रतिमोत्तमा ।
मध्यमा स्वदशांशेन पञ्चमांशोना कनीयसी ॥ २८८ ॥

પ્રાસાદના ગર્ભગૃહના ત્રીજા ભાગે પ્રતિમા ઉત્તમ માનની જાણવી. તેનો દશમો ભાગ હીન કરતાં મધ્ય માનની અને પાંચમો ભાગ હીન કરે તો કનિષ્ઠ માનની પ્રતિમા જાણવી. ૨૮૮

## उर्ध्वस्थ प्रतिमा मान–

एकहस्ते तु प्रासादे मूर्ति रेकादशांगुला ।
दशांगुला ततो वृद्धिः यावद् हस्तचतुष्टयम् ॥ २८९ ॥

द्वयांगुला दशहस्तान्ता शताद्धान्तां गुलस्य च ।
अतो विंशदशांशोना मध्यमार्चा कनीयसी ॥ २९० ॥

એક હસ્તના પ્રાસાદને અગિયાર અંગુલની ઉભી મૂર્તિ કરવી આ રીતે ચાર હસ્ત સુધીના પ્રાસાદોને હસ્તે હસ્તે દશ અંગુલ વૃદ્ધિ કરવી. પાંચથી દશ હસ્ત સુધીના પ્રાસાદને હસ્તે બબ્બે અંગુલ વૃદ્ધિ કરતા જવું દસથી પચાશ હસ્ત સુધીના પ્રાસાદને પ્રત્યેક હસ્તે એકેક અંગુલવૃદ્ધિ કરતાં જવું તે ઉત્તમ માન જાણવું. તો વિશમો ભાગ હીન કરે તો મધ્યમાન અને દશમો ભાગ હીન કરે તો કનિષ્ટમાન પ્રતિમાનું જાણવું. ૨૮૯, ૨૯૦.

## आसनस्य प्रतिमामान–

हस्तादेवेंद हस्तांते षड्वृद्धिः स्यात् षडंगुला ।
तदूर्ध्वं दशहस्तान्ता त्र्यङ्गुला वृद्धिरिष्यते ॥ २९१ ॥

एकाङ्गुला भवेद् वृद्धि-र्यावत् पञ्चाशद्धस्तकम् ।
विंशत्येकाधिका ज्येष्ठा विंशत्योना कनीयसी ॥ २९२ ॥

उर्ध्वस्था प्रथमा प्रोक्ता आसनस्था द्वितीयका ॥ २९३ ॥

એક હસ્તથી ચાર હસ્ત સુધીના પ્રાસાદને પ્રત્યેક હસ્તે છ છ અંગુલનું બેઠી પ્રતિમાનું માન જાણવું, ત્યાર પછી પાંચથી દશ હસ્ત સુધીના પ્રાસાદને પ્રત્યેક હસ્તે ત્રણ ત્રણ અંગુલ વધારતા જવું, અગિયારથી પચાસ હસ્ત સુધીના પ્રાસાદને પ્રત્યેક હસ્તે એકેક અંગુલ વૃદ્ધિ કરતાં જવું, આવેલ માનથી વીશમો ભાગ વધારવાથી જેષ્ઠમાન અને વીશમો ભાગ હીન કરવાથી કનિષ્ઠ માન જાણવું, એ રીતે આગળ જે પહેલાં કહ્યું તે ઉભી પ્રતિમાનું માન અને આ બીજું બેઠી પ્રતિમાનું માન જાણવું. ૨૯૧ થી ૨૯૩

## प्रतिमा पद स्थापन

प्रासाद गर्भे गेहार्धभित्तितः पञ्चधाकृते ।
यक्षाद्याः प्रथमे भागे सर्वदेवा द्वितीयके ॥ २९४ ॥

जिनार्क स्कंधकृष्णानां प्रतिमाश्चतृतीयके ।
ब्रह्मा चतुर्थके भागे लीङ्गमीशस्य पञ्चमे ॥ २९५ ॥

પ્રાસાદના ગર્ભગૃહના અડધામાં પાછળની ભીતિ તરફથી પાંચ ભાગ કરવાં. ભીતિથી પહેલા ભાગમાં યક્ષાદિ, બીજા ભાગમાં સર્વદેવ, ત્રીજા ભાગમાં જિન, સૂર્ય, કાર્તિકેય, કૃષ્ણની પ્રતિમા સ્થાપન કરવી. ચોથા ભાગમાં બ્રહ્મા અને પાંચમાં ભાગમાં એટલે મધ્યમાં શિવલીંગની સ્થાપના કરવી. ૨૯૪, ૨૯૫

## दृष्टि निर्णय—

द्वारशाखाष्टभिर्भागैरधः एक द्वितीयकैः ।
मुक्त्वाष्टमं च भागैकं यो भागः सप्तमः पुनः ॥ २९६ ॥

तथापि सप्तमे भागे गजायस्तत्र पातयेत् ।
प्रासादे प्रतिमादृष्टिः कर्तव्या तत्र शिल्पिभिः ॥ २९७ ॥

પ્રાસાદના દ્વારશાખના નીચેથી એક, બે ત્રણ એ ક્રમથી આઠ ભાગ કરવાં, તેમાંથી ઉપરનો આઠમો ભાગ તજી દેવો, પછીના સાતમાં ભાગના ફરી આઠ ભાગ કરી ઉપરનો સાતમા ભાગે એટલે ગજાયના ભાગે શિલ્પીએ પ્રાસાદમાં પ્રતિમાની દૃષ્ટિ રાખવી. ૨૯૬, ૨૯૭.

इत्वेवं प्रतिमा मानं संक्षपेण मयाकृतम् ।
तदनुसारं विज्ञप्य कर्तव्यं बुध शिल्पिभिः ॥ २९८ ॥

ઉપર પ્રમાણે પ્રતિમાનું માન મેં સંક્ષેપમાં કહ્યું તે અનુસાર વિચાર કરીને બુદ્ધિમાન શિલ્પીએ પ્રતિમા બનાવવી. ૨૯૮

## ॥ प्रतिमा मान प्रमाण ॥

| પ્રાસાદ હસ્ત | બેઠી | ઉભી | પ્રાસાદ હસ્ત | બેઠી | ઉભી |
|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૧ | ૮ | ૩૬ | ૪૯ |
| ૨ | ૧૨ | ૨૧ | ૯ | ૩૯ | ૫૧ |
| ૩ | ૧૮ | ૩૧ | ૧૦ | ૪૨ | ૫૩ |
| ૪ | ૨૪ | ૪૧ | ૨૦ | ૫૨ | ૬૭ |
| ૫ | ૨૭ | ૪૩ | ૩૦ | ૬૨ | ૭૩ |
| ૬ | ૩૦ | ૪૫ | ૪૦ | ૭૨ | ૮૩ |
| ૭ | ૩૩ | ૪૭ | ૫૦ | ૮૨ | ૯૩ |

## आसनस्थ प्रतिमा अंग लक्षण

प्रतिमो च्छ्रयमाने तु कर्तव्याश्चतुरंशकाः ।
तत्रांशेषु प्रकुर्वीत चाङ्गुलानां चतुर्दश ॥ २९९ ॥

तेनाङ्गुल प्रमाणेन षट् पञ्चाश त्समुच्छ्रयः ।
विस्तार स्तत्प्रमाणेन कर्तव्यः सर्वकामदः ॥ ३०० ॥

પ્રતિમાની ઊંચાઇના ચાર ભાગો કરવા, અને તે ચારે ભાગોમાં ચૌદ–ચૌદ વિભાગ કરવા. ઉપરોક્ત અંગુલ પ્રમાણે છપ્પન અંગુલ યુક્ત પ્રતિમાની કેશાંત પર્યંતની ઊંચાઈ થઈ ઊંચાઈના પ્રમાણે પહોળાય પણ પલાંઠી છપ્પન ભાગોથી યુક્ત કરવી. તે સર્વ કામનાઓને આપનાર છે. ૨૯૯, ૩૦૦.

अस्तकस्योच्छ्रयः कार्यश्चाङ्गुल प्रमाणतः ।
पादश्चाष्टाङ्गुलः प्रोक्तः दोस्तुला चतुरंगुला ॥ ३०१ ॥

પ્રતિમાના આસન (મસુર)ની ઊંચાઇ આઠ અંગુલની કરવી. આઠ અંગુલ જાડા કરવા અને કરતુલા (બન્ને હાથ જોડેલો પંજો) ચાર આંગળની કરવી. ૩૦૧.

चतुरंगुलकं गुह्य स्तन गर्भश्चतुर्दश ।
त्रयोदशतु हृच्चैव केशान्तश्च त्रयोदश ॥ ३०२ ॥

ગુહ્ય ભાગ ચાર અંગુલનો કરવો, ગુહ્ય ભાગથી સ્તનગર્ભ સુધીનો ભાગ ચૌદ અંગુલ, સ્તનગર્ભથી કંઠ સુધીનો હૃદય ભાગ તેર અંગુલ અને કંઠથી કેશાંત સુધીનો મુખ ભાગ પણ તેર અંગુલ કરવો. ૩૦૨.

ललाटश्च चतुर्भागं नासिका पञ्च कीर्तिता ।
अङ्गुल मोष्ठ मध्यश्च तूर्याङ्गुल महौष्ठकम् ॥ ३०३ ॥

મુખના તેર ભાગોમાં ચાર ભાગનુ કપાલ, પાંચ ભાગની નાસિકા, એક ભાગ નાસિકા અને ઓષ્ઠનો મધ્ય ભાગ તથા ઉપરના ઓષ્ઠથી નીચે દાઢી સુધીનો ભાગ ચાર અંગુલ કરવો. ૩૦૩.

नासिकौष्ठ द्वयोर्मध्ये प्रवेशश्चाङ्गुलस्य वै ।
अर्धाङ्गुलम ध्यौष्ठं द्वयाङ्गुला च हनुस्तथा ॥ ३०४ ॥

નાસિકા અને ઓષ્ટની વચ્ચેનો પ્રવેશ ભાગ એક અંગુલનો કરવો બન્ને ઓષ્ઠ અધો અધો ભાગના અને દાઢી બે અંગુલની કરવી. (કુલ ભાગ ચાર) ૩૦૪.

एवश्च षडपञ्चाशदुच्छ्रये च विशेषतः ।
ऊर्ध्वे षडंगुलं ज्ञेयं केशान्तस्य परिस्थितिः ॥ ३०५ ॥

આ પ્રમાણે ઉંચાઈમાં વિશેષ કરી છપ્પન ભાગો કરવા, અને કેશાંતની ઉપલ્યો ભાગ શિખા પર્યંત છ અંગુલ કરવો. (પ્રતિમાના આસન [મસુર] આઠ ભાગ મળી ૭૦ અંગુલ અથવા ૭૦ ભાગ થયા.) ૩૦૫.

वक्त्र विस्तारमानं च ह्यङ्गुलानि चतुर्दश ।
ग्रीवा दशाङ्गुला प्रोक्ता स्तनगर्भे च द्वादश ॥ ३०६ ॥

મુખની પહોળાઈ ચૌદ અંગુલની કરવી તથા ગળું જાડું દશ અંગુલ કરવું અને બંન્ને સ્તનનો મધ્યભાગ બાર અગુલ રાખવો. ૩૦૬.

कक्ष मध्यं प्रकुर्वीत द्वाविंशति विभागकैः ।
कटि विस्तार मानश्च ह्यङ्गुलानाञ्चा षोडश ॥ ३०७ ॥

બંન્ને કાખનો મધ્ય ભાગ બાવીશ અંગુલનો તથા કટિ-કમ્મરની પહોળાઈ સોળ અંગુલ કરવી. ૩૦૭

बाह्य कक्ष प्रमाणश्च ह्यष्टादशाङ्गुलस्तथा ।
बाहु विस्तरतः प्राज्ञोऽष्टाङ्गुलात्मकमूर्ध्वकम् ॥ ३०८ ॥

હૃદયના મધ્યેથી કાખ બહારનો બાહુ સુધીનો ભાગ અઢાર અંગુલનો કરવો, (બંન્ને બાજુએ મળી કુલ ૩૬ અંગુલ જાણવો) અને બાહુ વિસ્તારમાં ઉપરનો ભાગ આઠ અંગુલ જાડો કરવો. ૩૦૮

सप्ताङ्गुलमधः स्थाने चाष्टादश कराग्रतः ।
दैर्घ्यं तत्र प्रकर्तव्यं विस्तारेऽष्टाङ्गुलाश्च वै ॥ ३०९ ॥

કોણીથી નીચેના હાથનો ભાગ સાત અંગુલ જાડો કરવો, અને કોણીથી આંગળીઓ સુધીનો હાથનો ભાગ અઢાર અંગુલ લાંબો કરવો તથા પંજો આઠ અંગુલ પહોળો કરવો. ૩૦૯

झेलकश्च चतुर्भागं वाह्यग्रं पञ्चभागकम् ।
मत्स्यकं सप्तसार्धश्च घसीकश्चैव द्वयङ्गुलम् ॥ ३१० ॥

કાંડામાં હાથ જાડો ચાર ભાગ અને બાહુનો આગળનો ભાગ પહોળો પાંચ ભાગ કરવો તથા કોણીએ સાડાસાત ભાગ જાડો અને પેટ તથા હાથની વચ્ચે બે ભાગની ઘસી કરવી. ૩૧૦.

आसनश्चाष्टविंशत्या षोडशाङ्गुल मस्तकम् ।
कर्णनासाग्रकं कार्यं शोभनश्च दशाङ्गुलम् ॥ ३११ ॥

આસન પલાંઠીથી પૃષ્ઠભાગ સુધી પહોળું અઠ્યાવીશ ભાગ કરવું તથા કર્ણ સહિત મસ્તક સોળ ભાગ પહોળું કરવું, તથા કાનથી નાસિકાનો અગ્રભાગ દસ ભાગનો કરવો. ૩૧૧.

दैर्घ्ये दशाङ्गुल प्रोक्तः कर्णश्च द्वयङ्गुलोमतः ।
चतुरंगुलकं चक्षुर्विस्तारे द्वयङ्गुलंमतम् ॥ ३१२ ॥

કાન લાંબો દસ અંગુલ અને પહોળો બે અંગુલનો કરવો, તથા આંખ લાંબી ચાર અંગુલ અને પહોળી બે અંગુલ કરવી. ૩૧૨.

नासिका तूर्यभागा च ह्यग्रे सार्धाङ्गुलामता ।
ललाटं हर्वटी ज्ञेया क्षोभना च त्र्याङ्गुला ॥ ३१३ ॥

નાસિકા પહોળી ચાર ભાગની કરવી અને અગ્રભાગે દોઢ અંગુલ કરવી, તથા કપાલ અને દાઢી નાસિકાના અગ્ર ભાગેથી ત્રણ ભાગ અંદર પડતી કરવી ૩૧૩.

ग्रीवां दशाङ्गुला प्रोक्ता कर्णायामं दशाङ्गुलम् ।
त्रय सार्धश्च विस्तारो भाग भागश्च निर्गमः ॥ ३१४ ॥

ગળું દસ અંગુલ જાડું કરવું, કર્ણની લંબાઇ દસ અંગુલ કરવી, તથા સાડા ત્રણ અંગુલની પહોળાઇ કરવી અને નિકાળે નીકળતો કાન એકેક ભાગનો કરવો. ૩૧૪.

ચેમ્બુર જૈન દેરાસર સન્મુખ દર્શન [એન. સી. સોમપુરા.]



શ્રી પદ્માવતી પાર્શ્વનાથ-ચેમ્બુર [એન. સી. સોમપુરા.]

श्रीवत्सः पञ्चभागः स्यात् त्रि भागो विस्तरे मतः ।
निर्गमं त्रयभागश्च स्तनगर्भे सुशोभनः ॥ ३१६ ॥

શ્રીવત્સ પાંચ ભાગ લાંબુ અને ત્રણ ભાગ પહોળું કરવું, નીકાળો ત્રણ ભાગ રાખવો, એ પ્રમાણે બે સ્તનોના મધ્ય ભાગે સુશોભિત કરવું ૩૧૬.

उदरमष्टांगुलं स्यादुदयमेकादश तु ।
कटि बाहुषणं प्रोक्तमङ्गुल त्रयमेव च ॥ ३१७

ઉદર આઠ ભાગ પહોળું અને અગ્યાર ભાગ ઉંચુ કરવું તથા કમરનો અને બાહુનો મધ્યભાગ (ગાળો) ત્રણ ભાગ રાખવો. ૩૧૭.

दशपञ्च भवेत्पादश्चांङ्गुल पिंडकद्वयम् ।
छिद्रंद्विभागिकं मूले विस्तरे द्वयमेव च ॥ ३१८ ॥

પગ પંદર ભાગ રાખવો અને પગની પિંડીઓ અકેક ભાગની કરવી તથા આસન વાળેલા પગના મૂલમાં પાણી જવાનું છિદ્ર બે ભાગ લાંબુ, બે ભાગ પહોળું કરવું,

गर्भस्था नव भागाष्टौ हस्ताग्रं द्वयमेव च ।
द्वादशच स्थिता जङ्घा चाग्र पृष्ठे तथैव च ॥ ३१९ ॥

ગાદીના મધ્યભાગે રહેલી ચોરસી નવ ભાગ લાંબી અને આઠ ભાગ પહોળી કરવી તથા હાથનો અગ્રભાગ બે આંગળ જાડો કાંણા પાસે રાખવો અને પગની આગળની તેમજ પાછળની જંઘાઓ બાર ભાગ જાડી રાખવી. ૩૧૯.

तथाग्रे पञ्च यत्नेन चतुरङ्गुलमानकम् ।
षड्भिर्भागैश्च कर्त्तव्यो वामपादश्च मध्यके ॥ ३२० ॥

તેમજ પાણી નીકળવાના કાણાં પાસે પગનું કાંડુ પાંચ આંગળ જાડું કરવું. અને અંગુઠા પાસેનો પગનો પંજો ચાર ભાગ જાડો કરવો તથા પલાંઠીનાં મધ્યમાં છ ભાગ ખોદી ડાબો પગ દેખાડવો. ૩૨૦.

कर्त्तव्यं शास्त्रसंमत्या स्वरूपं लक्षणान्वितम् ।
एवं युक्ति विधातव्या प्रतिमा मान कर्मणि ॥ ३२१ ॥

શાસ્ત્રાનુસાર સર્વ લક્ષણોથી સંયુક્ત પ્રતિમાનું સ્વરૂપ કરવું તથા પ્રતિમાના વિભાગ માનના કાર્યમાં ઉપર બતાવેલી યુક્તિ પ્રમાણે ભાગમાને પ્રતિમાનું સ્વરૂપ કરવું.

इत्येतत् कथितश्चैव कर्त्तव्यं शास्त्रपारगैः ।
पूर्वमान प्रमाणञ्च कर्तव्य विधि पूर्वकम् ॥ ३२२ ॥

આ પ્રમાણે વાસ્તુશાસ્ત્રમાં પ્રતિમાના સ્વરૂપનું લક્ષણ કહ્યું છે અને વિદ્વાન શિલ્પીઓએ લક્ષણાનુસાર પ્રતિમા કરવી, તથા પૂર્વથી પરંપરાએ ચાલતું આવેલું માનનું પ્રમાણ પણ વિધિપૂર્વક યોજવું ૩૨૨.

॥ इतिश्री आसनस्य प्रतिमा लक्षण ॥

## जिनपरिकर लक्षण :-

जयोवाच—

कथयतु महाप्रोक्त परिकरस्य लक्षणम् ।
आसनस्थार्चा चौर्ध्वार्चा शयनार्चा विशेषतः ॥ ३१७ ॥

तेषां युकत्यनुक्रमेण ब्रूहि मानं परिकरम् ।
सिंहासनस्य किं मानं किं मानं बाहुयुग्मयोः ॥ ३१८ ॥

किं मानं छत्रवृत्तं च शङ्ख दुन्दुभिमानतः ।
एतत् सर्वं प्रसादेन कथय त्वं जगत्पते ॥ ३१९ ॥

જય ઉવાચ :- હે મહાપ્રભુ, મને *પરિકરના લક્ષણ કહો. બેઠેલી મૂર્તિના, ઉભી મૂર્તિના કે વિશેષે કરીને શયન પ્રતિમાના પરિકરની યુક્તિઓ અનુક્રમે કહો, સિંહાસન માન, બાહુયુગ્મ (બન્ને હસ્ત બાજુ કાઉસગ્ગ) માન ઉપરના છત્રવૃત પ્રમાણ, અને તેમાં શંખ તથા દેવદુન્દુભિ વગાડનારાઓ કેટલા માનના કરવા એ સર્વ આપના પ્રસાદરૂપ હે જગત્પતિ મને કહો. ૩૧૭ થી ૩૧૯.

अशोकवृक्षः सुरपुष्पवृष्टि दिव्यध्वनिश्चामरमासनं च ।
भामंडलं दुन्दुभिशनपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥३२०॥

(૧) અશોક વૃક્ષ, (૨) પુષ્પવૃષ્ટિ, (૩) દિવ્યધ્વનિ, (૪) ચામર, (૫) સિંહાસન, (૬) ભામંડલ, (૭) દેવદુન્દુભિ, (૮) છત્ર. એ આઠે જિનેશ્વર પ્રભુના પ્રાતિહાર્ય છે. પરિકરમાં તેનો સમન્વય નીચે પ્રમાણે કરવામાં આવે છે :-

(૧) અશોક વૃક્ષ :- એ છત્ર વૃતની ઉપરની છેલ્લી રથિકાના ગોળવૃતમાં આસોપાલવનાં પત્ર કરવામાં આવે છે.

* નોટ :- જિન તિર્થંકરોની આ લોકભોગ્ય ફળરૂપ અષ્ટ પ્રાતિહાર્ય છે. તેઓ જ્યાં વિચરે છે. ત્યા એ આઠે વસ્તુઓ હાજર હોય છે. તેથી આ પરિકરમાં તે આઠે વસ્તુઓનો સમાવેશ કરેલ છે.

(૨) દેવદુન્દુભિ :- છત્રવૃતમાં ગાન્ધર્વેન્દ્રો વાદ્ય વગાડતા હોય છે.

(૩) દિવ્ય ધ્વનિ :- છત્રવૃતના ઉપર મધ્યમાં શંખધ્વનિ કરતા ઇંદ્રિદેવ. ૩૨૦.

(૪) ચામર :- પરિકરની બન્ને બાજુ ચામરેન્દ્ર ચામર ઢાળે છે, અથવા વાહિકામાં છેડા ઉપર ચામર કલશધારી દેવો હોય છે.

(૫) સિંહાસન :- સિંહ ગજયુક્ત ગાદી.

(૬) ભામંડલ :- પ્રભુજીના મસ્તક પાછળ તેજપુંજના જેવા મંડળની આકૃતિ.

(૭) પુષ્પવૃષ્ટિ :- છત્ર વૃતમાં હાથી નીચે બે માલાધરો પુષ્પવૃષ્ટિ કરે છે.

(૮) છત્ર :- પ્રભુના મસ્તક ઉપર છત્રાકાર હોય છે. એમ આઠ પ્રાતિહાર્યો પરિકરમાં દર્શાવેલા હોય છે.

विश्वकर्मोवाच—

पूर्वमानं भवेत् कुर्यादर्चा सर्वत्र शोभना ।
यद्वर्णा मूलप्रतिमा परिकरस्त द्वर्णादयः ॥ ३२१ ॥

विवर्णादि महादोषाः जायमानेषु सर्वतः ।
रत्नोद्भवाद्यादेषु मरकत स्फटिकादिषु ॥ ३२२ ॥

न दोषो विवर्णताकीर्णा अर्चा परिकरादिके ।
आसनं च अतो वक्ष्ये भागात् वक्ष्यामि त्वं शृणु ॥ ३२३ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે :- પૂર્વે કહેલા માન-પ્રમાણવાળી શોભનીય પ્રતિમા ભરાવી તેનાજ વર્ણ (રંગ) ના પાષાણનું પરિકર કરાવવું. પ્રતિમાજી જે વર્ણના હોય તેથી બીજા વર્ણના પાષાણનું પરિકર બનાવવાથી સર્વત્ર મહાદોષનો ભય રહે છે. પરંતુ રત્ન મરકત મણિ કે સ્ફટિકાદિની પ્રતિમાના પરિકરમાં વિવર્ણતા હોય તો તેમાં દોષ નથી. ૩૨૧, ૩૨૨.

अर्चार्धोदयकं कार्यं सिंहासनं साऽन्दीयतम् ।
अधः पीठं दिग भागं च द्वादशांगुलरूपकम् ॥ ३२४ ॥

ऊर्ध्वे द्वयांगुलं छाद्यं कर्णिका च वेदांगुला ।
अधो देशे ग्रहाः सर्वे आदित्याद्याश्च कारयेत् ॥ ३२५ ॥

आचरन्ति ग्रहधर्मं सर्वदोष निवारका ।
उदयाश्चाष्ट विंशत्या दैर्ध्यं वै कथ्यतेऽधुना ॥ ३२६ ॥

હવે હું આસન-ગાદીના વિભાગ કહું છું તે સાંભળો :- પ્રતિમાની પહોળાઇથી અર્ધભાગે સિંહાસનની ઉચાઇ કરવી, અને પ્રતિમાની પહોળાઇથી સિંહાસનની લંબાઇ દોઢી કરવી. તેની નીચે દસ ભાગનું પીઠ ઉંચું કરવું. તે ઉપર ગજ સિંહાદિ રૂપ બાર ભાગના કરવા, ગજ સિંહાદિ રૂપ ઉપર બે ભાગની છાજલી કરવી. અને તે ઉપર ચાર ભાગની કર્ણી કરવી, સિંહાસન નીચેની પાટલીમાં સૂર્ય આદિ નવ ગ્રહોના નાના રૂપો કરવાં તે પોતાના ધર્મનું આચરણ કરે છે, અને તે સર્વદોષોનો નાશ કરનાર છે. આ પ્રમાણે સિંહાસનનો ઉદય અઠ્યાવીશ ભાગનો મેં કહ્યો હવે તેની લંબાઈના ભાગ કહું છું. ૩૨૩ થી ૩૨૬.

आदि शक्ति जिनैर्दृष्टा आसने गर्भ संस्थिता ।
सहजा कुलजा ध्याने पद्महस्ता वरप्रदा ॥ ३२७ ॥

अर्कमानं विधातव्यमुपांग सहितं भवेत् ।
देव्याधोगर्भे मृगयुग्मं धर्मचक्रं सुशोभनम् ॥ ३२८ ॥

द्वौ गजौ वाम दक्षिणे दशांगुलानि विस्तरे ।
सिंहौ रौद्र महाकायौ जीवत् क्रोधौ च रक्षणे ॥ ३२९ ॥

द्वादशांगुल विस्तारौ कर्त्तव्यौ विकृत्ताननौ ।
केवल ज्ञान मूर्तिनां सर्वेषां पाद सेवकाः ॥ ३३० ॥

अर्चा वामे यक्षिण्या यक्षो दक्षिणे चतुर्दश ।
स्तंभिका मृणाल युक्तं मकरै ग्रास रूपकैः ॥ ३३१ ॥

चतुरशीति विस्तारे उच्छ्रये चाष्ट विंशतिः ।
आसनं कथितं चैव चामर धारावतः शृणु ॥ ३३२ ॥

હવે સિંહાસન ગાદીના વિસ્તારનાં ભાગો કહું છું :- મધ્યમાં આદિ શક્તિ જિન દેવોએ આત્મામાં જોઈ એવી ધ્યાનમાં સ્વાભાવિક બુદ્ધિશાલી, સુલક્ષણ સંપન્ન, હસ્તમાં પદ્મ તથા વરદેવા વાળી (તેના બબ્બે ભાગના બેઉ બાજુના ઉપાંગો સહિત) દેવી બાર ભાગના વિસ્તારમાં કરવા, મધ્યમા આઠ ભાગનું રૂપ કરવું. દેવીની નીચે કણુપીઠમાં ગર્ભે સુશોભિત એવું ધર્મચક્ર સહિત મૃગ યુગ્મ કરવું, દેવીની બન્ને બાજુ દસ-દસ ભાગના હાથીના રૂપો કરવા.

તેના પછી રૌદ્ર-મહાકાયાવાળા વિકરાળ મુખવાળા સિંહો બાર-બાર ભાગના કરવા. તેના ક્રોધથી જીવોનું રક્ષણ કરવા પ્રભુએ પોતાની ગાદી નીચે તેને દબાવેલા છે

કેવળજ્ઞાન મૂર્તિ એવા પ્રભુના પાદ સેવકો પ્રભુની ડાબી તરફ યક્ષિણી અને જમણી તરફ યક્ષનાં સ્વરૂપો ગાદીના બન્ને છેડા ઉપર ચૌદ-ચૌદ ભાગ વિસ્તારના કરવા યક્ષ યક્ષિણીની ફરતા બે બાજુ સ્તંભિકાઓ, કમલ જેવા તોરણો, મકર અને ગ્રાસમુખથી શોભતી કરવી (જિન ધર્મમાં ઉદ્યોત કરનાર એવા શાસનદેવ-દેવીઓ કે યક્ષ-યક્ષિણીઓ જે જેના હોય તેનાં સ્વરૂપો કરવા) આ રીતે ગાદીના વિસ્તારના ચોરાશી ભાગ અને ઉંચાઇના અઠ્યાવીશ ભાગના લક્ષણો કહ્યાં. હવે પ્રભુની બાજુના ચામરધારીના લક્ષણો સાંભળો. ૩૨૭ થી ૩૩૨.

## चामरधरा (वाहिका)

चामरधरानतो वक्ष्ये चामरेन्द्रा इति स्मृताः ।
पृष्ठपदोद्भवाः कार्या वाहिको भय मध्यतः ॥ ३३३ ॥

प्रतिमा स्कंधमुत्सेधाः कर्त्तव्याश्च सुशोभनाः ।
स्तंभौ मृणाल संयुक्तौ पूर्वादि विरालैर्विदुः ॥ ३३४ ॥

उच्छ्रूयमेक पंचाशद्विस्तारे द्वाविंशतिः ।
उदयं स्तंभिकाभिश्च तिलक-तोरण-भूषितम् ॥ ३३५ ॥

षडंगुलानि कर्तव्या विरालि गजचामराः ।
स्तंभिका द्वयांगुले द्वे द्वयांशे इन्द्रौ विस्तरे ॥ ३३६ ॥

अष्ट भिपष्टि कोर्ध्व मिन्द्रमेक त्रिंशतिः ।
सूर्यांगुलं तोरणाद्यं मृणाल तिलकान्वितम् ॥ ३३७ ॥

मूल नायक स्तन गर्भे दृष्टि मिन्द्रस्य कारयेत् ।
नाना भरण शोभाढयं चामरेन्द्रः प्रकथ्यते ॥ ३३८ ॥

હવે ચામરેન્દ્ર નામથી પ્રસિદ્ધ એવા ચામરધરાના લક્ષણ કહું છું મૂળનાયકની પ્રતિમાની પાછળ બાજુના ભાગમાં પ્રતિમાના બાહુઓના મધ્યે બંન્ને બાજુ વાહિકા સ્થાપન કરવા. તે મૂળનાયકના ખભા બરાબર ઉંચા સુશોભિત કરવાં, તેના (રૂપની બે બાજુ) સ્તંભિકા ને દંડ સહિત કમળ કરવા અને બાજુમાં વિરાલિકાઓ કરવા.

આ ચામરધરા એકાવન ભાગ ઉંચા કરવા અને બાવીશ ભાગ વિસ્તારમાં કરવા, ઇંદ્રની બે બાજુ બે થાંભલીઓ તોરણો અને તીલકથી શોભતી કરવી તેને દંડ સહિત કમલ કરવા. તેમાં વિરાલિકાઓ સ્થંભિકાની બે બાજુ કરવી તેની પહોળાઈ પરિકરના

બન્ને છેડા ઉપર છ ભાગની, નાસકવાળી ઉભી પટ્ટીકામાં વિરાલિકા હસ્તી અને નાના ચામરધારીનાં રૂપો કરવા, બાર ભાગમાં ઇંદ્રનું રૂપ તેની બન્ને બાંજુ બબ્બે ભાગની થાંભલીઓ કરવી.

[ આ રીતે વિસ્તાર બે થાંભલી ચાર ભાગ, ઇંદ્ર બાર ભાગ અને છેડા પર ગજ વિરાલિકા છ ભાગની પહોળી નાસક=પટ્ટિકા મળી કુલ બાવીશ ભાગ કરવા. ]

હવે ઊંચાઈના ભાગ કહે છે :– નીચે મૂળનાયકની પાટલી જેટલી પટ્ટિકા=આસન આઠ ભાગનું, તે પર એકત્રીસ ભાગ ઊંચો ઇંદ્ર (કેશપર્યંત) તે પર બાર ભાગમાં તોરણાદિ કમલ તિલકથી શોભતા કરવા. (આ રીતે ઊંચાઈ ૮+૩૧+૧૨=૫૧ ભાગ થયા) મૂળનાયક પ્રભુની સ્તનબિંબની બરાબર ઇંદ્રની દૃષ્ટિ સમસૂત્રમાં રાખવી. બાજુમાં ચામરેન્દ્રની પ્રતિમા અનેક આભૂષણોથી શોભતી કરવાનું કહ્યું છે. ૩૩૩ થી ૩૩૮.

प्रह्लादाख्यो वामनस्य चामरधारः सोच्यते ।
दक्षिणे बाहु संस्थाने उपेन्द्रो नाम नामतः ॥ ३३९ ॥

मूलनायक गर्भस्य बाहिकाष्टा दशांगुला ।
बाहु चामर धरयोर्मध्येऽन्तरं द्वयांगुलम् ॥ ३४० ॥

मूल नायक मसुरगर्भे चामरेन्द्रो भवेत् ।
ईदशं लक्षणं वत्स चामर धारः प्रकथ्यते ॥ ३४१ ॥

પ્રભુના ડાબી બાજુના ચામરધારી ઇંદ્રને પ્રહલાદ નામે ઇંદ્ર કહેલ છે, અને જમણી બાજુના ઇંદ્રને ઉપેન્દ્ર એવું નામ આપેલ છે.

મૂળનાયક પ્રતિમાના ગર્ભથી બાહુની બહારની ફરક અઢાર ભાગની હોય છે. તેની અને બાજુના ચામર ધરાતી વચ્ચે બે ભાગનું અંતર રાખવું. (૧૮+૨+૨+૬=૨૮) આમ મૂળનાયકની ગાદીની પાટલીની બેઉ બાજુની ફરક બરાબર પરિકરનો ચામરેન્દ્રનો ગર્ભ રાખવો. એ રીતે ચામરધરાના લક્ષણ કહ્યાં છે. ૩૩૯ થી ૩૪૧.

॥ इति चामरधरा ।

## शास्त्र भेदे

ચામરધરાના સ્થાને કાઉસ્સગની ધ્યાનમાં ઉભેલી પ્રતિમા કરવા કહેલ છે.

अष्टादश च विस्तारे तत्र मध्येऽपि वैस्मृणु ।
अष्टभि रूर्ध्व संस्थानो मुनिरेकेन त्रिंशतिः ॥ ३४२ ॥

शेषश्च वलणं कार्यं मल्लिका तोरणोत्तमम् ।
विस्तारे स्तंभिकागर्भे मध्यभागे ततः मृणु ॥ ३४३ ॥

षडंगुलाश्च कर्त्तव्या विराली गजचामराः ।
स्तम्भिका द्वयङ्गुले द्वे च शेषश्च मुनिविस्तर ॥ ३४४ ॥

निर्गमं गर्म सूत्रेण सर्वालङ्कार संयुतम् ।
दशांगुलं तिलकपश्च कार्यं द्विस्तम्भिकोपरि ॥ ३४५ ॥

नक्रः षडंगुलः कार्यः क्षोमन श्चतुरंगुलम् ।
माला धराः कृता मध्ये चोपरि गज उत्तमः ॥ ३४६ ॥

પરિકરની પહોળાઈ ભાગ અઢારની કરવી, તેમા કરવાના સ્વરૂપોના વિભાગો સાંભળો, આઠ ભાગની પહોળી અને એકત્રીશ ભાગની ઉંચી ઉભી રહેલી મુનિની ( અર્થાત્ કાઉસ્સગની ધ્યાનમાં ઉભેલી ) પ્રતિમા કરવી.

તે પ્રતિમાના ઉપરના શેષ ભાગોમાં તોરણાદિથી સંયુક્ત મેરાપ કરવી અને તે પ્રતિમાની બાજુની બે થાંભલીઓના મધ્ય ભાગમાં કરવી.

ગ્રાસ હસ્તી અને ચામરધારી (ચામર કલશધારી) છ ભાગની પહોળાઈમાં કરવા પ્રતિમાની બંન્ને પડખે બે-બે ભાગની બે થાંભલીઓ કરવી તથા બાકી રહેલી પહોળાઈમાં મુનિની પ્રતિમા કરવી

સર્વ અલંકારો પોત પોતાના પ્રમાણથી અર્ધો ભાગે નીકાળે કરવા, અને બે થાંભલીઓ ઉપર તિલકો દશ ભાગના કરવાં.

મગરનું મુખ છ ભાગનું કરવું અને તે ચાર ભાગ નીચું ઉતરતું તથા અંદરની પડખે માલાધર કરવા અને તેના ઉપર હસ્તી કરવો ૩૪૨ થી ૩૪૬.

॥ इति काउस्सग ॥

## छत्रवृत्त–दौला—

दौलाख्यं तोरणं कार्यमनेकाकार संयुत्तम् ।
त्रिरथिकोद्भवं कार्यं छत्रत्रय समन्वितम् ॥ ३४७ ॥

अशोकपत्रादिकार्यं छत्रदण्डः सुशोभितः ।
पृष्ठस्ते कण मण्डनाख्यं मस्तकोर्ध्वे समुद्भवेत् ॥ ३४८ ॥

त्रिपञ्चफणः सुपार्श्वः पार्श्वः सप्तनव स्तथा ।
हीनफणो न कर्त्तव्योऽधिको नैव च दूषयेत् ॥ ३४९ ॥

छत्रत्रयं च नासाग्रोत्तारे सर्वोत्तमं भवेत् ।
नासा भालान्तयोर्मध्ये कपोल वेध कृत पुनः ॥ ३५० ॥

હવે છત્રવૃત્ત જેને દોલાતોરણ કહે છે, તે અનેક આકારવાળું કરવાનુ કહ્યું છે, તેના ઉપર ત્રણ રથિકા કરવી. (૧) ગાંધર્વરૂપ પંક્તિ (૨) હંસપંક્તિ (૩) અશોકપત્ર પંક્તિ, મધ્યમાં ઉપરા ઉપર ત્રણ છત્ર અને અશોકપત્રાદિને કમલદંડથી શોભતું કરવુ. પ્રભુનો પાછલો ભાગ મસ્તક પર ફણાથી શોભતો કરવો, સુપાર્શ્વનાથજીને ત્રણ કે પાંચ ફણા અને પાર્શ્વનાથજીને સાત કે નવ ફણાવાળા સર્પની આકૃતિ કરવી. તેનાથી ઓછી ફણા નહિ કરવી પાર્શ્વનાથજીને અધિક ફણા થાય તો દોષ નથી.

ત્રણ છત્રોમાં નીચલા આગળ પડતા છત્ર અને પ્રભુના નાકનો અગ્ર ભાગ સમ-સૂત્રમાં ( અવલબે ) રાખવા તે ઉત્તમ જાણવું, નાક અને કપાળના મધ્ય ભાગમાં આડી રેખાથી કપોલ વેધ જાણવા. ૩૪૭ થી ૩૫૦.

चतुरशीत्यंगुलं दीर्घमुदयैक पञ्चाशदंगुलम् ।
घण्टा स्तस्योर्ध्वे कर्त्तव्या सर्वलक्षण संयुता ॥ ३५१ ॥

भामंण्डलं ततो मध्ये तिलकं वाम दक्षिणे ।
चतुर्दशाङ्गुलं प्रोक्त तिलकं विस्तृतं भवेत् ॥ ३५२ ॥

उदये षोडशं प्रोक्तं तिलके तत्र रुपकम् ।
उपरे छाद्यकी ज्ञेया घण्टा कलश भूषिता ॥ ३५३ ॥

नासिके स्तभिकाद्वौ च मयुरंवामदक्षिणे ।
बाह्ये मकराणां मुखाः गान्धर्वा रत्नशेखराः ॥ ३५४ ॥

वीणा वंशधराः प्रोक्ता मध्य स्थाने इति स्मृत्ताः ।
वसंत राजमालाधर स्तिलक वामदक्षिणे ॥ ३५५ ॥

अनुगो पारिजातश्च दशांगुल प्रमाणतः ।
भूर्लोको भुवर्लोकिगो चाग्रे छत्रं द्वित्तीयकम् ॥ ३५६ ॥

तृतीय लिङ्गमाकारम् ब्रह्मा देवाश्चतुर्थंकम् ।
दोला कनकदण्डं च छत्रवृत्तं विंशाङ्गुलम् ॥ ३५७ ॥

झलरी मणि मौक्तिक स्योर्ध्वे कलश शोभित्तम् ।



પરિકર વિભાગ દર્શન.

શ્રી સિદ્ધગિરિ દર્શન-પાલીતાણા



શ્રી ચેમ્બુર જૈન દેરાસર સાઈડ દર્શન

[એન. સી. સોમપુરા.]

દૌલા—છત્રવૃત્ત ચોરાશી ભાગ વિસ્તારમાં અને એકાવન ભાગ ઊંચાઈ કરવો. પરંતુ તે ઉપર વિશેષમાં મધ્યગર્ભે ઘંટાકલશ સર્વ લક્ષણ યુક્ત કરવા. (તે એકાવન ભાગથી વિશેષ જાણવા.) પાર્શ્વ–સુપાર્શ્વનાથજી સર્પ તથા બીજા સર્વ પ્રભુજીને પાછળ ભામંડલની આકૃતિ કરવી. તેની ડાબી જમણી તરફ ચામરેન્દ્ર મધ્ય ગર્ભ ઉપર રૂપ યુક્ત તિલક ચૌદ ભાગ પહોળા અને સોળ ભાગ ઊંચાઈમાં કરવા (તેના ઉદયમાં મધ્ય ભાગે એકેક રૂપ કરવું) તેના ઉપર છાજલી કહી છે, તેના ઉપર ઉદ્ગમ ઘંટા કલશથી શોભતું કરવું. તેની નીચે વીણાધરના રૂપની બે બાજુ નાસિકાઓમાં બબ્બે સ્તંભિકાઓ કરવી. તે પર ડાબી જમણી તરફ મયુર કરવા. બહારના ભાગમાં મુખ ફાડતા મકરો કરવા. ગાંધર્વ અને બીજા રત્નમુકુટધારી રૂપો કરવા. વીણા વાંસળી બજાવનારાના સ્વરૂપો દેવ–તિલકનાં મધ્યમાં ગવાક્ષમાં કરવા.

વંશીધરના તિલકથી ડાબી જમણી તરફ (પ્રભુના મુખ પાસે) વસંતરાજ એવા માલાધરાના સ્વરૂપો તેના અનુચર રૂપે પારિજાતાદિ વેલપત્રો સાથે કરવા. તે દસ ભાગ વિસ્તારમાં કરવા. પ્રભુ પરનું છત્ર બ્રહ્માંડના ભૂલોકનું પ્રથમ છત્ર તેની ઉપર ભુવલોકેશનું બીજુ છત્ર કરવું. ત્રીજુ લિંગાકાર અને ચોથું છત્ર ગ્રહદેવ રૂપ જાણવું. સુવર્ણ દંડ ઉપરના છત્રની ગોળાઇ વીસ ભાગ વિસ્તારમાં રાખવી. છત્રની નીચેની ઝાલર મણિ મોતીમય જેવી કરવી. ઉપર દેદીપ્યમાન એવો કલશ કરવો (છત્રવટાની ગલતાકાર દંડધારાની ઉંચાઇ દસ ભાગ કહી છે.) ૩૫૧ થી ૩૫૭.

## शास्त्र भेदे

कायस्वर्गे यदा छत्र मूर्ध्वें च प्रतिमासनम् ।
सर्व परिकर स्याग्रे निर्गमं सार्ध मङ्गुलम् ॥ ३५८ ॥

કાઉસગ્ગની પ્રતિમાના મસ્તક ઉપર છત્ર કરવું તથા તેના ઉપર પ્રતિમા બેસાડવાનો ગોખલો કરવો અને તે સર્વે પરિકરથી દોઢ ભાગ નીકળતું કરવું ૩૫૮.

ऐरावत द्वयौ श्रेष्ठो उभयौ वाम दक्षिणे ।
कलश पल्लवैर्युक्ता विच्छापत्रं च कारयेत् ॥ ३५९ ॥

हिरण्येन्द्र द्वयौ कार्यौ पुष्पांजलि कलशान्वितौ ।
छत्रवृत्त गांन्धर्वेंद्राः शङ्खपूर्ण महोद्भवाः ॥ ३६० ॥

कुर्वंति मङ्गलं सर्व दुन्दुभि शंख पालिका ।
जन्मोत्सवं च कुर्वन्ति पर्वत मेरौ वासवाः ॥ ३६१ ॥

छत्रचामर शङ्खनादैर्हरिण गमिर्षविंदुः ॥ ३६२ ॥

માલાધર ઉપર શ્રેષ્ઠ એવા ઐરાવત હાથીના સ્વરૂપ ડાબી જમણી બંન્ને બાજુ કરવા. તેને સૂંઢમાં કલશપત્રોથી આચ્છાદિત કરેલ કરવા. હાથી નીચેની પાટલી નીચે પત્રાદિ કરવા. હાથીની પીઠ ઉપર હિરણ્યેન્દ્રો હાથમાં પુષ્પાંજલી અને કલશ ધારણ કરેલ કરવા. છત્રવૃતમાં છત્રવટા પર પહેલી પંક્તિમાં વાજિત્ર સાથે નૃત્ય કરતા ગાન્ધર્વાદિ સ્વરૂપો કરવા, છત્રવટા ઉપર તેના મધ્યમાં શંખ બજાવતો દેવેન્દ્ર અને તેની બંન્ને બાજુ નૃત્ય કરતા ભેરી બજાવતાં રૂપો અને ડમરૂં આદિ વાજિત્રવાળા દેવદુંદુભિ અને શંખપાલના સ્વરૂપો આનંદ મંગલ કરતા કરવા.

પ્રભુનો શુભ જન્મોત્સવ મેરૂ પર્વત પર ઉજવાય છે. તેમ અહિં છત્રવૃત્તમાં છત્ર, ચામર, શંખનાદ આદિ હરિણુગમેષિઓ પ્રભુનો ઉત્સવ કરી રહ્યા હોય તેમ કોતરવા.

भामंडलं ततः कार्यं छत्राद्यश्च द्वाविंशतिः ।
चतुर्विंशोदुयो कार्यं ततो मृणालदंडकम् ॥ ३५३ ॥

छत्र दशाङ्गुलं प्रोक्तं द्वितीयं वसु अङ्गुलम् ।
षडङ्गुलं तृतीयं च चतुर्थं च वेदाङ्गुलम् ॥ ३५४ ॥

मूलनायक मस्तकोर्ध्वे वृत्तं कुर्यात् त्रयं तथा ।
वृत्तं चतुश्चत्वारिंशत् चतुःषष्ठ्यंतकं तथा ॥ ३६५ ॥

एवं रथिकात्रयं कार्यं वृत्ताकारं भवेत्त तः ।
दिव्य देहधराः सर्वे जिनेन्द्र भक्ति वत्सलाः ॥ ३६६ ॥

वादित्रैश्च समुत्पन्ना धारयन्ति च मालिकाम् ।
दौला मस्तके कलशमुमये हंस रूपकम् ॥ ३६७ ॥

गजशुंडा सुशोभाढ्या अशोक पल्लवाकृत्तिम् ।
एतद् दौल लक्षणं च प्रकर्तव्यं सुशिल्पिभिः ॥ ३६८ ॥

पक्षे चामर धारिणः स्थाने कायोत्सर्गः कृतः ।
वीणा वंशधरस्थाने आसनास्था च प्रतिमा ॥ ३६९ ॥

सहमूल नायकेन पञ्चतीर्थं स्वरूपकम् ।
स्तने कायोत्सर्ग दृष्टिः चोर्ध्वं मूर्त्या समांशके ॥ ३७० ॥

પ્રભુના મસ્તક પાછળ છત્રની નીચે તેજપુંજ જેવી ભામંડલીની આકૃતિ બાવીશ ભાગમાં (ગર્ભથી) પહોળી અને ચોવીશ ભાગ ઊંચી કરવી. અને માલાધરની આગળ ધારે વૃત કમલદંડ કરવો, (પ્રતિમાના કાનથી આ છત્ર દંડ બે ભાગ અંતર રાખી કરવું) ત્રણ છત્રોમાં પહેલું ગર્ભથી દસ ભાગ, બીજું ગર્ભથી આઠ ભાગ, ત્રીજું ગર્ભથી છ ભાગ અને ચોથું ચાર ભાગનું કરવું, મૂળનાયકના મસ્તક ઉપરથી રથિકાના

ત્રણુ ગોળ વૃત ફેરવવા. પહેલું ચુમ્માલીશ ભાગના પરિઘથી અને ત્રીજું ચોસઠ ભાગના પરિઘ સુધીમાં ગાંધર્વ પંક્તિનું, હંસ પંક્તિનું અને ત્રીજુ અશોક પત્રનું એમ ત્રણુ વૃત ફેરવવા.

પરિકરમાં દિવ્યદેહ ધારણુ કરનારા દેવો, જિનેન્દ્ર ભક્તિમાં પ્રીતિવત્સલ, દેવ-ગાંધર્વો, વીણા, શંખાદિ વાજિંત્રો બજાવનાર અને હંમેશા પુષ્પમાલાઓ સહિત શોભતા કરવા, છત્રવૃત્ત–દોલાના મથાળે મધ્યમાં કલશ અને બે બાજુ હંસ અને મોરના રૂપો કરવા.

(તે કહેલા ૫૧ ભાગ ઉપરાંત આઠ ભાગમાં કરવા) હાથીઓ સૂંઢોથી શોભતા કરવા અને ઉપર અશોક પત્રની આકૃતિ કરવી. એ રીતે દોલા છત્રવૃતના લક્ષણુ જાણુવા. અને કુશલ શિલ્પીએ તે પ્રમાણે પરિકરની રચના મેળવીને કરવી, પંચ તીર્થરૂપ પરિકર કરવાને બાજુના ચામરેન્દ્રના સ્થાને કાઉસગ્ગની મૂર્તિ બનાવવી અને તે ઉપર વીણા વંશધારીના સ્થાને નાની આસનસ્થ જિન પ્રતિમા ગવાક્ષમાં કરવી. ત્યારે મૂલ-નાયક સહિત પંચતીર્થ સ્વરૂપ પરિકર બને છે. તેમાં કાઉસગ્ગની દૃષ્ટિ મૂલનાયકની સ્તનબિંબી પ્રમાણે રાખવી અને ઉપરના ગવાક્ષના પ્રભુની દૃષ્ટિ મૂલનાયકની દૃષ્ટિ સાથે સમસૂત્ર રાખવી. (આ ચારે મૂર્તિ પર છત્રો કરવાં.) ૩૫૩ થી ૩૭૦.

प्रतिमा परिकरहीना सिद्धावस्था तदुच्यते ।
परिकर सहिता तथार्हत विम्बे प्रपूजयेत् ॥ ३७१ ॥

પરિકર સિવાયના પ્રતિમાજી સિદ્ધ ભગવંત કહેવાય અને પરિકર સહિતના પ્રતિમાજી અર્હંત્ પ્રભુ જાણુવા. (મૂલનાયકને અવશ્ય પરિકર કરવું જ કારણુ કે તેમાં અર્હંત્ પ્રભુની વિભૂતિ દર્શક અષ્ટ પ્રાતિહાર્ય દર્શાવેલા હોય છે.) ૩૭૧.

---

ગાદી વિસ્તાર ગર્ભાર્ધ ૬ ભાગ, દેવી ૧૦ ભાગ, હાથી ૧૨ ભાગ, સિંહ ૧૪ ભાગ યક્ષ-યક્ષિણી કુલ ૪૨ + ૪૨ = ૮૪ કુલ વિસ્તાર ૮૪ ભાગ. પ્રતિમાજીથી દોઢી, ૫૬ ભાગ પલાંઠીએ પ્રતિમા ૫૬+૨૮=૮૪ ભાગ થયા.

ઉદય પ્રતિમાજીથી અર્ધભાગ એટલે ૨૮ ભાગ પટ્ટી સહિત કણુપીઠ ભાગ ૧૦, સિંહ હસ્તી ૧૨ ભાગ, ૬ ભાગ ઉપરની છાજલી=કુલ ૨૮ ભાગ.

| પરિકર વિસ્તાર | | પરિકર ઉદય | |
|---|---|---|---|
| ૬ | ગર્ભાર્ધ દેવી | ૨૮ | ગાદી |
| ૧૦ | હસ્તી | ૭૦ | પ્રતિમા |
| ૧૨ | સિંહ | ૩ | પ્રતિમા માથે અંતર |
| ૧૪ | યક્ષ યક્ષિણી | ૧૦ | છત્ર ઉદય |
| | | ૯ | શંખપાલ |
| ૪૨ | | ૫ | હંસ પક્તિ |
| +૪૨ | | ૫ | અશોક પત્ર |
| ૮૪ | ભાગ કુલ વિસ્તાર | ૧૩૦ | |

## उर्ध्वस्थित प्रतिमा परिकर

छत्रत्रयं जिनस्योर्ध्वे रथिकाभिस्त्रिभिर्युतम् ।
अशोकद्रुमपत्रैश्च देवदुन्दुभि वादिभिः ॥ ३७२ ॥

मसुरी सिंहासनस्य गजसिंह विभूषितः ।
मध्ये च धर्मचक्रं च पार्श्वयोर्यक्षयक्षिणीम् ॥ ३७३ ॥

ઉભી જિન પ્રતિમાના મસ્તક ઉપર ત્રણ છત્ર અને ત્રણ રથિકા, એક અશોક પત્રો અને દેવ દુન્દુભિ વાજિંત્ર બજાવતા દેવ ગાંધર્વો ( હંસપંક્તિ ત્રિરથિકા ) વડે અલંકૃત કરવું, સિંહાસનની પાટલી હાથી અને સિંહોથી વિભૂષિત કરવી મધ્ય ગર્ભે ધર્મચક્ર અને બંન્ને છેડા પર યક્ષ-યક્ષિણીના સ્વરૂપો કરવાં. ૩૭૨, ૩૭૩.

॥ इति उर्ध्वस्थित प्रतिमा परिकर ॥

## रथिका संयुक्त जीरण लक्षण

जीरणं पञ्चधा प्रोक्त रथिकार्चा च देवता ।
ललितं चलिकाकारं त्रिरथवलिकोदरम् ॥ ३७४ ॥

श्री पूज्यं पञ्चरथिकं सप्त वा नन्दवर्धनम् ।
रथिको भय पक्षे तु मकरा विकृताननाः ।
इति काल वर्णेयुक्तं कर्तव्यं रथिकान्तरम् ॥ ३७५ ॥

પરિકર સમાન અન્ય દેવોને પણ આજુબાજુએ અને ઉપર શોભાનુ વર્તુલ વિષે :—
જીરણ એટલે શોભાનુ વર્તુલ, વર્તુલ પાંચ પ્રકારનું કહેલુ છે. અને તે જીરણની રથિકાઓના મધ્ય ભાગે પ્રતિમા સ્થાપવી ત્રણ રથિકાઓથી યુક્ત અને જેનું ઉદર અર્ધ વર્તુલાકારે વળેલું હોય તેમજ છત્રના આકાર વાળુ હોય તે લલિત નામનુ જીરણ કહેવાય.

પાંચ રથિકાનુ જીરણ **શ્રીપુજ્ય** નામે અને સાત રથિકાઓથી સંયુક્ત જીરણ **આનંદ વર્ધન** નામે જાણવું, રથિકાઓના બંન્ને પડખે વિરૂપ મોઢાના મગરો કરવા. આ પ્રમાણેના આલવણ (બાજુના સુદર ઘેરાવાથી યુક્ત પ્રતિમાની પડખે રહેલી રથિકાઓના અન્તર ભાગ) કરવા. ૩૭૪, ૩૭૫.

रथिकायां भवेद्ब्रह्मा विष्णुरीशश्च चंडिका ।
जिनो गौरी गणेशश्च स्वे स्वे स्थाने सुखावहा ॥ ३७६ ॥

ઉપર પ્રમાણે બનાવેલી રથિકા (રથના સમાન દેવતાને બેસવા માટે બનાવેલો અર્ધચંદ્રાકારનો એક પ્રકારનો રથ)માં બ્રહ્મા, વિષ્ણુ, શિવ. ચંડિકા, જિન, ગૌરી અને ગણેશની સ્થાપના કરવી. એ દેવો પોતપોતાના સ્થાનમાં સ્થિત થયે સુખને આપનાર છે. ૩૭૬.

## परिकर विषे शिव पार्वती संवाद :–

सुमेरु शिखरं दृष्ट्वा गौरी पृच्छति शंकरम् ।
कोऽयं पर्वत इत्येषः कस्येदं मंदिरं प्रभो ॥ ३७७ ॥

कोऽयं मध्येपुनर्देवः पादान्ता काच नायिका ।
किमिदं चक्र मित्यत्र तदन्ते को मृगो मृगी ॥ ३७८ ॥

केवा सिंह गजाःकेवा के चाऽमी पुरुषानव ।
यक्षो वा यक्षिणी केयं केवा चामर धारकाः ॥ ३७९ ॥

के वा मालाधरा एते गजारूढाश्च के नराः ।
एता वपि महादेव ? कौ वीणा वंश वादकौ ॥ ३८० ॥

दुन्दुभिर्वदिकाः को वा को वाऽयं शंख वादकः ।
छत्र त्रय मिदं किंवा किंवा भामण्डलं प्रभो ॥ ३८१ ॥

એક સમય ભગવતી પાર્વતી સુમેરૂ પર્વતનું સુંદર શિખર જોઇ શંકરને પૂછે છે. હે પ્રભો આ પર્વત કયો છે? અને શિખર ઉપર કયા દેવનું મંદિર છે? તેમાં કયા દેવ બિરાજે છે? તેમની ગાદીના પગ તળે કઇ દેવી છે? આ ચક્ર દેખાય છે તે શું છે? અને હરણ હરણી શું છે? ગાદીમાં સિંહ તથા હાથી અને નીચે નવ પુરૂષ રૂપ કોણ છે? આ યક્ષ યક્ષિણી અને ચામરધારક કોણ છે? આ માલાધારણ કરેલ કોણ છે? અને હાથી પર સ્વાર થયેલ પુરૂષ કોણ છે? તથા વિણા અને બંસરી વગાડવાવાળા બે પુરૂષો કોણ વ્યક્તિ છે? કૃપા કરી સર્વનો ભેદ મને કહો. હે સ્વામિન્! એ પૂર્વોક્ત દેવતા પાસે સુદર દુંદુભિ વાજિંત્ર વગાડવા વાળા તથા શંખ વગાડનાર કોણ છે? એ ત્રણ છત્ર શું છે? તથા પ્રકાશમાન ભામંડલ શું છે? મને આશ્ચર્ય થાય છે કે આ મંદિર કયા દેવનું છે?

## ईश्वर उवाच

शृणु देवि ! महागौरि यत्त्वया प्रश्न मुत्तमम् ।
काऽयं पर्वतमित्येष कस्येदं मन्दिरं प्रभो ॥ ३८२ ॥

पर्वतो मेरू रित्येषः स्वर्ण रत्न विभूषितः ।
सर्वज्ञ मन्दिरं चैतद्–रत्न तोरण मण्डितम् ॥ ३८३ ॥

अयं मध्ये पुनः साक्षात् सर्वज्ञो जगदीश्वरः ।
त्रयस्त्रिंशत्कोटि संख्या यं सेवन्ते सुरा अपि ॥ ३८४ ॥

इन्द्रियैर्नजितो नित्यम् केवल ज्ञान निर्मलः ।
पारंगतो भवाम्भोधेर्यो लोकान्ते वसत्यलम् ॥ ३८५ ॥

अनन्त रूपो यस्तत्र कषायैः परिवर्जितः ।
यस्य चित्ते कृतस्थाना दोषा अष्टादशाऽपिन ॥ ३८६ ॥

लिंग रूपेण यस्तत्र पुं रूपेणाऽत्र वर्तते ।
राग द्वेष व्यत्तिक्रान्तः सएषः परमेश्वरः ॥ ३८७ ॥

ભગવતી ઉમાનો આ પ્રશ્ન સાંભળી શંકર કહે છે :–

હે દેવી તમે ઉત્તમ પ્રશ્ન પૂછ્યો છે હું ઉત્તર આપું છું તે એકાગ્ર ચિત્તથી સાંભળો.

હે દેવી આ પર્વત સુવર્ણ અને રત્નાદિકથી શોભતો એવો સુમેરૂ પર્વત છે. તેના ઉપર ભગવાન સર્વજ્ઞ દેવનું રત્ન રચિત તોરણ મંડિત વિશાલ અને મનોહર મંદિર છે. તે મંદિરમાં તેત્રીસ કરોડ દેવતાઓ જેનું સેવન કરે છે, સર્વ શક્તિમાન પ્રત્યક્ષ ભગવાન સર્વજ્ઞ દેવની મૂર્તિ પ્રતિષ્ઠાપિત છે. જેની દેવતાઓના અધિપતિ ઇન્દ્રાદિ સેવા કરે છે. એ સર્વજ્ઞ દેવ સદા ઇંદ્રિયોને જીતવા વાલા કેવળજ્ઞાન સર્વદા સંપન્ન છે. એ પોતાના અલૌકિક સામર્થ્યથી સંસાર સાગરને પાર કરી જન કલ્યાણાર્થે આ ભૂમંડલમાં મૂર્તિમાન સદૈવ બિરાજમાન રહે છે એ સર્વજ્ઞ ભગવાન અનંતરૂપ વાળા છે. અનેક કષાયોથી રહિત છે. અઢાર દોષોથી રહિત જે લિંગ રૂપ છે. તે પુરૂષ રાગ દ્વેષને છોડનારા આ સાક્ષાત્ પરમેશ્વર છે. ૩૮૨ થી ૩૮૭.

आदि शक्तिर्जिनेन्द्रस्य आसने गर्भ संस्थिता ।
सहजा कुलजा ध्याने पद्म हस्ता वरप्रदा ॥ ३८८ ॥

धर्म चक्र मिदं देवि धर्म मार्ग प्रवर्त्तकम् ।
सत्वं नाम मृगस्सोऽयं मृगी च करूणा मता ॥ ३८९ ॥

अष्टौ च दिग्गजाएते गज सिंह स्वरूपतः ।
आदित्याद्याः ग्रहाएते नवैव पुरुषा स्मृता ॥ ३९० ॥

यक्षोऽयं गोमुखो नाम आदि नाथस्य सेवक ।
यक्षिणी रूचिराकारा नाम्ना चक्रेश्वरी मता ॥ ३९१ ॥

इन्द्रोपेन्द्रा स्वयं भर्त्तुर्जाताश्चामर धारकाः ।
पारिजातो वसन्तश्च मालाधर तथा स्थित ॥ ३९२ ॥

શ્રી સર્વજ્ઞદેવના આસનના મધ્યમાં અધિષ્ઠાયિક દેવની આદિ શક્તિ છે એ ધ્યાનમાં સ્વાભાવિક બુદ્ધિવાળી સુલક્ષણુસંપન્ન હાથોમાં પદ્મકમલ ધારણુ કરવાવાળી ભક્તોને વર દેવાવાળી શાસન અધિષ્ઠાયિકા દેવી છે, ભગવાનની નીચે ધર્મમાર્ગ પ્રવર્તક ધર્મચક્ર છે. તેની પડખે સત્વ નામનો મૃગ અને કરૂણા નામની મૃગી છે હાથી અને સિંહ આઠે દિશાના દિગ્ગજ છે નીચે પાટલીમાં આદિત્યાદિ નવગ્રહો છે. સદૈવ સેવા કરી પોતાના જીવનને પવિત્ર બનાવે છે આ યક્ષ ગોમુખ નામનો શ્રી આદિનાથનો સેવક છે. તથા સુંદર સ્વરૂપવાળી ચક્રેશ્વરી શાસનની સેવીકા છે. ઇંદ્ર અને ઉપેન્દ્ર એ સ્વયં ભગવાનના સેવક બની ચામર ઢાળે છે. માલાધારક સાક્ષાત્ કલ્પવૃક્ષ અને બીજા ઋતુરાજ વસંત છે તે સર્વજ્ઞદેવને માલા અર્પણુ કરી રહેલ છે. ૩૮૮ થી ૩૯૨.

अन्येऽपि ऋतुराजाये तेऽपिमाला धराः प्रभोः ।
अष्ठेन्द्र गज मारूढाः कराग्रे कुंभ धारिणः ॥ ३९३ ॥

स्नात्रं कर्त्तुं समायाताः सर्व संताप नाशनम् ।
कर्प्पूर कुंकुमादीनां धारयंतो जलं बहु ॥ ३९४ ॥

यथा लक्ष्मी समाक्रान्तम् याचमानौ निजंपदम् ।
तथा मुक्ति पदं कान्तमनन्त सुख कारणम् ॥ ३९५ ॥

हू हू तुबरु नामानौ तौ वीणा वंश वादकौ ।
अनन्त गुण संघातं गायतो जगतां प्रभोः ॥ ३९६ ॥

वाद्य मेकोन पञ्चाशद् भेद भिन्न मनकधा ।
चतुर्विधा अमीदेवाः वादयंति स्व भक्तितः ॥ ३९७ ॥

બીજી અન્ય ઋતુઓ અતિરિક્ત અન્ય ઋતુઓ પણ ભગવાન સર્વજ્ઞની સેવામાં પુષ્પ માલા લઇ ખડી છે. તથા અન્ય દેવતા ઇંદ્રે ત્યાગેલ ઐરાવત હાથી પર ચઢી હાથમાં જલ ભરેલ કુંભ લઈ કર્પુર, કેસર આદિ સુવાસિત અપરિમિત જલને ધારણ કરી, ભગવાન સર્વજ્ઞની પાસે સંતાપોના નાશ કરવાવાળા સ્નાત્ર સમારંભ કરવા આવેલ છે અને સર્વજ્ઞ દેવના સ્નાત્ર કરી પોતાના કર્મ મલને ધોઇ નાખે છે, એ હૂ હૂ અને તુંબરૂ બેઉ ગંધર્વ જાતિના દેવતા લક્ષ્મી સમાધિષ્ટિત સ્વસ્થાનની યાચના કરે છે, એ પ્રકાર અનન્ત સુખના હેતુભૂત અક્ષય મુક્તિ પદ ચાહતા વીણા, બંસરી બજાવી ત્રિજગત્‌ના માલિક સર્વજ્ઞ દેવને અનન્ત ગુણોના સમૂહ સુમધુર સ્વર છે ગાય છે, ઇન્દ્રાદિ અન્ય દેવ દેવીઓ સર્વજ્ઞની ભક્તિમાં સ્થિર ચિત્ત કરી જાય છે, આ ચાર તરેહના દેવો ભક્તિથી એ પચાસ તરેહના વાજિંત્રો અનેક પ્રકારે બજાવે છે. એ પ્રકારે સર્વજ્ઞ દેવની પ્રીતિ સંપાદન કરી રહેલ છે. એ ભક્તિ સો જન્મ મરણને મીટાવી અક્ષયપદ દેવા વાળી છે. ૩૯૪ થી ૩૯૭.

सोऽयंदेवो महादेवि दैत्यारिः शङ्ख वादकः ।
नानारूपाणि विभ्राण एकैकोऽपि सुरेश्वरः ॥ ३९८ ॥

जगत् त्रयाधिपत्यस्य हेतुच्छत्र त्रयं प्रभोः ।
अमी च द्वादशादित्याः जाताः भामण्डलं प्रभो ॥ ३९९ ॥

पृष्ठलग्ना अभी देवाः याचते मोक्ष मुत्तमम् ।
एवं सर्व गुणो पेता सर्व सिद्धि प्रदायकः ॥ ४०० ॥

एष एव महादेवि सर्वदेव नमस्कृतः ।
गोप्याद्‌ गोप्यतरः श्रेष्ठो व्यक्ता व्यक्त तया स्थितः ॥ ४०१ ॥

आदित्यद्याः भ्रमन्त्येत यं म्मस्कर्त्तुमुद्यताः
कालो दिवसरात्रिभ्यो यस्य सेवा विद्यायक ॥ ४०२ ॥

હે મહાદેવી ! આ શંખ બજાવનાર છે, તે દૈત્યોને શિક્ષા કરનાર દેવ છે, એ એક હોવાથી પણ અનેક રૂપ ધારણ કરનાર સુરેશ્વર સદ્દશ છે તે અનેક પ્રકારે વૈક્રિય રૂપ બની સર્વજ્ઞ ઉપર ત્રણ છત્ર, ત્રણે જગતના પ્રભુત્વ રૂપ ચિહ્ન છે, તથા બાર સૂર્યાદિ આવી ભગવાનનું ભામંડલ પ્રકાશિત કરે છે. ત્રણે જગતમાં પરમપદ દેવાવાળા એક જ

સર્વજ્ઞ દેવ છે. ભગવાનની પાછળ ઉભા રહેલા દેવો ઉત્તમ મોક્ષની યાચના કરે છે. તથા એ પ્રકાર સંપૂર્ણ ગુણોથી યુક્ત સમગ્ર સિદ્ધિઓ દેવા વાલા સંપૂર્ણ દેવતાઓએ નમસ્કાર કરેલ અતિ ગોપનીય સર્વશ્રેષ્ઠ તથા વ્યક્ત (પ્રગટ) અને અવ્યક્ત (અપ્રગટ) સર્વજ્ઞદેવ વિશ્વના આધારરૂપ છે એ દેવની ઉપાસના કરવાથી મુક્તિ પ્રાપ્ત થઈ શકે છે; એ આદિત્ય આદિ નવગ્રહો પ્રભુને નમસ્કાર કરે છે. અને પ્રભુને પરિત ભ્રમણ પ્રદક્ષિણા કરે છે, તથા સ્વયં કાલ દેવો પણ દિન અને રાત આ દેવની સેવા કરે છે. ૩૯૮ થી ૪૦૨.

वर्षा कालोष्ण कालादि शीत कालादि वेशभृत् ।
यत् पूजार्थं कृता धात्रा आकाश मलयादयः ॥ ४०३ ॥

काश्मीरे कुंकुमं देवि यत्पूजार्थं विनिर्मितम् ।
रोहणे सर्व रत्नानि यद् भूषणकृते व्यधात् ॥ ४०४ ॥

रत्नाकरोऽपि रत्नानि यत्पूजार्थञ्च धारयेत ।
तारकाः कुसुमायंते भ्रमंतो यस्य सर्वत्रः ॥ ४०५ ॥

एवं सामर्थ्य मस्यैव नाऽपरस्य प्रकीर्त्तितम् ।
अनेन सर्व कार्याणि सिध्यन्ती व्यवधारय ॥ ४०६ ॥

परात्पर मिदंरूपम् ध्येयाद्धयेय मिदं परम् ।
अस्य प्रेरक्ता दृष्टा चराचर जगत्त्रये ॥ ४०७ ॥

અહીં કાલ વર્ષા, ગરમી અને શીતનું રૂપ ધારણ કરી ભગવાનની સેવા કરે છે, કુદરતે તેમની સેવા માટે મલયાચલ આદિ પર્વત બનાવ્યા, મલયાચલ આદિ પર્વતો-માંથી ઉત્તમોત્તમ પદાર્થો આદિથી પૂજા કરવા યોગ્ય સર્વજ્ઞ દેવ છે.

હે દેવી, વિધાતાએ ભગવાનની પૂજા માટે કાશ્મીર દેશમાં કેસર બનાવ્યું. ભગવાનની આભૂષણ પૂજા માટે રોહણાચલ આદિ પહાડોમાં રત્ન પેદા કર્યા, અર્થાત્ સર્વજ્ઞ દેવ કેસર અને રત્નોથી પૂજા કરવા યોગ્ય છે, સર્વજ્ઞ ભગવાનની પૂજા માટે રત્નાકર રત્નોને ધારણ કરે છે, તથા રાતમાં ભ્રમણ કરતા તારાઓ આકાશમાં ચમકે છે, ચારે બાજુ ભ્રમણ કરે એટલે પુષ્પો સમાન દેખાય છે, એ પ્રકાર આ અલૌકિક સામર્થ કેવલ સર્વજ્ઞ દેવનું છે. એ પ્રભુ દ્વારા સર્વ કાર્ય સિદ્ધ થાય છે. એ તું નિશ્ચયમાન. સર્વજ્ઞ દેવના નામ અને મૂર્તિમાં ચમત્કાર રહેલ છે, સંસારના સર્વરૂપોમાં

કેવલ સર્વજ્ઞ દેવનું રૂપ સર્વોત્તમ છે. અને ધ્યાન કરવા યોગ્ય પદાર્થોમાં એ પ્રભુ ધ્યાન કરવા યોગ્ય છે. મેં તો સ્થાવર જંગમાત્મક આ ત્રણે લોકમાં કેવલ સર્વજ્ઞ દેવની પ્રેરકતા દેખી છે. ૪૦૩ થી ૪૦૭

दिक्पालेष्वपि सर्वेषु ग्रहेषु निखिलेष्वपि ।
ख्यात स्सर्वेषु देवेषु इन्द्रोपेन्द्रेषु सर्वदा ॥ ४०८ ॥

इति श्रुत्वा शिवाद्गौरी पूजयामास सादरम् ।
स्मरंती लिङ्ग रूपेण लोकान्ते वासिनं जिनम् ॥ ४०९ ॥

ब्रह्मा विष्णु स्तथा शक्रो लोकपालादि देवताः ।
जिनार्चन रता एते मानुषे षुच का कथा ॥ ४१० ॥

जानु द्वये शिरश्चैव यस्यघृष्ठे नमस्यतः ।
जिनस्य पुरतो देविः स याति परमं पदम् ॥ ४११ ॥

હે શિવ-સંપૂર્ણ દિક્પાલોમાં અખીલ ગ્રહમંડલ સમગ્ર દેવતાઓ ઈન્દ્ર ઉપેન્દ્રો આદિ સર્વદા કેવલ એ સર્વજ્ઞ દેવની પૂજા કરે છે એના બરાબર ત્રણ લોકમાં કોઇ દેવ નથી. આ પ્રમાણે ભગવાન શિવની પાસેથી સર્વજ્ઞ દેવનું સ્વરૂપ સુણી શિવપ્રિયા ગૌરી સંસારમાં રહેલ જીવોના કલ્યાણ કરવાવાલા ભગવાન જિનને યાદ કરતી આદર સહિત પૂજા કરવા લાગ્યા.

બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર અને લોકપાલાદિ સર્વ દેવતાઓ ભગવાન જિનની પૂજા કરે છે. તો મનુષ્યોના માટે તો શું કહેવું. અર્થાત્ મનુષ્યો એ જિન પૂજા અવશ્ય કરવી જોઇએ.

હે કલ્યાણિ ! જે દેવ, દેવેન્દ્ર અને નર નરેન્દ્ર પુરુષોના મસ્તક બંન્ને ઘુંટણો સર્વજ્ઞ દેવને નમસ્કાર કરી ઘસાઇ ગયા છે, એ ભક્તિના કારણે પરમ પદને પ્રાપ્ત કરે છે. અવશ્ય સર્વજ્ઞ દેવને નમસ્કાર કરવા. ૪૦૮ થી ૪૧૧.

॥ इतिश्री परिकर शिवपार्वती संवाद ॥
















કલાકૃતિ.

# જંબુદ્વીપમાં ભરતક્ષેત્રે જૈન તીર્થંકરોની ભૂત–વર્તમાન અને ભાવી ચોવીશીઓના નામ તથા લંછન.

| ક્રમ | તીર્થંકર | લંછન | ક્રમ | તીર્થંકર | લંછન |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | વૃષભ | ૧૩ | વિમલનાથ | વરાહ |
| ૨ | અજિતનાથ | હસ્તિ | ૧૪ | અનંતનાથ | સીંચાણો |
| ૩ | સંભવનાથ | અશ્વ | ૧૫ | ધર્મનાથ | વજ્ર |
| ૪ | અભિનંદન | કપિ | ૧૬ | શાન્તિનાથ | હરણ |
| ૫ | સુમતિનાથ | ક્રૌંચપક્ષી | ૧૭ | કુંથુનાથ | બકરો |
| ૬ | પદ્મપ્રભુ | કમલ | ૧૮ | અરનાથ | નંદ્યાવર્ત |
| ૭ | સુપાર્શ્વનાથ | સ્વસ્તિક | ૧૯ | મલ્લીનાથ | કલશ |
| ૮ | ચંદ્રપ્રભુ | ચંદ્રમા | ૨૦ | મુનિસુવ્રત | કાચબો |
| ૯ | સુવિધિનાથ | મગર | ૨૧ | નમિનાથ | નીલકમલ |
| ૧૦ | શિતલનાથ | શ્રીવત્સ | ૨૨ | નેમનાથ | શંખ |
| ૧૧ | શ્રેયાસનાથ | ગેંડો | ૨૩ | પાર્શ્વનાથ | સર્પ |
| ૧૨ | વાસુપૂજ્ય | પાડો | ૨૪ | મહાવીરસ્વામી | સિંહ |

# જંબુદ્વીપે ભરતક્ષેત્રે ભૂત ચોવીશી.

| ક્રમ | તીર્થંકર | લંછન | ક્રમ | તીર્થંકર | લંછન |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રી કેવળજ્ઞાની | સિંહ | ૧૩ | શ્રીસુમતિ | પાડો |
| ૨ | નિર્વાણી | સર્પ | ૧૪ | શિવગતિ | ગેંડો |
| ૩ | સાગર | શંખ | ૧૫ | અસ્તાગ | શ્રીવત્સ |
| ૪ | મહાયશ | નીલકમલ | ૧૬ | નમિશ્રૃંગ | મગર |
| ૫ | વિમલ | કાચબો | ૧૭ | અનિલ | ચંદ્રમા |
| ૬ | સર્વાનુભૂતિ | કલશ | ૧૮ | યશોધર | સ્વસ્તિક |
| ૭ | શ્રીધર | નંદ્યાવર્ત | ૧૯ | કૃતાર્થ | કમલ |
| ૮ | શ્રીદત્ત | બકરો | ૨૦ | જિનેશ્વર | ક્રૌંચપક્ષી |
| ૯ | દામોદર | હરણ | ૨૧ | શુદ્ધમતિ | વાદરો |
| ૧૦ | સુતેજા | વજ્ર | ૨૨ | શિવશંકર | અશ્વ |
| ૧૧ | સ્વામીનાથ | બાજપક્ષી | ૨૩ | સ્યંદન | હસ્તિ |
| ૧૨ | મુનિસુવ્રત | વરાહ | ૨૪ | સંપ્રતિ | વૃષભ |

# જંબુદ્વિપે ભરતક્ષેત્રે ભાવી ચોવીશી

| ક્રમ | તીર્થંકર | લંછન | ક્રમ | તીર્થંકર | લંછન |
|---|---|---|---|---|---|
| ૧ | પદ્મનાભ | સિંહ | ૧૩ | નિષ્કાય | પાડો |
| ૨ | સુરદેવ | સર્પ | ૧૪ | નિષ્પુલાક | ગેંડો |
| ૩ | સુપાર્શ્વ | શંખ | ૧૫ | નિર્મમ | શ્રીવત્સ |
| ૪ | સ્વયંપ્રભ | નીલકમલ | ૧૬ | ચિત્રગુપ્ત | મગર |
| ૫ | સર્વાનુભૂતિ | કાચબો | ૧૭ | સમાધિ | ચંદ્રમા |
| ૬ | દેવશ્રુત | કલશ | ૧૮ | સંવર | સ્વસ્તિક |
| ૭ | ઉદય | નંદ્યાવર્ત | ૧૯ | યશોધર | કમલ |
| ૮ | પેઢાલ | બકરો | ૨૦ | વિજય | કૌંચપક્ષી |
| ૯ | પોટીલ | હરણ | ૨૧ | મલ્લિ | વાંદરો |
| ૧૦ | શતકીર્તિ | વજ્ર | ૨૨ | શ્રીદેવ | અશ્વ |
| ૧૧ | સુવ્રત | બાજપક્ષી | ૨૩ | અનંતવીર્ય | હસ્તિ |
| ૧૨ | અમમ | વરાહ | ૨૪ | ભદ્રકૃત | વૃષભ |

## મહાવિદેહ ક્ષેત્રમાં વર્તમાન કાલમાં વિચરતા

# વીશ વિહરમાન

| ક્રમ | તીર્થંકર | લંછન | ક્રમ | તીર્થંકર | લંછન |
|---|---|---|---|---|---|
| ૧ | સીમંધર | વૃષભ | ૧૧ | વજ્રધર | શંખ |
| ૨ | યુગમંધર | હસ્તિ | ૧૨ | ચંદ્રાનન | વૃષભ |
| ૩ | બાહુજિન | હરણ | ૧૩ | ચંદ્રબાહુ | કમલ |
| ૪ | સુબાહુજિન | વાદરો | ૧૪ | ભુજંગજિન | કમલ |
| ૫ | સુજાતજિન | સૂર્ય | ૧૫ | ઈશ્વર | ચંદ્ર |
| ૬ | સ્વયંપ્રભ | ચંદ્ર | ૧૬ | નેમિપ્રભ | સૂર્ય |
| ૭ | ઋષભાનન | સિંહ | ૧૭ | વીરસેન | વૃષભ |
| ૮ | અનંતવીર્ય | હસ્તિ | ૧૮ | મહાભદ્ર | હસ્તિ |
| ૯ | સુરપ્રભ | ઘોડો | ૧૯ | ચંદ્રદેવયશા | ચંદ્ર |
| ૧૦ | વિશાલ | સૂર્ય | ૨૦ | અજિતવીર્ય | સ્વસ્તિક |

# શાશ્વત જિન

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભાજિન | વૃષભ | ૩ | વારિષેણ | સૂર્ય કે પાડો |
| ૨ | ચંદ્રાનન | ચંદ | ૪ | વર્ધમાન | સિંહ |

# વર્તમાન ચોવીશ તીર્થંકરોની ગણધર સંખ્યા—૧૪૫૨

| ક્રમ | તીર્થંકર | ગણધર | ક્રમ | તીર્થંકર | ગણધર |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | ૮૪ | ૧૩ | વિમલનાથ | ૫૭ |
| ૨ | અજિતનાથ | ૯૫ | ૧૪ | અનંતનાથ | ૫૦ |
| ૩ | સંભવનાથ | ૧૦૧ | ૧૫ | ધર્મનાથ | ૪૩ |
| ૪ | અભિનંદન | ૧૧૬ | ૧૬ | શાન્તિનાથ | ૩૬ |
| ૫ | સુમતિનાથ | ૧૦૦ | ૧૭ | કુંથુનાથ | ૩૫ |
| ૬ | પદ્મપ્રભ | ૧૦૭ | ૧૮ | અરનાથ | ૩૩ |
| ૭ | સુપાર્શ્વનાથ | ૯૫ | ૧૯ | મલ્લિનાથ | ૨૮ |
| ૮ | ચંદ્રપ્રભ | ૯૩ | ૨૦ | મુનિસુવ્રત | ૧૮ |
| ૯ | સુવિધિનાથ | ૮૮ | ૨૧ | નમિનાથ | ૧૭ |
| ૧૦ | શીતલનાથ | ૮૧ | ૨૨ | નેમનાથ | ૧૧ |
| ૧૧ | શ્રયાંસનાથ | ૭૬ | ૨૩ | પાર્શ્વનાથ | ૧૧ |
| ૧૨ | વાસુપૂજ્ય | ૬૬ | ૨૪ | મહાવીર | ૧૧ |

# સહસ્ત્ર કૂટાંતગર્ત ૧૦૨૪ તીર્થંકરની રચના

૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ ત્રણ ચોવીશી કુલ ૭૨ જંબુદ્વિપ ભરતખંડ ક્ષેત્રના.
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ ઘાતકી ખંડ [ અતિત, વર્તમાન, અનાગત, પૂર્વ ભરતક્ષેત્ર
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ ઘાતકી ખંડ પશ્ચિમ ભરતક્ષેત્ર.
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ પુષ્કરાર્ધ પૂર્વ ભરતક્ષેત્ર.
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ પુષ્કરાર્ધ દ્વિપાર્ધે પશ્ચિમ ભરતક્ષેત્ર.
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ જંબુદ્વિપે ઐરાવત ક્ષેત્રે
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ ઘાતકીખંડે પૂર્વ ઐરાવત ક્ષેત્રે
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ ઘાતકી ખંડે પશ્ચિમ ઐરાવત ક્ષેત્રે
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ પુષ્કરાર્ધ દ્વીપે પૂર્વ ઐરાવત ક્ષેત્રે
૭૨ = ૨૪ + ૨૪ + ૨૪ પુષ્કરાર્ધ દ્વીપે પશ્ચિમ ઐરાવત ક્ષેત્રે

———

૭૨૦ આ સાતસોવીશ પ્રભુજીના નામો જૈન ગ્રંથોમાં આપેલ છે.
૧૬૦ મહાવિદેહ

———

૮૮૦

| | | | | |
|---|---|---|---|---|
| ૮૮૦ ઉત્કૃષ્ટ કાળે જંબુદ્વિપે | | ધાતકી ખંડના પૂર્વાર્ધના | | ધાતકીખંડના પશ્ચિમાર્ધ |
| ૩૨ | + | ૩૨ | + | ૩૨ |
| પુષ્કરાર્ધ પૂર્વાર્ધ | | પુષ્કરાર્ધ પશ્ચિમ | | |
| ૩૨ | | ૩૨ | | ૩૨ × ૫ = ૧૬૦. |

૨૦ વિહરમાન તીર્થંકરો

૪ શાશ્વતા તીર્થંકરો

૧૨૦ ભરતક્ષેત્રના વર્તમાન ચોવીશીના ૨૪ તીર્થંકરોના પાંચ પાંચ કલ્યાણકો ૨૪×૫ ૧૨૦

---

૧૦૨૪

૧૦૨૪ કુલ એક હજાર ચોવીશ તીર્થંકરોનો ચારે બાજુ ૨૫૬, ૨૫૬ પ્રભુના ઉભા પટ્ટ આકૃતિની રચના કરવી. તેમાં પ્રત્યેક બાજુ એકેક મોટી શાશ્વત જિન પ્રતિમાની મૂર્તિ પરિકર સહિત કરવી ફરતા નીચે ઉપર ને બાજુમાં પ્રતિમા નાની નાની કરવી.

# ૧૭૦ પ્રતિમાનો પટ્ટ

ઉત્કૃષ્ટ કાળે વિચરતા ૧૭૦ તીર્થંકરો એક સાથે અજિતનાથ પ્રભુના સમયમાં થયા તેમાં મૂળનાયક અજિતનાથ મધ્યમાં રાખી પ્રતિમા કરવી.

૧૬૦ પ્રભુ મહાવિદેહ ઉત્કૃષ્ટ કાલે

| જંબુદ્વિપ | | ધાતકીખંડ | | પુષ્કરાર્ધ | | |
|---|---|---|---|---|---|---|
| | | પૂર્વ પશ્ચિમ | | પૂર્વ | | પશ્ચિમ |
| ૩૨ | + | ૩૨ + ૩૨ | + | ૩૨ | + | ૩૨ |

૫ ભરત ક્ષેત્રમાં

૫ ઐરાવત ક્ષેત્રમાં

---

૧૭૦



શ્રી જિન સહસ્રકૂટ



ભરત પ્રિન્ટરી પાલીતાણા.

## અષ્ટ મંગલ

स्वस्तिकं नंद्यावर्त च दर्पणं युग्म मत्स्य घटम् ।
श्रीवत्स च भद्रासनं वर्धमानाष्ट मंगलम् ॥ ४१२ ॥

જૈન અષ્ટ મંગલમાં. ૧ સ્વસ્તિક, ૨ નંદ્યાવર્ત, ૩ દર્પણ, ૪ બે માછલીની જોડી, ૫ કુંભ, ૬ શ્રીવત્સ, ૭ ભદ્રાસન, ૮ વર્ધમાન. એ આઠ મંગલ જાણવા.

अथ चौद स्वप्न :

नंदी गजो मृगराजो लक्ष्मी पुष्पमाला चंद्रः ।
भास्करश्च ध्वजो घटः पद्मसरः क्षिरार्णवा ॥ ४१३ ॥

देवगृहं रत्नराशिः निर्धूममग्नि स्वप्नकः ।
चतुर्दश स्वप्नकानि पश्यंति जिन मातृकाः ॥ ४१४ ॥

૧ વૃષભ, ૨ હસ્તિ, ૩ સિંહ, ૪ લક્ષ્મી, ૫ પુષ્પની માલા, ૬ ચંદ્ર, ૭ સૂર્ય ૮ ધ્વજા, ૯ કુંભ, ૧૦ પદ્મસરોવર, ૧૧ ક્ષીરસાગર, ૧૨ દેવવિમાન ગૃહ, ૧૩ રત્નસમૂહ, ૧૪ ધુમાડા વગરનો અગ્નિ એ ચૌદ વસ્તુઓ પ્રભુજીના માતાજીને ગર્ભ પ્રવેશ પહેલાં સ્વપ્નમા આવે.

## अष्ट प्रातिहार्य

अशोकवृक्षः सुरपुष्पवृष्टि र्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामंडल दुन्दुभिरात पत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ ४१५ ॥

૧ અશોક વૃક્ષ, ૨ દેવોની પુષ્પવૃષ્ટિ, ૩ દિવ્યધ્વનિ શંખ, ૪ ચામર, ૫ આસન, ૬ ભામંડલ, ૭ દુન્દુભિ વાદ્ય, ૮ છત્ર. એ આઠ પ્રાતિહાર્ય શ્રી જિનેશ્વર પ્રભુના જાણવા. ૪૧૫.



# ગામ અથવા મનુષ્યના નામ ઉપરથી પ્રભુજી સાથે લેણ દેણ જોવાનું કોષ્ટક.

| નક્ષત્ર | કૃતકા | કૃતકા | રોહિણી | મૃગ | આદ્રા | પુન | શ્રવણ | ધનેષ્ઠા | ધનેષ્ઠા | શત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ના<br>મા<br>ક્ષ<br>ર | અ<br>આ | ઇ<br>ઈ<br>ઉ<br>એ<br>ઐ | અં<br>અઃ | ક<br>કા<br>કિ<br>કી | કુ<br>કૂ | કે<br>કૈ<br>કો<br>કૌ | ખ<br>ખિ<br>ખુ<br>ખે<br>ખો | ગ<br>ગિ | ગુ<br>ગે | ગો |
| પ્ર<br>થ<br>મ<br>શ્રેણી<br>૨૦<br>વસા | વાસુ | વાસુ<br>કુંથુ | ચંદ્ર<br>વિમલ | નમિ | મુનિ | મુનિ | નમિ | પાર્શ્વ | પાર્શ્વ | નેમિ |
| દ્વિ<br>તિ<br>ય<br>શ્રેણી<br>૧૫<br>વસા | ૦ | ૦ | મહા | મુનિ | ૦ | ૦ | મુનિ | ૦ | ૦ | પદ્મ |
| તૃ<br>તી<br>ય<br>શ્રેણી<br>૧૦<br>વસા | ૦ | વિમલ | પદ્મ | મહા | ૦ | પાર્શ્વ | ધર્મ<br>મહા | ૦ | મહા | પાર્શ્વ |
| ચ<br>તુ<br>ર્થ<br>શ્રેણી<br>૫<br>વસા | સુવિધિ<br>શાતિ<br>ધર્મ<br>નમિ | ધર્મ<br>ચદ્ર | ધર્મ<br>અજિ<br>સંભ | મહા<br>અભિ<br>અનં<br>શ્રેયા<br>સંભ<br>અજિ | સંભ<br>શિત<br>શાતિ<br>અનં<br>આદિ<br>શ્રેયા<br>વિમં<br>અજિં | વિમ<br>આદિ<br>સંભવ<br>શિત<br>શાત્રિ<br>અભિ<br>શ્રેયાં<br>અજિત | શાંતિ<br>સંભવ<br>અભિ | સુપાર્શ્વ<br>વાસુ<br>કંથુ<br>અજિ | સુમ<br>સુવિ<br>વાસુ<br>કુંથુ<br>અજિ | સુમ<br>કુંથુ<br>વાસુ<br>સુ પા.<br>શાતિ<br>શિત<br>આદિ |

| આદ્રા | રેવતિ | અશ્વિની | આદ્રા | ઉ. ષા | ઉ. ભા | પૂ. ફા- | ઉ. ફા | ઉ. ફા | હસ્ત |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘ | ચ | ચુ | છ | જ | ઝ | ટ | રે | ટો | ઠ |
| | ચિ | ચે | | જી | | ટિ | | | |
| | | ચો | | જુ | | ટુ | | | |
| | | | | જો | | | | | |
| મુનિ | મહા | ધર્મ | મુનિ | ધર્મ | મહા | અનં | અજિ | આદિ | આદિ |
| | | નમિ | | નમિ | | | | ધર્મ | અનંત |
| | | મલ્લિ | | મલ્લિ | | | | અનંત | ધર્મ |
| | નમિ | | | | નમિ | નમિ | અનં | અજિ | અજિ |
| | મલ્લિ | | | | મલ્લિ | આદિ | ધર્મ | શિત | સંભવ |
| | | ૦ | ૦ | ૦ | | | સંભ | | ધર્મ |
| | ધર્મ | | | મહા | | | આદિ | સંભ | શિત |
| | ચંદ્ર | ચંદ્ર | | | | | શાન્તિ | શ્રેયાં | શ્રેયાં |
| | | | | | | | શિતલ | | |
| ૦ | | | ૦ | | ૦ | ૦ | | | |
| સંભ | વિમ | શાંતિ | સંભ | શાંતિ | અભિ | મહા | ચંદ્ર | ચંદ્ર | ચંદ્ર |
| શિત | સંભ | શ્રેયાં | શાન્તિ | ચંદ્ર | અનંત | મલ્લિ | વિમ | વિમલ | વિમલ |
| શાન્તિ | અભિ | સંભ | શિત | વિમ | અર | | મહા | મુનિ | મુનિ |
| આદિ | શિત | વિમ | આદિ | અભિ | અજિ | | | મહા | |
| શ્રેયાં | અનં | શિત | શ્રેયાં | | આદિ | | | | |
| | | | | | વિમલ | | | | |
| વિમ | શાન્તિ | આદિ | વિમ | | મહા | | | | |
| | | | | | શ્રેયાં | | | | |

| અશ્લે | પૂ. ષા | પૂ. ષા | પૂ. ષા | હસ્ત | સ્વાતી | વિશાખા | વિશાખા | ઉ. ભા. | પૂ. ભા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ડ | ઢ | ઢિ | | ણુ | ત | તિ | તો | થ | દ |
| | | ઢુ | ઢં | | | તુ | | | |
| | | ઢે | ઢઃ | | | | | | |
| | | ઢો | | | | તે | | | |
| આદિ | અજિ | નેમિ | આદિ | આદિ | શાન્તિ | સુવિ | પદ્મ | મહા | શિત |
| સંભ | ધર્મ | | અભિ | અનં | શિત | પાર્શ્વ | વાસુ | વિમ | |
| અનં | | | અનં | ધર્મ | | સુપાર્શ્વ | | | |
| શાન્તિ | | | | | | | | | |
| શિત | | | | | | | | | |
| અભિ | | | | | | | | | |
| શ્રેયાં | આદિ | સુવિ | શિત | સંભવ | મહા | પદ્મ | સુવિ | મલ્લિ | શ્રેયાં |
| અજિ | અનં | | | શિત | સંભ | | | | મુનિ |
| | | શાન્તિ | નેમિ | અજિ | અભિ | વાસુ | મહા | અભિ | શાન્તિ |
| | | | | શ્રેયાં | | શિત | શિત | અનં | સંભવ |
| • | ० | | | | | મહા | | આદિ | અજિત |
| | | | | | | અભિ | | શ્રેયા | |
| વિમલ | મહા | પદ્મ | મહા | વિમ | ધર્મ | | | | |
| મુનિ | મલ્લિ | મહા | મલ્લિ | ચંદ્ર | નમિ | નેમિ | નેમિ | | ચંદ્ર |
| | કુંથુ | વિમ | | મુનિ | | | | | |
| | | ચંદ્ર | | | | | | | |

| પૂ.ભા | ઉ.ભા | રેવતી | પૂ. ષા | અનુરાધા | જેષ્ઠા | ઉ. ફા. | હસ્ત | ચિત્રા | પૂ. ષા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| દિ | દુ | દે<br>દો | ધ | ન<br>નિ<br>નુ<br>ને | નો | પ<br>પિ | પુ | પે<br>પો | ફ |
| સંભ<br>મુનિ<br>શ્રેયાં<br>શિત | મહા<br>વિમ | વિમ<br>સંભ<br>મહા | શિત<br>મહા | મુનિ<br>શ્રેયાં | સુમ | શિતલ<br>મહા<br>વિમ<br>સંભ | સંભ<br>શિત<br>વિમ | સુવિ | શિત<br>મહા |
| વિમ<br>ધર્મ | નમિ<br>મલ્લિ | નમિ<br>મલ્લિ<br>શાન્તિ<br>ધર્મ | નમિ<br>મલ્લિ | મલ્લિ<br>નમિ | ૦ | શ્રેયાં | શ્રેયાં | વાસુ<br>પદ્મ | મલ્લિ |
| શાંતિ<br>આદિ | અભિ<br>અનં<br>અજિ<br>આદિ<br>શ્રેયા | અભિ | આદિ<br>અનં<br>અભિ | અજિ<br>આદિ<br>અનં | શાંતિ<br>શિતલ<br>અજિત<br>અનંત | ૦ | ૦ | સુપા<br>પાર્શ્વ<br>મહા | ૦ |
| ચંદ્ર | ૦ | ચંદ્ર | ચંદ્ર | કુંથુ<br>નમિ | આદિ<br>ધર્મ<br>ચંદ્ર<br>અનં<br>મહા<br>અજિ<br>મુનિ | આદિ<br>અનં<br>ધર્મ<br>ચંદ્ર<br>મુનિ | આદિ<br>અભિ<br>અનં<br>નમિ | કુંથુ<br>નેમિ<br>આદિ<br>મુનિ | ધર્મ<br>ચંદ્ર<br>અજિ |

| રોહી | મૃગ | મૂલ | પૂ. ષા | ઉ. ષા | ઉ. ષા. | મઘા | પૂ.ફા | જેષ્ઠા | મૂલ | ચિત્રા | સ્વાતી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ | વે | ભ | ભુ | ભે | ભો | મ | મો | ય | યે | ર | રૂ |
| વિ | વો | ભિ | | | | મિ | | યિ | યો | રિ | રે |
| વુ | | | | | | મુ | | યુ | | | રો |
| | | | | | | મે | | | | | |
| વિમ | સભ | પાર્શ્વ | મહા | શિત | શાંતિ | વાસુ | મહા | સુમ | સુપા | સુમ | શાંતિ |
| | મુનિ | સુપા | શિત | વિમ | વિમ | સુમ | | કુંથુ | સુવિ | સુવિ | શિત |
| | શ્રેયાં | પદ્મ | | મહા | મલ્લિ | | | | | | |
| | | સુવિ | | | | | | | | | |
| સંભ | મહા | સુમ | મલ્લિ | સંભ | મહા | | મલ્લિ | | સુમ | કુંથુ | મહા |
| | | | | | | | | | | | સંભ |
| | | | | | | ० | | ० | | | |
| મહા | વાસુ | શિત | | શાંતિ | | પદ્મ | | | | | |
| | | વિમ | | મલ્લિ | | સુવિ | | શાંતિ | શિત | વાસુ | ० |
| | | શાંતિ | ० | | ● | વિમ | ० | | શાતિ | મહા | |
| | | | | | | શાંતિ | | | | | |
| | | | | | | શિત | | | | | |
| | | | | અભિ | ધર્મ | | અનં | ધર્મ | પાર્શ્વ | પાર્શ્વ | ધર્મ |
| | અજિ | નમિ | આદિ | ધર્મ | નમિ | નેમિ | નમિ | અજિ | પદ્મ | પદ્મ | મહા |
| ० | અભિ | આદિ | અનં | આદિ | ચંદ્ર | | આદિ | આદિ | નેમિ | નેમિ | અભિ |
| | | | અભિ | ચંદ્ર | અભિ | | | વિમ | આદિ | અજિ | નમિ |
| | | | નમિ | નમિ | | | | | વિમ | આદિ | મલ્લિ |

| અશ્વિ | ભરણી | રોહિણી | મૃગ | શત | ધનિ | શત | પૂ. ભા | પુનર્વસુ | પુન | પુષ્ય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લ | લુ | વ | વે | શ | ધ | સ | સે | હ | હિ | હુ |
| | લે | વી | વો | | | સિ | સો | | | હે |
| | લો | વુ | | | | સુ | | | | હો |
| શાંતિ | શ્રેયાં | સંભ | સંભ | અભિ | આદિ | કુંથુ | આદિ | આદિ | શાંતિ | અજિ |
| શ્રેયાં | | | | અનં | અર | | | સંભ | અજિ | |
| સંભ | | | | અજિ | | | | અનં | શ્રેયાં | |
| | | | | આદિ | | | | શાંતિ | | |
| | | | | | | | | શિત | | |
| | | | | | | | | અભિ | | |
| વિમ | | | શ્રેયાં | | ચંદ્ર | સુમ | ચંદ્ર | શ્રેયાં | આદિ | આદિ |
| શિત | ૦ | વિમ | | | અજિ | સુપા | | અજિ | શિત | અનં |
| | | | | ૦ | | | | | | |
| ચંદ્ર | | મહા | મહા | | | અજિ | | | અનં | કુંથુ |
| | ૦ | ચંદ્ર | | | | આદિ | ૦ | ૦ | ચંદ્ર | |
| | | | | ૦ | ૦ | | | | | |
| ધર્મ | નમિ | ધર્મ | અજિ | મહા | સંભ | પદ્મ | શિત | વિમ | ધર્મ | નમિ |
| મુનિ | મલ્લિ | અજિ | મુનિ | વિમ | શિત | નેમિ | શ્રેયાં | મુનિ | મુનિ | મલ્લિ |
| નમિ | અભિ | મહા | અભિ | નમિ | ધર્મ | વાસુ | મુનિ | | વિમ | મહા |
| મલ્લિ | મુનિ | | મહા | મલ્લિ | વિમ | પાર્શ્વ | શાંતિ | | | ધર્મ |
| અનં | અનં | | | શ્રેયાં | શ્રેયાં | શાંતિ | સંભ | | | |
| આદિ | | | | | મુનિ | શિત | | | | |



કેસરીયાજી પ્રાસાદ વિતાંન દૃશ્ય-કેસરીયાજી નગર-પાલિતાણા.

# जिनेन्द्र प्रासाद लक्षणाधिकार नामनो एकादशमोऽध्याय



जयोवाचः—

श्रृणु तात ! महादेव ! यन्मयापरिपृच्छयते ।
प्रासादाश्च जिनेद्राणां कथयसि किं मां प्रभो ॥ १ ॥

किं तलं किंश्च शिखर ! किंद्वि पञ्चाशदुत्तमाः ।
समोसरण किं तात ! किं स्यादृष्टापदं हि तत् ॥ २ ॥

महाधरो मुनिवरो द्वि धारिणी सुशोभिता ।

જય કહે છે :- હે પિતા મહાદેવ ! મેં આપને જિનેન્દ્રના પ્રાસાદોનું વર્ણન કરવા પૂછયું હતું. તો હે ભગવન્ ! આપ તે સવિસ્તર કહેશો.

હે તાત ! ઉત્તમ બાવન જિનાલય કયા પ્રકારના છે ? તથા તેના તલ અને શિખરોની રચના કેવી છે ? સમવસરણ, અષ્ટાપદ, મહીધર મુનિવર અને શોભાયમાન દ્વિધારિણી, પ્રાસાદોની રચના કેવી છે ? તેનું આપ વર્ણન કરો. ૧-૨.

श्री विश्वकर्मोवाच :—

श्रृणु वत्स ! महाप्राज्ञ ! यत्वया परिपृच्छते ।
प्रासादान् तु जिनेन्द्राणां कथयाम्यहं तच्छृणु ॥ ३ ॥

प्रासाद मध्ये मेरवो भद्रप्रासाद नागराः ।
अन्तका द्राविडाश्चैव महीधरा लतिनास्तथा ॥ ४ ॥

શ્રી વિશ્વકર્મા પોતાના પુત્ર જયને સંબોધન કરીને કહે છે કે હે મહાબુદ્ધિમાન્ પુત્ર ! તેં જિનેન્દ્રોના પ્રાસાદોનું વર્ણન પૂછયું. તેને વિસ્તાર પૂર્વક કહું છું, તે સાંભળ.

ઉત્તમ જાતિના પ્રાસાદોમાં મેરૂપ્રાસાદ, નાગર જાતિના ભદ્રપ્રાસાદ, અન્તક પ્રાસાદ, દ્રાવિડ જાતિના પ્રાસાદ, મહીધર પ્રાસાદ અને લતિન જાતિના પ્રાસાદ એટલા ઉત્તમ છે. ૩-૪.

तल निर्माण :—

प्रासाद दीर्घतो व्यासो भित्ति बाह्ये सुरालये ।
षोडशांशैर्हरेद भागं शेषं च द्विगुणं भवेत् ॥ ५ ॥

प्रथमे नवमे चैव द्वितीये चतुरो भवेत् ।
अयं विधिः प्रकर्त्तव्यो भागं च द्वित्र्यंशं भवेत् ॥ ६ ॥

तत्र युक्तिः प्रकर्त्तव्यो प्रासादे सर्वनामतः ।
शिवमुखे मयाश्रुतं भाषितं विश्वकर्मणा ॥ ७ ॥

પ્રાસાદની ભિતિ બહાર રેખાએ લંબાઇ પહોળાઈને ગુણીને સોળે ભાંગવા, જે શેષ રહે તે અંકને બમણા કરવા, તેટલા વિભાગનું તલ જાણવું. જો એક વધે તો બમણા કરતાં બે બે, ચાર અઠ્ઠાઈ તલ જાણવું. ત્રણ વધે તો બમણા છ થયા. છ એ બારાય જાણવું. એ યુક્તિએ પ્રાસાદના તલ વિભક્તિ અને પ્રાસાદ નામકરણ જાણવું. એમ શિવના મુખેથી મેં સાંભળેલ તે હું વિશ્વકર્મા કહું છું. ૫ થી ૭.



દિગંબર જૈન ધર્મશાળા પાલીતાણા.  [ એન. સી. સોમપુરા ]



**પદ્માવતી પરિકર દર્શન**

શિલ્પ સ્મૃતિ વાસ્તુ વિદ્યાયામ્ (ઉત્તરાર્ધ) ભરત પ્રિન્ટરી પાલીતાણા.



જગત શરણ મંદિર—આમેર



ચેમ્પુર જૈન દેરાસર સન્મુખ દર્શન—ચેમ્પુર [ એન. સી. સોમપુરા ]




# १. कमल भूषण प्रासाद

## विभक्ति १

चतुरस्त्री कृते क्षेत्रे द्वात्रिंशत्पद् भाजिते ।
कर्णे भाग त्रयः कार्यं प्रतिकर्णस्तथैव च ॥ ८ ॥
उपरथस्त्रि भागश्च भद्रार्धं वेद भागिकम् ।
कर्णिका नन्दिकाचैव भागैक च व्यवस्थिता ॥ ९ ॥
कर्णे च कर्मचत्वारि, प्रतिकर्णे क्रमत्रयम् ।
उपरथे द्वयं ज्ञेयं, कर्णिकायाम् क्रमद्वयम् ॥ १० ॥
विंशति उरुःशृंगाणि प्रत्यंगानि च षोडश ।
कर्णे च केसरी दधात् नन्दनं नन्दशालिकम् ॥ ११ ॥
प्रथम कर्म नंदीश मुर्ध्वे तिलका शोभितम् ।
कमलभूषण नामाऽयं ऋषभ जिन वल्लभ ॥ १२ ॥

પ્રાસાદની સમચોરસ ભૂમિના બત્રીશ ભાગ કરવાં, તેમાં ત્રણ ભાગ રેખા, ત્રણ ભાગ પ્રતિરથ, ત્રણ ભાગ ઉપરથ અને ચાર ભાગનું અર્ધ ભદ્ર, કોણિઓ અને નન્દિ એકેક ભાગ કરવી, રેખા ઉપર ચાર ક્રમે શૃંગ ચઢાવવા. પ્રતિરથે ત્રણ ક્રમ, ઉપરથ ઉપર બે ક્રમ અને દરેક કોણ નન્દિ ઉપર બે ક્રમે, ભદ્ર ઉપર ચારે બાજુ મળી ૨૦, ઉરૂશૃંગ અને સોલ પ્રત્યંગ કરવાં, રેખા ઉપર પહેલું ક્રમ નન્દીશ, ૨ નન્દશાલિક, ૩ નંદન, ૪ કેશરી ચઢાવવું અને તેની ઉપર શોભાયમાન તિલક કરવું. આવો ઋષભજિન ને વલ્લભ કમલભુષણ પ્રાસાદ છે. ૮ થી ૧૨

તલભાગ ૩૨–કમલ ભૂષણ પ્રાસાદ શૃંગ સંખ્યા

| | કે. | નં. | નંદ | નંદિ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| શૃંગ રેખા | ૫ + | ૧૩ + | ૧૭ + | ૨૧ | = ૫૬ | × ૪. | કુલ | ૨૨૪. |
| ,, પ્રતિરથે | ૫ + | ૧૩ + | ૧૭ + | ૦ | = ૩૫ | × ૮ | ,, | ૨૮૦. |
| ,, ઉપરથે | ૫ + | ૧૩ + | ૦ + | ૦ | = ૧૮ | × ૮ | ,, | ૧૪૪. |
| ,, નન્દિ | ૫ + | ૧૩ + | ૦ + | ૦ | = ૧૮ | × ૨૪ | ,, | ૪૩૨. |
| ,, પ્રત્યાંગ | | | | | ૪ | × ૪ | ,, | ૧૬. |

| | | |
|---|---|---|
| શૃંગ ભદ્રે | ૫ × ૪ | કુલ ૨૦. |
| ,, મૂલ શિખર | | ,, ૧. |
| | | કુલ શૃંગ ૧૧૧૭. |

॥ ૧ इति ऋषभजिन वल्लभः कमलभूषण प्रासादः ॥




## २. कामदायक प्रासाद

### विभक्ति २

चतुरस्रीकृते क्षेत्रे द्वादश पद भाजिते ।
कर्णो भाग द्वयकार्यः प्रतिकर्ण स्तथैव च ॥ १३ ॥

भद्रार्धं च द्विभागेन चतुर्दिक्षु व्यवस्थितम् ।
कर्णे क्रमत्रयं कार्यं प्रतिकर्णे क्रमद्वयम् ॥ १४ ॥

अष्टौ चैवरुशृंङ्गाणि ह्यष्टौ प्रत्यङ्गानि च ।
कर्णे च केसरीदधात् सर्वतोभद्रमेव च ॥ १५ ॥

नन्दनमजिते देयं चतुष्कर्णेषु शोभितम् ।
कामदायक प्रासादो ह्यजितजिन वल्लभः ॥ १६ ॥

પ્રાસાદની સમચોરસ ભૂમિના બાર ભાગ કરવાં, તેમાં બે ભાગ રેખા, બે ભાગનો પ્રતિભદ્ર અને બે ભાગનું ભદ્રાર્ધ કરવું. આ પ્રમાણે ચારે દિશામાં વ્યવસ્થિત કરવું, રેખા ઉપર ત્રણ શંગ ક્રમ, પ્રતિભદ્ર ઉપર બે ક્રમ આઠ ઉરૂશૃંગ અને આઠ પ્રત્યંગ ચઢાવવા રેખા ઉપર કેસરી, સર્વતોભદ્ર, નન્દન, એ ત્રણ ક્રમ ચઢાવવા. આ અજિતજિનને વલ્લભ એવો કામદાયક નામનો પ્રાસાદ જાણવો. ૧૩ થી ૧૬.

કામદાયક પ્રાસાદ શૃંગ સંખ્યા

| | | |
|---|---|---|
| રેખા | ૫ + ૯ + ૧૩ = ૨૭ × ૪ = | ૧૦૮ |
| પ્રતિરથે | ૫ + ૯ + ૦ = ૧૪ × ૮ = | ૧૧૨ |
| પ્રત્યંગ | ૨ × ૪ = | ૮ |
| ઉરૂશૃંગ | ૨ × ૪ = | ૮ |
| મૂલ શિખર | | ૧ |
| | કુલ શૃંગ | ૨૩૭ |

તલ ભાગ ૧૨

इति अजितजिन वल्लभः कामदायक प्रासादः ॥ २ ॥




## ३ रत्नकोटि प्रासाद

### विभक्ति ३

चतुरस्त्रीकृते क्षेत्रे नवभागविभाजिते ।
भद्रार्धे सार्धभागेन चैक भागः प्रतिरथः ॥ १७ ॥

कर्णिका नन्दिकापादा सार्धकर्णौ विचक्षण ।
कर्णे क्रमद्वयंकार्यं प्रतिकर्णे तथैव च ॥ १८ ॥

केसरी सर्वतोभद्र—क्रमद्वयं व्यवस्थितम् ।
कर्णिका नन्दिक्योश्च शृङ्गमेकैकं कारयेत् ॥ १९ ॥

षोडश उरुशृङ्गाणि चाष्टौ प्रत्यङ्गानि च ।
रत्नकोटिश्च नामायं प्रासाद संभवजिने ॥ २० ॥

પ્રાસાદની સમચોરસ ભૂમિના નવ ભાગ કરવાં, તેમાં ભદ્રાર્ધ દોઢ ભાગનું, પ્રતિરથ એક ભાગનો, કર્ણી અને નંદિ પા–પા (૦ા–૦ા)ભાગની અને રેખા દોઢ ભાગની કરવી. રેખા ઉપર ક્રમે બે પ્રતિરથ, ઉપર બે ક્રમ કર્ણી અને નન્દિ ઉપર એક એક શૃંગ ચઢાવવું ચારે ભદ્રે ૧૬ ઉરૂશૃંગ અને આઠ પ્રત્યંગ ચઢાવવા આ સંભવ-જિનવલ્લભ રત્નકોટિ નામનો પ્રાસાદ જાણવો. ૧૭થી૨૦

સંભવજિન વલ્લભ પ્રાસાદ શૃંગ સંખ્યા

| | |
|---|---|
| રેખા ૫ + ૯ = ૧૪ | × ૪= ૫૬ |
| પ્રતિભદ્ર ૫ + ૯ = ૧૪ | × ૮=૧૧૨ |
| કર્ણનન્દિ ૧૬ | × ૧= ૧૬ |
| પ્રત્યાંગ ૨ | × ૪= ૮ |
| ઉરૂશૃંગ ૪ | × ૪= ૧૬ |
| મૂલ પ્રાસાદ | ૧ |

તલભાગ ૯. કુલ શૃંગ ૨૦૧

॥ ३ इति संभवजिनवल्लभो रत्नकोटि प्रासाद ॥

## ४ अमृतोद्भव प्रासाद

### द्वितीय भेद

तद्रुपेतत्प्रमाणे च रथे कर्णे तिलकं न्यसेत् ।
अमृतोद्भवनामोऽयं सर्व देवेभ्य कारयेत् ॥ २१ ॥

રત્નકોટિ પ્રાસાદ પ્રમાણે તલ અને સ્વરૂપ જાણવું, ફેર એટલો કે રેખા, પ્રતિભદ્ર ઉપર અકેક તિલક ચઢાવવું. ૨૧

શૃંગ સંખ્યા પૂર્વવત ૨૦૧, તિલક ૧૨, રેખા ૪, પ્રતિભદ્રે ૮.

॥ ४ इतिश्री सर्वजिनवल्लभ अमृतोद्भव प्रासाद ॥




## ५ क्षितिभूषण प्रासाद

### ४ विभक्ति

चतुरस्त्रीकृते क्षेत्रे षोडशपद भाजिते ।
कर्णौ भागद्वयं कार्यः प्रतिकर्ण स्तथैव च ॥ २२ ॥

उपरथो द्वि भागश्च भद्रार्ध द्वयमेव च ।
कर्णे च क्रमचत्वारि प्रतिकर्णे क्रमत्रयम् ॥ २३ ॥

उपरथे क्रम द्वौ च उर्ध्वे तिलक शोभितम् ।
द्वादश उरुशृङ्गाणि प्रत्यङ्गानि च षोडश ॥ २४ ॥

क्षिति भूषण नामोऽयं प्रासादश्चाभिनन्दन ।

પ્રાસાદની સમચોરસ ભુમિના સોળ ભાગ કરવા. તેમાં બે ભાગ રેખા, બે ભાગ પ્રતિભદ્ર, બે ભાગ ઉપરથ અને બે ભાગનુ ભદ્રાર્ધ કરવું, રેખાએ ચાર ક્રમ, પ્રતિરથે ત્રણ ક્રમ, ઉપરથે બે ક્રમ, અને એક તિલક ચઢાવવું, ચારે ભદ્રે બાર ઉરૂશૃંગ, અને સોળ પ્રત્યંગ ચઢાવવાં આવો અભિનન્દન જિનને વલ્લભ ક્ષિતિભૂષણ નામનો પ્રાસાદ જાણવો. ૨૨ થી ૨૪.

| | | |
|---|---|---|
| શૃંગ રેખા | ૫ + ૯ + ૧૩ + ૧૭ | = ૪૪ × ૪ = ૧૭૬. |
| ,, પ્રતિભદ્ર | ૫ + ૯ + ૧૩ | = ૨૭ × ૮ = ૨૧૬. |
| ,, ઉપરથે | ૫ + ૯ | = ૧૪ × ૮ = ૧૧૨. |
| ,, પ્રત્યંગ | | ૪ × ૪ = ૧૬. |
| ,, ઉરૂશૃંગ | | ૩ × ૪ = ૧૨. |
| ,, મૂલ | | ૧. |
| | કુલ શૃંગ | ૫૩૩ |

॥ ५ इतिश्री अभिनन्दनजिनवल्लभ क्षितिभूषण प्रासाद ॥

## ६ सुमतिजिन प्रासाद

### विभक्ति ५

चतुरस्त्री कृते क्षेत्रे चतुर्दश विभाजिते ॥ २५ ॥
कर्णों द्वि भागिको ज्ञेयः प्रतिकर्ण स्तथैव च ।
निर्गम स्तत्समो ज्ञेयो नन्दिका भाग विश्रुता ॥ २६ ॥
भद्रार्धं च द्विभागेन कर्त्तव्यं च चतुर्दिशि ।
कर्णे क्रम द्वयं कार्यं प्रतिकर्णे तथैव च ॥ २७ ॥
भद्रेचैवोरुचत्वारि तथाष्टौ प्रत्यङ्गानि च ।
नन्दिकायां शृङ्गकूटं सुमति जिन नामतः ॥ २८ ॥

પ્રાસાદની સમચોરસ ભૂમિના ચૌદ ભાગ કરવાં, બે ભાગ રેખા, બે ભાગનો પ્રતિભદ્ર, એક ભાગ નન્દિ અને બે ભાગનુ ભદ્રાર્ધ કરવું, રેખા અને પ્રતિભદ્ર સમદલ કરવા, રેખાએ બે ક્રમ, પ્રતિભદ્રે પણ બે ક્રમ, પ્રત્યંગ ભદ્રે ચાર ચાર ઉરૂશૃંગ આઠ પ્રત્યંગ નન્દિની ઉપર એક શૃંગ અને એક કૂટ ચઢાવવું, આ સુમતિજિન નામનો પ્રાસાદ જાણવો. ૨૫ થી ૨૮.

| | | | | |
|---|---|---|---|---|
| શૃંગ રેખા | ૫ + ૯ = | ૧૪ × ૪ | = | ૫૬ |
| ,, પ્રતિરથે | ૫ + ૯ = | ૧૪ × ૮ | = | ૧૧૨ |
| ,, પ્રત્યંગ | | ૨ × ૪ | = | ૮ |
| ,, ભદ્ર | | ૪ × ૪ | = | ૧૬ |
| ,, નન્દિ | | ૨ × ૪ | = | ૮ |
| ,, મૂલ | | | = | ૧ |
| | | | કુલ શૃંગ | ૨૦૧ |

॥ ६ इतिश्री सुमतिजिनवल्लभ सुमतिजिन प्रासाद ॥

## ૮ શક્તિ ગણપતિ

પાર્વતીના કેડના ભાગમાં બેઠેલ, સિંદુર વર્ણ, ચાર ભુજા. અભય, પાશ. સૃણી, અભય.

## ૯ દ્વિજ ગણપતિ

ચાર ભુજા, શ્વેતવર્ણ. પુસ્તક, અક્ષમાલા. દંડ, કમંડલ.

## ૧૦ સિદ્ધ ગણપતિ

ચાર ભુજા, પિંગલ વર્ણ. પાકેલ ફળ, પુષ્પ મંજરી. શેરડી, તલના લાડુ.

## ૧૧ ઉચ્છિષ્ઠ ગણપતિ

ચારભુજા, નીલવર્ણ. નીલકમલ, દાડમી, વીણા, ચણોઠીની માળા.

## ૧૨ વિઘ્ન ગણપતિ

દશ ભુજા, સુવર્ણ વર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ શંખ, ૨ શેરડી, ૩ કુસુમ, ૪ કુહાડો, ૫ પાશ. વામ હસ્ત-૧ ચક્ર, ૨ દંત,(ફુલબાણ) ૩ સૃણિ, ૪ મંજરી, ૫ શર,

## ૧૩ ક્ષિપ્ર ગણપતિ

છ ભુજા, રક્તવર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ દંત. ૨ કલ્પલતા, ૩ પાશ. ૧ રત્ન, ૨ કુંભ, ૩ અંકુશ, વામહસ્તમાં.

## ૧૪ હેરંબ ગણપતિ

અષ્ટ ભુજા, ગૌરવર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ અભય, ૨ પાશ, ૩ દંત, ૪ અક્ષમાલા, વામ હસ્તમાં ૧ સૃણિ, ૨ ફરશી, ૩ મુદ્‌ગર, ૪ મોદક.

## ૧૫ લક્ષ્મી ગણપતિ

છ ભુજા, ગૌરવર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ બીજોરૂ, ૨ માણેક કુંભ, ૩ અંકુશ, ૧ પાશ, ૨ કલ્પલતા, ૩ ખડગ.

લક્ષ્મીજી કમળ ઉપર ઉભેલા ચાર ભુજા વરદ, કમલ, કમલ, વરદ.

## ૧૬ મહા ગણપતિ

દશ ભુજા, ગૌરવર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ બીજોરૂ, ૨ ગદા, ૩ અક્ષસૂત્ર, ૪ ધનુષ્ય, ૫ કલશ. વામ હસ્તમાં ૧ ચક્ર, ૨ કમલ, ૩ પાશ, ૪ કમલ, ૫ રત્નકલશ.

## ૧૭ વિજય ગણપતિ

ચાર ભુજા, રક્તવર્ણ. પાશ, અંકુશ. કુહાડી, દંત.

## ૧૮ ઉર્ધ્વ ગણપતિ

છ ભુજા, કનકવર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ ફરશી, ૨ કમલ, ૩ અક્ષસૂત્ર. વામ હસ્તમાં ૧ બાણ, ૨ ધનુષ્ય, ૩ દંત.

## ૧૯ એકાક્ષર ગણપતિ.

ચાર ભુજા, ત્રિનેત્ર, ચંદ્રને ધારણ કરનાર, રક્તવર્ણ. અભય, પાશ, અંકુશ, વરદને ધારણ કરનાર.

## ૨૦ વર ગણપતિ

ચાર ભુજા, ત્રિનેત્ર, ચંદ્રને ધારણ કરનાર, પાશ, અંકુશ, મધુપાત્ર, મસ્તક.

## ૨૧ અક્ષર ગણપતિ

ચાર ભુજા, ગજમુખ, કર્ણે ચામર ધારણ કરેલ, સુવર્ણવર્ણ, વરદ, પાશ, અંકુશ, મોદક.

## ૨૨ ક્ષિપ્ર ગણપતિ

છ ભુજા, ગજસૂંઢ, ચંદ્રમૌલી, ત્રિનેત્ર. વરદ, પાશ, અંકુશ. કલ્પલત્તા, વરદ, બીજોરૂ.

## ૨૩ હરિદ્રા ગણપતિ

ચાર ભુજા, હરિદવર્ણ. પાશ, અંકુશ. મોદક, દંત.

## ૨૪ એકદંત ગણપતિ

ચાર ભુજા, શ્યામ વર્ણ. ફરશી, અક્ષસૂત્ર, દંત, લાડુ.

## ૨૫ સૃષ્ટિ ગણપતિ

ચાર ભુજા, રક્ત વર્ણ. પાશ, અંકુશ, દંત, ફળ.

## ૨૬ ઉદંડ ગણપતિ

બાર ભુજા, રક્તવર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ કુહાડો, ૨ કમલ, ૩ બીજોરૂ, ૪ ગદા, ૫ દંત, ૬ બાણ. ૧ મણીકુંભ, ૨ કલશ, ૩ પાશ, ૪ ધનુષ્ય ૫ સૃણિ, ૬ કમલ.

## ૨૭ ઋણ મોચક ગણપતિ

ચાર ભુજા, શ્વેતવર્ણ. પાશ, અંકુશ. દંત, કમળ.

## ૨૮ દુંઢિ ગણપતિ

ચાર ભુજા, રક્તવર્ણ. અક્ષમાલા, કુહાડો, દંત, કમલ.

### ૨૯ દ્વિમુખ ગણપતિ

ચાર ભુજા, હરિવર્ણ. દંત, પાશ. અંકુશ, રત્નપાત્ર.

### ૩૦ ત્રિમુખ ગણપતિ

છ ભુજા, રક્તવર્ણ. ૧ અસિ, ૨ અંકુશ, ૩ વરદ. ૧ પાશ, ૨ અમૃતકુંભ, ૩ અભય.

### ૩૧ સિંહ ગણપતિ

છ ભુજા, શ્વેતવર્ણ ૧ વિણા, ૨ કલ્પલતા, ૩ વરદ. ૧ મુદ્દગર, ૨ રત્ન કલશ, ૩ અભય.

### ૩૨ યોગ ગણપતિ

બે ભુજા, રક્તવર્ણ, યોગારૂઢ મૂર્તિ જાણવી. પાશ, યોગદંડ.

### ૩૩ દુર્ગા ગણપતિ

આઠ ભુજા, કનકવર્ણ, ૧ અંકુશ, ૨ શર, ૩ અક્ષમાલા. ૪ દંત. ૧ પાશ, ૨ ધનુષ્ય, ૩ લત્તા, ૪ કમળ

### ૩૪ સંકષ્ટહર ગણપતિ

ચાર ભુજા રક્ત વર્ણ, અંકુશ, વરદ, પાશ, જલપાત્ર.

### ૩૫ વિનાયક

ચાર ભુજા સ્વદંત, પરશુ, કમળ, લાડુ.

*

## સત્તર સુબ્રહ્મણ્ય ( કાર્તિક સ્વામી )ના નામો.

### ૧ જ્ઞાન શક્તિ સુબ્રહ્મણ્ય

એક મુખ, ત્રિનેત્ર, જટા મુકુટ ધારણ કરનાર, શ્વેતવર્ણ, શ્વેતપુષ્પમાલા, હેમ-રત્નાદિકિરિટ ધારણ કરનાર, ચાર ભુજા વજ્ર, શક્તિ. કુકુટ, અભય.

### ૨ સ્કંધ સુબ્રહ્મણ્ય

ચાર ભુજા, દ્વિનેત્ર, શ્વેત પદ્માસન ઉપર, બેઠેલ ધુમ્રવર્ણ, કેશ શિખા પુષ્પમાલ યુક્ત. કુકુટ, અભય. વજ્ર, વરદ.

### ૩ અગ્નિજાત સુબ્રહ્મણ્ય

બે મુખ, અષ્ટભુજા, નીલવર્ણ. ૧ સ્રુક, ૨ અક્ષમાલા, ૩ ખડગ, ૪ સ્વસ્તિક. ૧ કુકડો, ૨ ખેટ, ૩ વજ્ર, ૪ જલપાત્ર.

### ૪ સૌરભેય સુબ્રહ્મણ્ય

ચાર મુખ, અષ્ટ નયન, આઠ ભુજા, કમલાસન. દક્ષિણ હસ્ત :– ૧ શક્તિ, ૨ કમલ, ૩ પુષ્પબાણ, ૪ અભય. વામહસ્ત :– ૧ વજ્ર, ૨ ઈક્ષુ ધનુષ્ય, ૩ શૂલ ૪ વરદ,

### ૫ ગાંગેય સુબ્રહ્મણ્ય

એક મુખ, ત્રિનેત્ર, દાડિમી કુસુમમાલ ધારણ કરેલ, કરંડ મુકુટ, કુકુડ ધ્વજ મસ્તક ઉપર, નીલકમલ પર બેઠેલ. પરશુ, પૂર્ણકુંભ, અરણી, કુકડો, ચાર ભુજા, પાટલવર્ણ.

### ૬ શરવણોદ્ભવ સુબ્રહ્મણ્ય.

છ ભુજા, એક મુખ, બાલસૂર્ય સમ પ્રકાશિત, સર્વાભરણ યુક્ત, રક્ત વર્ણ, ૧ પુષ્બાણ, ૨ ખડગ, ૩ ખેટ. ૧ વજ્ર, ૨ કુકડો, ૩ ધ્વજ.

### ૭ કાર્તિકેય સુબ્રહ્મણ્ય.

ત્રિનેત્ર, દશ હસ્ત, મસ્તક પર બિલ્વ ધારણ કરેલ. દક્ષિણ કરમાં ૧ શક્તિ, ૨ શૂલ, ૩ ચક્ર, ૪ અંકુશ, ૫ અભય. વામ હસ્તમાં ૧ વર, ૨ તોમર, ૩ પાશ, શંખ, ૫ વજ્ર. મયૂર વાહન બાલ સૂર્યસમ કાન્તિવાન, રક્તવર્ણ.

### ૮ કુમાર સુબ્રહ્મણ્ય.

ચાર ભુજા, એક મુખ, કરંડ મુકુટ યુક્ત, શક્તિ, અભય. વરદ, વજ્ર. રક્તવર્ણ.

### ૯ ષણ્મુખ સુબ્રહ્મણ્ય.

બાર ભુજા, મયુર વાહન, સર્વ લક્ષણ સંયુક્ત. જયા–વિજયા વામ–દક્ષિણ રક્તવર્ણ દક્ષિણ હસ્તમાં– ૧ શક્તિ, ૨ શર, ૩ ખડગ, ૪ ચક્ર, ૫ પાશ, ૬ અભય, વામ હસ્તમાં– ૧ કુકુટ, ૨ ધનુષ્ય, ૩ ખેટ, ૪ શંખ, ૫ હલ, ૬ વર.

### ૧૦ તારકારિ સુબ્રહ્મણ્ય.

એક મુખ, ત્રિનેત્ર, ગજપૃષ્ઠ પર સ્થિત. ૧ અભય, ૨ ખડગ, ૩ શક્તિ. ૧ ખેટ ૨ અક્ષમાલા, ૩ કુકુટ. છ ભુજા, રક્તવર્ણ.

## ૧૧ સેનાની સુબ્રહ્મણ્ય.

એક મુખ, બે નયન. શંખ, ચક્ર, વર, અભય. ચાર ભુજા સર્વાભરણ યુક્ત. સર્વ ગંધાનું વિલેપનમ, શ્યામ વર્ણ.

## ૧૨ ગૃહ સુબ્રહ્મણ્ય.

ચાર ભુજા, ત્રિનેત્ર, રત્નકિરીટ મુકુટ. શૂલ, વજ્ર, વર, અભય, શ્વેતવસ્ત્ર ધારણ કરનાર. જયા, વિજયા વામ દક્ષિણ. શ્યામ વર્ણ.

## ૧૩ બ્રહ્મચારી સુબ્રહ્મણ્ય.

ત્રિનેત્ર, બે ભુજા, બાલ સૂર્યસમ કાન્તિ. દંડ, વજ્ર. શિખા, યજ્ઞોપવિત. કૌપિન સંયુક્ત. રક્ત વર્ણ.

## ૧૪ દેશિક સુબ્રહ્મણ્ય.

છ ભુજા, એક મુખ, મુકુટ યુક્ત. ૧ શક્તિ, ૨ ખેટ, ૩ જપમાલા. ૧ વર, ૨ અભય, ૩ કમલ. મયુર વાહન.

## ૧૫ કૌંચ સુબ્રહ્મણ્ય.

ચાર ભુજા, ત્રિનેત્ર, સિંહાસન સ્થિત, વરદ, અભય, પુષ્પ, બાણ, રક્તવર્ણ.

## ૧૬ શિખિવાહન સુબ્રહ્મણ્ય.

ચાર ભુજા, એક મુખ, ત્રિનેત્ર. અભય, વર; પાશ, અંકુશ. ઇંદ્રનીલ રથમાં રક્ત કમલ પર બેઠેલ, રક્ત વર્ણ.

## ૧૭ વેલાયુધ સુબ્રહ્મણ્ય.

બે ભુજા, એક મુખ, દંડ, વર. રક્ત વર્ણ, કમલ વાહન.

## કાર્તિક સ્વામી

એક મુખ, બાલરૂપ, બે ભુજા, શક્તિ કુકડો.

## કાર્તિક સ્વામી.

બાર ભુજા, છ મુખ, મયુર વાહન. ૧ શક્તિ, ૨ ત્રિશુલ, ૩ પાશ, ૪ ખડગ, ૫ બાણ, ૬ તર્જની. ૧ મોરપીંછ, ૨ ધનુષ્ય, ૩ ખેટ, ૪ પતાકા, ૫ અભય, ૬ કુકડો.

અગ્નિપૂરાણ

## કાર્તિક સ્વામી.

નૂતન ઉદય પામતા સૂર્યની જેવી કાન્તિવાળા તથા કમળના ઉદર સમાન સુકુમાર કરવા, સર્વાભરણ ભૂષણ યુક્ત મયુર વાહન, ખેટ તથા નગરમાં બાર ભુજા, કર્વટમાં ચાર ભુજા, નાના ગામમા બે ભુજા કરવા. બાર ભુજા–૧ શક્તિ, ૨ પાશ, ૩ ખડગ, ૪ બાણ, ૫ ત્રિશૂલ, ૬ વરદ. ૧ ધનુષ્ય, ૨ પતાકા, ૩ મુષ્ટિ, ૪ તર્જની, ૫ ઢાલ, ૬ કુકડો.

## કાર્તિક સ્વામી

બે ભુજા, શક્તિ, કુકડો.

## કાર્તિક સ્વામી

ચાર ભુજા, તલવાર, વરદ, શક્તિ, પાશ.

## વીરેશ્વર ભગવાન

ચાર ભુજા, વૃષ પર બેઠેલ, ધનુર્ધારી વીણા ત્રિશુલને ધારણ કરનાર માત્રિકાઓની પહેલા સ્થાપવા. મધ્યે માતૃકા અને અંતે વિનાયક

અગ્નિપુરાણ

વીરેશ પછી ગણપતિ પછી ચંડિકા ચાર ભુજા. કપાલ. ૧ માલા, ૨ મસ્તક, ૩ ખટવાંગ, ૪ શૂલ ક્રુરરૂપા પછી માતૃકા અને છેવટ ભૈરવ કરવાં.

અપરાજિત

## ભૈરવ

બાર હસ્ત જટામાં ચંદ્રને ધારણ કરનાર, ૧ ખડગ, ૨ અંકુશ, ૩ કુહાડો, ૪ બાણ, ૫ આકડોવૃક્ષ, ૬ અભય. ૧ ચાપ, ૨ ત્રિશુલ, ૩ ખટવાંગ, ૪ પાશ, ૫ ખોપરી યુક્તદંડ, ૬ વર, ગજ ચર્મધર પ્રેતવાહન.

અગ્નિ પુરાણ.

## અષ્ટ ભૈરવ

૧ ભૈરવ, ૨ મહાભૈરવ, ૩ ચન્ડ ભૈરવ, ૪ રૂદ્ર ભૈરવ, ૫ કપાલ ભૈરવ, ૬ આનંદ ભૈરવ, ૭ કંકાલ ભૈરવ, ૮ બટુક ભૈરવ.

## ભૈરવ રુપ

લાંબા ઉદરવાળા, પિંગલ લોચન, દાંત વિકરાળ, નાસિકા ફુલેલી. મસ્તક માલા, રૌદ્રરૂપ, સર્પના આભૂષણો, ગજ ચર્મ ધારણ કરનાર બહુ બાહુ વ્યાપક છે, સર્વ જાતના આયુધોથી વિભૂષિત, નખ તિક્ષ્ણ, સર્પ ભુષણ, દેવી પાર્વતીની સન્મુખ રહેનાર, શ્વેત તથા રક્તવર્ણ, માતૃગણ મુખ્ય મહાકાલ જાણવો. અનેક રૂપ ધરે છે.

## ચતુષષ્ટિ ભૈરવ

૧ સ્વછંદ, ૨ વિઘ્ન, ૩ સંતુષ્ટ, ૪ ખેચર, ૫ સચરાચર, ૬ ક્રૂર, ૭ ક્રોડદષ્ટા, ૮ જટાધર, ૯ વિશ્વરૂપા, ૧૦ વિરૂપાક્ષો, ૧૧ નાના રૂપધર, ૧૨ વજ્ર હસ્તો, ૧૩ મહાકાય, ૧૪ ચંડ, ૧૫ પ્રલ પાંતક, ૧૬ ભૂમિકંપો, ૧૭ નિલકંઠ, ૧૮ વિષ્ણુ ૧૯ કુલપાલક, ૨૦ ચંડપાલ ૨૧ કામપાલ, ૨૨ ક્રોધ, ૨૩ પિંગલ, ૨૪ આગ્રરૂપ,

૨૫ ધરાપાલ, ૨૬ કુરલ, ૨૭ મંત્રનાયક, ૨૮ રૂદ્રપિત, ૨૯ મહારાય, ૩૦ શ્ચાપ્યુ, ૩૧ ખટુક, ૩૨ નાયક, ૩૩ શંકર, ૩૪ ભૂત, ૩૫ વૈતાલ, ૩૬ ત્રિનેત્ર, ૩૭ ત્રિપુરાતક ૩૮ વરદ, ૩૯ પર્વતાવત્સ, ૪૦ કપાલ, ૪૧ શશિભૂષણ, ૪૨ હસ્તિ, ૪૩ ચર્માંમ્બરધરો, ૪૪ યોગી, ૪૫ બ્રહ્મરાક્ષસ, ૪૬ સર્વજ્ઞ, ૪૭ સર્વદેવેશ, ૪૮ સર્વભૂત, ૪૯ હદિસ્થિત, ૫૦ ભીષણ, ૫૧ જય, ૫૨ હરસ્ય, ૫૩ સર્વજ્ઞા, ૫૪ કાલાગ્નિ, ૫૫ મહારૂદ્રો, ૫૬ દક્ષિણમુખ, ૫૭ સંહાર, ૫૮ રત્નકાંગો ૫૯ કાલાશિ, ૬૦ પ્રિયંકર, ૬૧ ઘોરનાદો, ૬૨ વિરૂપાક્ષો, ૬૩ યોગી, ૬૪ દક્ષ.

–તત્ત્વનિધિ

## ઘંટાકર્ણ દેવ

ઘંટાકર્ણ બે ભુજા, જટામુકુટ કાનમાં ઘંટા બન્ને ભુજાએ ચડાવેલાં ધનુષ્ય યુક્ત, જમણા પગ પાસે વજ્ર, ડાબા પગ પાસે ગદા.

## ઘંટાકર્ણ અગ્નિપુરાણ

ઘટાકર્ણદેવ પાપ અને રોગને નાશ કરનાર છે. તેમને અઢાર ભુજા છે. ૧ વજ્ર, ૨ તલવાર, ૩ દંડ, ૪ ચક્ર, ૫ મુશલ, ૬ અંકુશ, ૭ મુદ્ગર (મસ્તક) ૮ બાણ, ૯ મુદ્રા, ૧ ઢાલ, ૨ શક્તિ, ૩ મસ્તક, ૪ નાગપાશ, ૫ ધનુષ્ય, ૬ ઘંટા, ૭ કુઠાર, ૮ ત્રિશૂલ, ૯ ત્રિશૂલ, ( બે ત્રિશૂલ ધારણ કરેલ છે )

**લોકપાલ** :– બે ભુજા,

**કિન્નર** :– વિણા હસ્ત,

**પિશાચ** :– દુબળા અંગવાળા ફુલેલા નાકવાળા.

**વૈતાલ** :– વિકૃત

**ક્ષેત્રપાલ** :– શૂલવંત

**પ્રેત** :– કૃશોદર દુબળા પેટવાળા,

**પીતર** :– વૃદ્ધ પિતૃદેવ, યજ્ઞોપવિત ધારણ કરેલ. બે ભુજા ભદ્રપીઠ પર બેઠેલ જમણો હાથ ઘુંટણ પર, ડાબા હાથમાં શરવા–શૂચિ ( બન્ને હાથમાં નાગ પણ હોય )

**નાગ સ્વરૂપ** :– સાત ફણા મણિ સાથે નાભિથી નીચે સર્પ પુચ્છાકાર અને ઉપર પુરુષાકાર જેના હાથમાં માલા અને કમડલ છે, ( અન્ય મતે ખડગ ઢાલ )

**ગાન્ધર્વ** :– કિરીટ મુકુટ ધારણ કરેલ, હસ્તમાં વિણાવાદ્ય.

**અસુર** :– કિરીટ મુકુટ અને કુંડલધારી, તીક્ષ્ણ દંતવાળા, ભયંકર શસ્ત્ર ધારી

**રાક્ષસ** :– વસ્ત્ર લાલવર્ણ, શ્યામવર્ણ દેહવાલા, લાંબા નખવાળા અને ભયંકર સ્વરૂપ, હસ્તમાં કીર્તિ અને ખટવાંગ રાક્ષસ ઘોર રૂપવાળા હોય છે.

**ભૂત** – ભૂત, દાનવ અને પિશાચ માંસ રહિત દેહવાળા કેવલ હડીવાલા. મુખ લાંબા, બેઠેલ પેટ અને ભયંકર રૂપવાળા જાણવા.

**અપ્સરા, દેવાંગના** :– મહાસુંદર, રમ્ય, રૂપવાળી જાણવી.

**યક્ષિણી** :– સ્તબ્ધ દૃષ્ટિવાળી અને લાંબી આંખો વાલી.

**શાકિની** :– તિરછી દૃષ્ટિવાળી.

## शिल्पालंकार पंचजीव :

**अथ कीर्तिमुखायासि ग्रास मकर संस्थिता ।**
**विरालो विलोल जिह्वा पंचधा परिकीर्तिता ॥**

શિલ્પ કર્મમાં અલંકૃત પાંચ જીવ આ પ્રકારે છે. ૧ કીર્તિમુખ, ૨ નાગ, ૩ ગ્રાસ, ૪ મકર, ૫ વિરાલી, આ પાંચ જીવ શિલ્પ કૃતિમાં અલંકાર રૂપ માનેલ છે.

### ૩૨ દેવાંગના

૧ મેનકા, ૨ લીલાવતી, ૩ વિધિવિતા, ૪ સુંદરી, ૫ શુભગામિની (શુભાંગિની), ૬ હંસાવલી, ૭ સર્વકલા, ૮ કર્પુર મંજરી, ૯ પદ્મિની, ૧૦ ગૂઢશબ્દા (પદ્મનેત્રા), ૧૧ ચિત્રિણી, ૧૨ ચિત્ર વલ્લભા (ચિત્રરૂપા, પુત્રવલ્લભા), ૧૩ ગૌરી, ૧૪ ગાંધારી, ૧૫ દેવશાખા (દેવજ્ઞા), ૧૬ મરીચિકા, ૧૭ ચંદ્રાવલી, ૧૮ પત્રલેખા (ચંદ્રલેખા), ૧૯ સુગંધા, ૨૦ શત્રુ મર્દિની, ૨૧ માનવી (માનની માનિકા), ૨૨ માનહંસા, ૨૩ સુસ્વભાવા, ૨૪ ભાવચંદ્રા (ભાવમુદ્રિકા), ૨૫ મૃગાક્ષી, ૨૬ ઉર્વશી, ૨૭ રંભા (ઉત્તાન), ૨૮ ભુજઘોષા (મંજુઘોષા), ૨૯ જયા, ૩૦ વિજયા (મોહિની), ૩૧ ચંદ્રવક્રા (ઉત્તાના), ૩૨ કામરૂપા (તિલોત્તમા).

# દેવી સ્વરૂપ લક્ષણ

### મહાકાલી

દશ ભુજા, દશ પગ, દશ મસ્તક, શ્યામ (કાજળ) વર્ણ, ત્રિનેત્ર. ૧ ખડગ, ૨ બાણ, ૩ ગદા, ૪ શૂલ, ૫ ચક્ર, દક્ષિણ હસ્તમાં. ૧ શંખ, ૨ ભુશૂણ્ડિ, ૩ પરિઘ ૪ ધનુષ્ય, ૫ લોહી ટપકતું મસ્તક, વામ હસ્તમાં

દેવી ભાગવત.

## મહાકાલી

દશ ભુજા, દશ પગ, દશ મસ્તક, ત્રિનેત્ર, કાન્તિ નિલમણી જેવી. દક્ષિણ હસ્તમાં ૧ ખડગ, ૨ ચક્ર, ૩ ગદા, ૪ બાણ, ૫ ધનુષ્ય. વામ હસ્તમાં ૧ પરિઘ, ૨ ત્રિશુલ, ૩ ભુશૂણ્ડિ, ૪ મસ્તક, ૫ શંખ.

માર્કંડેય પુરાણ.

## મહાલક્ષ્મી.

અઢાર ભુજા, મુખગોરૂં, ભુજાશ્યામ, સ્તન મંડળ અત્યંત શ્વેત, કટિ ચરણ લાલ જંઘાપિંડી નીલ, ત્રિગુણી શક્તિ, પ્રસન્ન મુખ, કમલ ઉપર બેઠેલ મહિષાસુર, મર્દિની. દક્ષિણ હસ્તમાં ૧ અક્ષમાલા ૨ પરશુ, ૩ ગદા, ૪ બાણ, ૫ વજ્ર, ૬ પદ્મ, ૭ ધનુષ્ય, ૮ કુણ્ડિકા, ૯ દંડ. વામ હસ્તમાં ૧ અસિ, ૨ ખડગ, ૩ ઢાલ, ૪ શંખ, ૫ ઘણ્ટા, ૬ સુરાપાત્ર, ૭ ત્રિશૂલ, ૮ પાશ, ૯ સુદર્શન.

બ્રહ્મ વૈવર્ત્ત પુરાણ.

## મહાલક્ષ્મી

અઢાર ભુજા, અક્ષમાલા. દક્ષિણ હસ્તમાં ૧ અક્ષમાલા, ૨ કમલ, ૩ બાણ, ૪ ખડગ, ૫ વજ્ર, ૬ ગદા, ૭ ચક્ર, ૮ ત્રિશૂલ, ૯ પરશુ ૧ શંખ, ૨ ઘંટા, ૩ પાશ, ૪ શક્તિ, ૫ દંડ, ૬ ઢાલ, ૭ ધનુષ્ય, ૮ સુરાપાત્ર, ૯ કમંડલ. વામ હસ્તમાં

માર્કણ્ડેય પુરાણ

## મહાકાલી

દશ ભુજા દશ પગ. નીલ વર્ણ. દક્ષિણ હસ્તમાં ૧ ખડગ, ૨ ચક્ર, ૩ ગદા, ૪ બાણ, ૫ ઢાલ વામ હસ્તમાં ૧ શૂલ, ૨ ભુશૂણ્ડિ, ૩ મસ્તક, ૪ શંખ, ૫ ધનુષ્ય.

તત્ત્વનિધિ

## મહા સરસ્વતી.

અષ્ટ ભુજા, શરદ ચંદ્ર જેવી કાન્તિવાળા દક્ષિણ હસ્તમાં ૧ ઘંટા, ૨ શૂલ, ૩ હળ, ૪ શંખ. વામ હસ્તમાં–૧ મુશળ, ૨ ચક્ર, ૩ ધનુષ્ય, ૪ બાણ.

બ્રહ્મવૈવર્ત પુરાણ

## મહા સરસ્વતી.

અષ્ટ ભુજા દક્ષિણ હસ્તમાં – ૧ બાણ, ૨ મુશલ, ૩ શૂલ, ૪ ચક્ર. વામ હસ્તમાં– ૧ શંખ, ૨ ઘંટા, ૩ હળ, ૪ ધનુષ્ય.

માર્કણ્ડેય પુરાણ

## મહા લક્ષ્મી.

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ પાનપાત્ર, ૨ ગદા. વામ હસ્તમાં ૧ ખેટ, ૨ શ્રીફળ

## મહા લક્ષ્મી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ વરદ, ૨ કમલ. વામ હસ્તમાં ૧ કમલ, ૨ શ્રીફળ કમલ પર બેઠેલ.

## લક્ષ્મી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ જલપાત્ર, ૨ કૌમુદિ. વામ હસ્તમાં ૧ ઢાલ, ૨ શ્રીફળ.

## લક્ષ્મી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ બિલ્વ ફળ, ૨ શંખ, વામ હસ્તમાં ૧ કેયુરપ્રાન્ત, ૨ અમૃતકુંભ. પાછળ બે હાથી, મસ્તકે કમળને ધારણ કરતા કરવા, કમળ વાહન, કમળ ઉપર ઉભેલા બે બાજુ બે વિદ્યાધર કરવા, જમણી બાજુ વિરાજિત, ડાબી બાજુ મૌલિ. હાથમાં ખડગ ધારણ કરનાર, આજ્ઞામાં તત્પર.

જય લક્ષ્મી, વિષ્ણુધર્મોતર પુરાણ

## મહાવિદ્યા સરસ્વતી

અષ્ટ ભુજા, મુકુટ ધારિણી, તેજ મંડળ યુક્ત, કુંડલો સહિત કર્ણવાળી. દક્ષિણ હસ્તમાં ૧ અક્ષમાલા, ૨ પદ્મ, ૩ વીણા, ૪ પુસ્તક. વામ હસ્તમાં ૧ વરદ, ૨ અક્ષમાલા ૩ પદ્મ, ૪ પુસ્તક ધારિણી સરસ્વતી કલ્યાણકારી સરસ્વતી જાણવી.

## સરસ્વતી

ચંદ્ર જેવું મુખ છે, સર્વાભરણ ભૂષિતા, ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ પુસ્તક, ૨ અક્ષમાલા. વામ હસ્તમાં ૧ વીણા, ૨ કમંડલ.

# બાર સરસ્વતીના નામો

## ૧ મહાવિદ્યા સરવસ્તી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં માલા, કમલ. વામ હસ્તમાં વીણા, પુસ્તક.

## ૨ મહાવાણી સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં માલા, પુસ્તક વામ હસ્તમાં વીણા, કમલ.

## ૩ ભારતી સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં વરદ, માલા. વામ હસ્તમાં કમલ, પુસ્તક.

## ૪ સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં વરદ, કમલ. વામ હસ્તમાં માલા, પુસ્તક.

## ૫ આર્યા

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં વરદ, માલા. વામ હસ્તમાં પુસ્તક, કમલ.

## ૬ બ્રાહ્મી સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં વરદ, પુસ્તક. વામ હસ્તમાં માલા, પદ્મ.

## ૭ કામધેનુ સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં વરદ, પદ્મ વામ હસ્તમાં વીણા, પુસ્તક

## ૮ વેદ ગર્ભા સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં વરદ, પુસ્તક. વામ હસ્તમાં વીણા, કમલ.

## ૯ ઇશ્વરી સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં માલા, અભય વામ હસ્તમાં કમલ, પુસ્તક.

## ૧૦ મહાલક્ષ્મી સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં માલા, કમલ. વામ હસ્તમાં પુસ્તક, અભય.

## ૧૧ મહાકાલી સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં માલા, કમલ. વામ હસ્તમાં પુસ્તક, અભય.

## ૧૨ મહા સરસ્વતી

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં માલા, પુસ્તક, વામ હસ્તમાં વીણા, પદ્મ.

દેવતામૂર્તિ પ્રકરણ.

## ચામુંડેશ્વરી

વીશ ભુજા, એક મુખ, વાહન સિંહ. દક્ષિણ હસ્તમાં ૧ ત્રિશૂલ, ૨ તલવાર, ૩ શક્તિ, ૪ ચક્ર, ૫ બાણ, ૬ શંખ, ૭ પાત્ર, ૮ અભય, ૯ ડમરૂં, ૧૦ છૂરી. વામ હસ્તમાં ૧ નાગ, ૨ પાશ, ૩ ઢાલ, ૪ કુહાડી, ૫ અંકુશ, ૬ ધનુષ્ય, ૭ ઘંટ, ૮ ધ્વજ, ૯ ગદા. ૧૦ રિપુ નાશિની ( દૈત્યના કેસ પકડી ત્રિશૂલ મારે છે. )

## ચામુંડા મહિષઘાતની

દક્ષિણ હસ્તમાં ૧ અસિ, ૨ ખેટ, ૩ કર્વત, ૪ ગદા, ૫ દંડ, ૬ શર, ૭ ચાપ, ૮ મુષ્ઠિ, ૯ મુદ્ગર ૧૦ શંખ, ૧૧ ખડગ, ૧૨ ધ્વજ, ૧૩ વજ્ર, ૧૪ ચક્ર. વામ હસ્તમાં ૧ પરશુ, ૨ ડમરૂં, ૩ દર્પણ, ૪ શક્તિ, ૫ કુન્ત, ૬ હળ, ૭ મુશલ, ૮ પાશ, ૯ તોમર, ૧૦ ઢાલ, ૧૧ પણવ, ૧૨ અભય, ૧૩ મુષ્ઠિ. ૧૪ તર્જની. સિંહ વાહન.

અગ્નિપૂરાણ

## ચંડી વિશભુજા

સિંહારૂઢ. ૧ ત્રિશૂલ, ૨ તલવાર, ૩ શક્તિ, ૪ ચક્ર, ૫ પાશ, ૬ ઢાલ, ૭ અભય, ૮ ડમરૂં, ૯ શક્તિ, ૧૦ નાગ. વામ હસ્તમાં ૧ પાશ, ૨ ઢાલ, ૩ કુહાડી, ૪ અંકુશ, ૫ પાશ, ૬ ઘંટા, ૭ ધ્વજ, ૮ ગદા, ૯ દર્પણ, ૧૦ મુદ્ગર.

## ચંડી દશભુજા

સિંહ વાહન. દક્ષિણ હસ્તમાં ૧ બાણ, ૨ ખડગ, ૩ ત્રિશૂલ, ૪ મસ્તક, ૫ શક્તિ. વામ હસ્તમાં ૧ નાગપાશ, ૨ ઢાલ, ૩ અંકુશ; ૪ કુહાડી, ૫ ધનુષ્ય. મહિષાસુર મર્દિની.

## દુર્ગા અષ્ટદશ ભુજા

સિંહ વાહન, અઢાર હાથ. દક્ષિણ હસ્તમાં ૧ મસ્તક, ૨ ઢાલ, ૩ દર્પણ, ૪ તર્જની, ૫ બાણ, ૬ ધ્વજ, ૭ ડમરૂં, ૮ અંકુશ, ૯ પાશ. વામ હસ્તમાં ૧ શક્તિ, ૨ મુદ્ગર, ૩ ત્રિશૂલ, ૪ વજ્ર, ૫ ખડગ, ૬ અંકુશ, ૭ બાણ, ૮ ચક્ર, ૯ નાગ.

અગ્નિ પુરાણ.

## દુર્ગા અષ્ટભુજા

મસ્તકમાં ચંદ્રનો મુકુટ છે જેનુ તેજ વિજળી જેવું છે, સિંહ પર બેઠેલ છે. દક્ષિણ હસ્તમાં ૧ ચક્ર, ૨ ગદા, ૩ તલવાર, ૪ ઢાલ ધારણ કરેલ છે. વામ હસ્તમાં ૧ બાણ, ૨ ધનુષ્ય, ૩ પાશ, ૪ અભય ધારણ કરેલ છે. હસ્તમાં ઢાલ, તલવાર ધારણ કરેલ કન્યાઓ જેની સેવામાં ખડી છે.

## ચામુંડા ચાર ભુજા

ચાર ભુજા, ત્રિનેત્ર, દુબળા શરીરવાળી, ઊંચા કેશવાળી (ઉર્ધ્વકેશી), હાડકાની માળા પહેરનાર (અસ્થિભૂષણ), ઉંડા પેટવાળી (કૃશોદરી), શિયાળના ચર્મને ધારણ કરનાર, લોંકડીના વાહનવાળી, શૂલ, કાતર. મસ્તક, પટ્ટાકા.

## ભુવનેશ્વરી

પ્રભાતના કોમળ સૂર્ય જેવી કાન્તિવાળી, શિર પર ચંદ્રનો મુકુટ ધારણ કરેલ છે. તંગ સ્તનોવાળા, ત્રિનેત્ર, હસ્તા મુખવાળા, આઠભુજા. ૧ અંકુશ, ૨ પાશ, ૩ અભય, ૪ મુદ્રા દક્ષિણ કરમાં. ૧ વર, ૨ પાશ, ૩ અંકુશ, ૪ અભય વામ હસ્તમાં

# નવ દુર્ગા

(૧) **શૈલપુત્રી** :- ચંદ્રને મસ્તક પર ધારણ કરનાર, વૃષભ વાહન, બે ભુજા વરદ, ત્રિશૂલ

(૨) **બ્રહ્મચારિણી** :- ઉભેલા, બે ભુજા, અક્ષમાલા કમંડલ.

(૩) **ચંદ્રઘંટા** :- દશ હસ્ત, વાઘનાં વાહનવાળા. દક્ષિણ હસ્તમાં ૧ વરદ, ૨ માલા, ૩ પાશ, ૪ બાણ, ૫ કમલ. વામ હસ્તમાં ૧ ત્રિશૂલ, ૨ ગદા, ૩ ખડગ, ૪ વરદ, ૫ કમંડલ.

(૪) **કુષ્માંડાં** :- અષ્ટ ભુજા, વાઘ વાહન. દક્ષિણ હસ્તમાં ૧ વર, ૨ કમંડલ, ૩ બાણ ૪ કમલ. વામ હસ્તમાં ૧ કમલ, ૨ ચક્ર, ૩ ગદા, ૪ માલા.

(૫) **સ્કંધમાતા**:- સિંહ વાહન, છ મુખવાળા. ૧ કાર્તિકસ્વામી ૨ કમળ. ૧ કમળ, ૨ વરદ. ચાર ભુજા.

(૬) **કાત્યાયની** :- સિંહ વાહન, ચાર ભુજા. ૧ અભય, ૨ વરદ. ૧ કમળ, ૨ તલવાર.

(૭) **કાલરાત્રી** :- ખર વાહન, નગ્ના, લાંબા હોઠવાળી, શ્યામ વર્ણ. વરદ, અભય. ખડગ, ધ્વજા.

(૮) **મહાગૌરી** :- વૃષભ વાહન, શ્વેત વર્ણ, ચાર ભુજા. વરદ, ત્રિશૂલ. અભય જલપાત્ર

(૯) **સિદ્ધદાત્રી** :- કમલ પર બેઠેલ, ચાર ભુજા. ગદા, તર્જની. શંખ, પદ્મ.

# સપ્ત માત્રિકા

(૧) **ગૌરી** :- આગળ વૃષભ છે તેવા, બે ભુજા, શ્વેતવર્ણ ૧ કમલ, ૨ ત્રિશૂલ.

(૨) **બ્રાહ્મી** :- ચતુર્મુખ, બે ભુજા, શ્વેતવર્ણ, હંસ વાહન. અક્ષમાલા, કમંડલ.

(૩) **શાંકરી**:- ચાર ભુજા, શ્વેતવર્ણ, વૃષ વાહન શર, ચાપ, ચક્ર, ધનુષ્ય

(૪) **કૌમારી**- બે ભુજા, રક્ત વર્ણ, મયુર વાહન, બંન્ને હાથમાં શક્તિ ધારણ કરેલ છે.

(૫) **લક્ષ્મી** :- ચાર ભુજા, શંખ, ચક્ર, ગદા, કમલ.

(૬) **વારાહી** :- ચાર ભુજા, મહિષ વાહન, દંડ, શંખ, અસિ, ગદા.

(૯) **ઐન્દ્રી** :- ચાર ભુજા, વજ્ર હસ્તા, ગજ વાહન, સહસ્રનેત્રા.



## નવ રૂદ્રચણ્ડા

(૧) રૂદ્રચંડા :— રક્ત વર્ણ, ડમરૂં, તર્જની ધારણ કરેલ છે.
(૨) પ્રચંડા :— પીત વર્ણ, ,, ,, ,,
(૩) ચણ્ડોગ્રાઃ— નીલ વર્ણ, ,, ,, ,,
(૪) ચંડનાયિકા શ્વેત વર્ણ, ,, ,, ,,
(૫) ચંડ :— ધૂમ્ર વર્ણ, ,, ,, ,,
(૬) ચંડવતિ :— પીતવર્ણ, ,, ,, ,,
(૭) ચંડરૂપા :— શ્વેતવર્ણ, ,, ,, ,,
(૮) ચંડિકા :— રક્ત વર્ણ, ,, ,, ,,
(૯) ઉગ્રચંડા :— પીતવર્ણ, ,, ,, ,,

સ્કંધ પુરાણ.

## રૂદ્ર ચામુંડા

આઠ ભુજા, ગજ ચર્મ ધારણ કરનાર. દક્ષિણ હસ્તમાં ૧ ધનુષ્ય, ૨ ઢાલ, ૩ પતાકા, ૪ અભય. વામ હસ્તમાં ૧ મસ્તક, ૨ કાતર, ૩ શૂલ, ૪ પાશ. શિર પર ડમરૂં રાખી રૂદ્ર મૂર્તિ નૃત્ય કરતી કરવી.

## મહિષાસુર મર્દિની ચણ્ડિકા

ત્રિભંગીપણે ઉભેલી, મહિષાસુરનો નાશ કરતી, બાર ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ ત્રિશૂલ, ૨ ખડગ, ૩ ચક્ર, ૪ બાણ, ૫ પદ્મ, ૬ શક્તિ. વામ હસ્તમાં ૧ ઢાલ, ૨ ચઢાવેલું ધનુષ્ય, ૩ પાશ, ૪ અંકુશ, ૫ ઘંટા, ૬ દૈત્યના કેશ એક હાથે પકડેલા છે. નીચે જેનુ મસ્તક કાપી નાખ્યુ છે તેવો પાડો કરવો, માથું કપાયેલ અને હાથમાં તલવાર છે એવો મહિષાસુર કરવો, હૃદય ત્રિશૂલથી ભેદાયેલ છે. વાંકા દાંતવાળો, રક્તથી જેના અંગો રંગાયેલા છે. ફાટેલી અને લાલચોળ જેની આંખો છે એવા સ્વરૂપવાળો કરવો. દેવીનો જમણો પગ સિંહ પર રહેલો છે. વામ પગનો અંગુઠો કંઇક નીચેથી મહિષને અડકેલો કરવો.

## રક્ત ચામુંડા

મોટી વિકરાળ દાઢોવાળી. શુષ્ક દેહવાળી, ઉંડી આંખોવાળી, ભયંકર સ્વરૂપવાળી દશ ભુજાવાળી. ક્ષીણ કમર. મુડદા પર બેઠેલ, વિકરાળ મુખવાળી, ભયંકર રક્ત, ચામુંડા દેવી જાણવા. દક્ષિણ હસ્તમાં ૧ મુશલ, ૨ ચક્ર, ૩ બાણ, ૪ અંકુશ, ૫ ખડગ, વામ હસ્તમાં ૧ ઢાલ. ૨ પાશ, ૩ ધનુષ્ય, ૪ દંડ, ૫ કુહાડી.

# ચોવીશ પાર્વતી ગૌરી સ્વરૂપો

ચતુર્વિંશતી ગૌરીનું સામાન્ય સ્વરૂપ ચાર ભુજા, ત્રિનેત્ર, સર્વાભરણભૂષિતા, પીળા વર્ણના, પીળા વસ્ત્રોવાળા, એક મુખ, યૌવન સ્વરૂપ, તેજ પ્રભાવાળા મુકુટ, કુંડલથી શોભતા, હાર, કંકણ, કેયુર, પગ નુપૂર (ઝાંઝર), પહેરેલ અને વિશેષ કરી સિંહ વાહનવાળા અને અન્ય વાહનો અને ઘો વાહન પણ કહેલ છે.

૧. **તોતલા દેવી** :- માલા, કમંડલ, પીંછીકા, શંખ, હંસ વાહન.

૨ **ત્રિપુરા દેવી** :- અંકુશ, અભય, પાશ, શિવલિંગ, વાહન પ્રેત,

૩. **સૌભાગ્ય દેવી** :- પદ્મ, માલા, પુસ્તક, ફળ, વાહન ગરૂડ.

૪. **વિજયા દેવી** :- દંડ, માલા પુસ્તક, અભય. વાહન સિંહ.

૫. **ગૌરી દેવી** :- શિવલિંગ, માળા, ગણપતિ, કમંડલ. વાહન સિંહ.

૬. **પાર્વતી દેવી** :- શિવલિંગ, અભય, ગણપતિ, ફલ. વાહન ઘો.

૭. **શૂલેશ્વરી દેવી** :- શિવલિંગ, અભય, ગણપતિ, માલા. વાહન સિંહ.

૮ **લલિતા દેવી** :-શિવલિંગ, માળા, ગણપતિ, કમંડલ. વાહન ઘો.

૯. **ઇશ્વરી દેવી** :- શિવલિંગ, અભય, ગણપતિ, કમંડલ. વાહન ઘો.

૧૦. **મનેશ્વરી દેવી** :- શિવલિંગ, કમળ, ગણપતિ, અભય વાહન સિંહ.

૧૧. **ઉમા દેવી** :- શિવલિંગ, અભય, ગણપતિ, કમલ. વાહન સિંહ.

૧૨. **વીણા દેવી** :- શિવલિંગ, કમળ, ગણપતિ, શિવલિંગ વાહન સિંહ.

૧૩. **હસ્તિની દેવી** :- શિવલિંગ, માતુલિંગ, ગણપતિ, કમંડલ. વાહન ઘો.

૧૪. **ત્રિનેત્રા દેવી** :- શિવલિંગ, માળા, ગણપતિ, ફળ. વાહન ઘો.

૧૫. **રમણા દેવી** :- શિવલિંગ, માળા, ગણપતિ, પુસ્તક વાહન હંસ.

૧૬. **ફલકલા દેવી** :- કમળ, કમળ, પુસ્તક, કમંડલ. આસન કમલ.

૧૭ **જંઘા દેવી** :- કમળ, માળા, દર્પણ, ફલ. વાહન હાથી.

૧૮. **ત્ર્યૈલોક વિજય** :- અંકુશ, વરદ, પાશ, અભય. વાહન સિંહ.

૧૯. **કામેશ્વરી દેવી** :- કમળ, માળા, પુસ્તક, અભય, આસન કમલ.

૨૦. **રક્તનેત્રા દેવી** :- ખડગ, અભય, સર્પ, ફળ. વાહન પ્રેત.

૨૧. **ચંડી દેવી :–** મુંડ, ખડગ, ઘંટિકા, ધનુષ્ય. શબ વાહન.

૨૨. **જંભીની દેવી :–** બાણ, પાશ, અંકુશ, ઢાલ. શબ વાહન.

૨૩. **જ્વલપ્રભા દેવી :–** મુંડ, ખડગ, ઘંટિકા, ધનુષ્ય. શબ વાહન.

૨૪ **ભૈરવી દેવી :–** બાણ, પાશ, અંકુશ, ઢાલ. શબ વાહન.

ઉપરની ચોવીશ દેવીઓમાં ૧ (૨) ત્રિપુરા દેવી, ૨ (૨૦) રક્તનેત્રા દેવી, ૩ (૨૧) ચંડી દેવી, ૪ (૨૨) જંભિની દેવી, ૫ (૨૩) જ્વલપ્રભા દેવી, ૬ (૨૪) ભૈરવી. આ છ દેવીના સ્વરૂપો ઉગ્રતામસ છે, બાકી રાજસ સાત્વિક સ્વરૂપોની અઢાર દેવીઓ છે.

જ્ઞાનપ્રકાશ દિપાર્ણવ.

# દ્વાદશ ગૌરી

૧ **ઉમા** – અક્ષસૂત્ર, કમલ દર્પણ, કમંડલ. ઘો વાહન.

૨ **પાર્વતી** – ૧ માળા, ૨ શિવલિંગ. ૧ ગણપતિ, ૨ કમંડલ, નીચે બે બાજુ અગ્નિ કુંડો. ઘો વાહન.

૩ **ગૌરી** – માળા, અભય. કમળ, કમંડલ. ઘો. વાહન

૪ **લલિતા** – માળા, વીણા. વીણા, કમંડલ. ઘો. વાહન

૫ **શ્રિયા**– માળા, અભય, વરદ, કમંડલ ઘો વાહન.

૬ **કૃષ્ણા** – ૧ માળા, ૨ અભય. ૧ પુસ્તક, ૨ કમંડલ પુરાંજલી, પંચકુંડ અગ્નિના. ઘો વાહન.

૭ **હિમવંતી** – પદ્મ, દર્પણ, અભય, કમંડલ. ઘો વાહન.

૮ **રંભા** – કમંડલ, માળા. વજ્ર, અંકુશ. હસ્તિ વાહન

૯ **સાવિત્રી** – માળા, પુસ્તક. કમળ, કમંડલ. ચારમુખ. હંસ વાહન.

૧૦ **ત્રિખંડા** – માળા, વજ્ર, શક્તિ કમંડલ, ઘો વાહન.

૧૧ **તોતલા** – શૂલ, માલા. દંડ, શ્વેતચામર. ઘો. વાહન

૧૨ **ત્રિપુરા** – પાશ, અંકુશ, અભય, વરદ, ઘો વાહન.

# દ્વાદશ સરસ્વતી

૧ સરસ્વતી :– માળા, કમળ. વીણા, પુસ્તક.
૨ સરસ્વતી :– પુસ્તક, માળા. વીણા, પદ્મ.
૩ કમલાક્ષ્મીણી :– વરદ, માળા. કમળ, પુસ્તક.
૪ જયા :– વરદ, કમળ. પુસ્તક, માળા.
૫ વિજયા :– વરદ, માળા. પુસ્તક, કમળ.
૬ સારંગી :– વરદ, પુસ્તક. માળા, કમળ.
૭ તુંબરી :– કમળ, માળા. વીણા, પુસ્તક.
૮ નારદી :– વરદ, પુસ્તક. વીણા, કમળ.
૯ સર્વ મંગલા :– માળા, કમળ. વીણા, પુસ્તક.
૧૦ વિદ્યાધરી :– કમળ, માળા. વીણા, પુસ્તક.
૧૧ સર્વવિદ્યા :– માળા, કમળ. પુસ્તક, અભય.
૧૨ નારદી દેવી :– અભય, કમળ. પુસ્તક, માળા.

દ્વાદશ સરસ્વતી સ્વરૂપ, ( દીપાર્ણવનામતે છે ) સામાન્ય સ્વરૂપ ચારભુજા, એક મુખ, મુકુટ, કુંડલ ધારણ કરનાર, તેજપ્રભા વસ્ત્ર અલંકાર યુક્ત, યૌવન અવસ્થા, પ્રસન્ન મુખ, વાહન હંસ અથવા મયુર.

જ્ઞાનપ્રકાશ દીપાર્ણવ

# જયાદિ દેવીઓ

પૂર્વ–જયાદેવી :– ચાર ભુજા. અભય, પાશ. અંકુશ, મુદ્‌ગર.
દક્ષિણ–વિજયાદેવી :– ચાર ભુજા. અભય, પાશ. અંકુશ, મુદ્‌ગર.
પશ્ચિમ–અજિતાદેવી–: ચાર ભુજા. અભય, પાશ. અંકુશ, મુદ્‌ગર.
ઉત્તર–અપરાજિતદેવી–: ચાર ભુજા. અભય, પાશ. અંકુશ, મુદ્‌ગર.

સમવસરણ વર્ણન

# ચારદેવી સહ તુંબરૂ રૂપ નિર્માણ

**તુંબરૂ** :–વૃષ વાહન :– ચાર મુખ, ચાર ભુજા, ચંદ્રાશુ ગૌરવર્ણ, કપાલ, માતુલિંગ, ધનુષ્ય, માતુલિંગ.

ડાબી જમણી બાજુ બબ્બે દેવીની મૂર્તિ કરવી. જયા, વિજયા, જમણી તરફ જયન્તિ અપરાજિતા ડાબી તરફ.

૧ **જયા** :- ચારમુખ, બે ભુજા. દંડ, મસ્તક. શ્વેતવર્ણ, પુરૂષ વાહન.

૨ **વિજયા**:- ચારમુખ, બે ભુજા. ખડગ, મસ્તક. રક્ત વર્ણ, કૌશિક વાહન.

૩ **જયન્તિ**:- ચારમુખ, બે ભુજા, અક્ષમાલા, પુસ્તક, પીતવર્ણ, અશ્વ વાહન

૪ **અપરાજિતા** :- ચાર મુખ, બે ભુજા, ભિંદિપાલ, મસ્તક, શ્યામવર્ણ મયુર વાહન.

વિષ્ણુ ધર્મોત્તર પુરાણ.

## જગદંબા

ચાર ભુજા, સૂર્યના કિરણ જેવી કાન્તિ, લાલરંગની સાડી પહેરેલ છે, ગળામાં મુંડમાળા ધારણ કરેલ છે. બન્ને સ્તનો ઉપર લાલ ચંદનનો લેપ કરેલ છે, ત્રિનેત્ર, મુકુટમાં અર્ધ ચંદ્ર, કમળ ઉપર બેઠેલ. જપમાળા, પુસ્તક, અભય, કમળ.

## જયાદેવી

મેઘ જેવી શ્યામ કાન્તિ, મસ્તક ઉપર ચંદ્રરેખા, સિંહવાહન, ત્રિનેત્ર, શંખ, ચક્ર, કૃપાણ, ત્રિશૂલ.

## પદ્માવતી

નાગરાજ પર બેઠેલ, નાગની ફણાની માળા પહેરલ છે, સૂર્ય સમાન કાન્તિવાળી, ત્રિનેત્ર, અર્ધ ચંદ્રનો મુકુટ ધારણ કરનાર, ભૈરવના અંકમાં નિવાસ કરનાર, ચાર ભુજા માલા, કુંભ, કપાલ, કમલ.

## પદ્માવતી ચોવીશ ભુજા

કુકડ મુખો, સર્પ વાહન, મુકુટ સર્પનું છત્ર, દક્ષિણ હસ્તમાં :- ૧ વરદ, ૨ ફરશી, ૩ સર્પ, ૪ ત્રિશૂલ, ૫ મસ્તક, ૬ અંકુશ, ૭ સર્પ, ૮ બાણ, ૯ ખડગ, ૧૦ ઘંટા, ૧૧ કમલ, ૧૨ વજ્ર. વામ હસ્તમાં :— ૧ ચક્ર, ૨ અંકુશ, ૩ ડમરૂ, ૪ કુંડી. ૫ ધનુષ્ય, ૬ નકુલ, ૭ અગ્નિ, ૮ ઢાલ, ૯ અંકુશ, ૧૦ દંડ, ૧૧ સર્પ, ૧૨ વરદ.

## માતંગી

રત્નજડિત સિંહાસન પર બેસી, પોપટના મધુર શબ્દ સાંભળી રહ્યા છે, વર્ણ શ્યામ, એક પગ કમલ ઉપર, મસ્તક ઉપર અર્ધ ચંદ્ર. કંઠમાં કલ્હાર પુષ્પની માળા પહેરી છે, વીણા વગાડી રહ્યા છે. તંગ ચોળી તથા લાલ સાડી પહેરી છે. હસ્તમાં વીણા ને શંખપાત્ર, બે ભુજા, મુખ ઉપર મધુનો નીશો છે, કપાળમાં બિંદી શોભી રહી છે.

## ભવાનીદેવી

રક્તવર્ણ, ચાર ભુજા, જેમના નેત્રમાથી કરૂણા વહી રહી છે. પાશ, અંકુશ, બાણ, ધનુષ્ય શોભી રહ્યા છે. અણિમા આદિ સિદ્ધ કિરણોથી આવૃત્ત.

## અર્ધેશ્વરી

સુવર્ણવર્ણ, શિરમાં અર્ધચંદ્ર, ત્રિનેત્ર, ચાર ભુજા, અક્ષમાલા, પાશ, અંકુશ, દંડ.

## કામેશ્વરી

અગ્નિમાં તપેલા સુવર્ણ જેવા, ચંદ્ર. સૂર્ય, અગ્નિ એ ત્રણ જેના નેત્ર છે, મસ્તક પર અર્ધ ચંદ્ર ધારણ કરેલ છે. છ ભુજા દક્ષિણ હસ્તમાં ૧ વરદ, ૨ ધનુષ્ય, ૩ બાણ. વામ હસ્તમાં ૧ અંકુશ, ૨ પાશ, ૩ ત્રિશૂલ.

## શિવાદેવી

ઉદય કાળના સૂર્ય મંડળ જેવી કાન્તિવાળા, ત્રિનેત્ર, સિંહ વાહન, ચાર ભુજા. પાશ, અંકુશ, વર, અભય

## નંદજાદેવી

કનકવર્ણ, ઉત્તમ આભૂષણવાળા, કમળ પર બેઠેલ, ચાર ભુજા, કમળ, અંકુશ, પાશ, શંખ, ઇંદિરા કમલા લક્ષ્મી વિગેરે નામો છે. શંખ, ચક્ર, ગદા પદ્મ.

મારકણ્ડેય પુરાણ, ભગવતિ ભાગવત.

## રક્ત દંતિકા

રક્તવર્ણ, રક્તવસ્ત્રવાળા, સર્વ આભૂષણો લાલ રંગના, અસ્ત્ર, શસ્ત્ર, નેત્ર, કેશ, તિક્ષ્ણ નખ, દાંત એ સર્વ લાલ રંગના, ચાર ભુજા. ખડગ, સુરાપાન, મુશળ, હળ. રક્ત ચામુંડા તથા યોગેશ્વરી પણ કહેવાય છે.

## શાકંભરી

નીલવર્ણ, નીલકમલ જેવા નેત્રવાળા, નાભી નીચી છે. ત્રિવલ્લીથી સુશોભિત, ઉદર સુક્ષ્મ, કમળમાં વાસ કરનાર, ચાર ભુજા, ૧ મુઠી બાણુથી ભરેલી છે. ૨ કમળ, ૩ પુષ્પ પલ્લવ મુળ ફળવાળા, ૪ ધનુષ્ય. શતાક્ષી–દુર્ગા નામ છે.

## ભીમાદેવી

નીલવર્ણ, દાઢ તથા દાંત પ્રકાશયુક્ત, નેત્રવિશાલ, સ્તન ગોળ ઉંચા પુષ્ટ, ચાર ભુજા, ખડગ, ડમરૂ, મસ્તક, સુરાપાત્ર. એકવીરા કાલરાત્રી, કામદા નામો છે.

## ભ્રામરીદેવી

અનેક રંગો યુક્ત વિચિત્ર તેમના હાથમાં ચિત્ર ભ્રમર છે. તેઓ મહામારી પણ કહેવાય છે.

## પ્રાણ શક્તિ

લાલ સમુદ્રમાં રહેલા વહાણમાં, લાલ કમળ ઉપર બેઠેલા, હસ્ત કમળ જેવા, છ ભુજા, ત્રિનેત્ર, બાલ સૂર્ય જેવી કાન્તિ.

દક્ષિણ હસ્તમાં ૧ ત્રિશુલ, ૨ શેરડીનુ બનાવેલું ધનુષ્ય, ૩ રત્નમયપાશ.

વામ હસ્તમાં ૧ અંકુશ, ૨ પાંચબાણો ૩ લોહીથી ભરેલું ખપ્પર.

## બ્રહ્મ શાન્તિ

પિતવર્ણ, જટા મુકુટ ધારિણી, ભદ્રાસન, પાદુકારૂઢ, યજ્ઞોપવિત ધારિણી, ચાર ભુજા, ( દંષ્ટ્રા કરાલ વીકરાળ મુખ ), મોટા દાંત, મોઢું ફાડેલ દંડ, છત્રી, અક્ષસુત્ર, કુંડીકા.

## તોતલા

ભદ્રાસન, મુકુટ ધારિણી, ચાર ભુજા, કમળ, વજ્ર, સર્પ, શંખ.

## ત્વરિતા

ભદ્રાસન, મુદ્રા ધારિણી, ચાર ભુજા, વરદ, શંખ, કમળ, વરદ.

## નિત્યા

હંસ વાહિની, મુકુટ ધારિણી, ચાર ભુજા માળા, અંકુશ, સર્પ, કમળ.

## ત્રિપુરા

ભદ્રાસન, મુકુટ ધારિણી, આઠ ભુજા, દક્ષિણ હસ્તમાં ૧ કમળ, ૨ અંકુશ, ૩ બાણ, ૪ મોરપીંછનો ઝંડો. વામ હસ્તમાં ૧ ત્રિશૂલ, ૨ ધનુષ્ય, ૩ કલશ, ૪ શંખ.

## કામ સાધિની

કુકડ મુખો સર્પ વાહન, મુકુટયુક્ત, ચાર ભુજા, હસ્તિ દંત, કમળ. કમળ, શંખ

## ત્રિપુરા ભૈરવી

પદ્માસન મુકુટ આઠ ભુજા, દક્ષિણ હસ્તમાં ૧ કમળ, ૨ ખડગ, ૩ બાણ, ૪ ચક્ર. વામ હસ્તમાં ૧ પાશ, ૨ ધનુષ્ય, ૩ ઢાલ, ૪ શંખ.

## શાન્તિ દેવી

કમળ ઉપર બેઠેલ, ધવલવર્ણ, ચાર ભુજા. વરદ, માળા. ચેતી (ફરશી), કમંડલ.

## સહસ્ત્ર મહાજવાલા

શ્વેતવર્ણ, અઢાર ભુજા, વરાહ વાહન. દક્ષિણ હસ્તમાં ૧ વરદ, ૨ અગ્નિ, ૩ ભાલુ, ૪ ચેતી, ૫ ધ્વજા, ૬ ખડગ, ૭ બાણુ, ૮ વજ્ર, ૯ અંકુશ. વામ હસ્તમાં ૧ પાશ, ૨ ગદા, ૩ બાણુ, ૪ ઢાલ, ૫ સર્પ, ૬ ભુષડી (ગદા), ૭ ત્રિશૂલ, ૮ ચક્ર, ૯ વરદ.

## ચામુંડા

માંસ વગરની, ક્રુરરૂપા, ઉંચા નસકોરાવાળી, પાતળા પેટવાળી, પીળા ઉર્ધ્વ કેશવાળી, નીલવર્ણ, રક્ત લોચન, વિકરાળ નજરવાળી, વિકૃત નખવાળી, સર્પના આભૂષણો ધારણ કરનાર, મસ્તકની માળા પહેરનાર, સોળ ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ ત્રિશૂલ, ૨ ખડગ, ૩ ઢાલ, ૪ ધનુષ્ય, ૫ બાણુ, ૬ પાશ, ૭ અંકુશ, ૮ ઘંટા. વામ હસ્તમાં ૧ દર્પણુ, ૨ વજ્ર, ૩ દંડ, ૪ કુહાડી, ૫ શંખ, ૬ ચક્ર, ૭ ગદા, ૮ મુદ્ગર.

અપરાજિત પૃચ્છા

રૂપ મણ્ડનના મતે ચામુંડાદેવીના આયુધો નીચે પ્રમાણે જાણુવા.
૧ ત્રિશુલ, ૨ ખેટક, ૩ ખડગ, ૪ ધનુષ્ય, ૫ પાશ, ૬ અંકુશ, ૭ બાણુ, ૮ કુઠાર.
૧ દર્પણુ, ૨ ઘંટા, ૩ શંખ, ૪ વસ્ત્ર, ૫ ગદા, ૬ વજ્ર, ૭ દંડ, ૮ મુદ્ગર.

રુપ મણ્ડનમ.

## હરસિદ્ધિ

ચાર ભુજા. દક્ષિણ હસ્તમાં કમંડલ, તલવાર. વામ હસ્તમાં ડમરૂ, જલપાત્ર.

## ત્રિમાત્રિકા દેવી

૧. ગૌરી :– ઘો વાહનવાળી, ૨. લીલીયા :– હંસ વાહનવાળી, ૩. દુર્ગા :– સિંહારૂંઢ. એ ત્રણુ માતૃદેવતા જાણુવા.

## યોગેશ્વરી

ચાર ભુજા. ખડગ, પાત્ર. મુશળ, હળધારિણી. રક્ત ચામુંડા અને રક્તદંતિકા પણુ કહેવાય છે.

## કાત્યાયની

દશ ભુજા. દક્ષિણુ હસ્તમાં ૧ શૂલ, ૨ ખડગ, ૩ વજ્ર, ૪ ચક્ર, ૫ બાણુ. વામ હસ્તમાં ૧ ધનુષ્ય, ૨ ઢાલ, ૩ મસ્તક, ૪ ઘંટા ૫ અંકુશ. દેવી વાહન સિંહ છે. છતા મહિષ પર પણુ બેસે છે.

# પંચ લીલાદેવી

હંસ વાહન, સુવર્ણ વર્ણ, બાલ સૂર્યસમ કાન્તિ, સુરૂપા, સુનેત્રા, હોઠ રક્ત, કમળ જેવી ડોક, કર્ણ આભૂષણો યુક્ત જાણવી.

૧. **લીલીયા** :– ચાર ભુજા. અક્ષમાલા, પદ્મ. કમલ, જલપાત્ર.

૨. **લીલા** :– ચાર ભુજા. અક્ષમાલા, પદ્મ. પુસ્તક, જલપાત્ર.

૩ **લીલાંગી** :– ચાર ભુજા. અક્ષમાલા, પાશ. પદ્મ, જલપાત્ર.

૪ **લલીતા** :– ચાર ભુજા. અક્ષમાલા, વજ્ર. અંકુશ, જલપાત્ર.

૫ **લીલાવતી** .– ચાર ભુજા. અક્ષમાલા, પાશ. અંકુશ, જલપાત્ર.

અપરાજિત.

## ક્ષેમંકરી

ચાર ભુજા. ક્ષેમ અને આરોગ્યને આપનાર. વર, ત્રિશૂલ. પદ્મ, જલપાત્ર.

## ભૂમિરૂપ નિર્માણ

શુક્લ વર્ણ, દિવ્યાભરણ ભૂષિતા, ચાર ભુજા. મુખ ચંદ્ર જેવું, શ્વેત અંબર (વસ્ત્ર) રત્નપાત્ર, શસ્યપાત્ર (અનાજ પાત્ર). ઔષધીપાત્ર, કમલ.

## આકાશ સ્વરૂપ

નીલ કમલ જેવો વર્ણ છે, નીલ વસ્ત્ર, બે ભુજા. ચંદ્ર અને સૂર્ય ધારણ કરેલ છે.

## ગંગા

બે ભુજા, શ્વેત વર્ણ, મકર વાહન. કુંભ અને કમળ.

## જમના

બે ભુજા, શ્યામ વર્ણ, કૂર્મ વાહન. કુંભ અને વરદ.

## ગોદાવરી

બે ભુજા. ગુલાબી વર્ણ, મચ્છ વાહન. કુંભ અને કમળ.

## કૃષ્ણા

બે ભુજા, શ્યામવર્ણ, શંખ વાહન. કુંભ અને વરદ.

## નર્મદા

બે ભુજા, કનક વર્ણ, મકર વાહન. કુંભ અને કમળ.

## તાપી

બે ભુજા, રક્તવર્ણ, મચ્છ વાહન. કુંભ અને વરદ.

### વેણી

બે ભુજા, રક્તવર્ણ, કૂર્મ વાહન. કુંભ અને કમળ.

### સરસ્વતી

બે ભુજા, મૌતિક વર્ણ, કમલ વાહન, કુંભ અને કમલ.

### રાજ રાજેશ્વરી

ચાર ભુજા, પ્રેતવાહન, સિંદુરવર્ણ, પાશ, અંકુશ, શેરડીનુ ધનુષ્ય; પંચબાણ.

## નવદુર્ગા

૧. **મહામક્ષ્મી**:- ચાર ભુજા. નીલકંઠ, હસ્તિવાહન. વર, ત્રિશૂલ. ઢાલ, જલપાત્ર

૨. **નન્દા**:- ચાર ભુજા. અક્ષસૂત્ર, ખડગ. ઢાલ, જલપાત્ર. સિંહ વાહન.

૩. **ક્ષેમકરી**:- ચાર ભુજા. વર, ત્રિશૂલ. કમળ, જલપાત્ર સિંહ વાહન.

૪. **શિવદૂતિ**:- ચાર ભુજા કમંડલ, ચક્ર. ઢાલ, જલપાત્ર. સિંહ વાહન.

૫. **મહાચન્ડા**:- ચાર ભુજા. ખડગ, ત્રિશૂલ. ઘંટા, ઢાલ સિંહ વાહન.

૬. **ભ્રમરી**:- ચાર ભુજા. ખડગ, ડમરૂં. ઢાલ, જલપાત્ર. સિંહ વાહન.

૭. **સર્વમંગલા**:- ચાર ભુજા. અક્ષસૂત્ર, વજ્ર. ઘંટા, જલપાત્ર. સિંહ વાહન.

૮. **રૈવતી**:- ચાર ભુજા. દંડ, ત્રિશૂલ. ખટવાંગ, જલપાત્ર. સિંહ વાહન.

૯. **હરસિદ્ધિ**:- ચાર ભુજા. કમંડલ, ખડગ. ડમરૂં, જલપાત્ર. સિંહ વાહન.

## ચોસઠ યોગીની

અષ્ટ પૂર્વ - સુવર્ણ વર્ણ, ચાર ભુજા, ડમરૂં, પાશ, ત્રિશૂલ, વરદ.

અષ્ટ અગ્નિ:- શ્વેતવર્ણ, છ ભુજા, અંકુશ, મસ્તક, માલા. પુસ્તક, વીણા, મણી.

અષ્ટ દક્ષિણ:- નીલ વર્ણ, ચાર ભુજા. શક્તિ, ગદા. જનાળા, અંકુશ.

અષ્ટ નૈઋત્ય:- ધૂમ્ર વર્ણ, ચાર ભુજા. ખેટ, પટ્ટી. ખડગ, પરશુ.

અષ્ટ પશ્ચિમ:- શ્વેત વર્ણ, ચાર ભુજા. ખેટ ભીંદી. અંકુશ, મસ્તક.

અષ્ટ વાયવ્ય:- પિત વર્ણ, ચાર ભુજા. ખેટ, ભીંદી. અંકુશ, મસ્તક.

અષ્ટ ઉત્તર:- રક્ત વર્ણ, ચાર ભુજા. ખેટ, ભીંદી. અંકુશ, મસ્તક.

અષ્ટ ઈશાન:- શ્યામ વર્ણ, ચાર ભુજા. ખેટ, ભીંદી. અંકુશ, મસ્તક.

તત્ત્વનિધિ

| ક્રમ પૂર્વ | ક્રમ દક્ષિણ | ક્રમ પશ્ચિમ | ક્રમ ઉત્તર |
|---|---|---|---|
| ૧ દિવ્યયોગી | ૧૭ નરભોજની | ૩૩ ચંડી | ૪૯ નીકટી |
| ૨ મહાયોગી | ૧૮ ફ્રેટકારી | ૩૪ વારાહી | ૫૦ શુભા |
| ૩ સિદ્ધયોગી | ૧૯ વીરભદ્રા | ૩૫ મુંડધારિણી | ૫૧ ક્રિયા |
| ૪ મહેશ્વરી | ૨૦ ધૂમ્રાક્ષી | ૩૬ ભૈરવી | ૫૨ દ્યુતિ |
| ૫ પિશાચી | ૨૧ કલહપ્રિયા | ૩૭ હસ્તિની | ૫૩ કરાલી |
| ૬ ડાકિની | ૨૨ રક્તાક્ષી | ૩૮ ક્રોધા | ૫૪ શંખની |
| ૭ કાલરાત્રી | ૨૩ રાક્ષસી | ૩૯ દુર્મુખી | ૫૫ પદ્મની |
| ૮ નીશાચરી | ૨૪ ઘોરા | ૪૦ પ્રેતવાહની | ૫૬ ક્ષીરસંધા |

| ક્રમ અગ્નિ | ક્રમ નૈઋત્ય | ક્રમ વાયવ્ય | ક્રમ ઈશાન |
|---|---|---|---|
| ૯ કંકાલી | ૨૫ વિશ્વરૂપા | ૪૧ ખટ્વાંગ | ૫૭ પ્રહરિણી |
| ૧૦ રૌદ્રી | ૨૬ ભયકરી | ૪૨ દીર્ઘદંષ્ટ્રી | ૫૮ લક્ષ્મી |
| ૧૧ વૈતાલી | ૨૭ કામાક્ષી | ૪૩ માલની | ૫૯ કામુંડી |
| ૧૨ હૂંકારા | ૨૮ ચામુંડા | ૪૪ મંત્રયોગિની | ૬૦ લોલા |
| ૧૩ ભુવનેશ્વરી | ૨૯ ભીષણા | ૪૫ ચક્રી | ૬૧ ધુર્જટા |
| ૧૪ ઉર્ધ્વકેશી | ૩૦ ત્રિપુરાંતક | ૪૬ કંકાલી | ૬૨ માલિની |
| ૧૫ વિરૂપાક્ષી | ૩૧ વીરા | ૪૭ ભુવનેશ્વરી | ૬૩ કપાલી |
| ૧૬ શુષ્કાંગી | ૩૨ કૌમારી | ૪૮ કટી | ૬૪ નરભોજની |

તત્ત્વનિધિ

## સોળ માતૃકા દેવીઓ

૧ ગૌરી, ૨ પદ્મા, ૩ રાત્રી, ૪ મેધા, ૫ સાવિત્રી, ૬ વિજયા, ૭ જયા. ૮ દેવસેના, ૯ સ્વધા, ૧૦ સ્વાહા, ૧૧ માતૃકા, ૧૨ વૈધૃતિ, ૧૩ ધૃતિ, ૧૪ પુષ્ટિ, ૧૫ હૃષ્ટિ, ૧૬ તુષ્ટિ.

## દેવસેના માતૃકા

મયુર વાહનવાળી. ખડગ, શક્તિ, ધનુષ્ય, બાણ ધારણ કરનાર, તારકાસુરનો નાશ કરનાર એવા દેવસેના (ષષ્ઠી દેવી)નું ધ્યાન ધરવું.

# ચોસઠ કલા સ્વરૂપ

સર્વે ધનુષ્ય બાણ યુક્ત હાથવાળી, પીંગલ ઊંચા કેશવાળી, દાઢ કચકચાવતી. અનુક્રમે તે નીચે મુજબ જાણવી.

૧ પિંગલાક્ષી, ૨ વિશાલાક્ષી, ૩ સમૃદ્ધિ, ૪ વૃદ્ધિ, ૫ શ્રદ્ધા, ૬ સ્વાહા, ૭ સ્વધા, ૮ અભિખ્યા, ૯ માયા, ૧૦ સંજ્ઞા, ૧૧ વસુધરા, ૧૨ ત્રિલોકધાપી, ૧૩ સાવીત્રિ, ૧૪ ગાયત્રી, ૧૫ ત્રિદશેશ્વરી, ૧૬ સુરૂપા, ૧૭ બહુરૂપા, ૧૮ સ્કંધમાતા, ૧૯ અચ્યુતપ્રિય, ૨૦ વિમલા, ૨૧ અમલા, ૨૨ અરૂણી, ૨૩ આરૂણી, ૨૪ પ્રકૃતિ, ૨૫ વિકૃતિ, ૨૬ સૃષ્ટિ, ૨૭ સ્થીતિ, ૨૮ સંહૃતિ, ૨૯ સંધ્યા, ૩૦ માતા, ૩૧ સતી, ૩૨ હંસી, ૩૩ મર્દિકા, ૩૪ વજ્રિકા, ૩૫ દેવમાતા, ૩૬ ભગવતી, ૩૭ દેવકી, ૩૮ કમલાસના, ૩૯ ત્રિમુખી, ૪૦ સાતમુખી, ૪૧ અન્યા, ૪૨ સુરાસુર વિમર્દિની, ૪૩ લંબોષ્ઠી, ૪૪ ઉર્ધ્વકેશી, ૪૫ બહુશિર્ષા, ૪૬ વૃકોદરી, ૪૭ રથરેખા, ૪૮ શશીરેખા, ૪૯ ગગનવેગા, ૫૦ પવનવેગા, ૫૧ ભુવનપાલા, ૫૨ મદનાતુરા, ૫૩ અનંગા, ૫૪ અનંગમધના, ૫૫ અનંગ મેખલા, ૫૬ અનંગકુસુમા, ૫૭ વિશ્વરૂપા, ૫૮ સુરાદિકા, ૫૯ ક્ષયકરી, ૬૦ અક્ષોસ્યા, ૬૧ સત્યવાદિની, ૬૨ શુચિવૃત્તા, ૬૩ ઉદાશ ૬૪ વાગીશી.

ભગવતિ ભાગવત

**શીતલા :–** નગ્ન સ્વરૂપ, ગર્દભ પર બેઠેલ, બે ભુજા, જાડુ અને કલશ, શિર ઉપર સૂપ ધારણ કરેલ છે.

**તુલશીદેવી :–** શ્યામવર્ણ, કમલ જેવા લોચન, પ્રસન્ન મુખ, ચાર ભુજા. સફેદકમલ, કમલ, વરદ, અભય.

**અન્નપૂર્ણા :–** સૂર્ય–ચંદ્ર સમાન તેજસ્વી, ચાર ભુજા, માલા, પુસ્તક, પાશ, પાત્ર, એ કાશીક્ષેત્રની અધિશ્વરી છે.

**પ્રાતઃગાયત્રી :–** સૂર્ય મંડલ વચ્ચે, ત્રણ મુખ, રક્તવર્ણ, બે ભુજા, માલા કમંડલ, હંસવાહન એવી બ્રહ્માણી, પ્રાતઃ ગાયત્રી કુમારી ઋગ્વેદની માનવામાં આવે છે.

**મધ્યાહ્નગાયત્રી :–** કૃષ્ણવર્ણ, ત્રિનેત્ર, આ સાવિત્રીદેવીને ચાર ભુજા શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલ ગરૂડ ઉપર બેઠેલ. વિષ્ણુ યજુર્વેદ.

**સાયંગાયત્રી :–** શુક્લવર્ણ, સરસ્વતી, ચાર ભુજા, ત્રિશૂલ, ડમરૂ, પાશ, પાત્ર, ધારણ કરેલ, વૃષભ વાહન, વૃદ્ધા, રૂદ્રાણી, શ્યામવેદ.



# બ્રહ્મા સ્વરૂપ લક્ષણ

## કમલાસન

ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ. એ ચારે વેદોના ભેદે કરી તેમજ સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગ એ ચાર યુગોના તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણો ભેદે કરી બ્રહ્માની મૂર્તિ ચાર મુખ તથા ચાર હસ્તવાળી જાણવી. જપમાળા, શરવો. પુસ્તક, કમંડલ ચારે ભુજામાં ધારણ કરેલ છે.

## બ્રહ્મા

પુસ્તક, રૂદ્રાક્ષની માળા, શરવો, કમંડલ ધારણ કરેલ બ્રહ્માની મૂર્તિ સત્યયુગમાં સુખદાયી છે.

## પિતામહ

કમંડલ, અક્ષમાલા, શરવો, પુસ્તક ધારણ કરેલ પિતામહની મૂર્તિ ત્રેતાયુગમાં સુખ આપનાર છે.

## વિરંચી

અક્ષસૂત્ર, પુસ્તક, શરવો અને કમંડલુને ધારણ કરનાર વિરંચીની મૂર્તિ દ્વાપર-યુગમાં સુખદાયી જાણવી.

## સાવિત્રી

અક્ષસૂત્ર, પુસ્તક, કમળ, કમંડલુ ધારણ કરેલ, ચાર મુખવાળી મૂર્તિ કલીયુગમાં અને અગ્નિ હોત્રીયોના ઘરમાં હિતકારી છે.

## બ્રહ્માયતન

બ્રહ્માના પ્રાસાદમાં અગ્નિ કોણમાં ગણેશ, દક્ષિણ દિશામાં માતૃદેવી, નૈઋત્યકોણમાં ઈન્દ્ર, પશ્ચિમ દિશામાં જલશાયી, વાયવ્ય કોણમાં કમલાદેવી, ઉત્તર દિશામાં નવગ્રહ અને પૂર્વમાં ધરણીધરનું સ્થાપન કરવું.

## ઋગ્વેદનું સ્વરુપ

સફેદ વર્ણનો, ગર્દભના મુખવાળો, બે હાથવાળો, અને અક્ષમાલા તથા કમંડલુ ધારણ કરનાર તેમજ સ્વાધ્યાયમાં પ્રીતિવાળો ઋગ્વેદ જાણવો.

## યજુર્વેદ સ્વરૂપ

બકરાના મુખવાળો, પિતવર્ણ. અક્ષસૂત્ર અને અંકુશ.

## સામવેદ

નીલ કમલદલ સમાન કાન્તિવાળો, અશ્વમુખવાળો. અક્ષમાલા અને શંખ.

### અથર્વ વેદ સ્વરૂપ

શ્વેત વર્ણ, માંકડાના મુખવાળો. અક્ષસૂત્ર તથા ખટવાંગ ધારણ કરેલ.

### નૃત્યશાસ્ત્ર સ્વરૂપ

મૃગના જેવા મુખવાળી, મનોહર, સુંદર, ગૌરવર્ણ, જટાધારી, ત્રિનેત્ર. અક્ષમાલા ત્રિશૂલધારિણી નૃત્યશાસ્ત્રની મૂર્તિ જાણવી.

### વિશ્વકર્મા સ્વરૂપ

અનુક્રમે ચારે હાથમાં અક્ષમાલા, પુસ્તક. ગજ અને કમંડલુ ધારણ કરેલ છે. ત્રિનેત્ર, હંસ વાહન વિશ્વકર્મા જાણવા.

### ઋષિ સ્વરૂપ

જટાધારી, દાઢી અને મુછોવાળા, શાન્ત સ્વભાવના ધ્યાનસ્થ બેઠેલા. કમંડલુ તથા અક્ષમાલા યુક્ત બન્ને હાથ છે.

## બાર સૂર્યમૂર્તિના સ્વરૂપો

૧. **સુધાતા** :— બે ભુજા, કમળની માળા અને કમંડલ.
૨. **મિત્રા** :— બે ભુજા. ત્રિશૂલ અને અભય.
૩. **આર્યમણિ** :— બે ભુજા. ગદા અને પદ્મ.
૪. **રૌદ્રી** :— બે ભુજા. ચક્ર અને ગદા.
૫. **વારૂણી** :— બે ભુજા. ચક્ર અને પાશ.
૬. **સૂર્ય** :— બે ભુજા. કમંડલું અને અક્ષમાલા.
૭. **ભગમૂર્તિ** :— બે ભુજા. ત્રિશૂલ અને સુદર્શન.
૮. **વિશ્વમૂર્તિ** :— બે ભુજા. માલા અને ત્રિશૂલ.
૯. **પૂષા** :— બે ભુજા. કમળ અને કમળ.
૧૦. **સવિતા** :— બે ભુજા. ગદા અને સુદર્શન.
૧૧ **ત્વાષ્ટિ** :—ચાર ભુજા. શરવો અને ખીલી.
૧૨ **વૈષ્ણુવી** :— ચાર ભુજા. સુદર્શન અને કમળ

### દ્વાદશ આદિત્ય નામ

૧ ધાતા, ૨ મિત્ર, ૩ અર્યમા, ૪ રૂદ્ર, ૫ વરૂણ, ૬ સૂર્ય, ૭ ભગ, ૮ વિવસ્વાન, ૯ પૂષા, ૧૦ સવિતા, ૧૧ ત્વષ્ટા, ૧૨ વિષ્ણુ.

# પંચદેવ પ્રતિષ્ઠા

**સૂર્ય પંચાયતન :-** ૧ સૂર્ય, ૨ ગણેશ, ૩ વિષ્ણુ, ૪ શક્તિ, ૫ રૂદ્ર.

**ગણેશ પંચાયતન :-** ૧ ગણેશ, ૨ શક્તિ, ૩ રૂદ્ર, ૪ વિષ્ણુ, ૫ સૂર્ય.

**વિષ્ણુ પંચાયતન :-** ૧ વિષ્ણુ, ૨ ગણેશ, ૩ સૂર્ય, ૪ શક્તિ, ૫ રૂદ્ર.

**શક્તિ પંચાયતન:-** ૧ શક્તિ, ૨ રૂદ્ર, ૩ ગણેશ, ૪ સૂર્ય, ૫ વિષ્ણુ.

**રૂદ્ર પંચાયતન :-** ૧ રૂદ્ર, ૨ સૂર્ય, ૩ ગણેશ, ૪ શક્તિ, ૫ વિષ્ણુ.

## સૂર્યાયતનમાં ગ્રહોના સ્થાન

સૂર્યાયતનમાં મધ્યમાં સૂર્ય, અગ્નિકોણે મંગળ, દક્ષિણમાં ગુરૂ, નૈઋત્યે રાહુ, પશ્ચિમે શુક્ર, વાયવ્યે, કેતુ. ઉત્તરમાં બુધ, ઈશાન કોણમાં શનિ, પૂર્વદિશામાં ચંદ્ર સ્થાપવા.

## નવગ્રહ મૂર્તિ સ્વરુપ

બે ભુજા, એક મુખ, સર્વાભરણ ભૂષિતા, શ્વેતકમલ. બન્ને હાથમાં તેજના ગોળાકાર બિંબમંડળમાં રહેલ, રક્ત વસ્ત્ર યુક્ત, સપ્તમુખી અશ્વના રથમાં બેઠેલ.

## ગ્રહોના વર્ણ

ચંદ્ર શ્વેત, મંગળ રક્ત, બુધ શ્વેત, ગુરૂ પિત, શુક્ર શ્વેત, શનિ રાહુ શ્યામ તથા કેતુ ધૂમ્રવર્ણ જાણવા.

## ચંદ્રમૂર્તિ સ્વરૂપ

શ્વેત વર્ણ, શ્વેત વસ્ત્રને ધારણ કરનાર, શ્વેત દશ અશ્વના રથમાં બેઠેલ, બે ભુજા, જમણા હાથમાં ગદા, વામ હસ્તમાં વરદ.

## મંગલમૂર્તિ સ્વરૂપ

ચાર ભુજા, બેટાનું વાહન, અંગારા જેવી રક્ત આકૃતિ, વરદ, શક્તિ-શૂલ ગદા યુક્ત ચાર ભુજા.

## બુધ મૂર્તિ સ્વરૂપ

સિંહ ઉપર બેઠેલ. કરેણુના પુષ્પ જેવી કાન્તિવાળા, પિત વસ્ત્ર ધારણ કરનાર, સુવર્ણ અલંકારથી અલંકૃત, ચાર ભુજા. વરદ, તલવાર. ઢાલ, ગદા.

## ગુરૂ મૂર્તિ સ્વરૂપ

પીત વર્ણ, ચાર ભુજા. વરદ, અક્ષમાલા. દંડ, કમંડલુ ધારણ કરેલ છે. હસ્તિ વાહન.

## શુક્ર મૂર્તિ સ્વરૂપ

શ્વેતવર્ણ, અશ્વ પર બેઠેલ, ચાર ભુજા. અક્ષમાલા, દંડ. પાશ, કમંડલુ. ધારણ કરેલ.

## શનિ મૂર્તિ સ્વરૂપ

ચાર ભુજા, શ્યામ વર્ણ, પાડાના વાહનવાળા વરદ, બાણ. ધનુષ્ય, કલશ યુક્ત.

## રાહુ મૂર્તિ સ્વરૂપ

સિંહાસન પર બેઠેલા, ભયંકર. વર, તલવાર, ઢાલ અને ત્રિશૂલને ધારણ કરેલ છે.

## કેતુ મૂર્તિ સ્વરૂપ

ધુમાડા જેવી કાન્તિવાળા, ગીધના વાહનવાળા, વર, ગદા યુક્ત હાથવાળા જાણવા.

# અષ્ટ દિક્પાલ સ્વરૂપ લક્ષણ

૧ **ઇન્દ્ર** :– ચાર ભુજા. વરદ, વજ્ર, અંકુશ, કુંડી, ગજવાહન, સહસ્રાંક્ષ ઈંદ્રિ પૂર્વના અધિપતિ જાણવા.

૨ **અગ્નિ** :– ચાર ભુજા. વરદ, શક્તિ. કમલદંડ, કમંડલુધારી. જવાળાના સમૂહ જેવી કાન્તિવાળા, મેષ વાહન. અગ્નિ કોણના અધિપતિ અગ્નિદેવ જાણવા.

૩ **યમ** :– લેખની, પુસ્તક, કુકુટ, દંડ, મહામહિષ વાહન, શ્યામવર્ણ, યમ દક્ષિણના અધિપતિ જાણવા.

૪ **નૈઋતી** :– તલવાર, ઢાલ, કરવત અને શત્રુના મસ્તકને ધારણ કરનાર, મોટી દાઢીવાળા, ભયંકર મુખવાળા, કુતરાના વાહનવાળા. નૈઋત્ય કોણના અધિપતિ નૈઋતી જાણવા.

૫. **વરૂણ** :– વરદ, પાશ. કમળ અને અમૃતકુંડી. મકર વાહન, પશ્ચિમ દિશાના અધિપતિ વરૂણ જાણવા.

૬. **વાયુ** :– વરદ, ધ્વજા. પતાકા, કમંડલુધારી. મૃગ વાહન, લીલા વર્ણના, વાયુકોણના અધિપતિ વાયુદેવ જાણવા.

૭. **કુબેર** :– ગદા, નિધિકુંભ, બિજોરૂં, કમંડલુ ધારણ કરનાર. હસ્તી વાહનવાળા, ઉત્તર દિશાના અધિપતિ કુબેર જાણવા.

૮. **ઇશાન દેવ** :– વર, ત્રિશૂલ, નાગેંદ્ર અને બીજોરૂં ધારણ કરનાર, નંદીવાહન, શ્વેત કાન્તિવાળા, ઈશાન કોણના અધિપતિ ઈશાન દેવ જાણવા.

અપરાજિત પૃચ્છા.

# શ્રી વિષ્ણુમૂર્તિ સ્વરુપ લક્ષણ

## યુગ ભેદે મૂર્તિપ્રમાણ

કૃતાદિ ચાર યુગમાં અનુક્રમે, વાસુદેવ, સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધની મૂર્તિ રંગ શ્વેત, રક્ત, પીત અને કૃષ્ણ જાણવી.

## દ્વિજાતિ પૂજ્યામૂર્તિ

એ મૂર્તિ દ્વિજાતિ વર્ણો માટે પૂજ્ય છે. તેના શિર ક્રમશઃ છત્ર કુકડીના ઇંડા જેવું, તેમજ બાલચંદ્ર જેવું કરવું.

## વર્ણ ભેદે વિષ્ણુ મૂર્તિ લક્ષણ

નારાયણ, કેશવ, માધવ અને મધુસુદન એ મૂર્તિઓનુ પૂજન બ્રાહ્મણના માટે સુખપ્રદ છે.

રૂપ મન્ડનમ્

કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ એ મૂર્તિનુ પૂજન વિપ્ર માટે સુખાવહ છે.

અપરાજિત.

મધુસુદન અને વિષ્ણુનું પૂજન ક્ષત્રિઓ માટે ફલપ્રદ છે.

ત્રિવિક્રમ અને વામનનુ પૂજન વૈશ્યો માટે શુભપ્રદ છે.

શ્રીધર મૂર્તિ શુદ્ર (વિશેષેકરી) ચમાર, ધોબી, નટ અને વરાટ જાતિએ પૂજવી શુભ છે.

ઋષીકેશ મૂર્તિ મેદ, ભીલ, કિરત, કુંભાર અને વેશ્યાએ પૂજવી સુખપ્રદ છે.

પદ્મનાભ સમસ્ત પ્રાણીઓને માટે સુખ આપનાર છે.

દામોદર બ્રહ્મચારી અને સન્યાસીને સુખપ્રદ છે.

હરિહરો, હિરણ્યગર્ભ, નરસિંહ, વામન અને વરાહ બધા વર્ણો માટે હિતકર છે.

# શ્રી વિષ્ણુની ચોવીશ મૂર્તિ સ્વરૂપ

૧. **વાસુદેવ** :– ગદા, શંખ. ચક્ર, કમલ.

૨. **કેશવ** :– કમળ, શંખ. ચક્ર, ગદા.

૩. **નારાયણ** :– શંખ, પદ્મ. ગદા, ચક્ર.

૪. **માધવ** :– ગદા, ચક્ર. શંખ, કમલ.

૫. **પુરૂષોત્તમ** :- ચક્ર, કમલ. શંખ, ગદા.
૬. **અધોક્ષજ** :- કમલ, ગદા. શંખ, સુદર્શન.
૭. **સંકર્ષણ** :- ગદા, શંખ. કમલ, ચક્ર.
૮. **ગોવિંદ** :- ચક્ર, ગદા. પદ્મ, શંખ.
૯. **વિષ્ણુ** :- ગદા, પદ્મ. શંખ, ચક્ર.
૧૦. **મધુસુદન** :- ચક્ર, શંખ. કમલ, ગદા.
૧૧. **અચ્યુત** :- ગદા, પદ્મ. શંખ, ચક્ર.
૧૨. **ઉપેન્દ્ર** :- શંખ, ગદા. ચક્ર, કમલ.
૧૩. **પ્રદ્યુમ્ન** :- ચક્ર, શંખ. ગદા, કમલ,
૧૪. **ત્રિવિક્રમ** :- પદ્મ, ગદા. ચક્ર, શંખ.
૧૫. **નરસિંહ** :- ચક્ર, કમલ. ગદા, શંખ.
૧૬. **જનાર્દન** :- કમલ, ચક્ર. શંખ, ગદા.
૧૭. **વામન** :- શંખ, ચક્ર. ગદા, પદ્મ.
૧૮. **શ્રીધર** :- કમલ, ચક્ર. ગદા, શંખ.
૧૯. **અનિરૂદ્ધ** :- ચક્ર, ગદા. શંખ, કમલ.
૨૦. **હ્રષીકેશ** :- ગદા, ચક્ર. પદ્મ, શંખ.
૨૧. **પદ્મનાભ** :- શંખ, કમલ. ચક્ર, ગદા.
૨૨. **દામોદર** :- કમલ, શંખ. ગદા, ચક્ર.
૨૩. **હરિ** :- શંખ, ચક્ર. કમલ, ગદા.
૨૪. **કૃષ્ણ** :- શંખ, ગદા. પદ્મ, ચક્ર.

દક્ષિણ બાજુના નીચેના હાથનાં ક્રમથી ચારે ભુજાઓમાં આયુધના ફેરફારથી વિષ્ણુની ચોવીશ મૂર્તિઓ જાણવી. વાસુદેવાદિ છ છ દેવો અકેક વર્ણના છે,

કૃષ્ણ સાથે કાર્તિકેય કમલ-શક્તિ ઢાલ અને શંખ ધારણ કરનાર, ગરૂડધ્વજ-ગરૂડ પર આરૂઢ, કમલ, શંખ, ધ્વજદંડ અને ધ્વજધારી જાણવા.

જયન્ત-અક્ષમાલા, ચક્ર, દંડ, કમલ તથા વાદ્ય યુક્ત છે, ગોવર્દ્ધન, શંખ, ચક્ર, ગદા અને પદ્મ. ગાયોના હિત કરતા ગોવર્દ્ધન જાણવા.

## મત્સ્ય, કૂર્મ વારાહ સ્વરૂપ

મત્સ્ય અને કૂર્મ પોતાના રૂપના છે. વારાહ અવતાર મનુષ્યા કૃતિ ગદા તથા પદ્મ ધારણ કરેલા વરાહ મુખ શ્યામવર્ણ, દાંતના અગ્રભાગે પૃથ્વી ધારણ કરેલ છે.



દેવાંગના સ્વરૂપ દર્શન–છસરા (કચ્છ) [ એન. સી. સોમપુરા ]



દેવાંગના અને ઇન્દ્ર સ્વરૂપ દર્શન-છસરા (કચ્છ) [ એન. સી. સોમપુરા ]



દેવાંગના સ્વરૂપ દર્શન—છસરા (કચ્છ) [એન સી. સોમપુરા]



બુદ્ધ ટેમ્પલ—સારનાથ

## નૃસિંહાવતાર

સિંહના મુખવાળા, અત્યંત મોટી દાઢોવાળા, જેનુ ઉદર ભયંકર છે, તથા હિરણ્યકશ્યપના વક્ષસ્થળને ચીરવામાં આસક્ત થયેલા નૃસિંહાવતાર જાણવા.

## વામન, પરશુરામ, રામ, બલરામ સ્વરૂપ

**વામન :-** શિખાધારી, શ્યામવર્ણ, દંડ, છત્ર અને કમંડલું સહિત છે.

**પરશુરામ :-** જટાધારી, મૃગચર્મ ઓઢેલ, પરશુને ધારણ કરેલ જાણવા.

**રામ :-** શ્યામવર્ણ, ધનુષ્યબાણધારી જાણવા.

**બલરામ :-** હલ અને મૂસલધારી હોય છે.

## બુદ્ધાવતાર કલ્કિવતાર.

**બુદ્ધ :-** રક્તવર્ણ, પદ્માસન પર સ્થિત, આભૂષણો અને કેશને ત્યાગેલ છે. કાખમાં વસ્ત્ર જેણે ધારણ કરેલ છે, ધ્યાનાવસ્થામાં બે ભુજ એક હાથ જેણે ઉંચો કરેલો છે તેવા બુદ્ધ ભગવાન જાણવા.

ખડગધારી અને અશ્વારૂઢ કલ્કિ અવતાર જાણવા. એ વિષ્ણુના દશ અવતારો છે.

## જલશાયી

શેષ નાગ પર સુતેલા, દક્ષિણ હસ્તમાં કમલદંડ ધારણ કરેલ વામ હસ્ત પર શિર ટેકાવેલ છે જેમની નાભિમાંથી કમલ પુષ્પ નીકળેલ છે, તેના ઉપર બ્રહ્મા છે, મસ્તક પાસે પૃથ્વી દેવી ઉભેલા છે, લક્ષ્મી જેમની ચરણ સેવા કરી રહ્યા છે, નિધિ અને આયુધો સહિત બન્ને પાર્શ્વે મધુ, કૈટભ દૈત્યો ઉભેલા છે. એવા જલશાયી ભગવાન જાણવા.

## શાલિગ્રામ મૂર્તિ સ્વરુપ

નાગની ફેણ જેવા આકારવાળી, ઝીણા પોગળના સ્થિર અને ગોળાકાર તથા સુંવાળી શાલીગ્રામ શિલા પ્રયત્ને કરી પૂજવી. તેમાં પણ જે શિલા આમળાના જેવડા માનની તેમજ તેથી પણ સૂક્ષ્મ માનની હોય તેમાં લક્ષ્મી અને કૃષ્ણ સદા નિવાસ કરે છે.

શાલિગ્રામની શિલા જેમ જેમ સૂક્ષ્મ તેમ તેમ મહાફલદાતા છે. તેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષાર્થે સૂક્ષ્મ માનની શિલા નિત્ય પૂજવી.

## નિષિદ્ધ લક્ષણ શાલિગ્રામ શિલા

કપિલ, કાબરચિતરી, ખરબચડી, ભાંગેલી, છિદ્રવાળી, રેખાવાળી, સ્થિર ન રહે તેવી, જાડી, ઘણા ચક્રોવાળી, એક ચક્રવાળી, મોટા મુખવાળી, મોટાં મોટાં ચક્રોવાળી, બંધાયેલા ચક્રવાળી, જુદા જુદા ચક્રવાળી, નીચે મુખવાળી, દગ્ધા, અત્યંત રાતી, ભયંકર આકારની, હારબંધ ચક્રવાળી પૂજવી નહિ પ્રમાદથી આવી શિલાની પૂજા કરે તો દુઃખજ થાય. ખંડિત, ફાટ પડેલી, ચીરાવાળી, બાજુએ ફાટ પડેલ, તૂટેલ શિલા દોષકારક છે.

## શિલા ભેદે ફળ

સુંવાળી શિલા સિદ્ધિ આપનાર, કૃષ્ણરંગની શિલા કીર્તિ આપનાર, શ્વેતરંગની પાપને બાળનાર, પીળાવર્ણની શિલા પુત્ર આપનારી, નીલા રંગની લક્ષ્મી આપનાર, લાલ રંગની સુખ આપનાર જાણવી.

## ચક્રવિશેષ વર્ણભેદ

નરસિંહના ચક્ર કાળા, વામનના ચક્ર હલકા પીળા, વાસુદેવના ચક્ર શ્વેત, સંકર્ષણના ચક્ર લાલ, દામોદર અને અનિરૂદ્ધના ચક્ર નીલ, નારાયણના ચક્ર શ્યામ, વિષ્ણુના ચક્ર કાળા, અનંતના ચક્ર અનેક વર્ણોવાલા, શ્રીધરના ચક્ર પીળા જાણવા.

## મુખ લક્ષણ

શાલિગ્રામ શિલાની ગોળાઈ (પરીઘ)ના માપથી આઠમા ભાગે મુખ હોય તો ઉત્તમ, ચોથે ભાગે મધ્યમ, ત્રીજા ભાગે કનિષ્ઠ.

## ત્રિચક્ર લક્ષ્મીનારાયણ

ત્રણ ચક્રો જેમાં છે તે શિલા લક્ષ્મી નારાયણની જાણવી, તે પ્રયત્ને કરી પૂજવી. તે સુખ અને મુક્તિ આપનાર છે.

## શાલિગ્રામ પ્રતિષ્ઠા નિષેધ

વિશ્વકર્માઃ- શાલિગ્રામ, હું બ્રહ્માદિદેવો સર્વ ભૂતો અને કેશવ એ સર્વ દેવતાઓ રહેલા છે તેથી તેનુ પ્રતિષ્ઠા કર્મ થતું નથી. શાલિગ્રામની શિલા પાસે એક પણ આહુતિ સારી રીતે આપે છે. તે કરોડ આહુતિ સમાન છે.

## ગરુડ સ્વરૂપ

લીલા રંગનો ઘુવડના જેવી નાસિકા વાળો, ચાર ભુજા વાળો, ગોળ નેત્ર તથા ગોળ મુખવાળો, ગીધના જેવા સાથળ, જાનુ અને પગવાળો. બે પાંખોવાળો સુવર્ણના જેવી કાન્તિવાળો, મોરની કળા માફક ખુલ્લી પાંખોવાળો, એક હાથમાં છત્ર બીજા હાથમાં કુંભ તથા બે હાથમાં અંજલિ અથવા નમસ્કાર મુદ્રાવાળા જાણવા.

ડાબો પગ આગળના ભાગમાં વાળેલો, જમણો પગ પાછળના ભાગમાં ઢીંચણથી વાળેલો તથા પાંખો પૃથ્વી ઉપર પડેલ કરવી. આ ગરૂડનું સ્વરૂપ જાણવું.

## વૈકુંઠ

શાંતિ આપનાર વૈકુંઠની મૂર્તિ મહાબલવાન, આઠ ભુજાવાળી, ગરૂડ ઉપર બેઠેલ ચાર મુખવાળી અને તેના જમણા હાથમાં અનુક્રમે ગદા, ખડગ, બાણ, ચક્ર. ડાબા હાથમાં શંખ, ઢાલ, ધનુષ્ય, કમલ આપવું. અગ્રમુખ પુરુષના જેવું, દક્ષિણ તરફ નરસિંહ, પશ્ચિમ તરફ સ્રીના જેવું અને ઉત્તર તરફ વરાહ મુખ કરવું

### વિશ્વરૂપ

વિશ્વરૂપ ચાર મુખ, વીશ હસ્ત. દક્ષિણ હસ્તમાં ૧ પતાકા, ૨ હલ, ૩ શંખ, ૪ વજ્ર, ૫ અંકુશ, ૬ બાણ, ૭ ચક્ર ૮ બીજપુરક, ૯ વરદ. વામ હસ્તમાં ૧ પતાકા ૨ દંડ, ૩ પાશ, ૪ ગદા ૫ ધનુષ્ય, ૬ કમલ, ૭ શૃંગી ૮ મુસલ, ૯ સ્ફટીક માળા બંને તરફના અકેક હાથમાં યોગમુદ્રા કરવી ગરુડ ઉપર બેઠેલ નર, સિંહ, સ્રી, વરાહ ચાર મુખો કરવા.

### અનન્ત

અનન્તના રૂપ અનન્ત છે. બાર હસ્ત યુક્ત અનન્ત શક્તિ યુક્ત ગરૂડપર સ્થિત ચાર મુખ, દક્ષિણ હસ્ત ૧ ગદા, ૨ ખડગ, ૩ ચક્ર, ૪ વજ્ર, ૫ અંકુશ, ૬ બાણ, વામ હસ્તમાં ૧ શંખ, ૨ ખેટક, ૩ ધનુષ્ય, ૪ કમલ, ૫ દંડ, ૬ પાશ અનન્ત મૂર્તિના ચાર મુખ, ત્રૈલોકય મૂર્તિનું સ્વરૂપ કરવું.

### ત્રૈલોકય મોહન

ત્રૈલોકય મોહનની મૂર્તિ સોળ હસ્ત, ગરૂડપર સ્થિત, ચાર મુખ, દક્ષિણ હસ્ત ૧ ગદા, ૨ ચક્ર, ૩ અંકુશ, ૪ બાણ, ૫ શક્તિ, ૬ ચક્ર, ૭ વર. વામ હસ્ત :- ૧ મુદ્‌ગર, ૨ પાશ, ૩ ધનુષ્ય, ૪ શંખ, ૫ કમળ, ૬ કુંડિકા, ૭ શૃગીયુક્ત બે હસ્તો યોગમુદ્રાયુક્ત તથા નર, સિંહ, શુકર, અને વાનર જેવા ચાર મુખ કરવાં.

### વિષ્ણવાયતનમ્

દક્ષિણ પુંડરીકાક્ષ, પૂર્વ નારાયણ, પશ્ચિમે ગોવિંદ, ઉત્તરે મધુસુદન, ઈશાને વિષ્ણુ, અગ્નિ કોણે જનાર્દન, નૈઋત્ય કોણે પદ્મનાભ-વાયુકોણે માધવ, મધ્ય ભાગમાં કેશવ, વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, દશાવતાર સહિત જલશાયી, યથાવિધિ સ્થાપવા, અગ્રભાગે સર્વદેવ સ્વરૂપ તથા શુભકર શંકર ભગવાન સ્થાપવા.

# શિવમૂર્તિ, શિવલિંગ લક્ષણાધિકાર

## બાર શિવમૂર્તિ સ્વરૂપ

૧ **સદ્યોજાત** :- શ્વેત વસ્રધારી, શ્વેતમાલા, શ્વેતચંદન લેપન, જટાધારી, લલાટમાં ચંદ્રને ધારણ કરનાર, ત્રિનેત્ર, સૌમ્ય મુખવાળા, કુંડલો વડે અલંકૃત કર્ણવાળા, ઘણા ઉત્સાહ સંપન્ન, વરદ અભય હસ્તવાળા.

૨ **વામદેવ** :- લાલ વસ્ર, લાલ યજ્ઞોપવિત લાલ વસ્ર ધારણ કરેલ, લાલ નેત્ર, લાલ માલા, અને લાલ ચંદન યુક્ત, લાલ મુકુટધારી, જટા જૂટમાં ચંદ્રને ધારણ કરનાર, ત્રિનેત્ર, ઉંચી નાસિકાવાળા અને મહાબાહુ ખડગ, ઢાલધારી કરવા.

**૩ અઘોર :–** રૂદ્ર, મોટી દાઢોને લીધે વિકરાળ મુખવાળા, મસ્તક પર સર્પ ધારણ કરનાર, ત્રિનેત્ર, નરમુંડોની માળા ધારણ કરનાર, કાનમાં સર્પોના કુંડલવાળા, સર્પના કેયુર તથા હાર અને યજ્ઞોપવિત, કટિસૂત્ર અને વીંછીઓની માળા પહેરેલ છે, નીલ કમળ જેવા શ્યામવર્ણ, અળસી પુષ્પ જેવી શ્યામ કાન્તિ, પીળી ભ્રકુટી અને પીળી જટાવાળા, લલાટમાં ચદ્રને ધારણ કરનાર, બન્ને પગમાં તક્ષક અને મુષ્ટિક નામના સર્પરૂપી ઝાંઝરવાળા, કાળ સમાન ભયંકર રૂપવાળા, મહા પરાક્રમશાળી, મોટા ઉત્સાહવાળા, આઠ હસ્ત, મહા બળવાન, જ્યાં હોય ત્યાં શત્રુ સમૂહને ત્રાસ આપનાર, દક્ષિણ હસ્તમાં ૧ શૂલ, ૨ ફરશી, ૩ ખડગ અને શત્રુને મર્દન કરનાર, ૪ દંડ, વામ હસ્તમાં ૧ ખટવાંગ, ૨ કપાલ, ૩ ઢાલ અને ૪ પાશ.

**૪ તત્પુરુષ :–** રૂદ્ર, પીળા વસ્ત્રવાળા, પીળુ યજ્ઞોપવિત ધારણ કરનાર, દક્ષિણ હસ્તમાં અક્ષમાલા. વામ હસ્તમાં બીજોરૂં.

**૫ ઇશાન :–** શુદ્ધ સ્ફટિક જેવા, શ્વેત કાન્તિવાળા, જટા અને ચંદ્ર વડે વિભૂષિત. દક્ષિણ હસ્તમાં અક્ષમાલા, ત્રિશૂલ. તથા વામ હસ્તમાં કપાલ ત્રિશૂલધારી ઈશાન રૂદ્ર જાણવા.

**૬ મૃત્યુંજય :–** કપાલની માળાવાળા, અતિ શ્વેતવર્ણ, મસ્તક પર ચંદ્રમા બિરાજમાન છે, વ્યાઘ્ર ચર્મ ધારણ કરેલ છે. સર્પથી વિભૂષિત છે. જમણા હસ્તમાં ત્રિશૂલ તથા અક્ષમાલા અને વામ હસ્તમાં કપાલ તથા કુંડીકા ધારણ કરેલ છે. શેષ બે હાથ યોગમુદ્રા યુક્ત કરવા.

**૭ કિરણાક્ષ :–** ચાર ભુજા મહાબાહુ ત્રિનેત્ર, સફેત પગવાળા, બે હાથમાં માળા. બે હાથમાં પુસ્તક, અભય,

**૮ શ્રીકંઠ :–** વિચિત્ર વસ્ત્ર અને યજ્ઞોપવિત, વિચિત્ર રૂપવાલા, ઐશ્ચર્ય સંપન્ન, ચાર બાહુ, એક મુખ, સર્પના અલંકારોથી વિભૂષિત શ્રીકંઠ નામે રૂદ્ર જાણવા. દક્ષિણ હસ્તમાં તલવાર ધનુષ્ય. વામ હસ્તમાં બાણુ, ઢાલ.

**૯ અહિર્બુન્ધ :–** સોળ ભુજા, દક્ષિણ હસ્તમાં ૧ ગદા, ૨ સર્પ, ૩ ચક્ર, ૪ ડમરૂં, ૫ મુદ્દગર, ૬ ત્રિશૂલ, ૭ અંકુશ, ૮ અક્ષમાલા. વામ હસ્તમાં ૧ તોમર, ૨ પટ્ટિશ, ૩ ચર્મ, ૪ કપાલ, ૫ તર્જની, ૬ ઘટ, ૭ શક્તિ, ૮ ફરશી ધારણ કરેલ અહિર્બુન્ધ જાણુવા.

**૧૦ વિરૂપાક્ષ :–** સોળ ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ ખડગ, ૨ ત્રિશૂલ, ૩ ડમરૂં, ૪ અંકુશ, ૫ સર્પ, ૬ ચક્ર, ૭ ગદા, ૮ અક્ષમાલા, વામ હસ્તમાં ૧ ઢાલ, ૨ ખટવાંગ, ૩ શક્તિ, ૪ ફરશી, ૫ તર્જની, ૬ ઘટ, ૭ ઘંટા, ૮ કપાલ. ધારણ કરનાર છે.

**૧૧ બહુરૂપ સદાશિવઃ-** જમણા હસ્તમાં ૧ ડમરૂં, ૨ સુદર્શન ચક્ર, ૩ સર્પ, ૪ ત્રિશૂલ, ૫ અંકુશ, ૬ કુંભ, ૭ ગદા, ૮ જપમાળા. વામ હસ્તમાં ૧ ઘંટા, ૨ કપાલ, ૩ ખટવાંગ, ૪ તર્જની, ૫ કુંડિકા, ૬ ધનુષ્ય, ૭ પરશુ, ૮ પટ્ટિશ, સોળ ભુજા યુક્ત જાણવા.

**૧૨ ત્ર્યંબક :-** સોળ ભુજા. દક્ષિણ હસ્તમાં ૧ ચક્ર, ૨ ઢાલ, ૩ ડમરૂં, ૪ મુદ્દગર, ૫ બાણ, ૬ ત્રિશૂલ, ૭ અંકુશ, ૮ અક્ષમાલા. વામ હસ્તમાં ૧ ગદા, ૨ ખટ્વાંગ, ૩ પાત્ર, ૪ ધનુષ્ય, ૫ તર્જની, ૬ ઘટ, ૭ પરશુ, ૮ પટ્ટિશ. આ પ્રમાણે આયુધ યુક્ત જાણવા

## ઉમા-મહેશ્વર

ઉમા સાથે શંકરની મૂર્તિનુ સ્વરૂપ, જમણા હાથમાં બીજોરૂં અને ત્રિશૂલ અને ઉપલો વામ હસ્ત ઉમાના કંઠમાં આલિંગન કરેલો, બીજો હાથ સર્પથી વિભૂષિત, ઉમાનો એક હસ્ત હરના ખભા ઉપર પડેલો બીજા હાથમાં દર્પણ ધારણ કરેલ, એવું ઉમા મહેશનુ સ્વરૂપ જાણવું. નીચેના ભાગમાં નંદી કરવો. તેમજ કાર્તિક સ્વામી અને ગણેશ કરવા. તથા શરીરે કૃશ એવો ભૃંગીરટ નામનો ગણ નિત્ય પાસે બેઠેલ કરવો.

હરિહર પિતામહ, એક પીઠ પર બેઠેલ, એકજ શરીરમાં બિરાજેલ. છ ભુજાવાળા, ચાર મુખ અને સર્વ લક્ષણોથી સંપન્ન હરિહર પિતામહ વિષ્ણુ, શિવ, બ્રહ્મા, કરવા. દક્ષિણ હસ્તમાં અક્ષમાલા, ત્રિશૂલ, ગદા, વામ હસ્તમાં કમંડલુ, ખટ્વાંગ, ચક્ર, ધારણ કરેલ કરવાં.

## ઉમાદેવી લક્ષ્મીનારાયણ

ઉમાની મૂતિ બે ભુજાવાળી કરવી, લક્ષ્મીનારાયણ એક સાથે ગરૂડપર બેઠેલ, નારાયણ પોતાના શસ્ત્ર યુક્ત, લક્ષ્મીનો જમણો હાથ નારાયણના કંઠમાં અને ડાબા હાથમાં કમલ, નારાયણનો નીચેનો વામહસ્ત લક્ષ્મીની કમરમાં વીંટાએલ કરવો.

## યુગ્મ સ્વરૂપ

સર્વ દેવતાઓનું યુગ્મરૂપ ઉપર બતાવ્યા પ્રમાણે કરવું. તેઓની શક્તિનુ રૂપ જુદૂં કરવું, તેમના શસ્ત્રો વાહનોનાં સ્વરૂપો જુદાં કરવાં.



# લિંગ

સુવર્ણલિંગ સ્થિર લક્ષ્મી આપનાર, ચાંદીનુ રાજ્યપ્રદ આપનાર, તામ્રલિંગ પ્રજાની વૃદ્ધિ કરનાર, કલઈનુ લિંગ આયુવૃદ્ધિ કરનાર, કાસ્યલિંગ વિશેષ હિતકર, પિત્તળનું લિંગ ભોગ અને મોક્ષપ્રદ આપનાર. સીસાનું લિંગ વંશવૃદ્ધિ કરનાર, લોહ લિંગ રિપુનો નાશ કરનાર, અષ્ટધાતુલિંગ કુષ્ઠરોગ હરનાર, ત્રિલોહ મંત્રધ્વનિ પ્રસિદ્ધ કરનાર. હીરાનું આયુષ્યની વૃદ્ધિ કરનાર, મોતીના લિંગ ભોગ આપનાર, પુખરાજના લિંગ સુખ આપનાર, વૈડુર્યલિંગ શત્રુનો નાશ કરનાર, પદ્મરાગ શ્રી આપનાર, ઈન્દ્રનીલ લિંગ યશ આપનાર, મણિલિંગ પુષ્ટિપ્રદ આપનાર અને સ્ફટિક લિંગ સર્વકામપ્રદ જાણવું.

## રત્નલિંગ પ્રકાર

રત્નના લિંગોના બે પ્રકાર છે. એક સ્વપીઠ, બીજો ધાતુપીઠ, રત્નના લિંગને રત્નની પીઠ અથવા ધાતુપીઠ (જળાધારી) ધાતુના લિંગને ધાતુની જળાધારી કરવી. તે સિદ્ધિ ને મુક્તિદાયક છે.

## લિંગ તથા પીઠીકા ભેદ

પુષ્પરાગના લિંગને તાંબાની, સ્ફટિકના લિંગને ચાંદીની, મોતીના લિંગને તાંબાની. બાકીના શેષલિંગને સોનાની જળાધારી કરવી શુભ છે.

## ચલ લિંગ

મગના દાણાથી આરંભી એક અથવા બે અંગુલ સુધીના માનનું રત્નલિંગ પીઠ સહિત અથવા જુદી પીઠવાળું હોય તો તેને સર્વત્ર ચલાયમાન કરી શકાય તેમ મત છે.

## રત્નલિંગ માન પ્રમાણ

સમસ્ત મણિ જાતિના લિંગોની કાંતિ એ જ શિવનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. તેથી વિદ્વાનોએ રત્નલિંગોમાં માન ઉન્માન જોવાની જરૂર નથી.

## ચલાચલ લિંગ

શિલાનું લિંગ ભોગપ્રદ, મિટ્ટીના લિંગ સર્વ કામપ્રદ અને કાષ્ઠ લિંગ ધનપ્રદ એ બધા લિંગો ચલ અને અચલ છે.

## લિંગ માન

એક આંગળથી પાંચ આંગળનું લિંગ કનિષ્ઠ, છ થી દશ મધ્યમ, અગિયાર આંગળથી મોટા માનનું લિંગ ઉત્તમ જાણવું.

## સ્થિરાસ્થિર લિંગ

એક હસ્તથી નાના પ્રાસાદોમાં સ્થિર લિંગનું સ્થાપન કરવું નહિ. તથા ગૃહમાં સ્થિરલિંગ સ્થાપવું નહિ કારણ કે ગૃહસ્થોને દુઃખકર્તા છે.

## લક્ષણ વિહિન લિંગ

વર્ણ અને લક્ષણોથી હીન હોય પણ કોઈ લિંગ રૂચિકર હોય તો પૂજા કરવી. કારણ કે તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપે છે.

## રત્નલિંગ માન

રત્નલિંગ એક અંગુલ પ્રમાણ લઈ પૃથક્ પૃથક્ એક એક અંગુલ વધારતા જઈ નવ અંગુલ પ્રમાણ સુધી વધારવું અથવા મગ ( મુદ્ગર )ના દાણા માને વૃદ્ધિ કરવી. આ રીતે નવ રત્ન લિંગ પ્રમાણ જાણવું.

## ધાતુલિંગ માન

ધાતુનું પહેલું લિંગ આઠ અંગુલનું કરવું અને પછી આઠ આઠ અંગુલની વૃદ્ધિ ત્રણ હસ્ત સુધી કરવી. આ નવ ધાતુલિંગોનું પ્રમાણ જાણવું.

## દારુવલિંગ માન

સોળ આંગળનું પહેલું કાષ્ઠલિંગ કરવું અને પછી સોળ સોળ અંગુલની વૃદ્ધિ છ હસ્ત સુધી કરવી. આ નવ કાષ્ઠલિંગોનું પ્રમાણ જાણવું.

## શૈલલિંગ માન

એક હસ્તથી નવહસ્ત સુધીનાં પાષાણલિંગ કરી શકાય છે. અનુક્રમે અકેક હસ્તની વૃદ્ધિ નવ હસ્ત સુધી કરી નવલિંગો કરવા. આ નવ લિંગોમાં મધ્યના લિંગની વૃદ્ધિ ઈચ્છાનુસાર થઇ શકે છે.

## લિંગ માન

માટી, કાષ્ઠ, પાષાણ લિંગોની લંબાઇને ચોવીશે ભાંગવી અને તેના સાડા છ, સાત, આઠ અથવા નવ ભાગે પહોળાઇ કરવી.

## લિંગ યોગ્ય કાષ્ઠ

શ્રીપર્ણી, શિશુવા, અશોક, શિરીષ, ખદિર, અર્જુન, ચંદન, શ્રીફલ, નિમ્બ, રક્ત ચંદન, બીજક, કર્પુર, દેવદારૂ, ચંદન, પારિજાતક, ચંપક, મધુ વૃક્ષ (મહુડો), હિન્તાલ અને અગરૂ વૃક્ષ આટલા વૃક્ષો કાષ્ઠલિંગ માટે શુભ છે.

## નિષિદ્ધ કાષ્ઠ

છિદ્ર રહિત, મજબૂત, કઠણ ઉપરના સર્વ વૃક્ષોના કાષ્ઠલિંગ સુખદાયી છે. પરંતુ તેમાં ગાંઠાવાળા, છિદ્રોવાળા અને શાખા પ્રશાખાના ભાગો તજવા.

## લિંગભેદે પ્રાસાદ સ્વરૂપ

કાષ્ઠલિંગોનો પ્રાસાદ ઇંટો અને કાષ્ઠનો કરવો શુભ છે. ધાતુ અને રત્નના લિંગોનો પ્રાસાદ પાષાણ અથવા લિંગની જાતિના સ્વરૂપનો કરવો અધિક શુભ છે, ધાતુલિંગ, રત્નલિંગ, બાણલિંગ, કાષ્ઠલિંગ, સ્વયંભૂવિલિંગ, મુખલિંગ, મીટ્ટીલિંગના માટે પ્રાસાદ ન્યૂનાધિક માનના થઇ શકે છે.

## પ્રાસાદમાને લિંગ પ્રમાણ

ચાર હસ્તના પ્રાસાદને એક હસ્ત લાંબુ લિંગ કરવું. અને પ્રાસાદની પહોળાઈના ચોથા ભાગે લિંગ લાંબુ કરવાથી જેષ્ઠમાન લિંગ થાય. આ પ્રમાણે છત્રીશ હસ્ત પ્રાસાદમાં નવ હસ્ત લાંબુ લિંગ થાય. આ જેષ્ઠમાનના નવ લિંગનું પ્રમાણ જાણવું. પિસ્તાલીસ હસ્તના પ્રાસાદમાં પ્રાસાદથી પાંચ ભાગે લિંગ લાંબુ કરવું. આ નવ હસ્તના મધ્યમ માનનાં નવલિંગોનું પ્રમાણ જાણવું. છ ગજથી ચોપ્પન ગજ સુધીના પ્રાસાદને છઠ્ઠા ભાગે એટલે છ હસ્તે એક હસ્ત લાંબુ લિંગ કરવું. આ પ્રમાણે અનુક્રમે નવ ગજ સુધીના કનિષ્ઠમાનના નવ લિંગોનું પ્રમાણ જાણવું.

## લિંગમાને પ્રાસાદ

જેષ્ઠમાનના લિંગોમાં કનિષ્ઠ, મધ્યમાનના લિંગોમાં મધ્યમ અને કનિષ્ઠ માનના લિંગોમાં જેષ્ઠમાનના પ્રાસાદો કરવા. આ લિંગ અને પ્રાસાદોનું સીમામાન જાણવું

## ગર્ભગૃહમાને લિંગમાન

ગભારામાં પાંચ ભાગ કરી ત્રણ ભાગનું લિંગ લાંબુ તે જેષ્ઠમાન જાણવું, ગભારામાં નવ ભાગ કરી પાંચ ભાગનું મધ્યમ અને ગભારાના અર્ધ ભાગે લિંગ કરવું તે કનિષ્ઠમાન જાણવું.

## પ્રાસાદમાને લિંગમાન

પ્રાસાદની પહોળાઇના દશ ભાગ કરી, અર્ધા ભાગનું લિંગ જાડું કરવું આ લિંગની જાડાઇનુ પ્રમાણ જાણવું. નંદી દ્વારના અર્ધા ભાગે ઉંચો કરવો.

## શુભ ચિહ્ન

પદ્મ, શંખ, ધ્વજ, છત્ર, તલવાર, સ્વતિક, ચામર, વજ્ર, દંડ, અર્ધ ચંદ્રાકાર, ગાય, ચક્ર, માછલું અને ઘટ એ ચિહ્ન લિંગોમાં હોય તો શુભ જાણવું.

## વર્ણભેદે શુભ રેખા

ઉપર કહેલા ચિહ્નાદિ લિંગ સુખ આપનાર જાણવા, તથા જે લિંગમાં દક્ષિણાવર્ત્ત ભ્રમરો હોય તે પણ શુભ જાણવો, ધોળી, રાતી, પીળી અને કાળી. આ ચાર રંગની રેખાઓ અનુક્રમે બ્રહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રવર્ણોને સુખ આપનાર છે.





દેવાંગના સ્વરૂપ દર્શન—છસરા (કચ્છ) [ એન સી સોમપુરા ]



ભરત પ્રિન્ટરી પાલીતાણુ..



ચેમ્બુર જૈન દેરાસર કક્ષાસન અને દેવકુલીકા-મુંબઇ [એન. સી. સોમપુરા]



જંઘા રૂપ દર્શન-ખજુરોહ

## લિંગ બ્રહ્માદિ ભાગ

નીચેના ચોરસ ભાગ બ્રહ્મા, વચ્ચેનો અષ્ટાંશ ભાગ વિષ્ણુનો અંશ જાણવો અને ઉપર સુંદર ગોળાકાર અંશ શિવનો જાણવો.

## પૂજા ભાગમાન

લિંગની ઉંચાઇમાં દશ ભાગો કલ્પી. તેમાંનો ઉપરનો એક ભાગ પૂજા ભાગ જાણવો, અને જળાધારીના ઉપરના બે ભાગોએ પ્રદક્ષિણ ક્રમે રેખાઓ કરવી.

## મસ્તક માન

લિંગનું મસ્તક માનના મધ્ય ભાગે રાખવું. માનમાંથી બહાર જાય અર્થાત્ ગર્ભે ગોળાય ન થાય વાંકુ ચુંકુ થાય તો રાષ્ટ્રનો નાશ થાય, આઠમા અથવા સાડા આઠમા ભાગે લિંગનો ઉપરનો ભાગ ( મસ્તક ) છત્રના આકારનું કરવું.

## સ્વરૂપ લક્ષણ

પહોળાઇનો અર્ધ ભાગ કલાઈના જેવી કાન્તિવાળો અને લિંગનું મસ્તક કુકડાના ઇંડા જેવી લંબગોળ આકૃતિવાળું કરવું. લિંગની પહોળાઈમાં ત્રણ ભાગ કરી, એક ભાગમાં ભાલચંદ્ર ( અર્ધ ચંદ્ર ) વિસ્તારવો, લંબાઇના કરેલા દશ ભાગોમાંથી ઉપરના દોઢ ભાગે બૃદબુદાકૃતિ ( પાણીમાં થતા પરપોટા જેવી આકૃતિવાળું ) લિંગ કરવું. ઉપરના ભાગમાં તથા મધ્ય ભાગમાં જો લિંગ માનથી ઓછું થાય તો નાશકર્તા જાણવું.

## સર્વદેવ સ્થાપનઃ

લિંગની લંબાઈમાં રહેલી રેખાઓ સંધિ રેખાઓ યુક્ત હોય તો તે લિંગ કાકપદાકૃતિ જાણવું અને તેમાં સર્વ દેવો રહેલા હોય છે. લિંગમાં મુખ્ય દેવના સ્કંધ અને મેઢ્રના વચલા અંતરમાં સર્વ દેવી-દેવતાઓ સ્થાપન કરવા. આ પ્રમાણે લિંગ કરવું. આ સર્વ અર્થ અને કામનાઓને પૂર્ણ કરનાર છે.

## બાણોત્પત્તિ સ્થાન

વારાણસી ( કાશી ) પ્રયાગ, ગંગા સંગમ સ્થાન, કુરુક્ષેત્ર, સરસ્વતીમાંથી નીકળેલ બાણ સુખપ્રદ છે, નર્મદા, અન્તર્વેદી, નદીના સંગમ, કેદારેશ્વર અને પ્રભાસક્ષેત્રમાંથી પણ સુખકર છે.

## બાણલિંગ પરીક્ષા

ત્રિ,પંચ વખત તોલતાં દરેક વખતે સરખું વજન ન આવે તે બાણલિંગ જાણવું.

## વર્જિતલિંગ

જાડું, ખંડિત, લાંબુ, ફાટેલું, છિદ્રોવાળું, ટપકાવાળું, જેનો અગ્ર ભાગ ત્રિશૂલની અણી જેવો હોય. કાળુ, પીળુ, વાંકુ મધ્યમાં પાતળું અને ઘણા વર્ણો વાળું હોય તેનો બુદ્ધિમાન પુરુષે ત્યાગ કરવો, કારણ કે તે સમસ્ત દોષોને ઉત્પન્ન કરવાવાળું છે.

## ગ્રન્થાન્તરે

મહાનદી ( મોટી સતત ધારાથી વહેનારી નદીઓ ) તથા સિદ્ધક્ષેત્ર વિગેરેમાંથી ઉત્પન્ન થયેલું પાષાણુલિંગ ઘણી શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પૂજવું.

દોષયુક્ત અથવા ગુણયુક્ત હોય પરંતુ હંમેશા પૂજવા યોગ છે. કારણ બાણુ-લિંગના પૂજનથી મનુષ્ય બલપૂર્વક લક્ષ્મીને તાબે કરી તેનો ઉપભોક્તા બને છે, લિંગનુ પૂજન કરવાથી સર્વયજ્ઞ તપ અને દાન તથા વેદોનુ પઠન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય તેથી કરોડોગણું ફળ પ્રાપ્ત થાય છે.

## શિવતીર્થોદક

ધાતુલિંગ પર ચઢાવેલ જલ સો ગણા, બાણુલિંગ પર ચઢાવેલ જળ પાંચસો ગુણા અને સ્વયંભૂલિંગ પર ચઢાવેલ જલ હજાર ગણા પવિત્ર તીર્થોદક માનેલ છે.

## વાહનવિધિ

લિંગની જાડાઈ પ્રમાણે ઉંચાઈ અને ઉંચાઈ પ્રમાણે પીઠિકા ( જળાધારી ) રાખવી. નંદી (વૃષ) સાત ભાગ લાંબો અને પાંચ ભાગ ઉંચો કરવો.

બાણુલિંગ, સ્વયભૂલિંગ, મુખલિંગ, મૃન્મયલિગ તથા એક લાખ લિંગોમાં વૃષ ન્યૂનાધિક કરવો.

## પીઠિકા સ્વરૂપ લક્ષણ

જળાધારીની પહોળાઈ લિગની લંબાઇ બરાબર કરવી. તથા વિષ્ણુના ભાગ બરાબર ઉંચી કરવી. જળાધારી ઉમાનુ સ્વરૂપ જાણવું.

લિંગના વિસ્તારથી ત્રણ ગણી પ્રણાલ કરવી. એથી અધિક અંશે પણ બનાવવી. તેનાથી અર્ધ ભાગે આગળનો વિસ્તાર કરવો, અને તેના ત્રીજા ભાગે જલવાહકનો વિસ્તાર કરવો.

## સમદ્રવ્ય પીઠિકા

જળાધારી એક જાતિની કરવી. મિશ્ર જાતિની જળાધારી ઈષ્ટ નથી કેટલાક પાષાણુના લિંગને પકવેલી ઇંટોની જળાધારી કરવી તેમ કહે છે.

ઉપરાઉપરી કરેલી પીઠિકાઓની સંધિ રંગાવસાનક એટલે ગલતની ઘસીઓમાં કરવી. પરંતુ નાલના મધ્ય ભાગે અને કર્ણે સંધી કરવી નહિ.

## પીઠિકાના દશભેદો

ચોરસ, ગોળ આદિ ભેદોએ કરી પીઠિકા દશ પ્રકારની જાણવી. પીઠિકા દર્પણના આકારે ઉન્નત (મધ્ય ભાગે ઉપેટી) તથા બહારના ભાગે મેઘલાવાળી કરવી.

## પીઠિકામાં જગતી પીઠમાન

જગતીમાં વર્ણવેલી તેર ભાગની પીઠ પ્રમાણે જળાધારીની પીઠ પણ કરવી. જળાધારીને ઉપર નીચે જાડંભો કરવો અને તે જાડંભાની મધ્યમાં કણુક કર્ણિકાકણી કરવી. જળાધારી લંબાઇમાં લિંગની લંબાઈ સમાન તથા પહોળાઇમાં લીંગની પહોળાઈ બરાબર લિંગને ફરતી કરવી. જે દેવની જે પત્ની હોય તેની પીઠમાં કલ્પના કરવી–

## મુખલિંગ

મુખલિંગ ત્રણ મુખવાળા, એક મુખવાળા, ચારમુખવાળા કરવા, એક મુખવાળું સન્મુખ કરવું. ત્રણ મુખ આગળ અને બાજુમાં પાછળ નહિ કરવું. ચાર મુખ ચારે બાજુ કરવું.

મુખલિંગનુ પશ્ચિમદિશા તરફનું મુખ શ્વેતકાન્તિવાળું, ઉત્તર તરફનું કુંકુમની કાન્તિવાળું. દક્ષિણ તરફ શ્યામ ભયંકર કાન્તિવાળુ તથા પૂર્વ તરફ પ્રજ્વલિત અગ્નિ સમાન કાન્તિવાળું કરવું સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરૂષ અને પાંચમા ઈશાન રૂદ્રનાં સ્વરૂપો યોગી લોકોને પણ અગમ્ય છે.

## એક દ્વાર શિવાયતનમ્

વામ ભાગે ગણપતિ, દક્ષિણ ભાગે પાર્વતી, નૈઋત્યકોણમાં સૂર્ય, વાયુકોણ જનાર્દન, દક્ષિણ દિશામાં માતૃકાદેવીઓનું સ્થાન, ઉત્તર દિશામાં શાન્તિગૃહ પશ્ચિમ-દિશામાં કુબેર સ્થાપિત કરવા.

## ચતુર્મુખ શિવાયતનમ્

વામ ભાગે શાન્તિગૃહ, દક્ષિણભાગે યશોદ્ધાર, મધ્યભાગે રૂદ્ર સ્થાપવા. દક્ષિણ દિશામાં માતૃકા દેવીઓનું સ્થાપન વામ ભાગમાં દેવી મહાલક્ષ્મી. ઉમા તથા ભૈરવ બેસારવા. પાછળના ભાગમાં બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર સ્થાપવા. કોણમાં ચંદ્ર, સૂર્ય, અગ્નિ કોણમાં સ્કંધ, ઈશાન કોણમાં ગણેશ નૈઋત્ય કોણમાં ધૂમ્ર બેસાડવા.

# આઠ આયોના સ્વરૂપો

### ૧ ધ્વજાય

એક હાથમાં ધ્વજા અને બીજા હાથમાં અભય ધારણ કરનાર ધ્વજ સ્વરૂપવાળો બાલ સૂર્યના જેવી કાન્તિવાળો સર્વ લક્ષણો યુક્ત ધ્વજાય. પૂર્વ દિશાનો સ્વામી જાણવો.

## ૨ ધુમ્રાય

સર્પરૂપી તલવાર અને અગ્નિને ધારણ કરેલો ધૂમ્ર સ્વરૂપ ધૂમાડાના વાહનવાળો નીલા કંઠવાળો અને અંગોએ સર્વ આભરણો વડે શોભાયમાન અગ્નિકોણનો સ્વામી ધૂમ્રાય જાણવો.

## ૩ સિંહાય

સિંહના ઉપર બેઠેલો તલવાર અને અભય ધારણ કરનાર મુકટ કુંડલો યુક્ત સુવર્ણ વર્ણ અને ભયંકર આકૃતિવાળો દક્ષિણ દિશાનો સ્વામી સિંહાય જાણવો.

## ૪ શ્વાનાય

કુતરા ઉપર બેઠેલો એક હાથમાં સર્પની ફણાવાળા ધનુષ્યને ધારણ કરનાર. બીજા હાથમાં કપાલને ધારણ કરેલ અને શ્યામવર્ણ નૈઋત્ય કોણનો સ્વામી શ્વાનાય જાણવો.

## ૫ વૃષાય

વૃષારૂઢ બાણ ધનુષ્યને ધારણ કરનાર શ્વેતવર્ણ સર્વાભરણ ભૂષિતા પશ્ચિમદિશાનો સ્વામી વૃષાય જાણવો.

## ૬ ખરાય

ગર્ધવ પર બેઠેલ શૃંગી ડમરૂ ધારણ કરેલ ધૂમ્રવર્ણ રાતા આભરણવાળો. વાયવ્ય કોણનો સ્વામી ખરાય જાણવો.

## ૭ ગજાય

ગજારૂઢ, ગદા, વરદ, ધારણ કરેલ શ્યામવર્ણ ચંદ્ર જેવી કાન્તિવાળો, ઉત્તર દિશાનો સ્વામી ગજાય જાણવો.

## ૮ ધ્વાંક્ષાય

સર્પના ઉપર બેઠેલો ભયંકર મુખવાળો માછલું, કાતર ધારણ કરેલ કપિલ અને કાળા લોચનવાળો ઇશાન કોણનો સ્વામી ધ્વાંક્ષાય જાણવો.

## प्रशस्ति

इति श्रीविश्वकर्मा वास्तुकला चिन्तन हरविद्या गुणकीर्तिप्रकाश 'शिल्प स्मृति वास्तु विद्यायाम् ( उत्तरार्ध )' शिल्पाचार्य नंदलाल चुनीलाल सद्गृहिते देवतामूर्ति स्वरुप लक्षणाधिकार नाम्नो त्रयोदशमोऽध्यायः संपूर्ण ॥



## ्रतिष्ठाविधान नाम्नो चतुर्दशमोऽध्यायः



### प्रवेश मास

गृहारंभोदितै मासैर्धिष्ण्यैर्वारै विशेद्गृहम् ।
विशेत् सौम्यायने हर्म्यं तृणागारं तु सर्वदा ॥ १ ॥

પ્રવેશમાં ગૃહારંભના જે માસ કહેલ છે તેમાં કરવો શુભ છે. ગૃહારંભ માસ. (વૈશાખ, શ્રાવણ, માર્ગશીર્ષ પોષ, ફાલ્ગુન) વાર, નક્ષત્ર અને ઉત્તરાયણ સૂર્યમાં પ્રવેશ કરવો. ઘાસના ગૃહમાં કોઈપણ દિવસે પ્રવેશ કરવો. ૧.

मुहूर्तमार्तण्ड, वास्तुरत्नाकर,

### प्रवेश वार

गुरु शुक्र बुधाख्येषु वारेषुच सुखार्थदम् ।
प्रवेशे तु शनौ स्थैर्यं किंचिचौरभयंभवेत् ॥ २ ॥

બુધ, ગુરુ અને શુક્રવારે પ્રવેશ કરવાથી સુખ અને દ્રવ્ય મળે અને શનિવારમાં પ્રવેશ કરવાથી સ્થિરતા થાય છે. પરંતુ જરાક ચોર ભય રહે. ૨

श्रावणश्चाथ वैशाखः पौषश्च फाल्गुनस्तथा ॥
मासे षु मार्गशीर्षश्च वास्तुकर्मणि शस्यते ॥ ३ ॥

શ્રાવણ, વૈશાખ, પોષ, ફાલ્ગુન, અને માર્ગશિર્ષ, એ માસોમાં વાસ્તુકર્મ એટલે (ગૃહપ્રવેશ) કરવો શુભ છે.

### प्रवेश त्याग

चैत्रोमासः कुजार्कौ च रिक्ता दग्धा स्त्वमामृतिः ।
दुष्टचन्द्र इमे त्याज्या नवगेह प्रवेशने ॥ ४ ॥

નૂતન ગૃહના પ્રવેશમાં ચૈત્ર માસ, ૧, ૪, ૯, ૧૪, ૩૦ તિથિઓ રવિ અને મંગલવાર અને ખરાબ ચંદ્રમાનો ત્યાગ કરવો. ૪.

मुहूर्त मार्तण्ड.

### प्रत्येक मास फलानी

माघेऽर्थलाभः प्रथम प्रवेशे पुत्रऽर्थलाभः खलुफाल्गुनेच ।
चैत्रेऽर्थहानिर्धन धान्य लाभो वैशाखमासे, पशु पुत्र लाभः ॥

ज्येष्ठे च, मासेषु परेषु नूनं हानिप्रदः शत्रुभय प्रदश्च ।
शुक्ले च पक्षे सुतरां विवृद्ध्यै कृष्णे च यावदशमी मतावत् ॥ ५ ॥

માઘ માસે પ્રવેશથી ધન લાભ, ફાલ્ગુન માસે પુત્ર અને ધન લાભ, ચૈત્ર માસમાં ધન હાનિ, વૈશાખ માસમાં પ્રવેશ કરવાથી ધન ધાન્ય લાભ. જેઠ માસમાં પશુ, પુત્ર લાભ, શેષ માસ ( અષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, અશ્વિન અને પોષ ) હાનિ અને શત્રુભય, શુકલ પક્ષમાં નિરંતર વૃદ્ધિ અને કૃષ્ણ પક્ષમાં દશમી સુધી પ્રવેશ લાભપ્રદ છે. ૫. વાસ્તુ રત્નાકર

# પ્રવેશ વત્સ, રાહુ સૂર્યાદિગ્રહ નિર્ણય

मीनादि त्रयमादित्यो वत्सः कन्यादिकत्रये ।
धन्वादित्रि तये राहुः शेषाः सिंहादिक त्रये ॥ ६ ॥

સૂર્ય મીનાદિ ત્રણ ત્રણ રાશિની ત્રણ ત્રણ સંક્રાંતિએ પૂર્વાદિ દિશામાં અનુક્રમે જાણવો, વત્સ કન્યાદિ ત્રણ ત્રણ રાશિથી અને રાહુ ધનાદિ ત્રણ ત્રણ રાશિની સંક્રાંતિએ તથા બાકીના ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ આ છ ગ્રહો સિંહાદિ ત્રણ ત્રણ સંક્રાંતિએ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરમાં ક્રમે રહે છે, એમ જાણવું. ( વત્સ, રાહુ વિગેરે પ્રવેશે સન્મુખ તજવા ) ૬.

પૂર્વ

કન્યા, તુલા, વૃશ્ચિક

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈશાન | ૫ | ૧૦ | ૧૫ | દિવસ ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | અગ્નિ | |
| સિંહ | ૫ | | | | ॥ વત્સ ચક્ર ॥ | | | | ૫ | ધન |
| | ૧૦ | | | | | | | | ૧૦ | |
| | ૧૫ | | | | | | | | ૧૫ | |
| ઉત્તર કર્ક | ૩૦ | | | | ગૃહ કરવાની ભૂમિ | | | | ૩૦ | મકર દક્ષિણ |
| | ૧૫ | | | | | | | | ૧૫ | કુંભ |
| મિથુન | ૧૦ | | | | | | | | ૧૦ | |
| | ૫ | | | | | | | | ૫ | |
| | વાયવ્ય | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | નૈઋત્ય | |

વૃષભ મેષ મીન

પશ્ચિમ

પૂર્વ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ધન | | | મકર | | | કુંભ | | |
| | ઈશાન | ૫ | ૧૦ | ૧૫ | દિવસ ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | આગ્નેય | |
| વૃશ્ચિક | ૫ | | | | | | | | ૫ | મીન |
| | ૧૦ | | | | ॥ राहु चक्र ॥ | | | | ૧૦ | |
| | ૧૫ | | | | | | | | ૧૫ | |
| ઉત્તર તુલા | ૩૦ | | | | | | | | ૩૦ | મેષ દક્ષિણ |
| | ૧૫ | | | | ગૃહ | | | | ૧૫ | |
| | ૧૦ | | | | કરવાની ભૂમિ | | | | ૧૦ | |
| કન્યા | ૫ | | | | | | | | ૫ | વૃષભ |
| | વાયવ્ય | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | નૈઋત્ય | |
| | | સિંહ | | | કર્ક | | | મિથુન | | |

પશ્ચિમ

## प्रवेश कलश चक्र

मुखैकं दिक्षुचत्वारि चत्वारि गर्भे एव च ।
त्रीणि त्रीणि गुदे कण्ठे वास्तुशास्त्रे नियोजयेत् ॥ ७ ॥
मुख ऋक्षे शिरच्छेदः पूर्वे ह्युद्वेग संभवः ।
दक्षिणे धन हानिः स्यात् पश्चिमे सर्वसंपदः ॥ ८ ॥
उत्तरे राजसन्मानं गर्भे गर्भो विनश्यति ।
चिरकालं वसेत्कण्ठे गुदेचारोग्यमादिशेत् ॥ ९ ॥

સૂર્ય નક્ષત્રથી દિનિમા નક્ષત્ર સુધી ગણી કલશના મુખમાં ૧, ચાર ચાર નક્ષત્રો ચારે દિશામાં, ચાર કલશના ગર્ભે, ત્રણ કંઠે, ત્રણ નીચે પડઘીએ મૂકવાં. ૧ મુખમાં શિરચ્છેદ, ૪ પૂર્વમાં ઉદ્વેગ, ૪ દક્ષિણે ધનહાનિ ૪ પશ્ચિમે સર્વ સંપત્તિ, ૪ ઉત્તરમાં રાજ્ય સન્માન, ૪ ગર્ભમાં ગર્ભનાશ, ૩ કંઠમાં દીર્ઘકાળ નિવાસ અને ૩ પડઘીમાં આરોગ્ય પ્રાપ્ત થાય. ૯ અશુભ, ૮ શુભ, ૪ અશુભ, ૬ શુભ,

## कलश चक्र

वक्ते भुरविभात्प्रवेशसमये कुंभेऽग्निदाहः कृताः ।
प्राच्या मुद्वसनंकृता यमगतालाभः कृतापश्चिमे ॥ १० ॥
श्रीर्वेदाः कलिरुत्तरे युगमिता गर्भे विनाशो गुदे ।
रामाः स्थैर्यमतः स्थिरत्वमनलाः कण्ठे भवेत्सर्वदा ॥ ११ ॥

કલશ ચક્રમાં સૂર્યના મહા નક્ષત્રથી, દિનના નક્ષત્ર સુધી ગણીને પ્રથમનું ૧ નક્ષત્ર મુખમાં તે પછી, ૪ નક્ષત્રો પૂર્વ દિશામાં, ૪ દક્ષિણમાં, ૪ પશ્ચિમમાં, ૪ ઉત્તરમાં, ૪ મધ્યમાં, ૩ નીચેના ભાગમાં, ૩ કંઠમાં એ પ્રમાણે અનુક્રમે નક્ષત્રો મૂકવાં, તેનું ફલ અનુક્રમે ૧ અગ્નિદાહ ૪ શૂન્યતા, ૪ લાભ, ૪ લક્ષ્મી, ૪ કલેશ, ૪ વિનાશ, અને ૩ સ્થિરતા જાણવું. ૧૦-૧૧.

૫ અશુભ, ૮ શુભ, ૮ અશુભ, ૬ શુભ

મુહૂર્ત માર્તણ્ડ

## कलश चक्र

रविभात् सप्त नेष्ठानि शुभान्येका दशाष्टमात् ।
दशशेषाण्य निष्ठानि साभिजिदपवास्तुनि ॥ १२ ॥

વાસ્તુમાં સૂર્ય નક્ષત્રથી ૭ નક્ષત્રો નેષ્ઠ, ૧૧ શ્રેષ્ઠ અને ત્યાર પછી અભિજિત સહિત ૧૦ નક્ષત્રો નેષ્ઠ જાણવાં. ૭ અશુભ, ૧૧ શ્રેષ્ઠ, ૧૦ અશુભ. ૧૨.

મુહૂર્ત માર્તણ્ડ.

## होलाष्टक विचार

शुक्लाष्टमी समारभ्य फाल्गुनस्य दिनाष्टकम् ।
पूर्णिमामधिकं कृत्वा त्याज्यं होलाष्टकं बुधैः ॥ १३ ॥

ફાલ્ગુન માસની શુક્લપક્ષની અષ્ટમીથી પૂર્ણિમા સુધી હોલાષ્ટક થાય છે. માટે વિદ્વાનોએ હોલાષ્ટકમાં શુભ કાર્યો કરવા નહિ. ૧૩.

## गुरु शुक्र अस्त त्याज्य प्रकरण

वापी कूप काडागयज्ञगमनं क्षौर प्रतिष्ठा व्रतं ।
विद्यामन्दिर कर्णवेध महादानं गुरोः सेवनम् ॥ १४ ॥
तीर्थस्नान विवाह देवभवनं मन्त्रादि देवक्षणं ।
दूरेणैव जिजीविषुः परिहरे दस्ते गुरौ भार्गवे ॥ १५ ॥

सर्वं सिंह गुरुर्वज्यः कलिंग गौड गुर्जरे ॥ ९१ ॥

મેષના સૂર્ય સિંહસ્થ ગુરૂમાં આવે તેનો નિર્ણય કહે છે:– મેષના સૂર્ય હોય ત્યારે ગંગા ગોદાવરી મધ્યે અને કલિગ, ગોડ, ગુર્જરે શુભ કાર્યમાં વર્જિત છે.

મુહૂર્ત ચિંતામણિ ૫૧, મુહૂર્ત માર્તણ્ડ ૧૨૦

बहवोऽप्येवं जगदुः सिंहारूढोऽपि वृत्रशत्रुगुरु ।
समति क्रान्त मघर्क्षो न विरुद्धः सर्वकार्येषु ॥

ઘણા આચાર્યો કહે છે કે ઇંદ્રનો ગુરૂ બૃહસ્પતિ સિંહ પર આરૂઢ થયો હોય તો પણ મઘા નક્ષત્રને ઉલ્લંઘન કરી ગયો હોય તો સર્વ કાર્યમાં વિરૂદ્ધ નથી.

પારાશર કહે છે કે સિંહમાં રહેલા બૃહસ્પતિ એ જો સિંહના પહેલા પાંચ નવમાંશો ભોગવી લીધા હોય તો અમુક દેશમાં સિંહસ્થનો દોષ લાગતો નથી. તે આ પ્રમાણે છે.

सिंहस्थे ज्योऽनु सिंहांशा जाह्नवी तीरयोर्द्वयोः ।
न दुष्टो गंगयोर्मध्यदेशेषु तु स दुःखदः ॥

સિંહનો બૃહસ્પતિ સિંહના પ્રથમ પાંચ નવાંશ ભોગવ્યા પછી ગોદાવરીના દક્ષિણે તથા ગંગાના ઉત્તરે દુષ્ટ નથી ગોદાવરી ગગાના મધ્ય ભાગે તો દુઃખદાયક છે. વળી અમુક દેશમા સિંહસ્થ ગુરૂ પ્રથમથી જ અદુષ્ટ છે આમ સપ્તર્ષિઓ કહે છે.

भगीरथ्युत्तरे तीरे गोदावर्याश्च दक्षिणे ।
विवाहो व्रतबन्धो वा सिंहस्थ ज्येन दुष्यते ॥

સિંહસ્થ ગુરૂ હોય ત્યારે ગંગાના ઉત્તર કિનારે તથા ગોદાવરીના દક્ષિણ કિનારે વિવાહ અથવા વ્રતબંધ (દીક્ષા ઉપનયન) કરવાનો દોષ નથી.

सिंहठिअ जइ जीवो मह भुन्त होइ अहरवि मेसे ।
ता कुणह निव्विसंक पाणि ग्राहणाइ कल्लांण ॥

સિંહસ્થ ગુરૂએ જો મઘા નક્ષત્ર ભોગવી લીધું હોય અને મેષ રાશિમાં સૂર્ય હોય તો નિઃશંકપણે પાણિ ગ્રહણાદિ શુભ કાર્યો કરવા.

આરંભસિદ્ધિ પૃષ્ઠ. ૩૭૧-૩૭૨

## चन्द्र वासः

मेषे च सिंहे धनुषीन्द्र भागे वृषे च कन्या मकरेतुयाम्ये ।
द्वन्द्वे तुलायां घटमे प्रतीत्यां तथोत्तरे कर्क झषालिगोऽज्ञः ॥ २० ॥

મેષ, સિંહ, અને ધનનો ચંદ્ર પૂર્વમાં, વૃષભ, કન્યા અને મકરરાશિનો ચંદ્ર દક્ષિણમાં; મિથુન, તુલા અને કુંભનો ચંદ્ર પશ્ચિમમાં, કર્ક, વૃશ્ચિક અને મીન રાશિઓમાં ચંદ્ર ઉત્તર દિશામાં રહે છે. ૨૦.

## सन्मुखादि चन्द्रफलम

सन्मुखे चार्थलाभाय दक्षिणे सुखसंपदः ॥
पृष्ठेतु मृत्युदश्चन्द्रो वामे चन्द्रो धनक्षयं ॥ २१ ॥

चतुर्थाष्ट द्वादशस्थश्चन्द्रो वर्ज्यः स्वराशितः ।
चतुर्थे कलहश्चन्द्रोऽष्टमे मृत्युर्व्यये क्षतिः ॥ २२ ॥

સન્મુખ ચંદ્રમાં પ્રવેશ કરે તો ધનલાભ, જમણા ચંદ્રમાં સુખ સંપત્તિ, ડાબા ચંદ્રમાં ધન ક્ષય, પૃષ્ઠે ચંદ્રમાં પ્રવેશ મૃત્યુ. પોતાની રાશિથી ૪, ૮, ૧૨ એ ચંદ્ર વર્જિત કરવો, ચોથામાં કલેશ, આઠમામાં મૃત્યુ અને બારમામાં હાનિ થાય ૨૧,૨૨

## सन्मुखचन्द्रे सर्वदोष परिहार

करणभमणदोषं वार संक्रान्तिदोषं ।
कुतिथि कुलिक दोषं वामायामार्धदोषम् ॥ २३ ॥

कुज शनि रवि दोषं राहु केत्वादि दोषं ।
हरति सकल दोषं चन्द्रमाः सन्मुखस्थः ॥ २४ ॥

જો સન્મુખ ચંદ્રમાં હોય તો તે કરણ, નક્ષત્ર, વાર, સંક્રાંતિ, કુતિથિ, કુલિક વામ યામાર્ધ, મંગળ, શનિ, રવિ, રાહુ, કેતુ વગેરે દોષોને હરણ કરે છે. ૨૩, ૨૪.

## दिक्शूलम्

न मंदेन्दुदिने प्राचीं न वज्रे दक्षिणांगुरौ ।
सितार्कयोर्न प्रतीचीं नोदीचीं सारयोरपि ॥ २५ ॥

શનિ અને સોમવારે પૂર્વ દિશામાં, ગુરૂવારે દક્ષિણે, રવિ અને શુક્ર પશ્ચિમે અને મંગળ બુધ ઉત્તરદિશામાં દિક્શૂલ જાણવું. ૨૫.

## विदिक्शूलम्

मंगले मारुते शूलमीशाने बुध मन्दयोः ।
नैऋते शुक्र सूर्याभ्यामाग्नेय्यां गुरु चन्द्रयो ॥ २६ ॥

મંગળવારે વાયવ્ય કોણમાં, બુધ શનિ ઇશાન કોણમાં, શુક્ર રવિ નૈઋત્યકોણમાં તથા ગુરુ અને સોમવારે અગ્નિ કોણમાં દિક્શૂલ જાણવું. ૨૬.

## नक्षत्रशूलम्

न व्रजेच्छक्रमे प्राच्यां याम्येचाजपदेत्वथ ।
उदीच्यामर्यमर्क्षे च प्रतिच्यां धातृमे तथा ॥ २७ ॥

નક્ષત્ર શૂલ- જેષ્ઠા નક્ષત્રમાં પૂર્વદિશામાં, પૂર્વાભાદ્રપદમાં દક્ષિણ દિશાએ, ઉત્તરાફાલ્ગુનમાં ઉત્તર દિશાએ અને રોહિણીમાં પશ્ચિમ દિશાએ નક્ષત્રશૂલ જાણવું. ૨૭.

## कालवास

रवावुत्तरतः कालः सोमे वायव्य भागके ।
भौमे तु पश्चिमे भागे बुधे नैऋत्यकोणके ॥ २८ ॥
जीवे च याम्य दिग्भागे शुक्रे चाग्नेयकोणके ।
शनौ तु पूर्वदिग्भागे कालचक्रं प्रकीर्तितम् ॥ २९ ॥

રવિવારે ઉત્તર દિશામાં કાળ રહે છે, સોમવારે વાયવ્યકોણમાં, મંગળવારે પશ્ચિમ દિશામાં, બુધવારે નૈઋત્યમાં, ગુરૂવારે દક્ષિણમાં, શુક્રવારે અગ્નિકોણમાં અને શનિવારે પૂર્વદિશામાં કાલ રહે છે. માટે પ્રવેશમાં સન્મુખ કાલ તજવો. ૨૮, ૨૯.

## योगिनीवास

पूर्वस्या मुदये ब्राह्मी प्रतिपन्नवमीतिथौ ।
माहेशीचोत्तरस्यां तु द्वितीया दशमीतिथौ ॥ ३० ॥
एकादश्यां तृतीयायां कौमारी वह्निकोणगा ।
चतुर्थी द्वादशीप्रोक्ता वैष्णवी नैऋते तथा ॥ ३१ ॥
वाराही दक्षिणेभागे पञ्चमी च त्रयोदशी ।
षष्टी चतुर्दशी चैव तथेन्द्राणी हि पश्चिमे ॥ ३२ ॥
पूर्णिमायां च सप्तम्यां वायव्ये चन्डिकोदयः ।
नष्ट चन्द्रदिनाष्टभ्यो–महालक्ष्मीः शिवालये ॥ ३३ ॥

યોગિનીવાસ- ૧-૯ બ્રાહ્મી-પૂર્વદિક, ૨-૧૦ મહેશી-ઉત્તરદિક, ૩-૧૧ કૌમારી-અગ્નિકોણ, ૪-૧૨ વૈષ્ણવી-નૈઋત્ય, ૫-૧૩ વારાહી-દક્ષિણદિક, ૬-૧૪ ઇંદ્રાણી-પશ્ચિમ ૭-૧૫ ચંડિકા-વાયવ્ય કોણ, ૮-૩૦ મહાલક્ષ્મી-ઈશાન. ૩૦ થી ૩૩.

## योगिनीवास फलम्

योगिनी सुखदा वामे पृष्ठे वांछितदायिनी ।
दक्षिणे धनहंत्री च सन्मुखे मरणप्रदा ॥ ३४ ॥

યોગિની ડાબી બાજુએ હોય તો સુખ આપનાર જાણવી. પૃષ્ઠ ભાગમાં મનવાંછિત ફલ આપનાર, જમણી બાજુ ધન નાશ કરનાર અને સન્મુખ મરણપ્રદ જાણવી. ૩૪.

## कालराहु

रविदिनगुरुपूर्वे सोमशुक्रे च याम्ये ।
वरुणदिशि तुभौमे चोत्तरे सौरेसंस्थे ॥ ३५ ॥
प्रतिदिन मिति मत्वा कालराहु दिशानां ।
सकलगमनकार्ये वामपृष्ठे च सिद्धि ॥ ३६ ॥

રવિ અને ગુરુવારે પૂર્વમાં, સોમ અને શુક્રવારે દક્ષિણમાં, મંગળવારે પશ્ચિમમાં શનિવારે ઉત્તરમાં કાલરાહુ જાણવો આ કાલ રાહુ પ્રયાણ અને પ્રવેશે ડાબી બાજુ અથવા પૃષ્ઠભાગે હોય તો સર્વ કાર્યની સિદ્ધિ થાય ૩૫,૩૬.

## प्रवेश निषेध नक्षत्रो

उग्रे नृपोत्चारमुपैति तीक्ष्णेराज्ञः कुमारः ।
मिश्रेकश्चित् कृत्तिकयाऽग्निदाह ।
समस्त भेदो रजसन्निवेशात् ॥ ३७ ॥

ઉગ્ર સંજ્ઞક નક્ષત્રોમાં પ્રવેશ કરીને બધા ગ્રહો અને વાસ્તુનું પૂજન કર્યું હોય તો પણ રાજા મૃત્યુ પામે, તીક્ષ્ણ સંજ્ઞક નક્ષત્રોમાં રાજ કુમારનું અને મિશ્ર સંજ્ઞક નક્ષત્રોમાં રાજપત્ની નાશ પામે છે. અને કૃતિકામાં અગ્નિ દાહ થાય છે. ૩૭.

## वाम रवि विचार

अष्टमात्पश्चमाद्दिवाल्लामात्पश्च स्थिते रवौ ।
पूर्वादिदिङमुखं गेहं विशेद्वामो भवेद्यतः ॥ ३८ ॥

પૂર્વાદિ દિશાઓ દ્વારવાળા ગૃહ કે પ્રાસાદમાં પ્રવેશ કરવા માટે પ્રવેશ લગ્નથી આઠમાં, પાંચમા બીજા અને અગિયારમાં સુર્ય હોય તો વામ રવિ કહેવાય, અર્થાત્

પૂર્વ દ્વારવાળા મકાનમાં આઠથી, પાંચ સ્થાનોમાં રવિ હોય તો વામ રવિ ગણાય, દક્ષિણ દ્વારવાળા ગૃહાદિમાં પાંચથી નવ સ્થાન હોય તો વામ રવિ, પશ્ચિમ દ્વારવાળા મકાનમાં બે થી પાંચ સ્થાનમાં રવિ હોય તો વામ રવિ કહેવાય, ઉત્તર મુખ દ્વારમાં અગિયારથી પાંચ સ્થાનમાં રવિ હોય તો વામ રવિ કહેવાય. વામ રવિમાં પ્રવેશ કરવો ઉત્તમ કહેવાય. ૩૮.

પૂર્વાભિમુખ દ્વારે પ્રવેશ કરનારને વામ સૂર્ય




દક્ષિણાભિમુખ દ્વારે પ્રવેશ કરનારને વામ સૂર્ય




પશ્ચિમાભિમુખ દ્વારે પ્રવેશ કરનારને વામ સૂર્ય




ઉત્તરાભિમુખ દ્વારે પ્રવેશ કરનારને વામ સૂર્ય




## देव प्रतिष्ठा

अथातः संप्रवक्ष्यामि प्रतिष्ठा कालमुत्तमम् ।
चैत्रे वा फाल्गुनेवापि ज्येष्ठे वा माधवे तथा ॥ ३९ ॥
माघवे सर्वदेवानां प्रतिष्ठा शुभदा भवेत् ।
प्राप्य पक्षं शुभं शुक्ल मतीते उत्तरायने ॥ ४० ॥

હવે આ શ્લોકથી દેવ પ્રતિષ્ઠા કરવાનો ઉત્તમ સમય કહેવાય છે. માઘ, ફાલ્ગુન ચૈત્ર, વૈશાખ, જયેષ્ઠ, એ માસો અને શુક્લ પક્ષ અને ઉત્તરાયણના સૂર્યમાં દેવોની પ્રતિષ્ઠા કરવી શુભ છે. ૩૯ થી ૪૦.

सोमो बृहस्पतिश्चैव शुक्रश्चैवतथा बुधः ।
एते वाराः शुभा प्रोक्ताः प्रतिष्ठा यज्ञ कर्मणि ॥ ४१ ॥

પ્રતિષ્ઠામાં સોમ, બુધ, ગુરૂ, શુક્ર એ વાર પ્રતિષ્ઠા તથા યજ્ઞ. કર્મમાં શુભ છે.

आषाढे द्वे तथा मूल मुत्तराद्वयमेव च ।
ज्येष्ठा श्रवण रोहिण्यः पूर्वाभाद्रपद स्तथा ॥ ४२ ॥
हस्ताश्विनी रेवती च पुष्यो मृगशिर स्तथा ।
अनुराधा तथा स्वाती प्रतिष्ठासु प्रशस्यते ॥ ४३ ॥

અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, હસ્ત, સ્વાતી, અનુરાધા, જયેષ્ઠા, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ અને રેવતી આ નક્ષત્રોમાં દેવ પ્રતિષ્ઠા કરવી શુભ છે. ૪૨, ૪૩.

## शिव प्रतिष्ठा मत

उत्तराशागते भानौ लिंग स्थापनमुत्तमम् ।
दक्षिणे त्वयने पूज्यं द्विवर्षाद्वि भयावहम् ॥ ४४ ॥

ઉત્તરાયણના સૂર્યમાં શિવલિંગની પ્રતિષ્ઠા કરવી. અને દક્ષિણાયનમાં કરે તો બે વર્ષમાં ભય ઉત્પન્ન થાય. ૪૪

## अन्य मते

माघ फाल्गुन वैशाख ज्येष्ठाषाढेषु पंचसु ।
श्रावणेच नभस्ये च लिंग स्थापन मुत्तमम् ॥ ४५ ॥

શિવ પ્રતિષ્ઠામાં માઘ, ફાલ્ગુન, વૈશાખ, જયેષ્ઠ, અષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, એ માસો લેવા શુભ છે. ૪૫,

## विष्णु प्रतिष्ठा

मार्गशीर्षक माघौ द्वौ निंदितौ ब्रह्मणापुरा ।
मासेषुफाल्गुनः श्रेष्ठश्चैत्रो वैशाख एव च ॥ ४६ ॥

માર્ગશીર્ષ, ને માઘ એ બે માસ વિષ્ણુ પ્રતિષ્ઠામાં બ્રહ્માએ નિંદિત કહેલા છે, માટે ફાગણ, ચૈત્ર, વૈશાખ, એ મહીનાઓ શ્રેષ્ઠ કહેલ છે. ૪૬.

पूर्वपक्षे शुभे काले स्थिरे चौर्ध्व मुखेऽपि मे ।
अनुकुले च लग्नेच हरिः स्थाप्यो नरे स्तथा ॥ ४७ ॥

શુક્લ પક્ષ, શુભસમય, સ્થિર અને ઉર્ધ્વમુખ નક્ષત્રે અને શુભ લગ્ને, વિષ્ણુ પ્રતિષ્ઠા કરવી. રોહિણી, આર્દ્રા પુષ્ય, ઉ. ફા. ઉષા અભિજિત, શ્રવણ, ધનેષ્ઠા. ઉ. ભા. ૪૭.

## देवी प्रतिष्ठा

गुरौ मेषगते शुक्रे देवीचाथ प्रतिष्ठिपेत ।
इहैव समवेद्धन्यो मृतो गच्छेत् परंपदम् ॥ ४८ ॥
तस्मान्मेषगते शुक्रे उत्तमा नवमी स्मृता ।
तथा माघाश्विनौ मासौ उत्तमौ परिकिर्तितौ ॥ ४९ ॥

મેષ રાશિનો ગુરૂ કે શુક્ર હોય ત્યારે દેવીની પ્રતિષ્ઠા કરવી આ પ્રમાણે પ્રતિષ્ઠા કરવાથી, આ લોકમાં ધન ધાન્ય મેળવી. મરણ પછી મોક્ષપદ મળે છે, માટે મેષના શુક્રમાં, નવમી તિથિમાં, અને માઘ તથા આસો માસમાં દેવીની પ્રતિષ્ઠા કરવી શુભ છે.

## समस्त देवोनी प्रतिष्ठा नक्षत्रो

विष्णोः पूर्वोदिते मेऽनुराधा चित्राद्वयोः सिते ।
रोहिणीश्रवण ज्येष्ठा पुष्ये चाभिजितीरितम् ॥ ५० ॥
बिधिवासवयोः सम्यक् प्रतिष्ठापनमार्यकैः ।
भानो र्हस्तेऽनुराधायां कुबेर स्कंदयो रपि ॥ ५१ ॥
मूले दुर्गादिकानां च श्रवणे सुगतस्य हि ।
रेवत्यां धर्महेरंब फणि प्रथम रक्षसाम् ॥ ५२ ॥
यक्ष भूता सुराणां च वाग्देव्याः स्थापनम स्मृतम् ।
व्यासागस्त्य ग्रहाणां च वाल्मिकेः पुष्यभे तथा ॥ ५३ ॥
यत्र सप्तर्षयो यांति धिष्ण्ये तेषांतु तत्र च ।
सर्वेषामेव रोहिण्यां मुत्तरात्रितये तथा ॥ ५४ ॥
धनेष्ठायां दिगीशाना प्रतिष्ठापन मीरितम् ॥ ५५ ॥

વિષ્ણુ પ્રતિષ્ઠાના નક્ષત્રો પહેલાં કહેલ છે, બ્રહ્મા ઇંદ્રના સ્થાપનમાં રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ચિત્રા, સ્વાતી, અનુરાધા, જયેષ્ઠા, અભિજીત, શ્રવણ એ નક્ષત્રો શુભ છે. સૂર્યના સ્થાપનમાં હસ્ત, કુબેર. કાર્તિકસ્વામીની પ્રતિષ્ઠામાં અનુરાધા, દુર્ગા ભૈરવ વિગેરે. ભયંકર દેવોની પ્રતિષ્ઠામાં મૂલ. જૈન દેવની પ્રતિષ્ઠામાં શ્રવણ, ધર્મરાજ, ગણેશ, શેષનારાયણ, શંકરના ગણ, રાક્ષસ, યજ્ઞનારાયણ, ભૂત, દૈત્ય અને સરસ્વતીની પ્રતિષ્ઠામાં રેવતી, વ્યાસ, વાલ્મીક, અગસ્ત્ય અને સૂર્યાદિ ગ્રહોની પ્રતિષ્ઠામાં, પુષ્ય, સપ્તર્ષિઓની સપ્તઋર્ષિઓ જે નક્ષત્ર ઉપર હોય તે નક્ષત્ર, બધા દેવોના માટે રોહિણીને ત્રણ ઉત્તરા, ઇન્દ્રાદિ દિક્પાલોની પ્રતિષ્ઠામાં, ધનિષ્ઠા, આ પ્રમાણે હરેક દેવોના પ્રતિષ્ઠાપન નક્ષત્ર જાણવા. ૫૦–૫૫.

## होमाहुति चक्र

सूर्यभात्रिभे चान्द्रे सूर्यविच्छुक्र पंगवः ।
चंद्रारेज्यागु शिखिनो नेष्टा होमाहुतिः खले ॥ ५६ ॥

સૂર્યના નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સુધી ગણતા અનુક્રમે, ૩, ૩, ૩, ૩, ૩, ૩, ૩, ૩, ૩. ત્રણ નક્ષત્રોમાં સૂર્ય, બુધ, શુક્ર, શનિ, ચંદ્ર, મંગલ, ગુરૂ, રાહુ અને કેતુ. આ પ્રમાણે ગ્રહોના મુખમાં આહુતિ જાણવી. તેમાં પાપ ગ્રહોના મુખમાં આહુતિ અશુભ છે.

## આહુતિ ચક્ર

| ગ્રહો :— | સુર્ય | બુધ | શુક્ર | શનિ | ચન્દ્ર | ભોમ | ગુરુ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૭ નક્ષત્ર :— | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ફલ :— | અશુભ | શુભ | શુભ | અશુભ | શુભ | અશુભ | શુભ | અશુભ | અશુભ |

## अग्निवास ज्ञानम्

सैका तिथि र्वारयुता कृताऽऽप्ता ।
शेषे गुणऽग्रे भुविवह्निवास ॥ ५७ ॥
सौख्याय होमे शशियुग्म शेषे ।
प्राणार्थनाशौ दिवि भूतले च ॥ ५८ ॥

શુક્લ પક્ષની પ્રતિપદાથી વર્તમાન તિથિ પર્યંત ગણી તેમાં એકની વૃદ્ધિ કરવી યોગ ફલને ૪ના ભાગ લગાડવા, ૦ અને ૩ શેષ વધે તો પૃથ્વી ઉપર અગ્નિવાસ તેમાં હવન કરનારને સુખની લબ્ધિ થાય અને ૧ વધે તો આકાશમાં અગ્નિવાસ તે પ્રાણ સંકટ કરે, ૨ વધે તો પાતાલમાં અગ્નિવાસ હવન કરવામાં ધનનો નાશ. ૫૭-૫૮.

## प्रतिष्ठा मण्डप

प्रासादाग्रे तथैशान्ये उत्तरे मण्डपं शुभम् ।
त्रिपञ्चसप्तनन्दैका—दशविश्वकरान्तरे ॥ ५९ ॥
मण्डपः स्यात् करैरष्ट—दशसूर्यकलाभितैः ।
षोडशहस्ततः कुण्ड वशादधिक इष्यते ॥ ६० ॥
स्तम्भैः षोडशभिर्युक्तं तोरणादि विराजितम् ।
मण्डपे वेदिका मध्ये पश्चाष्ट नव कुण्डकम् ॥ ६१ ॥



ચેમ્બુર જૈન દેરાસર છડીદાર [ એન. સી. સોમપુરા ]



કેસરિયાજી સાઇડ દર્શન કેસરિયાજીનગર-પાલીતાણા. [ એન. સી. સોમપુરા. ]

પ્રાસાદની સામે તથા ઇશાનકોણમાં અથવા ઉત્તરદિશામાં પ્રતિષ્ઠાનો મંડપ કરવો શુભ છે. આ મંડપ પ્રાસાદથી ત્રણ, પાંચ, સાત, નવ, અગ્યાર અથવા તેર હસ્ત દૂર રાખવો જોઈએ, તથા આઠ, દશ, બાર અથવા સોળ હસ્તના માનનો સમચોરસ કરવો જોઇએ. કુંડોની અધિકતા હોય તો સોલ હસ્તથી મોટો પણ કરી શકાય છે. આ મંડપ સોલ સ્થંભ યુક્ત અને તોરણોથી વિભૂષિત કરવો. મંડપની મધ્યમાં વેદિકા અને પાંચ, આઠ અથવા નવ કુંડ બનાવવાં. ૫૯ થી ૬૧.

## यज्ञ कुण्डमान

हस्तमात्रं भवेत कुण्डं मेखलायोनिसंयुतम् ।
आगमैर्वेदमन्त्रैश्च होमं कुर्याद् विधानतः ॥ ६२ ॥

ત્રણ મેખલાવાળો અને યોનિયુક્ત એવો એક હસ્તના માનનો સમ ચોરસ યજ્ઞ કુંડ બનાવવો, તેમાં આગમ અને વેદોના મંત્રો વડે વિધિપૂર્વક હોમ કરવો. ૬૨.

## आहुति संख्यानुसार कुण्डमान

अयुत हस्तमात्रंस्याद् लक्षार्धे तु द्विहस्तकम् ।
त्रिहस्तं लक्ष होमे तु दशलक्षे चतुष्करम् ॥ ६३ ॥
त्रिंशल्लक्षे पञ्चहस्तं कोट्यर्धे षट्करं मतम् ।
अशीतिलक्षेऽद्रिकरं कोटिहोमे कराष्टकम् ॥ ६४ ॥
ग्रहपूजाविधानेन कुण्डमेककरं भवेद् ।
मेखलात्रितय वेद–शमयुग्माङ्गुलैः क्रमात ॥ ६५ ॥

દશ હજાર આહુતિ માટે એક હસ્તનો, પચાસ હજાર આહુતિ માટે બે હસ્તનો, એક લાખ આહુતિ માટે ત્રણ હસ્તનો, દશ લાખ આહુતિ માટે ચાર હસ્તનો, ત્રીશ લાખ આહુતિ માટે પાંચ હસ્તનો, પચાસ લાખ આહુતિ માટે છ હસ્તનો, એંશી લાખ આહુતિ માટે સાત હસ્તનો અને એક કરોડ આહુતિ માટે આઠ હસ્તનો યજ્ઞ-કુંડ બનાવવો. ગ્રહપૂજા આદિના વિધાન માટે એક હસ્તનો કુંડ બનાવવો. કુંડની ત્રણ મેખલાઓ અનુક્રમે ચાર, ત્રણ અને બે અંગુલની કરવી. ૬૩ થી ૬૫.

## दिशानुसार कुण्डकाकृति

प्राच्याश्चतुष्कोण भगेन्दुखण्ड–त्रिकोणवृत्ताङ्गभुजाम्भुजानि ।
अष्टास्त्रिशक्रेश्वरयोस्तु मध्ये, वेदस्त्रि वा वृत्तशान्नि कुण्डम् ॥ ६६ ॥

પૂર્વ દિશામાં સમચોરસ, અગ્નિ કોણમાં યોનિ આકારવાળો, દક્ષિણ દિશામાં અર્ધચંદ્ર, નૈઋત્ય કોણમાં ત્રિકોણ, પશ્ચિમ દિશામાં ગોળ, વાયુકોણમાં ષટ્કોણ, ઉત્તર દિશામાં આઠ પાંખડીવાળો પદ્માકાર અને ઈશાન કોણમાં અષ્ટ કોણ કુંડ બનાવવો. પૂર્વ અને ઈશાનની વચ્ચે આચાર્યનો કુંડ ગોળ અથવા ચોરસ કરવો. ૬૬.




દિશાનુસાર કુણ્ડકાકૃતિ

## मण्डल

एकद्वित्रिकरं कुर्याद् वेदिको परिमण्डलम् ।
ब्रह्म विष्णुरवीणा तु सर्वतोभद्रमिष्यते ॥ ६७ ॥

વેદીની ઉપર એક, બે અથવા ત્રણ હસ્તનું મંડલ બનાવવું. બ્રહ્મા, વિષ્ણુ અને સૂર્યની પ્રતિષ્ઠામાં સર્વતોભદ્ર નામનું મંડલ બનાવવું. ૬૭.

भद्रं तु सर्व देवानां नवनाभिस्तथा त्रयम् ।
लिङ्गोद्भवं शिवस्यापि लता लिङ्गोद्भवं तथा ॥ ६८ ॥

બધા દેવોની પ્રતિષ્ઠામાં ભદ્ર નામનું મંડલ તથા નવનાભિ અથવા ત્રણ નાભિવાળું લિંગોદ્ભવ મંડલ બનાવવું. શિવની પ્રતિષ્ઠામાં લિંગોદ્ભવ તથા લતાલિંગોદ્ભવ નામનું મંડલ બનાવવું. ૬૮.

भद्रं गौरीतिलकंच देवीनां पूजने हितम् ।
अर्धचन्द्रं तडागेषु चापाकारं तथैव च ॥ ६९ ॥

દરેક દેવીની પૂજા પ્રતિષ્ઠામાં ભદ્ર અને ગૌરીતિલક નામના મંડલ બનાવવાં, તળાવની પ્રતિષ્ઠામાં અર્ધચંદ્ર મંડલ ધનુષાકાર બનાવવું. ૬૯.

टङ्काभं स्वस्तिकं चैव वापीकूपेषु पूजयेत् ।
पीठिकाजल पट्टेषु योन्याकारं तु कामदम् ॥ ७० ॥

વાવડી અને કુવાની પ્રતિષ્ઠામાં ટંકાભ અને સ્વસ્તિક મંડલને પૂજવું. પીઠીકા અને જલવટની પ્રતિષ્ઠામાં યોનિના આકારનું મંડલ પૂજવું. એ સર્વ કામને આપનાર છે.

गजदन्तं महादुर्गे प्रशस्त मण्डलं यजेत् ।
टङ्काभं चतुरस्रं च गजदन्तं महायतम् ॥ ७१ ॥

મોટા દુર્ગની પ્રતિષ્ઠામાં ગજદંત નામનું મંડલ પૂજવું એ શ્રેયસ્કર છે. ટંકાભ મંડલનો આકાર ચોરસ છે અને ગજદંત મંડલનો આકાર લાંબો છે. ૭૧.

विख्यातं सर्वतोभद्रं ज्ञेयमन्योऽन्यलोकतः ।
पूर्वादि तोरणं प्लक्ष-यज्ञाङ्गवट पिप्पलैः ॥ ७२ ॥

બધા મંડલોમાં સર્વતોભદ્ર નામનું મંડલ પ્રસિદ્ધ છે. તેનું તથા મંડલોનું સ્વરૂપ અન્ય શાસ્ત્ર અપરાજિત પૃચ્છા સૂત્ર ૧૪૮ આદિથી જાણવું. યજ્ઞ મંડપને પૂર્વાદિ દિશાના અનુક્રમે પીપળો, ઉમરો, વડ અને પીપલ એ વૃક્ષોના પાંદડાના તોરણ બાંધવા.

## ऋत्विज संख्या

द्वात्रिंशत् षोडशाष्टौ च ऋत्विजो वेदपारगान् ।
कुलीनानङ्ग सम्पूर्णान् यज्ञार्थमभि मन्त्रयेत् ॥ ७३ ॥

વેદના પારંગામી, કુલવાન, કોઈ અંગ હીન ન હોય એવા, સર્વાંગ સુંદર, યજ્ઞ કરવાવાળા, બત્રીશ, સોળ અથવા આઠ ઋત્વિજોને આમંત્રિત કરવા જોઇએ. ૭૩.

## देवस्नान विधि

मण्डपस्य त्रिभागेन चोत्तने स्नान मण्डपम् ।
स्थण्डिलं वालुकं कृत्वा शय्यायां स्थापयेत् सुरम् ॥ ७४ ॥
पञ्चगव्यैः कषायैश्च वल्कलैः क्षीरवृक्षजः ।
स्नापयेत् पञ्चकलशै शतवारं जलेन च ॥ ७५ ॥

મંડપની ચારે દિશામાં ત્રણ–ત્રણ ભાગ કરવા અર્થાત્ મંડપના નવ ભાગ કરવા. આઠ દિશાના આઠ અને એક વેદિનો ભાગ જાણવો. તેમાં ઉત્તર દિશાના ભાગમાં સ્નાન મંડપ કરવો. ત્યાં રેતીનું શુદ્ધ સ્થંડિલ બનાવી તેની ઉપર શય્યામાં દેવને સ્થાપવા. પછી પંચગવ્યથી, કષાય વર્ગની ઔષધિઓથી અને ક્ષીર વૃક્ષોની છાલના ચૂર્ણથી સ્નાન જલ તૈયાર કરી અને તેના પાંચ પાંચ કલશ એકસો વખત ભરી ભરીને દેવને સ્નાન કરાવવું. ૭૪, ૭૫.

वेदमन्त्रैश्च वादित्रै गीतमङ्गलानि स्वनैः ।
वस्त्रेणाच्छादयेद् देवं वेद्यन्ते मण्डपे न्यसेत् ॥ ७६ ॥

સ્નાન ક્રિયા સમયે વેદ મંત્રોના ઉચ્ચારણોથી અને વાજીંત્રના ધ્વનિઓથી તથા માંગલિક ગીતોથી આકાશ શબ્દાયમાન કરે, સ્નાન કર્યા પછી દેવને વસ્ત્ર વડે ઢાંકીને ઈશાન કોણની વેદી ઉપર સ્થાપન કરવા. ૭૬.

## देव शयन

तल्पमारोपयेद् वेद्या–मुत्तराङ्घ्री न्यसेत् ततः ।
कलशं तु शिरोदेशे पादस्थाने कमण्डलुम् ॥ ७७ ॥

ઈશાન કોણની વેદી ઉપર દેવને શય્યામાં શયન કરાવવું, તેના ચરણ ઉત્તર દિશામાં રાખવા, મસ્તક દક્ષિણ દિશામાં રાખવું, માથાની પાસે કલશ અને ચરણની પાસે કમંડલું રાખવું. ૭૭.

व्यजनं दक्षिणे देशे दर्पणं वामतः शुभम् ।
रत्नन्यासं ततः कुर्याद् दिक्पालादि पूजनम् ॥ ७८ ॥
आग्नेयां गणेशं विद्या–दिशाने ग्रहमण्डलम् ।
नैऋत्ये वासुपूजा च वायव्ये मातरः स्मृताः ॥ ७९ ॥

દેવની જમણી બાજુએ પંખો રાખવો અને ડાબી બાજુ દર્પણ રાખવું. પછી આઠ દિશાઓમાં રત્નોને રાખીને પછી દિક્પાલો આદિની પૂજા કરવી. અગ્નિ કોણમાં ગણેશ, ઇશાન કોણમાં નવગ્રહ મંડલ, નૈઋત્ય કોણમાં વાસ્તુ પૂજા અને વાયુકોણમાં માતૃદેવીઓની સ્થાપના કરવી. ૭૮, ૭૯.

## रत्न न्यास

वज्रं वैडूर्यकं मुक्ता-मिन्द्रनील सुनीलकम् ।
पुष्परागं च गोमेदं प्रवालं पूर्वतः क्रमात् ॥ ८० ॥

હીરો, વૈડૂર્ય, મોતી, ઇન્દ્રનીલ, સુનીલ, પુષ્પરાગ, ગોમેદ અને પ્રવાલ એ આઠ રત્નો પૂર્વાદિ દિશાના સૃષ્ટિક્રમે રાખવાં. ૮૦.

## धातु न्यास

सुवर्ण रजतं ताम्र कांस्यं रिति च सीसकम् ।
वङ्ग लोहं च पूर्वादौ सृष्ट्या धातूनिह न्यसेत् ॥ ८१ ॥

સોનું, રૂપું, તાંબું, કાંસુ, પિત્તલ, સીસું, કલઈ અને લોઢું એ આઠ ધાતુઓ પૂર્વાદિ દિશાના સૃષ્ટિ ક્રમે રાખવી. ૮૧.

## औषधि न्यास

वज्रो वह्नि सहदेवी विष्णुक्रान्तेन्द्रवारुणी ।
शंखिनी ज्योतिष्मती चैवेश्वरीतान् क्रमात् न्यसेत् ॥ ८२ ॥

વજ્ર, ચિત્રક, સહદેવી, વિષ્ણુકાંતા, ઇંદ્રવારણી, શંખાવલી, જ્યોતિષમતી, ( માલકાંકણી ) અને શિવલિંગી એ આઠ ઔષધિઓ પૂર્વાદિ દિશાના સૃષ્ટિક્રમે રાખવી. ૮૨.

## धान्य न्यास

यवो व्रीहिस्तथा कङ्गु-जैर्वाह्वा च तिलैर्युताः ।
शाली मुद्गाः समाख्याता गोधुमाश्च क्रमेण तु ॥ ८३ ॥

જવ, વ્રીહિ, કાંગ, જુવાર, તલ, ડાંગર, મગ અને ઘઉં એ આઠ ધાન્ય પૂર્વાદિ દિશાના સૃષ્ટિક્રમે રાખવાં. ૮૩.

## आचार्य शिल्पि सन्मान

यद्देवा भरणं पूजा वस्त्रालङ्कार भूषणम् ।
तत्सर्वं शिल्पिने देयुचार्याय तु याज्ञिकम् ॥ ८४ ॥

દેવ સંસ્કારને માટે જે વસ્ત્ર અને અલંકાર આદિ આભૂષણ હોય તે બધાં શિલ્પીઓને ભેટ કરવા અને યજ્ઞ સંબંધી બધી વસ્તુઓ આચાર્યને ભેટ કરવી. ૮૪.

ततो महोत्सवं कुर्यान्नृत्यगीतैरनेकशः ।
नैवेद्यारार्त्रिकं पूजा–मङ्गन्यासादिकं तथा ॥ ८५ ॥

પછી અનેક પ્રકારે નાચ અને ગીત પૂર્વક મહોત્સવ કરવો. નૈવેદ્ય ચઢાવવું. આરતી કરવી અને અંગન્યાસ (મુદ્રા) આદિ કરવો. ૮૫.

क्षीरं क्षौद्रं खण्डं पक्वान्नादि बहून्यपि ।
षड्रसस्वादुभक्ष्याणि समन्तात्परिकल्पयेत् ॥ ८६ ॥

દૂધ, મધ, ઘી, ખાંડ, અનેક જાતની મીઠાઈ, ષડ્‌રસ સ્વાદવાળા ભોજન પદાર્થ એ ચારે તરફ સન્માનપૂર્વક, દેવની આગળ ધરવા જોઈએ. ૮૬.

विप्राणां सम्प्रदायच्च वेदमन्त्रै स्तथागमैः ।
सकली करणं जीवन्यासं कृत्वाप्रतिष्टयेत् ॥ ८७ ॥

પછી બ્રાહ્મણ પોતાના સંપ્રદાય અનુસાર વેદમંત્રો વડે અને આગમ મંત્રો વડે સકલીકરણ કરે અને દેવમાં જીવન્યાસ ( પ્રાણ પ્રતિષ્ઠા ) કરીને પછી પ્રતિષ્ઠા કરે. ૮૭.

## प्रासाद देवन्यास

प्रासादे देवतान्यासं स्थावरेषु पृथक्पृथक् ।
खर शिलायां वाराहं पौल्यां नागकुलानि च ॥ ८८ ॥

प्रकुम्भे जलदेवांश्च पुष्पके किंसुरां स्तथा ।
नन्दिनी जाड्यकुम्भे च कर्णाभ्यां स्थापयेद्धरिम् ॥ ८९ ॥

गणेशं गजपीठे स्या–दश्वपीठे तथाश्विनौ ।
नरपीठे नरांश्चैव क्षमा च खुरके जयेत् ॥ ९० ॥

भद्रे सन्ध्यात्रयं कुम्भे पार्वती कलशे स्थितम् ।
कपोताल्यां च गान्धर्वान् मञ्ची कार्या सरस्वतीम् ॥ ९१ ॥

जङ्घायां च दिशापाला निद्रमुद्गमे संस्थितम् ।
सावित्रां भरणीदेशे शिरावट्यां च देविकाम् ॥ ९२ ॥

विद्याधरान् कपोताल्या–मन्तराले सुरां स्तथा ।
पर्जन्यं कूटच्छाद्ये च ततो मध्ये प्रतिष्ठयेत् ॥ ९३ ॥

शशयोश्चन्द्र सूर्यौ च त्रिमूर्तिश्चोत्तरङ्गके ।
उदुम्बरे स्थितं यक्ष–मश्विनावर्धचन्द्रके ॥ ९४ ॥

कौलिकायां धराधारं क्षितिं चोत्तानपट्टके ।
स्तम्भेषु पर्वतांश्चैव—माकाशं च करोटके ॥ ९५ ॥

मध्ये प्रतिष्टयेद देवं मकरे जाह्नवी तथा ।
शिखरस्योरुशृङ्गेषु पञ्च पञ्च प्रतिष्ठयेत् ॥ ९६ ॥

ब्रह्मा विष्णुस्तथा सूर्य इश्वरश्च सदाशिवः ।
शिखरे चेश्वरं देवं शिखायां तु सुराधिपम् ॥ ९७ ॥

ग्रीवायामम्बरं देव—मण्डके च निशाकरम् ।
पद्माक्षं पद्मपत्रे च कलशे च सदाशिवम् ॥ ९८ ॥

सद्योवामस्तथाघोर—स्तत्पुरुष ईश एव च ।
कर्णादि भद्र पर्यन्तं पञ्चाङ्ग तान प्रतिष्ठयेत् ॥ ९९ ॥

પ્રાસાદના થરોમાં તેના અંગોપાંગોમાં જુદા જુદા દેવોનો ન્યાસ કરીને પૂજા કરવી, ખરશિલામાં વારાહ દેવ અને ભીટમાં નાગદેવોનો ન્યાસ કરી પુજા કરવી.

કુંભાના થરોમાં જલદેવ, પુષ્પકંઠમાં કિન્નરદેવ, જાડ્ય કુંભમાં નંદીદેવ અને કર્ણિકામાં હરિદેવનો ન્યાસ કરી પૂજા કરવી, ગજપીઠમાં ગણેશ, અશ્વપીઠમાં અશ્વાન-કુમાર, નરપીઠમાં નરદેવ, ખુરામાં પૃથ્વીદેવી ત્રણે ભદ્રોમાં કુંભોમાં ત્રણ સંધ્યાદેવી. કલશાના થરમાં પાર્વતી, કેવાળમાં ગાંધર્વ દેવ, મંચીમાં સરસ્વતી, જંઘામાં દિક્‌પાલ દોઢીયામાં ઇંદ્રિ, ભરણીમાં સાવિત્રી, શિરાવટીમાં ભારાધર, કેવાળમાં વિદ્યાધર, અંતર-પત્રમાં કિન્નર, છજામાં પર્જન્ય, દ્વાર શાખમાં ચંદ્ર, સૂર્ય, ઓતરંગમાં ત્રિમૂર્તિ (બ્રહ્મા, વિષ્ણુ અને શિવ), ઉદંબરમાં યક્ષ, અર્ધ ચંદ્રમાં અશ્વિનિ કુમાર, કોલીમાં ધરાધર, પાટમાં ક્ષિતિ દેવ, સ્તંભોમાં પર્વતદેવ અને ઘુમટમાં આકાશદેવ, ગર્ભગૃહમાં સ્વદેહ જે મૂલનાયક હોય તે, પ્રનાલમાં ગંગાજી, શિખરના ઉરૂશૃંગમાં બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, ઈશ્વર, સદાશીવએ પાંચ દેવો જાણવા. શિખરમાં ઈશ્વર, શિખામાં ઇંદ્રિ, શિખરની ગ્રીવામાં અંબરદેવ, આલમસારમાં નિશાકર, પદ્મપત્રમાં પદ્માક્ષદેવ અને કલશમા સદાશિવ.

સદ્ય, વામન, અઘોર, તત્પુરૂષ અને ઈશ એ પાંચ દેવો રેખાથી ભદ્ર સુધીના અંગોમાં ( કોણ, પઢરો, રથ, ઉપરથ, નંદિ ) આ પ્રમાણે પ્રાસાદના દરેક અંગોમાં ન્યાસ કરી દેવોની પૂજા કરવી. ૮૮ થી ૯૯.

## प्रतिष्ठितदेव प्रथम दर्शन

प्रथमं देवता दृष्टे—दर्शयेदन्तर्धाहितम् ।
विप्र कुमारिकां वास्तु ततो लोकान् प्रदर्शयेत् ॥ १०० ॥

પ્રતિષ્ઠાના દિવસે દેવાલય બંધ થયા પછી પ્રાતઃકાલ ઉઘાડવાના સમયે દેવનુ પ્રથમ દર્શન બ્રાહ્મણ કુમારી કરે, પછી બીજા લોકો કરે. ૧૦૦.

## सूत्रधार पूजन

इत्यनन्तरतः कुर्यात् सूत्रधारस्य पूजनम् ।
भूवित्तवस्त्रलङ्कारै—र्गो महिष्यश्व वाहनै ॥ १०१ ॥
अन्येषा शिल्पिनां पूजा कर्त्तव्या कर्म कारिणाम् ।
स्वाधिकारानुसारेण वस्त्रातामबुल भोजनैः ॥ १०२ ॥

વિધિ પૂર્વક દેવ પ્રતિષ્ઠા થયા પછી ભૂમિ, ધન, વસ્ત્ર અને અલંકાર તથા ગાય, ભેંસ, ઘોડા આદિ વાહનો વડે સૂત્રધારને સન્માનવા તથા કામ કરનાર બીજાને પણ યોગ્યતા પૂર્વક વસ્ત્ર ભોજનાદિ સન્માન પૂર્વક આપી પૂજા કરવી. ૧૦૧,૧૦૨.

## देवालय निर्माण फल

काष्ठ पाषाण निर्माण—कारिणो यत्र मन्दिरे ।
भुञ्जतेऽसौ तत्र सौख्यं शंकर त्रिदशैःसह ॥ १०३ ॥

કાષ્ઠ તથા પાષાણુ આદિના પ્રાસાદ જે મનુષ્ય કરાવે છે તે દેવલોકમાં મહાદેવ તથા અન્ય દેવોની સાથે સુખ ભોગવે છે. ૧૦૩.

## सूत्रधार आशिर्वचन

पुण्यं प्रासादजं स्वामी प्रार्थयेत् सूत्रधारत ।
सूत्रधारो वदेत् स्वामिन् अक्षयं भवतात् तव ॥ १०४ ॥

દેવાલય કરાવનાર સ્વામી સૂત્રધાર પાસે પ્રાસાદ બંધાવી પુણ્યની પ્રાર્થના કરે ત્યારે સૂત્રધાર આશિર્વાદ આપે કે હે સ્વામિન, દેવાલય બંધાવવાનું તમારૂં પુણ્ય અક્ષય થાવ. ૧૦૪.

## आचार्य पूजन

आचार्य पूजनं कृत्वा वस्त्रस्वर्ण धनैः सह ।
दानंदद्याद् द्विजातिभ्यो दीनन्ध दुर्बलेषु च ॥ १०५ ॥
सर्वेषां धनमाधारः प्राणीनां जीवनं परम् ।
वित्ते दत्ते प्रतुष्यन्ति मनुष्याः पितरः सुराः ॥ १०६ ॥

પ્રતિષ્ઠાનું કાર્ય સમાપ્ત થયા પછી વસ્ત્ર અને સુવર્ણાદિ ધન વડે આચાર્યની પૂજા કરવી, પછી બ્રાહ્મણોને, ગરીબ, અંધ અને દુર્બલને દાન આપવું, કેમકે બધા પ્રાણીઓનો આધાર ધન છે. અને વિત્ત એ પ્રાણીઓનું શ્રેષ્ઠ જીવન છે.



આદીનાથ પ્રભુ કેસરિયાજી દેરાસર
[ એન. સી. સોમપુરા. ]





કેસરિયાજી પ્રાસાદ સાઇડ દર્શન–પાલીતાણા.
[ એન. સી. સોમપુરા. ]



ભરત પ્રિન્ટરી પાલીતાણા.



ચેમ્પુર જૈન દેરાસર દેવાંગના [ એન. સી. સોમપુરા. ]



ભરત પ્રિન્ટરી પાલીતાણા.

તેથી ધન આપવાથી મનુષ્ય, પિતૃદેવ અને બીજા દેવો એ બધા સંતુષ્ટ થાય છે. ૧૦૫–૧૦૬

## जिनदेव प्रतिष्ठा

प्रतिष्ठा वीतरागस्य जिनशाशनमार्गतः ।
नवकारैः सूरिमन्त्रैश्च सिद्ध केवलि भाषितैः ॥ १०७ ॥

વીતરાગ દેવની પ્રતિષ્ઠા જૈન શાસનમાં બતાવેલ વિધિ પ્રમાણે, સિદ્ધ થયેલા કેવલજ્ઞાનિઓએ કહેલ નવકારમંત્ર અને સૂરિમંત્રોના ઉચ્ચારણપૂર્વક કરવી જોઈએ.

ग्रहाः सर्वज्ञदेवस्य पादपीटे प्रतिष्ठिताः ।
येनानन्तवि भेदेन् मूक्तिमार्गे उदाह्यताः ॥ १०८ ॥

સર્વજ્ઞ દેવના પબાસનમાં નવગ્રહની સ્થાપના કરવી, જે જિનદેવ અનંતભેદ વડે મુક્તિ માર્ગના અનુગામી કહેલા છે. ૧૦૮.

जिनानां मातरोयक्षा यक्षिण्यो गौतमादयः ।
सिद्धाः कालत्रये जाताश्चतुर्विंशति मूर्त्तयः ॥ १०९ ॥

જિનદેવની માતાઓ તથા તેના શાસનદેવ યક્ષ અને યક્ષિણીઓ તથા ગૌતમ આદિ ગણધરની મૂર્તિઓ, ભૂત–ભવિષ્ય અને વર્તમાનકાલમાં સિદ્ધ થવાવાળા ચોવીશ. ચોવીશ જિનદેવોની મૂર્ત્તિઓ સ્થાપવામાં આવે છે. ૧૦૯.

इति स्थाप्या जिनावासे त्रिप्राकारं गृहंतथा ।
संवर्ण शिखरं मन्दारकं त्वष्टापदा दिकम् ॥ ११० ॥

ઉપર જે મૂર્તિઓ કહી છે તે જિનાલયમાં સ્થાપન કરવી, તે જિનાલય સમવસરણ, અષ્ટાપદવાળા, સંવરણા, શિખર અને ઘુમ્મટવાળા થાય છે. ૧૧૦.

प्रासादो वीतरागस्य पुरमध्ये सुखावह ।
नृणां कल्याणकारीस्या चतुर्दिक्षु प्रकल्पयेत् ॥ १११ ॥

વીતરાગ દેવના પ્રાસાદો નગરમાં હોય તો સુખકારક છે. અને મનુષ્યોને કલ્યાણ કારી છે. અને પ્રાસાદો ચારે દિશાએ સ્થાપવા. ૧૧૧.



# વાસ્તુ સ્થિત દેવોના વર્ણ, વાહન અને આયુધો

| નં. | દેવોના નામ | વર્ણ | વાહન | આયુધો | |
|---|---|---|---|---|---|
| ૧ | શિખી | ધવલવર્ણ | વૃષવાહન | વર | ત્રિશૂલ |
| ૨ | પર્જન્ય | શ્વેતવર્ણ | મકર રથ | પાશ | વર |
| ૩ | જયન્ત | ગૌરવર્ણ | મુદ્રિકા કંકણ સર્વાભરણ ભૂષિતા કમલ વાહન | વર | અભય |
| ૪ | ઈન્દ્ર | પિત્તવર્ણ | ઐરાવત | વજ્ર | અક્ષસૂત્ર |
| ૫ | સૂર્ય | રક્તવર્ણ | સપ્તઅશ્વરથ | કમલ | કમલ |
| ૬ | સત્ય | ધઉં વર્ણ | કમલ | પદ્મ | વરદ |
| ૭ | ભૃશ (કામ) | ગૌરવર્ણ | પુષ્પ વિમાન | બાણ | ધનુષ્ય(પુષ્પના) |
| ૮ | આકાશ | નીલવર્ણ | સ્વસ્તિક | શંખ | ચક્ર |
| ૯ | વાયુ | શ્વેત | મૃગ | અંકુશ | ધ્વજદંડ |
| ૧૦ | પુષા | રક્ત | ગજાસન | કમલ | કમંડલ |
| ૧૧ | વિતથ | કૃષ્ણવર્ણ | મૃતાસન | માંસપાત્ર | રક્તપાત્ર |
| ૧૨ | ગૃહક્ષત (બુધ) | ગુલાબી | સિંહ | ગદા વર | અસિ ઢાલ |
| ૧૩ | યમ | રક્તવર્ણ | મહિષ | દંડ | પાશ |
| ૧૪ | ગંધર્વ | ગૌરવર્ણ | મયૂર | વિણા | કમંડલ |
| ૧૫ | ભૃંગરાજ | રક્તવર્ણ | શ્વાન | ખડગ | ઢાલ |
| ૧૬ | મૃગ | કૃષ્ણવર્ણ | મૃગ | વરદ | અભય |

| નં. | દેવોના નામ | વર્ણ | વાહન | આયુધો | |
|---|---|---|---|---|---|
| ૧૭ | પિતૃ | પિંગલવર્ણ | કુશવાહન | દર્ભ | કમંડલ |
| ૧૮ | દૌવારિકા (નન્દિ) | હરિવર્ણ | પાદુકારૂઢ | વેનમુદ્રા | મુદ્રા |
| ૧૯ | સુગ્રીવ | હેમવર્ણ | પદ્માસન | પર્વત | વૃક્ષ |
| ૨૦ | પુષ્પદંત | રક્તવર્ણ | પક્ષીવાહન | સર્પ ઔષધી | સર્પ પુષ્પ |
| | | | ચાર ભુજા લંબોદર મહાકાય ગજમુખ સિદ્ધિ બુદ્ધિ યુક્ત | | |
| ૨૧ | વરૂણ | ગુલાબી | મકરરથ | શંખ | પાશ |
| ૨૨ | અસુર | રક્તવર્ણ કરાલવદન | સિંહ | શક્તિ | શૂલ |
| ૨૩ | નાગરાજ (શેષ) | કૃષ્ણવર્ણ સહસ્રફણા | મહાબલ પક્ષી | વર ચાપ | શૂલ અમૃત |
| ૨૪ | પાપક્ષમા | ધૂમ્રવર્ણ | કપોત | ગદા | વરદ |
| ૨૫ | રોગ | રક્તવર્ણ | ભસ્મવિભૂષિત | ત્રણ પગ, દંડ | ત્રણશિર, દંડ |
| ૨૬ | નાગેન્દ્ર (વાસુકિ) | કૃષ્ણવર્ણ | કમલ મણિધર | અક્ષસૂત્ર | કુંડી |
| ૨૭ | મુખ્ય | શ્વેતવર્ણ | જટાધર અશ્વ | ત્રિશૂલ | પટ્ટી |
| ૨૮ | ભલ્લાટ | કૃષ્ણવર્ણ | અશ્વ | ધનુષ્ય અસિ | ડમરૂં વર બાણ મુદ્રા ગદા ઢાલ |
| ૨૯ | સોમ (કુબેર) | ગૌરવર્ણ | મહોદર નરવિમાન | વરદ | ગદા |
| ૩૦ | નાગ | રક્તવર્ણ | ફણિમણિ કમલ | અમૃતપાત્ર કુંભ | ચક્ર માલા |
| ૩૧ | અદીતિ | ગૌરાંગ | સર્વાભરણ ભૂષિતા દેવમાતા | પદ્મ | પદ્મ |
| ૩૨ | દીતિ | શ્યામવર્ણ | વૃષ, દૈત્ય માતરમ્ | શૂલ | પટ્ટી |

| નં. | દેવોના નામ | વર્ણ | વાહન | આયુધો | |
|---|---|---|---|---|---|
| ૩૩ | આપ | નીલવર્ણ | કમલ પિત્તવસ્ત્રધર મધ્યમાલા | અક્ષસૂત્ર પાશ | કમલ પાત્ર |
| ૩૪ | સાવિત્ર | ગૌરવર્ણ | પદ્માસન | વેદ | પાઠ |
| ૩૫ | જય | પિત્તવર્ણ | ગજારૂઢ | વજ્ર | વજ્ર |
| ૩૬ | રૂદ્ર | શ્વેતવર્ણ | વૃષભ જટા ગંગાધર ઉમા વામભાગે | વરદ | અભય |
| ૩૭ | અર્યમન | પિત્તવર્ણ | રથવાહન | પદ્મમાલા | ખટવાંગ |
| ૩૮ | સવિતા | રક્તવર્ણ કેયુરકુંડલ | સપ્તઅશ્વરથ | કમલ | કમલ |
| ૩૯ | વિવસ્વતઃ | હેમવર્ણ | કમલ | ચક્ર | પદ્મ |
| ૪૦ | વિબુધા | પિત્તવર્ણ | ગજવાહન | વજ્ર | કમલ |
| ૪૧ | મિત્રાય | શ્યામ ઉર્ધ્વભાગે શ્વેત નીચે | સિંહ | હળ ધ્વજ | કમલ વજ્ર |
| ૪૨ | રાજ્યક્ષ્માણુરૂદ્રદેવ | નીલવર્ણ | શબ | વરદ | શક્તિ |
| ૪૩ | પૃથ્વીધર | નીલવર્ણ સહસ્ત્રફણા | કમલ | શંખ અક્ષસૂત્ર | ચક્ર અમૃતકુંભ |
| ૪૪ | આપવત્સ | ગૌરવર્ણ | સિંહ | વર | પાશ |
| ૪૫ | બ્રહ્મા | શ્વેતવર્ણ | હંસ | વેદ | અક્ષસૂત્ર |
| | | ચતુર્મુખ ચતુર્બાહુ ચતુર્વેદયુક્ત | | શરવો | કમંડલ |



# બહારના દેવો

| નં. | દેવોના નામો | વર્ણ | વાહન | આયુધો | |
|---|---|---|---|---|---|
| ૪૬ | ૧ ચરકી | રક્તવર્ણ | ધુમ્રવર્ણવસ્ત્ર | અંકુશ | ડમરૂં |
| | | | રાક્ષસી ગણસંયુક્ત | શંખ | કુંડી |
| ૪૭ | ૨ વિદારીકા | રક્તવર્ણ | ધુમ્રવર્ણવસ્ત્ર ,, | ચાપ | બાણ |
| | | | | વરદ | વર |
| ૪૮ | ૩ પુતના | રક્તવર્ણ | ,, ,, | ચાપ | બાણ |
| | | | | વરદ | વર |
| ૪૯ | ૪ પાપા | રક્તવર્ણ | ,, ,, | ચાપ | બાણ |
| | | | | વરદ | વર |
| ૫૦ | ૫ સ્કંધાય | | મયુર | શકિત | ખડગ |
| ૫૧ | ૬ અર્યમણ | | મહિષ | દંડ | ખડગ |
| ૫૨ | ૭ જૃંભક | | મહિષ | વર | ખડગ |
| ૫૩ | ૮ પિલ્લિપિચ્છમ | | મહિષ | બાણ | ધનુષ |

# ક્ષેત્રપાલ

૧ હેતુક, ૨ ત્રિપુરન્ધ, ૩ શક્તિ, ૪ યમજિહ્વ, ૫ કાલ, ૬ કરાલ, ૭ એકાંધ્રિ, ૮ ભીમ. આ આઠે ક્ષેત્રપાલ પૂર્વક્રમથી પૂજવા.

# પૂજન દ્રવ્યાદિ

## સ્થાપન

| ગણપતિ સ્થાપન | દિક્પાલ સ્થાપન | વાસ્તુદેવ સ્થાપન |
|---|---|---|
| રાતું વસ્ત્ર | લીલું વસ્ત્ર | પીળું રેશમીવસ્ત્ર |
| ઘઉં | ચોખા | ચોખા |
| કલશ | કલશ | કલશ તાંબાનો |
| તરભાણી | તરભાણી | તરભાણી તાંબાની |

**ગણુપતિની મૂર્તિ**- આહ્વાહન વાસ્તુદેવની સુવર્ણ મૂર્તિ સ્થાપન.

**વાસ્તુ સ્થાપન**-ચાંદીના અષ્ટસૂત્રાદિ, ૧ ગજ, ૨ ઓલંબો, ૩ ટાંકણું, ૪ હથોડી, ૫ સૂત્રતાર, ૬ કાટખુણો, ૭ કંમ્પાસ, ૮ તગારૂ.

**ખનન માટે**-ત્રીકમ પાવડો, શિલાન્યાસ માટે ચાદીનું ચુનાલોઢું, ત્રણે સ્થાપનમાં ધોતીયાં નંગ ૩.

**પંચરત્નની પોટલી**-અબીલ, ગુલાલ, કંકુ, હળદર, સરસવ, અક્ષત, ધૂપ, દીપ, કપુર, કેસર, અક્ષકર્દમ, સોનાના વરખ, સુખડનું તેલ, અત્તર, ધરો, દર્ભ, કોડી.

**સપ્તધાન**-ઘઉં, જુઆર, ચોળા, અડદ, મગ, ચણા, જવ.
મીંઢળ, મરડાશીંગી, શ્રીફળ, નાડાસડી, સાકર, સોપારી.

**પંચરત્ન**-૧ હીરા, ૨ માણેક, ૩ મોતી, ૪ લીલમ, ૫ પ્રવાલ.

**પંચગવ્ય**-૧ દૂધ, ૨ દહીં, ૩ ઘી, ૪ મૂત્ર, ૫ છાણુ.

**પંચામૃત**-૧ ગાયનું દૂધ, ૨ દહીં, ૩ ઘી, ૪ સાકર, ૫ મધ.

**ગ્રીવાસૂત્ર**-૧ મીંઢળ, ૨ મરડાશીંગી, ૩ ધરો, ૪ દાભ ૫ નાડાસડી.

**પંચમુદ્રા**-૧ આવાહની ૨ સ્થાપની ૩ સન્નિધાપની ૪ સંબોધની ૫ સંમુખીકરણી.

**પંચપુષ્પ**-૧ ચંપો, ૨ આંબો, ૩ શમી, ૪ કમલ, ૫ કરેણુ.

**પંચલોહ**-૧ સોનુ, ૨ રૂપું, ૩ ત્રાંબુ, ૪ કલઈ, ૫ ગજવેલ.

**ફલનૈવેદ્ય**-મીઠાઈ ફળ ફળાદિ ઋતુને અનુસાર.

**મુખવાસ**-નાગરવેલના પાન, એલચી, તજ, લવીંગ, જાવંત્રી.

**સુકોમેવો**-કાજુ, દ્રાક્ષ, અંજીર, બદામ, અખરોડ, કમરકાંકરી.

**ફળો**-દાડમ, કેરી, પપૈયા, મુસંબી, સંતરા, જામફળ.

**મીઠાઇ**-પેંડા, બરફી, મગજ, મેસુબ, ઘેવર, ખાજા, ખાજલી.

વાસ્તુપૂજન ગૃહાદિ કાર્યમાં ૮૧ પદનો, પ્રાસાદિ કાર્યમાં ૬૪ પદનો, જીર્ણોદ્ધારાદિ કાર્યમાં ૪૯ પદનો વાસ્તુ પૂજવો. આ સિવાય સહસ્રપદ સુધી વાસ્તુ પૂજી શકાય છે.

દરેક ચીજો વાસ્તુ જે પદનો પૂજો તે મુજબ લાવવી. પદ ખાલી ન રહેવું જોઈએ. દ્રવ્યાદિ પણ તે મુજબ મૂકવા. બ્રહ્મપદમાં વિશેષ દ્રવ્ય મૂકવું.

નવગ્રહાદિ ગણુપતિના સ્થાપનમાં પૂજવા અથવા અલગ સ્થાપન કરી પણ પૂજાય.
જૈનમાં નવગ્રહાદિ દિક્પાલાદિ અને અષ્ટમંગલ અલગ અલગ પાટલાઓમાં પૂજાય છે.

# શિલાન્યાસ

| | દિશા | ચિહ્ન | વસ્ત્ર |
|---|---|---|---|
| ૧ | પૂર્વ | વજ્ર | પીળું |
| ૨ | અગ્નિ | અસી | રાતું |
| ૩ | દક્ષિણ | દંડ | કાળું |
| ૪ | નૈરૃત્ય | ખડગ | વાદળી |
| ૫ | પશ્ચિમ | પાશ | ગુલાબી |
| ૬ | વાયવ્ય | અંકુશ | સફેદ |
| ૭ | ઉત્તર | ગદા | લીલું |
| ૮ | ઈશાન | ત્રિશૂલ | ધોળું |
| ૯ | મધ્યે | કૂર્મશિલા | પીળું |

આ નવે શિલાના વસ્ત્રો, આયુધો અને દિશા જાણવી.

શિલા નીચે ત્રાંબાના નવ નિધિ કુંભો, ત્રાંબાના કોડીયાના સંપૂટ સાથે મૂકવા. કલશમાં સપ્તધાન, પંચરત્ન, ઘૃત, કોડી, ચણોઠી, પારદ, રૌપ્યભસ્મ, ધરો, દાભ, પધરાવવા. સંપૂટમાં પણ સપ્તધાન, ધરો, દાભ, પંચ નદીના પાણી સેવાળ, કલશના ગળે ગ્રીવાસૂત્ર બાંધવું કલશ સંપૂટ પધરાવી શિલાન્યાસ અગ્નિ આદિ દિશાથી સવ્ય દિશાએ કરવો. શિલા ઉપર શિલાના રૂપના અંગ ન દબાય તે રીતે સંપૂટ મૂકવા. મૂળશિલા ઉપર સંપૂટને બે અંગુલ કાણું પાડવું તેની ઉપર નાભિનો પાઈપ ઉભો કરવો જે પ્રતિમાજીની ગાદી સુધી લઈ જવો.

# દ્વાર સ્થાપન મુહૂર્ત

પંચરત્નની પોટલી, વાસ્તુપૂજન માટે ઉપર મુજબ વસ્તુ લેવી. ઉતરંગ ઉપર લીલું રેશમી કપડું બાંધવું તથા ગજકર્ણ, કપડામાં હનુમાનજીની મળી, ત્રણ શેરીની ધૂળ બાંધવી. ગ્રીવા સૂત્રમાં દાંતની વીંટી, લોહની વીંટી અને લીંબુ બાંધવું. ઉદંબર ઉપર પદ પિત્તળનું થાળી ચોખા ભરેલી વાટકી ઘૃત ભરેલી અને લોટો મગ ભરેલ મૂકવો. ઉતરંગ ઉપર પાઘડી અથવા ધોતીયુ મૂકવું.

ગજ પૂજન કરાવવું. ચાંદી અથવા કાષ્ઠના ગજનું પૂજન કરવું. ગજ ઉપર ૧૧। રૂા. મૂકવા. દ્વારને આંબા અથવા આશોપાલવના તોરણ બાંધવા. દિક્પાલને બલી, આચાર્ય અને કાર્યરતને યથાયોગ્ય કપડા, દ્રવ્ય આપવા.

# આમલસારા મુહૂર્ત

ત્રાંબાના કલશમાં ઘી ભરી ત્રાંબાના પતરાથી ઢાંકી રેણ કરાવવું. પ્રાસાદના પ્રમાણની પ્રાસાદ પુરુષની સોનાની મૂર્તિ, ચાંદીનો પલંગ, ગાદલું, ઓસાડ, શાલ, ઓશીકું, પ્રાસાદ પુરુષની મૂર્તિના માપે કરવું. તે કલશ તથા મૂર્તિ પલંગમાં સુવડાવી પધરાવવી. આમલસારમાં આમલસારને રેશમી પાઘડી વીંટવી વાસ્તુપૂજન કરવું. દિક્પાલને બલી આપવા.

# દરેક પૂજનમાં જોઇતી સામગ્રી

બાજોઠ ( મોટા પાટલા ) ૩ સ્થાપન માટે, દીપ પૂજનની સામગ્રી રાખવા તથા બેસવા માટેના પાટલા નંગ ૧૦, પાણીનો ઘડો, નાળચાવાળા લોટા નંગ ૫, તરભાણી પંચપાત્ર, આચમની, દીપ ફાનસ, આરતી, ધૂપ, કપુર, ફળ ફુલ, નૈવેદ્ય, તગારા, પાવડા, ચુનાલોઢું, સીમેન્ટ, રેતી, પાણીના મોટા પીપ, બાલટી, મંગલિક ગીત ગાનારા બ્હેનો, નોબત આદિ મંગલ વાજીંત્ર.

इति श्रीविश्वकर्मा वास्तुकला चिन्तन हरविद्या गुणकीर्तिप्रकाश 'शिल्प स्मृति वास्तु विद्यायाम् ( उत्तरार्ध ) ' शिल्पाचार्य नंदलाल चुनीलाल सद्गृहिते प्रतिष्ठाविधान नाम्नो चतुर्दशमोऽध्यायः संपूर्ण ॥



समाप्त